Circulation 5000 Copies.

# ભાગ્યોદય

[પુસ્તક ૭ મું.] [માર્ચ સને ૧૯૧૯] [અંક ૧ લો




| હિંદુસ્તાન માટે વાર્ષિક લવાજમ ૨-૦-૦ | (સમાલોચકમાંથી) ઈશોપાસના<br>તંત્રી અને પ્રકાશક જેઠાલાલ દેવશંકર દવે.<br>માલીક ભાગ્યોદય પ્રેસ—અમદાવાદ | પરદેશ માટે લવાજમ રૂ. ૪ |
|---|---|---|

૧૯૮૯

પુસ્તક ૭ મું.

# ભાગ્યોદય

માર્ચ સને ૧૯૧૯

અંક ૧ લો

## हरि गुरुनुं अधिक स्मरण करवा मनने प्रबोध.

( અનુપમ ભેટ આપીશ આળા, એ લય. )

હરિ ગુરૂ એક ભજ મન માગ, સિદ્ધાર્થ થશે સઉ તારા; હરિ૦

સુખ આશ વિધવિધ ધારીને, તું વિષયમાં વહી જાય છે,
આનંદ લહેવા તું નિરંતર, બહિર્મુખ થઇ ધાય છે,
તું શાંતિ શાંતિ પુકારતું શાંત્યર્થ કંહી અથડાય છે,
હરિ ભજન વિણ પણ અન્ય કોઇ ઉપાયથી ન પમાય છે. સિ૦

ઘટ કેરી ઝીણી ફાટમાંથી જેમ જળ ટપકી જતું,
આયુષ્ય તેમ વહે, ઘડી પછી તે થશે હતું ના હતું,
મહોડુ વિકાસીશ તે વખત પણ કામમાં ના આવતું
કર્યું જો હશે હરિ સ્મરણ તો તે તે વખત સુખ લાવતું સિ૦

છે આણ ત્યા લગી પ્રાણનાથ જરૂર તુજને ભેટશે,
ત્યાજી બહિર્મુખતા તણી જો સમજી સઘ સમેટશે,
છોડી બીજું ચિંતન હરિ સ્મરશે, તું ભાવથી લેટશે;
તો જાણ તુજ સ્વામિ તને નિશ્ચય હૃદય શું લપેટશે સિ૦

ડરકું બની શીદ જાય છે, શીદને વૃથા ગભરાય છે,
શિર છે સમર્થ શ્રીસદ્‌ગુરૂ, તે આમ શું ભૂલી જાય છે;
તારક નથી દૂર, તારનારૂં, નાવડું તૈયાર છે,
તું બેસ એટલી વાર છે, પછી પાર-બેડો પાર છે સિ૦

श्री. उ.

પૂર્વજન્મના સતત અનુભવના સંસ્કારની અનુવૃત્તિમાં રહેલું છે તેને અંકુરિત કરવામાં નથી વિદ્યા સંપાદન કરવામાં જેવો શ્રમ પડે છે તેવો શ્રમ પડતો નથી. આથી દેહદૃષ્ટિ અથવા દેહભાન આપણને નિસર્ગત પ્રાપ્ત થયેલું માનવામાં આવે છે, દેહમાં મર્યાદા પામેલું આપણું આત્મસ્વરૂપ નવરાત્રિના ઘટમાં મૂકેલા દીવાના જેવું છે દીપક સ્વત અંતર પ્રકાશે છે, પણ તેનો પ્રકાશ ઘટ જેવડો જ થઈ રહે છે આપણો શિશુભાવ ખીલતો ચાલે છે, આપણે કિશોરાવસ્થાને પ્રાપ્ત થઈએ છીએ માતપિતા અને કુટુમ્બીજનો ઉપરાંત અધિક જનોના સંગમાં આપણો દેહ આવે છે ગુરુજનોનો અને સહાધ્યાયીઓનો સંગ થાય છે, અને આપણાં આ દેહદીપકનાં કિરણો, નવરાત્રિના ઘટના છિદ્રમાંથી નીકળતા દીપકના પ્રકાશની પેઠે, આપણાં જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોદ્વારા બહાર આવે છે અને આપણે આ દશ દ્વારથી જાણ્યે અજાણ્યે નવરાત્રિનો ઉત્સવ સાધી દશમી રાત્રિએ આ સંસારમાં જાણે વિજય કરવા સારુ મનરૂપ ઘોડાઉપર ચઢી પ્રયાણ કરીએ છીએ. દેહમય થયેલી અલ્પદૃષ્ટિ કંઈક વિશાલ બની ઇન્દ્રિયાનુસારી બને છે. ઇન્દ્રિયદ્વારા જે અનુભવાય તે અસત્યના અંશો પેઠા હોય તેનો વિવેક કરી શકતા નથી. ગુરુજનો કહે તે સાચું નેત્રવડે જોઈએ તે તેવુંજ છે એવા અનુભવને શરણ થઈ આપણે ઇન્દ્રિયાધિન જીવન ગાળતા થઈએ છીએ સાચું છે એમ માનીએ છીએ

આપણી ઇન્દ્રિયાધીન અલ્પદૃષ્ટિનું નિયંત્રણ બે બાજુથી થાય છે ઇન્દ્રિયજન્ય જ્ઞાનને સત્ય માની દેહાદિ સંઘાતને ઇષ્ટપ્રાપ્તિમાં પ્રવર્તાવનાર અને અનિષ્ટનિવૃત્તિ અર્થે તે સંઘાતને નિષ્ક્રિય રાખનાર જે અધ્યાત્મબલ છે તેને પ્રાણતત્ત્વ કહે છે. તે તત્ત્વ પોતાની પાંચ પ્રકારની વૃત્તિવડે દેહાદિ સંઘાતની ચેષ્ટાનું નિયંત્રણ કરે છે જ્યારે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો નિયત વિષયમાં દૃષ્ટિને મર્યાદિત બનાવે છે, ત્યારે પ્રાણતત્ત્વ તે તે ઇન્દ્રિયોના વિશેષ વેગને સામાન્ય બલથી જીવન આપે છે નેત્રવૃત્તિ જ્યારે અધ્યાત્મદૃષ્ટિને રૂપમાં મર્યાદિત બનાવે છે, શ્રોત્રવૃત્તિ જ્યારે તે દ્રષ્ટિને શબ્દમાં મર્યાદિત બનાવે છે ત્યારે પ્રાણવૃત્તિ તે તે નેત્ર અને શ્રોત્રને સમબળે પ્રેરી એક અભિમાનીમાં તે તે વિશેષવૃત્તિને નિયંત્રિત કરે છે આ સામાન્ય અને વિશેષ બલ અધ્યાત્મમર્યાદામાં સમજવા સારુ આપણે ક્ષિતિજ ઉપર ઉદય પામતા સૂર્યનું ઉદાહરણ લઈશું ક્ષિતિજ ઉપર ઉદય પામતા સૂર્યનો પ્રથમ પ્રકાશ અખંડિત હોય છે અર્થાત્ કિરણાકાર થયેલો હોતો નથી અલ્પ સમય પછી સૌમ્ય પ્રકાશવાળું સૂર્યબિંબ ડહોળાય છે, અને પામી તેમાથી કિરણોની જાલ નીકળે છે હવે સૂર્યબિંબ ઉપર ધારો કે એક નાની વાદળી આવી રહી છે આ વાદળીના પ્રતિબંધક હેતુને લીધે કિરણજાલ સહસ્રધા વહેચાઈ જાય છે, અને જો કે સૂર્યબિંબ ઢંકાઈ જાય છે તોપણ વાદળીની કીનારી ઉપર સહસ્ર કિરણોનું અપૂર્વ સૌંદર્ય પરિમંડલ રચાય છે આ પરિમંડલનું પ્રેરક વાદળીના ગર્ભમાં રહેના સૂર્યનો સામાન્ય બલ છે, અને પરિમંડલનાં કિરણો વસ્તુત તે પ્રકાશને અધીન જ વર્તે છે તે તે કિરણો જુદા જુદા રંગને પ્રકટ કરે છે, પણ દરેક કિરણ તે સામાન્ય પ્રકાશમાં જોડાયેલું હોય છે આ ઉદાહરણને લક્ષમાં રાખી આપણે અધ્યાત્મદૃષ્ટિનું નિરીક્ષણ કરીશું તો સમજાશે કે આપણા અભિમાનીના બિંબમાં પ્રાણ સમબળે વ્યાપક છે તે પ્રાણ તે વિષયરૂપ વાદળી ખડી થતાં ખંડિત થઈ અને તે તે ઇન્દ્રિયરૂપ કિરણો સાથે યુક્ત છે, તે તે ઇન્દ્રિયો નવા નવા સંસ્કારના રંગ રચે છે, પણ તે સઘળા રંગ પ્રાણના પ્રકાશમાં શમે છે આ પ્રમાણે પ્રાણતત્ત્વ આપણા જીવનનું સંચાલક સામાન્યબલ છે, અને ઇન્દ્રિયો વિશેષ બલ છે. વિશેષ બલનું કેન્દ્ર સામાન્ય બલમાં હોય છે, કારણ કે સામાન્ય બલ ખેચી લઈએ તો વિશેષ બલ રહેતું નથી આ કારણથી પ્રાણતત્ત્વને સૂત્રાત્મા કહે છે કેમકે જેમ એક સૂત્ર ઘણી પુતળીઓમાં ગુંથાયેલું ખેચવામાં આવે તો સઘળી પુતળીઓને નચાવે છે તેમ પ્રાણતત્ત્વ સઘળી ઇન્દ્રિયોનું નર્તન કરાવે છે

જ્યારે પ્રાણતત્ત્વ ઇન્દ્રિયોની ચેષ્ટાના સામાન્ય પ્રેરકબલ તરીકે રહે છે, ત્યારે બુદ્ધિતત્ત્વ તે ઇન્દ્રિયોની ચેષ્ટામાં નૂતન સંસ્કારરૂપ રંગ પૂરે છે ઉદાહરણ તરીકે એક રમ્ય ઉપવનમાં આપણે ગયા હોઈએ તો નેત્રવૃત્તિ સુંદર પુષ્પોને જુએ, અને

શ્રોત્રવૃત્તિ પક્ષીઓના ગુંજનરવને સાભળે પરંતુ તે અનુભવમાં રૂપસૌન્દર્ય અને શબ્દમાધુર્ય અનુભવવામા બુદ્ધિને કાર્ય કરવાનું હોય છે, જો બુદ્ધિમા સસ્કાર હોતા નથી, પ્રતિભા અથવા કલ્પનાશક્તિ હોતી નથી તો તે ઉપવનના પુષ્પો અને પાંદરવ કોઈ પણ પ્રકારના ઉમ્ય લાવને પ્રકટ કરી શકતાં નથી.

આ પ્રમાણે દેહ, ઇન્દ્રિયો, મન, પ્રાણ, બુદ્ધિ આદિ નિમિત્તો આપણી નૈસર્ગિક વ્યાપકદ્રષ્ટિને અથવા જ્ઞાનશક્તિને મર્યાદિત બનાવે છે, અને તેવા મર્યાદાવાળા સ્વરૂપમાં આત્મારૂપે અર્થાત્ હું છું—એ પ્રકારના અભિમાનરૂપે જે પ્રતીતિ સ્ફુરે છે તેને જીવ સજ્ઞા આપવામા આવે છે અલ્પ દ્રષ્ટિવાળો જીવભાવ અધ્યાત્મમર્યાદામાં પોતાના સ્વરૂપને સકુચિત અનુભવે છે એટલુંજ નહિ, પણ અધિભૂત મર્યાદામા પણ અલ્પભાવને અનુભવે છે જેમ ઘટસ્થ દીપ છિદ્રોદ્વારા જેટલો પ્રકાશ નાખી બાહ્ય પદાર્થને પ્રકાશિત કરે છે તેમ આ દેહસ્થ દીપ ઉપર કરેલાં છિદ્રોદ્વારા જ્ઞાનપ્રકાશ આપી બાહ્યાર્થને ન્યૂનાધિકરૂપે પ્રકાશિત કરે છે ઘટવિનાનો દીપક જેવો પ્રકાશ આપે છે તેવો ઘટની અંદરનો આપી શકતો નથી તેવા જ રીતે દેહેન્દ્રિયાદિના અભિમાનવાળો આત્મપ્રકાશ દેહેન્દ્રિયાદિ વિનાના આત્મપ્રકાશ જેવો બાહ્યાર્થનો પ્રકાશક હોતો નથી

ત્યારે અલ્પદૃષ્ટિના નિવારણાર્થે આપણું શુ કર્તવ્ય છે તેનો નિર્ણય કરવો કઠીન પડે તેમ નથી. ઘટસ્ફોટ કરવાથી અથવા ઘટબહાર દીપકને સ્થાપવાથી જેમ આપણે બાહ્ય પદાર્થને પ્રકાશ કરવા જેટલું પ્રયોજન સિદ્ધ કરીએ છીએ, તેમ દેહેન્દ્રિયાદિના લયવડે અથવા તેનાથી પૃથક્ પડવાવડે આપણી નૈસર્ગિક વ્યાપક બ્રહ્મદ્રષ્ટિના ઉદય કરી શકાએ એમા આશ્ચર્ય નથી આ તાત્પર્યનો ઉદ્ઘોષ —

अशरीरं वाव सन्तं न प्रियाप्रियें स्पृशत ॥—એ શ્રુતિ કરે છે જેમ ઘટ દીપકનો આવશ્યક અન્વય-નથી, પણ ઉપાધિ છે, તેમ દેહાદિ આત્માના આવશ્યક અશો નથી, પણ ઉપાધિ છે તેથી સ્પષ્ટ જેમ દીપક સ્વયપ્રકાશ અને ઘટથી પૃથક છે તેમ આત્મા પણ સ્વયપ્રકાશ અને દેહાદિથી પૃથક છે આથી આત્માની અશરીરતા સ્વયસિદ્ધ અનુભવનારને પ્રિયતા અને અપ્રિયતા અથવા હર્ષશોક સ્પર્શ કરતા નથી.

જેમ તેલ, દીવેટ ઇત્યાદિ દીપકના આત્મભૂત અંશો છે તેવા દેહાદિ જો આત્માના આવશ્યક અંશો હોય તો સસારનિવૃત્તિ અથવા ક્લેશનિવૃત્તિ કદી સભવે નહિ, પણ આપણો અલ્પ અનુભવ પણ એટલું તો સાબીત કરે છે કે દેહાદિ નિમિત્તોના આપણે પ્રકાશક અથવા જાણનાર હોવાથી તે નિમિત્તો આપણા સ્વરૂપભૂત નથી, પણ ઉપાધિરૂપ છે. ઉપાધિનો વિવેક જ્ઞાનવડે ત્યાગ થઈ શકે છે, વિશેષણનો અર્થાત્ આવશ્યક આત્મભૂત ધર્મનો ત્યાગ થઇ શકતો નથી. જળમા આવેલી ઉષ્ણતાનો ત્યાગ થઈ શકે છે, પણ શૈત્યનો લય થઈ શકતો નથી ઉનું પાણી ક્રમશ શીતલ થતું ચાલે છે, તેમ દેહેન્દ્રિયાદિ અભિમાનવાળુ ચેતન પણ સુષુપ્તિમાં પોતાની નૈસર્ગિક નિરભિમાનતાને પ્રાપ્ત કર્યા જ કરે છે

ત્યારે દેહાદિ ઉપાધિનો લય કર્યા વિના આપણી દ્રષ્ટિ બ્રહ્માકાર અનુભવાય એ શક્ય નથી પ્રશ્ન એ છે કે તે મર્યાદા લાવનાર નિમિત્તોનો લય શી રીતે કરવો કે જેથી અલ્પદૃષ્ટિ બ્રહ્મદૃષ્ટિનું રૂપ ધારણ કરે, અથવા જીવ શિવરૂપ ધારણ કરે ?

આ પ્રશ્નનું ઉત્તર ઉદાહરણદ્વારા આપણે આપીશુ પ્રત્યક્ષ અનુભવાતો અગ્નિ વસ્તુત આપણે વાહક અથવા ધારક દ્રવ્યમા જ અનુભવીએ છીએ વિજ્ઞાન શાસ્ત્રથી આપણે જાણીએ છીએ કે અગ્નિ, વિદ્યુત્ આદિ વ્યતિકરો આકાશદ્રવ્યના અમુક પ્રકારનાં અને વેગવાળા આન્દોલનોથી પ્રકટ થતી અણુસમૂહાત્મક પદાર્થોના સ્થિતિવિશેષો જ છે વળી સામાન્ય જ્ઞાનથી પણ આપણે જાણીએ છીએ કે અગ્નિ સ્વત ગુપ્તધર્મી છે, અને તે લાકડાં કોલસા ઇત્યાદિ પદાર્થોદ્વારા પ્રકટ થાય છે, અને તે દાહ અને પ્રકાશરૂપ ધર્મદ્વારા જણાય છે, અને આપણે તે લાકડાં અથવા કોલસાને સળગતા હોય છે ત્યારે અગ્નિ

શબ્દથી વ્યવહરીએ છીએ જો કે તે પોતે અગ્નિ નથી એમ આપણે અતરથી સમજીએ છીએ

આ પ્રમાણે આપણું આત્મરૂપ તત્ત્વ જે મન, બુદ્ધિ અને પ્રાણથી અગોચર છે તે તે ઉપાધિ દ્વારા અનુભવાય છે આત્મા જેવો નિર્મલતા લાવનાર કોઈ પદાર્થ નથી એટલુંજ નહિ પણ જ્ઞાનનું સ્વયભૂપણુ તેમા નિવાસ કરી રહેલું છે એટલે પરમ પાવક અથવા શોધક અને જ્ઞાનપ્રસારક તત્ત્વ આત્મા છે છતાં તેનુ મલનિવર્તક સામર્થ્ય અને જ્ઞાનપ્રસારક સામર્થ્ય પ્રાણ અને બુદ્ધિદ્વારા પ્રકટ થાય છે આત્મજ્યોતિના સ્વાભાવિક સામર્થ્યથી પ્રાણ અને બુદ્ધિ જ્યારે સળગે છે ત્યારે ચેતનતાનું આપણે ભાન કરીએ છીએ લાકડાં અથવા કોલસાનું આરભનું સળગવુ કષ્ટ આપે છે અને ધુમાદિ વિકારોને પ્રકટ કરે છે, પણ બરાબર મળગ્યા પછી છેવટે નિષ્કપ દેવતારૂપે ઝળકે છે, તેમ પ્રાણબુદ્ધિ પણ આત્મજ્યોતિથી સળગે છે ત્યારે આરભમાં, વિરોધી અથવા ' વૃત્તિરૂપ ધૂમ નીકળે છે, પણ બરાબર પછી પોતે આત્મજ્યોતિરૂપ સ્થિર પ્રકા- ' થઈ રહે છે

જેમ કોલસાના અખંડ સળગવાથી તેનું સ્વરૂપ દેવતામય થઈ રહે છે તેમ પ્રાણબુદ્ધિનુ આત્મજ્યોતિથી વ્યાપ્ત થવુ એ જીવનો શિવભાવ પ્રકટ કરનાર ઉત્તમ સાધન છે આ અખડ સળગવાને અથવા આત્મજ્યોતિના પ્રસારણને શાસ્ત્રમા વૃત્તિવ્યાપ્તિ કહે છે હું અલ્પજ્ઞ જીવ નથી પણ સર્વજ્ઞ બ્રહ્મ છુ એ પ્રકારના તાદાત્મ્યના અનુસધાનવાળી બુદ્ધિની વૃત્તિનો ઉદય થવો, અને તે સાથે પ્રાણતત્ત્વનો સ્તભ થવો—આ ઉભય સમકાલીન વ્યતિકરો અધ્યાત્મમર્યાદામાં પ્રકટ થવાની સાથે જ આત્મજ્યોતિનુ સર્વત્ર પ્રસારણ થઈ જાય છે, એટલે વૃત્તિ અખડ બ્રહ્માકાર બની રહે છે જેમ કોલસાનો દેવતારૂપ આકાર થઈ જાય છે તેમ જીવની બ્રહ્મરૂપ વૃત્તિ જીવત્વને સ્પર્શ કરતી નથી પણ શિવત્વને વળગી તન્મય જણાય છે

ચિત્તની અલ્પવૃત્તિને પૂર્ણવૃત્તિને બનાવવામાં અધ્યાત્મયોગની ચમત્કૃતિ છે ગમે તેટલું જ્ઞાન હોય પણ પૂર્ણવૃત્તિને ઉદય કરવાની કલા હસ્તગત થઈ ન હોય તો વિદ્યામાત્ર ભારભૂત છે આપણે ઘણાખરા ચૂલો શીરીતે સળગાવવો અને રસોઈ શી રીતે કરવી તેનું જ્ઞાન ધરાવીએ છીએ, પણ તેવા પાંડિત્યને ધારણ કરી રસોઈ કરવા માંડીએ ત્યારે ખબર પડે છે કે પાંડિત્ય કામમા આવતું નથી, પણ એક બાલિકા આપણને પ્રયોગદ્વારા સત્વર રસોઈનો ઉપદેશ આપી શકે છે, અને આપણે ધૂણીથી આખો ચોળતા બહાર નીકળીએ છીએ આ જ ન્યાય તત્વવિદ્યામાં પણ પ્રવર્તે છે જીવ, બ્રહ્મ, અને જગતના સ્વરૂપને આપણે શાસ્ત્રદ્વારા જાણીએ છીએ, અને મહાવાક્યમાં પ્રવર્તતા સામાનાધિકરણ્યને લગતા ભાગત્યાગ લક્ષણાના નિયમને સમજીએ છીએ, પણ અખડ બ્રહ્માકારા વૃત્તિને ઉદય કરી શકતા નથી એ શુ આપણી જડતાને—અવિદગ્ધતાને—પ્રકટ કરવા સમર્થ નથી ?

જેમ દેહાકારા વૃત્તિનો ઉદય કરવામાં લગાર પણ શ્રમ પડતો નથી તેમ બ્રહ્માકારા વૃત્તિ થવામા શ્રમ ન પડે, અને જેમ શ્વાસ પ્રશ્વાસના પ્રાણચેષ્ટા સાહજિક છે તેમ પ્રાણનો કુભક અભ્યાસ સિદ્ધ થાય ત્યારે જ આપણે અલ્પદૃષ્ટિમાંથી બ્રહ્મદૃષ્ટિમાં સ્થિત થયા ગણાઈએ

સરોવરને કાંઠે બેઠા હોઈએ અને એમાં કાંકરો નાંખી આપણે જે તરગો ઉત્પન્ન કરીએ છીએ તે તરગો સામા કાંઠાસુધી પહોંચવા નિમિત્તો હોય છે કદિ નાના કાકરા એક નિયમિત વેગથી નાંખીએ તો તરગો સામે કાંઠે પહોંચે છે, અથવા એક મોટો પથ્થર, બળવાન વેગથી નાંખીએ તો ક્ષોભ સામે કાંઠે ઠેઠ પહોંચે છે. તેવી રીતે ચિત્તસરોવરને સામે કાંઠે રહેલા બ્રહ્મત્વને સ્પર્શ કરાવવા આપણે વૃત્તિતરગોને નિયમિત વેગ આપવો જોઈએ અથવા ઉપાસ્ય બ્રહ્મ અથવા ઈશ્વરને વળગાડની વૃત્તિને ચિત્ત સરોવરમાં ઝપલાવવી જોઈએ પહેલો પ્રકાર વિચાર પ્રધાન છે, બીજો પ્રકાર ક્રિયાપ્રધાન છે. પહેલામાં અખડ સાવધાનતા જોઈએ અને નિયમિત વેગથી વૃત્તિઓની ધારા ચાલવી જોઈએ, બીજામાં ઈશ્વર સ્વરૂપસાથે વળગેલી વૃત્તિ સામે કાંઠે અવશ્ય પહોંચે છે જેમ કોઈ તરવામા કુશળ ન હોય તે તુમીવડે અથવા ગાયના પુછડે વળગી તરે છે તેમ તત્વાનુસધાન કરવાને અસમર્થ

જ્ઞાસુઓ ઇશ્વરરૂપ તત્વને વળગી બ્રહ્મને પ્રાપ્ત કરેછે

પ્રથમ પ્રકારની યોગકલાને ધારણ કરનારા મહાત્માઓ પ્રાયશ પક્વકષાય હોય છે અર્થાત્ રાગદ્વેષાદિ ક્લેશથી તેમનું ચિત્ત કલુષિત હોતું નથી તેથી અખંડ બ્રહ્માકારા વૃત્તિની ધારા તેઓ ચલાવી શકે છે આ કારણથી —

निमेषार्धं न तिष्ठन्ति वृत्तिंब्रह्ममयीं विना ।
यथातिष्ठन्ति ब्रह्माद्याः सनकाद्या शुकादयः॥

એ શ્લોકવડે શ્રીશંકરાચાર્ય કહે છે કે જેમ બ્રહ્માદિ દેવો, સનકાદિ મહર્ષિઓ, અને શુકાદિ યોગિજનો જેમ અર્ધી ક્ષણ પણ બ્રહ્માકાર વૃત્તિ વિના રહેતા નથી તેમ મહાત્માઓ ક્ષણભર પણ વૃત્તિનો બ્રહ્મભાવ ત્યજતા નથી

જેઓ આવી પરમપાવન વૃત્તિને ત્યજી વેદાન્ત શાસ્ત્રમાં નિપુણતા જણાવે છે તેમના સબંધમાં તેઓ શી કહે છે કે —

यदि वृत्तिं जहत्येनां ब्रह्माख्यांपावनीं परां।
वृथैव ते तु जीवन्ति पशुभिश्चसमानरा ॥

જેઓ આ પરમ પવિત્ર કરનારી બ્રહ્માકારા વૃત્તિને ત્યજે છે તે મિથ્યા જ જીવે છે, અને પશુમાં અને તેમનામાં કંઇ ભેદ નથી.

આપણી શિવરૂપ સિદ્ધસ્થિતિ સર્વ કાળમાં વિદ્યમાન છે અને જીવરૂપ સ્થિતિ મિથ્યા પ્રતીતિરૂપ છે આ પ્રકારના પરોક્ષજ્ઞાન ઉપરાંત અપરોક્ષ અનુભવને જન્મ આપનાર બ્રાહ્મી વૃત્તિનો ઉદય ન થાય ત્યાંસુધી પુરુષાર્થની સમાપ્તિ નથી. આપણા પૂર્વજોએ અંતર્ગત ધન આપણા ઘરમાં અથવા કોઇ શાહુકારની પેઢીમાં મકેલું છે તેટલા જ્ઞાનમાત્રથી આપણે કૃતકૃત્ય થતા નથી, પણ તે જે સ્થાને મુકર્યું છે, અને તે આપણી સત્તામર્યાદામાં છે એવો અપરોક્ષ અનુભવ થયા પછી આપણા ધનવાન્પણાના અભિમાનનું વૈષયિક સુખ જાગ્રત થાય છે આ જ નિયમથી આપણે સ્વત બ્રહ્મરૂપ છીએ એટલા શાસ્ત્રપ્રબોધિત પરોક્ષ નિશ્ચયમાત્રથી સ્વરૂપસુખ જાગ્રત થતું નથી, પણ તેની અખંડાકારા વૃત્તિ પ્રકટ થયે સ્વરૂપાનન્દની અભિવ્યક્તિ થાય છે

આ કારણથી બ્રહ્માકારા વૃત્તિનો ઉદય કરવાની કલાઉપર જ તત્વજ્ઞોની ચોટ છે શાસ્ત્ર અને ગુરુ આ વૃત્તિના ઉદયક્રમમાં સહાયક નિમિત્ત થાય છે, પણ તેનો ઉદ્બોધ કરવામાં અને તેને અખંડાકાર બનાવવામાં આપણો પોતાનો અધ્યાત્મપ્રયત્ન જ ઉપયોગમાં આવે છે.

ચિત્તવૃત્તિનો ઉદય બે પ્રકારે થઇ શકે છે (૧) તેનો વિષય તેની સામે છે એવા આંતરવેગથી અને ઇન્દ્રિયજન્ય વિજ્ઞાનના આકર્ષણથી, (૨) તેનો વિષય તેના પોતાના પ્રભવસ્થાનમાં છે એટલે ચિત્તભૂમિકા અને તેના પ્રકાશક આત્મતત્ત્વમાં છે,અને તેથી ઇન્દ્રિયજન્ય વિજ્ઞાનના પ્રત્યાહારથી—

ઇન્દ્રિયવિજ્ઞાનના આકર્ષણથી અને પ્રત્યાહારથી ચિત્તવૃત્તિ અનાત્માકારા (**इदमाकारा**) અને આત્માકારા ( **अहिदमाकारा** ) બને છે. અનાત્માકારા વૃત્તિ અનાત્માના અનંત ભેદભાનથી અનંતાકારા થાય છે અને તે ખંડિત હોય છે, એટલે તે વૃત્તિથી ઉત્પન્ન થતું જ્ઞાન પણ ખંડાકાર હોય છે

જ્યારે ચિત્ત બાહ્યઇન્દ્રિયવિજ્ઞાનથી પ્રત્યાહૃત થાય છે ત્યારે અર્થાત **नेतिनेति** ન્યાયે બાહ્યવિષયમાત્રથી પ્રત્યાહૃત બને છે ત્યારે ચિત્ત આત્મતત્વમાં રમે છે, અને આત્માકાર થઇ રહે છે આત્મતત્ત્વ અખંડ વસ્તુ હોવાથી ચિત્ત તદાકાર પરિણામ પામી પૃથક્ અવભાસ પામતું નથી. આમ થવાથી સ્વયંપ્રકાશ આત્મતત્ત્વ બ્રહ્મભાવથી સ્ફુરે છે, અને આ સ્થિતિવિશેષને બ્રહ્માત્માનુભવ કહે છે આવી ચિત્તસ્થિતિ એકવાર ઉદય થયા પછી જીવ શિવરૂપ છે કે કેમ એ પ્રશ્નને અવકાશ જ રહેતો નથી, અને ઉત્થાન સમયે વિશ્વનો અવભાસ થાય અને દેહાદિસંઘાત વાસનાનુસાર ચેષ્ટાવાળો થાય તોપણ બ્રહ્મદર્શનનો લોપ કદી થતો નથી

અલ્પદૃષ્ટિ અથવા અનાત્માકારા વૃત્તિને બ્રહ્મદૃષ્ટિ અથવા અખંડાત્માકારાવૃત્તિ બનાવવાની કલા જ્યાંસુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સ્વરૂપે અવસ્થાન થતું સંભવતું નથી, માટે પ્રામવિવેક પુરુષોએ આ કલા ગુરુશાસ્ત્રદ્વારા સિદ્ધ કરવી ઘટે છે +

---

+શ્રી સદુપદેશ શ્રેણીમાંથી.

# सद्विचार लहरिओ.

લેખક શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન.

તમે શ્રમિત છો ? દુઃખી છો ? ક્લેશયુક્ત છો ? પરાજય પામેલા છો ? શંકિત છો ? ચિંતાતુર છો ? નિરાધાર છો ? ભયગ્રસ્ત છો ? વ્યાધિગ્રસ્ત છો ? દુર્બલ છો ? દીન છો ? સંતપ્ત છો ? સર્વ પ્રકારના પરિતાપયુક્ત છો ? સર્વ પ્રકારની પરાધીનતા સેવો છો ? તો એ ખરું હોવા છતાં પણ ડગવાનું કશુંજ પ્રયોજન નથી સાક્ષાત્ ઈશ્વર તેના નિવારણનો સ્પષ્ટ અને સરળ માર્ગ તમને બતાવે છે **मामेकं शरणं व्रज** (મારૂં શરણ ગ્રહણ કરો) તેજ ઇશ્વર કહે છે કે "પાપમાત્રથી (અને પાપ એજ ઉપર કહેલા દોષાદિ છે,) તમને મુક્ત કરીશ—શોચના ન કરો" આમ છે તો પછી ચીમળાયલા પાદડા જેવું કરમાયેલું મુખ રાખવાની શી જરૂર છે ? તમને દુઃખમાત્રથી ઉગારનાર ઈશ્વર છે, અને તે તમારી અત્યંત નિકટ છે તૃષાતુરની જેટલી નિકટમા નિકટ જલ આવી શકવું સંભવે તેના કરતાં પણ આવા સમર્થ ઈશ્વર તમારી અત્યંત નિકટ છે તો પછી તે ઇશ્વરપ્રતિ અભિમુખ થાઓ તમારા પગલાંને ઇશ્વરપ્રતિ જવા દો બીજે ગમે ત્યાં તમે વહેતા હો ત્યાંથી પાછા વળીને ઇશ્વરપ્રતિ જાઓ. મનુષ્યની જે કંઇ ભૂલ થાય છે તે આ જવાનું છે તેજ જગાએ થાય છે પરંતુ ખરૂ જોતા તેણે જ્યા ઇશ્વર છે ત્યા જવાનું છે, ત્યા તે પોતાને ફાવે છે તે માર્ગે વહે છે, અને ત્યાં તે ઇશ્વરની આશા રાખે છે તમે તો તેમજ કરો

* * *

બીજા સર્વ માર્ગો મનુષ્યને ક્લેશ, ભય, મૃત્યુ તથા અવનતિના સ્થાને જ લઈ જાય છે અને મુક્તત્વ, આનંદ, ઉન્નતિ વગેરે તો એક ઇશ્વરમાં—તેમની નિકટજ છે, તથા ત્યાં જ તે અખંડિત રહેલા છે તેમનામા જ જીવનતત્ત્વ રહેલું છે, તેમનામા જ શાશ્વતી શાંતિ રહેલી છે, તેમનામાં જ પૂર્ણતા, સમાહિતતા તથા પવિત્રતા રહેલાં છે, બલ પણ તેમનામાંજ છે આરોગ્ય પણ તેમનામાં જ છે સત્ય અને સામર્થ્ય પણ તેમનામાં જ છે નિર્ભયતા, સ્વતંત્રતા, સંપત્તિ, નિશ્ચિંતતા અને તિમિરનાશકતા એ પણ તેમનામાજ છે મનુષ્યને માટે જીવનમાં જે જે વસ્તુની જરૂર છે, તે સર્વ તેમનામા છે—માનવ હૃદય જે કંઇ ઈચ્છા કરી શકે તે સઘળું તેમનામાં છે બીજે ક્યાંહિ પણ શોધ કરવાની જરૂર નથી બીજા કોઈ પણ માર્ગે અનુસરવાની અગત્ય નથી; એવું એક જ સ્થાન છે કે જ્યા મનુષ્યનો આત્મા તૃપ્તિ, વિશ્રાંતિ અને સુખનો અનુભવ કરી શકે છે એવું એક જ સ્થાન છે કે જ્યાં પ્રત્યેક મનોમય ચિત્ર (Vision) પ્રત્યક્ષગમ્ય થાય છે,—અને પ્રત્યેક ઉચ્ચ અને નિર્મલ—આશાઓ સ્વપ્નરૂપે ભાસતી આશાઓ—સત્યરૂપે થઇ રહે છે આ સ્થલ સર્વ જાણી, કે એમ છે તેના ગંતવ્યમાર્ગનું રહસ્ય આજ છે; ઇશ્વરાભિમુખ થાઓ.

* * *

મનુષ્ય અનેક પ્રકારના બંધનયુક્ત રહે છે તેનું કારણ એ છે કે તે પોતાનું જીવનસૂત્ર મનુષ્યોને—જનસમુદાયને—પ્રસન્ન રાખવામાં પોતાનું જીવન ગાળવું એ હોય છે જીવનના એ ઉદ્દેશને યોગ્યરૂપમાં બદલો, ઇશ્વરને અનુસરો, ઈશ્વરને પ્રસન્ન રાખવામા તમારૂં જીવન ગાળો, અને મુક્તત્વ તત્કાળજ તમારા પ્રતિ આવતું જણાશે તેમ થયા પછી તમે ધારશો તો મનુષ્યોને પણ પૂર્વ કરતા અધિક પ્રમાણમાં અને અધિક ઉત્તમ રીતે પ્રસન્ન કરી શકશો કેમકે તે વખતે તેમને જેની ખાસ જરૂર છે તે વસ્તુ પૂરી પાડીને તેમની પ્રસન્નતા મેળવવાનું તમારામા સામર્થ્ય આવવાનું

કારણ કે તેમ કરવાનું બળ તમે ઇશ્વરદ્વારા મેળવ્યું હોય છે આત્માને અનુસરવું એટલે, જીવનની સિદ્ધિઓના અથવા પ્રાપ્તવ્યના મહાન્ રાજ્ય અથવા પ્રદેશમાં પ્રવેશવું એ છે. અને એ રાજ્ય અથવા પ્રદેશ એવો છે કે જેમાંથી જે કંઈ મૂલ્યવાન્ મનોહર અને મનુષ્યના અસ્તિત્વને અર્થે ઉત્કૃષ્ટ છે તે બધું તેમાંથી પ્રાપ્ત થઇ શકે છે આપણુને આપણો આત્મા, પુષ્કલતાવાળા જીવનપ્રતિ જ દોરે છે એટલુંજ નહિ, પરંતુ ઉચ્ચતર અને વિશાલતર જીવનમાં જે કંઇ અધ્યાત્મસંપત્તિઓ અનર્ગળ અને અધ્યાત્મસંપત્તિઓ—છે તેની આપણુને સાક્ષાત્ પ્રાપ્તિ કરાવે છે અને આપણા અભ્યંતરમાં રહેલા પ્રદેશ અથવા રાજ્યને આપણે જાણી શકીએ છીએ, ત્યારે આ સ્થૂલ પ્રદેશમાં જે કંઇ આપણુને જોઇએ છે. તે પણુ આપણુને આવી મળે છે. અને તેમ થતા બીજા અનેક મનુષ્યોનું આપણે અધિક પ્રમાણુમાં હિત કરી શકીએ છીએ, બીજાને અધિક પ્રમાણુમાં સહાય આપી શકીએ છીએ.

* * *

જેમાં કાંઇ પણુ ઉચ્ચ પ્રકારનું મૂલ્ય રહેલું છે, એવી વસ્તુની તમારા જીવનમાંથી શોધ કરી કહાડો તમારા જીવનમા તેવુ કાંઈ રહેલું છે અને એવુ જેટલું જડે તેમાંથી પણુ જે સર્વોત્તમ હોય તેને તમારા જીવનના પ્રત્યક્ષ અંશમાં લાવો—તમારા જીવનના સ્થૂલ અંશમાં તેને પ્રકટ કરો. જે કંઇ સર્વોત્તમ છે તેનો જ સર્વોત્તમ પ્રકારે પૂર્ણુ રૂપમાં આવિષ્કાર કરવાથી, જે કંઇ એના કરતાં પણુ વધારે સારૂં છે તેના અખંડ સબંધમાં આપણે આપણુને પોતાને મૂકીએ છીએ ઉત્કૃષ્ટતાનો અંત ન હોવાથી આ રીતે ક્રમે ક્રમે આપણે તેમાં વૃદ્ધિમત થતા જ જઇએ છીએ જે કંઇ હાલ આપણુને જણાયેલું ઉત્તમ હોય છે તે અને તેના કરતાં હજી પણુ વધારે જે કંઇ ઉત્તમ હોય છે—પછી તે કદાચિત્ આપણુને જ્ઞાત ન હોય તોપણુ તે બંનેનો આપણી જાગ્રત અવસ્થામાં જ એક બીજા સાથે સર્વ સ્થળે અને સર્વ પ્રસંગમાં સ્પર્શ થાય છે, સબંધ થાય છે તેથી જ્યારે આપણે એક સ્થિતિમાં અખંડ રહ્યા કરીએ છીએ—સ્થિરતાથી તેમાં રહીએ છીએ—ત્યારે જે કાળે અનુકૂળ યોગ આવે છે ત્યારે તત્ક્ષણુ આપણે પેલી બીજી સ્થિતિમાં પ્રવેશ કરી શકીએ છીએ વધારે ઉચ્ચ વસ્તુપ્રતિ જવાનો માર્ગ હમેશાં ઉઘાડો હોય છે, અને જેઓ પોતાનાથી બને છે તેટલું સર્વોત્તમ પ્રકારનું જીવન ગાળી શકે છે, તેમને તે હાથવહેંતમાં જ—નિકટ જ હોય છે, અને આજ સ્થળે આપણે અખંડ ઉર્ધ્વ ગમન કરવાના રહસ્યને જાણીએ છીએ જે માર્ગ શિખરે સ્થિતિ કરાવે છે તેને સ્પષ્ટ રીતે જોઇએ જાણીએ છીએ

* * *

ઉચ્ચ કોટિના સામર્થ્યો પ્રાપ્ત થતાં જીવનમાં મહાન કાર્યો અવશ્ય બને છે અને જો આપણે તેના ઉચ્ચ કોટિના સામર્થ્યસાથે અખંડ સબંધ રાખીએ છીએ, તો આપણે આપણા અંતરમાં રહેલા પરમ આત્માના પૂર્ણુ ભાનવાળા અને તેના પ્રતિ પૂર્ણુ શ્રદ્ધાવાળા રહેવું જ જોઇએ. અને તે પ્રમાણે આપણાથી રહેવાંવું જોઇએ કેમકે ઉચ્ચ કોટિના સામર્થ્યો સાથેનો આપણો સબંધ જ આપણુને એ રીતે રાખી શકે છે. તેથી જો તે રીતે આપણે ન રહી શકતા હોઇએ તો જાણુવું કે હજી આપણો ઉચ્ચ કોટિનાં સામર્થ્યોસાથે અખંડ સબંધ થયો નથી ઉચ્ચ કોટિના સામર્થ્યનું જ્યાં મધ્યબિંદુ અથવા સિંહાસન છે ત્યાં જ અધ્યાત્મ વસ્તુ છે, અને તેની સાથે ઉચ્ચ કોટિના સામર્થ્યને પ્રાપ્ત પુરૂષનું અવશ્ય અનુસંધાન થાય છે જ્યાં સુધી આપણે આત્માના ચિંતનને બદલે મનુષ્યનું જ ચિંતન કર્યા કરીએ છીએ, આત્માના સબંધને બદલે મનુષ્યનો જ સબંધ સેવ્યા કરીએ છીએ, અને આત્માની સહાય માગ્યા વિના મનુષ્યની અપૂર્ણ સહાયને જ ઇચ્છ્યા કરીએ છીએ તથા આત્માના સામર્થ્યની અવગણુના કરી મનુષ્યના સામર્થ્યની જ મહત્તા માન્યા કરીએ છીએ, ત્યાં સુધી ઉચ્ચ કોટિના સામર્થ્યો પ્રાપ્ત થવા તથા અધ્યાત્મ વસ્તુસાથે સબંધ બંધાવો એ બની શકે તેમ નથી આત્મામાં એકાગ્રચિત્ત રહેવાને માટે આપણે આત્મામાં જ રહેવું જોઇએ, અને પ્રત્યેક સમયે પ્રથમ આત્મામાં જ આપણા વિચારને પરોવવો જોઇએ, પ્રથમ જ વિચાર

આત્મસંબંધી આવવો જોઈએ તેમ થાય છે ત્યારે આપણે આત્માના સર્વોચ્ચ સામર્થ્યથી ભર્યા પૂર્યા થઇ રહીએ છીએ, અને આપણા શરીર તથા મન ઉભયનું સામર્થ્ય ઉચ્ચ કોટિનું થઇને નિત્ય નવા નવા રૂપમા વૃદ્ધિ પામતું જાય છે

* * *

આત્માનું ઉદ્ઘાટન અથવા અભિવ્યક્તિ થવામાં પ્રથમ નિયમ એ છે કે મનુષ્યે આધ્યાત્મિક સ્થિતિમાં રહેવુ એટલે સ્ખલનરહિતપણે ઇશ્વરાભિમુખ વૃત્તિ રાખી તેમની પ્રાર્થનામા ચિત્તનું પરોવાયલું રહેવુ અથવા તમે આત્મામાં સ્થિત છો એ પ્રકારનું જે સ્થિતિમાં રહ્યાથી ભાન રહે એ સ્થિતિમાં રહેવુ આધ્યાત્મિક સ્થિત રહેવુ ગણાય છે જ્યારે તમે આત્મામાં એકાગ્રતા ધરો છો, અથવા આત્મદેવની યથાર્થ પ્રાર્થનામાં એકાગ્ર થાઓ છો, અને તે પ્રસંગે જે કોઇ ઇચ્છાના વિષયને તમારી વૃત્તિમા રાખો છો તે અવશ્ય તમને પ્રાપ્ત થાય છે જે જે વસ્તુમાટે તમે પણ જ્યારે પ્રાર્થના કરો છો તે આત્મામા હોય છે, અને તમે પ્રાર્થના કરો છો ત્યારે તેજ આત્મામાં આવીને કરો છો, ત્યારે જે વસ્તુ માટે તમે પ્રાર્થના કરતા હો છો તેની જ સાથે આધ્યાત્મિક સબંધથી તમે જોડાઓ છો, અને જેની સાથે આપણે આધ્યાત્મિક સબંધથી જોડાઇએ છીએ તે આપણને મળે જ છે માનવજીવનને ઉચ્ચ અથવા દૈવી જીવન સાથે સમાનપણે જોડો અને તમને થોડા જ સમયમાં જણાશે કે પૂર્વના જીવનમા પાછળનું દૈવી જીવન ઓતપ્રોત થઈ વહી રહ્યુ છે આત્માનો વિકાસ, મનુષ્યના અભિમાનીને, વસ્તુમાત્રનું જે પરમ મૂલ તેની સાથે આધ્યાત્મિક સબંધની ઉચ્ચ અને ઉચ્ચ કક્ષામાં સ્થાપે છે, અર્થાત્ આત્માનો વિકાસ થતા મનુષ્ય સર્વ વસ્તુના મૂલના સબંધમાં આવવાથી તેનો પ્રત્યેક વસ્તુની સાથે આધ્યાત્મિક સબંધ બધાય છે તેથી આત્માનો વિકાસ કરવો એ, મનુષ્યના દષ્ટિબિંદુમાં જે કંઇ ઉચ્ચ લક્ષ્ય હોય તેના પ્રતિ જવાના દ્વારને ખુલ્લુ કરવા સરખુ છે.

* * *

શાસ્ત્રો કહે છે કે જેનું અંતઃકરણ પવિત્ર તે પુરુષ ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકે છે અંતઃકરણવડે શુદ્ધ થવુ એટલે શુદ્ધ વિચારો ઉચ્ચ પ્રકારના આધ્યાત્મિક સત્યના વિચારો એ છે ઇશ્વર અત્યંત નિકટ અને સ્વૈર કેવલ સ્પષ્ટ છતા, આપણે તેમની સન્નિહિત હોઇને પણ તેમને જોઇ શકતા નથી તેનું કારણ એ જ છે, આપણે આપણા અંતઃકરણને અશુદ્ધ તથા અયોગ્ય વિચારનાં વાદળાથી છાઇ દીધુ છે અને તે વિચારો એવા છે કે જે પ્રાણીપદાર્થ માત્રની ઇશ્વરપ્રતિ જે ક્રમથી સરળપણે અને સ્વાભાવિક રીતે ગતિ થતી હોય છે, તેમાં વિઘ્નરૂપ થઈ પડનાર તથા તેના વિરોધી થઈ રહેનાર હોય છે સ્વચ્છ જલ પારદર્શક હોય છે, તે જ પ્રમાણે સ્વચ્છ મન પણ પારદર્શક હોય છે, એ મનની અભ્યંતર પ્રદેશમા રહેલા પરમાત્મા તેમ જ આપણા ઉંડાણમા રહેલી વિવિધ પરમાત્મ તત્ત્વરૂપ વસ્તુએ એ સ્વચ્છ મનની અંદરથી બહુ સુગમપણે જણાઈ આવે છે જેમ નદીનું જળ સ્વચ્છ અને સ્થિર હોય છે, ત્યારે તેની અંદર રહેલી વસ્તુઓ તત્કાલ જણાય છે, તેમ મન પણ જ્યારે સ્વચ્છ અને સ્થિર—શાંત—હોય છે, ત્યારે આપણા જ અંતરતમ પ્રદેશમાં રહેલું ઇશ્વરતત્ત્વ આપણને પ્રત્યક્ષ થાય છે આકાશમાં વાદળા ચઢી આવતાં જેમ સૂર્ય ચંદ્ર દેખાતા નથી, તેમ હૃદયાકાશ ઉપર મલિન વિચારોનાં વાદળાં જામવાથી ઇશ્વર પ્રકટ દેખાતા નથી તેથી કર્તવ્ય એક જ છે કે અશુદ્ધ—અહિતકર—વિચારોને નિવૃત્ત કરવા

* * * *

આજનું જ ચિંતન કરો આવતી કાલની ચિંતા આજે સેવવાની નથી કેમકે આજનાં જ દુઃખો કંઇ ઓછાં નથી કે જેનો વિચાર કરવો છોડી આપણે આવતી કાલના વિચાર કરીએ તો ચાલે, આ પ્રકારે બુદ્ધિમાનોનુ કહેવુ છે દુઃખનો અર્થ કંઇ જ નથી પણ અપૂર્ણતા અથવા જેમા હાલ પૂર્ણતા, વિકાસ તથા તૃપ્તિ કરવાની જરૂર છે એવી એક સ્થિતિ તેથી ઉપરના ભાવનાં જે વચનો કહેવામા આવે છે, તેનો અર્થ એ છે કે આપણને પ્રાપ્ત થયેના વર્તમાન સમયને પૂર્ણતા

તથા આપણને સંતોષના કારણરૂપ થઇ પડે તેવો કરવો અને ભવિષ્યમાં આપણે કેવા થવાના એ અથવા શું કરવાનું છે તેના વિચારમાં જ પડયા ન રહેવું કેમકે તેમ કરવાથી આપણને આજે મળેલાં દુઃખ ટળતા નથી, આપણને આજે આ ઉચ્ચસ્થિતિ પ્રાપ્ત થતી નથી, અને તેમ ન થવાને લીધે આપણે આવતી કાલ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાને યોગ્ય થતા નથી જ્યાં સુધી આપણને તેવી યોગ્યતા મળતી નથી, ત્યા સુધી ભવિષ્યના ગમે તેટલા વિચારો કરીએ, તોપણ ભવિષ્યમા આપણે તેવી ઉત્તમ સ્થિતિને પામી શકતા નથી કેમકે તેવી સ્થિતિ પામવાને માટે આપણે આજે લાયક થવુ જોઇએ, તે જ પ્રમાણે આવતીકાલ માટે કરેલા વિચારો આપણી આજની સ્થિતિને બદલતા ન હોવાથી આવતી કાલના વિચારો આજે કરવાથી આપણે વર્તમાન સ્થિતિને કદાપિ ઉત્તમ કરી શકીએ એમ નથી તેથી જ શ્રીમાન્ વિશ્વવંદ્ય પોતાનો અનુભવ કથન કરતાં વદે છે કે 'વર્તમાને વર્તું છુ હું મનને સદા શોધીરે.' જ્યારે આપણો વર્તમાન સમય, આપણાથી અનુભવી શકાય એવા પ્રકારના પૂર્ણ જીવનરસથી છલકાતો જણાય, ત્યારે તે વર્તમાન સમયની દેખીતી અપૂર્ણતા, અખંડ વિકાસ પામતી ક્રિયા-રૂપ જ થઇ રહેશે અને એ રીતે અપૂર્ણતા એ વૃદ્ધિ અથવા વિકાસ પામનાના એક યથાર્થ પગથીયારૂપ જ થઇ રહેશે તે એક ખીલતી કળી જેવી જણાશે, અને તે દુઃખરૂપે નહિ, પરંતુ વધારે વિશાલ સુખના પ્રમાણમા તે અલ્પ સુખરૂપે જ શીખાશે જ્યારે કળી ખીલતી અટકે છે, ત્યારે તે કરમાવા-કહોવા-માંડે છે, અને પછી તે અપ્રિય તથા દુર્ગંધવાળી થઈ રહે છે તે જ પ્રમાણે મનુષ્ય જીવનની કળી પણ વિકાસ પામતી અટકી જાય છે અથવા તેને અટકાવવામાં આવે છે, ત્યારે તેની વિપરીત સ્થિતિ થાય છે અને જગતના સઘળાં દુઃખોનું કારણ આ જ જણાએ છે તેને માટેનો ઉપાય એ છે કે એવા પ્રકારનું જીવન ગાળવુ કે જીવનનુ સઘળુ બળ આપણા વર્તમાન સમયમાં અને તેમાં થતી ક્રિયાઓમાં જ એકાગ્ર થઇ રહે વર્તમાન સમયમા જ આપણા સમગ્ર જીવનબળને અર્પવાથી, આપણા જીવનની વર્તમાન ક્ષણમાં જે કઇ રહેલું છે તે સર્વનો વિકાસ થાય છે, અને તેવી ક્ષણમાં કઇ સામાન્ય બળ હોતુ નથી. વર્તમાન સમયમા જ પૂર્ણતાવાળા જીવનયુક્ત રહેવુ એ વર્તમાન સમયમાં જ અધિક અને અધિક જીવનમય બની રહેવા સરખુ છે તેથી ભવિષ્યનું ચિંતન છોડી વર્તમાને વર્તો, અને તમારા જીવનમા તમે વિલક્ષણ લાભ પ્રકટાવશો

* * * *

અધિક અને અધિક સામર્થ્ય મેળવવાને માટે જ્યાં અનંત સામર્થ્ય છે એવા અધ્યાત્મ પ્રદેશમા ઉંચે અને ઉંચે ચઢવું જોઇએ અને જ્યારે આપણે એ ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશીએ છીએ, ત્યારે આપણા વિચારો અત્યંત પ્રમાણમાં બલવાન થાય છે એટલું જ નહિ, પરંતુ આપણી વિચાર શ્રેણી એવી તો સરળ અને સુગમ થઈ રહે છે કે પછી બલપૂર્વક અમુક પ્રકારનો પ્રયાસ કરવો પડે એવુ રહેતું નથી આપણે ઇશ્વર-સંબંધી અથવા તેવા જ ઉચ્ચ વિચારો પણ એજ રીતે સરળપણે કરી શકીએ છીએ. તેવા વિચારો કેવલ બલથી જ પરિપૂર્ણ છે એમ નહિ, પરંતુ કેવળ શાંતિથી પણ ભરેલા છે કોઈ પણ પ્રકારની ક્રિયા પૂર્ણ શાંત અથવા સ્થિર શી રીતે હોઈ શકે એ સમજવુ, જેણે પૂર્ણ શાંતિનો અનુભવ કર્યો નથી, તેના મનને બહુ કઠિન છે પરંતુ આપણે જાણવુ જોઇએ કે શાંતિ અથવા સ્થિરતા એનો અર્થ કેવળ ગતિરહિત અથવા જડજેવી અવસ્થા થતી એવો નથી યથાર્થ શાંતિ એ ક્રિયા અથવા ગતિનું ઉંચામા ઉંચુ સ્વરૂપ છે અને ત્યા બલવાનમાં બલવાન્ સામર્થ્યો પૂર્ણ એકાગ્રતાપૂર્વક પ્રવર્તતાં-ક્રિયા કરતા હોય છે યથાર્થ સ્થિરતામા રહેવુ એટલે તે સામર્થ્યમાં રહેવું એ, છે, તેથી જે અંતઃકરણ પૂર્ણ સ્થિર, સ્વસ્થ અથવા શાંત છે તે સર્વોત્તમ પ્રકારના વિચારો, સર્વથી મહાન્ વિચારો અને સર્વથી બળવાળા વિચારો કરી શકે છે જ્યારે આપણે કંઇ મહાન્ કાર્યો કરનાના હોય છે, ત્યારે આપણે તે વેગપૂર્વક આગળ અને આગળ ધસી જવાને અને એ કાર્યો ઉપર બલાત્કાર વાપરવાને માટે લલચાઇ જઇએ છીએ પરંતુ એ પ્રમાણે કદાપિ થવા દેવુ નહિ, એ

ક્ષેવાય તો તે દુ ખકારક થાય છે વળી એથી જે સુખ થાય છે તે માત્ર ક્ષણિકજ થાય છે વળી અમુક વસ્તુની પ્રાપ્તિમા બહુ શ્રમ લાગતો હોય, છતા જો તમે તેને વશ રાખો, તો તે મેળવવાને ગમે તેવુ પાપકર્મ કરતા તમે શરમાશો નહિ. વળી સ્થાયી સુખ આવે એવી એક વસ્તુ છે, ત્યારે ક્ષણિક સુખની પાછળ ભમવું એ તદ્દન મૂર્ખાઇનુ કામ છે તમે પોતે તો શરીર કે ઇન્દ્રિય નથી અને તેથી જ સુખદુ ખ શરીર તથા ઇન્દ્રિયોને થાય છે. તેથી તમને પોતાને કાઇ અસર થવી જોઇએ નહિ ઉપર પ્રમાણે વિચાર કરવો બીજી દરેક લાલચની બાબતમાં આવા જ પ્રકારની વિચાર શ્રેણીનો આશ્રય લેવો આ રીતે વર્તવામાં તમારા પ્રયત્ન ઘણીવાર નિષ્ફળ પણ જશે, તોપણ અ તે જરૂર તમે વિજયી થશો

બહુ વાચતા નહિ. જો દશ મિનિટ વાચ્યુ હોય તો તે વાંચેલી બાબતપર તેટલાજ કલાક ચિતન કરવુ એકાતમા તમારા વિચારોની સાથે એકલા રહેવાની ટેવ પાડો વળી તમારા સિવાય તમારો પોતાનો ઉદ્ધાર બીજા કોઈ કરી શકશે નહિ, એ ભાવનાને હૃદયમા વારવાર સ્થિર કરો અને સઘળી વસ્તુઓ પરથી ધીમે ધીમે મમત્વ ભાવ ખસેડી નાંખો સુતા પહેલાં પ્રાત કાળની માફક પ્રાર્થના કરો તે સમયે આખા દિવસનાં તમારા કાર્યોનુ નિરીક્ષણ કરો તમારી ભૂલ ક્યાં થઇ છે તે તપાસો અને આવતી કાલે તેવી ભૂલ ન થાય તેનો દૃઢ નિશ્ચય કરો.

બીજો દિવસ

સ્વાર્થની ખાતર નહિ પણ જ્ઞાનની ખાતર આત્મજ્ઞાન મેળવવુ એ હેતુ આત્મજ્ઞાનની પ્રાપ્તિમા હોવો જોઇએ, આ આત્મજ્ઞાન મેળવવાને પવિત્ર પ્રેમ એ મુખ્ય સાધન છે જ્ઞાનપરના પ્રેમની ખાતર જ્ઞાન મેળવો, અને તેમ કરતાં આત્મજ્ઞાન પણ છેવટે મળશે અભ્યાસી ઘણીવાર અધીરા બને છે. એ જ સાબીત કરી આપે છે કે તે પ્રેમથી નહિ પણ બદલાની આશાથી કામ કરે છે, અને આ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે પ્રેમની ખાતર કાર્ય કરનારાના ભાગ્યમા લખેલા મહા વિજયને વારતે તે નાલાયક છે

આપણી અ દર રહેલો આપણો અ તર્યામી પ્રભુ એજ પ્રેમ, સત્ય, ન્યાય, જ્ઞાન, દયા અને શક્તિનું સ્વરુપ છે તેના પર નિરતર આપણે પ્રેમ રાખવો જોઇએ. તેનાપરજ આપણો બધો આધાર હોવો જોઇએ, તેના પર પર્વતની માફક અચલ અને વિશ્વાસ રાખવા લાયક શ્રદ્ધા બેસવી જોઇએ તે પ્રભુ એજ આપણી આશા છે, કે જે વસ્તુમાત્રનો નાશ થયા છતા પણ ડગતી નથી વળી જ્યાસુધી આપણુ અશુભ કર્મ નાશ ન પામે, અને જ્યાંસુધી આપણા રક્ષક પ્રભુ આપણા આત્મામા પ્રકટ ન થાય, ત્યાંસુધી સંતોષ રાખજો ધીરજથી પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ પણ તેજ છે. જે દરવાજેથી એ રક્ષક દાખલ થાય છે તેનું નામ સતોષ છે જે પોતાની હાલની સ્થિતિથી અસતુષ્ટ છે, તે જે નિયમથી તે સ્થિતિ પ્રાપ્ત થઇ તે નિયમથી અસતુષ્ટ હોય છે અને પ્રભુ પોતે એ નિયમરૂપ હોવાથી પ્રભુથી જેઓ અસતુષ્ટ રહે તેમના પાસે તે આવી શકે નહિ.

ઉત્ક્રાંતિના પ્રવાહમા આપણે છીએ, એમ જો આપણે એકવાર માનીએ તો પછી દરેક બનાવ તે તે સમયે વાજબીજ ગણવો જોઇએ, અને અમુક કાર્યો કરવામાં આપણને વિજય ન મળે, તેમાં પણ આપણને લાભ છે કારણ કે જે સમત્વ અથવા મનની સમતોલવૃત્તિ ઉપર શ્રી કૃષ્ણ ભાર મૂકે છે, તે બીજી કોઈ રીતે આપણે શીખી શકીએ નહિ. વળી આપણી કેટલીક યોજનાઓ અજ્ઞાનપણે રચવામાં આવી હોય, અને તેથી તે જો ખોટી હોય તો માયાળુ કુદરત આપણને તે અમલમાં મૂકવા દે નહિ અમુક યોજનામા અજ્ઞાનથી થયેલી ભૂલને માટે આપણે કદાચ ઠપકાને પાત્ર ન ગણાઇએ, પણ તે યોજના સફળ થઇ શકશે નહિ એ વાત કબુલ ન કર્યા માટે આપણને પાપ લાગે છે, જે પ્રમાણમા તમે ઉદાસ બનો છો, તે પ્રમાણમાં તમારા વિચારોનું બલ ઘટતુ જાય છે. એક મનુષ્ય કેદખાનામાં પડયો હોય છતા ત્યાં રહ્યો રહ્યો પણ જનસેવા કરી શકે છે માટે તમારી હાલની સ્થિતિથી ઉત્પન્ન થતો અસંતોષ દૂર કરવો એવી મારી વિનતિ છે તમારી હાલની

સ્થિતિ તમારી યોગ્યતા પ્રમાણે ઉચિતજ છે, એમ જો તમારા મનને તમે બરાબર સમજાવી શકો તો તેથી તમારા વિચારો મજબુત થશે એટલુંજ નહિ પણ તે વિચારની અસર તમારા શરીરપર થશે, અને તમારૂ શરીર પણ મજબુત થતું જશે

જ્યારે કામ કરવાનો વખત આવે ત્યારે ડહાપણથી કામ કરવુ, અને જ્યારે કામ કરવાનુ ન હોય ત્યારે ધીરજથી રાહ જોવી, અને આ રીતે વ્યવહારના ભરતી ઓટને અનુકૂળ થઇ રહેવુ આ પ્રમાણે સૃષ્ટિના નિયમને અનુસરવાથી અને સત્ય તથા પરમાર્થ ઉપર આધાર રાખવાથી મનુષ્ય અજાયબ જેવાં કામો કરવા સમર્થ બને છે.

આ નિયમના અજ્ઞાનથી મનુષ્ય એક વખતે હદ બહાર ઉત્સાહી જણાય છે, અને બીજી વખતે તદ્દન નિરુત્સાહી અને નિરાશ બની જાય છે આ પ્રમાણે કુદરતના નિયમનો અજ્ઞાની મનુષ્ય વ્યવહારની ભરતી ઓટનો સ્વામી થવાને બદલે ગુલામ બને છે. હે અભ્યાસી ! જેને પરાભવની ભીતિ નથી અને વિજયની સ્પૃહા નથી તેના જેવો ધીરજવાન બન

એકઠી થયેલી શક્તિનો નાશ કદી થતો નથી તેનું જુદુ રૂપ થવુ જોઇએ, અથવા બીજે રસ્તે તેની ગતિ બદલાવી જોઇએ તે હયાતી ભોગવે અને નકામી પડી રહે તેમ તો કદાપિ બનેજ નહિ. જે વિકારને આપણે વશ ન કરી શકીએ, તેની સામે થવુ એ નકામું છે જો તેની વધતી જતી શક્તિને બીજી દિશામા વાળવામાં આવે તો તે એટલે સુધી વધશે કે છેવટે આપણી ઇચ્છાશક્તિ અને વિવેકબુદ્ધિના પણ કાબુમાં રહેશે નહિ તેને વશ કરવાને તમારે બીજી કોઇ ઉચ્ચ દિશામા તે શક્તિને વાળવી જોઇએ. હલકી વસ્તુ પરનો રાગ દૂર કરી ઉચ્ચ વસ્તુપર પ્રેમ રાખવો જોઇએ એવી રીતે દુર્ગુણનું લક્ષ બદલવાથી તે સદ્‌ગુણ રૂપે ફેરવાઈ જશે. વિકારો આંધળા છે, તેને જ્યાં જ્યા દોરવીએ ત્યા દોરવાય છે અને આ બાબતમા સ્વાભાવિક વૃત્તિ કરતા વિવેક બુદ્ધિ વધારે વિશ્વાસ રાખવા લાયક ભોમીઆનું કામ કરે છે દાબી રાખેલો ક્રોધ (અથવા પ્રેમ) પોતાનો જુસ્સો કોઈ પણ રીતે બહાર કાઢયા વગર રહેશે નહિ એમ ન થાય તો તે તે લાગણી ધરાવનારને હેરાન કરશે, જેમ તોફાન પછી શાંતિ આવે છે, તેમ ઉભરો બહાર નીકળ્યા પછી, મનુષ્ય શાંતિ મેળવે છે પ્રાચીન જ્ઞાનીઓ કહી ગયા છે કે કુદરતમા કોઇપણ ખાલી જગ્યા નથી.

આપણે વિકારનો નાશ કરી શકીએ નહિ અથવા સર્વથા તેનો પરાભવ કરી શકીએ નહિ. જો એક પ્રકારના વિકારને દૂર કરવામાં આવે તો બીજો વિકાર તેનુ સ્થાન લેવાને તૈયારજ હોય માટે નીચ વિકારોને દાબતાં પહેલાં તેનું સ્થાન સારી લાગણીઓને આપવુ અશુભને બદલે શુભ વિચારને સ્થાપવા, દુર્ગુણનુ સ્થાન સદ્‌ગુણને અને વ્હેમનુ સ્થાન જ્ઞાનને આપવુ

---

## સ્નેહાભિનંદન

(પ્રભુ ચરણોમા, રમતું મુજને ભાવે, એ લય.)

બધુ જનને, હર્ષથી આજ વધાવુ,
અતિ મલકાઉ, હરખાઉ;—
પ્રભુના-સુદર સ્વરૂપ છો, દૃષ્ટિ જુએ મુજ એમ,
વિવિધ રૂપે પ્રભુ ન્યાળીને, ઉપજે અતર પ્રેમ,
મઉ સ્નેહનો લ્હાવો લીજીએ ને દીજીએ, અતિ ભીંજીએ,
આલિંગીએ, આરોપીએ, ગુણ, પ્રભુમયે જો-થાવુ;—
જ્યા જ્યાં પ્રભુરૂપતાતણું, કરીએ જે ક્ષણે ભાન,
સ્નેહનુ આકર્ષણ થતું સહજે તે તે સ્થાન,
સઘળી ભ્રાંતિને ભૂલીએ ભૂલાવીએ, ને ખીલીએ, ખીલાવીએ,
પ્રતિ ડાળીએ, ફુલ ઐક્યનણું આવુ,×—

---

×આજના જેવું

# स्वामी रामतीर्थ

(**સ્વામી રામતીર્થ**—એમના સદુપદેશ-ભાગ ૬ થી ૯. આ નામનું પુસ્તક અમદાવાદ સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલયના મત્રી ભિક્ષુ શ્રીઅખડાનદજી તરફથી મલ્યુ છે આ પુસ્તકની ઉપયોગીતાને માટે જેટલાં વખાણુ કરીએ તેટલાં ' છે તે દરેક માણુસને ઉપયોગી છે અને ' રાખી મનન કરવા લાયક છે આ પુસ્તકમા . ામી રામતીર્થના ઉપદેશોનો સમાવેશ છે કી ૩ ૨ છે સ્વામી રામતીર્થ એક મહાપુરુષ થઈ ે અને તેમણે હિમાલયના પવિત્ર પર્વત ઉપર ાગનો અભ્યાસ કરી આત્મતત્વનો અનુભવ કરી એક દિવ્ય મહાપુરુષ તરીકે હિદુસ્થાન ઉપરાંત અમેરિકાદિ દેશોમાં વેદાતનાં ભાષણો આપી ઘણાનાં જીવન સુધાર્યા છે તેમનુ સક્ષિપ્ત જીવન-ચરિત્ર વાચકોને લાભદાયક થઈ પડે તે અર્થે અત્રે આપવામા આવ્યુ છે )

**સ્વામી રામતીર્થ**નો જન્મ પઝાબ પ્રાંતમાં આવેલા ગુજરાનવાલા જીલ્લાના મરાલીવાળા ના મના નાના ગામમાં સને ૧૮૭૩ના અક્ટોબર મા સની ૮મી તારીખે ગોસ્વામી કુટુબમાં થયો હતો

હિદી રામાયણના કર્તા મહાત્મા શ્રીતુલસી દાસજીના વશમા તેમનો જન્મ થયો હતો, તેમના પિતાનું નામ ગોસ્વામી હીરાનદજી છે સ્વામી શ્રીનો જન્મ થયા પછી થોડાજ દિવસ થયા પછી એમના માતુશ્રીનો દેહાંત થવાથી એમના ફોઇએ એમને ઉછેર્યા હતા 'નાનપણુમાં માતુ ધાવણુ નહિ મળવાથી શારીરિક પ્રકૃતિ કાઇક નિર્બળ હતી, પરતુ પાછળથી કસરતાદી નિયમોથી તેમજ આત્મબળના પ્રભાવે શારીરિક સ્થિતિ સુધારી હતી

નાનપણમા પોતાના ગામમાંજ તેમણે પ્રાથમિક શિક્ષણનો અભ્યાસ કર્યો હતો તે પછી વધુ અભ્યાસ માટે તે ગુજરાનવાલાની હાઇસ્કુલમા દાખલ થયા હતા ગુજરાનવાલા શહેરમા આવી તે ત્યાંના એક ધનાભગત નામના સજ્જનને ત્યાં રહેવા લાગ્યા ધના ભગતે પણુ તેમને પોતાને ત્યાંજ રાખ્યા સ્વામીજી અભ્યાસ કરવા ઉપરાંત જે સમય મળ તો તે ધનાભગતના સત્સગમાંજ ગાળતા હતા. ધનાભગત જે ઉપદેશ કરતા તેને સ્વામીજી ધ્યાન પૂર્વક સાભળતા અને જ્યારે મૌન રહેતા ત્યારે પોતે પોતાનું પુસ્તક વાચતા તેઓ હમેશાં પો-તાની પાસે એકાદ પુસ્તક તો રાખતાજ અને જ્યારે જ્યારે અવકાશ મળતો ત્યારે ત્યારે તે વાંચ્યા કરતા ધના ભગતનો સ્વામીશ્રી ઉપર અત્યત પ્રેમ હતો જ્યારે તેમણે મેટ્રીકની પરી-ક્ષા પાસ કરી ત્યારે તેમના પિતાશ્રીનો વિચાર તેમનો અભ્યાસ બધ કરાવવાનો હતો, પરતુ ધના ભગતે તેમને લાહોરની મિશન કાલેજમા દાખલ કરાવી દીધા, જેથી તેમણે આગળ કાલેજ નો અભ્યાસ શરૂ કર્યો. અને તેમણે ત્યા બી.એ ની પરીક્ષા પ્રથમ નબરે પાસ કરી. તેઓ ગણિતમાં અતિ નિપુણ હતા જેથી બી એ થયા પછી તેમણે લાહોરની સરકારી કાલેજમાં ગણિતનો વિષય લઇ બે વર્ષ સુધી વધુ અભ્યાસ કરી એમ એ. ની પરિક્ષા પાસ કરી તેઓ એમ એ થયા ત્યારે તેમની ઉમર ૨૧ વર્ષની હતી

તેઓ સવારમાં પાચ વાગે ઉઠતા અને પાંચથી સાત વાગ્યા સુધી અભ્યાસ કરતા, પછી શૌચા-દિથી પરવારી સ્નાન કરી કસરત કરતા અને તે પછી પડિતજી પાસે જતા રસ્તામાં ચાલતાં પણ વાચતા એકાદ કલાક પછી ત્યાં ભોજન કરીને તેમની સાથે ગાડીમાં બેસી કાલેજમા જતા કાલેજમાથી ઘેર આવતા રસ્તામાં દૂધ પીતા અને મુકામ ઉપર થોડો વખત વિશ્રાંતિ લઇ નદી તરફ

ફરવા જતા, ત્યાં અર્ધા કલાક સુધી ફરી પાછા આવતાં બગીચામાં ફરવા જતાં, પછી સુક્રામ ઉપર આવી અગાસીમાં હર ફર કરતા, ત્યાં અંધારૂં થતું. હરતી ફરતી વખતે પણ તે વાંચતા હતા અંધારૂં થયે કસરત કરી દીવો કરી સાત વાગ્યા સુધી વાંચતા, પછી વાળુ કરી થોડીવાર વિશ્રાતિ લઇ પાછા સાડા દસ વાગ્યા સુધી અભ્યાસ કરતા. તેઓ કહેતા કે, જો આપણે આપણા જઠરને બરાબર સભાળીને ઉત્તમ સ્થિતિમા રાખીએ તો આનંદ કિવા સુખ, ચિત્તની એકાગ્રતા, ઇશ્વરનુ સતત સ્મરણ અને આત્મ વિશુદ્ધિ આદિ આપણને સહજ પ્રાપ્ત થાય છે બુદ્ધિ અને ગ્રહણ કરવાની શક્તિ તેથી સતેજ થાય છે" તેઓ ખોરાક ઘણો થોડો લેતા અને જેટલું ખાતા તે બરોબર પચાવતા હતા તેમને પલગ ઉપર સુવાનું ગમતું નહોતું જેથી તે ભોય ઉપર સુતા અને હમેશા સવારે ચાર પાંચ વાગે ઉઠી વાચવા બેસતા

તેમના પિતા કોઇવાર તેમને મળવા માટે બોર્ડીંગમાં આવતા, પરતુ તેમના ગુરૂ તો વારવાર ત્યાં આવતા હતા સ્વામીજીના પિતાનો સ્વભાવ ઘણો જ ભોળો હતો તેમને માત્ર હિંદી અને સસ્કૃત આવડતું હતું સ્વામીશ્રી ધનાભગતને જ ગુરુ તરીકે માનતા હતા, તે કહેતા કે મને જે કાંઇ જ્ઞાન મળ્યુ છે તે સર્વ ધના ભગત પાસેથી જ મળ્યું છે કૉલેજની રજાઓમા સ્વામીશ્રી પોતાને ઘેર જતા હતા બી એ ની પરીક્ષામા પ્રથમ નબરે પાસ થવાથી તેમને દર માસે ૬૦ રૂપિયા સ્કૉલરશીપના મળતા હતા, તેમાના થોડાક રૂપિયા પોતાના ખર્ચને માટે રાખી બાકીની રકમ તેઓ પોતાને ઘેર અથવા તો ગુરુજીને ખર્ચને માટે મોકલી આપતા હતા

તેઓ ખોરાકમાં એકાદ બે રોટલી અને દૂધ લેતા, ઘણે ભાગે તે દૂધ પીનેજ રહેતા તેઓ હમેશાં બે વખત દૂધ પીતા, અને પોતાના મિત્રોનું સ્વાગત પણ દૂધથીજ કરતા દવા પણ તેઓ કદી ખાતા નહોતા માંસાહાર કરવો તેને એક મોટુ પાપ સમજતા અને માદક પદાર્થોને ઝેર તુલ્ય માનતા તેઓ હમેશાં પોશાક ઘણો સાદો પહેરતા હતા ગ્રીષ્મ ઋતુમાં એક ધોતીયુ અને એક પહેરણ જ પહેરતા અને માથુ ઉઘાડુ રાખતા બહાર જતી વખતે મતમતનો ફેંટો બાધતા ટોપી તો તે કદી પહેરતા જ નહિ શીયાળામાં ધાબળીનો ગરમ કોટ પહેરતા કૉલેજનો અભ્યાસ પૂરો થયા પછી તેઓ સીયાલકોટની મિશન કૉલેજમાં પ્રોફેસર થયા હતા ત્યાં પણ શિયાળામાં તે ગરમ કપડાંમાં માત્ર એક ધાબળીનો કોટ પહેરતા સાંજે અને સવારે તે કૉલેજના વિદ્યાર્થીઓને પોતાની સાથે ફરવા લઈ જતા અને તેમની સાથે આધ્યાત્મિક બાબતો ઉપર સવાદ ચલાવતા પાટલુન તો તે કદી વાપરતા નહી. તેમનુ માનસિક ધૈર્ય અસાધારણ હતું તેમની મોટી બેન ગુજરી ગયાનો તેમનાં ઉપર પત્ર આવ્યો ત્યારે તે વાંચીને તેઓ રાવી નદી ઉપર ગયા અને ત્યા એકાંતમાં ઇશ્વરને પ્રાર્થના કરી કે "પ્રભો! આ દુખ સહન કરવાની મને શક્તિ આપ કે જેથી શોક ન થતા મને નિરતર ત્હારૂં જ સ્મરણ રહે, અને મ્હારા અન્ય કર્તવ્યમાં હાનિ ન પહોંચે"

વનસ્પતિજી નામના એક સજ્જન તેમના સહાધ્યાયી હતા તે બને જણ ઘણો વખત સાથે રહેતા અને તેથી તેમને પરસ્પર ગાઢ મૈત્રિ થઇ હતી. શ્રી રામતીર્થ તેમને પોતાની સઘળી વાત કહેતા હતા એક દિવસ વનસ્પતિજીએ તેમને પૂછયુ કે, તમારા હૃદયમા ખરી ઇચ્છા શી છે? કોલેજના છોકરાઓને ભણાવવાની કે બીજી કંઇ? તેમણે જવાબ આપ્યો કે "આ ભણાવવાનુ કામ તો માત્ર થોડા દિવસનુ છે, સ્ત્રીપુત્રને માટે થોડુ દ્રવ્ય સચય કર્યા પછી રાત્રિ દિવસ દેશાટન કરવુ અને લોકોને ઉપદેશ કરવો એજ મારી અંતિમ ઇચ્છા છે જ્યા જ્યા જઇશ ત્યાં ત્યા વિદ્યાર્થીઓને શીખવીશ. બદલામા થોડુંક દૂધ મળશે તો બસ, બીજા કશાની મારે જરૂર નથી, ઉપદેશ આપીને અવિદ્યા દૂર કરવી એજ મારૂ કર્તવ્ય છે"

સીઆલકોટ મિશન કૉલેજમાથી લાહોરની ફોરમેન 'ક્રિશ્ચિયન' કૉલેજમાં ગણિતના પ્રોફેસર તરીકે તેમની બદલી થઈ હતી ત્યા તેમણે બે વર્ષ સુધી નોકરી કરી હતી ત્યાર પછી લાહોરની ઓરીએન્ટલ કૉલેજમાં તેઓ રીડર તરીકે રહ્યા હતા સર્વ સ્થળે સર્વ શિક્ષકોનો સ્વામીશ્રી ઉપર અત્યત પ્રેમ રહેતો હતો તે વખતના સરકારી કૉલેજના પ્રિન્સિપાલ મી ડબ્લ્યુ બેલ સ્વામીશ્રીની અસાધારણ બુદ્ધિને માટે ઘણુંજ અભિમાન ધરાવતા

હતા તેઓએ સ્વામીજીને પ્રોવીન્સીયલ સીવિલ-સર્વિસની પરીક્ષામાં બેસવાને કહ્યું હતું પરંતુ સ્વામીશ્રીની ઇચ્છા નહોતી જેથી તેમણે પોતાનુ મસ્તક નમાવી અશ્રુ ભર્યા નેત્રે કહ્યું હતું કે "મે મારો પાઠ વેચી દેવા માટે મહેનત કરી નથી, પણ તે વહેચી દેવાને માટે જ મહેનત કરી છે એક કારોબારી અમલદાર થવા કરતાં હું એક શિક્ષક થવાનુ વધારે પસંદ કરું છુ "

સ્વામીશ્રી કૉલેજમા પ્રોફેસર હતા ત્યારે જ ઇ સ ૧૮૯૭ ના અકટોબરમા દિવાળીને દિવસે તેમણે આત્મવિદ્યા પ્રાપ્ત કરી લેવાનો નિશ્ચય કર્યો તે વખતે તેમની ઉમર ૨૪ વર્ષની હતી તેમણે તે વખતે પોતાના પિતાને એક પત્રમા લખ્યું હતું કે–'આપના પુત્રનું શરીર હવે વેચાઇ ગયુ છે હવે 'રામ'ને મારૂં એવો ભેદ રહ્યો નથી આજે દિવાળીને દિવસે મારૂં શરીર આપી દઇ મે ગુરુજીને જીતી લીધા છે, હવે તમારે જે કાંઇ જોઇએ તે માગ માલીક પાસેથી માગી લ્યો તે તુરતજ, તમને આપશે. આજે ૧૯–૨૦ દિવસથી તે મારૂં બધુ કામ કરે છે તો પછી તમારૂં કામ કેમ નહિ કરે ? તેમની જેવી આજ્ઞા હશે તેમ થશે આપણું ગોસાઇયોનુ ધન ગુરુ મહારાજ જ છે, એ ખરૂં ધન છોડી દઇ સંસારના ખોટા ધનની પાછળ પડવુ યોગ્ય નથી "

આ પછી બે વર્ષે તેનને વૈરાગ્યની ઉત્તમ દશા પ્રાપ્ત થઇ અને સને ૧૮૯૯ ની આખરે કૉલેજની ગણિતના પ્રોફેસરની જગ્યા તેમણે છોડી દીધી અને હિમાલય તરફ ચાલી નીકળ્યા તે વખતે તેમને ૨૬ મું વર્ષ ઉતરી ૨૭ મુ વર્ષ બેઠુ હતું તેમનુ લગ્ન થએલું હતું તેમને બે પુત્ર અને એક પુત્રી હતાં, મોટા પુત્રનુ નામ મદન મોહન અને નાનાનુ નામ બ્રહ્માનંદ હતુ તેમણે હિમાલયમા જઇ કઠિન તપશ્ચર્યા કરી અને બ્રહ્મ વિદ્યામાં નિપુણતા મેળવી. ત્યા ગયા પછી એક વર્ષની અંદરજ તેમણે સન્યાસ લીધો તે પછી થોડાજ મહિનામાં તેમને પૂર્ણતાની સ્થિતિ પ્રાપ્ત થઇ અને યોગબળ મેળવ્યું તે પછી બે વર્ષે ધર્મ મહોત્સવ પ્રસંગે તેઓ મથુરા આવ્યા હતા ત્યા તેમના ઉપદેશ સાંભળવાને એટલા બધા લોકો આવતા, કે તંબુ કે મંડપમાં તેઓ માઇ ન શ કવાથી તેમને યમુનાના પટમા વ્યાખ્યાનો આપ વાં પડતાં ત્યાં પણ ટાઢ તડકો, કે પવન કોઇને નહિ ગણતા ઘણાં મનુષ્યો એકઠાં થતા અને સ્વામીજીની પાછળજ ભમતા

સને ૧૯૦૨મા સ્વામિશ્રી પ્રવાસે નીકળ્યા અને ત્રણ વર્ષમાં મિસર, અમેરિકા, જાપાન વિગેરે દેશોમા જઇ આવ્યા આ ત્રણ વર્ષમા તેમણે લોકોને પુષ્કળ ધર્મોપદેશ કર્યા છે તે છતાં તેમણે પોતાની આત્મીક ઉન્નતિની સાધના બંધ કરી નહોતી, લક્ષ્મીની તેમણે કાંઇપણ દરકાર રાખી નહોતી છતા આખી દુનીયાનો પ્રવાસ કર્યો હતો સ્વામીશ્રી અમેરિકામા હતા ત્યારે ત્યાંના યુનાયટેડ સ્ટેટમનો પ્રેસીડેન્ટ ખાસ સ્વામિશ્રીનાં દર્શન કરવાને માટે બે વખત તેમની પાસે આવ્યો હતો. તેણે સ્વામીજીને પૂચ્છુ કે, આપને કાંઇ જોઇએ છીએ ?" ત્યારે તેમણે કહ્યું કે રામને કોઇ વસ્તુની જરૂર નથી તો તે શું માગે? આખા વિશ્વની દોલત અને બાદશાહોની બાદશાહી પણ "રામ" નીજ છે " "રામ' બાદશાહનો બે પરવા છે, અને બાદશાહોનો બાદશાહ છે, યાચના કરવાને માટે શુ તેણે સન્યાસ લીધો છે ? ના "

અમેરિકાના લોકો "રામ' ઉપર એટલા બધા મોહિ પડયા હતા કે તેમની આત્મિક ક્ષુધા તૃપ્ત કરવાને માટે રામને એક દિવસમા છ૭ વખત વ્યાખ્યાનો આપવાં પડતાં હતાં ત્યાંના, ઘણા લોકો 'રામ' ના ઉપદેશના ભગત ભોક્તા બન્યા હતા. અને કેટલાકતો તેમને પેગંબર કે ઇશ્વરનો અવતાર માનવા લાગ્યા હતા અને તેઓ વારંવાર 'રામ'નુંજ સ્મરણ કરતા હતા પોતે કેલીફોર્નીયામાં આપેલા ભાષણ માટે ત્યાંના એક વર્તમાન પત્રમાં એક લેખ આ પ્રમાણે આવ્યો હતો.–"હિંદુસ્તાનમાં હિમાલય પર્વત ઉપર અતકર્ય શક્તિવાળા યોગીઓ રહે છે એમ અમે આજ સુધી સાંભળતા હતા પરંતુ અમે આજે તેમાંના એકને નજરે જોઇએ છીએ આ સ્વામીશ્રીનું અગાધ જ્ઞાન જોઇને એમ લાગે છે કે નવા જગતના જ્ઞાનની અથવા સુધારાની દિશા ભૂલ ભરેલી છે આ તરફ એક પણ રામની ટ થયો નથી અને ભવિષ્યમાં થવાનાં ચિન્હ પણ હજુ દેખાતા નથી "

સ્વામીશ્રીએ બે વર્ષના ટુંક સમયમા અમેરિકામાં કેટલુ બધુ કાર્ય કર્યું અને તેની અમેરિકન લોકો ઉપર કેટલી બધી અસર થઈ હતી તેનું વર્ણન કરી શકાય તેમ નથી

સ્ટીમરનો પ્રવાસ કરતી વખતે સ્ટીમરમાંના અમેરિકન લોકોને સ્વામીશ્રી અમેરિકનજ છે એમ લાગતુ અમેરિકા જતા પહેલા જાપાન જતી વ ખતે જે જાપાનીઓને સ્વામીશ્રીને મળવાનો અને વાતચીત કરવાનો લાભ મળ્યો હતો તેઓ પાછળથી કહેતા કે સ્વામી શ્રી હજુ અમારી ઓરડીમાજ છે એમ અમને લાગે છે તેમનું ઉચ્ચ અને ભવ્ય કપાળ અને ભગવો પોશાક જોઇ અમને અમારા બરફથી ઢંકાએલા પ્રિય શીઝીમા જ્વાળામુખીનું સ્મરણ થાય છે જાપાનમાં ટાકીઓ ઇમ્પીરીઅલ યુનીવર્સીટીના સસ્કૃત પાઠશાળાના પ્રોફેસર તાકા કુસુએ સ્વામીશ્રી વિષે "પૂર્ણત્વ પામેલા ખરાહિદી તત્વવેત્તા મ્હે એમનેજ જોયા," એવા ઉદ્‌ગાર કાઢ્યા હતા સ્વામીશ્રી ઈજીપ્તમા ગયા ત્યારે ત્યાના મુસલમાનોએ તેમનો ઉત્તમ સત્કાર કર્યો હતો. તે લોકોની ઇચ્છાથી તેમણે ત્યાંની એક મસ્જીદમા ફારસી ભાષામાં વ્યાખ્યાન આપ્યુ હતું અને તે લોકોને બહુજ ગમ્યું હતું.

અમેરિકામા એક જણે સ્વામીજીને પૂછ્યુ કે, પૈસા વગર તમને કેમ ચાલશે? તેને સ્વામીશ્રીએ જવાબ આપ્યો કે; 'રામ'ને જેની જરૂર પડે છે તે વસ્તુ એની મેળેજ તેને આવી મળે છે, કારણ કે 'રામ' આખા વિશ્વને ચાહે છે, એટલે આખુ વિશ્વ 'રામ'નેજ ચાહે છે, પછી જોઇએ તો 'રામ અમેરિકામાં રહેતો હોય કે હિંદુસ્તાનમાં રહેતો હોય પણ આખુ જગત્ 'રામ'નુજ ઘર છે

સ્વામીશ્રી સદા ૐ એ પ્રણુવ મત્રનો ઉચ્ચાર કર્યા કરતા હતા. ઉપદેશ કરતાં પણ વચ્ચે એકાએક જોરથી તેઓ પ્રણવનો ઉચ્ચાર કરી જતા અમેરિકાના પર્વતમાં ઝાડીઓમા જ્યાં 'રામ' જઇને રહેતા ત્યા ૐકારનો અવ્યાહતધ્વનિ સભળાયા કરતો અને તેથી આકાશ ગાજી રહેતું મીસીસ વેલમન નામની એક અમેરિકન સ્રી 'રામ'ની ભક્તિમા એટલી બધી લીન થઇ ગઇ હતી કે એવી સ્રી આ વિશ્વમા પોતાના છોકરા ઉપર પ્રેમ રાખનારી પણ નહિ હોય, તે બાઇ વૃદ્ધ હતી, હિંદુસ્તાની ભાષા સમજી શકતી નહોતી તો પણ તે 'રામ'ને મળવા માટે પંજાબમાં આવી હતી

અને કેટલાંક વર્ષો સુધી અહી રહી 'રામ'ની જોડે જગનોમાં ફરીફરીને રામના ખરી પ્રેમમા લીન થઇ હતી, પછી અમેરિકા જતી પહેલાં લાહોર અમૃતસર અને 'રામ'ની જન્મભૂમિ મરાલીવાલા એ શહેરો તેણે જોયા હતાં જે ઓરડીમાં રામનો જન્મ થયો હતો તે ઓરડી, જે નિશાળમાં નાનપણમા તે ભણ્યા હતા તે નિશાળ અને જે ઘરમા બેસીને તે રમતા તે ઘર જ્યા બેસીને તે વાચતા તે જગ્યાએ સર્વ સ્થળો તેને ઘણાં ગમતા 'રામ'ના છોકરો, તેમની પત્નિ અને તેમના ઘરના માણસો સૌના ઉપર તેને પ્રેમ હતો તે સદા ૐ એ પ્રણવ મત્રનો જપ કરતી એટલુજ નહિ પણ પોતાના પોપટને પણ તેણે એ મત્રોચ્ચાર કરતા શીખવ્યું હતું જે દેશમા સ્વામીશ્રી જતા ત્યાના લોકોની પણ વેલમન જેવીજ સ્થિતિ થતી હતી અમેરિકા જાપાનમા ભણવા જતા વિદ્યાર્થીઓને માટે તે દેશમાં સવડ કરવાનો સ્વામીશ્રીએ ઘણો પ્રયત્ન કર્યો હતો અને તે સફળ પણ થયો હતો. અમેરિકામાં 'સ્વામી રામ સોસાયટી' એ નામની સસ્થા સ્થાપાઇ છે અને તે વિદ્યાર્થીઓને ઘણી ઉપયોગી થઇ પડી છે

અપૂર્ણ

---

# मनुष्ये अन्यने उच्च बनाववानो प्रयत्न करता पहेलां प्रथम पोते जातेज उच्च बनवुं जोईए.

મનુષ્ય રહેજસાંજ જાણતાં શીખ્યો કે તરત બીજાને સુધારવા મંડી પડે છે. પોતાનામાં શું છત છે તેનો અભ્યાસ કરતા પહેલા બીજાને શીખામણ આપવા મચી પડે છે, પોતે અનેક દોષના આગારરૂપ હોવા છતા અન્યના દોષ બતાવી તેને તે દોષમાથી મુક્ત થવા કહે છે આ જ્યા જોઇશુ ત્યાં સર્વ સ્થળે, નાના મોટા સર્વ ગામોમા, શહેરોમા અને દેશોમાં સર્વ સ્થળે મનુષ્યો પોતે સુધરવા તરફ જેટલી કાળજી નથી કરતા તેથી વધુ કાળજી અન્યને સુધરવા કર્યા કરે છે

આજે સેલ્ફ ગવર્નમેન્ટ, હોમરૂલ, સ્વરાજ્ય અને એવી રીતે સ્વતંત્રતા મેળવવા માટે સ્થળે સ્થળે સંસ્થાઓ સ્થપાઈ છે સ્વરાજ્ય મળવવાનો હેતુ શા માટે છે ? માત્ર સુખ માટે છે તે સુખ શરીરનું, મનનું કે શાનું ? તેનો નિશ્ચય હજુ થયો નથી. પણ લોકો માને છે કે સ્વરાજ્ય મળે તો આપણે આપણી મેળે આપણને અનુકુળ રાજ્ય વ્યવસ્થા કરી શકીએ અને તેથી સુખ મેળવી શકીએ. આ સુખ વ્યવહારિક છે મનુષ્ય ધન કમાવાની ઇચ્છા રાખે છે તે સુખ શરીર માટે છે તેમ હાલ જનસમાજમા જે પ્રવૃત્તિ ચાલી રહી છે તે માત્ર શારીરિક સુખ મેળવવાને માટે છે આ પ્રમાણે શારીરિક સુખની પ્રાપ્તિ માટે અનેક સંસ્થાઓ અનેક કાર્ય કર્યા કરે છે આ પ્રકારની સંસ્થાઓના ચાલકો અન્ય મનુષ્યોને પોતાની સંસ્થામા જોડાવા અહર્નિશ પ્રયત્ન કર્યા કરે છે સમાજ સેવા કરવી એ જો કે ઉત્તમ કાર્ય છે તોપણ સમાજસેવા કરતા પહેલા એ લક્ષમા રાખવાની જરૂર છે કે આપણા ઘરની આપણે સેવા કરી છે ? આપણા કુટુંબને આપણે સુધાર્યું છે ? અને આપણે કેટલા આગળ વધ્યા છીએ ? પ્રથમ દરેક માણસે પોતે ઉન્નતગામી થવાની જરૂર છે, તો તે પ્રમાણે તે ઉન્નતગામી થયા છે ? પોતે બોલે તેજ પ્રમાણે ચાલતા શીખ્યા છે ? પોતે જેવા વિચારનો ફેલાવો કરવાની ઇચ્છા રાખતા હોય છે તે તેમણે પોતાના આચારમાં ઉતાર્યો છે ? જો તેમ ન કર્યું હોય તો તે સર્વ નકામુ છે. પ્રથમ મનુષ્યે પોતાની જેવી વાણી તેવુંજ વર્તન રાખવુ જોઇએ, અને અન્યને જેવા થવાને માટે ઉપદેશ આપતા હોઇએ તેવા જ આપણે થવુ જોઇએ જો આ પ્રમાણે પ્રથમ પોતે સુધર્યા હશે તોજ અન્યને સુધારી શકશે

પોતે દોષવાન હોવા છતા અન્યને દોષનો ત્યાગ કરવા ઉપદેશ આપવો એ મિથ્યા છે. મનુષ્યે માત્રે હમેશા પોતાના વર્તન માટે સાવધાન રહેવાની જરૂર છે મનુષ્ય પોતાનું ચારિત્ર્ય પોતે ધારે તેવુ ઉત્તમ બનાવી શકવાને સમર્થ છે ઘણા માણસોને પોતાના ચારિત્ર્યની કાંઈપણ દરકાર હોતી નથી. કેટલાક વેપારીઓ કે અમલદારો એવા હોય છે કે જેમને પોતાના ચારિત્ર્યની કાંઈપણ કિંમત હોતી નથી. વેપારીઓ માત્ર પૈસા કમાવા તરફજ લક્ષ આપે છે અને એ પૈસાનો મોજમજામા ઉપયોગ કરવો, વિશ્વમાં કીર્તિ મેળવવાની લાલસા રાખવી એ તેમનું નિત્યકર્મ હોય છે સાધારણ સાત કે દસ રૂપિયાની નિશાળના આસીસ્ટંટની નોકરી કરનારથી માંડી, વેપારીઓના સો દોઢસોમાં નોકરી કરનારા ગુમાસ્તાઓ, કચેરીના બાર પંદર કે વીસ રૂપિયાના કારકુનો કે શહેરના શેઠીયાઓથી તે મોટા અમલદાર વર્ગ તરફ આપણે દૃષ્ટિ નાખીશું તો જણાશે કે તેમનું નિત્યકર્મ—સવારમા ઉઠી ન્હા પાણી પી, જરા આમતેમ ફરી મિત્રો કે અન્ય માણસો સાથે વાતો કરી, જમી પરવારી દુકાને કે ઓફીસે જઇ પોતાના ધન કમાવાનું કાર્ય કરવુ અને સાંજે આવી વાળુ કરી સુઇ જવું એ હોય છે, એઓ ઉત્તમ વસ્ત્રાલંકારો ધારણ કરે છે, સ્ત્રીપુત્રાદિને વસ્ત્રાલંકારો ધારણ કરાવે છે અને મોજમઝા ઉડાવવાનું ઇચ્છે છે વેપાર રોજગારમાં કદાચ અસત્યથી પાંચ પચીસનો ફાયદો થતો હોય છે તો તે રૂપિયા કરતાં સત્યની કિંમત ઓછી આંકે

છે અને અસત્ય વદતાં ડરતા નથી તેઓ પોતાના ચારિત્ર્ય માટે એટલા બધા બેદરકાર રહે છે કે તેમને પછી ગમે તેમ રહેવું કે ગમે તેમ વર્તવું એ સ્વાભાવીક થઈ જાય છે જો તેઓ ઇશ્વરને માનનારા હોય છે તો માત્ર પૈસે ટકે પરમાત્મા સુખી રાખો વેપાર રોજગારમા બરકત આવે અને ગઇ સાલ કરતાં વધુ કમાણી થાય, અને ઇશ્વર બાળ બચ્ચાને સુખી રાખે એટલી જ તેમની અભિલાષા હોય છે.

મનુષ્યો પોતાના શરીરને સાચવવા જેટલી કાળજી રાખે છે તેટલી મનને કેળવવાની રાખતા નથી. મનોબળને વધારવા બીલકુલ લક્ષ આપતા નથી પોતે વેપાર રોજગારમા અને ધનદોલત કમાવામાં મશગુલ હોય છે, અને તેમા જો કોઈ મનોબળને ખીલવી શકે તેવુ સદ્વિચારને ફેલાવનારૂં પુસ્તક કે માસીક વાચવાનુ કોઇ કહે તો કહે કે, મને ફુરસદ નથી પોતાને ફુરસદ ન હોય તો પછી છોકરાં કે પત્નિને તો હોયજ ક્યાથી ? છોકરાં અન્ય સારા નરતાં છોકરાંનો સોબતે ગમે તેવા વિચાર અને વર્તનને સેવનારા થાય છે અને સ્ત્રી ઘેર બેઠા બેઠા નવરાશનો વખત અન્ય અડોશ પડોશની સ્ત્રીઓ સાથે કાથાકમલા કે નિંદાની વાતો કરવામા ગાળે છે આથી મનોબળ ન પ્રાપ્ત થતાં ચારિત્ર સુધરવાની આશા વ્યર્થ હોય છે અને મનુષ્યનુ જ્યાંસુધી ચારિત્ર્ય સુધરેલું હોવુ નથી ત્યાસુધી તે આ વિશ્વમાં મહાન પુરુષ થઇ શકતો નથી અને જ્યાં સુધી તે આ સંસારમાં આદર્શ પુરુષ ન થઈ શકે ત્યા સુધી અન્યને સુધારવાને કે ઉપદેશ આપવાને માટે લાયક થઇ શકતો નથી

જે ઘરનો મુખ્ય પુરુષ પવિત્ર, સરળ હૃદયનો અને ઉચ્ચ ચારિત્ર્યવાળો હોય છે તે ઘરના સ્ત્રી છોકરા પણ તેનુ અનુકરણ કરી ઉત્તમ ચારિત્ર્યવાળાં થઇ શકે છે જે ઘરની મુખ્ય સ્ત્રી પતિવ્રતા, શાંત, સરળ હૃદયની, પ્રેમાળ અને ઉચ્ચ ચારિત્ર્યવાળી હોય છે તેનાં છોકરા પણ તેના જેવાં ઉત્તમ ચારિત્ર્યસપન્ન હોઈ આ વિશ્વમા મહાન આદર્શ મનુષ્ય તરીકે ભવિષ્યમાં ગણાય છે માટે દરેક ઘરના મુખ્ય પુરૂષે જેટલી કાળજી પૈસા કમાવામા અને ધનદોલત એકઠું કરવામા રાખવાની છે તેથી પણ વધુ કાળજી પોતે ઉત્તમ પ્રકારના ચારિત્ર્યસપન્ન થવાને અને પોતાની પત્નિને ઉત્તમ ગૃહિણી બનાવવાને માટે રાખવાની છે—જો પોતે અને પોતાની પત્નિ પ્રથમ ઉત્તમ ચારિત્ર્યસપન્ન થશે તો પછી બાળકોને ઉત્તમ નિવડવાને માટે ખામી નહિ આવે.

વ્યવહાર કુશળ થવાને, દરેક મનુષ્યને ગમે છે. ધંધો રોજગાર કરી ધન દોલત અને વૈભવો મેળવવાની સર્વને ઇચ્છા હોય છે, છતાં ઘણાને તે દોલત સુખ અને શાંતિ આપનારી થાય તેને માટે ઉત્તમ ચારિત્ર્યસપન્ન થવાની જરૂર જણાતી નથી આપણે ઘણી જગ્યાએ જોઇશું તો પૈસો ટકો અને સ્ત્રી છોકરાં હોવા છતાં પણ ઘણા મનુષ્યો સુખી હોઇ શકતા નથી બહારથી ઘેર આવે તો સ્ત્રીના છુંકારા અને છોકરાંના ટટાફિશાદ સાંભળવાના હોય છે સ્ત્રી કહે છે કે મને અમુક જણસ ન કરાવી આપી, અને છોકરાં કહેશે કે મારે અમુક વસ્તુ જોઇશે આ પ્રમાણે તેમનુ ધ્યેય માત્ર પૈસો ટકોજ હોય છે પરતુ જો પોતે ઉત્તમ ચારિત્ર્યસપન્ન હોય છે, પોતાની પત્નિ સુશીલ અને પવિત્રહૃદયા હોય છે તો તેમને પૈસા ટકા કરતાં પણ વિશેષ શાંતિ અને આનંદનો લાભ મળી શકે છે

જ્યાં સુધી પોતે ઉત્તમ ચારિત્રસપન્ન હોઇ આદર્શ પુરૂષ ન બની શકે ત્યાં સુધી અન્યને સુધારવાનાં ફાંફાં મારવાં એ મિથ્યા છે મનુષ્યે પ્રથમ પોતે સુધરવુ અને અન્યને સુધારવા માટે ઉત્તમ મનોબળને મેળવવુ જોઇએ ઉત્તમ મનોબળ હોય છે તોજ ઉત્તમ વિચાર થઈ શકે છે મનુષ્ય જે કાંઈ કાર્ય કરે છે તે સર્વ વિચારનોજે પરિણામરૂપ છે, જે કાર્યનો જેટલો વધુ વિચાર કરવામાં આવે છે તે કાર્ય તેટલુજ અધિક થાય છે. મનોબળજ મનુષ્યના સંપૂર્ણ કાર્યના મૂળરૂપ છે. મનુષ્ય જે કાર્ય વારંવાર કરે છે તે ધીરે ધીરે સ્વાભાવિક ટેવનુ સ્વરૂપ ધારણ કરે છે એટલે પછી તેને તે કાર્ય કરવાની ટેવ પડી જાય છે આ પ્રકારે વારવાર જે કાર્ય કરવાની ટેવ પડી જાય છે તે કાર્ય પછી અનાયાસે માણસ કરી શકે છે અનેક પ્રકારની ટેવોના સમૂહનુ નામજ ચારિત્ર્ય છે. જેને અંગ્રેજીમાં

કેરેક્ટર ( character ) કહે છે એથી મનુષ્યે જેવા પ્રકારના પોતે થવુ હોય, પોતાનું જેવુ ચારિત્ર્ય રચવુ હોય તેવા પ્રકારના વિચારોનુ તેણે સતત સેવન કરવું જોઇએ. અને જે પ્રકારનુ કાર્ય હાનિકર્તા હોય તે પ્રકારનુ કાર્ય કરવાની ટેવ પાડવી ન જોઇએ એથી જેની ટેવ પાડવી ન હોય તેવા વિચારનુ પણ સેવન કરવુ ન જોઇએ

અન્યને સુધારવા માટે પ્રથમ પોતે પોતાનુ ચારિત્ર્ય ઉચ્ચ કરી પોતાના દ્દષ્ટાંતથી અન્યને સુધારવા જોઇએ માટે પ્રથમ પોતાનુ ચારિત્ર્ય ઉચ્ચ કરવા માટે પોતે ઉચ્ચ વિચારોનું સેવન કરવુ જોઇએ, મનુષ્ય વારવાર જે વિચારનું સેવન કરે છે તે વિચાર અંતે કાર્યનુ રૂપ ધારણ કરે છે અને તેને પોતાના વિચારાનુસાર કાર્ય કરવાને માટે પ્રવૃત્ત થવુ પડે છે જેથી જો વિચાર ઉત્તમ હશે તો કાર્ય પણ ઉત્તમ થશે અને તેનું ફળ પણ ઉત્તમજ મળવાનુ જો અશુભ વિચાર હશે તો તેનું પરિણામ પણ અશુભજ આવવાનુ આ પ્રમાણે જ્યા જોઇશુ ત્યાં અસત્ય, પ્રપચ કલેશ ` ` ક્રોધના વિચારોનું સેવન કરતારાનાં કાર્યો ꠰ તેવાંજ હોવાનાં અને તેમની જીદગી પણ ꠰ જણાવાની. માટે જો આદર્શ પુરૂષ થવુ હોય, ઉત્તમ ચારિત્ર્યસંપન્ન થવુ હોય તો સર્વથી પહેલું તમારા મનોબળને વધારજો અને શુભ વિચારોનુ સેવન કરતા રહેજો

પ્રત્યેક કાર્યનુ કારણ વિચાર છે મનુષ્ય જેવા વિચારનુ સેવન કરનારો હશે તેવુ કાર્ય તે કરી શકવાનો આપણે કેવા વિચાર કરવા એ આપણી મરજીની વાત છે. આપણે આપણા મનના માલીક છીએ, તેને આપણે વશ રાખવુ જોઇએ જો તે કદાચ વશ ન રહે તો તેને વશ કરવાનો એક ઉત્તમ ઉપાય છે કે તેથી આપણે તેને અને આપણા વિચારોને બન્નેને વશ કરી શકીએ તેમ છે

મનુષ્યનામાં એવા ગુણ છે કે તેને કોઈ એકનુ એક કામ વારવાર કર્યા કરવાથી તે કામ કરવાની તેનામાં શકિત વધતી જાય છે પ્રથમ જે કામ કઠિન જણાતું હોય છે તે બીજી વાર કરવાથી સહેલું જણાય છે, અને તેજ કામ ત્રીજી વાર કરવાથી વળી તેથી પણ સહેલું જણાય છે, એમ જેમ જેમ તે વારંવાર કરવામાં આવે છે તેમ તેમ તેમાં કઠિનતા ઓછી જણાય છે અને ઉત્તરોત્તર તે કામ ઉત્તમ થતું જાય છે અને ધીમે ધીમે તેજ કઠિન જણાતું કાર્ય ઘણુંજ, સહેલુ જણાય છે તેવીજ રીતે કોઇએક વિચારને મનમા દાખલ કરવો એ પહેલીવાર જરા કઠિન જણાય છે પણ તેનો તેજ વિચાર બીજીવાર, ત્રીજીવાર કે ચોથી વાર આવતાં રહેલો થઈ જાય છે અને જેમ જેમ તે વિચારનુ વારંવાર સેવન કરવામાં આવે છે તેમ તેમ તે પછી ટેવનુ રૂપ ધારણ કરે છે અને સ્વભાવસિદ્ધ થઈ જતાં એની મેળેજ તે વિચાર વારવાર આવ્યા કરે છે અને પછી તે વિચાર મનના એક અંગરૂપ થઈ જાય છે. આ પ્રમાણે શુભ વિચારો કરવાની ટેવ પડતાં ચારિત્ર્ય પણ ઉત્તમ થવાનુ અને ઉત્તમ ચારિત્ર થતાં પોતાનું કુટુમ્બ પણ સુધરવાનું અને તે દ્વારા પોતે સુખ નો અનુભવ કરી શકવાનો.

આ વિશ્વમા કોઈ પણ કામ અસંભવિત નથી, ભલે તે કઠિન હશે પરંતુ તે ધીરે ધીરે અભ્યાસ કરતાં કઠિનમાં કઠિન કાર્ય પણ સરળ થઇ જવાનું આથી દરેક માણસ પોતાના વિચારોને વશમા રાખી તેના ઉપર અધિકાર મેળવી શકે છે કદાચ એકાદવાર નિષ્ફળતા મળે તો ધૈર્યથી બીજીવાર પ્રયત્ન કરવો પણ નિરાશ ન થવુ વારવાર પ્રયત્ન કરવાથી અસાધ્ય ગણાતું કાર્ય પણ સાધ્ય થઈ જાય છે અને જો મનને તમે વશ કરી શકતા નહોતા તેજ મન તમારી ઇચ્છાનુસાર વિચાર કરવાનું શીખી શકે છે.

દરેક માણસ પોતાના વિચારોને વશ કરી શકે છે અને અશુભ વિચારોને પોતાના મનમા આવતાં રોકી શકે છે કોઇ પણ કાર્ય કઠિન હોય છે તોપણ તે વારવાર કર્યા કરવાથી સરળ થઈ જાય છે, એવી રીતે શુભ વિચારોનું સેવન કરી તમારા મનોબળને વધારો અને મનોબળ વધતાં ચારિત્ર પણ ઉત્તમ થવાનું જ મનુષ્યે સુખી થવાનો અને બીજાને સુખી કરવાનો આજ માર્ગ ઉત્તમ છે પ્રથમ પોતે સુધર્યા વગર બીજાને સુધારવા મથવુ એ મિથ્યા કાળક્ષેપ કરવા જેવું છે આજે અન્યને સુધારવાને ફાંફાં મારનારા ઘણા નજરે આવે છે છતાં પણ તેમની મહેનત બર આવતી

નથી અને અન્ય મનુષ્યો તો હોય છે તેવાને તેવાજ રહે છે આનું કારણ પણ એજ છે કે સુધારનારનુ ચારિત્ર ઉચા પ્રકારનું હોતું નથી

તમારા બોલવાનો કે બીજાને ઉપદેશ આપતા હો તો તેનો પ્રભાવ અન્ય ઉપર પડવોજ જોઈએ જ્યાં સુધી તમે તમારો પ્રભાવ બીજાના ઉપર પાડી શકતા નથી, ત્યા સુધી તમે અન્યને સુધારી શકતા નથી આજે ભગવી ચીંથરીએ ફરનારા કહેવાતા મહાત્માઓ સ્થળે સ્થળે ઉપદેશ આપતા જોવામાં આવે છે ઘણા ધર્મ સપ્રદાયોના આચાર્યો પણ જે જે ગામે પોતાનો મુકામ થાય છે તે તે ગામે કથા વાર્તા કરી પોતાના સેવકોને સુધારવા મથે છે પણ તેની અસર જોઇએ તેવી થતી નથી કારણ કે તેઓ ઉપદેશો કે ભાષણો સાભળનારા તે ઉપદેશ આપનાર કે ભાષણ કરનારના ચારિત્ર તરફજ ધ્યાન આપે છે અને જો તેનામા કાંઇ ઉન્નત જણાતુ નથી તો તેના બોલવાની અસર બીજા માણસોને થતી નથી

મહાપુરૂષનુ એક વાક્ય અન્યને સુધારવાને બસ છે જેની રગેરગમાં પવિત્રતાનુ લોહી વહી રહ્યુ હોય છે, જેના હૃદયમા નિર્મળતાનો ઝરો ઉભરી રહ્યો હોય છે અને જેના એકે એક વિચાર, વાણી કે વર્તનમા ઉચ્ચ પ્રકારના જીવનનો અન્યને અનુભવ થઇ રહ્યો હોય છે તેવા પુરુષોના બોલવા ઉપરજ અન્ય મનુષ્યો ખેંચાઇ જાય છે અને તેમના ઉપદેશનીજ અન્યને અસર થાય છે

દરેક મનુષ્ય સુખને ઇચ્છે છે પોતે સુખી થવુ અને અન્યને સુખી કરવા એ વિચાર ઉત્તમ છે માટે સર્વથી પ્રથમ પોતે સુખી થવુ જોઇએ ઉત્તમ ચારિત્ર મેળવ્યા વગર સુખ મળતું નથી, અને પોતાનુ ચારિત્ર ઉત્કૃષ્ટ થયા વગર સમાગમમા આવનાર 'મનુષ્યોનુ' પણ ચારિત્ર સુધરતુ નથી, માટે દરેક માણસનું પ્રથમ કર્તવ્ય પોતે પોતાનુ ચારિત્ર ઉચ્ચ પ્રકારનુ કરવુ એ છે અને ગૃહસ્થાશ્રમના ખરા સુખનો અનુભવ કરવો હોય તો પોતાની પત્નિને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપી તેને યથાર્થ ગૃહિણી બનાવી ઉચ્ચ ચારિત્રશીલ બનાવવી જોઇએ. જો ઘરમા પતિ અને પત્નિ બે ઉત્તમ ચારિત્રવાળા થશે તો પછી તેમના વર્તનથીજ તેમની દેખાદેખી અન્ય મનુષ્યો અને છોકરાં પણ ઉચ્ચ જીવન ગાળનારાં બનવાનાં જ માટે સર્વથી પહેલાં તમારૂં ચારિત્ર ઉચ્ચ કરવાની સાવધાનતા રાખવાની જરૂર છે પોતે વાચે છે ઘણુ, પરતુ તે વાચેલુ જેટલુ આચારમા ઉતરે છે તેજ ખરૂ વાચ્યુ ગણાય છે આપણે એકવાર નિશ્ચય કર્યો કે સત્યનુ પાલન કરવુ, શાંતિ રાખવી અને આનંદનો ત્યાગ ન કરવો હવે તે નિશ્ચયને દિવસના ચોવીસે કલાક પાલન કરવુ અને તેમા વિક્ષેપ નાખનારા અનેક કારણો આવી મળે તો તે પ્રસગે કરેલા નિશ્ચયમાંથી ન ડગવાની સાવધાનતા રાખવી એ કામ ઘણુ કઠિન છે, તોપણ ઉપર જણાવ્યુ તેમ સવારથી તે સાંજ સુધી અન્ય કાર્ય કરતાં પણ પોતાના મનમાં તે નિશ્ચયને ડગાવનાર વિચાર ન પ્રવેશી જાય કે જાણે અજાણ્યે પોતાના વર્તનમાં અન્ય કાર્ય કરતાં પણ તે નિશ્ચયને ડગાવનાર કંઇ કારણ ન બની જાય તેની સતત સાવધાની રાખતાં શીખવું જોઇએ અને જેમ જેમ રોજ સાવધાન રહેતા જશો તેમ તેમ પછી તે નિશ્ચયો સ્વભાવસિદ્ધ થતાં એક ટેવ જેવા થઇ જશે અને તે પછી જાણે અજાણ્યે પણ તમે તમારા નિશ્ચયમાંથી ડગી શકશો નહિ, આમ સતત સાવધાનતાપૂર્વક ઉત્તમ નિશ્ચયોનુ પાલન કરતાં તમારૂં ચારિત્ર તે નિશ્ચય પ્રમાણેના જ સંસ્કારવાળુ થતાં તમે તમારૂ જીવન સુધારી શકશો અને અખંડ શાંતિ અને સુખને પામી શકશો

ગૃહસ્થાશ્રમનુ ખરૂં સુખ તો ઘરનાં તમામ માણસો ઉત્તમ ચારિત્રવાળાં હોય છે તોજ મળે છે અને તેથી આ વર્ષે ભેટ તરીકે 'ગૃહિણી રત્નમાળા' એ નામનુ પુસ્તક આપને મળશે અને આશા છે કે તે સ્ત્રીઓને વધુ ઉપકારક થઈ પડશે.

# दिव्यांगना.

## 'પ્રકરણ ૧ લું'

### દિવ્યપુરુષ.

દિલ્હીમાં એક દિવસે સન્ધ્યાકાળે એક યુવક ઘોડા ઉપર બેસી ફરતો ફરતો બેએક ગાઉ ઉપર આવેલા એક મનોહર બાગની પાસે આવી પહોંચ્યો એ બાગની અંદર એક સુંદર મહેલ હતો તે મહેલની અંદરથી કોઇ સ્ત્રી બુમો પાડતી હોય એવો સ્વર તે યુવકના સાંભળવામાં આવ્યો આ સ્વર કરુણાજનક હતો જેથી તે સાંભળી તે યુવકે પોતાનો ઘોડો ઉભો રાખ્યો અને શું છે તે જાણવાની ઇચ્છામાંથી શાંત થઇ મહેલની સામે જોવા લાગ્યો થોડીવારે ફરી પાછો કોઇ સ્ત્રીનો કરુણાજનક સ્વર સંભળાયો આથી તે યુવકે ઘોડા ઉપરથી ઉતરી અંદર મહેલમાં જવાનો વિચાર કર્યો એવામાં સામેના અરણ્યમાંથી એક વીસેક વર્ષનો તેજસ્વી પુરુષ તેના તરફ આવતો જણાયો, તેણે તે યુવક પાસે આવી કહ્યું કે "આ મહેલમાંથી કોઇ સ્ત્રીની કરુણાજનક ચીસ મેં સાંભળી છે, તે શું તમારા સાંભળવામાં આવી છે?"

યુવક—'હા, તે અવાજ મેં પણ સાંભળ્યો છે"

દિવ્ય પુરુષ—"તે કોનો અવાજ છે અને શું છે, તે શું તને જાણો છો?'

યુવક—"ના, હું પણ જાણવાને ઉભો છું કે એ કોણ બુમો પાડે છે"

દિવ્ય પુરુષ—"તો હવે વાતોમાં વખત ગાળવો નકામો છે"

એમ કહી તે પુરુષે તે બાગની અંદર પ્રવેશ કર્યો તેની પાછળ પાછળ પેલો યુવક પણ તેનો ઘોડો બાંધી બાગની અંદર ચાલ્યો અંદર દરવાજા પાસે જઇ જોયું તો ત્યાં ઉઘાડી તલવારે કેટલાક પહેરગીરો પહેરો ભરી રહ્યા છે, અંદર જવા પેલા દિવ્યપુરુષે મુખ્ય પહેરગીરને પૂછ્યું કે—"આ બાગ કોનો છે?"

સિપાઇએ કહ્યું—"શહેનશાહ ઔરંગઝેબના સુબા જુમમાતખાનો"

દિવ્યપુરુષ—"શું તે આ મહેલની અંદર છે?"

સિપાઇ—"હા, તે મહેલની અંદર છે"

દિવ્યપુરુષ—"તેમને ખબર આપો કે મારે તેમને મળવું છે"

સિપાઇ—"અત્યારે તેમને મળવા જવાને માટે હુકમ નથી"

દિવ્યપુરુષ—"ઠીક, હમણાં થોડીવાર પહેલા આ બાગમાંથી કોઇ સ્ત્રીની બુમ તમે સાંભળી છે? તે સ્ત્રી કોણ છે? અને ક્યાં છે?

આ સાંભળી સિપાઇ ગરમ થઇ ગયો તેણે કહ્યું—"મેં તો કાંઇ સાંભળ્યું નથી, અને કદાચ બુમ પાડી હોય તોપણ તેની તમારે શી પડી છે?"

દિવ્યપુરુષ—"હું તે જાણવા માગું છું કે કોણે બુમ પાડી અને શામાટે?"

બીજો સિપાઇ જે તેમની વાત અત્યારસુધી સાંભળ્યા કરતો હતો તે જરા આગળ આવીને બોલ્યો—"શું જાણવા માગે છે? જા, જા, છાનો માનો તારે રસ્તે પડ, અહીં કોઇને ઉભા રહેવાનો હુકમ નથી."

આ સાંભળી તે દિવ્યપુરુષે કહ્યું "શું બોલે છે દુષ્ટ? તારી જીભ સંભાળ, અને સામેથી દૂર ખસ, હું જાતે બાગની અંદર જઇ આ વાતની તપાસ કરું છું"

આ પ્રમાણે તે દિવ્ય પુરુષે જાતે હુકમ કરતો

હોય તેવી ઓજસ્વિતાથી તે સિપાઇઓને આ વાત કહી. આ સાભળી બારણા આગળ ઉભેલા યુવકે ધાર્યું કે —"આ પુરુષ નાહક વિપત્તિમા પડનારો છે આ સિપાઇઓ તેને અદર જવા દેશે નહિ, અને તે નાહક જીવ ખોશે ", પરતુ તેને બદલે તે યુવકે જોયુ તો તે દિવ્યપુરુષે આગળ ચાલવા માડયુ કે તરતજ દ્વાર ઉપરના પહેરેદાર સિપાઇઓ આઘા ખમી પત્થરની માફક જડ જેવા થઈ ઉભા રહ્યા, અને તે પુરુષે અદર પ્રવેશ કર્યો તે પછી પેલા યુવકના આશ્ચર્યની સીમા રહી નહિ તે પછી તે આ વિલક્ષણ બનાવનુ શું પરિણામ આવે છે તે જાણવા માટે તે દરવાજા આગળ આવેલા એક કુવાની પાસેના ચોતરા ઉપર જઈ બેઠો અને તે પુરુષને આવવાની રાહ જોવા લાગ્યો

આ તરફ તે દિવ્યપુરુષ અદર ગયો અને બાગની અદર આવેલા મહેલના કમ્પાઉન્ડ પાસે આવી અદર જવાનો વિચાર કરવા લાગ્યો ત્યાં પણ ઉઘાડી તલ્વારે પેરો કરતા પહેરગીરો હતા, તેમાંના એક આ પુરુષને અદર આવતો જોઇ પૂછ્યું —"કોણ છે ? ક્યાં જાય છે ?"

આ સિપાઇના બોલવા ઉપર તે પુરુષે કાઇ પણ ધ્યાન ન આપતાં તે તેની નજીક ગયો અને તેણે પોતાના જમણા હાથની તર્જની આંગળી તેની સામે ધરીને તેને કહ્યુ કે —"ચુપ—ચુપ." આ પુરુષની આ વાત સાભળતાજ તે લોકો ચુપ થઈ ગયા અને એક ક્ષણવારમાં તે હતા ત્યાંને ત્યા જ જડવત થઇ ઉભા તે પછી તે પુરુષ ત્યાંથી અદર જઈ મહેલના મેડા ઉપર ચઢયો.

ઉપર જોયુ તો સીડીમાથી જતાં એક ખડ હતો, અને તેની જોડે બીજા બેચાર ખડ અને દિવાનખાનાં શણગારેલાં હતા તે પુરુષે પ્રથમ ખડમાં થઇ બીજા ખડમાં પ્રવેશ કર્યો તો ત્યાં દિવાનો પ્રકાશ ઝગઝગી રહ્યો હતો, અને એક સિપાઇ ઉઘાડી તલ્વારે પ્હેરો ભરી રહ્યો હતો આ સિપાઇ તે પુરુષને જોતાં જ જેવી બુમ પાડવા જાય છે તેવામાં જ તે પુરુષે પોતાના હાથની તર્જની આંગળી તેની સામે ધરી કહ્યુ — "ચુપ—ચુપ."

તે પુરુષની આ વાત સાંભળતાં જ સિપાઈ ચૂપ થઇ ગયો, જે પછી તે પુરુષે તે ખડમાંથી બીજા ખડમાં પ્રવેશ કર્યો આ ખડ સુશોભિત હતો, એક બાજુએ સુંદર ગાલીચો બિછાવેલો હતો અને કેટલાક કૌચ, ખુરશીઓ, તકીયા સુવ્યવસ્થિત રીતે ગોઠવેલા હતા ત્યાં બે લૅમ્પ ઝગઝગી રહ્યા હતા તે ખડની એક બાજુ બીજે ખડ જણાતો હતો તેનાં બારણા ઉઘાડાં હતા, તે બારણામાંથી અદરનો ભાગ દેખાતો હતો એક બાજુ બીજો ખડ હતો તેમા એક મૂલ્યવાન વસ્ત્રાલકારો ધારણ કરીને જાડા શરીરનો મુસલમાન એક કોચ ઉપર આડો પડેલો હતો તેની સામે બે ખવાસો ઉભેલા હતા અને ખવાસની પાસે જ એક અત્યત સ્વરૂપવાન સુદર સ્ત્રી મુર્છિતાવસ્થામા પડી હતી તે સ્ત્રીના વસ્ત્રાલકારોથી જાણી શકાય તેમ હતું કે તે સ્ત્રી મુસલમાન નહોતી પણ હિંદુ હતી. તે સ્થૂલ શરીરધારી મુસલમાન તે ખવાસોને કાંઇ કહેતો જતો હતો એવામાજ પેલો પુરુષ તેના ખડમાં આવી ઉભો રહ્યો તેને જોતાંજ તે મુસલમાન ચમકયો, અને એકદમ ઉભો થઇ તેના સામુ જોઈ પૂછ્યું કે —"તું કોણ છે ?"

આ સાભળીને તે પુરુષે ગભીરતાથી કહ્યુ — "જુવે છે તો ખરો કે હું મનુષ્ય છુ "

મુસલમાન.—"તુ અહીં ક્યાથી ને કેવી રીતે આવ્યો ?"

પુરુષ—"હું અહીં કાંઇ નકામો આવ્યો નથી તને મળવા આવ્યો છું એક જરૂરી કામને માટે મારૂં અહીં આવવુ થયુ છે "

મુસલમાન—"શું તને મારા નોકરોએ રોકયો નહિ ?"

પુરુષ—"રોકયો હતો "

મુસલમાન—"તો તું અહીં શી રીતે આવ્યો ?"

યુવક—'તારા સિપાઇ મને રોકવાનો યત્ન કરવા છતા પણ મને રોકી શક્યા નથી તેમ નામાં મને રોકવાની શક્તિ નથી "

આ પ્રમાણે તે દિવ્યપુરુષના ગભીરભાવપૂર્વક વાત સાભળી તે મુસલમાન કાઇક વિસ્મિત થયો અને ગુસ્સે થઇ કાંઇક ચિતા કરતાં બોલ્યો — "તને ખબર છે કે, અત્યારે તું કોની સામે

ઉભો છે. "

દિવ્યપુરૂષ—" હા, હું જાણું છુ ક્રોધ, કામ અને લોભના મદથી આંધળા થયેલા એક તુચ્છયવનની સામે. "

મુસલમાન—" બદમાશ! તને ખબર નથી કે તું કોની સામે આ પ્રમાણે બોલે છે! મારૂં નામ જુલમાતખા છે હુ આ બાગનો માલીક અને શહેનશાહ ઔરંગઝેબનો સુબો છુ. મારો જરાક ઇસારો થતા જ તારી અને તારા જેવા હજારો કાફિરોની ગરદનો ઉડાવી શકુ તેમ છુ.

દિવ્યપુરૂષ—" ઠીક "

જુલમાતખાં કાંઇક ગુસ્સે થઇને બોલ્યો—" શુ તને તારા પ્રાણનો પણ દરકાર નથી ? "

આ સાંભળી તે પુરૂષ કાંઇક આગળ જુલમાતખાંની સામે આવી બોલ્યો કે —" એ પ્રશ્ન હુ તનેજ પુછવા ઇચ્છુ છુ "

જુલમાતખાએ પોતાના મ્યાનમાંથી તલ્વાર ખેંચીને કહ્યું —" હુ વાત વધારવા માગતો નહોતો પણ જ્યારે તું તારા પ્રાણજ અર્પવા માટે આવ્યો છુ તો હવે તેનું રક્ષણ કરવાનું મને કાંઇ જણાતુ નથી "

દિવ્યપુરૂષે કાંઇક તિરસ્કાર યુક્ત ભાવથી કહ્યું —" અરે યવન! જો તને તારૂ જીવન પ્રિય હોય તો તુ તારી તલ્વાર ફેંકી દે અને મારી વાતોનો ઉત્તર આપ "

એ પુરૂષનું આ વાક્ય સાંભળતાજ અને તેના નેત્રોની જ્યોતિ સામે જોતા જ જુલમાતખાં થર થર કપવા લાગ્યો તેણે તેના હાથમાની ઉઘાડી તલ્વાર દૂર ફેંકી દીધી અને તે યુવકની સામેથી પોતાનાં નેત્રોને પાછા વાળી નીચુ મુખ રાખી ઉભો રહ્યો

દિવ્યપુરૂષ—" જુલમાતખા ? "

જુલમાતખાં—" હાં "

દિવ્યપુરૂષ—" શુ જે સુંદરી અહીં પડી છે, તેણેજ ઘોડીવાર ઉપર બુમો પાડી હતી ? "

જુલમાતખાં—" હા ",

યુવક—" એ સ્ત્રી કોણ છે તે હુ જાણવા ઇચ્છુ છુ "

આ સાંભળી જુલમાતખાં એક દીર્ઘ નિશ્વાસ નાંખીને આંખો ચોળવા લાગ્યો

પુરૂષ—" હુ જાણું છું કે તુ કઠોર હૃદયનો છે. ઠીક, હુ પૂછુ છુ કે, એ સ્રીનું નામ શુ છે?"

જુલમાતખાં—" દિવ્યાંગના!

પુરૂષ—" પહેલાં તે કયાં અને કોના રક્ષણમાં હતી ? "

જુલમાતખાં—" અલ્હાબાદની નજીક મારી જાગીર છે ત્યાં એક માનસિહ નામનો જમીનદાર રજપૂત છે તેની એ પુત્રી છે અને તે પહેલા તેના બાપની પાસેજ હતી "

પુરૂષ—" શુ દિવ્યાંગનાનું લગ્ન થઇ ચુક્યુ છે ? "

જુલમાતખાં—" ના, મેંજ તેનું લગ્ન થવા દીધુ નથી "

પુરૂષ—તે શામાટે તેમાં વિઘ્ન નાખ્યું ?

જુલમાતખાં—" આજથી બે વર્ષ ઉપર મે માનસિહના ગામમાં એક દીવસે આ સુંદરીને જોઈ હતી. તેને જોઇ અને મારા મનમાં થયું કે આ યુવતિ કોઈ કાફરને ત્યાં રહેવા લાયક નથી પણ તેની શોભાથી તો ભારત સમ્રાટનો મહેલ પ્રકાશિત થવો જોઇએ

પુરૂષ—તે પછી શુ થયું ? "

જુલમાતખાં—" તે પછી ઘોર દુષ્કાળ પડવાથી માનસિહ મારી જકાત ભરી શકયો નહિ. તેથી મે તેની મિલ્કત જપ્ત કરી લીધી. અને પછી મે તેને એકાન્તમાં બોલાવી કહ્યુ કે, જો તું તારી કન્યાને બાદશાહી મહેલમાં મોકલવાનું કબુલ કરે તો હું આ વર્ષની ખંડણી માફ કરૂં અને આ પછીના બીજા ચાર વર્ષની મળી પાંચ વર્ષની ખંડણી પણ માફ કરૂં જો તુ તે નહિ કબુલ કરે તો તું તારી માલમતા, જમીન અને દિવ્યાંગનાને પણ ખોઇ બેસશે "

પુરૂષ—" તે પછી માનસિંહે શુ ઉત્તર આપ્યો ? "

જુલમાતખાં—માનસિહ વિલાસી છે તેને ઘણી સ્ત્રિયો છે તેમાંની મુખ્ય સ્ત્રીથી આ કન્યા ઉત્પન્ન થયેલી છે તેણે પ્રથમ તો તે વાત કબુલ કરી નહિ, પણ પછીથી ઘણી આનાકાનીએ તેણે તે વાત કબુલ કરી. તેણે કહ્યુ કે દિવ્યાંગનાનો વિવાહ અહીંના બીજા જમીનદારના પુત્ર પ્રતાપ સિહની સાથે થયેલો છે. તેથી તેને નાહી મદે

મમાં મોકલી શકાય તેમ નથી. પણ તેણે મને મક્કમ વિચારનો જોઈ મારી વાત કબુલ કરી, તે ઉપરાંત તેને મે કહ્યું કે, તારે દિવ્યાંગનાનું લગ્ન ન કરતાં તેને બાદશાહની મિલ્કત સમજી તેનુ રક્ષણ કરવું, અને વખત આવે હું તેને દિલ્લી લઈ જઈ ઔરંગઝેબને સોપુ ત્યાં સુધી આ વાત તારે ગુપ્ત રાખવી, અને તેને શાહિ મહેલમાં પહોંચાડવામાં આવે ત્યાં સુધી કોઇને ખબર પડવા દેવી ન જોઇએ

દિવ્યપુરૂષે કહ્યું—ઓહ! ભારતલલના કુપ! તારૂ આવુ પતન! તે પછી તેણે જુલમાતખાંને કહ્યું-"તે પછી દિવ્યાંગના અહીં કેવી રીતે આવી?"

જુલમાતખાં—આજથી એક વર્ષ પહેલાં એકવાર મે ઔરંગઝેબને દિવ્યાંગના સબંધી વાત કરી જેથી તેમણે કૃપા કરી તેને દાસી રૂપે પોતાના મહેલમા રાખવાનુ કબુલ કર્યું જેથી હું દિવ્યાંગનાને તેડવા જાતે તેને ગામ ગયો, અને માનસિંહને મે દિવ્યાંગનાને દિલ્હી મૂકી જવા કહ્યું જેથી તે જાતે તેને લઇ અહીં આવ્યો, દિવ્યાંગનાને તેની ખબર નહોતી કે તેને ક્યા શા માટે લઈ જવામાં આવે છે દિવ્યાંગના અને તેના પિતાને મે મારા મુકામમાં ઉતારો આપ્યો અને શહેનશાહને દિવ્યાંગના આવ્યાની વાત જણાવી જેથી શહેનશાહે આજે આ બાગમાં દિવ્યાંગનાને લાવવાનો હુકમ આપવાથી તેને અહીં આણી છે અને શહેનશાહ પણ અત્યારે અહીં આવવાના છે હ મણાં એકવાક ઉપરજ દિવ્યાંગનાનો બાપ તેને અહીં મૂકીને દિલ્હી પાછો ગયો છે જતી વખતે તેણે તેને કહ્યું કે "તુ અહીં બેસજે, હુ હમણાંજ આવુ છુ"

દિવ્યપુરૂષ—"હમણા થોડીવાર ઉપર તેણે બૂમો કેમ પાડી હતી? અને તે હમણાં મૂર્છિતાવસ્થામાં કેમ પડી છે?"

જુલમાતખા—દિવ્યાગનાના પિતાના ગયા પછી હું આ ખડમા આવ્યો અને મે તેને બધી ખરી વાત જણાવી કહ્યું કે તને શહેનશાહ ઔરંગઝેબને ભેટ આપવા માટે અહિં આણી છે"

દિવ્યપુરૂષ—પછી?"

જુલમાતખા—"એ સાભળી દિવ્યાંગનાએ મુસલમાન ધર્મને માટે અનેક પ્રકારની ખરાબ વાતો કહી અને ભારત સમ્રાટને અપમાન સૂચક શબ્દો કહ્યા જેથી મે તેને ધમકાવી તેથી તેણે બુમો પાડી હતી. તે પછી તેણે આ ખડ માથા માસવા માંડ્યુ જેથી આ બે નોકરોએ તેને બળપૂર્વક પકડી રાખી. એમ પકડી રાખવાથી તેણે ફરી બૂમો પાડવા માડી અને એકદમ મૂર્છિત થઇ ભોય ઉપર પડી છે હું આ જોઇ તેને સચેત કરવા આ માણસો સાથે વાત કરતો હતો તેવામાં તમે આ ખડમાં પ્રવેશ કર્યો."

આ પછી જુલ્માતખાંએ એક દિર્ઘ નિશ્વાસ નાંખી કહ્યુ—"ઓ દીનના દુશ્મન! તું કોણ છે? તે મારા ઉપર આ કેવો જાદુ ચલાવ્યો છે? મારૂં વીરત્વ ક્યાં ગયુ? મારી શક્તિ ક્યા ગઇ? હું તારો આમ ગુલામ કેમ બની ગયો? (પૃથ્વી ઉપર પગ પછાડતાં) મારૂ બળ ક્યા ગયુ?"

દિવ્યપુરૂષે ચિંતાપૂર્વક કાંઇકવાર સુધી જુલમાતખાંના મામુ જોઈ કહ્યું—આધ્યાત્મિકશક્તિથી અજાણ વિષયવાસનાથી વિમુગ્ધ દુર્બુદ્ધિ જીવ! તે જો ધર્મ ચક્ષુથી જોવાનો થોડો ઘણો પણ અભ્યાસ કર્યો હોત, તો તને આજે તારી આવી દશા થયેલી જોઈ આશ્ચર્ય ન થાત"

જુલ્માતખા—"અરે કાફિર! હું તને પ્રાર્થના કરૂં છુ કે હમણાજ તું અહીંથી ચાલ્યો જા. ભારત સમ્રાટ ઔરંગઝેબને આવવાનો વખત થયો છે જો તે અહીં આવશે તો તેના આનન્દમાં ભગ પડશે અને તારૂં રક્ષણ કોઇ પણ ઉપાયે થઈ શકશે નહિ"

દિવ્યપુરૂષ—"અરે બર્બર! તું મારા રક્ષણની આટલી બધી ચિંતા ન કર! તારી માફક હું પણ એવુજ ઇચ્છુ છુ કે અહીં ન રહેતાં મારે ચાલ્યા જવુ જોઇએ, પરંતુ જતા પહેલાં મારે એક કામ કરવાનૂ હજુ બાકી છે આ સ્રીએ જ્યુ પાડી તે તો મે જાણ્યુ પણ હવે મારે બીજું એક કામ કરવાનું બાકી રહ્યું છે".

જુલ્માતખાં—(ભયભીત થઈ) તારૂં બીજું કામ શું છે?"

દિવ્યપુરૂષ—"તારા ભારત સમ્રાટ ઔરંગઝેબને આવવાનો વખત થયો છે?"

તે પુરૂષના આ પ્રશ્નનો ઉત્તર આપવાનો જુલમાતખાં વિચાર કરતો હતો તેવામાંજ જે દ્વારમાં થઈ તે પુરૂષ આવ્યો હતો તે દ્વારમા થઇ એક વસ્રાલકાર સજ્જિત પુરૂષે દમદમા સાથે તે ખડમા પ્રવેશ કર્યો.

તેને જોઇ જુલમાતખાંની પાસે ઉભેલા પેલા બે નોકરો એકાએક આશ્ચર્યમય સ્વરે બોલી ઉઠ્યા કે—"શહેનશાહ-શહેનશાહ ઔરંગઝેબ!"

અપૂર્ણ.

ઉભો છે. "

દિવ્યપુરૂપ—" હા, હું જાણું છુ ક્રોધ, કામ અને લોભના મદથી આંધળા થયેલા એક તુચ્છયવનની સામે. "

મુસલમાન—" બદમાશ! તને ખબર નથી કે તુ કોની સામે આ પ્રમાણે બોલે છે! મારૂં નામ જુલમાતખા છે હુ આ બાગનો માલીક અને શહેનશાહ ઔરંગઝેબનો સુબો છુ મારો જરાક ઇસારો થતાં જ તારી અને તારા જેવા હજારો કાફિરોની ગરદનો ઉડાવી શકુ તેમ છુ

દિવ્યપુરૂપ—" ઠીક "

જુલમાતખાં કાંઇક ગુસ્સે થઇને બોલ્યો—" શુ તને તારા પ્રાણનો પણ દરકાર નથી ? "

આ સાંભળી તે પુરૂપ કાંઇક આગળ જુલમાતખાંની સામે આવી બોલ્યો કે —" એ પ્રશ્ન હુ તનેજ પુછવા ઇચ્છુ છુ. "

જુલમાતખાએ પોતાના મ્યાનમાંથી તલ્વાર ખેચીને કહ્યું —" હુ વાત વધારવા માગતો નહોતો પણ જ્યારે તું તારા પ્રાણજ અર્પવા માટે બેઠો છુ તો હવે તેનું રક્ષણ કરવાનું મને કાંઇ ન જણાતુ નથી. "

દિવ્યપુરૂષે કંઇક તિરસ્કાર યુક્ત ભાવથી કહ્યું.—" અરે યવન! જો તને તારૂં જીવન પ્રિય હોય તો તુ તારી તલ્વાર ફેંકી દે અને મારી વાતોનો ઉત્તર આપ "

એ પુરૂપનું આ વાક્ય સાંભળતાંજ અને તેના નેત્રોની જ્યોતિ સામે જોતા જ જુલમાતખાં થર થર કપવા લાગ્યો તેણે તેના હાથમાંની ઉઘાડી તલ્વાર દૂર ફેંકી દીધી અને તે યુવકની સામેથી પોતાના નેત્રોને પાછા વાળી નીચુ મુખ રાખી ઉભો રહ્યો.

દિવ્યપુરૂપ—" જુલમાતખા ? "

જુલમાતખાં—" હાં. "

દિવ્યપુરૂપ—" શુ જે સુંદરી અહીં પડી છે, તેણેજ ઘોડીવાર ઉપર બુમો પાડી હતી ? "

જુલમાતખાં—" હા. "

યુવક—" એ સ્ત્રી કોણ છે તે હુ જાણવા ઇચ્છુ છુ "

આ સાંભળી જુલમાતખાં એક દીર્ઘ નિશ્વાસ નાખીને આંખો ચોળવા લાગ્યો

પુરૂપ—' હું જાણું છું કે તુ કઠોર હૃદયનો છે. ઠીક, હુ પૂછુ છું કે, એ સ્ત્રીનું નામ શુ છે ? "

જુલમાતખાં—" દિવ્યાંગના ! "

પુરૂપ—" પહેલાં તે કયાં અને કોનાં રક્ષણમાં હતી ? "

જુલમાતખાં—" અલ્હાબાદની નજીક મારી જાગીર છે ત્યા એક માનસિંહ નામનો જમીનદાર રજપૂત છે તેની એ પુત્રી છે અને તે પહેલા તેના બાપની પાસેજ હતી "

પુરુષ—" શુ દિવ્યાંગનાનું લગ્ન થઇ ચુક્યુ છે ? "

જુલમાતખાં—" ના, મેજ તેનું લગ્ન થવા દીધુ નથી "

પુરુષ—તે શામાટે તેમાં વિઘ્ન નાંખ્યુ ?

જુલમાતખાં—" આજથી બે વર્ષ ઉપર મે માનસિંહના ગામમાં એક દીવસે આ સુંદરીને જોઈ હતી. તેને જોઇ અને મારા મનમાં થયું કે આ યુવતિ કોઈ કાફરને ત્યા રહેવા લાયક નથી પણ તેની શોભાથી તો ભારત સમ્રાટનો મહેલ પ્રકાશિત થવો જોઇએ

પુરુષ—તે પછી શુ થયુ ? "

જુલમાતખાં—" તે પછી ઘોર દુષ્કાળ પડવાથી માનસિંહ મારી જકાત ભરી શકયો નહિ. તેથી મે તેની મિલ્કત જપ્ત કરી લીધી. અને પછી મે તેને એકાન્તમાં બોલાવી કહ્યુ કે, જે તું તારી કન્યાને બાદશાહી મહેલમા મોકલવાનુ કબુલ કરે તો હું આ વર્ષની ખંડણી માફ કરૂ અને આ પછીના બીજા ચાર વર્ષની મળી પાંચ વર્ષની ખંડણી પણ માફ કરૂં જો તું તે નહિ કબુલ કરે તો તુ તારી માલ મતા, જમીન અને દિવ્યાંગનાને પણ ખોઇ બેસશે. "

પુરુષ—" તે પછી માનસિંહે શુ ઉત્તર આપ્યો ? "

જુલમાતખા—માનસિંહ વિલાસી છે તેને ઘણી સ્ત્રિયો છે તેમાંની મુખ્ય સ્ત્રીથી આ કન્યા ઉત્પન્ન થયેલી છે તેણે પ્રથમ તો તે વાત કબુલ કરી નહિ, પણ પછીથી ઘણી આનાકાનીએ તેણે તે વાત કબુલ કરી તેણે કહ્યુ કે દિવ્યાંગનાનો વિવાહ અહીંના બીજા જમીનદારના પુત્ર પ્રતાપ સિંહની સાથે થયેલો છે તેથી તેને શાહી મહે'

સમાં મોકલી શકાય તેમ નથી પણ તેણે મને મક્કમ વિચારનો જોઈ મારી વાત કબુલ કરી, તે ઉપરાંત તેને મે કહ્યું કે, તારે દિવ્યાંગનાનું લગ્ન ન કરતાં તેને બાદશાહની મિલ્કત સમજી તેનું રક્ષણ કરવુ, અને વખત આવે હું તેને દિલ્હી લઈ જઇ ઔરંગઝેબને સોંપું ત્યાં સુધી આ વાત તારે ગુપ્ત રાખવી, અને તેને શાહિ મહેલમાં પહોંચાડવામાં આવે ત્યાં સુધી કોઇને ખબર પડવા દેવી ન જોઇએ

દિવ્યપુરુષે કહ્યું—ઓહ ! ભારતલલનાના કુલ ! તારૂં આવુ પતન ? તે પછી તેણે જુલમાતખાને કહ્યું—"તે પછી દિવ્યાંગના અહીં કેવી રીતે આવી ?"

જુલમાતખાં—આજથી એક વર્ષ પહેલા એકવાર મેં ઔરંગઝેબને દિવ્યાંગના સબંધી વાત કરી જેથી તેમણે કૃપા કરી તેને દાસી રૂપે પોતાના મહેલમાં રાખવાનુ કબુલ કર્યું જેથી હું દિવ્યાંગનાને તેડવા જાતે તેને ગામ ગયો, અને માનસિંહને મે દિવ્યાંગનાને દિલ્હી મૂકી જવા કહ્યું જેથી તે જાતે તેને લઇ અહીં આવ્યો, દિવ્યાંગના ને તેની ખબર નહોતી કે તેને ક્યાં શા માટે લઈ જવામાં આવે છે, દિવ્યાંગના અને તેના પિતાને મે મારા મુકામમા ઉનારો આપ્યો અને શહેનશાહને દિવ્યાંગના આવ્યાની વાત જણાવી જેથી શહેનશાહે આજે આ બાગમાં દિવ્યાંગનાને લાવવાનો હુકમ આપવાથી તેને અહીં આણી છે અને શહેનશાહ પણ અત્યારે અહીં આવવાના છે હમણાં એકતાક ઉપરજ દિવ્યાંગનાનો બાપ તેને અહીં મૂકીને દિલ્હી પાછો ગયો છે જતી વખતે તેણે તેને કહ્યું કે "તું અહીં બેસજે, હું હમણાંજ આવુ છુ"

દિવ્યપુરુષ—"હમણા થોડીવાર ઉપર તેણે ખૂમો કેમ પાડી હતી ? અને તે હમણા મૂર્છિતાવસ્થામાં કેમ પડી છે ?"

જુલમાતખાં—દિવ્યાંગનાના પિતાના ગયા પછી હું આ ખંડમા આવ્યો અને મે તેને બધી ખરી વાત જણાવી કહ્યું કે તને શહેનશાહ ઔરંગઝેબને ભેટ આપવા માટે અહિં આણી છે"

દિવ્યપુરુષ—પછી ?"

જુલમાતખાં—"એ સાભળી દિવ્યાંગનાએ મુસલમાન ધર્મને માટે અનેક પ્રકારની ખરાબ વાતો કહી અને ભારત સમ્રાટને અપમાન સૂચક શબ્દો કહ્યા જેથી મે તેને ધમકાવી તેથી તેણે બુમો પાડી હતી. તે પછી તેણે આ ખંડમાંથી નાસવા માંડયુ—જેથી આ બે નોકરોએ તેને બળપૂર્વક પકડી રાખી. એમ પકડી રાખવાથી તેણે ફરી ખૂમો પાડવા માંડી અને એકદમ મૂર્છિત થઇ ભોંય ઉપર પડી છે હું આ જોઇ તેને સચેત કરવા આ માણસો સાથે વાત કરતો હતો તેવામાં તમે આ ખંડમાં પ્રવેશ કર્યો."

આ પછી જુલ્માતખાંએ એક દિર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું—"ઓ દીનના દુશ્મન ! તું કોણ છે ? તે મારા ઉપર આ કેવો જાદુ ચલાવ્યો છે ? મારૂં વીરત્વ ક્યાં ગયુ ? મારી શક્તિ ક્યા ગઇ ? હું તારો આમ ગુલામ કેમ બની ગયો ? (પૃથ્વી ઉપર પગ પછાડતા) મારૂં બળ ક્યાં ગયું ?"

દિવ્યપુરુષે ચિંતાપૂર્વક કાઇકવાર સુધી જુલમાતખાંના મોઢું જોઈ કહ્યું—આધ્યાત્મિકશક્તિથી અજાણ્યુ વિષયવાસનાથી વિમુગ્ધ દુર્બુદ્ધિ જીવ ! તે જો ચર્મ ચક્ષુથી જોવાનો થોડો ઘણો પણ અભ્યાસ કર્યો હોત, તો તને આજે તારી આવી દશા થયેલી જોઈ આશ્ચર્ય ન થાત"

જુલમાતખાં—"અરે કાફિર ! હું તને પ્રાર્થના કરૂં છુ કે હમણાંજ તું અહીંથી ચાલ્યો જા. ભારત સમ્રાટ ઔરંગઝેબને આવવાનો વખત થયો છે જો તે અહી આવશે તો તેના આનંદમાં ભંગ પડશે અને તારૂં રક્ષણ કોઇ પણ ઉપાયે થઈ શકશે નહિ"

દિવ્યપુરુષ—"અરે બર્બર ! તું મારા રક્ષણની આટલી બધી ચિંતા ન કર ! તારી માફક હું પણ એવુજ ઇચ્છુ છુ કે અહીં ન રહેતાં મારે ચાલ્યા જવુ જોઇએ, પરંતુ જતા પહેલાં મારે એક કામ કરવાનુ હજુ બાકી છે. આ સ્ત્રીએ બુમ પાડી તે તો મે જાણ્યુ પણ હવે મારે બીજુ એક કામ કરવાનું બાકી રહ્યું છે".

જુલમાતખાં—(ભયભીત થઈ) તારૂં બીજુ કામ શું છે ?"

દિવ્યપુરુષ—"તારા ભારત સમ્રાટ ઔરંગઝેબને આવવાનો વખત થયો છે ?"

તે પુરૂષના આ પ્રશ્નનો ઉત્તર આપવાનો જુલમાતખાં વિચાર કરતો હતો તેવામાંજ જે દ્વારમાં થઈ તે પુરૂષ આવ્યો હતો તે દ્વારમાં થઇ એક વસ્ત્રાલંકાર સજ્જિત પુરૂષે દબદબા સાથે તે ખંડમા પ્રવેશ કર્યો.

તેને જોઇ જુલમાતખાંની પાસે ઉભેલા બેઉ નોકરો એકાએક આશ્ચર્યમય સ્વરે બોલી ઉઠયા કે—"શહેનશાહ—શહેનશાહ ઔરંગઝેબ!"

અપૂર્ણ.



# स्त्रीओ अने अहिंसा.

( લેખક શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર )

માનવંત બ્હેનો ! સ્ત્રીઓ અને અહિંસા એ બાબત બહુ જાણવા જેવી છે કારણકે સ્ત્રીઓમાં ઘરસંસારી કેટલાક કામો કુદરતી રીતેજ એવાં છે કે બહુ સંભાળથી ચાલવામાં આવે છતાં પણ તેમાં જાણે અજાણે કાંઇ કાંઇ પ્રકારની જીવહિંસા થઈ જાય છે. તે માટે આપણાં શાસ્ત્રોમાં એમ કહેલું છે કે દરેક ઘરમાં હિંસા થવાનાં મુખ્ય પાંચ ઠેકાણાં હોય છે જેમકે—

ઘરની અંદર હિંસાનાં પાંચ મુખ્ય ઠેકાણાં—

૧ ચુલો એ, હિંસાનું મુખ્ય સ્થાન છે કારણકે રસોઇ કર્યા વિના કાંઇ ચાલતું નથી અને રસોઇનું કામ ખાસ કરીને સ્ત્રીઓજ કરે છે એ કામમાં જો સંભાળ રાખવામાં ન આવે તો ચુલામાં ઘણી જાતની હિંસા થાય છે જેમકે મુંબઈની બહેનોને તો અનુભવ નહિ હોય, કારણકે સ્ટવથી, સગડીથી અને ગ્યાસના ચુલાથી રસોઈ કરે છે પણ ગામડામાં મે જોએલું છે કે ઘણાએ ચુલાની અંદર ખુબાખુબ રાખ ભરેલી હોય છે એ રાખ તેઓ કાંઇ રોજ રોજ કાઢતા નથી. પણ અઠવાડીએ પખવાડીએ કાઢે છે તેથી એ રાખની અંદર ઘણાએ જંતુઓ ભરાઇ રહે છે ચુલામાંથી કાનખજુરા અને વીંછી નીકળતા પણ મે જોએલા છે એ સિવાય એવા પણ કેસ બને છે કે દેશમાં રાંધવા માટે માટીના હાલ્લાં હોય છે તે ધોયા વિના શાક વઘારતાં એક વખત એક ઠેકાણે તેમાં શાકની ભેગો વીંછી બફાઇ ગયો હતો બહેનો ! આ કાંઇ કલ્પિત વાતો નથી પણ આટલી હદ સુધીના બનાવો બન્યા કરે છે માટે રસોઈના કામમાં હિંસા થતી અટકાવવા સારૂ બહુ ચોકસી રાખવાની જરૂર છે એજ પ્રમાણે જુના લીલાગએલાં છાણાં વાપરવાથી તથા પુરેપુરા સુકાયા વિનાનાં છાણાં વાપરવાથી તેની અંદર જીવડા હોય છે, લાકડાની ઉપર કીડીઓ ચડેલી હોય છે અને એ બધું જો બરાબર સાફ કરવામાં ન આવે તો તેમાંથી હિંસા થયા કરે છે

૨ પાણીઆરૂં હિંસાનું બીજુ સ્થાન ઘરની અંદર પાણીઆરૂં છે પાણીઆરામાં ભીનાશવાળી જગાને લીધે ઘણા જંતુઓ આવીને બેસે છે. માટે પાણીઆરૂં સાફ રાખવાની ખાસ જરૂર છે. કારણકે પાણીઆરૂં બરોબર સાફ રાખવામાં ન આવે, તો જંતુઓની હિંસા થાય છે એટલુંજ નહિ પણ તે જંતુઓ પાણીની મારફત ખાવાપીવામાં આવી જાય તો એથી તંદુરસ્તીની પણ બહુ ખરાબી થાય છે એ બહુ જાણીતી વાત છે કે બે ત્રણ દિવસ ગાળ્યા વિનાના પાણીને રાખી મુકવાથી તેની અંદર કરોડો જંતુઓ પડી જાય છે માટે પાણીને વારંવાર ગાળવાની બાબતમાં પણ બહુજ ચોકસાઇ રાખવી જોઇએ એમ કરવાથી હિંસા થતી બચે છે અને તંદુરસ્તી પણ સારી રહી શકે છે

૩ વાસીદુ આપણાં ઘરોની અંદર હિંસાનું ત્રીજુ ઠેકાણું વાસીદુ છે ઝાડુ કાઢતી વખત સંભાળ રાખવામાં ન આવે તો કીડી મંકોડી વગેરે ઘણી જાતનાં નાનાં નાનાં જીવડાં મરી જાય છે એટલુંજ નહિ પણ ઘરમાં સરખી રીતે ઝાડુ કાઢવામાં ન આવે અને સફાઇ રાખવામાં ન આવે તો કરોળીઆ, મચ્છર, ઢેકમરોળી વગેરે જંતુઓ ઘરની અંદર ફર્યા કરે છે અને ખોરાકની વસ્તુઓમાં ઝેર નાંખ્યા કરે છે માટે ઝાડુની બાબતમાં પણ બહુ સંભાળ રાખવાની જરૂર છે

૪ સુપડું ઘરમાં થતાં પાપોમાં ચોથું પાપનું ઠેકાણું સુપડું છે. કારણકે સુપડાવડે અનાજને સાફ

કરવામા આવે છે, મુમઇમાં એવી હરકતો બહુ થોડી હોય છે પણ દેશમાં મે જોએલું છે કે બે વરસ એ વરસનુ અનાજ સાથે ભરી રાખે છે તેમાં કોઇ કોઇ વખત એટલાં બધા ધનેડાં પડી જાય છે અને એટલી બધી ધેળો થઇ જાય છે કે એ જોઇને આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ એ વખતે બેદરકારી રાખવામાં આવે તો એ બધા જતુઓનો નાશ થાય છે. અને એવાં જતુઓ ખોરાકની અંદર જાય તો તેથી પણ ઘણી જાતની ખરાબી થાય છે કારણ કે એવાં જીવડાંથી આપણી તદુરસ્તી ઉપર બહુ માંડી અસર થાય છે

૫ ખાંડણીઓ ઘરમા થતા પાપોમાં પાંચમું પાપનુ ઠેકાણું ખાડણીઓ છે' તેની અદર પ્રસગોપાત ઘણી ચીજો ખાંડવી પડે છે, અને એ વખતે જો ધ્યાન રાખવામા ન આવે તો ઘણી જાતની હિંસા થવા સભવ છે'

બહેનો! આ બધી બાબતોમાં બહુ સભાળ રાખવાની જરૂર છે જો કે આ બધી બાબતો આપની આગળ વિશેષ વિવેચન કરીને કહેવાની જરૂર નથી કારણકે એવી બાબતોમાં તમે બધા જાણીતાં છો પણ તેમ છતાં સ્ત્રીઓ અને અહિંસા એ વિષય છે એટલે તે ઉપર પણ ધ્યાન ખેચવાની જરૂર છે

હિંસાના બીજા કેટલાક પ્રસગો

આ પાંચ ઠેકાણાં સિવાય બીજી પણ કેટલીક રીતે સ્ત્રીઓની મારફત ઘરની અદર હિંસા થયાં કરે છે માટે એ બધી બાબતો પણ જાણવા લાયક છે જેમકે—

૧ અથાણાં ઘણે ઠેકાણે અથાણાની અદર બહુ જતુઓ હોય છે કારણ કે કેટલીક જાતનાં અથાણાં વરસ બે વરસ ચાલે તેટલા બનાવી રાખે છે પછી તેમા ધેળો પડી જાય છે. તેને સ્ત્રીઓ ફુલ પડયાં કહે છે એવાં ફુલ પડેલાં અથાણાંના બરણીઓ મે બહુ ઠેકાણે જોએલી છે તે સિવાય અથાણાનાં વાસણો ઉઘાડા રહી જાય તેથી તેમાં ઉંદર પડી મરીને સડી ગયાના દાખલા પણ હું જાણું છુ અને આ વાત સાંભળીને તમને ગ્લાનિ લાગશે છતાં પણ પ્રસગને લઇને મારે જણાવવુ જોઇએ કે એક વીશીમાં હું જમતો હતો, તે વીશીવાળી બાઇ જરા લહેરમાં આવી જઇને બહુ હેત કરીને અમને સૌને કેરીનું અથાણુ પીરસતી તે અથાણામાં ગોળ કેરીને બદલે આવી ગએલો વાંદો (વંદો) હતો એ વાંદો જોઇને અમને સૌને બહુ ગ્લાની લાગી અને જમવુ અધુરૂં છોડી ઉઠી ગયા આવા કેસોપણ સ્ત્રીઓની બેદરકારીને લીધે ઘણે ઠેકાણે બન્યા કરે છે માટે આવી બાબતોની સભાળ રાખવાની ખાસ જરૂર છે

૨ ઘણી સ્ત્રીઓના માથામાં તથા ખાસ કરીને તેઓની છોકરીઓના માથામા ઘણી જૂ હોય છે તથા અતિશય લીખો હોય છે એ લીખોને મારવાડમા ટોલા કહે છે અને બપોરને વખતે ફુરસદે બેઠી બેઠી સ્ત્રીઓ ટોલા મારવાનું કામ કરે છે એટલે કે લીખોને પકડી પોતાના બે નખ વચ્ચે પીસીને મારી નાખે છે એ કામને તેઓ ટોલા મારવાનુ કામ કહે છે કપડા સાફ રાખવામા ન આવે તેને લીધે કપડાંમા પણ ઘણી જૂ ભરાઇ જાય છે ગંદા બધ પાણીની અદર કપડાં ધોવાથી તેમા હજારો જૂ ઉત્પન્ન થઇ જાય છે અને યાદ રાખજો કે બહેનો! આ બધી વાતોનો તમને અનુભવ નહિ હોય. પણ એ બધુ મે ઘણે ઠેકાણે જોએલું છે ને તે બધુ મુખ્ય સ્ત્રીઓની બેદરકારીને લીધેજ થાય છે માટે આવી બાબતોમાં જીવહિંસા થતી અટકાવવાની તથા તદુરસ્તી સભાળવાની ખાસ જરૂર છે.

૩ ઘણી સ્ત્રીઓ પોતાના ઘરની અદર ગોળ, ખાંડ, સાકર, મધ અને મીઠાઇ વગેરે ચીજો ઉઘાડી રાખે છે તેથી તેની ઉપર હજારો ને લાખો કીડીઓ ચડી જાય છે. એ કીડીઓને ઉતારતી વખત હજારોની સખ્યામાં તેઓનો નાશ થઇ જાય છે અને એ સિવાય, તે કીડીઓ પોતાના મુખ તથા શરીર મારફત જે ઝેર લઇ આવે છે તે ઝેર એવી વસ્તુઓમાં દાખલ થઇ જાય છે તેથી પણ તદુરસ્તીને બહુ મોટુ નુકસાન થાય છે માટે એવી બાબતોમાં બની શકે એટલી ચોકસી રાખવાની ખાસ જરૂર છે,

૪ ઘણાં ઘરોની અદર ગ્યાસલેટના કે તેલના ખુલ્લા દીવા બાળવાની રીતિ હોય છે એ દીવાની ઉપર ચોમાસા જેવી રૂતુમા દરરોજ સેકડો જીવડાં ખેચાઇ આવે છે, અને તે બિચારા ત્યાં ને ત્યાંજ મરી જાય છે એ બાબતમાં પણ કેટલીક ચોકસી રાખી શકાય તેમ છે અને એવાં જીવડાંને મરતાં બચાવી શકાય તેમ છે.

અપૂર્ણ.

# योगीराज.

## પ્રકરણ ૧ લું

### પનાઈ રૂબી

એક દિવસે સન્ધ્યાકાળે હું મારા દિવાનખાનાની બાજુમા આવેલી અગાશીમા આરામચેરમા પડયો પડયો ન્યુસપેપરને અવલોકતો હતો તેવામા મારા નોકરે આવી મને કહ્યું કે–"કોઇ સન્યાસી આપને મળવા ઇચ્છે છે" મને સાધારણ રીતે સનાતન ધર્મ ઉપર પ્રીતિ હતી અને યોગનાં કેટલાંક પુસ્તકોમા યોગીઓની દશા, યોગનુ મહાત્મ્ય અને સિદ્ધિ રિદ્ધિની વાતો વાંચવાથી કોઇ ચમત્કારી ઐશ્વર્યસપન્ન યોગીરાજને શોધવાની હું જીજ્ઞાસા રાખતો હતો તેથી સ્વાભાવિક રીતે સાધુ સન્યાસીઓ મળે તો મને તેમની સાથે વાર્તાલાપ કરવાનો ઘણો આનદ થતો હતો જેથી આ વખતે મને મારા નોકરે સન્યાસી આવ્યાની ખબર આપવાથી મે તરતજ તેમને અદર લાવવા આજ્ઞા કરી હું દિવાનખાનામા ગયો.

મારો નોકર આજ્ઞા મળતા તે સન્યાસીને અંદર લાવ્યો. મે તેમને જોઇ નમસ્કાર કર્યો અને વિનિત ભાવે પાસે પડેલી એક ખુરશી ઉપર બેસવાને જણાવ્યુ તેમણે મને જોઇ કહ્યુ —

"મુકુન્દ—હું અહિં શા કામે આવ્યો છે, તે તુ જાણે છે ?"

મે કહ્યું "ના, સ્વામી"

સ્વામી—"જે તું નાનો હતો ત્યારથીજ મારો તારા ઉપર પ્રેમ છે હાલ તુ મને નથી ઓળખી શકયો પરતુ અધિકાર પ્રાપ્ત થયે તને મારૂ ઓળખાણ પડશે. હાલતો હું તને એક સૂચના કરવા આવ્યો છુ તે એ છે કે તે હજુ લગ્ન નથી કર્યું અને સંસારથી વિરક્ત થવાની ઇચ્છા રાખે છે, યોગના પુસ્તકો વાંચી યોગી થવાતું નથી, પરંતુ પગથીએ પગથીએ ક્રમથી આગળ વધવાથી અધિકાર પ્રાપ્ત થતા ખરા ગુરૂની દિક્ષાથી યોગી થવાય છે માટે હાલ તારા મનમાં જે વિચારો ચાલે છે તે છોડી દે અને તે જે કાંઇ વિદ્યા ભણીને યોગ્યતા પ્રાપ્ત કરી છે તેનો સદુપયોગ કર, તારો અધિકાર ઉત્તમ છે. માટે હાલ તારે ગૃહસ્થાશ્રમમાં પડવુ અને પછી સમય આવ્યે આગળ શુ કરવુ તે હું તને જણાવીશ. ચાલ, ત્યારે હવે હુ રજા લઉ છુ"

હુ તો આ પ્રમાણે આ સન્યાસીના વચનો સાંભળી આભોજ બની ગયો તેણે મારા મનની વાત શી રીતે જાણી હશે તેની ગડમથલમા હુ હતો તેવામાં જ તે સ્વામી ત્યાથી ચાલતા થયા. મે તેમને જતા જોઇ કહ્યુ —"સ્વામીજી, આપ કાણ છો તેતો કહો, જરા બેસોતો ખરા, મારે આપને કાંઈ પુંછવુ છે,"

આ સાંભળી તેમણે કહ્યુ —"ભાઇ હવે હુ જઉં છુ મને વખત નથી તને માત્ર સૂચના આપવાજ આવ્યો હતો હુ ફરી તને મળીશ" આમ કહી તરતજ ત્યાંથી સ્વામીજી ચાલી નીકળ્યા

હુ પાછો અગાસીમાં જઇ આરામ ખુરશીમાં પડી વિચારમા ગુચાયો 'આ કોણ હશે ! કેવી ભવ્ય મુખમુદ્રા ! કેવુ મદમદ હાસ્ય ! કેવી સચોટ વાણી ! ખરેખર કોઇ યોગી જણાય છે" આવા વિચાર આવવા લાગ્યા અને એક બે કલાક સુધી તો તે દિવસે મને કાંઈ સુઝયુ નહિ,

" હાલ હું મુંબાઈમાં રહેતો હતો. મારી ઉમ્મર વીસેક વર્ષની છે મારૂં વતન ખેડા જીલ્લાના એક નાના ગામડામાં છે મારી સ્થિતિ મૂળથીજ ગરીબ અને માબાપ મને નાનો મૂકી નાનપણમાંજ મરી ગયાં હતાં, જેથી મારા મામાને ત્યાં ઉછરી હું મોટો થયો હતો હું ખેડાવાળ બ્રાહ્મણ છું પણ અમારી ન્યાતમા કન્યાઓની અછત હોવાથી, ત્રણ ચારેક હજાર રૂપિયા કન્યાના બાપને આપવામાં આવે તોજ મારૂ લગ્ન થાય તેવુ હતુ મારી સ્થિતિ તેટલા રૂપિયા આપી લગ્ન કરવા જેવી નહોતી તેમ મારા મામાની સ્થિતિ એવી નહોતી કે તે મારે માટે ત્રણ ચાર હજાર રૂપિયા ખર્ચી શકે

મારા ગામમાં મારા બાપાની દશેક વીઘા જમીન હતી તેની સોએક રૂપિયા દાણ આવતી હતી અને પાટીદાર લોકોની જજમાન વૃત્તિ હતી તેમાથી થોડી ઘણી આવક આવતી હતી તેમા મારૂં ગુજરાન નભે તેમ હતું હું ગુજરાતી સાત ચોપડીતો મારાં ગામમાજ ભણ્યો હતો મારા ગામમાં ઇંગ્રેજી સ્કુલ ન હોવાથી મારે અંગ્રેજી અભ્યાસ માટે ઉમરેઠ મારા- મામાને ત્યા રહેવુ પડતું. ત્યાં હું રહેતો હતો તેવામાજ મારા માબાપ પ્લેગમાં સાથે ગુજરી જવાથી હું નિરાધાર બન્યો હતો

ઉમરેઠમા ચારેક ચોપડી અંગ્રેજી હું ભણ્યો પણ તે પછી વધુ ક્લાસ ત્યાં ન હોવાથી મારે મારો અભ્યાસ વધારવા વડોદરે જવુ પડયુ વડોદરે વીશીમા ખાવાનુ અને પુસ્તકો વિગેરેનુ ખર્ચ મળી દર મહિને વીસેક રૂપિયા ખર્ચ થાય તેમાથી મને મારા મામા તરફથી દર માસે દસ રૂપિયા મળતા અને બાકીનુ ખર્ચ મે એક બે ટયુશનો રાખેલા તેમાથી નીકળતું. આમ અમે તેમ કરીને મારો અભ્યાસ ચાલુ રાખ્યો ઘણીવાર હું મારે વતન જતો ત્યારે લોકો કહેતા કે—" તારા બાપ દાદાનો ધધો કર ને શામાટે નાહક વડોદરે પડયો રહ્યો છું ભણી ભણી ને શુ કરીશ મેટ્રીક થઇશ તોપણ કચેરીમાં બાર પદરની નોકરી મળશે આજે અગ્રેજી ભણેલા ઘણાય રખડે છે માટે હવે ભણવા ભણવાનુ છોડી કાંઇ હલે વળગ કે કોઇ પૂછતું આવે " આવી નિરાશાજનક વાતો સાભળી ઘણીવાર મને મારો અભ્યાસ છોડી દેવાનુ મન થતું પરંતુ મારા અતરનો વેગ એવો હતો કે હું અભ્યાસ કરૂં તો ઠીક, તેથી મે દુખ વેઠી, પૈસા માટે ગમે તેમ ફાંફાં મારી મારો અભ્યાસ ચાલુ રાખ્યો. હું મેટ્રીક થયો તે પછી પણ કેટલાક મને સ્કુલ છોડી દેવા જણાવેલું અને "કોલેજનુ ખર્ચ ભારે પડશે, નપાસ થશો તો શું કરશો, માટે કાંઇ કમાતા થાવ તો સારૂં" આવી શીખામણો દીધેલી, પરંતુ હું જેને ત્યા વડોદરામા ટયુશન આપવા જતો તે ગાયકવાડી રાજ્યમા સુબાના પદ ઉપર હતા તેના છોકરાને હું ખરા અત કરણથી, પ્રેમથી અને બરોબર કાળજીથી ભણાવતો હોવાથી તે મારા ઉપર બહુ પ્રેમ રાખતા હતા મે તેમને મારી મૂળ હકીકત કહી દીધી હતી તેમને મારા ઉપર દયા આવતી અને ઘણીવાર પગાર ઉપરાંત પણ બે પાંચ રૂપિયા વધારે આપતા. ઘણીવાર ઉત્તરાયણ વિગેરે નિમિત્તે કપડાં શીવડાવી આપતા અને એવી રીતે હું ગમે તેમ કરી મારૂં નિભાવ્યે જતો.

મેટ્રીક પાસ થયા પછી ખર્ચના અભાવે મારે મારો અભ્યાસ છોડી દેવો પડશે એમ મે તેમને કહેલું તેથી તેમણે મને અભ્યાસ ન છોડવા અને કદાચ જરૂર પડશે તો મદદ કરવા આશ્વાસન આપવાથી મે મારો અભ્યાસ શરૂ કર્યો અને પ્રીવીયસ, ઇન્ટર કરતા ચારે વર્ષે હું બી. એ. ની પરીક્ષામા પાસ થયો

હું બી એ થયો એટલે હવે મારી કીંમત કાંઇક વધી એમ મારા કેટલાક મિત્રો માનવા લાગ્યા પણ મને તેથી કાંઇ હર્ષ જેવુ જણાયુ નહિ મારા મામાએ મને તે પછી રેવન્યુ ખાતામાં નોકરી લેઇ લેવા જણાવ્યું જેથી મે કલેક્ટરને અરજી કરી અને તેમણે મને વીસ રૂપિયાના કારકુનની નોકરી ખેડા જીલ્લાના નડીયાદ તાલુકામા આપી. બી. એ. થયા છતા પણ પગારની રકમ તો વીસજ મળી એ જાણી મને અસતોષ થયો અને મને કેટલાક મારા ગામના ગામડીયા મિત્રો મશ્કરીમાં ઉડાવવા લાગ્યા

કચેરીમા દસ વાગે જવુ પડતું ત્યા મને હુમારો નોંધવાનુ કામ સોપ્યુ, મારી સાથે કેટલાક ગુજરાતી સાતમા ધોરણ સુધી ભણેલા અને મેટ્રીક પાસ થયેલા ઉમેદવારો પણ તેજ કામ

કરતા હું ગ્રેજ્યુએટ થયો છતા પણમારી યોગ્યતા તો આ ઉમેદવારો જેવીજ અકાર્ય જાણી મને ઘણી વાર ખેદ થતો હુ મારે ગામ જતો ત્યારે મને મારા ગામના પાટીદાર, વાણીયા અને બીજી કોમના મારી સાથે ભણતા હતા તે મિત્રો કહેતા કે —"કેમ મુકુંદભાઈ ! ગ્રેજ્યુએટ થયા તોય પણ બાર મહિને ૨૪૦ કે! આથી તો કોઇ વાણીયાની ગુમાસ્તી કરી હોત તો ઘરને બારણે સો બસો કુટી પાડત" હું તેમને કાઇ જવાબ આપી શકતો નહોતો મારે કચેરીમા મામલતદાર બેસે ત્યાં સુધી બેસવુ પડતું જો તે સાત વાગ્યા સુધી બેસે તો સાત, ને આઠ વાગ્યા સુધી બેસે તો આઠ વાગ્યા સુધી બેસવુ પડતું કામ વધુ હોય તો સવારમા ઘેર લઇ જવુ પડતું આવી રીતે મે મારી નોકરી કરવા માંડી. દરમહિને વીસ રૂપિયા મળતા તે તો ખર્ચમાજ વસુલ થઈ જતા હું એકલો રહેતો તેથી કામ કરનાર પણ કોઇ મળતું નહિ તેમ હું ખેડાવાળ એટલે પૈસો કોઇને આપવો પડે તો જીવ જાય તેથી મારે વાસણ પણ હાથે ઉટકવા પડતાં અને રાત્રે કુવેથી પાણી એમ્મી લાવવુ પડતું

હું નોકરી કરતો હતો છતા મારૂ ચિત નોકરીમાં નહોતું તેથી મે લોનો અભ્યાસ ઘેર કરવા માડ્યો અને મુંબાઈ ટર્મ ભરી બે ચાર વર્ષે એલ એલ. બી થયો એલ. એલ. બી થયા પછી મને હવે નોકરી કરવી ઠીક ન લાગી તેથી મે મારી નોકરીનુ રાજીનામું આપી વકીલ તરીકે પ્રેક્ટીસ કરવા માંડી. નોકરીમા તો મહીનો થતાં વીસ રૂપિયા પગાર મળતો અને અહીંતો મહીને વીસ રૂપિયા પણ મળવા ન માંડ્યા વળી વકીલ થયા એટલે ઉજળાં લુગડા અને કોટ પાટલનમાં પણ ખર્ચ થવા લાગ્યુ

આ વખતે મારી નાતમાં એક ગૃહસ્થ દવાલીનો અને પરચુરણ વેપાર રોજગારનો, ધંધો કરતો હતો તેની નજર મારા ઉપર પડી તેને ત્યા શાન્તા નામની એક નવેક વર્ષની છોકરી હતી અને તેનું તેણે હજુ કંઈ નક્કી કર્યું નહોતુ તેણે મારા મામાને મારા લગ્નને માટે વાત કરી, પણ મારા મામાએ તો રૂપિયા આપીવા કાંઈ મળશે નહિ એવો જવાબ આપી દીધો, તે માણસ જરા પૈસે ટકે સુખી અને આબરૂદાર ગણાતો હોવાથી કચેરી કોર્ટમા પણ જતો આવતો હતો તેથી કેળવણીની કિંમત સમજતો હોતો વળી કાંઈક મારા સરકારવાળો હોવાથી સમજતો કે — "કન્યાના પૈસા લેવા એના જેવુ બીજું નીચ કાર્ય નથી. પૈસા લઇ કન્યા પરણાવવી એ, પોતાના દીકરીને વેચવા તુલ્ય છે અને તે હલકામાં હલકુ અને ઘણું પાપ છે !" જેથી જોકે અમારી ન્યાતમા પૈસા લેવાને અડચણ નહોતી, દીકરીનાં પૈસા લેવા એ તો એક રીવાજ જ પડી ગયો હતો, છતા પણ તેણે પોતાની દીકરીના પૈસા ન લેવાનો નિશ્ચય કરેલો હોવાથી તેમજ હુ એલ. એલ બી થયેલો હોવાથી આગળ જતાં કાંઇક સારા પાયા ઉપર ચઢીશ એવી આશાથી તેણે પોતાની દીકરીનો વિવાહ મારી સાથે કરવાનું મારા મામા સાથે નક્કી કર્યું

મારો વિચાર દુખથી કટાળ્યાથી કાંઈક સંસાર ઉપરથી ઉઠી ગયા જેવો થયો હતો અને લગ્ન ન થાય તોજ સારૂં એવો થયો હતો કારણ કે બી એ એલ એલ બી થયા છતાં પણ હજુ મહીને દિવસે પચાસ રૂપિયા પણ હુ કમાઈ શકતો નહોતો જેથી તેમજ સંસ્કૃત ગ્રંથો વાંચતાં મને કાંઇક યોગ માર્ગ ઉપર અભિરૂચિ થઇ હતી અને તેથી હિમાલયના કોઈ યોગી મહાત્માને ખોળી તેમની પાસે યોગ સાધવાનુ મન થઇ જતુ હતું

હુ ઘણીવાર મારા મામાને ત્યાં જતો તેમ મારે ઘેર પણ જતો, ન્યાતનાં સગા વ્હાલા ઉપર મને પ્રીતિ હતી પરંતુ આ પ્રમાણે પૈસાટકાના દુખે અને મહેનત કરી કરીને કંટાળ્યા છતાં પણ તેનું કાંઈ ફળ ન મળવાથી હુ નિરાશ થઈ ગયો હતો લગ્ન થયા પછી ત્યાગી થઇ બૈરી છોકરાને રઝળતા મૂકવાં તેનાં કરતાં લગ્ન થતા પહેલાં જ પલાયન કરી જવાનો મારો વિચાર થતો હતો. પ્રથમ તો મારૂં લગ્ન જ થવાનું નથી એમ હુ માનતો કારણકે અમારી ન્યાતમાં ઘણા માણસો પૈસાના અભાવે કુંવારા ને કુંવારા ઘરડા થઈ મરી જાય છે, અને કદાચ બાણુ ચાર ભાઈમાં એકાદ પરણે છે તો ઘરબાર વેચી ચાર પાંચ હજાર રૂપીયા કન્યાના બાપને આપે તોજ વળી કેટલાક કુળવાનો છે તેમને જો કે કન્યાઓ મફત,

મળે છે, પરંતુ તેવા ઘણુંજ થોડા હોય છે અને મારા જેવા કન્યા ન મળે તેવા અને મળે તો ચાર પાંચ હજાર ખર્ચે મૅારેજ મળે તેવા ઘણા હોય છે તેથી મને કન્યા મળવી એ મુશ્કેલ હતુ. પરંતુ કોણ જાણે કે કેમ મનસુખરામે પોતાની કન્યાનો વિવાહ મારી સાથે કરવાનો નિશ્ચય કર્યો

શાંતા ગુજરાતી ચોથી ચોપડી ભણતી હતી તેપણ મારા મામાના ગામનીજ હતી એટલે હું તેને નાનપણમાંથીજ ઓળખતો હતો છોકરી ગૌરવર્ણની, શાંત, અને ચાલાક હતી. મારા મામાએ વગર પૈસે કન્યા મળવાની વાત જાણતાંજ મને પૂછ્યા ગાછ્યા વગર જ હા પાડી દીધી

નડીઆદમાં મારી પ્રેકટીસ ન ચાલવાથી હું અમદાવાદમાં આવ્યો ત્યાં પણ કાંઇ વળ્યુ નહિ. જેથી મે બેચાર આગળ પડતા વકીલોને ત્યાં જવા આવવાનું રાખ્યુ અને જે કંઇ કેસ મળે તે હું ખંત રાખીને ચલાવતો ધીમે ધીમે અહીં મને મારૂં ગુજરાન નભે તેટલી આવક થવા માંડી અહીં પણ મે મારો અભ્યાસ ચાલુ રાખ્યો અને એમ. એ ની પરીક્ષા પાસ કરી, એટલે હવે હુ એમ. એ એલ. એલ બી કહે વાયો વકીલાતમાં તો કંઈ વળ્યુ નહિ. છેવટે મે નોકરી જ કરવાનો વિચાર કર્યો અને વખત આવે તો મુંબાઈ હાઇકોર્ટમાં કે કોઈ એવી સારી જગ્યાએ જોડાઇ જવાનો વિચાર કર્યો. અમદાવાદ રહીને આમ મારી કંઇ ગોઠવણ થઇ શકે તેમ ન હોવાથી હું મુંબાઈ ગયો અને ત્યાં શરૂઆતમાંતો હાઇકોર્ટમા અપેલેટ સાઇડમાં પ્રેકટીસ કરવા લાગ્યો અમદાવાદ રહેલો તેથી તેમજ આગળ પડતા બે ચાર સારા વકીલોની સાથે સબંધ રાખેલો તેથી ત્યા ધીમેધીમે મારી પ્રેકટીસ ચાલવા લાગી અને ખર્ચ પણ મળવા લાગ્યુ અત્યારે હું માંટ રોડ ઉપર એક માળામાં બે ખંડના એક મકાનમાં રહેતો હતો હુ સવારમાં ચાર વાગે ઉઠી સન્ધ્યા વદન કરી સાત વાગે મારા કામમા લાગતો આજે કોર્ટમાથી ઘેર આવી અગાશીમાં આરામખુરસીમાં પડયો પડયો વિશ્રાંતિ લેતો હતો ત્યાં આ યોગીપુરૂષ અચાનક કયાંથી આવ્યા અને ક્યાં ગયા એ એક સ્વપ્ન જેવુંજ બની ગયું. તેમના ગયા પછી મને યોગમાર્ગમાં વધુ શ્રદ્ધા બેઠી અને તે પછી હુ હમેશાં યોગનાં પુસ્તકો વાચવાનો વધુ મહાવરો રાખવા લાગ્યો તેમના ગયા પછી મને જે ગૃહસ્થાશ્રમ પ્રતિ કાંઇક બેદરકારી હતી તે મટી ગઇ અને હવે લગ્ન કરવાનો નિશ્ચય થયો

આ વર્ષે મારૂં લગ્ન થવાનું હતુ કન્યાના બાપનું મૂળ વતન ભરૂચમાં હોવાથી અમારે જાન લઇ ત્યાં જવાનું હતુ શાંતાની ઉમ્મર પણ હવે દસ બારેક વર્ષની થઇ હતી તે ગુજરાતી સાત ચોપડી ભણી હતી ભરૂચમા મારૂં લગ્ન ધામધુમથી થયુ લગ્ન થઇ રહ્યા પછી છેલ્લા દિવસે અમે ભરૂચમા આવેલી નર્મદા નદીમા પનાઇમા બેસી ભાડભૂતની જાત્રા કરવા નીકળ્યાં સાથે અમે વરકન્યા અને બીજા બેચાર માણસો હતા લગ્ન અશાડ માસમા હતુ આગલે દિવસે પુષ્કળ વરસાદ પડેલો હોવાથી અમારા પનાઇમા બેઠા પછી પુર ચડવા લાગ્યુ અમે ત્યાથી પનાઇમા થોડેક વેગળે ગયા હોઇશું કે તેવામાંજ અમારી પનાઇ ઉછાળા મારવા લાગી જેથી અમે બધા ભયભીત થઇ ગયા. શાંતાએ પણ રડારોળ કરવા માંડી. હું પણ ગભરાઇ ગયો આ વખતે અમારી દશા કેવી થઇ હશે તેનો વાચક તુંજ વિચાર કરજે. ક્યાં આશા! ક્યાં લગ્ન અને કયા મરણના મુખમા! હે પરમાત્મા તુંજ બચાવજે એવા ઉદ્ગારો મારા મોમાંથી નીકળ્યા મને પેલા યોગીના દર્શન થયા પછી ઈશ્વરપ્રત્યે કાંઇક શ્રદ્ધા વધુ બેસી ગઈ હતી પુર એકદમ વધી ગયુ માછીના કબજામા પનાઇ રહી નહિ. એક એક વાંસપુર પનાઇ ઉંચી ઉછળી નદીમાં પડવા લાગી. મોટાં મોટા ઝાડ ઉખડી, તણાઇને આવતા હતા જ્યાં જ્યાં જતાં ભર દરીયા જેવું જળ જળ બંબાકાર દેખાવા લાગ્યુ અમારા જીવ તો ઉડી ગયા મારી આશા નિરાશામાં બદલાઈ ગઈ શાંતા બેભાન થઇ પનાઇમાં પડી, એકે દિશા સુઝવા ન લાગી પરમાત્માનું સ્મરણ કર્યા વગર છુટકોજ નહોતો માછીઓ પણ પનાઈ છુટી મૂકી નદીમાં પડી તરવા લાગ્યા, હવે અમારો બચાવ કોઇ કરી શકે તેમ નહોતું. પુરતો વધતુંજ ચાલ્યુ. છેટે શું! અમારી પનાઇએ ત્રણ ઉછાળા માર્યા અને ત્રીજે ઉછાળે પનાઇ ઉંધી પડી

અપૂર્ણ

૩ હરસનેકૃમિ–રોગ ઉપર કાચા અખરોટનો રસ કરી તે પાવાથી હરસ કૃમિ ગુલ્મ–ગોળો સગ્ર હણી મટે છે

૪ અપસ્માર—અખોડની અતરછાલ નગોડના રસમા ઘસી અંજન કરવાથી અને સુઘવાથી અપસ્માર મટે છે

૫ મૂળવ્યાધિ હરસ–અખરોડના તેલમા કપડુ પલાળી ગુદામાં રાખવાથી મટે છે.

૬ ધાવણ વધારવા માટે–અખરોટનાં પાન અને ઘઉંનોરવો સરખે ભાગે એકત્ર કરી તેની પુરીઓ કરી ગાયના દુધમા ખાવી સ્ત્રીઓ સાત દિવસ આ પુરી ખાયતો તેના સ્તનમાં દુધ–ધાવણ ઘણું વધે છે

### અંકોલ—સ—अकोट

અંકોલ–સંસ્કૃતમાં अंकोट, अकोल, दीर्घकील અને निकोचक કહે છે વળી તેના સંસ્કૃતમા વધુ નામો નિચે પ્રમાણે છે कोलक रेची, विपघ्न, पीतसार, ताम्रफल, गन्धपुष्प कहे छे

તેને ગુજરાતીમાં અંકોલ, મરાઠીમાં અંકોલા, અંકોલીવૃક્ષ, હિંદીમાં ઢેરા,ટેરા, બંગાળી મારા નાકુગ આંકડ, ધલાઆકડ, આંકોડ, તામીલમાં અઝિંજિ મરમ કર્ણાટિકમાં અંકુલે,તેલુગીમા ઉડીક, ઈંગ્રેજીમા ટ્રીલીવ્ડ–સલ્યુ રટિસ અને લેટીનમાં એલેનજેયલેમા ક્રિઆઇ–(Alan gums Lamarokii) કહે છે અંકોલીનાં ઝાડ કણેરના જેવાં અને જંગલમા, વાડોમાં ઘણાં થાય છે તેનાં પાન એક આંગળ પહોળાં ને પાંચ ૭ આંગળ લાંબા થાય છે તેના પાન ઉપર રેષા હોય છે ફુલ સફેદ થાય છે ફુલ કાચ્ચા હોય છે ત્યારે લીલા, પછી પીળાં અને પાક્યા પછી લાલ થઇ કાળાં પડી જાય છે. તેનાં બીનું તેલ નીકળે છે તેના ઝાડ ઉપર કાંટા થાય છે તેના ફળ બાયફેળ જેવડાં થાય છે તેનાં મૂળની છાલ, બી તથા પાન દવામાં વપરાય છે ગુણ–તે ઉષ્ણ રેચક અને કૃમિઘ્ન છે શોધક, સ્વેદક, વામક, ત્વચારોગ, સંધિવા અને ઉદરના ઝેર ઉપર અપાય છે તે તુરૂં, કડવી, પારાને શુદ્ધ કરનાર. હલકી, કોષ્ઠ તીખુ, દસ્ત લાવનાર, સ્નિગ્ધ, તિક્ષ્ણ અને રૂક્ષ છે તેનો રસ ઉલટી કરાવનાર, વિષવિકાર, કફ, વાત, શૂળ કૃમિ, મોજા, આમ, પિત્ત, લોહિવિકાર, રતવા, કુતરાનુંઝેર, ઉદરડાનુંઝેર, સાપનુંઝેર, બિલાડીનુંઝેર, ઢેરોનું શૂળ, ઝાડા અને પિશાચ પીડાનો નાશ કરનાર છે,

તેના બી શીતળ, ધાતુવર્ધક, સ્વાદિષ્ટ, મદાગ્નિકારક, ભારે, રસ અને પાકમાં મધુર, બળકારક ઠરકર્તા, સારક, વીર્યવર્ધક, દાહ, વાત, પિત્ત, ક્ષય, રક્તાતિસાર અને રતવાને મટાડનાર છે

ઉપયોગ–૧ તે ઉદરનાઝેર ઉપર ઘણીજ અકસિર દવા છે તેના લાકડાને ઘસી તેનો રસ પાવો અને ડંખ ઉપર ચોપડવો તેથી ઉદરનું ઝેર મટે છે.

૨ સંધિવા–તેના પાંદાની પોટીસ કરી સંધિવા ઉપર લગાડવાથી ફાયદો થાય છે

૩ વાયુને કફ–તેનાં બીયાનું તેલ વાયુને કફ નાશક છે તેન મર્દન કરવાથી ચામડીના દોષ મટે છે

૪ કુતરાનાઝેર–ઉપર અંકોલના મૂળનો ઉકાળો કરી ઘી નાખી પાવો, તેમજ અંકોલનાં પાન પાણીમાં વાટી તેમા ખાવાનુ ચૂર્ણ નાખી પાવાથી ઉતરી જાય છે

૫ અતિસાર–અંકોલના મૂળની છાલ ચોખાના ધોવણમાં ઘસી મધ સાથે ચાટવી પીવાથી અતિસારને ઝાડા બંધ થાય છે તેમજ વછનાગ કે સર્પ વીગેરેના ઝેર ઉતરી જાય છે

૬ જલોદર–અંકોલના લીલા મૂળીયાંનો રસ પાવાથી જલોદર સાધ્ય થઇ મટે છે.

૭ સોજા–અંકોલનાં પાન અને કીડીના રાફડાની માટી બંનેને બાફી લુગડામા બાંધી શેક કરવાથી મટે છે

૮ દાહજ્વર–અંકોલનુ મૂળ સુખડના પાણીમા ઘસી શરીરે લેપ કરવાથી તાવ તુરત ઉતરી જઈ દાહ થતો હશે તો તે મટે છે

૯ પ્રમેહ–અંકોલની સુકાયેલી કળીયો આમળાં અને હળદર સરખે ભાગે લઇ તેનુ ચૂર્ણ કરી મધમાં ચાટવી આપવાથી સર્વ પ્રકારના પ્રમેહના રોગો મટે છે

૧૦ કૃમિરોગ–લીલા મૂળનો રસ પીવાથી રેચ થવાથી કૃમ ઝાડા વાટે નીકળી જાય છે

૧૧ ગુમડા–તેના ફળનુ તેલ ચોપડવાથી ગુમડુ પાકી અગાડ નીકળી જાય છે ને રૂઝ આવે છે

૧૨ વાયુના સોજા–અંકોલનાં પાન વાટી તેની પોટીસ બાંધવાથી મટે છે

૧૩ ત્વચારોગ–અંકોલના ફળનુ તેલ ચોપડવુ અથવા ઝાડની છાલ વાટી ચોપડવાથી મટે છે

**ભેંસના દુધના ગુણ.**

ભેસનુ દૂધ સ્રોતો વિગેરેમાં અતિ મંદતા થા અતિ ક્લેદ કરનાર છે, મધુર છે, જઠરાગ્નિને ર્દ કરનાર છે નિદ્રા આપનાર છે, શીત કરનાર અને ગાયના દૂધ કરતા સ્નિગ્ધ અને ભારે છે

**ઘોડીના દુધના ગુણ**

ઘોડીનુ તથા એક ખરી વાળી બીજી પશુઓ ીનુ દૂધ પણ બળને આપનાર છે, હાથ પગના ાયુના રોગોને હરનાર છે, ગરમ છે, ખાટા રસવાળુ ે, રક્ષ છે પેટામા લવણ રસવાળુ છે અને હલકુ છે

**સ્ત્રીના દુધના ગુણ.**

સ્ત્રીનુ દૂધ મધુર છે, ઘેટામા તુરા રસવાળુ છે ટાઢ઼ છે, નસ્ય દેવામા તથા આખોની અદર ીપા પાડવામાં પથ્ય છે, જીવન અર્પનાર, હલકુ અને અગ્નિને દીપ્ત કરનાર છે

**હાથણીના દુધના ગુણ**

હાથણીનું દૂધ મધુર છે, વીર્યને વધારનાર, પેટામા તુરા રસવાળુને ભારે છે, સ્નિગ્ધ છે, શ રીરને દઢ કરનાર, ટાઢુ અને નેત્રોને હિતકારક તથા બળ વધારનાર છે

**સવારમા દોહેલા દુધના ગુણ**

સવારનુ દૂધ ઘણું ભારે હોય છે, પેટમા ગડ- ગડાટ કરનાર અને શીતલ હોય છે

**દિવસના પાછલા પહોરમાં દોહેલા દુધના ગુણ**

દિવસના પાછલા પહોરમાં દોહેલું દૂધ વાયુનુ અનુલોમન કરે છે, પરિશ્રમ મટાડે છે અને નેત્રને હિત કરે છે

**ટાઢા, ગરમ હુંગોકા અને ઘણા ગરમ દુધના ગુણ**

ટાઢુ દૂધ ઘણુ કરીને સ્રોતો વિગેરેને મદ- તાથી તથા ક્લેદ યુક્ત કરનાર છે અને ભારે છે ગરમ કરેલું દૂધ હલકુ અને સ્રોતો વિગેરેને મ- દતાથી તથા ક્લેદથી યુક્ત કરનાર નથી

સ્ત્રીનુ દૂધતો ગરમ કરેલું હિતકારક નથી પણ ટાઢુજ હિતકારક છે

હુંગોકુ દૂધ ઉત્તમ ગુણકારી છે બહુ ઉનુ કરે લુ દૂધ ભારે છે અને શરીરને પુષ્ટિ આપનાર છે

**કેવા દુધનો ત્યાગ કરવો**

જે દૂધ ખરાબ ગધવાળુ, ખાટુ, બદલી ગયેલા વર્ણવાળુ, રસવગરનુ, ખારાશવાળુ અને ફોદા ફોદી થઇ બગડી ગયુ હોય તેનો ત્યાગ કરવો જોઇએ

---

# रसायन सार संग्रह.

( લેખક—આર્યવૈદ્ય મયારામ સુદરજી. )

( અનુસંધાન ગતાંકથી. )

**ગધક અવલેહામૃત**

શુદ્ધ આમલસારો ગધક, અને આંબળા, એ સમભાગ અને તજ, જાયફળ ને એલચી એ તેથી અષ્ટમાંશ, તથા હીમજ, ગુલાબનાં ફૂલ મીઠીને સુર ચતુર્થાંશ. એ પ્રમાણે આશરે લઇ એકત્ર કરવા, તેમાથી રૂ ના ભારને આશરે મધમાં ગોળી વાળીને દિવસમા બે વખત આપવી આથી અર્શ, કબ- જીયત, બરસ, ગડ, વાયુ, ખસ, ખરજ, ધાધર, ખજ્જર્ઉ, ચામડીનાં દર્દ, લોહીનો વિકાર, તજા ગર્મી, વિષમજ્વર, ઇત્યાદિ દર્દ મટે છે આરોગ્ય- તાને બળ આપે છે જડો મોઢ઼ ઉનારે છે ગધક રસાયન (ખાવા વખતની છેલ્લાં ને પહેલાં ચાંઇ અમય પર્યન પારાની દવાનું સેવન કરવુ નહિ. તેનજ રૂપા કે સીસાની દવા ખાવી નહિ કરી કરી નહિ. પુષ્ટ આહાર ખવો, ખાંસનો ને હર્ષનો આ ખાસ ઉપાય છે

**અગ્નિકુમાર રસ**

પારો, ગધક, વછનાગ તોલો તોલો કોડી ભસ્મ ૩ તોલા, સાજીખાર ને ટકણખાર ૧ તોલો પીપર, સુંઠ ને મરી આઠ આઠ ૮-૮ તોલા એ સર્વ ખાંડી ખરલમા બારીક બનાવી તેને લીંબુના રસની સાત ભાવના દેવી, પછી તેમાથી ૧ વાલ આવા ને અજમા, ને ઘી સાથે દેવી, તે આમને ચુસી લે છે અજીર્ણ, અગ્નિમાદ્ય, કફ, પિત્ત, તથા આમ્મપિત્તનો નાશ કરે છે. અને સંધીવાયુ મટા- ડવામાં સમર્થ છે

**અમૃતકળા નિધિ રસ.**

વછનાગ ૨ ભાગ, કોડી ભસ્મ ૫ ભાગ, તીખાં

ભાગ્યોદય

પુસ્તક ૭ સુ.] એપ્રીલ સને ૧૯૧૯ [અંક ૨ જો

## परमात्माप्रति प्रारंभक प्रणति.

( પ્રભુ સચ્ચિતસુખસાગર છો, એ લય. )

જય પ્રેમાસ્પદ પરમ પ્રભુ ! પ્રણુતિ કરીએ પ્રેમથી,
ઘટ ઘટમા છો વ્યાપ્ત વિભુ ! પ્રાણિમાત્રના છો પતિ
પ્રભુ સઘળે, પ્રેમરૂપે છો રહ્યા,
સમગ્ર આકર્ષીએ છે, તેથી પરસ્પરના પ્રતિ,—
એ જ પ્રેમના કારણે, રસમય સૌ દેખાય,
જેના આવિષ્કારમા, અનવધિ જીવન લહાય,
તેવો નિજ દિવ્ય પ્રેમ સઉમા જગાવજો,—ઘટ૦
અનુભવી જન જેને સદા, 'પ્રેમામૃત' કહી ગાય,
અજબ ખુમારી ઉર ઉઠે, પીતા મન ન ધરાય,
પ્રેમામૃત પાઈ આજ પ્રેમી કહાવજો;—ઘટ૦ ઓ. ઉ.

## जयजयपूर्वक सत्कार.

( હાંરે પ્રેમ સાચો પ્રભુતણુ ધામ છે, એ લય )

આવો બંધુ ! આવો પ્રેમે પ્રભુદ્વારમા,
સ્નેહવડે વદીએ 'જય જય' આવકારમા,
વદીએ આવકારમા, આવો૦
સ્વાર્થવિનાના વિશુદ્ધ ભાવે ભેટીએ,
સાચા સમર્થ સદ્ગુરુને ચરણુ લેટીએ,
સાચો વિશ્રામ એ સસારમા,
આરામ એ સસારમા, આવો૦
જેની કૃપાથી ભીતિમાત્ર ભાગતી,
સહજે સધાયે સર્વોત્કૃષ્ટ ઉન્નતિ,—
પરમાર્થમા ને વ્યવહારમા, આવો૦
અતરમા આત્મસ્વરૂપ અનુભવ્યું જે,
તેને અનુભવવુ એ આપણુ કર્તવ્ય છે,—
આવીને માનવ અવતારમા, આવો૦
તેની સિદ્ધિઅર્થે નરહરિ ક્ષણે ક્ષણે,—
સ્મરીએ એકત્ર થઇ આજ, જેથી આપણે,—
પલટાઈએ પ્રભુના આકારમા, આવો૦ (ઓ.ઉ.)

# मंत्र, यंत्र अने तंत्र.

લેખક—રા. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા બી એ

આપણા સનાતન હિંદુધર્મના ભિન્ન ભિન્ન સાંપ્રદાયિક રૂપાન્તરોમાં જીવને અધ્યાત્મ ઉન્નતિ આપવાની સાધનશ્રેણીમા મંત્ર, યંત્ર અને તંત્ર એ ત્રણ વ્યૂહ અગ્રસ્થાન ભોગવે છે આ ત્રણ વ્યૂહ સાથે પ્રત્યેક ધર્મશીલ પુરુષ વા સ્ત્રી પોતાની સાધનસિદ્ધિના ક્રમમાં વારવાર સબધમાં આવે છે, તોપણ ઘણાઓ આ વ્યૂહના સ્વરૂપને તથા તેના પરસ્પર સબધને ભાગ્યે જ જાણે છે જેમ તારયંત્રને ચલાવનારા વિદ્યુતના વાસ્તવ સ્વરૂપને જાણતા નથી, તેમ નિત્યકર્મમાં જપ, પૂજા અને પાઠ કરનારા મંત્ર, યંત્ર અને તંત્રના સત્ય સ્વરૂપથી અજાણ્યા હોય છે. જેમ વિદ્યુતશક્તિ સર્વ વ્યાપક છે તેને યંત્રમાત્રથી અભિવ્યક્ત કરી તે શક્તિનો ઉપયોગ સામાન્ય તારમાસ્તરો કરે છે, તેમ ચિચ્છક્તિના વિભુ સ્વરૂપને કેન્દ્રગામી કરનાર મંત્ર, યંત્ર, અને તંત્રનો આશ્રય કરનાર ધાર્મિક સિદ્ધિ મનુષ્યો ઉપયોગ પૂરતી મેળવે છે પરંતુ વિદ્યુતશક્તિની કળા અને તેનું વિજ્ઞાન એ ઉભય જેને પ્રાપ્ત હોય તે આશ્ચર્યકર વ્યતિકરોને પ્રકટ કરી શકે છે. આનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત માર્કોનીની તારવિના સંદેશા મોકલવાની શોધ છે આજ પ્રમાણે ચિચ્છક્તિના સબધી વિજ્ઞાન—અને કળા એ ઉભયને યથાર્થ સિદ્ધ કરવાની અધ્યાત્મશાસ્ત્રમા પ્રવીણ થવા ઇચ્છનારને અગત્ય છે

ઘણા પ્રસંગે એમ બને છે કે વિજ્ઞાન વિના કળાને મનુષ્યો લૌકિક ગુરુદ્વારા સિદ્ધ કરી શકે છે. સામાન્ય ઉપવન કરનાર માળીની કળા સુગમતાથી પ્રાપ્ત થાય છે, પરંતુ વનસ્પતિશાસ્ત્રનું વિજ્ઞાન તેનામાં હોતું નથી તેથી સામાન્ય માળી નૂતન પ્રયોગો કરવા સમર્થ થતો નથી. વિજ્ઞાન જ કળાનો આત્મા છે, અને તે વિના કળા મૃતવત્ ગણાય છે.

વળી એમ પણ બને છે કે વિજ્ઞાન વિશારદ પ્રાપ્ત છતાં કળાનું ભાન ઘણાને હોતું નથી તેવા મનુષ્યો વિજ્ઞાન સંપત્તિનો વ્યવહારમાં લાભ લઈ શકતા નથી, અને તેમનો આનંદ માત્ર મનોભૂમિમાં જ રહે છે, અને અન્ય જનો સાથે આનંદનો વિનિમય કરવા તેઓ સમર્થ થતા નથી નિર્દોષ આનંદને ભોગવવો હોય અને તે સાથે અન્યને આનંદ ઉપજાવી પોતાના આનંદની વૃદ્ધિ કરવી હોય તો વિજ્ઞાન અને કળા એ બેનો યોગ અવશ્ય બુદ્ધિમાને કરવો જોઇએ

અધિકારીજનોના સાધનશ્રેણીના અભ્યાસમા આવા વિજ્ઞાન અને કળાનો યોગ થાય તેવા હેતુથી આ લઘુ લેખમાં મંત્ર, યંત્ર અને તંત્રના સ્વરૂપનો પ્રકાશ કરવા યથામતિ યત્ન કરવો યોગ્ય ગણ્યું છે

શ્રીસદ્ગુરુ અને શિષ્યનો આંતર ગુણકર્માનુસાર યોગ થવો, ત્યારપછી ચાક્ષુષીદીક્ષા વડે શિષ્યનું પવિત્ર થવું, અભિષેકવડે શિષ્યનું ઉન્નતિના ક્રમમાં સ્થાપન થવું સાધનભૂત મંત્રની અધિષ્ઠાત્રી દેવતાનું આંતર વા બાહ્ય યજન પૂજન કરવાની પદ્ધતિનો બોધ થવો, અને છેવટે સર્વ વ્યવહારમાં મંત્રાર્થના સ્વરૂપને યથાયોગ્ય અનુસરી ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરવી આ જ અધ્યાત્મશાસ્ત્રના ઉપાસનાકાંડનો સામાન્ય ક્રમ છે

ઉપાસ્ય, ઉપાસક અને ઉપદેષ્ટા એ ત્રણનો સમન્વય અને સવાદ થયા વિના ઉપાસના સિદ્ધ થતી નથી. આચાર્ય અથવા ઉપદેષ્ટા પૂર્વરૂપ છે, અન્તેવાસી અથવા શિષ્ય ઉત્તર રૂપ છે, પ્રવચન અથવા ઉપદેશ સંધાયક હેતુ છે, અને વિદ્યાનો આવિર્ભાવ એ સંધિ અથવા ફળ છે પૂર્વરૂપ, ઉત્તરરૂપ, અને સંધાનનો સવાદ થાય ત્યારે મં-

ત્રસિદ્ધિ અથવા વિદ્યાપ્રાપ્તિ થાય છે. બે ત્રાજવાં અને દાંડી—એ ત્રણની સમબલે સ્થિતિ થયા વિના પદાર્થનું માપ બરાબર નીકળતું નથી, તેમ ઉપદેષ્ટા ઉપાસક અને ઉપાસના—એ ત્રણનો સંવાદ થયા વિના ઉપાસ્ય દેવતાનો સાક્ષાત્કાર થતો નથી.

આથી અધ્યાત્મશાસ્ત્રમાં અધિકારની પરીક્ષા કરી યોગ્ય ક્રમમાં સ્થાપનાર સર્વજ્ઞ ઉપદેષ્ટાનો મહિમા ગવાય છે. આમાં લેશ માત્ર પણ અતિશયોક્તિ નથી યોજકસ્તત્ર દુર્લભ—એ ન્યાય અક્ષરશઃ ખરો છે, કેમકે યોગ્ય સદ્ગુરુના અનુગ્રહથી પ્રાપ્ત થયેલો મંત્ર જ સાધ્ય, સિદ્ધ અને સુસિદ્ધ બને છે, નહિ તો તે મન્ત્ર અરિ અર્થાત્ શત્રુરૂપ બને છે અતિકૂલ યોગ વિષમ ફળને પ્રકટાવ્યા વિના રહેતો નથી, અને તેના પરિણામોના હેતુઓને નહિ જાણનાર યોગનો દોષ કાઢે છે

પરબ્રહ્મ તત્ત્વની ઉપાસનાકાંડમાં સકલ અને નિષ્કલ—એ બે રૂપે ઉપાસના થાય છે નિષ્કલ ભાવે તે તત્ત્વજ્ઞેય ગણાય છે, અને સકલ ભાવે તે, તત્ત્વધ્યેય ધ્યેય ગણાય છે ધ્યેય તત્ત્વ વસ્તુત જ્ઞેય જ છે, પરંતુ ઉપાધિના યોગવાળુ પ્રથમ તત્ત્વ છે, અને ઉપાધિના યોગ વિનાનું બીજું તત્ત્વ છે. ઉપાધિનો યોગ અવિદ્યાજનિત હોવાથી તત્ત્વમાં સજાતીય, વિજાતીય અને સ્વગત કોઇ ભેદ નથી, પરંતુ અવિદ્યાવડે તેવા ભેદ ઉપસ્થિત થઇ વ્યવહાર સિદ્ધ થવાથી ધ્યેય તત્ત્વને વ્યાવહારિક સત્તાવાળું અને જ્ઞેયતત્ત્વને પારમાર્થિક સત્તાવાળું અધ્યાત્મશાસ્ત્રમાં સ્વીકારાયછે

સમ્પુટિત કલાવાળા સર્વૈશ્વર્યસમ્પન્ન પરમ તત્ત્વને ઉપાસના કાંડમાં બિંદુ અથવા પરમબિંદુ એવી પારિભાષિક સંજ્ઞા આપવામાં આવે છે, અને બાહ્ય પ્રતીકતરીકે સિદ્ધ ઉપસ્થિત કરવામાં આવે છે. પરમબિંદુ પુરુષ પ્રકૃતિરૂપ—શિવશક્તિરૂપ—બ્રહ્મમાયારૂપ—એમ દ્વિવિધ સ્વરૂપના સમરસ ભાવવાળુ હોય છે જ્યાં સુધી આ સામરસ્ય હોય છે ત્યાં સુધી નિસ્પન્દ કલાવાળુ બ્રહ્મતત્ત્વ રહે છે, જ્યારે સ્પન્દભાવ જાગ્રત થાય છે ત્યારે શક્તિરૂપ તત્ત્વ ઉન્મુખ બને છે બિંદુગત ચિચ્છક્તિનો ઉન્મુખી ભાવ અથવા બ્રહ્મતત્ત્વનો સ્પન્દભાવ—એ બે એક જ અર્થના વાચક છે બ્રહ્મતત્ત્વ જ્યારે ભેદાય છે અર્થાત પરબિંદુનો ભેદ થાય છે ત્યારે એક અચિંત્ય મહિમાવાળો અવ્યક્ત નાદ પ્રકટ થાય છે. અને તેને ઉપાસનાકાંડમા શબ્દબ્રહ્મ કહે છે* આ શબ્દબ્રહ્મ ભેદાયલા બિંદુના સર્વ અણુઓમાં અનુસ્યુત કરે છે, અને એ ક્ષોભબલવડે મૂલ પ્રકૃતિ કાર્યાકાર પરિણામ પામતી ચાલે છે, અને અંતિમ કાર્યરૂપ પરિણામ પામતા સુધી શબ્દબ્રહ્મ અંતર્યામીરૂપે સ્થિત રહે છે.

જે ક્રમથી આ વિશ્વના ધાતુરૂપ દ્રવ્યનું પર માણદુ ભેદાઇ વિશ્વની ગોલકાદિ દિવ્ય રચના અંતર્યામીના બલથી રચાય છે તે ક્રમથી પ્રત્યેક પૂર્ણાવયવી બિંદુ અથવા પિંડ ભેદાઇ અંતર્યામી બલથી પ્રત્યક્ષ દેહાકાર પરિણામ પ્રકટ કરે છે. જે ન્યાય બ્રહ્માંડમાં વિરાટ્શરીરની રચના અને નિર્વાહમાં પ્રવર્તે છે, તે જ ન્યાય પિંડાંડમાં સ્થૂલશરીરની રચના અને નિર્વાહમાં પ્રવર્ત છે આ કારણથી વિશ્વતંત્રના નિયમનું ભાન થવા શાસ્ત્રમા ઉપાસકને પિંડગત તંત્રના નિયમનો અનુભવ કરવાનું વિધાન હોય છે, અને તે ક્રમ તે તે અધિકારીને સદ્ગુરુદ્વારા પ્રબોધાય છે.

બાહ્ય વેગવાળા અથવા પરાઙ્મુખી જીવાત્માને ભેદાયેલા બિંદુના ભીતર પ્રદેશમાં રહેલા અવ્યક્ત નાદને અથવા શબ્દબ્રહ્મને સ્ફુટ કરવા સદ્ગુરુથી અમુક શબ્દવિશેષને સાધનરૂપે આપે છે, અને આ અધિકારની પરિક્ષા કરી અપાયેલા શબ્દવિશેષને મૂલાધારથી સ્વયંભૂ સ્ફુરણરૂપે શિષ્ય અનુભવમાં લાવવા પ્રયત્ન કરે છે. આ દીક્ષામાં અપાયેલા શબ્દવિશેષને ઉપાસના શાસ્ત્રમાં "મન્ત્ર" એવી સંજ્ઞા અપાય છે, અને તેને ગુપ્તમંત્ર પણ કહે છે

જે શબ્દ શિષ્યનું મનનદ્વારા ત્રાણ અર્થાત્ રક્ષણ કરે છે તે મંત્ર કહેવાય છે આથી આપેલા શબ્દનો પર્યાય શબ્દ અથવા તેના ભાષાન્તરનો શબ્દ મંત્ર ગણાતો નથી, અમુક ધ્વનિના આનુપૂર્વીવાળો શબ્દ અથવા શબ્દસમૂહ જ્યારે ગુરુથી અપાયેલા ક્રમથી મૂલાધારથી સહસ્રદલ ચક્રપર્યંત સેવાય છે ત્યારે તે ઇષ્ટાર્થને સિદ્ધ કરે છે+ (અપૂર્ણ)

---

* જુઓ " શારદા તિલક "—

भिद्यमानात्पराद्बिन्दोरव्यक्तात्मारवोऽभवत्
शब्दब्रह्मेति तं प्राहु ॥

+ શ્રીસદુપદેશ શ્રેણીમાંથી.

# भाग्योदय विचार.

( લે. પુજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા )

મનુષ્યે પોતાના શાસ્ત્રોક્ત શુભવિચારવડે ને પોતાના શાસ્ત્રોક્ત શુભકર્મવડે પોતાના અંતઃકરણમાં જે શુભસંસ્કાર પાડયા હોય છે તે શુભસંસ્કાર જ્યારે પરિપાક પામી પોતાનું શુભફળ આપવાનો પ્રારંભ કરે છે, ત્યારે તે મનુષ્યના સુભાગ્યનો, ભાગ્યનો વા પુણ્યસંસ્કારનો ઉદય થયો એમ કહેવાય છે. મનુષ્ય પોતાના એવા શાસ્ત્રોક્ત શુભપ્રયત્નવડે પોતાના સુભાગ્યનો ઉદય કરી સુખી થઇ શકે છે. ને પોતાના ચિત્તાદિના આલસ્યપ્રમાદાદિ દોષોવડે વા કુકર્મ ને કુવિચારવડે મનુષ્ય અનાયાસે પોતાના દુર્ભાગ્યનો ઉદય કરી દુખી થાય છે. જે મનુષ્યો ઉત્તમ સુભાગી થવા ઇચ્છતા હોય અર્થાત્ સુભાગ્યનો પરિપૂર્ણ ઉદય કરવા ઇચ્છતા હોય તે મનુષ્યોએ ત્રિવિધતાપથી રહિત ને પરમાનંદરૂપ પોતાના આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપનો સંશય વિપર્યયરહિત સ્પષ્ટ અનુભવ કરવો જોઇએ. વિવેકાદિ સાધનસંપન્ન અને અંતઃકરણ તથા ઇંદ્રિયોની યોગ્યતાવાળા મનુષ્યને આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર શ્રોત્રિય, સુયુક્તિઓ જાણનારા, પરમકરુણાળુ ને બ્રહ્માનુભવી મહાપુરુષનું શરણ ગ્રહણ કરી તેમની પાસેથી મહાવાક્યનો અર્થસહિત ઉપદેશ સાંભળવાથી થાય છે. મહાવાક્યનો અર્થસહિત ઉપદેશ સાંભળ્યા છતાં જેમના અંતઃકરણમાં અસંભાવના ને વિપરીતભાવનાનો સદ્ભાવ હોવાથી જેમના અંતઃકરણમાં બ્રહ્મવિદ્યાનામની અપૂર્વ વૃત્તિનો ઉદય થઇ બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર ન થઇ શકે તેમણે માંડૂક્ય, વા માંડૂક્યાદિ દશ, બત્રીશ કે એકસો ને આઠ ઉપનિષદોનું અર્થસહિત શ્રવણ કરવું જોઇએ. જેમને ઉપનિષદોના શ્રવણનો અધિકાર નથી, વા ઉપનિષદો શ્રવણ કરવાની જેમના અંતઃકરણમાં યોગ્યતા નથી, તેવા મનુષ્યોએ પોતાની દેશભાષામાં ઉપનિષદોએ પ્રતિપાદન કરેલા અર્થનું નિરૂપણ કરનારા પ્રામાણિક ગ્રંથો હોય તેનું શ્રવણ કરવું જોઇએ. ઉપનિષદોનુંજ શ્રવણ કરવાથી અધિકારી મનુષ્યને બ્રહ્મજ્ઞાન થાય એવો નિયમ નથી. બુદ્ધિના અસંભાવના ને વિપરીતભાવના એ બે દોષો દૂર કરનારા ને પ્રમાણ તથા સુયુક્તિઓથી બ્રહ્મસ્વરૂપ સમજાવનારા કોઇપણ ગ્રંથના મહાપુરુષદ્વારા થતા શ્રવણથી યોગ્ય અધિકારવાળા શ્રોતાને જો કોઈ પ્રતિબંધક ન હોયતો બ્રહ્મજ્ઞાન થઇ શકે છે.

વિવેકાદિ સાધનો પ્રાપ્ત કરી, શ્રોત્રિયપણા આદિ શુભલક્ષણવાળા મહાપુરુષની પાસેથી તાત્પર્યનો નિર્ણય કરાવનારાં છ લિંગોસહિત વેદાંતનો કોઇપણ પ્રામાણિક ગ્રંથ શ્રદ્ધા ને પ્રીતિપૂર્વક સાંભળવો તે શ્રવણ કહેવાય છે. વિવેકાદિ સાધનોવિનાનું અંતઃકરણ બહિર્મુખ ને જિજ્ઞાસાવિનાનું હોય, તેથી તે યોગ્યરીતે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરી શકે નહિ, માટે વેદાંતગ્રંથનું શ્રવણ કરનારના અંતઃકરણમાં વિવેકાદિ સાધનોનો સદ્ભાવ હોવો જોઇએ. વેદાંતગ્રંથનું શ્રવણ કરાવનાર ઉપદેષ્ટા પુરુષ ઉપનિષદાદિ વેદાંતગ્રંથને સારી રીતે ન જાણતા હોય તો તેઓ તે ગ્રંથનું અર્થ ને વિવેચનસહિત શ્રોતાઓના હૃદયમાં શ્રદ્ધા ને ઉત્સાહ વધે એવા ઉત્તમ પ્રકારે શ્રવણ કરાવી શકે નહિ, જો તેઓ સુયુક્તિઓનો ઉપયોગ કરવાના સામર્થ્યવાળા ન હોય તો તેઓ કુતાર્કિકોની કુયુક્તિઓનું ને વાદીઓના પૂર્વપક્ષોનું પ્રબળ સુયુક્તિઓવડે નિરાકરણ કરી શ્રોતાઓના અંતઃકરણોને વેદાંતસિદ્ધાંતમાં સુસ્થિર કરી શકે નહિ. જો તેઓ પરમ કરુણાળુ ન હોય તો તેઓ મંદ ને મધ્યમ અધિકારીઓને વારંવાર તત્ત્વોપદેશ કરવાનો શ્રમ ન લે, ને ઉત્તમ અધિકારીને તત્ત્વોપદેશ કરવાના

કામને પણ તેઓ કદાચ બ્રહ્મરૂપ માને જેમને બ્રહ્મનો સુદઢ સાક્ષાત્કાર ન થયો હોય તેવા બ્રહ્મના અનુભવ વિનાના ઉપદેષ્ટા પુરુષ જિજ્ઞાસુઓને બ્રહ્મના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનારા સાધનોનો ને બ્રહ્મના સ્વરૂપનો યથાયોગ્ય ઉપદેશ કેવી રીતે કરી શકે ? ન જ કરી શકે.

વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર વેદાંતશાસ્ત્રના શ્રવણના અધિકારની પ્રાપ્તિ માટેનાં સાધનોના નામો છે એ સાધનોની પ્રાપ્તિ કરવાથી મનુષ્યના અંતઃકરણમાં વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે એવો અધિકાર પ્રાપ્ત કર્યા વિના જેઓ વેદાન્તશાસ્ત્રનું શ્રવણ કરે છે તેમને જ્ઞાનરૂપ ફળની પ્રાપ્તિ થતી નથી સર્વ પ્રાણિપદાર્થના અધિષ્ઠાનરૂપ વ્યાપકચૈતન એટલે બ્રહ્મ અવિનાશી ને અવિકારી છે, અને તે બ્રહ્મમાં કલ્પાયેલી માયા ને માયાના કાર્યરૂપ સર્વ ભૂતો ને ભૌતિક પદાર્થો વિનાશી ને વિકારી છે, આવી દઢ સમજ તે વિવેક કહેવાય છે આ ભૂર્લોકથી માંડીને બ્રહ્મલોકસુધીના જે જે અનુકૂળ ગણાતા વિષયો તથા તે તે વિષયોના જે જે ઉપયોગી મનાતાં ઉપકરણો છે તે સર્વ અનુકૂળ ગણાતા વિષયોમાં તથા તેમાં ઉપયોગી મનાતાં ઉપકરણોમાં મનુષ્યના અંતઃકરણના રાગનો અભાવ–આસક્તિથી રહિતપણું–તે વૈરાગ્ય કહેવાય છે. પોતાના અંતઃકરણના દુષ્ટ ને નિરર્થક વેગોને વિવેકવૈરાગ્યવડે રોકી તેને શાંત રાખવાનું સામર્થ્ય તે શમ કહેવાય છે પાંચ કર્મેન્દ્રિયોના ને પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષયો ભણીના દુષ્ટ ને નિષ્પ્રયોજન વેગોને વિવેક વૈરાગ્યવડે રોકી તેમને પોતપોતાના ગોલકમાં સમભાવે સ્થિર રાખવાનું બળ તે દમ કહેવાય છે. પોતાના સદ્ગુરુના ને સત્શાસ્ત્રનાં વચનોને પ્રમાણ ને યુક્તિવડે સમજી તેને સત્ય માનવાં, અર્થાત્ તેમાં પરમવિશ્વાસ રાખવો તે શ્રદ્ધા કહેવાય છે કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર, ભ્રમ ને ખેદાદિથી પોતાના અંતઃકરણને શુભવિચારવડે વ્યાકુળ નહિ થવા દેવાનું બળ તે સમાધાન કહેવાય છે પોતાના અંતઃકરણને પૂર્વે કહેલા સાધનોથી પ્રસન્ન કરી તેને મૂઢતાથી મનોરાજ્યથી ને રાગદ્વેષાદિથી રહિત પ્રસન્ન ને સ્થિર રાખવાનું બળ તે ઉપરામ વા ઉપરતિ કહેવાય છે. પોતાના પ્રારબ્ધવ્યવહારમાં તથા પરમાર્થનાં સાધનોના અનુષ્ઠાનમાં પ્રાપ્ત થતાં ટાઢતડકાને, ભૂખતરષને તથા માનાપમાનને હર્ષશોક વિના સહન કરવાનું સામર્થ્ય તે તિતિક્ષા કહેવાય છે. આ શમાદિ ૭ મળીને એક સાધન થાય છે તે પરસ્પર ઉપકારક છે પોતાના અંતઃકરણને આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ તાપના અનુભવથી મોક્ષણું કરવાની ને પરમાનંદના સતત અનુભવ લેવાની તીવ્ર ઇચ્છા તે મુમુક્ષુતા કહેવાય છે

ઉપક્રમઉપસંહારની એકતા, અભ્યાસ, અપૂર્વતા, ફળ, અર્થવાદ ને ઉપપત્તિ એ ૭ કોઇ પણ ગ્રંથના તાત્પર્યનો નિર્ણય કરાવનારાં લિંગો–હેતુઓ–છે વેદાંતશાસ્ત્રનું યથાર્થ તાત્પર્ય જાણવા માટે એ ૭ લિંગોસહિત તેનું આદર અને એકાગ્રતાથી શ્રવણ કરવું જોઇએ. વેદાંતનો કોઇપણ ગ્રંથ સાંભળતાં તે ગ્રંથના આદિમાં કયો વિષય પ્રતિપાદન કરવાની પ્રતિજ્ઞા કરી છે, અને તે ગ્રંથના અંતમાં કયો વિષય સિદ્ધ કરી બતાવ્યાનું જણાવ્યું છે તે શ્રોતાએ ધ્યાનમાં રાખવું. એવા ગ્રંથમાં આરંભમાં જે વિષય પ્રતિપાદન કર્યો હોય તે જ વિષય અંતમાં પ્રતિપાદન કરેલો હોય છે. તેથી તે ઉપક્રમ ઉપસંહારની એકતાવડે તે ગ્રંથના તાત્પર્યનો નિર્ણય થઇ શકે છે વેદાંત શાસ્ત્રના આદિમાં ને અંતમાં જીવઇશ્વરના ચેતનસ્વરૂપના અભેદનું વર્ણન હોય છે, માટે તે ગ્રંથનું તાત્પર્ય જીવઇશ્વરના વાસ્તવિક સ્વરૂપનો અભેદ દર્શાવવામાં છે, એમ નક્કી થાય છે એવા ગ્રંથમાં મુમુક્ષુને દઢ કરાવવા માટે જે વિષય વારવાર ચર્ચવામાં આવ્યો હોય છે તે અભ્યાસ કહેવાય છે. એ અભ્યાસ નામના લિંગવડે પણ વેદાંતનામગ્રંથના તાત્પર્યનો ઉપર પ્રમાણે નિર્ણય કરી શકાય છે. ગ્રંથની તેના અસાધારણ વિષયવડે જે અસાધારણતા વા અલૌકિકતા તે અપૂર્વતાનામનું લિંગ કહેવાય છે એ અપૂર્વતા પણ ગ્રંથના તાત્પર્યનો નિર્ણય કરાવવામાં હેતુભૂત થઇ શકે છે. જે ગ્રંથનો જે અસાધારણ વિષય હોય તે વિષયમાં તે ગ્રંથનું તાત્પર્ય હોય તે સ્પષ્ટ જ છે,

વેદાંતશાસ્ત્ર પ્રધાનપણે જીવઇશ્વરના ચેતનસ્વરૂપની એકતા જણાવે છે તે તેની અપૂર્વતા છે, કેમકે વેદાંતશાસ્ત્રથી ભિન્ન ગ્રંથોમાં એવું નિરૂપણ હોતુ નથી, તેથી આ લિંગવડે વેદાંતશાસ્ત્ર જીવઇશ્વરના વાસ્તવિક સ્વરૂપના અભેદનું બોધક છે એમ તેના તાત્પર્યનો નિર્ણય કરી શકાય છે ગ્રંથના શ્રવણાદિવડે જે પ્રયોજનની સિદ્ધિ તે ગ્રંથમાં વર્ણવી હોય તે તે ગ્રંથનુ પ્રયોજન ના ફળ કહેવાય છે વેદાંતશાસ્ત્રના શ્રવણાદિનુ મુખ્ય ફળ ત્રણ પ્રકારના દુઃખોની એકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ ને પરમાનંદની નિત્ય પ્રાપ્તિ છે ત્રણ પ્રકારનાં દુઃખોથી અત્યંતરહિત ને નિત્ય પરમાનંદરૂપ બ્રહ્મજ છે એ બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરવી તેજ મોક્ષ છે એવી રીતે ફલનામા લિંગવડે પણ વેદાંતશાસ્ત્રનુ તાત્પર્ય એક ને અદ્વિતીય બ્રહ્મસ્વરૂપનુ નિરૂપણ કરવામાં છે, એમ નક્કી થાય છે. સ્તુતિનાં તથા નિંદાનાં વચનો અર્થવાદ કહેવાય છે. વેદાંતશાસ્ત્ર અભેદની સ્તુતિ કરે, છે, ને ભેદની નિંદા કરે છે, માટે તે શાસ્ત્રનુ તાત્પર્ય એ અર્થવાદવડે અભેદમા છે, ભેદમા નથી, એમ નિશ્ચય થાય છે યુક્તિ ને દૃષ્ટાંતો ઉપપત્તિ કહેવાય છે વેદાંતશાસ્ત્રમાં યુક્તિવડે ન દૃષ્ટાંતોવડે અદ્વૈતબ્રહ્મનુ નિરૂપણ કરવામાં આવેલું હોય છે, તેથી વેદાંતશાસ્ત્રનુ તાત્પર્ય ઉપપત્તિનામના લિંગવડે અદ્વૈતબ્રહ્મના નિરૂપણમા છે એમ નક્કી કરી શકાય છે. એ ૭ લિંગવડે વેદાંતશાસ્ત્રનુ શ્રવણ કરવાથી તે શાસ્ત્ર એકજ અદ્વિતીય બ્રહ્મનુ નિરૂપણ કરે છે એવો દૃઢ નિશ્ચય થાય છે

[ અપૂર્ણ. ]

## सद्विचार लहरीओ.

( શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન )

(અનુસંધાન ગતાંકથી)

કોઇ બીજા મનુષ્યને અથવા તમો પોતાને નિરામય થવાનો પ્રયત્ન આદરો ત્યારે તમારાથી બને તેટલી ઉંચામા ઉંચી મનની સ્થિતિ કરીને પછી ત્યાં તે પ્રકારના વિચારો પ્રકટાવજો તમારા એ પ્રકારના વિચારોમા જોરજુલમ કરીને બળને વાપરશો નહિ, તમારા વિચારમાં માત્ર દૈવી સત્તાને જ પ્રવેશવા દો એ પ્રકારની સત્તા તમારી નિકટ જ છે, અને જો તમે તે સત્તાની ઉચ્ચ પ્રકારની આધ્યાત્મિક સ્થિતિમા રહીને તમારામાં વિચારો સ્ફુરાવશો તો તે સત્તા તમારા વિચારોને પોતાના સામર્થ્યથી ભરી દેશે એ પ્રકારે તમારા વિચારોને ઉચ્ચ કોટિમા સ્થાપીને પછી જેને તમે નિરામય કરવા ઇચ્છતા હો, તેના અંતરના સૂક્ષ્મ જીવનતત્ત્વ પ્રતિ તમે એકાગ્રતા કરો. તમારા ઉચ્ચ કોટિના આધ્યાત્મિક વિચારો પરમતત્ત્વના જીવન અને સામર્થ્યવડે ભરાવાથી તે મનુષ્યપ્રતિ જશે અને તેનામાં આરોગ્યનુ વર્ષણ કરશે તથા તમારા વિચારમાં ઓતપ્રોત થયેલું એ જ પરમતત્ત્વ જે મનુષ્ય તમારા વિચારોને, તમારા અભિલાષોને, તમારા સંકલ્પને અથવા તમારા આશીર્વાદને ગ્રહણ કરતો હશે, તેના અંતરમાં પ્રવેશશે, અને તેને એક પ્રકારની જાગ્રતિ અર્પશે એ પ્રમાણે જ્યારે ઉચ્ચ જાતિવાળુ તત્ત્વ જે કોઇમાં પ્રવેશ અથવા પ્રકાશ પામે છે, તેનામાં પછી લેશ પણ સમય વ્યાધિ રહેતો નથી કેમકે વિશ્વમાત્રના આધિ, વ્યાધિ તથા ઉપાધિ કરતાં અંતરમા રહેલું પરમાત્માનુ સામર્થ્ય અનેકગુણુ અધિક સામર્થ્યવાળું છે.

* * * * *

આપણા જાતિઅનુભવે કરીને આપણે પ્રકટપણે જાણી શકીએ તેમ છે કે બળાત્કારપૂર્વક કરેલો માનસ પરિશ્રમ કાંઇ પણ ચમત્કારિક કાર્ય

કરી શકતો નથી પરંતુ આપણા અભ્યંતર પ્રદેશમાં પ્રવેશીને જે કંઈ ઉચ્ચ પ્રકારના આધ્યાત્મવિચારોને તે સ્થાને આપણે સજ્યા હોય છે તેનું સામર્થ્ય જ તેવા પ્રકારના ચમત્કાર કરી શકે છે અને જ્યારે આપણે એ સ્થાનનું જ્ઞાન પામીએ છીએ, અને આપણા મનને કદી નીચો વળવા દેતા નથી, ત્યારે નિરામયતા પ્રકટાવનાર જે અસામાન્ય સામર્થ્ય છે, વિશ્વમાં આજપર્યંત જે કોઈ કંઈ કાર્ય થયાં છે તેના કરતાં પણ અસંત મહાન્ કાર્ય કરવાને સમર્થ છે, તે સામર્થ્યનો મનુષ્યમાં વિકાસ થાય છે. પછી તે આજ સુધી થયેલાં કાર્યો કરતાં પણ મહાન્ કાર્યોને સુગમપણે કરી શકે છે. કેમકે એ સામર્થ્યના ઇશ એવા પરમાત્મા તે જ સ્થળે આવીને આઘોષ કરી રહ્યા હોય છે કે 'હું નિરંતર તારી સાથે જ છું.'

* * * *

જે અંતઃકરણ આત્મજ્ઞાનને પ્રકાશ પામવાના ક્ષિતિજ ઉપર આવી રહ્યાં હોય છે તે, તેમનાથી વર્તમાન સમયમાં મનોમય રીતે ગ્રહણ કરી શકાય તેવા પ્રદેશની તત્કાળ જ પાછળ, જ્ઞાનમય, પ્રજ્ઞામય અને ચમત્કારિકતા તથા રમણીયતામાં અવર્ણનીય એવી અદ્ભુત સૃષ્ટિ રહેલી છે. એ જ્ઞાનની સૃષ્ટિ છે, અને તે અંધકાર નહિ પણ પ્રકાશમય જ્ઞાનની સૃષ્ટિ છે. કેટલાક મનુષ્યોને તે એટલી તો નિકટ જણાય છે કે જાણે હમણાં જ દેખાય, એ દેખાય, એમ થઈ રહે છે. અજ્ઞાનનો પટ કોઈ કોઈ ક્ષણે તો જાણે ઉંચકાઈ જ જતો રહેતો હોય અને એક ક્ષણમાં જ તેઓ તેમાં પ્રવેશ કરી જશે, એમ તેમને લાગતું હોય છે તથા તેઓ તેનાં ઝાંખા ઝાંખા રશ્મિઓને પણ ભેટી લેતા હોય એવો અનુભવ પણ તેમને થઈ આવે છે. કોઈ કોઈએ તો તેમના જીવનના કોઈ કોઈ સમયે તે પ્રદેશમાં પ્રવેશ પણ કરી ચુક્યા હોય છે, અને પ્રભુના તે મહાલયમાં ક્વચિત્ ક્ષણિક નિવાસ પણ કર્યો હોય છે પરંતુ પ્રત્યેક મનુષ્યમાં રહેલા આત્માનો ઉદ્દેશ એ છે કે કોઈ પણ સમયે એ દિવ્યભૂમિકામાં પ્રવેશવું અને ત્યાં નિરંતર નિવાસ કરવો. આ જ રમણીય પ્રદેશમાં પ્રવેશતાં તથા નિવાસ કરતાં જે કંઈ અવનવો અનુભવ થાય છે તેનું કથન કરતાં કહેવું પડે છે કે,

આ ગગનમંડળમાં અમે ગયા, નયને નિરખ્યા નાથ,
આ ભવદુઃખ મેં વિસર્યાં, ભેટયા ભરી બાથ, આ૦

* * *

નિરતિશય આનંદ પ્રકટીયો, આવરણ દીસે ન કોય,
નિર્ભયતા ને નિઃશંકતા, પાપઅનય જ હોય, આ૦

* * *

નૃસિંહ નિજ સ્વરૂપમાં, થઇ અદ્વૈતાકાર,
ભિન્ન હતા તે અમે ટળ્યાં, સિંધુ લહરિપ્રકાર, આ૦

* * *

પરંતુ ઘણા મનુષ્યો તો એમ માનતા હોય છે કે આપણે એવા પ્રકારના ઉચ્ચ સ્થાને પ્રાપ્ત થવાને માટે પ્રથમ આપણો આ સ્થૂલ દેહ છુટવો જોઇએ. સત્ય વાર્તા એ છે કે જો આપણે તત્પર છીએ તો તેમાં આજે પણ પ્રવેશ કરી શકીએ એમ જ છે, અને આ સ્થૂલ શરીરને ધારણ કરી રાખવા અને આ જ ભૂલોકમાં રહેવા છતાં આપણે એવા ઉચ્ચ પ્રદેશમાં રમણ તથા નિવાસ કરી શકીએ એમ છે. અને ત્યારે જ આપણને એ જ્ઞાન થાય છે કે આ પૃથ્વી, એ પ્રદેશની બહારની બાજુમાં નથી, પરંતુ આ લોક પણ જો તેનું સત્ય સમજવામાં આવે તથા તેને આધ્યાત્મિક રીતે ઓળખવામાં આવે તો પરમાત્માના એક શુભ મંદિરરૂપ છે એમ નિઃશંકપણે સમજાય છે.

* * *

આ પ્રકારના ઉચ્ચ પ્રદેશને અથવા મનની ઉત્થાન અવસ્થાને પામવાને માટે મંત્રરૂપ વસ્તુ એક જ છે અને તે શ્રદ્ધા. ઉપરઉપરથી મનાય તેવી શ્રદ્ધા નહિ, પરંતુ જેને જ્ઞાન હોય છે, જે જ્ઞાનમયી છે, જે શ્રદ્ધા આત્માની દૃષ્ટિથી જોઇ શકે છે, તેવી શ્રદ્ધા મનુષ્યોને ઉચ્ચ પ્રદેશમાં લઇ જાય છે. જેમને જેમને ઉચ્ચ વસ્તુનું કંઇક અંશમાં પણ જ્ઞાન હોય છે તે પ્રત્યેક મનુષ્યમાં શ્રદ્ધાનો કંઇક અંશ હોય જ છે, મનુષ્ય જેમ જેમ ઉન્નતિ પામતો જાય છે, તેમ તેમ આ શ્રદ્ધા તેનામાં વધતી જાય છે, અને શ્રદ્ધા જેમ જેમ વધારે વિશાલ, ઉચ્ચ અને પ્રકાશિત (Illumined) થતી જાય છે તેમ તેમ મનુષ્ય ઉચ્ચ કોટિમાં ચઢતો જાય છે આત્મતત્ત્વના સ્પર્શનો અનુભવ કરવો એ યથાર્થ શ્રદ્ધાનું આરંભક પગથીયું છે. અને મનુષ્યનો

અભિમાની જેમ જેમ આત્માની નિકટ અને નિકટતર રહેતો જાય છે, તેમ તેમ શ્રદ્ધા વિશાલતાને ધારણ કરતી જાય છે શ્રદ્ધાની આરંભક સ્થિતિઓમાં આત્માના સામર્થ્યને વિકાસ પામવાનો અને ભવિષ્યમાં જે કંઇ મહાન્ પ્રકટવાનું છે તેને યોગ્ય આ માનવ મન્દિરને કરવાનો માર્ગ ખુલો થાય છે. એ સમય વીતિ ગયા પછી મન જો આધ્યાત્મિક ખંડમાં આગળ વધવાનું જારી રાખે છે તો પ્રકાશનો આરંભ થાય છે, અને જ્યાં સુધી ઇશ્વરનો યથાર્થ સાક્ષાત્કાર નથી થતો ત્યાં સુધી તે અખંડિતપણે આપણામાં રહ્યા કરે છે

* * *

અધ્યાત્મપ્રકાશના અનુભવની આરંભક સ્થિતિઓમાં મનને તે કોઇ ઉચ્ચ પ્રદેશની નિકટ છે એમ ભાન થવા લાગે છે અને એ જ સ્થાને આત્માને ઉચ્ચ પ્રદેશમાં કેટલાક પ્રમાણમાં આગળ પગલાં ભરવાની તક મળે છે જ્યારે જ્યારે આવી સુંદર ક્ષણો આવી મળે, ત્યારે આત્માના સુસ્થિર વાતાવરણમાં પ્રવેશ કરજો અને આત્માની શાશ્વતી શાંતિની સાથે તમારા શરીર, મન તથા વિચારનો સ્પર્શ કરાવજો-તેમાં ઝબોળજો. પછી જ્ઞાનમાત્ર કરતાં ચઢી જાય એવી શાંતિમાં તમે આવો-પ્રવેશો-ત્યારે આત્માની દૃષ્ટિનું ઉદ્ઘાટન કરજો (અને તે સાગ્રેજ થાય છે) અને તેની સાથે શ્રદ્ધામાં રહીને પરમેશ્વરને જાતોજાત નિહાળવાની ઇચ્છા પ્રકટાવો, તે નહિ પણ દેખાય, તેમ છતાં અધૈર્ય ધરશો નહિ. નિશ્ચયપૂર્વક માનજો કે તે સમય આવ્યે દર્શન આપશેજ અને એવી શ્રદ્ધા ધારતાં તમે તેમને માટે વાટ જોઇ શકશો એ પ્રકારનો અનુભવ થવામા કદાપિ તમારે કાળના કાળ પણ વાટ જોવી પડે કે કેમકે પરમાત્માના સામીપ્યની એક ક્ષણ તે અનંતગુણ સંપત્તિ અને અનંત સ્વર્ગપ્રાપ્તિ કરતાં પણ અમૂલ્ય છે પરંતુ જે કાલે તેમના સ્વરૂપની ઝાંખી થાય એટલા નિકટ જાઓ કે તમારા હૃદયના તથા આત્માના સર્વ ભાવ અને અંગવડે તેમને ઉપકાર નિવેદન કરજો. કેમકે જે પ્રાતઃસ્વરૂપ છે તેનો તમારા જીવનમાં પ્રવેશ થાય છે, તમને માર્ગ ગમ્ય થઇ રહે છે, તમે માનવતાના શિખર ઉપર પહોંચ્યા છો, અને હવેજ તમે યથાર્થ જીવન ઓળવવાનો આરંભ કરો છો. તેથી તમને હવે અધ્યાત્મ પ્રદેશ સબધી જે કંઇ અનુભવ થાય, પછી તે ગમે તો સામાન્ય સરખો જણાય તેની કંઇ દરકાર નહિ, પરંતુ તેના પ્રતિ તમારા સર્વોત્તમ વિચારને પ્રેરો અને તેમાં એકાગ્રતા ધરો. એ દિવ્ય વસ્તુની નિકટતાને સૂચવનાર કોઇ પણ પ્રમાણનું દર્શન, તમે પરમાત્મામય થવામાં વધ્યા જ કરો છો એ પ્રકારે સૂચવે છે તમારી આધ્યાત્મિક દૃષ્ટિ ઉઘડતી જાય છે, પરમાત્માની સર્વવ્યાપકતાના ભાનનો તમને આરંભ થતો જાય છે, અને તે નિત્ય નિકટ છે, આપણા પ્રાણ કરતાં પણ પાસે છે, અને આપણા સ્થૂલ સૂક્ષ્મ અવયવો કરતાં પણ તે આપણી નિકટ છે, એમ તમને પ્રત્યક્ષ સ્પષ્ટ થતું જાય છે

* * *

આત્માની સાથે પોતાના એકરૂપતાના ભાનની અખંડ વૃદ્ધિ કરવી એ ઉચ્ચ શ્રદ્ધા, વિશાલ જ્ઞાન તથા રમણીય જીવન પ્રાપ્ત કરવાનો સરળ માર્ગ છે. આત્માના જીવનમાં જીવવાની અખંડ અભિલાષા ધરો. આત્માના અધિક પૂર્ણ જ્ઞાનપ્રતિ તમારા વિચારો તથા તમારા ધ્યાનને વાળો, આત્માની પૂર્ણતાપ્રતિ જ તમારી દૃષ્ટિને એકાગ્રતાપૂર્વક વાળેલી રાખો, તેમ કરવાથી તે આત્મા તમારામાં પ્રકાશ અર્પતા અનેક સમયે જોવામાં આવશે એવા સમયનું જે કાળે તમને ભાન થાય કે બીજું કશું ન કરતાં અંતરમાં રહેલી સ્થિરતામાં પ્રવેશ કરજો, અને કેવલ આત્માપ્રતિ જ. તેમનો પ્રકાશ, જ્ઞાન તથા સામર્થ્ય પ્રકટે, એને માટે અભિમુખતા સેવજો એ પ્રમાણે દૃઢપણે કરવાથી પુનઃ તેવો સુખદ પ્રસંગ તમને સત્વર પ્રાપ્ત થશે વારંવાર આત્માના ઝળકારા તમારી દૃષ્ટિએ આવશે, અને જ્યારે તમારા જીવનમાં તે આત્માના પ્રકાશને સર્વ રીતે અને સર્વ અંશે ઝીલવાને તમે સમર્થ થશો કે પછી તે પ્રકાશ તમારાથી કદાપિ દૂર જશે નહિ-તમારામાંથી તે સિધાવે હોય એવું કોઇ કાળે ભાન થશે નહિ.

* * *

આ પ્રકારે જ્યારે જ્યારે તમને આત્માની ઝાંખી થાય છે અને તેની પ્રભાને તમે ઝીલતા રહો છો ત્યારે ત્યારે આત્માના કોઇ કોઇ જ્ઞાનના

અંશો તથા આત્માનું જ્ઞાન તમારામાં પ્રકટ થાય છે, અને તેમ થતાં કેટલેક કાળે તમે એક એવા પ્રદેશમાં આવી સ્થિત થાઓ છો કે ત્યાંથી પછી તમારૂં અધઃપતન થતું નથી, ત્યાંથી પછી તમે માયિક માર્ગોમાં ઉતરી પડતા નથી, પાપ અથવા દોષનાં બંધનમાં પુનઃ સપડાતા નથી, અને આ વર્તમાન શરીરમાં જ તમે આત્મજન્ય જ્ઞાન તથા મુક્તત્વને અનુભવો છો. આ સ્થૂલ જગતમાં વિહાર કરવાની સાથે જ તમે આત્મપ્રદેશમાં વિહાર કરો છો; અને આ સ્થૂલ દશ્ય પદાર્થો અને પ્રાણિઓ સાથે વિવિધ વ્યવહારવ્યાપાર કરતા અને જીવન ગાળતાં છતાં તમે આત્માની અદૃષ્ટ છાયાતળે જ રહો છો; અને તેનું બળ તમારૂં નિરંતર રક્ષણ કરે છે. તમે આ જગતમાં જ હોવા છતાં તેનાથી પર એવા ઉચ્ચ પ્રદેશમાં હો છો. પરમાત્મપ્રદેશને અધિક વિસ્પષ્ટપણે જ્યારે તમે જુઓ છો ત્યારે પરમાત્માની જ્યોતિની અધિક અને અધિકતર નિકટમાં તમે આવતા જાઓ છો. તેથી આગળ અને આગળ વધો, બળાત્કાર અને આગ્રહ કરી કરીને નહિ, પરંતુ કેવળ સ્થિરતા, શાંતિ અને શ્રદ્ધામય રહીને, અને તમારા નેતારૂપ એ પ્રકાશપ્રતિ અખંડ સરળપણાવાળી અભિમુખતા તથા એકાગ્રતા રાખતા આગળ વધો. ઇશ્વરનો જ સંકલ્પ છે કે તેમના રૂપ તમે થાઓ. કેમકે આ સ્થૂલ જગત કરતાં ન્યારો એવો એક પ્રદેશ છે અને તે તમારા નિવાસને અર્થે જ નિર્માણ કરાયો છે. એ પ્રદેશ કોઈ ભવિષ્યના સમયમાં પ્રકટ થવાનો છે, અથવા તમારા ભવિષ્યના સમય માટે છે એવું સમજશો નહિ. તેનું અખંડ અસ્તિત્વ છે, અને વર્તમાન સમયમાં જ તમે તે પ્રાપ્ત કરી શકો એમ છે. તમારે ત્યાં પ્રવેશવાનું છે, ત્યાં નિત્ય નિવાસ કરવાનો છે એ પરમાત્માનો પ્રદેશ છે અને ત્યાં સર્વ કાંઇ શુભ છે જેઓ આત્માપ્રતિ અખંડ અભિમુખ રહે છે તેમને માટે તે પ્રદેશનાં દ્વાર નિરંતર ખુલ્લાં છે.

* * * *

તમે જે પ્રકારની સ્થિતિમાં હો તે સ્થિતિમાં રહેવા છતાં પણ તમારા જીવનને વધારે રમણીય રીતે ગાળી શકો એમ છે, અને તેમ થતાં જે કોઇ તમારા એ માર્ગમાં આવી મળે છે તે સર્વનું કલ્યાણ સાધનાર તમે એક જીવંત મૂર્તિ થઇ રહો છો. તમારા જીવનને રમણીય કરવાથી—તેને સાધુતામય કરવાથી—તેના ફળ તત્કાળ તમને નહિ જણાય. કેમકે ખરૂં જોતાં તમારૂં તેવું જીવન, પોતાની કલ્યાણકારકતાને ચારે બાજુ એવા તો વિસ્તારથી ફેલાવ્યા કરતી હોય છે કે તેનાં બીજક ક્યા પાર્શ્વમાં છે અને તે ઉપર સુંદર પુષ્પો ક્યાં ક્યાં ખીલ્યાં છે તેની ચોક્કસ જગાઓ તમે જાણી શકતા નથી. પરંતુ તેની કશી જ દરકાર નથી. તમારા જીવનમાંથી પ્રસરેલી કલ્યાણકારકતા ક્યાંહિ પણ પ્રવર્તે છે એ ચોક્કસ છે, અને જ્યાં તે જવી જોઇએ ત્યાં જ તે જાય છે, એ પણ તેટલું જ ચોક્કસ છે. તમારે જગતમાં જે કંઇ પ્રસારવું જોઇએ તે તમે પ્રસાર્યું છે પરંતુ આ જગત ઇશ્વરનું છે, તેની નિયામક સત્તા ઇશ્વર છે, તેની કાર્યફલપ્રદાત્રીશક્તિ ઇશ્વર જ છે, તેથી જગતને જો તમે સારૂં આપો છો અને તેને ઉંચી સ્થિતિએ ચઢવામાં તમે કોઇ પણ રીતે સહજ પણ ટેકો કરો છો, તો તે કાર્યને જોનાર જાણનાર સત્તા તમને તેનું ફલ અવશ્ય આપે છે, અને તે કેવલ શુભરૂપજ હોય છે, તથા તે પ્રાપ્ત થતાં તમે સર્વ પ્રકારે અધિક બલવાન બનો છો. તમે જાણો જ છો કે એક પણ ક્રિયા ફલ પ્રકટાવ્યા વિના રહેતી નથી. કોઈ પણ સ્થાને કોઇને પણ તે ક્રિયા ઉપયોગી થઇ પડે છે સ્થૂલ રૂપે નહિ તો સૂક્ષ્મરૂપે પણ તે ક્રિયાની ક્યાંહિ પણ ઉપયોગિતા હોય છે. તેથી તમારી સત્ક્રિયા કોઇને પણ અત્યંત ઉપયોગી થઇ પડે છે—તેને એક ઉત્તમ આશીર્વાદરૂપ જણાય છે. તમે જાણો છો કે માનવ જીવનના ઉદ્યાનમાં જે કંઇ ઉત્તમ બીજક તમે વાવો છો, તે કોઇ કાળે પણ જામે છે અને ઉગે છે. કદાપિ તેનાં રમણીય પુષ્પોને જોવા તમે ટકતા પણ નથી. પરંતુ તે પુષ્પોને કોઇ પણ જોશે. પણ તમે તે ઉત્તમ બીજક વાવ્યું છે એટલું જ્ઞાનમાત્ર તમને પૂર્ણ સંતોષ આપવા સમર્થ છે—અને એટલું બસ છે બીજા કોઇને પણ તમે સુખનું કારણ ઉપજાવી આપ્યું છે, અન્યને સુખ પ્રકટાવવામાં તમે નિમિત્તરૂપ થયા છો, એ પ્રકારનું તમને ભાન થાય એ શું તમને ઓછું સુખ તથા સંતોષજનક લાગે છે? નહિ જ. એ તમને સર્વોત્તમ સુખનું ભાન કરાવે છે. અને તમારાં અમુક પ્રકારનાં કાર્યોથી, તમે આ જગતમાંથી ઉપરામ પામી જાઓ, તે પછી સેંકડો વર્ષો પછી પણ તમા

તે કાર્યોને લીધે હજારો મનુષ્યો સુખ, આનંદ અને ઉન્નતિ પામે, ક્લેશ, દુઃખ, ભય, અજ્ઞાનમાંથી નિવૃત્ત થાય—આ પ્રકારનું કાર્ય, તમારૂં આજનું જીવન વર્ષો પછી ફલ પ્રકટાવે—તો તેના કરતાં તમારા આત્માને શું બીજું કોઇ અધિક આનંદ જનક થઇ પડે એમ છે? અને તેમ છતાં આવું કાર્ય કરવાને થોડા જ મનુષ્યોને હક મળ્યો છે એમ કંઇ નથી આવા પ્રકારનું જીવન કરવાને અને પોતાનાવડે ભવિષ્યમાં પણ આવા પ્રકારનાં ફળ પ્રકટાવવાનું કાંઇ પણ બને તેવી રીતે હાલ કાર્ય કરવાને સર્વ કોઇ હકદાર છે. તમે તૈયાર છો?

* * * *

પૂર્ણતામ થવાને માટે, જ્યાં જ્યાં તમે જાઓ ત્યાં ત્યાં તમારા પ્રકાશ—શુદ્ધ દિવ્ય પ્રકાશ—ને પ્રસારતા જાઓ. તેનું કંઇ ફળ આવે છે કે કેમ એ સ્પૃહાથી પાછું વળીને તમારે જો જો કરવાની કશી જ જરૂર નથી એ પ્રકારની સ્પૃહાનું તમારે પ્રયોજન નથી માત્ર જે પ્રકાશ તમે પ્રસારો છો તે ઉત્તમ પ્રકારનો હોવો જોઈએ તથા ઉત્તરોત્તર શ્રેષ્ઠોત્તમ પ્રકારનો કેમ બનતો જાય તેના પ્રતિ જ લક્ષ રાખ્યા કરો આ પ્રકારે કરવું એ ... લક્ષણ છે. જ્યાંસુધી આપણા કાર્યોના પરિણામ કોઈ અમુક સ્થળે પણ ન જોઇએ ...ધી આપણામાં જે કંઇ ઉત્તમ છે તેનો પ્રસાર કરવો એવી ઇચ્છા રાખ્યા કરીએ છીએ તો ... સુધી આપણે ઉચ્ચ કોટિના અધ્યાત્મસામર્થ્ય... છીએ એમ માનવાનો કશો જ હક નથી. ...ન પૂર્ણ શ્રદ્ધા છે તે જાણે છે કે અધ્યાત્મિક ...ન એવું છે કે જે નિરંતર જ જીવત રહે છે ...આત્મસામર્થ્ય એ પણ એવું છે કે જે વિનાશ પામતાં વિદ્યમાન જ રહે છે અને તેથી તેનું ... ફળ પ્રકટ્યું કે કેમ, અધ્યાત્મસામર્થ્યમાં અમુક ...રે લોકહિત કરવાનું બળ છે તે ખરૂં છે કે ... એવી તેને શંકા રહેતી નથી અને તેથી તે ... વળી વળીને, સીપાઇ જેમ પાછળ આવતા ...તરફ શંકાશીલ દૃષ્ટિથી વારંવાર પાછળ જોયા ... તેમ તેને પાછળ જોવાનો વિચારસરખો પણ આવતો નથી મનુષ્યની પાછળ છાયા જેમ ચાલી જ જાય છે, તે કંઇ છાયા માટે પાછું ફરીને જો જો કરતો નથી, તેમ આ પુરુષ પોતાની કરેલી ક્રિયાનાં ફળને જોવાની સ્પૃહાવાળો હોતો નથી, તેમ તે ક્રિયાની સિદ્ધિમાટે શંકાશીલ પણ રહેતો નથી પોતાના સત્સંસ્કારના બીજકો, જ્યાંથી તે પસાર થાય છે, ત્યાં ચારે બાજુ નાખતો ચાલે છે અને તેના પરિણામો પ્રકટાવવાનો ભાર, કદાપિ નિષ્ફળ ન થનાર એવી ઇશ્વરસત્તાઉપર જ નાખે છે તે તો માત્ર શુભની પ્રભાને જ સર્વત્ર વિસ્તારે છે, અને જાણે છે કે જે કંઇ શુભ છે, તે શુભને પ્રકટાવ્યા વિના કદી રહેનાર જ નથી

* * * *

જ્યારે તમને એમ સમજવામાં આવે છે કે જેમાંથી ઇશ્વર પોતાનો આવિષ્કાર (Expression) કરે છે પોતાના સ્વરૂપ—સામર્થ્યનું નિદર્શન કરાવે છે તેની વસ્તુ તે તમે છો, અને તમારૂં અંતઃકરણ એવું પારદર્શક હોવું જોઇએ કે જેની નીચે રહેલું દિવ્ય તેજ તેમાંથી બહાર નીકળી આ સ્થૂલ જગતને છાઇ દે, આવું જ્યારે તમારા અંતઃકરણપૂર્વક તમને ભાન થાય ત્યારે જાણવું કે તમે એક એવી સ્થિતિએ આવ્યા છો કે જ્યાંથી તમે અદ્ભુતસરખા અનેક કાર્ય કરી શકશો. આવું જ્યારે તમને થાય ત્યારે તમારે જાણવું કે તમે તમારા વાસ્તવ સ્થાનકઉપર આવી રહ્યા છો અને આવી રમ્ય ભૂમિકાઉપર તમે આવો, એનો અર્થ એ જ છે કે તમારામાં કોઈ ઉચ્ચ પ્રકારની સત્તા કાર્ય કરવાની, તે પોતાના પ્રભાદનો પ્રસાર કરવાની અને દરેક દિશામાં પ્રકાશ પ્રસારતી તથા તમે જેના સંબંધમાં આવો અથવા જેને કંઇ કહો અથવા જે કંઈ કરો એ સર્વમાં આત્માના સામર્થ્યને રેલાવતી જ્યાં ત્યાં તમારાદ્વારા શુભ જ કરાવવાની આ રીતે તમે ઇશ્વરાંશી બનો છો, ઇશ્વરનું એક પ્રત્યક્ષ માનુષી સ્વરૂપ થાઓ છો, અને તમારૂં જીવન એ જગતને ઇશ્વરનું દર્શન કરાવનાર મન્દિર થઇ રહે છે અને એ મન્દિરના અધિષ્ઠાતારૂપ જે તમે તે સાક્ષાત્ ઇશ્વરમય થઇ રહો છો×

---

× શ્રીસદુપદેશ શ્રેણીમાંથી.

# બેંકમાંનું બાળક.

લેખક—શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા બી. એ.

વીજળીની બત્તીઓ એક પછી એક બુઝાવી નાંખવામાં આવી તિજોરીવાળા મ્હોટા ખંડનાં બારણાં મજબૂત રીતે બંધ કરી તેને તાળાં મારવામાં આવ્યાં, અને કારકુનોની હારની હાર આખા દિવસના પરિશ્રમથી શિથિલ થયેલે પગે, બેસી બેસીને કંટાળી ગયેલે ચહેરે આખરે બ્હારની ખુલ્લી હવામાં હરવા ફરવાની છૂટ મળ્યાથી પોતાના ઈષ્ટજનોના પુનઃ સમાગમની આશાના વિચાર કરતી કરતી, ખુલ્લે દીલે વાર્તાલાપ ચલાવતી, દરવાજામાંથી બ્હાર નીકળવા લાગી. પહેરેગીરો સાવચેત થવા લાગ્યા સાંજના સાતેક વાગવા આવ્યા હતા તેથી સર તાપીદાસ પણ પોતાની ઑફિસમાંથી બ્હાર આવી અગાશીના કઠેરાને અઢીંગીને ઉભા ઉભા આ વિલય થતા તેમના નોકરોના ટોળાની ગમત જોતા હતા તેમના મ્લાન થઈ પડીગયેલા ચહેરા ઉપર કંઈક અણગમાની છાયા પ્રત્યક્ષ જણાઈ આવતી હતી સ્વભાવે તેઓ ઘણાજ કડક હતા અને તેમના જુનામાં જુના તથા મ્હોટામાં મ્હોટા શરાફથી તે છેક તાજા દાખલ થયેલા હલકા પગારના કારકુન સુધી સર્વ તેમની ધાકથી ધ્રુજતા હતા.

તેમની બેંકનું કામ તે દિવસને માટે પૂરૂં થયું હતું તે જોઈને તેમનો ચહેરો ઉતરી ગયો હતો તેમનું ચાલતું હત તો તેઓ દિવસને ચોવીશને બદલે અડતાલીશ કલાકનો બનાવત ને આરામની પણ જરૂર ન પડે એમ સતત દ્રવ્યોપાર્જનમાંજ મન વ્યાપૃત રાખત. સવારમાં ઉઠતા ત્યારથી તે માત્ર સ્નાન ભોજન આદિ કાર્યમાં સહેજ સાજ વખત ગાળવો પડે તે અનિચ્છાએ ગાળીને રાત્રિના બાર બાર વાગ્યા સુધી તેઓ પોતાની બેંકમાંનાં નાણાંની ઉથલપાથલ કેવી રીતે કરવી કે જેથી વ્યાજ અને નફો વધારે મળે તેનીજ ચિંતામાં અહર્નિશ મન પરોવી રાખતા હતા, અને પોતાના તાબાના સર્વ માણસો પણ સંચાની પેઠે એજ પ્રમાણે આખો વખત કામ કરતા રહે એમ તેઓ જોવા માગતા હતા નિદ્રા લીધા વિના આખી રાત પણ જો તેમનાથી કંઈક અધિક ધન—પ્રાપ્તિના માર્ગ શોધી કઢાતા હોય તો તે કાઢવામાં પાછા હઠે એવા ન હતા. તેમના શરીરનો બાંધો ઈશ્વર કૃપાથી એવો સુદૃઢ હતો કે આટલો આટલો શ્રમ પણ તેમને કંઈ ભારે લાગતો નહિં કેટલાંક વર્ષ થયાં તેમના મનની સ્થિતિ આ પ્રમાણે દ્રવ્યોપાર્જનના એકજ વિષય તરફ વળેલી હતી.

માણસોની ભૂલથી કોઈ બારીબારણું બંધ કરવું રહી તો ગયું નથી તે જોવા અને ભૂલ જણાય તો ઠપકો દેવાના હેતુથી તેની ચોકસી કરવા હવે તેઓ આમ તેમ ફરવા લાગ્યા ને બારણાંને ઠોકી ઠોકીને કહીંક કહીંક તપાસવા લાગ્યા એક ખૂણામાં તેમની એક ચાકરડી બિચારી ગાભરી ગાભરી વાસીદું કાઢતી હતી. શેઠના સ્વભાવને તે સારી પેઠે જાણતી હતી તેથી રખેને કહીં કચરો રહી જશે તો ધૂળ કાઢી નાંખશે એવી એને રોજ બ્હીક રહેતી હતી. તેમાં આ વેળા તો શેઠ હજી બેંકમાં જ હતા એટલે હમણાં કાંઈક વાંક કાઢીને ધમકાવશે એમ તે મનમાં ડરતી હતી ઘણાં વર્ષ થયાં તે આ કામ કરતી હતી તેથી તેને શેઠના જીવનનો પૂર્વકાળ પણ સ્મરણમાં હતો. તે વેળા તો તેઓ એકલા તાપીદાસ શેઠ કહેવાતા ને તેમનો સ્વભાવ આવો તીખો નહતો. શેઠાણી પણ કોઈ કોઈ વાર બે ઘોડાની ગાડીમાં બેસીને પાંચેક વાગે બેંકના દરવાજા પાસે આવતાં કે તરત શેઠ કામ પડતું મૂકીને તેમની સાથે ફરવા નીકળી પડતા નાનો જેકીસન પણ સાહેબ લોકના છો

ફરાના જેવાં ભભકાદાર કપડાં ને બુટ મોજા પહેરીને ગાડીમાં સાથે આવતો ને ગાડી ઉભી રહેતાંજ નીચે કૂદતો ને તેના પિતાની ખુરશી પાસે આવી ધમાચકડી કરતો પણ તે વેળા શેઠ કશું બોલતા નહિ. ઉલટા તેની બાળચેષ્ટા જોઇને આનંદ પામતા ને તેને આગળાયે વળગાડી ગાડીમાં સાથે લઇને ઘણું જાણું ફરવા જતા.

પણ હવે તો તે દિવસોની માત્ર સ્મૃતિજ શેઠને રહી હતી જેટીસનની માતા બિચારી અકાળે તેને મૂકીને પરલોક નિવાસી થઇ હતી શેઠને સરનો ખેતાબ મળ્યા પછી તે માનનો લાવો ભોગવવાને માત્ર એકજ વર્ષ જીવવા પામી હતી ત્યારથી શેઠનો સ્વભાવ બદલાવા માંડ્યો હતો સંસારમાં તેમને પ્રીતિનું સ્થાન કોઈ રહ્યું નહિ તેમ ઘર પણ અરણ્ય જેવું શૂન્ય બની ગયું તેથી ઘેર રહેવું તેમને કંટાળા ભરેલું થઇ પડ્યું, અને ભૂતકાળના સુખના વિચારો માનસિક ચિત્રપટ ઉપર એવા તો સબળ સ્થાન કરી બેઠા હતા કે જરાપણ તેમનાં સ્વર્ગસ્થ પત્નીના સંબંધી વાત નીકળતી કે તેના સહવાસમાં આવેલી કોઇ વસ્તુ દૃષ્ટિગોચર થતી તો તેઓ ગળગળા થઇ જતા તેથી તેઓ પોતાનું મન જેમ બને તેમ વ્યાપારમાંજ ..ગી રાખતા કે જેથી તે દુખદાયક સ્મરણ દૂર ..ર. આ પ્રમાણે ટેવ પડવાથી તે વૃત્તિ એક ...રૂપ થઇ પડી હતી, તેમાં અધુરામાં પૂરું ..ા વિનાનો અતિશય લડાવેલો જેટીસન મ્હોટો ... પછી સ્વચ્છંદી નીવડ્યો તેથી શેઠે તેને પો...ની ઓફીસમાં પોતાની સાથે રહીને કામ કરવાનો ઉપદેશ કર્યો તે તેને ગમ્યો નહિ ને તે મોજશોખમાં એટલે સુધી પડી ગયો કે આખરે શેઠે તેને ખર્ચના પૈસા આપવા બંધ કર્યા અને એકનો એક તથા અતિશય વ્હાલા હતા તે તેના કુછંદથી એટલો અપ્રિય થઈ પડ્યો કે તેમણે તેને આખરે પોતાના ઘરમાંથી પણ દૂર કર્યો

આ પ્રમાણે તેમના મકાનમાં તેમને કોઇને લેઇને શાન્તિ થાય એવું રહ્યું નહિ. માત્ર તેમનાં ..કાણી તેમની સાથે રહેતાં હતાં તેમનોજ સહવાસ ચાલુ રહ્યો.

ઉપર જણાવેલે સમયે શેઠ બારીબારણાં ત..મતા હતા તેવામાં તેમને કાને કોઇ તીક્ષ્ણ સ્વર અચાનક પડ્યો, ને તે પોતાની ઓફીસનાજ કોઇ ભાગમાંથી આવતો હોય તેમ લાગ્યું ચારે પાસ બધું શાન્ત હોવાથી તે અવાજ ધીમે ધીમે વધારે વધારે જોરથી સંભળાવા લાગ્યો તેથી તેમણે તરત પેલી વાસીદું વાળનારી બાઇને હાક મારી, અને શેઠનો અવાજ સાંભળતા તે બિચારી, આકુળી વ્યાકુળી, રખેને પોતાની કંઇ ભૂલ જણાઇ હોય. એમ બ્હીતી બ્હીતી આવી, "જી" એમ કહેતી, તરત શેઠ પાસે હાજર થઈ. એટલે તેને તેમણે પૂછ્યું કે—"અહીં સર્વ બારી બારણાં બંધ છે છતાં આ અવાજ ક્યાંથી ને કોનો આવે છે! તમને સંભળાય છે?" તે બાઇએ બિચારીએ કાન ધરીને સાંભળ્યું પણ તેને કંઇ તરત સમજાયું નહિ હોય કે ગભરાટમાં ભાન રહ્યું નહિ હોય તેથી તે બોલી ઉઠી કે,—"સાહેબ એ તો કહીંક બિલાડી ભરાઇ રહી હોય એમ લાગે છે"

"અરે બિલાડીનો અવાજ આવા હોતો હશે? જુઓ, આ તરફથી શબ્દ આવે છે ચાલો મ્હારી સાથે"

બાઇ બિચારી સમજી કે હવે તેનું આવી બન્યું છે. શેઠ કંઇ એમ ઠગાય તેવા ન હતા તેથી જે ઓરડામાંથી અવાજ આવતો હતો તેની પાસે પાસે તેઓ જતા ગયા તેમ તેમ શેઠને ખાત્રી થતી ગઈ કે આ કોઇ જાનવરનો નહિ પણ કોઇ રોતા બાળકનો સ્વર છે. તેથી તેઓના મ્હો ઉપર ક્રોધનાં ચિન્હ પ્રકટ થઇ ગયાં, ને જ્યારે તેમણે સાહેબોને બેસવાના એ ઓરડામાં ગડી કરેલા કપડા ઉપર સુતેલા તથા પગ પછાડીને ચીસો પાડતા એક બાળકને જોયું ત્યારે તેમની નાખુશીનો પાર રહ્યો નહિ, તે બાઇ પણ બિચારી ઝંખવાણી પડી ગઇ, અને હવે શેઠ નક્કી મારશેજ અથવા નોકરીમાંથી કાઢી મૂકશે એવી તેને બ્હીક લાગવા માંડી

"મ્હારી ઓફીસમાં બાળક કેવું!"—ભવાં ચઢાવીને ગુસ્સાના આવેશમાં શેઠ તેને પૂછવા લાગ્યા—"મારી ના ફરમાવી કરવાની હિંમત તું શી રીતે કેમ કરી?"

"સાહેબ, માફ કરશો આપની ઓફિસથી ઘણે દૂર રહે એને રાખ્યું હતું, ને આપને કોઇ રીતની અડચણ એનાથી નહિ થાય એમ હું ધા-

રતી હતી હું એને લાવત તો નહિ પણ સાહેબ—"

"ચૂપ રહે—ઘુરકીને શેઠે ખુરશીની એઠી જોરથી ભોંયપર ઠોકતે ઠોકતે જવાબ દીધો "ત્હારા જેવીને હવે હું મ્હારે ત્યાં રાખવા માગતો નથી —સાનુ બોલ હોતુ છે આ ?"

"સાહેબ! મ્હારે ત્યાં એક મેમાન આવેલા છે" બાળકને છાનુ રાખવા માટે તેની પાસે પડેલી દૂધ શીશી હાથમાં લઈને તેના મ્હોમાં, તેની ઉપરની રબ્બરની ટોટી મૂકતાં મૂકતા તે બોલી "તે કહીક નોકરી ખોળવા કે કોણ જાણે ક્યા બેદિવસથી ગયા છે ને તેમની વહુ બિચારી તેમની શોધમા આજ બ્હાર નીકળી છે તેણે મને તે સોપ્યુ છે ને મ્હારે ઘેર તેની કોઇ સંભાળ લે એવુ ન હોવાથી હું એને મારી સાથે લાવી છુ એ લોક બિચારા દેખાય છે ગરીબ પણ છે અશરાફ આપને હરકત પડશે એમ જાણતી હત તો હું કોઈને સોપીને આવત."

"ચાલ હવે લવરી બંધ કર. ઝટ લઇને ત્હારૂ કામ પૂરૂં કરીને ચાલીજા. હવેથી અહીં આવતી નહિ."

આ પ્રમાણે પોતાનો ઉભરો શમાવી શેઠ પાછા પોતાની ઑફીસે આવી કંઇક કામમાં ગુંથાયા પણ થોડીવારમાંજ પાછી તે બાળકની ચીસ તેમને કાને પડી પ્રથમના કરતાં તે આ વેળા વધારે જોરદાર હતી તેથી તેમનું ચિત્ત કામમાં વધારેવાર પરોવાય તેમ ન હતું આ પ્રમાણે પોતાને વળી હરકત થયેલી જોઇને તેઓ ચીઢાતા ચીઢાતા પાછા પેલા ઓરડા ભણી ગયા અને તે બાઇને ઘુરકીને કહેવા લાગ્યા કે,—"તું એની સંભાળ કેમ બરાબર લેતી નથી? કેમ એ ઘડી ઘડી રોયા કરે છે?" તે બિચારી પોતાનાથી બનતી મહેનત લો કરતી હતી તેને હાથમાં લઇને ફરતી હતી. લલાલાલા બોલ બોલતી હતી. ઘડી વાર ખભે લઇને થાબડતી હતી છાનો—ભાઇ—છાનો—હા—હાજો બા હમણાં આવશે હો," એમ કહીને તેને શાન્ત રાખવા મથતી હતી અપૂર્ણ.




( લે. શ્રીયુત મણિલાલ નથુભાઈ દોશી બી. એ અમદાવાદ )

પ્રિય વાચક બંધુઓ! આજે તમે એક નવીન વિષયનો અભ્યાસ કરવા માંડો છો તે બહુ જ આનંદદાયક થશે. જો કે આ વિષય તમને નવીન ભાસશે, છતાં તેનાં સત્યો સર્વ કામને માટે એક સરખા છે આ સત્યો ઉપર તમારા જીવનનો આધાર છે જે પ્રમાણમા તે સત્યોને તમે તમારા જીવન સાથે વણી લેશો તે પ્રમાણમાં ઇષ્ટ વસ્તુઓ તમે ત્વરાથી મેળવી શકશો. માટે ખંતથી અને ઉદ્યોગથી કામ કરવાનો તમારા મન સાથે નિશ્ચય કરો, તમે નાની ભાસતી દરેક વીગત પર પુરતું લક્ષ આપો. એટલે એક નાનું બીજ પણ અંકુરવાળુ થશે, તેને કળી આવશે, તે ખીલશે, તેને ફુલ આવશે, તે ચારે બાજુએ પોતાનો સુવાસ પ્રસરાવશે તમે આ રીતે કાર્ય કરવાથી સ્વાભાવિક રીતે આગળ વધ્યા કરશો અને વધતાં વધતાં તમારી એવી સ્થિતિ થશે કે જ્યા રહી તમે સર્વ ઇષ્ટ વસ્તુઓ ઘણી થોડા પ્રયાસે પ્રાપ્ત કરી શકશો. તમને સીધે માર્ગે દોરવાને અને તમને આ કામમાં પ્રોત્સાહન આપવાને આટલા શબ્દો જણાવી હવે લોકોના સુખને સારૂ અનંતજ્ઞાની પ્રભુએ જે માર્ગ બનાવ્યો છે, તે માર્ગનો અભ્યાસ આરંભીએ.

## તંદુરસ્તી—આરોગ્ય

આપણા શરીરની તંદુરસ્તી ઉપર આપણા વિજય કે પરાભવનો કેટલો બધો આધાર રહેલો હોય છે, એ વાત આપણે ઘણીવાર ભૂલી જઈએ છીએ. આપણાં ઢોરને સારી સ્થિતિમાં રાખવાને આ પણે પુરતી સંભાળ લઈએ છીએ, કારણ કે, આપણો લાભ તેમની તંદુરસ્તીપર રહેલો હોય છે જમીન આપણને વધારે પાક આપે માટે આપણે તેને ખેડીએ છીએ અને તેપર ખાતર નાખી તેને વધારે ફળદ્રુપ બનાવીએ છીએ આપણે સુખ સગવડથી રહી શકીએ એવાં ટકાઉ ઘર આપણે બધાવીએ છીએ પણ આ બધી વસ્તુ ઓ કરતાં વધારે ઉપયોગી એવા આપણાં શરીરોની બાબતમા આપણે ઘણા જ બેદરકાર રહીએ છીએ. આપણા શરીરની સારી સ્થિતિ ઉપર આપણી અનેક આશાઓની સફળતા ઝઝુમી રહી છે, એ વાત આપણે ભૂલી જઈએ છીએ, આ કાંઈ ઓછા ખેદની વાત નથી

માટે બીજાઓપર પ્રભાવ પડે એવી આકૃતિને માટે સૌથી અગત્યનું સાધન આરોગ્ય છે તે સિવાય કાંઈ પણ કામ થવું અશકય છે માનસિક બળનો મોટો આધાર શરીરબળપર રહેલો છે અને જો શરીર નિર્બળ બન્યું તો તે દ્વારા પ્રકાશતી માનસિક શક્તિઓ પણ પ્રમાણમાં નિસ્તેજ અને મંદ પડી જાય છે આકર્ષણશક્તિ એ જ્ઞાનતંતુઓ ઉપર આધાર રાખે છે આપણે મોટે ભાગે આપણા જ્ઞાનતંતુઓ વડે જીવીએ છીએ જે પ્રમાણમાં શરીરમાંથી સ્ફૂર્તિ ચાલી જાય છે, તે પ્રમાણમા જ્ઞાનતંતુઓ ઢીલા પડી જાય છે, અને ઢીલા પડેલા જ્ઞાનતંતુ મારફતે કદાપિ પણ મહત્વના કામની આશા રાખી શકાય નહિ જો તમારામાંથી જીવનશક્તિ (vitality) ચાલી ગઈ હોય તો તે પાછી મેળવવી એ તમારૂં પ્રથમ કર્તવ્ય છે, અને જો તમારામા તે હોય તો તેને ટકાવી રાખવી એ બીજુ કામ છે આ માટે તમે અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ કરો તેમાં બહુ મીઠાઈ, ચા, કૉફી, મરીમસાલાવાળા પદાર્થો, દરેક પ્રકારની માદક અને વિકારજનક ચીજો ખાવાનું છોડી દો સાત્વિક ખોરાક ખાવ અને તમારા જ્ઞાનતંતુઓને કોઈ પણ રીતે ઉશ્કેરે તેવી એક પણ ચીજ તમારા મુખમાં મૂકો નહિ તમારા ખાવાપીવાની આહારવિહારની દરેક બાબતમાં મિતાહારી બનો अतिशयं च सर्वत्र वर्जयेत् । આમ કરવાથી તમારામાં સુપ્ત રહેલી જીવનશક્તિ તમારા શરીરમાં પ્રસરવા લાગશે, અને તમે એક પગલું સાધવાની પ્રગતિમાં આવતા જશો

### અસર કરવાનાં બહારનાં સાધનો.

તમે ઉપર જણાવેલા નિયમો પ્રમાણે ચાલ્યા છે અને તમે તમારા શરીરને બરાબર કેળવીને તમારા ઉપયોગી હથીઆર તરીકે બનાવ્યુ છે, એમ ધારીને હવે તમને બીજું પગથીયુ કહ્યું છે તે જણાવવામાં આવે છે. બીજાને અસર કરનારાં ચાર સાધનો છે આંખ, હાથ, અવાજ અને પોશાક. આ સાધન ઉપયોગી પણ થાય અને તેજ સાધન જો ખરાબર વાપરવામાં ન આવ્યાં હોય તો આડખીલીરૂપ પણ થાય. દાખલા તરીકે જે મનુષ્યની આંખ ભમતી હોય અને ચંચળ હોય તેનાપર લોકો વિશ્વાસ રાખતા અચકાય છે, પણ જેની આંખો સ્થિર, શાંત અને નિર્વિકારી હોય છે, તેનાપર શ્રદ્ધા ચોટે છે હાથના અમુક ચાળા ઉપરથી મનુષ્યની પરીક્ષા થઈ જાય છે મનુષ્યોના શબ્દોએ ગમે તેવી સારી અસર કરી હોય, પણ તેના હાથના હાવભાવ એવા હોય કે જેથી તેના શબ્દોની અસર ચાલી જાય છે આની સાથે અવાજની બાબત લો કેટલાકના અવાજ એવા કર્કશ અને કર્ણકટુ હોય કે તે સાંભળતાંજ હૃદયમાં કટાળો આવે છે અને તે મનુષ્ય ચાલ્યો જાય તો ઠીક અથવા તો બોલતો બંધ રહેતો સારૂ એવા વિચાર આવે છે ઘણા મનુષ્યો પોતાના કર્કશ વચનોથી જીવનમા આગળ વધી શકતા નથી. આ સાથે છેલ્લી બાબત પોશાકની છે પોશાક સારો પણ સ્વચ્છ હોવો જોઈએ. બહુ કીંમતી નહિ પણ પ્રેક્ષકના મનને આનંદ ઉપજાવનારો હોવો જોઈએ કારણ કે અંતરના ગુણો તો સબંધમાં આવ્યા પછી બીજો જાણી શકે, પણ પોશાકની પ્રથમ અસર

કાંઈક ઓરજ થાય છે. માટે આકર્ષણશક્તિ ખીલવવા ઇચ્છનારે આંખ, હાથ, અવાજ અને પોશાક આચાર ઉપર પુરતું લક્ષ આપવું જોઇએ

### સંકલ્પબળ

આકર્ષણશક્તિની ખીલવણીમાં બીજું ઉપયોગી સાધન બળ છે કેવી રીતે શક્તિનો વ્યય કરવો તેનો આધાર આ સંકલ્પબળપર છે. તે બધાં બળોને નિમંત્રિત કરે છે ઇચ્છા અને સંકલ્પબળ વચ્ચેનો ભેદ આપણે સમજવો જોઇએ. સામાન્ય ઇચ્છા કાંઇપણ કરી શકતી નથી તે નિર્બળ હોય છે. સંકલ્પબળ આકર્ષક હોય છે અને તેમાં વિજય મળે છે. જેમ શરીરનાં બીજા અવયવો ખીલવવામાં આવે છે, તેમ અમુક પ્રકારનાં સાધનોદ્વારા આ સંકલ્પબળ પણ ખીલવી શકાય, ત્વાગી શકાય, અને સંયમમાં રાખી શકાય પોતાને રૂચે તેવું કાંઈ કામ કરવાને હામ ધરો તેમાં તમારે શક્તિનો વ્યય કરવો પડશે, પણ તેથી તમારૂં સંકલ્પબળ અવશ્ય વધશે. સંકલ્પબળ તેનો ઉપયોગ કરવાથી વધે છે, તેનો ઉપયોગ નહિ કરવાથી મંદ પડી જાય છે નાનાં નાનાં કામ પ્રથમ હાથ ધરો. તેમાં ફત્તેહ મેળવો, એટલે તમારી શક્તિનો તમને ખ્યાલ આવશે તમે વિશેષ મોટાં કામ આરંભવા સમર્થ થશો. જો તમે એકદમ મોટું કામ ઉપાડશો તો તેમાં પરાભવ થવાનો સંભવ છે. પરાભવ થતાં તમે નિરાશ થશો નિરાશા એ આકર્ષણશક્તિની પ્રબળ વિરોધી છે માટે નિરાશાને વશ ન થશો. તમારા સામર્થ્યમાં વિશ્વાસ રાખો, અને જરૂર તમારામાં નવું ચૈતન્ય વહેવા લાગશે.

### આત્મશ્રદ્ધા.

આ બધા કરતાં વિશેષ અગત્યનું સાધન પોતાની શક્તિમાં વિશ્વાસ હોવા એ છે, આપણે જો પોતાને આ ચામડીથી ઢંકાયેલા હાડમાંસ રૂપ ગણતા હોઇએ તો આપણે જીવનમાં કાંઇપણ કરી શકીશું નહિ પણ જો આપણે એમ માનતા હોઇએ, શબ્દોથી નહિ પણ બુદ્ધિથી-બુદ્ધિથી નહિ પણ હૃદયથી એમ માનતા હોઇએ કે,-આપણે અનંત શક્તિમાન્ પ્રભુના અંશ છીએ તો પછી આપણને આપણા સામર્થ્યનું ભાન થવું જ જોઇએ. મનુષ્યનો આત્મા એ અમરતત્વ છે અને તેના ભવિષ્યમાં થનારા વિકાસ અને વૃદ્ધિને કાંઇ હદ નથી, ભય જેવો કોઇ શત્રુ નથી માટે ભયને દૂર કરી, પોતાની શક્તિના પ્રમાણમાં આગળ પગલાં ભરવા મનુષ્યે કમર કસવી જોઇએ સ્નેહી કવિ કલાપિની પ્રસિદ્ધ કડીઓ આ સ્થાને અનુચિત નહિ ગણાય.

"જખમથી જે ડરી રહેતા, વગર જખમે જખમ રહેતા,
અમે તો ખાઇને જખમો, ખુબી ત્યાં માનનારાઓ."

જે મનુષ્યો સાહસથી ડરી એનીએ સ્થિતિમાં પડી રહે છે. તેઓનો વિકાસ ઘણો મંદ ચાલે છે પણ જેઓ પ્રકાશ તરફ નજર કરી આગળ વધવા પ્રયત્ન કરે છે, તેઓની આંતર શક્તિઓ ખીલતી જાય છે તેઓ પોતાનાં ગામોથી પોતા તરફ બીજાને આકર્ષી શકે છે, અને લોકોને સત્પથમાં દોરી શકે છે.

---

## હવે હું યાર છું હાર્યો.

( લ. દેસાઈ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા )

ઉક્તિ ઉક્તોની મે, જીગર પરવા ન રાખીને
કરી છે ખુબ ખ્વારીએ, હવે હું યાર છું હાર્યો.
સનમ દીલનું છુપું ખંજર, દુખી દીન દર્દમાં મારી,
લીધું શું! વેર ! માનીને, હવે હું યાર છું હાર્યો
નચાવ્યો મોહના મંત્રે નચાવી દીલ રાચ્યો તું,
રડયોછું ખુબ રડાવ્યો તેં, હવે હું યાર છું હાર્યો
અરે! ગમ ખ્વાર જે આશા, નિરાશામાં છુપાયેલી,
દુખી દીલે હું દુડીને, હવે તો યાર છું હાર્યો,
હાર્યાં જનને હરાવીને, જીતે જે યાર ના જીત્યો,
ઉરે આશા સજીવન એ તમારો થૈ અને હાર્યો.



# उच्च जीवननुं अठवाडीयुं.



( લે-શ્રીયુત મણિલાલ નથુભાઈ દોસી બી એ )

( અનુસંધાન ગતાંકથી )

## દિવસ ત્રીજો

ઇચ્છા દૂર કરવાને, ફળની આશાથી મુક્ત થવાને, તૃષ્ણાથી ઉપરાન્ત થવા દુ:ખથી છુટા થવાને જે આંખ અને કાનને અદૃશ્ય છે, અને જે શ્રવણ-ગોચર નથી તેના પર મનને સ્થિર કરવા સિવાય બીજો એક પણ ઉપાય નથી

પોતાનામાં આગળ વધવાની શક્તિ સ્વાભાવિક છે, એનાપર મનુષ્યે વિશ્વાસ રાખવો મનુષ્યે પોતાના ઉચ્ચ સ્વભાવના તેજથી અંજાઈ જવું નહિ, તેમજ પોતાની ક્ષુદ્ર વાસનાઓ અને હલકા વિકારોને વશ પણ ન થવું

ભૂતકાળનો ઈતિહાસ આપણને પુરવાર કરી આપે છે કે અડચણથી નાહીમત કે નિરાશ થવું નહિ. નહિ તો સુધારાની અનેક આશ્ચર્યજનક બાબતો જોવા આપણે ભાગ્યશાળી થઇશું નહિ

જેણે મુમુક્ષુના માર્ગે ચાલવાનું પસંદ કર્યું છે તેનામાં આગળ વધવાની હિંમતનો મુખ્ય ગુણ હોવો જોઈએ આ હિંમત શી રીતે આવી શકે? જો આપણી આસપાસ જોઈએ તો આ હિંમત ક્યાંથી લોકોમાં આવે છે, તે શોધવાનું કામ કઠણ નથી. પૂર્ણ આસ્થા-શ્રદ્ધા એજ આ હિંમતનું મૂળ છે

કેવળ પોતાની શુદ્ધિને માટે નહિ, પણ અશુભથી દૂર રહેવું એ કર્તવ્ય છે, માટે અશુભથી દૂર રહો.

પોતાના ક્ષુદ્ર સ્વભાવ સાથે યુદ્ધ કરવું એજ જગતમાં કરવા યોગ્ય કામ છે, કામ એમ જે મનુષ્ય સમજે છે તેજ મનુષ્ય તે ક્ષુદ્ર સ્વભાવ સાથે યુદ્ધ કરીને તેમાં વિજય પામે છે

'અશુભની સામે થતા ના,' એનો અર્થ એજ થાય છે કે જીવનના અનિવાર્ય દુ:ખમય પ્રસંગોમાં ગભરાતા નહિ કે સામે થતા નહિ બીજાની ખાતર કામ કરવામાં સ્વાર્થને ભૂલી જાઓ બીજા મનુષ્યો તમારી નિંદા કરે, તમને હેરાન કરે અથવા નુકસાન કરે, તે વખતે શા માટે સામે થવું? સામે થવામાં મોટા અનર્થો આપણે ઉત્પન્ન કરીએ છીએ

જે કામ કરવાનું માથે આવી પડે, તે ગમે તેવું હોય તો પણ તે કરવુંજ જોઈએ તે વિશેષ અગત્યનું છે કે ઓછું અગત્યનું છે, તેનો વિચાર કરવા યોગ્ય નથી.

અશુભને દૂર કરવાનો ઉપાય તેને દાબી દેવામાં નહિ પણ વાસનાઓનો નાશ કરવામાં રહેલો છે અને વાસનાઓનો નાશ મનને નિરંતર દિવ્ય બાબતોના વિચારમાં સ્થિર કરવાથી સહેલાઇથી થઇ શકે છે સહેલાઇથી વશ ન થઈ શકે તેવી ઇન્દ્રિયોને લગતા વિષયોપર મનને લગાડવાથી અને તેનું વારંવાર દીર્ઘ ચિંતન કરવાથી આત્માને લગતું જ્ઞાન જતું રહે છે

આપણો સ્વભાવ એટલો હલકો, મગરૂર અને લોભી છે, તેમજ પોતાને રૂચે તેવી વાસનાઓ, વિચારો અને અભિપ્રાયોથી ભરેલો છે કે જો બીજી લાલચોને લીધે તે દાબમાં ન રહે તો તેનો સર્વથા નાશ થઇ જાય લાલચોને લીધે આપણને આપણી ખરી સ્થિતિનું ભાન આવે છે, અને આપણે નમ્ર બનીએ છીએ લાલચ વગરના થવું એ શ્રેષ્ટમાં શ્રેષ્ટ લાભ છે, એમ જાણો માટે જ્યારે લાલચનો પ્રસંગ આવે, ત્યારે આનંદ માનો અને શાંતિથી, દૃઢતાથી અને ઇશ્વરાધીન થઇ તે લાલચની સામે થાઓ

તમારે પોતાને માટે કાંઇ પણ કરવાનું નથી, એ બરાબર સમજો. પણ તમારે માથે હમણાં કેટલીક ફરજો મૂકી છે, જે તમારે અદા કરવીજ જોઇએ પ્રભુને પામવાની ઇચ્છા કરજો, પણ પ્રભુ કાંઇ આપશે એવી આશાથી તેને ભજવાની ઇચ્છા કરતા ના. જે કરવાનું આવી પડે, તે કર્તવ્ય

છે, પણ તેના ફળની સ્પૃહા કે ઇચ્છા રાખવી નહિ.

જો આપણાં સઘળાં કાર્યો એવી શ્રદ્ધાથી કરવામાં આવે-કે તે કાર્યો આપણને પોતાને ઉપયોગનાં નથી, પણ તે કરવા યોગ્ય છે, માટે કરવાંજ જોઇએ. બીજી રીતે કરીએ તો તે કામ કરવાં એ આપણો સ્વભાવ છે—તો આપણી અંદર રહેલી અહંકાર વૃત્તિ નબળી પડવા લાગશે અને અંતે તે તદન શાન્ત થઈ જશે, ત્યારે આત્માના ખરા સ્વરૂપનું જ્ઞાન તેના પૂર્ણ તેજમાં આપણામાં ઝળકવા લાગશે.

સુખ અથવા દુઃખને લીધે તમારા દૃઢ નિશ્ચયોથી ડગી જતા ના. જ્યાં સુધી ગુરુ તમને પોતાની સમીપમાં બોલાવે નહિ, ત્યાં સુધી તમે મનુષ્ય જાતિની સાથે રહો. તેમના વિકાસ અને પ્રગતિ માટે નિસ્વાર્થ રીતે કામ કર્યા કરો. આથીજ તમને ખરો સંતોષ થશે.

જે પ્રમાણમાં જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવે છે, તે પ્રમાણમાં તે વધે છે. જેમ આપણે વધારે શીખવીએ તેમ આપણે વધારે શીખીએ છીએ. માટે બાળકના જેવી શ્રદ્ધાથી અને દીક્ષિત શિષ્યના જેવી પ્રબળ ઇચ્છાશક્તિથી હે સત્યની શોધ કરનાર, હે અભ્યાસી! ઇશ્વરી માર્ગની મુસાફરીમાં જેની પાસે કાંઇ પણ સાધન નથી, તેને તારી સામગ્રીમાંથી કાંઇક આપ.

આ માર્ગના અભ્યાસીએ બરાબર સમજવું જોઈએ કે પોતાના અંગત હક્કોનો વિચાર કરવો એ અહંકારરૂપી સર્પના ઝેરી સ્વભાવનું જ પરિણામ છે. તેણે બીજા મનુષ્યની ટીકા કરવી નહિ, બીજા મનુષ્ય પ્રત્યે તિરસ્કાર બતાવવો નહિ, તેમજ પોતાના બચાવમાં કે પોતાની તરફેણમાં એક પણ શબ્દ ઉચ્ચારવો નહિ.

કોઇ પણ મનુષ્ય તમારો શત્રુ નથી, તેમજ કોઈ પણ મનુષ્ય તમારો મિત્ર નથી, પણ સર્વે તમારા શિક્ષકો છે. આ દુનિયાનું કે સ્વર્ગીય ભૂવનનું કોઇ પણ ફળ મેળવવાની ઇચ્છાથી મનુષ્યે કામ કરવું નહિ. પણ ઇશ્વરી ઇચ્છા પ્રમાણે આપણે જીવન ગાળી શકીએ તેવા ઉદ્દેશથી કાર્ય કરવા

## ચોથો દિવસ

વર્તમાનકાળ કે ભવિષ્યકાળના વિચારમાં રમતા નહિ, પણ શાશ્વતકાળમાં વાસ કરજો. એ શાશ્વતકાળમાં અશુભનો રાક્ષસી રોપો ઉગી શકેજ નહિ. અશુભતત્વ જે જીવનના કલંકરૂપ છે, તે નિત્યતાના વિચારના વાતાવરણમાં ટકી શકેજ નહિ. આત્મજ્ઞાનની પ્રાપ્તિને માટે હૃદયની પવિત્રતા ઘણી જરૂરની છે. આ પવિત્રતા મેળવવાને માટે બે ઉપાયો છે.

પ્રથમ ઉપાય એ છે કે દરેક અશુભ વિચારને દૂર કરવાને સતત્ પ્રયત્ન કર્યાજ કરો. બીજો ઉપાય એ છે કે સઘળી સ્થિતિઓમાં મનનું સમતોલપણું જાળવી રાખો. કોઇપણ બનાવ અથવા વસ્તુથી ઉશ્કેરાઇ જતા નહિ કે ચીડાઇ જતા નહિ. પવિત્ર થવાના આ બે માર્ગોને પણ ભક્તિ અને દયાથી બહુ પુષ્ટિ મળે છે. આપણે પવિત્ર નથી, માટે આળસુ બેસી રહેવું અને આગળ વધવાને પ્રયત્ન ન કરવો એ ઉચિત નથી. દરેક મનુષ્યે ઉચ્ચભાવના રાખવી જોઇએ અને તેણે ખંતથી કામ કરવું જોઇએ, પણ તે કામ સીધે માર્ગે કરવું જોઈએ, અને તે માર્ગનું પ્રથમ પગથિયું હૃદયની પવિત્રતા છે.

જ્યારે ક્રોધ થઈ જાય અથવા અસત્ય બોલાઈ જાય અથવા બીજાની ભૂલો નિષ્કારણ ઉઘાડી પાડવામાં આવે, અથવા ખુશામતને સારૂ કાંઇ કહેવામાં કે બોલવામાં આવે અથવા આપણા વચનના કે કાર્યના અસત્યપણાથી કોઈ છેતરાય, આ બધે પ્રસંગે મનને શુદ્ધ કરવાની જરૂર છે.

જેઓ મુક્તિની ઇચ્છા રાખે છે તેઓએ કામ, ક્રોધ અને લોભનો ત્યાગ કરવો જોઇએ, શાસ્ત્રાનુસાર વર્તન કરવું જોઇએ, આધ્યાત્મિક તત્વજ્ઞાનનો અભ્યાસ કરવો જોઇએ અને તેને અનુભવવાને ખંતથી મંડ્યા રહેવું જોઈએ.

જે મનુષ્ય સ્વાર્થી ઇચ્છાઓથીજ કામ કરે છે તે મનુષ્ય સ્વર્ગમાં જઇ શકે નહિ, કારણકે ત્યાં સ્વાર્થને સ્થાન નથી. જે મનુષ્યને સ્વર્ગની સ્પૃહા નથી, પણ પોતાની વર્તમાન સ્થિતિથી સંતુષ્ટ છે તે અત્યારે પણ સ્વર્ગમાં છે, પણ જે અસંતોષી છે, તેને માટે સ્વર્ગમાં જવાની આશા

રાખવી એ હેતુ છે. સ્વાર્થી ઇચ્છાનો ત્યાગ એજ મુક્તિ અને એજ સુખ છે. અને જે સ્થિતિમાં પૂર્ણતાપૂર્ણ અને સુખ અનુભવાય તે સ્થિતિ સિવાય સ્વર્ગનો બીજો અર્થ થતો નથી. જે મનુષ્ય ફળની આશાથી કાર્ય કરે છે, તે જ્યા સુધી તે ફળ મળે નહિ ત્યાં સુધી સુખી થતો નથી, અને જો તેને ફળ મળે છે તો તે ફળ તાની સાથે તેના સુખનો અન્ત આવે છે.

જ્યાં સુધી કોઇ પણ કામ કરવાનું હોય છે, અને તે કરવામાં નથી આવતું ત્યાં સુધી શાશ્વત સુખ કે શાન્તિ મળતાં નથી. પોતાનો ધર્મ અથવા કર્તવ્ય બજાવવામાં જ તેનું ફળ મળી રહે છે.

પોતાને બીજાના કરતાં વધારે પવિત્ર ગણે છે, પોતે દુર્ગુણ અથવા પાપથી મુક્ત છે એમ માની જે અભિમાન ધરે છે, જે પોતાને ડાહ્યો માને છે, અથવા પોતાના જાતિ ભાઇઓ કરતાં કોઇ પણ રીતે પોતાને વધારે ઉત્તમ માને છે, તે શિષ્ય થવાને યોગ્ય નથી. મનુષ્ય ઇશ્વરીજ્ઞાનના દરવાજામાં પ્રવેશ કરવા લાયક થાય તે માટે તેણે ન્હાના બાળક જેવા થવું જોઇએ. સદ્‌ગુણ અને જ્ઞાન એ ઉત્તમ બાબતો છે પણ તેથી જો અભિમાન ઉત્પન્ન થાય અને મનુષ્ય પોતાને બીજા માનવબંધુઓથી ભિન્ન ગણવાને દોરવાય તો પછી તે સદ્‌ગુણ અને જ્ઞાન પણ વધારે સૂક્ષ્મરૂપમાં પ્રકટ થતા અહંકારરૂપી સર્પો છે. ઉચ્ચજીવનના આદર્શો હૃદય અને તેની લાગણીઓનો ભોગ આપવો અથવા તેનું અર્પણ કરવું એ પ્રથમ નિયમ છે. તેને વાસ્તે ચિત્તને એવું સ્થિર બનાવવું જોઇએ કે અંગત કામનાઓથી તે ડગે નહિ. શુભ વિચારોને અમલમાં મુકવાને જરા પણ ઢીલ કરવી નહિ, એક પણ વિચારને કેવળ વિચારરૂપે રહેવા દેવો નહિ. આ બાબતમાં યોગ્ય માર્ગ એ છે કે ફળની ઇચ્છાથી નહિ પણ કાર્યની ખાતર કાર્ય કરવું. ફળની ઇચ્છાથી કામ કરવા પ્રેરાવું નહિ. તેની સાથે આળસુ થઇ જવાની વૃત્તિને પણ ઉત્તેજન આપતા નહિ.

શ્રદ્ધાથી હૃદય, વિકારો અને દુર્ગુણોથી મુક્ત થઇ પવિત્ર બને છે. એથી શરીર પર કાબુ મળે છે અને છેવટે ઇન્દ્રિયો પણ વશ થાય છે.

વિશેષ આગળ વધેલા પુરૂષનાં લક્ષણો નિચે પ્રમાણે હોય છે (૧) તે સર્વ પ્રકારની વાસનાઓ રહિત હોય છે તે જાણે છે કે આત્મા જ આનંદમય છે, અને બીજું સઘળું દુઃખકર છે. (૨) તેના પર જે કાંઇ આવી પડે તેનાથી તેને રાગ કે દ્વેષ થતો નથી. અને તે કાંઇ પણ ઇચ્છા વગર કાર્ય કરે છે (૩) તે જીતેન્દ્રિય હોય છે. આ ત્રીજી બાબત પણ ઉપલા બીજા ગુણ સિવાય નકામી અને ઘણી વખત નુકસાનકારક નીવડે છે, કારણ કે તેથી મનુષ્ય ઢોંગ કરવાને અથવા તો પવિત્રતા માટે ખોટું અભિમાન ધારણ કરવાને દોરવાય છે, તે જ રીતે બીજો ગુણ પણ પહેલાની ગેરહાજરીમાં બહુ ઉપયોગી થતો નથી.

જે મનુષ્ય બીજાનું ભલું કરતો નથી, જે મનુષ્ય પોતાના કકડા રોટલામાંથી પણ પોતાના કરતાં વધારે લાચાર અને ગરીબ માણસને કાંઇક હિસ્સો આપવા તૈયાર નથી, વળી ગમે તે ધર્મ, જાતિ કે પ્રજાના પોતાના મનુષ્યબંધુને ગમે ત્યાં અને ગમે ત્યારે દુઃખી હાલતમાં જુએ ત્યારે તેનું દુઃખ ઓછું કરવાનું ભુલી જાય છે, અને મનુષ્યના દુઃખનો પોકાર સાંભળી આંખ આડા કાન કરે છે, જે નિર્દોષ મનુષ્યની નિંદા થતી સાંભળે છે, અને તે વખતે જેવી રીતે પોતાનો બચાવ કરે તેવી રીતે તેનો બચાવ કરતો નથી, તે ઉચ્ચ જીવનનો અભ્યાસી હોઇ શકે નહિ.

# સ્ત્રીઓ અને અહિંસા.

( લેખક—શ્રીયુત્ અમૃતલાલ સુંદરજી પઢિયાર )

( અનુસંધાન ગતાંકથી. )

૫ ઘણાં ઘરની અંદર દૂધની બાબતોમાં પણ બેદરકારી રાખે છે, અને ઘણા કલાકો સુધી દૂધ ઉઘાડું રાખી મૂકે છે. તથા ગરમ કર્યા વિના વાપરે છે, પણ યાદ રાખજો કે એમ કરવું એ બહુ જોખમ ભરેલું છે કારણ કે દૂધને થોડા કલાક રાખવાથી તેની અંદર હજારો ને લાખો જતુઓ ઉત્પન્ન થઇ જાય છે આવી રીતે દૂધ સિવાય ખાવાની બીજી વસ્તુઓમાં પણ બહુ સંભાળ રાખવાની જરૂર છે ઉનાળાના દિવસમાં તથા ચોમાસામાં ઘણા દિવસ મીઠાઇઓ રાખી મૂકવાથી તેમાં જતુઓ પડી જાય છે. તથા દાળ, શાક, રોટલી વગેરે વસ્તુઓ પણ એક બે દિવસ રાખવાથી તેની અંદર પણ ફુગ વળી જાય છે. અને જતુ પડી જાય છે એથી પરિણામ એ થાય છે કે એક તરફથી જીવોની હિંસા થાય છે ને બીજી તરફથી તંદુરસ્તીને નુકસાન થાય છે. માટે આ બધી બાબતો બહુ સંભાળવા જેવી છે

૬ ઘણે ઠેકાણે મને ઉજાગરા કરવાની તક આવે છે એટલે મને ખબર છે કે પથારીમાં માંકડનું જોર, છાણથી લીંપેલી કે ગાર કરેલી જમીન ઉપર ચાંચડનું જોર અને ભિનાશવાળાં ઘરોમાં મચ્છરોનું જોર પણ જોવા જેવું હોયછે. અને એ બધાં જતુઓ દરરોજ દરેક ઠેકાણે કેટલો બધો ત્રાસ આપે છે! ને કેટલા બધા રોગો ફેલાવે છે? એની જો ગણતરી કરીએ તો આપણને ત્રાસ લાગ્યા વિના રહે નહિ. આ બધી બાબતોની અંદર સ્ત્રીઓ ઘણુંએ કરી શકે તેમ છે માટે સ્ત્રીઓ અને અહિંસા એ વિષય સ્ત્રીઓએ ખાસ જાણવા જેવો છે. બહેનો! યાદ રાખજો કે માંકડ, મચ્છર, અને ચાંચડ કાંઇ આસમાનમાંથી કે અદ્ધરથી આવી પડતા નથી પણ આપણી બેદરકારીથીજ તેઓ ઉત્પન્ન થાય છે અને આપણને ત્રાસ આપે છે માટે જો આપણે એ બાબતોમાં જરા વધારે ચોકસી રાખીએ તો એ જતુઓને મરતાં બચાવી શકાય છે, એટલુંજ નહિ પણ તેઓને ઉત્પન્ન થતાં પણ અટકાવી શકાય છે, અને એમ થવાથી ઘણી જાતના રોગો ફેલાતા અટકાવી શકાય છે, અને રોગો ફેલાતા અટકે એ વાત કાંઇ નાની સૂની નથી. કે એ પુન્ય કાંઇ જેવું તેવું નથી

૭ ઘણી સ્ત્રીઓ ખુણેખાચરે કચરો ભરી રાખે છે, પોતાના ઘરની આસપાસ એઠવાડ નાંખી મૂકે છે અને ઘરની અંદર અતિશય ગંદા મસોતાં, દાળ શાકનાં વાસણોમાં તે ઉપાડતી વખત ખોસ્યા કરે છે પણ આવી બેદરકારીથી કેટલાં બધાં જંતુઓને નવો જન્મ મળે છે, કેટલા બધાં જંતુની હિંસા થાય છે અને એમાંથી જંતુઓ મારફત જુદી જુદી જાતના રોગો ફેલાવાને લીધે પોતાનાં બાળકોની તથા પોતાનાં કુટુમ્બીઓની અને આસપાસના લોકોની કેટલી બધી ખરાબી થાય છે એનો ખરો ખ્યાલ દેશની કરોડો સ્ત્રીઓને હજી સુધી નથી. તેથી પોતાના ઘરની અંદર જે ઠેકાણે અતિશય સફાઇ રાખવી જોઇએ તે ઠેકાણે તદન નકામો બાળી દેવા જેવો કચરો ભરી રાખે છે, અને હજારો માખીઓ બણબણ્યા કરે ને દુર્ગંધી આવ્યા કરે એવો એઠવાડ પોતાની ઘરની આસપાસ ફેંક્યા કરે છે અને એ પ્રમાણે કાંઇ કોઇકજ દિવસ થાય છે એમ નથી. પણ દરરોજ વરસોનાં વરસો સુધી એજ પ્રમાણે થયા કરે છે અને તેમ છતાં સારા સારા ઘરની ભણેલી ગણેલી સ્ત્રીઓની પણ આવી બાબતમાં આંખો ઉઘડતી નથી. અને જેમ હમેશાં ચાલ્યા કરતું હોય, તેમ ચલાવ્યા કરે છે માટે હવે આ બધી બાબતો તરફ આપણે ગામડાની બહેનોનું ધ્યાન ખેંચવાની જરૂર છે. એનું કારણ એ કે તેથી બે મુખ્ય લાભ થાય છે એક તો જીવની હિંસા થતી અટકે છે, અને બીજું પોતાની તથા પોતાના

કુટુંબનાં માણસોની તંદુરસ્તી સારી રહી શકે છે. માટે આવી ઝીણી ઝીણી બાબતો પણ ધ્યાનમાં રાખવાની દરેક બ્હેનોને ખાસ જરૂર છે

૮ ઘણી સ્ત્રીઓ પોતાની ડોકમાં તથા પોતાને હાથે અને પોતાનાં છોકરાની ડોકની અંદર કોઈ કોઈ જાતના દોરાઓ બાંધી રાખે છે, એ દોરાઓ બાંધવામાં ફાયદા છે એમ તેઓ સમજે છે પણ એવા ગંદા દોરાઓ બાંધવાથી કેટલું બધુ નુકસાન થાય છે, એનો તેઓને જરાપણ ખ્યાલ હોતો નથી એ દોરાઓ એટલા બધા ગંદા હોય છે અને તેની અંદર એટલા બધાં જંતુઓ હોય છે કે જો કોઈ જંતુશાસ્ત્રીની ઉપર એવા દોરા તપાસ કરવા માટે મોકલી આપ્યા હોય તો તેઓને અજાયબી લાગ્યા વિના તથા ત્રાસ લાગ્યા વિના રહે નહિ અને એ બધા દોરાને તેઓ બાળી નાંખ્યા વિના રહે નહિ પોતાની ડોકની અંદર તથા હાથની અંદર વગર મફતનાં નકામાં વહેમ ભરેલા દોરડાં બાંધી તેમાં અનેક જાતનાં જંતુઓને ઉછેરવાં એ કઈ જાતનું ? પણ કહેવાય ? તેમાં મારી તો કાંઈ અક્કલ પહોંચતી નથી હું તો જ્યારે જ્યારે કોઈ પણ સ્ત્રીની ડોકમાં એવા ગંદા દોરા જોઉં છું, ત્યારે મને બહુ ગ્લાનિ ઉત્પન્ન થાય છે અને જે બાઇ માટે મને બહુ માન હોય તેવી બાઇને હાથે કે ડોકે જો કાંઇ હું દોરા બાંધેલા જોઉં અગર તેનાં છોકરાને એવી રીતના દોરા બાંધેલા જોઉં, તો એ બાઇને માટેનું મારૂં માન ઓછું થઇ જાય છે કારણ કે ખાસ કરીને કોઇક જાતના વહેમ સિવાય એવા દોરાઓમાં બીજું કાંઈ હોતું નથી. અને આજના સુધરેલા જમાનામા આપણી બહેનો ઘણી જાતના વહેમમાં પડી રહે અને વાસ મારતાં જંતુ ઉછેરનારાં દોરડા પોતાની ડોકમાં બાંધી રાખે એ ઘણુંજ ખરાબ છે માટે આ બાબતો તરફ ઘણી બ્હેનોનું ધ્યાન ખેંચવાની જરૂર છે કારણ કે એવા ગંધાતા દોરાઓથી તેઓની ખુબસુરતી ઉલટી ખરાબ લાગે છે, આ બાઇ વહેમી છે એમ જોનારના મનમાં લાગી આવે છે અને એ દોરડામાં રહેતાં જંતુઓ ઘણી જાતના રોગો વધાર્યા કરે છે કેટલાક પુરૂષો પણ આવી જાતના દોરાઓ બાંધ્યા કરે છે પણ એવા નમાલા વહેમીઓને માટે આજનો વિષય નથી આજે તો સ્ત્રીઓ અને અહિંસાનો વિષય છે અને સ્ત્રીઓમાજ આ જાતની ભૂલો ઘણી વધારે હોય છે માટે આ બાબત જેમ આપણી બ્હેનો વધારે સમજે છે તેમ વધારે લાભ છે

અપૂર્ણ.

---

# जगावुं आज हुं अहालेक.

( લેખક—દેસાઈ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા. )

યઇને મસ્ત હરીમાં હું, જગાવું આજ હું અહાલેક,  
કરીને સર્વ ભૂમિમાં, જગાવું આજ હું અહાલેક ટેક  
સરિતા સ્નેહની તરીને, ઉદધી પ્રેમમાં આવ્યો,  
અજળમાં પાદ હું મૂકી, જગાવું આજ હું અહાલેક  
દિગંતો દિવ્ય દેખાતા, નજરથી દુર ના થાતા,  
દ્રષ્ટિ દિવ્ય મય થાતાં, જગાવું આજ હું અહાલેક  
પ્રપંચી પંથને મૂકી, ચિદાનંદ સર્વમાં ભાળી,  
મળી હું આત્મજ્યોતિમાં, જગાવું આજ હું અહાલેક  
ગજવતી ગર્જના મીઠી, સુહાગી દિવ્ય સુધાની,  
કરીને પાન હું પ્રીતે, જગાવું આજ હું અહાલેક  
ત્યજીને માનની ભિક્ષા, લીધી છે બ્રહ્મની દિક્ષા  
સર્વને બ્રહ્મમય ભાળી, જગાવું આજ હું અહાલેક

# स्वामी रामतीर्थ.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૯ થી )

સ્વામીજી પૃથ્વી પર્યટન કરીને સને ૧૯૦૫ માં પાછા હિંદુસ્તાનમાં આવ્યા તેમના આવ્યા પછી મથુરામાં તેમના કેટલાક શિષ્યોએ સ્વામીશ્રીને નવી સંસ્થા સ્થાપવાનો આગ્રહ કર્યો પણ સ્વામીશ્રીએ તે વાતની ના પાડી અને કહ્યું કે " હિન્દુસ્તાનમાં કામ કરતી બધી સંસ્થાઓ આપણીજ છે જેથી તેનના દ્વારા આપણે કામ કરવું " તે પછી તે આનંદના ઉભરાથી નેત્રો બંધ કરી, હાથ પહોળા કરી આ પ્રમાણે બોલ્યા —" ક્રિશ્ચિયન, હિંદુ, પારસી, આર્યસમાજી, શીખ, મુસલમાન, કિંબહુના મ્હારાપ્રિય ઇષ્ટદેવતાના ભરતભૂમિના અન્નપાણીથી જેમનાં અસ્થી, સ્નાયુ, રક્ત અને મસ્તક બંધાયાં છે, તે સર્વ માણુસો મ્હારા બંધુઓજ છે, અરે ! મારા આત્માઓજ છે ! તેમને કહો કે હું તેમનો છું હું સૌનો સ્વિકાર કરૂં છું હું કોઇને દુર રાખતો નથી. હુ પ્રેમ છું, પ્રેમ એ પ્રકાશના કિરણોની પેઠે સર્વ વસ્તુઓને પોતાના તેજથી દીપાવે છે ખરેખર હું પ્રેમનો સાગર છું, મારો સર્વ ઉપર સરખો પ્રેમ છે જે કોઇ આ પ્રેમસાગરમાં ડૂબકી મારશે તે નિઃસંશય પ્રેમમય બનશે. વધારે તો શું પણ જે કોઇ શત્રુભાવે આવશે તેને પણ હું પ્રેમથીજ આલિંગન આપીશ. મારા પ્રેમનો પ્રવાહ એવો પ્રચંડ છે કે શત્રુતા તેમાં ક્યાંએ ડૂબી જશે." સ્વામીજીનો વિશ્વવ્યાપી પ્રેમ અને વિશ્વઆત્મશાંતિ કેવી હતી તે ઉપરના શબ્દોથી જણાઈ આવે છે.

તે પછી સ્વામીજી ઉત્તર હિંદુસ્તાનનાં કેટલાંક મુખ્ય શહેરોમાં ગયા અને ઠેકાણે ઠેકાણે વ્યાખ્યાનો દ્વારા ઉપદેશ કરીને પાછા પર્વત ઉપર રહેવા ગયા તા ૧૫ મી ઓગસ્ટ ૧૯૧૬ ને રોજ સ્વામીજીના પરમ ભક્ત હરિજી, પૂરણજી અને અમૃતસરના પંડિત જગતરામજી તેમના દર્શનાર્થે પર્વત ઉપર આવ્યા હતા, આ ત્રણે ભક્તો લાહોરથી દહેરાડુન અને રાજપુર થઇ મસુરીના પહાડ ઉપર ચડયા અને ત્યાંથી પર માઇલ ઉપર આવેલા તિહરી નામના સ્થળે આવી પહોંચ્યા ધનૌડીંગી આગળ જતાં એક ઘણુંજ સુંદર વન આવ્યું ત્યાં હજારો જાતનાં પુલો હતાં. તેમના નામ અને શોભા અપૂર્વ હતાં રૂપેરી પાણીથી ખળખળ વ્હેતા ઝરા, ઘોર અરણ્યો, બરફથી ઢંકાયલા ગંગોત્રીનાં શિખર વિગેરે હુ કદી ભૂલી શકીશ નહિ એમ હરિજી કહે છે જરાક આગળ જતાં તેમને એક પહાડી માણુસ મળ્યો, તેના કપાળ ઉપર તેજ, અને નેત્રોમાં આનંદ ચમકતો હતો. અમને જોતાજ તે દોડતો આવ્યો અને પૂરણજીના પગ ઉપર મસ્તક મૂકીને ૐ ૐ એમ બોલવા લાગ્યો 'રામ' બાદશાહનાં દર્શન કરવા નીકળ્યા છો કે ? એમ તેણે અમને જોઇ પૂછ્યું, અમે હા પાડી, તેથી તેણે હાથ જોડી વિનંતિ કરી કે, " મને પણ તમારી સાથે તેડી જાવ. હું રસ્તામાં તમારી સેવા કરીશ જે રામ ભગવાનના દર્શને જાય છે તેમને રસ્તો બતાવીને તેમની સેવા ચાકરી કરવાની મને આજ્ઞા છે " આ સાંભળી પૂરણજીએ પોતાના સાથીઓને કહ્યું કે —" આનું નામ મસ્તરામ છે " રામ "ના સત્સંગમાં એણે કેટલાક દિવસો ગાળ્યા છે. તેમની કૃપાથી તે ઈશ્વર ભક્ત બન્યો છે, અને પ્રણવોચ્ચારનું ગાન કરતો જંગલમાં ફર્યા કરે છે." પછી મસ્તરામ સૌને લઇ ચાલ્યો અને થોડીવારે અમે સાથે તિહરી આવી પહોંચ્યા ત્યા પૂરણજી ગેડ મુરલી

ઘરના બાગમાં રામાનંદ સ્વામીનાં દર્શન કરવા લાગ્યા, એ રામાનંદ સ્વામી રામતીર્થના શિષ્ય હતા, તેમનું પ્રથમનું નામ તુલારામ હતું તેમણે ખબર આપી કે સ્વામીશ્રીનો પહાડ અહીંથી ૫૦ માઈલ દુર છે માર્ગ ઘણોજ વિકટ છે અને ડગલે ડગલે જવાનું જોખમ છે ચોમાસું હોવાથી નદીનાળાં પૂરથી ઉભરાય છે પર્વત ઉપરથી મોટા મોટા પથ્થરો તુટી પડે છે કોઇ કોઇ જગ્યાએ તો રસ્તો માત્ર ચાર ચાર પાંચ પાંચ તસુજ પહોળો હશે આ બધું સાંભળી અમે પ્રથમતો સર્વ ઢીલા થયા પણ પાછળથી વિચાર કર્યો કે મરણ કંઇ છોડે તેમ નથી, ગમે ત્યારે પણ આવશેજ, તો પછી રામભગવાન પ્રિત્યર્થે બલિદાન કેમ ન આપવું ? તિહરીના મહારાજાએ તેમની સાથે ત્રણ નોકરો આપ્યા, જેથી સર્વ નીકળ્યા અને ધુટી જઇ મુકામ કર્યો બીજે દિવસે ભદલગ ગગાને કિનારે ૨૫ માઈલ સુધી ગયા પછી એક સુંદર ઝરો આવ્યો. આગળ જતાં તો દશ દશ પંદર પંદર ડગલે જ ઝરા આવવા લાગ્યા. ત્યાર પછી તેઓ વસિષ્ઠગંગાને કિનારે કિનારે ચાલવા લાગ્યા સ્વામીશ્રી રહેતા હતા તે પહાડમાંથીજ વસિષ્ઠગંગા નીકળી છે તેમને બે દિવસ સુધી પર્વતના ભયંકર રસ્તાઓ ઉપર ચાલવું પડયું ત્રીજે દિવસે સત્વગુણથી ભરાઈ ગએલી જમીન ઉપરજ જાણે ચાલ્યા જતા હોય તેમ સૌને લાગવા માંડયું ઉપરજ 'રામ' ભગવાન રહેતા હતા। અહાહા ! કેવો આનંદ ! જાણે પવિત્રતાનો વરસાદ વરસતો હોય ! એ પહાડ, એ આનંદભવનનું વર્ણન કરવાની કોની કલમમાં શક્તિ છે ? આખું જંગલ પહાડી ઝરાઓથી ભરેલું હતું જરાક આગળ જતાં 'રામ' ભગવાનની પર્ણકુટી નજરે પડી ભગવાં કપડાં સુચવતાં હતાં કે આખી દુનિયાનો બાદશાહ અહીંઆંજ છે કોઇના મનમાં કશું દુઃખ રહ્યું નહિ, હરિજી તો રાડીને 'રામ' ભગવાનના ચરણમાં આળોટી પડયા સ્વામીશ્રીએ તુરતજ તેને ઉપાડીને હાથે ચાંપ્યા અને ખડખડ હસીને તે બોલ્યા — "બેટા ! તું આવ્યો ? ઠીક થયું. ચાલ હું તને તખ્ત ઉપર બેસાડું છું " એમ કહીને સામે પડેલી ઉંચી શિલા ઉપર તેને બેસાડીને પોતે ઉભા રહ્યા અને બોલવા લાગ્યા—"પ્યારા ભાઇ ! આ જો પર્વતોનો કેવો કિલ્લો બન્યો છે ! આ સુંદર પહાડી હવા, ચળકતો સૂર્ય, વાકાચુકા વહેતા ઝરા ત્હારાં યશોગાન કરે છે ! એ સૌમાં તુંજ છે શોક શાનો ? ભય શાનો ? તું શુદ્ધ આત્મદેવ છે" હરિજી લખે છે કે,—"તે વખતની અમારી સ્થિતિ હું વર્ણવી શકતો નથી. 'રામ' ભગવાનની શોભા અવર્ણનીય હતી જો વિશ્વમાં ક્યાંઈ ઇશ્વર હોય તો તે અત્યારે આ શિલા ઉપરજ બેઠો છે એમ સૌને લાગતું હતું "

હરિજી આવી પહોંચ્યા પછી સ્વામીજીએ એક પહાડી છોકરાને બોલાવીને ચાર શેર દૂધ જલદી લાવી આપવા કહ્યું, ત્યાર પછી તેઓ બોલ્યા કે —"બેટા ઉત્તર કાશી અહીંથી બે દિવસના રસ્તા ઉપર છે. પનાટી કાંટાનો પ્રસિદ્ધ પર્વત અહીંથી ૧૮-૨૦ માઇલ છે. કેદારનાથનો આશ્રમ પણ બે દિવસના રસ્તા ઉપર છે. એ સ્થળો તમને બતાવવાને માટે 'રામે' છુટી રાખ્યાં છે મરજી થશે ત્યારે જઇશું બીજે કોઇ સ્થળે ન જવાય તોપણ પનાટી કાંટાનો પર્વત જોવા તો અવશ્ય આવવુંજ પડશે." એટલામાં પુરણજી વગેરે આવી પહોંચ્યા અને સૌ મળી પર્ણકુટીમાં જઈ બેઠા. એક પર્વતના ઉંચા શિખર ઉપર લગભગ એક ફર્લાંગ જેટલું મેદાન છે પર્વતની તળેટીમાં એક બાજુએ વસિષ્ઠગંગા વહે છે, બીજી બાજુએ માઇલો સુધી ઉંચા પર્વતોની હાર ભીંતની પેઠે આવી રહી છે જ્યાં ત્યાં નિર્મળ પાણીના ઝરાઓ ખળખળ વહે છે જમીન ઉપર વચ્ચે વચ્ચે સુંદર પુષ્પો પોતાની શોભા બતાવે છે. આ પર્વતો વચ્ચે બે માઇલ સુધી મોટા મોટા પહાડી પથ્થરાઓ પડેલા છે તેમાંના એક ઉપર પાટીઆં ઉભાં કરેલાં જણાય છે, તેજ 'રામ'ની પર્ણકુટી છે. તેની લંબાઈ લગભગ ત્રણ અને પહોળાઇ બે ગજ હશે. અંદર શું છે ? પાંચ છ નાની નાની પેટીઓ અને તેમાં પુસ્તકો સિવાય બીજું કંઇ નહોતું ચારે વેદ અને વેદાંતના આજ સુધી લખાએલા સંસ્કૃત ગ્રંથો હતા મૌલાના રૂમ, શમ્સ તબ્રેજ વગેરે ફારસી અને એમર્સન, વોલ્ટ, મિલ્ટન વગેરે અંગ્રેજ ગ્રંથકારોનું 'રામ'ના દરબારમાં સારૂં માન હતું. પંજાબી બુલ્લાશાહ અને

ગોપાળસિંહને પણ 'રામ'ના દરબારમાં સ્થાન મળ્યું હતુ. એક પેટીમાં રામે પોતે લખેલા ગ્રંથો હતા, એક મોટો શંખ પણ રાખ્યો હતો પહાડનાં ઉંચાં શિખરોએ પહોંચતાંજ એ શંખને જોરથી ફુંકવામાં આવતો એક ખૂણામાં એક નાનું સરખુ કરવત પણ હતું, એની વતી પાટીઆં વહેરીને સ્વામીશ્રી ઝરાઓ ઉપર પૂલ બાંધતા

દૂધ આવતાંજ તે સૌને આપવામાં આવ્યું બે ત્રણ પ્યાલા દૂધ પોતાના નાળીએરના (કાચલીના) પ્યાલામાં લઇને સ્વામીશ્રીએ પીધું પછી ખડખડ હસી પડીને બોલ્યા—"દુનિયાંમાં જ્યાં ત્યાં આનંદ પ્રસરી રહ્યો છે, બધી ખટપટ જતી રહી, અહા!, કેવી શાંતિ છે! આજ 'રામ' તમને ફરીથી કંઇક કહેવાનો છે." હરિજી તરફ જોઇને ફરી બોલ્યા કે, "આપણા ચારે વેદ અહીંઆ રાખ્યા છે. 'રામે' એ ગ્રંથો ઘણીવાર વાંચ્યા અને ખરૂં જોતાં છેવટે બ્રહ્મવિદ્યા સિવાય બીજું કંઈ 'રામ'ની નજરે પડતું નથી," એમ કહીને સ્મિત કરીને એક પેટીમાંથી એક ગ્રંથ કહાડીને સ્વામીશ્રી બુલ્લાશાહનાં વાક્યો સંભળાવવા લાગ્યા. તેમની જિહ્વામાં કેવું અદ્ભુત જાદુ હતું! શબ્દો પણ કેવા નીકળતા હતા! જાણે ઉત્તમોત્તમ મોતીઓની માળાનાં મોતી સરી ન પડતાં હોય! વૈરાગ્યપૂર્ણ વાક્યો સંભળાવતાં સંભળાવતાં સ્વામીજીના નેત્રમાંથી અશ્રુધારાઓ ચાલી રહી અને અન્ય સૌ ધ્યાનમાં લીન થઇ ગયા પછી સ્વામીશ્રીએ વેદમાંથી કેટલાક મંત્રો ગાઇ બતાવ્યા ગાયનવિદ્યામાં તેઓ અત્યંત કુશળ હતા તે મંત્રોના અર્થ તેમણે ઉત્તમ રીતે કરી બતાવ્યા એવા અર્થ હરિજીએ કોઈ વખત કર્યા નહોતા તેમ સાંભળ્યા પણ નહોતા વેદમાં કેટલા સુંદર ભાવો ભર્યા છે તે સ્વામીજી જ્યારે ત્યારે બતાવતા.

બપોરે બે વાગે સ્વામીજીએ ફરમાવ્યુ કે, "બહુ મોડું થઇ ગયું, હવે ભોજન કરો" સ્વામીજીને થોડુંક ખાવાનો હરિજીએ બહુજ આગ્રહ કર્યો સ્વામીજીએ કહ્યું કે, "ભોજન કરવું મૂકી દીધાને ઘણા દિવસ થઇ ગયા એ તને માલૂમ નથી? સાંજ સવાર થોડુંક દૂધજ પીને રહું છું" પુરણજીએ પણ બહુ આગ્રહ કર્યો. સૌનો અત્યંત પ્રેમ જોઇને સ્વામીજી ઉઠ્યા અને "ઠીક ત્યારે ચાલો" એમ કહી ખીચડીના બે ત્રણ કોળીઆ ખાધા પછી ઉઠીને બોલ્યા કે, "તમારી મરજી પ્રમાણે મ્હેં ખાધુ, હવે તમે શાંતિથી જમો."

એ આશ્રમથી ૬૦ માઇલ ઉપર નારાયણ સ્વામી રહે છે એમ સૌને માલૂમ પડતાં તેમને પણ બોલાવવાની સ્વામીજી પાસે આજ્ઞા માગી, અને તે મળતાંજ પૂરણજીએ એક માણસને પત્ર આપી તે તરફ મોકલ્યો, સાંજે સુમારે ચાર વાગે સ્વામીજીએ ફરીથી ઉપદેશ કરવાનો આરંભ કર્યો 'ખરો આનંદ કિંવા સ્વતંત્રતા, ફક્ત ઈશ્વરમાં–સત્યમાં, રામમાં રહેવાથીજ મળે છે' એ ઉપદેશનો વિષય હતો. "ઈશ્વર સિવાય બીજી કોઈ વસ્તુ સત્ય નથી, એ નિયમ ઉપર વિશ્વાસ રાખીને જે ચાલે છે તેને કંઇ દુઃખ થતું નથી. જ્યારે મનુષ્ય જગતની વસ્તુઓને સત્ય અને ઇશ્વરને અસત્ય માનવા લાગે છે, ત્યારેજ તેને ક્લેશ–આપત્તિ આવી મળે છે." સ્વામીજીએ વળી કહ્યું કે, "જૂઓ, પૈસાનો સ્પર્શ પણ ન કરતાં 'રામ' આખી દુનિયાંની સફર કરી આવ્યો, એ આ મહાન કાયદા પ્રમાણે વર્તવાને લીધેજ. એ કાયદા પ્રમાણે ચાલનારની આગળ દોલત ગુલામ બની રહે છે, અને દૈવ (વિજય) તેનો ચાકર બને છે, સૂર્ય ચંદ્ર અને તારાઓ તેની ઇચ્છાનુસાર ચાલે છે, અને ઈંદ્ર, વરૂણ તથા કુબેર તેનો હુકમ ઉઠાવવાને તૈયાર રહે છે," ત્યાર પછી સ્વામીજીએ પોતાનું જીવનવૃત્તાંત કહીને એ કાયદો સિદ્ધ કરી બતાવ્યો સાંજના ચારથી રાતના સાડાઆર વાગ્યા સુધી ઉપદેશ ચાલુ રહ્યો. અંતમાં સ્વામીજીએ કહ્યું કે—"હવે ચાલો, સૂઈ જાઓ; પણ ધ્યાનમાં રાખજો કે સૂતી વખતે 'રામ'ને સાથે લઇને સૂજો. નિદ્રા તમને 'રામ'થી છૂટા પાડી શકવી ન જોઇએ." હરિજી મોટે પરોઢીએ ઉઠીને જુએ છે તો સ્વામીજી પ્રથમ જાગ્રત થએલા છે તેઓ બોલ્યા—"હું સદા જાગતોજ છું. વિવેકનો તાપ લાગ્યો ત્યારથી મ્હારી આંખો મીંચાઇજ નથી.

પૂરણજી વગેરે સૌ ઉઠીને નિત્યવિધિ આટોપી સ્વામીજીની સેવામાં હાજર થયા. વિખ્યાત જર્મન તત્વવેત્તા શોપનહોરના જીવનવૃત્તાંતની વાતો કહીને સ્વામીજીએ સૌને ખૂબ હસાવ્યા અને એમ સિદ્ધ કરી બતાવ્યું કે, શોપેનહોરને ક્લેશ થવાનુ મુખ્ય કારણ તેણે આ મોટો કાયદો તોડયો એજ હતું

અપૂર્ણ.

# दिव्यांगना.

(અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૭ થી.)

## પ્રકરણ ૨ જું.

### દૈવિબળનો શારીરિક બળ ઉપર વિજય.

નોકરોના ખુમાટ અને કોલાહલથી સર્વેએ બારણા તરફ જોયું તો ખરેખર ભારત સમ્રાટ ઔરંગઝેબ ત્યાં ઉભેલો હતો તેનાં વસ્ત્રો સાદા હતાં છતાં ઘણાં કિંમતિ હતાં, તેની સાથે હથિયારબંધ મજબૂત બાંધાનો એક પણ હતો. તેમને જોઈ જુલમાતખાં અને નોકરો એકદમ ચમકી ઉઠયા પણ પેલો દિવ્યપુરૂષ તો હતો ત્યાંને ત્યાંજ શાંતચિત્તે ઉભો રહ્યો ઔરંગજેબને જોઇ તેને જરા પણ ક્ષોભ થયો નહિ

ઔરંગઝેબને પોતાની પાસે આવેલો જોઈ જુલમાતખાંએ સલામ કરી કહ્યું "પધારો, ખુદાવિંદ, આ કોચ ઉપર બિરાજો" આ સાંભળી તેણે કશો પણ ઉત્તર ન આપતાં, હતો ત્યાંજ ઉભો રહી આજુબાજુ જોવા લાગ્યો. ઔરંગઝેબની સાથે આવેલા ખવાસે અત્યંત કર્કશ અવાજે જુલમાતખાંને કહ્યું કે—"ખાંસાહેબ, આપે જે નોકર રાખ્યા છે તે બિલકુલ અક્કલ વગરનાજ જણાય છે"

જુલમાતખાં—"કેમ?"

ખવાસ—આ બાગના દ્વારથી તે અહીં સુધી જેટલા પહેરેદારો છે તેમાંથી કોઇએ હજુરને સલામ પણ ન કરી કે પોતાની જગ્યા ઉપરથી હાલ્યા, ચાલ્યા પણ નહિ વળી તેમણે અમને જોઇ એમ પણ ન પૂછ્યું કે, 'આપ કોણ છો ને ક્યાં જાવ છો?' તે સર્વ પોતાની જગ્યાએ પુતળાની માફક ઉભા રહ્યા છે આ પહેલાં તો મેં કોઇપણ દિવસે આવા વગર અક્કલના નોકરો જોયા નથી"

જુલમાતખાં આ સાંભળી ગભરાઇ ગયો તેણે ઘુટણીએ પડી ઔરંગઝેબના પગમાં માથું મૂક્યું અને બોલ્યો,—"ફરિયાદ, જહાંપનાહ! ફરિયાદ, મને બચાવો"

ઔરંગઝેબ—"જુલમાતખાં, શું થયું?"

જુલમાતખાં—"જહાંપનાહ, આ બાગના દરવાજાથી તે અહીં સુધી આપે જે નવો ચમત્કાર જોયો તેનું બીજું કાંઇ કારણ નથી પણ એ સર્વ આ શૈતાન કાફિરનોંજ કારસ્તાન છે"

ઔરંગઝેબે તે યુવકની તરફ જોઇને કહ્યું—"એ કોણ છે?"

જુલમાતખાં—"શૈતાન છે, જાદુગર છે ખવીસ છે, જે કહો તે એ છે, હજુરની આ લુંડી દિવ્યાંગના આ કોટડીમાંથી નાસવાની તૈયારી કરતી હતી જેથી તેને પકડવાથી તે ચીસો પાડી બેભાન થઇ પડી ગઇ, તેની ચીસ સાંભળી આ શેતાન મારા પહેરેદારો ઉપર જાદુ કરીને અહીં આવ્યો અને મને પણ જાદુથી વશ કરી નાખ્યો, તેની આંખોમાં દોજખનો અગ્નિ સળગી રહ્યો છે મારામાં એવી હિમ્મત નથી કે હું ફરી તેની આંખો સામું જોઇ શકું મને અને મારા પહેરેદારોને આ શૈતાનના પંઝામાંથી બચાવો"

ઔરંગઝેબે આ સાંભળી તે યુવકની તરફ જોઇ પૂછ્યું "તું કોણ છે?"

દિવ્યપુરૂષ—"મનુષ્ય"

ઔરંગઝેબ—"અહીં શો માટે આવ્યો છુ?"

દિવ્યપુરૂષ—"આ સ્રીની બૂમ સાંભળી હું અહીં આવ્યો છુ."

ઔરંગઝેબ—"મને લાગે છે કે તું ગાંડો છે" પોતાના ખ્વાસના સામું જોઇ તેને કહ્યું—"કાસમ, આ ગાડાને આ બાગમાંથી બહાર કહાડ"

આ સાંભળી કાસમ તૈયાર થઇ ગયો તેણે પોતાનો એક હાથ પોતાની તલ્વાર ઉપર નાખ્યો અને બીજા હાથે તે દિવ્યપુરૂષની ગર્દન પકડવા તૈયાર થયો આ જોઈ તે દિવ્યપુરૂષે જરાપણ વિહ્વળ ન થતાં અત્યંત શાંત ભાવથી તેના સામુ જોઇ કહ્યું—"શુ મારી ગર્દન પકડવી છે? ખબરદાર, મારી પાસે આવ્યોતો, બદમાસ, ગુલામ! પાછો હઠ, અને સભ્યતાથી ઉભો રહે, અદબ રાખ, આ સભ્યતાથી વર્ત્તવાનુ સ્થળ છે"

ઔરંગઝેબે જોયુ તો, આ ખડના સર્વ મનુષ્યોની વચ્ચે આ પુરૂષના મોંમાથી ઉપરના શબ્દો નીકળતાંજ કાસમનુ મોં ફીકુ પડી ગયુ અને તે માર ખાઈ અધમૂવા થયેલા મનુષ્યની પેઠે પાછો ખસીને વેગળો ઉભો રહ્યો"

આ જોઇ ઔરંગઝેબને પણ કાંઇક ભય અને આશ્ચર્ય થયુ, તેણે પોતાનો જમણો હાથ પોતાની કમર ઉપર ફેરવી પોતાનને નાશ કરનાર કુરાનની કલમો—'લા હૌલવ લાકુવત' વિગેરે પઢતા પોતાના મોં, છાતી અને હાથ ઉપર ફુંકો મારવા લાગ્યો

ઔરંગઝેબની આ દશા જોઇ તે યુવકે ખડખડ હસી કહ્યું—"રે, યવન સમ્રાટ્! તું તારા પ્રાણના રક્ષણને માટે આટલો બધો અધીરો ન બન, જો કે આ વખતે તું મારા વશમાં છે અને અત્યારે હુ તને જેમ એક સિંહ મૃગને મારી શકે તેવી રીતે મારી શકુ તેમ છુ, તથાપિ જ્યા સુધી તુ જાતેજ તારી એવી કાંઇ દુષ્ટતાથી મારા હાથે મૃત્યુનુ આવાહન ન કરે ત્યાં સુધી હું તારો વધ નહિ કરૂં, હિંદુશાસ્રો રાજવધની આજ્ઞા આપતાં નથી હિંદુશાસ્રની એ નિષેધાજ્ઞાનો ઉદ્દેશ એ છે કે, પાપિષ્ટ રાજાને પાપ કરવા છતા પણ છોડી દેવો જોઇએ, પાપિષ્ટ રાજાનું પાપ કેવળ તે રાજાને જ નહિ પણ તેના કુટુંબને પણ કોઇપણ એક વખતે સમૂળ નષ્ટ કરી દે છે.

ઔરંગઝેબ આથી કાંઇક હિમત અને સાંહસ આણી બોલ્યો—"તું મારી સાથે શુ કરવા ઇચ્છે છે?"

દિવ્યપુરૂષ—"કાંઇ નહિ, ઔરંગઝેબ! તુ મારી સાથે કાંઇ પણ વ્યવહાર કરવાને પાત્ર નથી જો કે હું જાણું છુ કે તે તારા કુકર્મથી એકબરના સુવર્ણના સિંહાસનને કન્ટકતા કાદવતુલ્ય બનાવી દીધુ છે, આત્મસબંધિયો તથા તારા ઇષ્ટમિત્રોની સાથે વિશ્વાસઘાત કરીને તું દરેકનો ઘોર શત્રુરૂપ બની ગયો છુ રે મ્લેચ્છ! હું એ પણ જાણું છુ કે તું હિંદુ જાતિ અને હિંદુ ધર્મનો ઘોર શત્રુરૂપ છે, તે અસખ્ય દેવમંદિરોનો નાશ કરીને દેવ ગ્રહોને ચૂર્ણ કરી નાખ્યાં છે અગણિત હિંદુઓનુ સત્યાનાશ વાળીને તેનાં બાળકોને અનાથ અને તેમની સ્રીઓને ધર્મભ્રષ્ટ કરી છે.

રે મૂઢ! તે તારો જમણો હાથ ફેરવી કુરાન ભણવાનો ઢોંગ કર્યો, પણ તેજ હાથ તારા સગા ભાઇ અને તારા સત્જતપુત્રના લોહીથી રજીત થઇ ચૂકયો છે, આ રીતે હું જાણું છુ કે તું હિંસક પશુ કરતા પણ અધમ છે, વિષધર સર્પ કરતાં પણ ભયકર છે, પણ જ્યાં સુધી તું મારા વડે તારા મૃત્યુનુ આવાહન નહિ કરૂં ત્યાં સુધી હું તારો વધ કરીશ નહિ"

ઔરંગઝેબ—"ખરેખર તુ ઘણોજ નિર્ભય છે"

દિવ્યપુરૂષ—"ઔરંગઝેબ, જો કે હુ નિર્ભય છુ ખરો, છતાં તું મારા કરતાં પણ વધુ નિર્ભય છે મને ભગવાનની બીક છે, મારા ગુરૂની બીક છે, ધર્મનો ભય છે અને પ્રાણિમાત્રના શાપનો ભય છે, પરતુ તને તો ભગવાનની બીક નથી, ગુરૂની બીક નથી, ધર્મનો ડર નથી, તને કોઇનો પણ ભય નથી માત્ર તારા પ્રાણનો ભય છે કે જે પ્રાણભય અત્યત અસાર અને હમેશાં નગણ્ય છે તેજ પ્રાણભય તને સદા સન્ત્રસ્ત કર્યા કરે છે જે પ્રાણને તું કદી પણ બચાવી શકતો નથી તે પ્રાણની મમતાથી તું કેમ આટલો બધો વ્યાકુળ રહે છે? ઔરંગઝેબ, પ્રકૃત ભય મૃત્યુનો નહિ, પણ પાપના ફળનો થવો જોઇએ તું જેટલો વધુ જીવીશ તેટલોજ અધિક પાપકર્મ કરશે, તારા આ પાપકર્મનુ ફળ તારે જરૂર ભોગવવુ જ પડશે. કેટલુંક તો તારે આ જન્મમાંજ અને બીજુ તાર

વંશજોને ભોગવવુ પડશે, કદાચ તારા પાપનું ફળ તારા વંશનો પણ સમૂળગો ઉચ્છેદ કરી શકશે "

ઔરંગઝેબ—"શેતાન, તારી વાતો વિષ યુક્ત તીર કરતાં પણ મને અધિક સાલે છે "

દિવ્યપુરુષ—"રે, નરાધમ! મે કદી પણ પ્રાણિની હિસા કરી નથી, મિથ્યા ભાષણ કર્યું નથી, પરાયા ધનને હરણ કર્યું નથી, અત્યાચાર કર્યો નથી, મારા ગુરુજનોનુ જરા પણ અપમાન કર્યું નથી, મારા મિત્રોના રક્ષણમાં તત્પર રહ્યો છું આવી અવસ્થામાં હું શેતાન હોઇ શકુ નહિ જે માણસ ધર્મના નામે અધર્મ કરે છે અને નિત્ય પાપકર્મમાં રચ્યો પચ્યો રહે છે, તેજ શૈતાન કહેવાને યોગ્ય છે "

ઔરંગઝેબ—આ સાભળી અત્યત ગુસ્સે થઇ બોલ્યો—"કાફર! બેઈમાન, હું ઇચ્છુ છુ કે તારી જીવતાજ આંખો કોયાચી કઢાવવી જોઇએ, જીભ કાપી નાખવી જોઇએ, અને તારી ખાલ ખેચાવી દેવી જોઇએ "

દિવ્યપુરુષ—"આધ્યાત્મિક શક્તિથી અજાન, પાર્થિવ શક્તિના પોષક, તુચ્છ મનુષ્ય! તારા જેવા હજારો ઔરંગઝેબોના સમગ્રબળથી પણ મારા વાળને સ્પર્શ કરી શકાય તેમ નથી હું તને થોડો ઘણો દડ તો આપત, પરતુ શાસ્ત્રીય આજ્ઞા અને ગુરુદેવના ઉપદેશથી વિરુદ્ધ થઇ તને છોડી દઉ છુ પ્રકૃતિ (કુદરતના) નિયમનુ ઉલ્લઘન કરવાનુ હું દુ સાહસ કરતો નથી. તારૂં પાપી જીવન સ્થિર રાખીને જગદીશ કેટલુય કાર્ય કરાવ્યા કરે છે તેજ તને તારા પાપનુ ફળ આપશે, હું તારા દ્વારા થનાર કાર્યોમાં અડચણ નાખવા ઇચ્છતો નથી, હવે હું અહીંથી જાઉ છુ ઔરંગઝેબ! જતા પહેલાં હું તને એક બે વાત કહેવા ઇચ્છુ છુ, તે એ કે—જો કે આ વખતે હિંદુધર્મનો ઘણો લોપ થયેલો જણાય છે, તથાપિ આજે પણ આસ્તિક હિદુઓ વર્તમાન છે, અને જ્યાં સુધી તેમનું અસ્તિત્વ રહેશે, ત્યાં સુધી તું લાખો ઉપાયો કરવા છતાં પણ હિદુધર્મને જરા પણ હાનિ કરી શકુ તેમ નથી"

આમ કહી પછી તે દીવ્યપુરુષ ઔરંગઝેબની આગળથી પાછો ખસીને પેલી સુકોમળ, લાવણ્ય વતી મૂર્છિત થયેલી દિવ્યાંગના પાસે આવ્યો.

ઔરંગઝેબ—"ખબરદાર, તે સ્ત્રીને હાથ અડકાડ્યો તો?"

દિવ્યપુરુષ—"ઔરંગઝેબ, હું આ અબળાનો ઉદ્ધાર કરવાને માટે અહી આવ્યો છુ, અને આટલો વખત રોકાયો છુ કસાઇના પંજામા પડવાથી જેવી રીતે ગાય ભયસૂચક શબ્દ કરે છે તેવીજ રીતે તારા નોકર જુલ્માતખાના હાથમાં સપડાવાથી આ દિવ્યાગનાએ અત્યત કરૂણા જનક ચીસો પાડી હતી, તે સાંભળી હું અત્યત દુખિત થઇ તેનો ઉદ્ધાર કરવાને માટે અહી આવ્યો છુ "

તે પછી તેણે મૂર્છિત થયેલી દિવ્યાગનાને સબોધી કહ્યું "હે કોમલાંગી દિવ્યાંગના, ઉઠે, હું તારો રક્ષક છુ, મારી સાથે ચાલ."

આ પુરુષને આ પ્રકારે બોલતાજ જે બનાવ બન્યો તેને જોઇ તે ખડમાના સર્વ મુસલમાનો ભયભીત થઇ ગયા કેટલાક કપવા લાગ્યા, તે પુરૂષ બોલતો બંધ થતાજ દિવ્યાગના ઉઠી ઉભી થઇ. તેની આંખો બધ હતી, તેના મુખ ઉપર હજુ બેભાનાવસ્થા જણાતી હતી, છતાં પણ તે જમીન ઉપરથી ઉઠી, તે પુરૂષની આગળ ઉભી રહી

દિવ્યપુરુષ—"સુંદરિ, શું તુ મારા કહ્યા પ્રમાણે મારી સાથે આવશે?"

આથી ઘોર નિદ્રામાં પડેલા મનુષ્યની માફક દિવ્યાગનાએ પોતાના મૃદુ સ્વરે કહ્યું—"હા આવીશ."

દિવ્યપુરુષ—"તો આ પાપસ્થાનમાંથી નીકળવા માટે તુ મારી પાછળ પાછળ આવ "

તે પછી તેણે ઔરંગઝેબને કહ્યુ—ઔરંગઝેબ જો તને જીવ વ્હાલો હોય તો, મને કે આ દિવ્યાંગનાને રોકવાનો કાંઇ પણ યત્ન ન કરીશ"

આ પછી તે પુરૂષ આગળ ચાલવા લાગ્યો, દિવ્યાગના પણ તેની પાછળ પાછળ ચાલી. દિવ્યાંગનાની આંખો બધ હતી તેનુ સુદર મોં તેના ખભા તરફ ઝુક્યુ હતું, છતાં પણ તે કોઇ જાગતા માણસની માફક તે પુરૂષની પાછળ પાછળ ચાલવા લાગી

દિવ્યાગનાને લઇ તે પુરૂષ ઔરંગઝેબના ખડમાંથી, બીજા ખડમાં થઇ, દાદરે ઉતરી નીચે બાગમાં થઇ બહાર નીકળ્યો તે બાગમાં જે

પ્હેરેદારો હતા તે હજુ પણ પહેલાંની માફકજ અચેતન જેવા હતા તેમણે આ પુરૂષને દિવ્યાગનાને લઇ જતો જોઇ કાંઈપણ કહ્યું નહિ તે બાગની બહાર પણ કેટલાક સવાર ઉભા હતા તે સર્વ ઔરંગજેબના અંગરક્ષકો હતા. તેમણે પણ આ બંનેને જતા રોક્યા નહિ

આ બંને બાગમાંથી નીકળી પાસેના પેલા અરણ્ય તરફ વળ્યા આ વખતે સંધ્યાકાળ થઇ ગઈ હતી આ પુરૂષને દિવ્યાંગનાને લઈ અરણ્યમાં જતો જોઇ, બાગની બહારના ચોતરા ઉપર બેઠેલો પેલો યુવક ઘોડા ઉપર સાજ કરી ઘોડાને દોરી તેમની પાસે આવી પહોચ્યો તેણે તે પુરૂષની સાથે દિવ્યાગનાને જોઇ આશ્ચર્યચકિત થઈ પૂછ્યુ, કેમ ? મહાશય ! આપની સાથે આ સ્ત્રી કોણ છે ?

દિવ્યપુરૂષ આ સાભળી ઉભો રહ્યો અને બોલ્યો, "તમે કોણ છો ? હા યાદ આવ્યુ, બાગની અંદર જતા પહેલાં મે તમને આ સ્ત્રીની ખૂમ વિષે પડપૂછ કરી હતી તેજ તમેને ?"

યુવક—"હાજી, આપનુ અનુમાન સત્ય છે હું અત્યારે પણ તે કોની ખૂમ હતી તે હકીકત જાણવાને માટે ઉત્સુક છુ, તે જાણવા માટેજ હું ત્યારનો અહી બેસી આપની રાહ જોતો હતો. આ સ્ત્રી કોણ છે ?"

દિવ્યપુરૂષ—"આ સ્ત્રીજ બૂમો પાડતી હતી તે કેટલાક અત્યાચારિયોના ફંદામાં ફસાઈ ગઇ હતી. તેનો મે ઉદ્ધાર કર્યો છે"

યુવક—"કોણ અત્યાચારી ? મહાશય, જો આપને અડચણ ન હોય તો તેની સંક્ષિપ્તમા હકીકત કહેશો.

દિવ્યપુરૂષ—"અડચણ તો કંઈ નથી પણ સમય નથી."

યુવક—"જો તેમ હોય તો, આપ જે તરફ જાવ છો, તે તરફ હું તમારી સાથે સાથે આવુ અને રસ્તામાં મને તેની હકીકત કહો મને તે જાણવાની ઘણીજ જીજ્ઞાસા છે" તે દિવ્યપુરૂષે જાણ્યુ કે આ માણસ દિવ્યાગનાની હકીકત જાણ્યા વગર શાંત નહિ થાય એથી તેણે યુવકની આ વાત માની પછી તે યુવક, દિવ્યાંગના અને તે પુરૂષ ત્રણેએ જગલમાં સાથે સાથે ચાલવા માંડ્યુ યુવકની સાથે તેનો ઘોડો પણ ચાલ્યો. ચાલતાં ચાલતાં તે દિવ્યપુરૂષે યુવકને પૂછ્યું કે— "તમે કોણ છો ? તમારો પરિચય કરાવો" જેથી યુવકે પોતાની હકીકત તેને સક્ષીપ્તમાં કહી જે સાભળી દિવ્યપુરૂષને સંતોષ થયો પછી તેણે દિવ્યાંગનાની હકીકત તેને કહી સંભળાવી આ સાંભળી તે યુવકનાં આશ્ચર્યની સીમા ન રહી તેણે તેમને કહ્યુ, "ઔરંગજેબ સાક્ષાત્ નર પિશાચ છે, તેના પંઝામાથી દિવ્યાગનાને આપે શી રીતે છોડાવી ?"

દિવ્યપુરૂષ—"જગદીશ્વરની અપાર દયાના ફળથીજ આ કઠિન જણાતું કાર્ય કરવા હું શક્તિમાન થયો છુ"

યુવક—"અહો ! મારા જેવા બુદ્ધિહીન, પ્રપચરહિત યોદ્ધાને વિટંબનામા પડીને ન કરો આપે ઔરંગજેબની મહાશક્તિને તૃણવત તુચ્છ કરી દીધી, આ કાર્ય આપે એવુ કર્યું છે કે જે મનુષ્ય દ્વારા થઇ શકે તેમ નથી વળી, આ બાગના પ્હેરેદારોના સામે દૃષ્ટિ કે કર્નાજ તેમને નિશ્ચલ બનાવી અમાનુષિક અને અલૌકિક કાર્ય કરવુ એ સર્વ જોતાં જણાય છે કે આપ મનુષ્ય નથી પણ દેવ છો હું મૂર્ખ છુ બુદ્ધિહીન છું જેથી આપને ઓળખી શકતો નથી એથી મારા ઉપર દયા કરીને આપજ કહો કે આપ કોણ છો ?"

દિવ્યપુરૂષ—ભાઇ ! મને ઓળખવા માટે આટલો બધો આગ્રહ કરવાની જરૂર નથી. તમે દિવ્યાંગનાના ઉદ્ધારની વાત જાણવાની ઇચ્છા કરી હતી, તે મે તમને જણાવી હવે તમે બીજી વાત જાણવાની ઇચ્છા કરી છે, પણ તે ઇચ્છાને પૂર્ણ કરવા હું અસમર્થ છું

યુવક—"જે મહાત્મા આવા કઠોર બંધનમાં પડેલી દિવ્યાંગનાનો ઉદ્ધાર કરી શકે છે તે મારી આવી સામાન્ય કામના પૂર્ણ કરવાને માટે અ-સમર્થ કેમ હોય ? નહિ, ભગવાન ! આપની આ વાતોથી મને સંતોષ થતો નથી. આપનો મને પરિચય કરાવી આપનો ચિરદાસ બનાવો"

દિવ્યપુરૂષ—"ભાઈ ! મારો પરિચય પ્રાપ્ત કરવાને માટે તમારે આવો આગ્રહ કરવો એ અયોગ્ય છે તમારી પહેલી ઇચ્છા મે પૂરી કરી છે, જે ઉદ્દેશથી તમે મારી સામે આવ્યા તે

ઉદ્દેશ સફળ થયો છે, માટે હવે તમે તમારે માર્ગે જાવ ”

યુવક—આ પ્રમાણે આ તુચ્છ મનુષ્યની આવી તુચ્છ પ્રાર્થનાનો નિરાદાર ન કરો, પ્રભો! આપ જાણો છો કે હું મારવાડ પતિ યશવતસિંહનો મિત્ર છુ મહારાજ યશવતસિંહ ઘોર દુર્દશાગ્રસ્ત કરોડો હિંદુઓના પરમ હિતચિંતક અને સાચા મિત્ર છે. મારે માટે ન કહો તો આ કરોડો હિંદુઓના ઉદ્ધારને માટે આ મહારાજાનો વિચાર કરી મને આપ કોણ છો તે કહો ”

દિવ્યપુરુષ—“ યુવક! દરેક માણસ પોતાના કર્મનું ફળ ભોગવે છે હિંદુઓની પણ તેના કર્મ ફળને લીધે દુર્દશા થઇ રહી છે કર્મફળને દૂર કરવાનો હું પક્ષપાતી નથી એ કરવાનું મારામાં સાહસ પણ નથી એથી મારો આત્મપરિચય તમને કે તમારા મહારાજાને કે કરોડો હિંદુઓને કોઇને પણ ફાયદો કરી શકે તેમ નથી ”

યુવક—“ તો શુ એવો કોઇ ઉપાય નથી કે જેથી હું આપને ઓળખી શકુ ? ”

દિવ્યપુરુષ—“ ના ”

યુવક—“ ઠીક, આ દિવ્યાંગનાને આપ અહીંથી ક્યાં લઇ જાવ છો ? ”

દિવ્યપુરુષે આ સાંભળીને કાંઇક ચમકીને પૂછ્યું —“ આ પ્રશ્ન તમે કયા ઉદ્દેશથી કર્યો ? ”

યુવક—“ એથી કે જો આપ આજ્ઞા આપો તો હુ તેને તેના પિતાની પાસે કે કોઈ સુરક્ષિત સ્થાનમા મૂકી આવુ ”

દિવ્યપુરુષ—“ તેના પિતાની પાસે એને મોકલવાથી કાંઇ ફાયદો નથી તેનો ક્ષતવીર્ય પતિત પિતા સ્વાર્થને લીધે પાછો ફરી કોઇ મુસલમાનને આ કન્યા પૈસા લઇને આપી દેશે તમારી પાસે, તેના રક્ષણનું કોઇ સ્થાન નથી તેને મેળવવા માટે ઔરગજેબ અનાયાસે તમારી હત્યા કરી દેશે ”

યુવક—“ તો દિવ્યાગના ક્યાં જશે ? ”

દિવ્યપુરુષ—“ મારી પાસે રહેશે, હું જાતે તેનું રક્ષણ કરીશ, ”

યુવક—“ આપની સાથે આ યુવતી આ ક્યા રીતે રહી શકશે ? ”

આ વાત સાભળીને યુવક તરફ તે દિવ્યપુરૂષે તીવ્રદૃષ્ટિથી જોયુ યુવક તેથી ભયભીત થઇને પાછો ખસી ગયો તેણે આ યુવકની આ ખોમાંથી અગ્નિજ્વાળા નીકળતી જોઈ, એટલુંજ નહિ પરતુ તે દિવ્યપુરૂષની નયનજ્યોતિના તિવ્ર પ્રવાહે યુવકના સર્વાંગમાં પ્રવેશીને તેને વિમૂઢ કરી દીધો મહાશક્તિસપન્ન યુવકનું શરીર ક્ષણ માત્રમા શક્તિશૂન્ય થઇ ગયુ

દિવ્યપુરૂષ—“ જે પ્રશ્ન પૂછવાને તમને અધિકાર નથી તે પ્રશ્ન પૂછવાથી તમે ઘોર વિપત્તિમાં પડવાને તૈયાર થાવ છો ”

યુવક—“ શિવ, શિવ, આપની નેત્રજ્યોતિએ તો મને અત્યત વ્યથિત કરી મૂક્યો ”

દિવ્યપુરૂષ—“ આવી વ્યર્થ વાતો કરવાનું પ્રયોજન નથી હવે તમે તમારે રસ્તે જાવ ”

આ પછી તે યુવક તે દિવ્યપુરૂષની પાસે જઇ તેમને પ્રણામ કરી પોતાના ઘોડા ઉપર બેઠો આ વખતે ચદ્રનો ઉદય થયો તેના પ્રકાશથી યુવક તે દિવ્યપુરૂષનું તેમજ તેની સાથેની દિવ્યાંગનાનું મુખ જોઈ શક્યો. દિવ્યાંગનાની આંખો બંધ હતી તે જાણે ઉંઘી ઉંઘી ઉઘતી હોય તેવી જણાતી હતી. આ જોઇ તેના સબધી તે કાંઇક પ્રશ્ન પૂછવાની ઇચ્છા કરતો હતો એવામાં તો તે દિવ્યપુરૂષે કહ્યું —“ નહીં, યુવક! હવે વધુ પ્રશ્ન પૂછવાનો સમય નથી, હુ તમને અહીંથી એકદમ જતા રહેવાની આજ્ઞા કરૂં છું ”

યુવક—“ જી, હું આપની એ આજ્ઞાને માથે ચડાવુ છુ પરતુ, પ્રભો, આપ એટલું તો કહો કે આપનો આશ્રમ ક્યાં છે ? ”

દિવ્યપુરૂષ—“ અત્યારે મારો કોઇપણ જગાએ કાયમનો આશ્રમ નથી ”

યુવક—“ તો શુ હવે આપનાં દર્શન મને ફરી નહિ થાય ? ”

દિવ્યપુરૂષ—“ ના સભવિત નથી ”

યુવક—“ ભગવાન્, આપ અસભવિતને સભવિત કરી શકો તેમ છો હું જઉં છુ, પરતું આપને પ્રાર્થના કરૂં છું કે, જે હિંદુધર્મશાસ્ત્રના યોગશાસ્ત્ર દ્વારા આપે આટલી શક્તિને સપાદન કરી છે તે શક્તિનો આપે આપના અભીષ્ટ કાર્યમા ઉપયોગ કરવા ની સાથે સાથે તેનો હિંદુધર્મના રક્ષણને માટે પણ ઉપયોગ કરશો

આટલું કહી તે યુવકે દિવ્યપુરૂષને હાથ જોડી, પ્રણામ કરીને પોતાનો ઘોડો દિલ્હી તરફ વાળ્યો ત્યાંથી તે થોડેક વેગજ ગયો, એવામા જ તે રૂપનાનવયૌવનાની દિવ્યાંગનાની ચીસ પાછી તેના સાભળવામા આવી તે સાભળી યુવક પાછો વળીને તપાસ કરે છે તો ત્યાં તે પુરૂષ કે દિવ્યાંગના કોઈ જોવામા આવ્યુ નહિ. આજુ બાજુ ઘણે સુધી જોયુ પણ કોઈ માલુ નહિ આ પછી યુવકના હૃદયમાં ભયનો સચાર થયો અને ક્ષણ માત્રમા તે વીરપુરૂષનુ અંગોગ કપવા લાગ્યુ તે પછી વધુ વખત સુધી યુવક તે સ્થાનમાં રહી શક્યો નહિ, તરત જ તેણે પોતાના ઘોડાને દિલ્હી તરફ દોડાવી મૂક્યો.

તે પછી યુવકને ઘણા વિચાર આવ્યા. તે સ્ત્રીને તેણે ઓળખી હતી અને પોતાના હાથમાં આવેલી બાજી બગડી તે તેનાથી સુધરી નહિ તે જાણી તેને ઘણો જ ખેદ થયો પોતાની વસ્તુને પણ તે છોડાવી શક્યો નહિ તેથી તેના હૃદયપર આઘાત થયો દિવ્યાગનાનો વિવાહ પ્રતાપસિંહ સાથે થયાની જે વાત આપણે વાંચી તેજ પ્રતાપસિંહ આ યુવક હતો તેણે પ્રથમ દિવ્યાગનાને જોઇ ન્હોતી, પરંતુ આજે તેને જોઈ જેથી તેના મનમા તેને હાથમાંથી ગયેલી જાણી ઘણોજ પસ્તાવો થયો અને ખેદ થવા લાગ્યો. હવે તેને શી રીતે મેળવવી તેનાજ વિચાર તેના મનમાં આવવા લાગ્યા.

અપૂર્ણ.

---

# यो गी रा ज

( અનુસધાન ગતાકથી )

## પ્રકરણ ૨ જું.

### નીર્જન અરણ્યમા ને મરણના મુખમાં

મારી આંખો ઉઘડી અને જરા જરા ભાન આવ્યુ ત્યારે હું એક હબસી જણાતી સ્ત્રીના ખોળામા માથુ મૂકી સુતેલો જણાયો આવી સ્ત્રીઓ મે પહેલા કદી જોઈ ન્હોતી. મને ભાન આવતાં અને મારી આખો ઉઘડતાં તે સ્ત્રીને આનદ થયો હોય એમ મને લાગ્યુ આજુબાજુ પણ પાચ સાત જુવાન વયની સ્ત્રીઓ તેની જ જાતિની ઉભેલી હતી કેટલીક મને તપાડતી હતી, કેટલીક મારામાં ગરમી ઉત્પન્ન થાય અને ભાન આવે તેવા ઉપચારો કરતી હતી મને જરા ભાન આવ્યુ એટલે મે કહ્યું,–"હું અહીં ક્યાથી, તમે કોણ છો ?"

આ સ્ત્રીઓ કઇક હિંદુસ્તાની ભાષાને મળતી ભાષા બોલતી હતી હું તેમનુ બોલવુ થોડુ થોડુ સમજવા લાગ્યો. કારણ કે મારા અભ્યાસના કાળમમાં મે હીંદી, મરાઠી ભાષાનું જ્ઞાન મેળવ્યુ હતુ મૂકી બોલતાં અને લખતાં પણ હું શીખ્યો હતો, જેથી આ સ્ત્રીઓની ભાષાનો ભાવાર્થ પણ હું સમજ્યો. તે મૂખ્ય સ્ત્રીએ કહ્યુ કે–"આ સમુદ્રમાં લાકડા સાથે વળગી તમે તણાતા જતા હતા તે વખતે હુ મારી સાહેલીઓ સાથે અહીં ફરતી ફરતી આવી ચઢી હતી. મે મારી આ સખી ( આંગળી વડે સામે ઉભેલી સ્ત્રીને બતાવી ) ને તમને સમુદ્રમાંથી ખેચી લાવવાની આજ્ઞા કરી. જેથી તેણે તમને સમુદ્રમાં તણાતા જતાં અહીં આણ્યા તે વખતે તમારૂં ભાન ન્હોતું અને શરીર મૃતવત્ હતું પરંતુ અમને તમારામાં હજુ જીવ છે એમ જણાયુ, જેથી આ સ્થળે આણી તમને ભાન આવે તેવા ઉપચાર કરવા માંડયા છે

આ સાંભળી મને કાંઇક વધુ ભાન આવ્યું અને નર્મદા નદીમા પનાઇ ઉછી વળી તે સાથે હું અને મારી ધર્મપત્નિ યશોવી શાંતા પણ નદીમાં પડયા હતા મને તરતા આવડતું હતું એટલે બહાર નીકળવા ઘણા ફાંફાં માર્યા, પણ તે પૂરના મહાવેગમા વ્યર્થ ગયાં હતા અને શાંતા વિગેરેને તો તરતા જ આવડતુ ન્હોતું તેઓ પણ પૂરમાં તણાતા જતા હતા. સારા ભાગ્યે પૂરમા લાકડાં ભરપૂર તણાઇ આવેલાં હોવાથી મારા હાથમાં એક બાવળીયાનું ઠુંઠુ આવ્યુ તે પકડી હું વેગની સાથે તણાવા લાગ્યો શાંતાની તે પછી શી સ્થિતિ થઇ તે મને જણાયુ ન્હોતુ હું બે દિવસ સુધી તો ભાનમા રહ્યો પણ છેવટે બે-ભાન થઇ ગયો અને તે પછી શું થયુ અને તણાઇ કેટલે દિવસે આ સ્ત્રીઓના હાથમાં આવ્યો તેની મને ખબર ન્હોતી મને જોઇ આ સ્ત્રીઓ કાંઇક વધુ હરખાતી હોય તેમ મને લાગ્યુ તેમણે મારે માટે કાંઇક ફળ ફળાદિ ખાવાને આપ્યું હું તદન શિથિલ થઇ ગયો હતો છતાં કાંઇક ખાધું હજુ મારામાં ચાલવાની શક્તિ રહી ન તે પછી તે સ્ત્રીઓએ એક ખાટલો મંગાવી, મને તેમાં સુવાડી પોતાના સ્થાનમાં લઇ ગઇ અને ત્યા આઠેક દિવસ તેમણે મારી બરાબર સારવાર કરી, તે પછી કાંઇક શક્તિ આવી હવે હું હરફર કરવા લાગ્યો આ કોઇ બેટ હોય તેવુ મને લાગ્યુ, જંગલ ધાડ હતું તેમા હિંસક પશુઓ રહેતાં હતા માણસોની વસ્તી હતી તે પણ થોડી જ

અહીના પુરુષો હિંસક હતા તેમને જોતાંજ આપણને બીક લાગે તેવા તે હતા, સ્ત્રીઓ કાંઇક જંગલી ખરી પણ કોમળ હતી, મને જે સ્ત્રી પોતાને ત્યાં લઇ ગઇ હતી તે સ્ત્રીનો બાપ આ બેટનો મુખ્ય અધિપતિ હોય તેમ મને લાગ્યુ સાધારણ રીતે તેનું મકાન પણ કાંઇક આ બેટના બીજા ઘરો કરતા સારૂં હતું. તે પુરુષની સ્ત્રી મરી ગઇ હતી. પ્રજામાં તો જે સ્ત્રી મને લઇ ગઇ તે એક જ તેની પુત્રી હતી. તે મુખ્ય પુરુષને તેની પુત્રી ઉપર ઘણી જ પ્રીતિ હતી તેને જ તે પોતાના વારસ તરીકે ગણતો આ છોકરીની ઉમ્મર પચીસેક વરસની હતી છતાં હજુ તે કુંવારી હતી મારા જેવો એક પણ પુરુષ આ બેટમાં જણાતો નહોતો. સર્વ પુરુષો કાળામેશ જેવા હતા. તેમના વાળ જાડા અને ગુંચળાં વળેલા હતા શરીર ઉંચાં અને કદાવર હતાં હોઠ જાડા હબસી જેવા, આંખ મોટી અને બીક લાગે તેવી હતી આ લોકો હજુ જંગલી અવસ્થામાં જ હતા, વસ્ત્રો તો અંહી મળે જ નહિ જેથી માત્ર કમ્મરે વાઘ કે સિંહના ચામડા બાંધતા સ્ત્રીઓ પણ વસ્ત્રો પહેરતી નહિ માત્ર કમ્મરે એકાદ ચામડું બાંધી દેતી હતી

આ પ્રમાણે હું દૈવયોગે આ જંગલી માણસોમા ફસાયો આટલુ છતા પણ મારો જીવ બચ્યો તેથી હું ઇશ્વરનો ઉપકાર માનતો હતો પણ મારી શાંતાની શી વલે થઇ હશે, તે ડૂબી મરી ગઇ હશે કે મારી માફક બચી ગઇ હશે, તેની મને રાતદિવસ ચિંતા થતી હતી જો કે હજુ પરણીને મીંઢળ પણ છૂટયાં નહોતાં, શાંતાની સાથે એકાદ બે દિવસ પણ રહેવાનો વખત આવ્યો ન્હોતો, તેની સાથે એક અક્ષર પણ મારાથી બોલી શકાયો ન્હોતો, હજુ મારા મનમાં કંઇ કંઇ ઉમેદો બાકી હતી, છતા ઇશ્વરે શું કર્યું ! ક્યાં લગ્નનું સુખ બતાવી એકદમ દુઃખરૂપી મહાજાળમાં અમને હડસેલી મૂકયાં તે ક્યાં, હું ક્યાં આવા વિચારોથી હું અકળાતો હતો

મને અહીં આ લોકો દેવ જેવો માનવા લાગ્યા તે તો એમ જ માનતા કે બધા માણસો અમારા જેવા જ હોવા જોઇએ, અને આ તો ઇશ્વરે આપણા ઉપર રાજ્ય કરવા દેવને મોકલ્યો. સર્વ કોઇ મારૂં માન સાચવતા, પુરુષો મારી સાથે સભ્યતાથી વર્તતા–સ્ત્રીઓ પણ મારી દરેક આજ્ઞાનું પાલન કરતી મને જે સ્ત્રી પોતાની સાથે લઇ જઇ મારવાર કરતી હતી તે હજુ કુમારિકા હતી તેના વર્તન ઉપરથી તેની ઇચ્છા મારી સાથે લગ્ન કરવાની હોય એમ મને લાગ્યું

એકાદ બે મહિના અહીં થયા એટલે હવે અહીંથી હિંદુસ્થાનમા શી રીતે જવાય તેની હું પેરવી કરવા લાગ્યો પણ અહીંથી છટકવું મૂશ્કેલ હતું

એક દિવસે સંધ્યાકાળે હું બહાર ખાટલા ઉપર બેઠો બેઠો વિચાર કરતો હતો, ત્યાં તે બેટના માલીક આવી કહ્યું "દેવ, તમારે મારી આ પુત્રી સાથે લગ્ન કરી હવે આ બેટનું રાજ્ય કરવુ પડશે. આ મારી પુત્રી હવે લાયક ઉમ્મરની થઇ છે,

તમારા ઉપર તે મોહિત થએલી છે માટે તમે કહો તે દિવસે તમારૂં તેની સાથે લગ્ન કરીએ હવે તે ઉતાવળ કરે છે ".

આ સાંભળી મને ધ્રાસ્કો પડયો આ રાક્ષસ જણાતા પુરૂષોના પંઝામાં સપડાયેલો અને રાક્ષસિણી કરતાં પણ ચઢે તેવી સ્ત્રીની સાથે લગ્ન કરવાની વાત સાંભળી હું ગભરાયો શો ઉત્તર આપવો તે ન સમજાયું મારાથી હવે મનુષ્ય બની આ જંગલી સ્ત્રીઓના પાશમાં પડી છંદગી શી રીતે કહાડવી તેની મને મુઝવણ થઈ મારે શો જવાબ આપવો તે ન સમજાયુ છેવટે કોઇપણ હિસાબે હમણાં તો આ લોકોને કાંઇક જવાબ આપ્યા વગર છૂટકો તો નથી, એમ માની મે કહ્યું:-"મને મરણના મુખમાંથી તમારી પુત્રીએ બચાવ્યો છે તેથી હુ તેનો ઉપકાર માનુ છુ, પણ મારૂં લગ્ન થઇગયુ છે જેથી અમારા રીવાજ પ્રમાણે એક સ્ત્રી હયાત છતા બીજી સ્ત્રી સાથે લગ્ન થઈ શકે નહિ માટે મને માફ કરો "

આ સાભળી તે પુરૂષ કાંઈક ગુસ્સે થયેલો જણાયો. તેણે કહ્યુ "તમને બચાવ્યા તે માત્ર તેની સાથે તમે લગ્ન કરો તે હેતુથી તમે લગ્ન કરશો તો આખા બેટના રાજા થશો મારી પુત્રી તમને મળે એ તમારાં પૂર્ણભાગ્ય હોય તો જ. તે તમારી સેવા કરી તમને સુખ આપશે અને અમે સર્વ પણ તમારાં ઉપાયક રહીશું છતા જો હા, ના કરશો તો પછી અહી જીવતા રહેવુ મુશ્કેલ થઇ પડશે અહી આવ્યા પછી જેણે જેણે મારી પુત્રી સાથે લગ્ન કરવાની નાં પાડી છે તેની શી દશા થઇ છે તે તમારે જોવી હોય તો હું તમને બતાવીશ તે સર્વ કરતાં તમારા ઉપર મારી પુત્રીની વધુ પ્રીતિ છે એટલે તેની સાથે તમારે લગ્ન કરવુ જ પડશે."

આ પ્રમાણે તેણે મને લગ્ન ન કરવાથી મરણનો ભય બતાવ્યો, પણ આવી સ્ત્રી સાથે લગ્ન કરી અવતાર ભ્રષ્ટ કરવો તેના કરતા મરવુ સારૂ એમ હુ સમજ્યો, તો અત્યાર તો ગમે તે બ્હાનું કહાડી છટકવું એવા વિચારથી મે કહ્યુ,- "આપની અને તેની ઇચ્છા છે તો હું તમને વિચાર કરી બે મહિના પછી જવાબ આપીશ. આપે મને જીવીતદાન આપ્યુ છે તેથી હું તમારો ઘણો જ આભારી છુ "

આ સાંભળી તેમને કાંઇક ધીરજ આવી તેથી તેઓ તેમને કામે વળગ્યા. અને હું વિચારમા ને વિચારમા નિદ્રાવશ થયો આ સ્ત્રીનુ નામ વિષા હતું ત્યાર પછી તે મારી પાસે આવી ઘણી વખત તેની સાહેલીઓ સાથે પ્રેમચેષ્ટા કરવા લાગી. ઘણીવાર તો તે એકલી મારી સાથે ઘણો વખત બેસી કાલીઘેલી વાણીથી જાણે મને સંતોષ આપવાનો પ્રયત્ન કરતી હોય તેમ વાતો કરતી. તેના બાપે તે પછી મારૂં રહેવાનું સ્થાન જુદુ આપ્યુ આ સ્થાનને બને તેટલુ વિષાએ સુશોભિત બનાવ્યુ તેમા મારી સાથે હવે વિષા પણ રહેવા લાગી અત્યારે હુ પરતંત્ર જેવો હતો. દિવસે તે પોતાની સાહેલીઓ સાથે આવી મારી મશ્કરીકઠા કરવા લાગી રાત્રે પણ તે એકલી મોડી રાત સુધી મારી પાસે બેસી વિષય લુપ્ત વાતો કરતી તે કોઇ પણ ઉપાયે મને ફસાવવાની ઇચ્છા રાખતી આ તેની પ્રેમ ચેષ્ટા તેને આનંદ આપતી ત્યારે મને ઝેર જેવી લાગતી તેની સાથે રહેવુ, વાત કરવી, કે બેસવુ એ મને ધીમે ધીમે અપ્રિય જણાવા લાગ્યુ હુ તેને વિષધર સર્પ માની તેનાથી દૂર રહેવા યત્ન કરતો પણ મારો ઉપાય ચાલતો નહોતો તે સ્વતંત્ર હતી જ્યારે હુ પરતંત્ર હતો આ મકાનનો એકજ ખંડ, ઉપર મેડો જડેલો અને તેની એક બાજુએ વિશાળ અગાશી હતી. ત્યાની રૂતુ ઉપરથી વસંતરૂતુ જણાતી હતી શીતળતાના વાળો મંદમંદ પવન, મને કાંઇક આનંદ આપતો, જેમ જેમ તે મારી સાથે એકલી રહેવા લાગી તેમ તેમ તેને હવે વિષયવાચ્છના વધવા લાગી તેના બાપની પરવાનગીથી જ તે મારી સાથે રહેતી, બેસતી અને સુતી હતી તેથી હવે તેને મારી સાથે ગમે તેવી રીતે વર્તવાનો ડર રહ્યો નહોતો આમ કરતા કરતા એકાદ માસ વિતી ગયો. હુ મુબઈ હાઇકોર્ટનો વકીલ, મુબાઈ જેવી મોહમયી નગરીમા રહેનારો, ખેડાવાળ બ્રાહ્મણ જેવી ઉચી કોમમાં જન્મેલો, તે અત્યારે નીચામા નીચા અને જેને અડવાં પણ ન્હાવુ જોઇએ એવી સ્ત્રીઓના પંઝામાં સપડાઇ ગયો વિષા જાણતી કે જેમ જેમ હુ વધુ પ્રેમચેષ્ટા કરીશ તેમ તેમ તે પલળશે અને મારી સાથે લગ્ન કરવાનો નિશ્ચય કરશે તેને મારી દશાનું ભાન ક્યાંથી હોય !

સાધારણ ઉચ્ચવિચારને સેવનારો, લગ્ન પણ નહિ કરવાના નિશ્ચયવાળો અને સંસારનો

ત્યાગ કરી યોગાભ્યાસ કરવાની ઇચ્છાવાળો, ગમે તેવી સ્વરૂપવતી લાવણ્યશાળી સ્રીની સામે પણ દષ્ટિ ન પડે તેની સાવધાનતા રાખનારો હુ, તેને આ વિષા પ્રેમ ચેષ્ટાથી ફસાવા માગે તે શી રીતે બને ? તે જાણતી કે એકાંતવાસ, સ્રી પુરૂષનુ એકાંતમાં સાથે રહેવુ અને સુવુ, સ્રીના પ્રેમાળ હાવભાવ એ ગમે તેવા પુરૂષને સ્રીપ્રતિ વાળી શકે છે, તેથી તે જાણે લગ્ન બંધનથી બધાઇ મારી પત્નિ હોય તેવી રીતે મારી સાથે વર્તવા લાગી હુ તેના ગમે તેવા વર્તનથી પણ ભ્રષ્ટ થઉ તે તો આકાશ અને પાતાળ જેટલુ અંતર હતુ, છતાં તે તો હાથમાં બાજી આવી ગઇ હોય તેમ માનતી

ઘણી વાર તે મારી સાથે અડોઅડ આવી બેસતી તે જોઈ હુ આઘો ખસી જતો ઘણીવાર મારા પગ દબાવવા યત્ન કરતી, પણ હુ તેને અડકવા દેતો નહિ. ઘણીવાર રાત્રે જ્યારે હુ ઉંઘી જતો ત્યારે તે પોતાની પથારીમાંથી ઉઠી મારા ભેગી આવી સુઇ જતી, પણ હુ ભર ઉંઘમાં થી તેના પરસેવાના ગંધથી જાગી ત્યાંથી ઉઠી જતો. તે ઘણા પ્રયત્નો અને પ્રેમચેષ્ટાથી મને ફસાવવા ધારતી હુ તેની સાથે રહેવાથી હવે કટાળી ગયો જ્યારે તેણે હદથી જાદે છૂટ લઇ મને સ્પર્શ કરવા યત્ન કર્યો ત્યારે હુ કાંઇક ગુસ્સે થઈ બોલ્યો, "વીષા ! આ બધી ચેષ્ટા તને નથી સ્રીએ પરપુરૂષ સાથે રહેવુ એ પાપ છે, હું દઢ નિશ્ચયવાળો છુ જો તુ આમ કરીશ તો તારૂં કામ સિદ્ધ નહિ થાય જ્યા સુધી તારૂં લગ્ન ન થાય ત્યાં સુધી તારે સભ્યતાપૂર્વક વર્તવુ અને ફરી જો કોઇ પણ વખતે મને સ્પર્શ કરવા યત્ન કરીશ કે આવી સ્રીને ન છાજતી પ્રેમ ચેષ્ટાઓ કરીશ, તો હું તારી સાથે લગ્ન કરવાની ચોખ્ખી ના પાડી દઇશ માટે તારા હિતની ખાતર પણ તારે ફરી આવુ કૃત્ય ન કરવુ "

આ સાંભળી તે શરમાઇ ગઇ ગમે તેવી પણ સ્રી એટલે તે આ સાંભળી પોતાના કૃત્યનો પસ્તાવો કરવા લાગી તેણે જાણ્યુ, જો હવે હુ તેમને વધુ હેરાન કરીશ તો તે લગ્નની ના પાડી દેશે, તે મરશે તો મરશે પણ મારા હાથમાં આ વેલી બાજી બગડી જશે આવો વિચાર કરી ફરી તે મારી સાથે હદથી જાદે બોલતી નહિ તેમજ તે પછી તે મારી સાથે સૂતી પણ નહિ

હુ ત્યાં મારે હાથે પાણી ભરી લાવતો ફળ ફળાદિ ખાતો ત્યાં પહાડી ભેંસો પણ હતી તે દૂધ મને ખાવા મળતું રસોઈ પણ હાથે જ બનાવતો. હુ બરોબર સાજો થયો એટલે ત્રણ વખત સન્ધ્યા કરતો. ત્યાં મારે કઇ કામ હતું નહિ તેથી પ્રાત કાળે વ્હેલો ઉઠી ઠંડા પાણીએ સ્નાન કરી સંધ્યા કરવા બેસતો અને જપજપાદિ યમાદિની ક્રિયાઓ કરતો ત્યાં હું જેમ બને તેમ સયમમા વધુ વખત ગાળતો દસ વાગે સયમમાંથી ઉઠી હાથે ખાવા કરી ખાતો વિષાની પણ રસોઇ મારા ભેગી જ થતી તે મારા જમી રહ્યા પછી જે વધતુ તે જમતી જમી બપોરના ચાર વાગ્યા સુધી પથારીમાં સુતે સુતે ધ્યાનાદિમાં લીન થતો ચાર વાગે ઉઠી સ્નાન કરી બેટમાં ફરવા જતો મારી સાથે વિષ, અને તેની સાહેલીઓ તથા એકાદ નોકર એ પણ આવતાં અમે ઘણી વાર દૂર પહાડોમાં અને ગૂફાઓમાં ફરતાં ઘણા હિંસક પશુઓના સમાગમમાં પણ આવતા. સાતેક વાગ્યાના સુમારે ફરી સ્નાન કરી સમુદ્રતિરે જઇ સન્ધ્યા વદનાદિ ક્રિયા કરી હું સયમમાં જોડાતો પછી નવેક વાગે મારા મુકામે આવી તાજુ દૂધ પી અગાશીમા સુઇ રહેતો

વિષા પણ પોતાની આશા પૂરી થશે એમ ધારી મારી સાથે સભ્યતાથી વર્તતી એમ કરતાં બે માસ પૂરા થયા એટલે વિષાના બાપે ફરી લગ્ન નો પ્રશ્ન પૂછયો હવે મારે લગ્ન કરવાની ઇચ્છા બતાવવી તેના કરતા ના જ પાડી દેવાનો વિચાર કરી, મરણનો ભય ન રાખી હીંમતથી કહ્યુ — " તમારી વાત સત્ય છે હુ તમારી પુત્રી વિષા સાથે લગ્ન કરી ધર્મભ્રષ્ટ થવા માગતો નથી મે પૂરેપૂરો વિચાર કર્યો છે માટે હવે તમારે લગ્નની આશા છોડી દેવી અને વિષાનુ તમારી જાતિમા જ કોઈ યોગ્ય પુરૂષ સાથે લગ્ન કરી દેવું. "

આ સાંભળી તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ તેણે એકદમ ગુસ્સે થઈ કહ્યુ નિમકહરામ, તને જીતદાન આપ્યુ છતા પણ ગુણ માનતો નથી, જા, તુ પણ આ બધા ગયા તેની સાથે જ જા હવે તારા ઉપર દયા કરવા જેવી નથી ( સાથે ઉભેલા તેના નોકરને જેઇ ) બર્બર ! જા આને અંધારી ગુફામાં પૂરી દે અને બે મહિના પછી આ ટેકરી ઉપર લાવી કતલ કરી દેજે "

આ સાંભળી મને ક્ષય થયો ગમે તેમ થાય તો પણ પરણવુ નહિ ભલે મરણ આવે, ને ગમે તે કરે છતાં પણ ઇશ્વર ઉપર ભરોસો રાખી હુ કાંઈ ઉત્તર ન આપતાં તેના હુકમને તાબે થયો. આ વખતે મને હાથ પગ બાંધી તેના બે અનુચરો ત્યાંથી ઉપાડી ગયા તે વખતે મારા નેત્રોમા પાણી ભરાઇ આવ્યુ વિષા પણ કાંઈક મારા પરિચયમાં આવેલી હોવાથી તેના બાપના આવા કૃત્યથી ભયભીત થઇ કાંઇ બોલી શકી નહિ. મને પકડી જતો જેઇ તે બેભાન થઇ છતાપાટ ત્યાંજ પડી. (અપૂર્ણ)

# श्रीचरकसंहिता.

# अथ चिकित्सास्थानम्।

## प्रथमोऽध्याय.

( ગુજરાતી ભાષાંતર )

अथातोऽभयामलकीय रसायनपाद व्याख्यास्याम इतिहस्माह भगवानात्रेय ।

હવે હું અભયામલકીય રસાયનપાદની વ્યાખ્યા કરૂં છુ એ પ્રકારે ભગવાન આત્રેયજી કહેવા લાગ્યા

### ઔષધનાં નામ

ચિકિત્સિત, વ્યાધિહર, પથ્ય, સાધન, ઔષધ પ્રાયશ્ચિત, પ્રશમન, પ્રકૃતિસ્થાપેન અને હિત (૧) એ સર્વ ભેષજ (ઔષધ)નાં નામ છે ઔષધ બે પ્રકારનાં હોય છે કોઈ ઔષધ સ્વસ્થ પુરુષની ઓજ આદિ ધાતુઓને વધારનાર હોય છે અને કેટલાક ઔષધ રોગીને નીરોગી બનાવનાર હોય છે (૨)

### બે પ્રકારનાં અભેષજ

અભેષજ (વિકાર કરનારી વસ્તુ) બે પ્રકારની હોય છે એક બાધન ( પ્રાણોને શીઘ્ર નાશ કરનારી ) અને બીજી સાનુબાધન ( કાલાંતરે પ્રાણોને નાશ કરનારી) છે (૩)

### બે જાતનાં ઔષધ

જે ઔષધ વડે સ્વસ્થ પુરુષના ઓજ વધે છે તેને વૃષ્ય અને રસાયન કહે છે (૪)

વૃષ્ય તથા રસાયન આ બને ઔષધિયોમાંથી ઘણે ભાગે બીજી અર્થાત રસાયન વિશેષે કરીને રોગોને શાંત કરવાને માટે શ્રેષ્ઠ હોય છે અહીં મૂળમા પ્રાય શબ્દનો અર્થ વિશેષવાચક છે જેથી રસાયન તથા વૃષ્ય બનેય બને પ્રયોજનોને (રોગ દૂર કરવાને અને ધાતુ વધારવાને) સિદ્ધ કરે છે (૫)

### રસાયનના ગુણ

રસાયનના સેવનથી દીર્ઘાયુ, સ્મૃતિ, બુદ્ધિ, આરોગ્ય, યુવાવસ્થા, પ્રભા વર્ણ, સ્વર, ઉદારતા, શરીર તથા ઇન્દ્રિયોનુ બળ, વચનસિદ્ધિ, નમ્રતા, અને કાંતિની મનુષ્યને પ્રાપ્તિ થાય છે કેમકે શ્રેષ્ટ રસ આદિ ધાતુઓની પ્રાપ્તિના ઉપાયને રસાયન કહે છે. (૬)

### વાજીકરણના ગુણ

જે ઔષધના સેવનથી ઘણા સતાન ઉત્પન્ન થાય, ચિત્તમા જલ્દી પ્રસન્નતા થાય, પુરૂપ અશ્વ સમાન બળવાન થઇને સ્ત્રીઓની સાથે અપ્રતિહત થઇ રમણ કરે, (૭) સ્ત્રીઓને અસત પ્રિય થાય, વિર્યની વૃદ્ધિ થાય, વૃધ્ધાવસ્થામાં પણ વીર્ય ક્ષીણ ન થતાં સતાનને ઉત્પન્ન કરે, (૮) ઘણી શાખાઓવાળા ચૈત્ય વૃક્ષની માફક ઘણું સતાનોવાળો થઈ પુરૂપ લોકમા બહુ મત થાય, (૯) આ લોકમા વશની વૃધ્ધિ થાય, પરલોકમાં મોક્ષ થાય, અને યશ, લક્ષ્મી, બળ તથા પુષ્ટતાની પ્રાપ્તિ થાય તેને વાજીકરણ કહે છે (૧૦)

### બે જાતના પ્રયોગ

સ્વસ્થપુરૂપના ઓજને વધારનાર આ બે પ્રકારનાં ઔષધ કહ્યા જે ઔષધોથી રોગોનો નાશ થાય છે તેને ચિકિત્સત કહે છે (૧૧) રોગોને શાંત કરવા એજ ચિકિત્સિત શબ્દનો અર્થ છે હવે આગળ રસાયન તથા વાજીકરણની વિધિ કહીશુ ૧૨

### અયોગ્ય ઔષધના સેવનનો નિષેધ.

જે ઔષધથી વિપરીત છે તેને અભેષજ કહે છે તેનું સેવન ન કરવુ જોઇએ જે ઔષધનુ સેવન કરવુ જોઇએ તે આગળ કહેવામા આવશે. ૧૩

### બે જાતના રસાયનનો વિધિ.

રૂષિલોકોએ કુટિપ્રાવેશિક (વાયુ, તાપ વિ

એરેથી બચી કુટી–મકાનમા પ્રવેશ કરીને રસાય નનું સેવન કરવુ તે) અને વાતા તપિક (જેમાં પવન અને તાપ વિગેરેનો બચાવ કરવામાં આ વતો નથી) એ બે પ્રકારના પ્રયોગ રસાયનના કહેલા છે ૧૪

### કુટી નિર્માણ વિધિ.

તેમાંથી પ્રથમ કુટી પ્રવેશની વિધિ કહીએ છીએ, જે નગરમાં રાજા, વૈદ્ય, બ્રાહ્મણ, સાધુ, તથા પુણ્યાત્માઓ રહેતા હોય છે ૧૫ કોઇ પ્ર કારનો ભય ન હોય અને ચિકિત્સાની સપૂર્ણ સામગ્રી મળી શકતી હોય એવા શ્રેષ્ટ નગરમા પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ સુંદર સ્થાનમા કુટી (મકાન) બનાવરાવવી [૧૬] જે વિસ્તારવાળો સર્વ ઋતુમાં સુખ આપનારી, ખુનાસ વાળી ને મનોહર હોય (૧૭) એવી જેમા અશુભ શબ્દો વિગેરે આવી શકે નહિ તેવી સ્ત્રિઓથી રહિત સપૂર્ણ સામગ્રીથી ભરેલી એવી તે કોટડીમા વૈદ્ય ઔષધ તથા બ્રાહ્મણ હાજર હોય એવી બનાવવી (૧૮)

### કુટી પ્રવેશ વિધિ

તેમા ઉત્તરાયનના શુક્લપક્ષમાં શુભતિથિ, નક્ષત્ર, મહૂર્ત, તથા કરણમા ક્ષૌર (હજામત) કરાવીને, (૧૯) ધૈર્ય, સ્મૃતિ, બલ તથા શ્રદ્ધાને તે ધારણ કરી, મનના લોભાદિ દોષોને દૂર કરીને સપૂર્ણ પ્રાણિઓમાં મિત્રભાવ રાખીને (૨૦) દેવ તથા બ્રાહ્મણોની પ્રદિક્ષણા કરીને તે કુટીમાં પ્રવેશ કરવો (૨૧)

### રસાયનની પહેલાં સશોધન કરવુ

જે કુટિમાં રહીને સશોધન (જુલાબાદિ)થી શુદ્ધ થઇને સુખપૂર્વક, બળ ઉત્પન્ન થતાં રસાયનનો પ્રયોગ કરવો હવે પહેલા સશોધન કહુ છુ. (૨૨)

### સશોધન દ્રવ્ય અને ક્રમ

પૂર્વોક્ત વિધિ અનુસાર સ્નેહન તથા સ્વેદન કરીને, હરડે, સીંધવ, આમળાં, ગોળ, વજ વાવડીંગ, હળદર પીપળ તથા સુંઠ એ સર્વનું ચૂર્ણ કરી તેને ગરમ જળ સાથે મેળવીને પીવું એ વડે શરીર શુદ્ધ થયા પછી, શૌચ ઉપરાંત ત્રણ દિવસ, પાચ દિવસ અથવા સાત દિવસ, જયાસુધી મળ શુદ્ધ ન થાય ત્યા સુધી જુના જવની યવાગૂ (કાંજી) પાવી. (૨૪) એ પ્રકાર કોઠાનાં શુદ્ધ થયા પછી અવસ્થા, પ્રકૃતિ, તથા સાત્મ્યને જાણનાર વૈદ્યે જેને જે રસાયન હિતકર થાય તેમ હોય તેને તે રસાયન આપવુ (૨૫).

### હરડેના ગુણ.

હરડે લવણ (ખારા) વગર બીજાં પાંચ રસવાળી, ઉષ્ણ, કલ્યાણકારી, દોષોને પોતપોતાના માર્ગને અનુસાર કરનારી, હલકી, દીપન પાચન કરનારી, (૨૬) આયુષ્યને હિતકર, પુષ્ટતાકારક, ધન્ય, અવસ્થાને સ્થિર રાખનારી, સપૂર્ણ રોગોને શાન્ત કરનારી, તથા બુદ્ધિ ઇન્દ્રિયોના બળને વધારનારી હોય છે (૨૭) કુષ્ટ, ગુલ્મ (ગોળો) ઉદાવર્ત્ત, શોષ, પાંડુરોગ, મદ, હરસ, સંગ્રહણી, જીર્ણજ્વર, વિષમજ્વર, (૨૮) હૃદયરોગ, માથાના રોગ, અતીસાર, અરૂચિ, ખાસી, પ્રમેહ, આફરો, પ્લીહા, (બરોળ) નવીન ઉદરરોગ (૨૮) ઘણો કફ પડવો, સ્વરભગ, વર્ણનું બગડી જવુ, કમળો, કૃમિ, સોજા, તમક નામનો શ્વાસ, ઉલ્ટી, નપુષકતા, શરીરની શિથિનતા (૩૦) સ્રોતોનું રોકાવુ, હૃદય તથા વક્ષસ્થળ (છાતી)નું પ્રલેપન (ભરાઈ જવુ) યાદશક્તિ કમી થવી અને બુદ્ધિનું મોહિત થવું એ સર્વ રોગોને હરડે જલ્દી નાશ કરે છે (૩૧)

### હરડેના સેવનનો નિષેધ.

અજીર્ણ રોગી, રૂક્ષઅન્નનું ભોજન કરનાર, સ્ત્રી, વિષ અને મદ્યથી કૃશ થયલા પુરુષે અને ભૂખ તથા તરસથી વ્યાકુળ થયલા પુરુષે હરડેનું સેવન કરવુ નહિ (૩૨)

### આમળાના ગુણ

હરડેના જે ગુણ તથા કર્મ કહ્યા તેજ આંમળાંના પણ જાણવા જોઇએ પરતુ આમળાનું વીર્ય હરડેથી વિપરીત હોય છે અર્થાત હરડે ઉષ્ણ વીર્ય છે અને આમળાં શીતવીર્ય છે (૩૩)

### બને ફળોના અમૃતકલ્પ

એથી પૂર્વોક્ત ગુણકર્મોવડે બુદ્ધિમાન વૈદ્યે હરડે તથા આમળાંને તેની અદરની ગોટલી (બીયાં) વગરના ગર્ભને અમૃત સમાન જાણવો ૩૪

### ઔષધ યોગ્ય ઉત્તમ ભૂમિ.

સંપૂર્ણ પર્વતોમા શ્રેષ્ટ હિમાલય પર્વત ઔષધિયોને માટે શ્રેષ્ટ ભૂમિ છે એથી હિમાલય પર્વત

ઉપર યોગ્ય વખતે જે ફળ થાય તેને મગાવવાં જોઇએ (૩૫) રસ તથા વીર્યથી પૂર્ણ, સમય સમયે વિધિપૂર્વક, સૂર્ય, જળ, છાંયા તથા વાયુ થી પુષ્ટ થયેલાં (૩૬) બળેલાં ન હોય તેવા, દુર્ગંધિ રહિત, મધુરરહિત (સળેલાં કે ડાઘ વગરનાં) તથા કોઇપણ પ્રકારના દોષ વગરના ફળ હોવાં જોઇએ તે ફળોને પ્રયોગ તથા શ્રેષ્ટ કર્મમાં ઉત્તમ કહેલા છે (૩૭)

## બ્રાહ્મ રસાયન.

પાંચ પચમૂળ એકંદરે દશ પલ (૧ શેર), હરડે એક હજાર, અને નવા આમળાં ત્રણ હજાર (૩૮) અર્થાત (પચમૂળ) શાલીપર્ણિ (સાલવણ) પૃષ્ટપર્ણિ, (પીઠવણ) ઉભી ભોયરીંગણી, બેઠી ભોંયરીંગણી અને ગોખરૂ (એ લઘુ પચમૂળ છે) (૩૦) બીલી, અરણી, અરડુસો, શીવણ, અને પાટલા, તેના મૂળ (એ બૃહદ પચમૂળ છે) સાટોડી, જગલી મગ, જગલી અડદ, બલા, એ રંડાનાં મૂળ, (એ પુનર્નવાદિ પચમૂળ છે) (૪૦) જીવક, રૂષભક, મેદા, જીવન્તી, શતાવરી (એ જીવકાદિ પચમૂળ છે) શેરડી, મુંજ, દાભ, કાસ અને ડાંગરના મૂળ (એ તૃણ પચમૂળ છે (૪૧) એ પાચ મૂળ બબે પળ (૮ તોલા) લેવાં. હરડે એક હજાર અને નવાં આમળા ત્રણ હજાર સર્વેને દસ ગણા પાણીમાં પકવવા (૪૨) જ્યારે પાણીનો દસમો ભાગ બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવુ તે ગાળેલા ઉકાળામાં આંબળાના બીયાં (ઠળીયા) કાઢી તેના ગર્ભને અને હરડેના બીયા કાઢી તમામ હરડેના ગર્ભને કપડાવની છણી મેળવી દેવાં (૪૩–૪૪) તે પછી તેમાં બ્રાહ્મી, પીપળ, શખપુષ્પી, કેવટી મોથ, નાગરમોથ, વાવડીગ, રક્તચદન, રતાંજળી, અગર, (૪૫) જેઠીમદ, હળદર, વજ, ધતુરાના બી, નાની ઇલાયચી, તથા તજ એ સર્વેનું બારીક ચૂર્ણ, ચાર ચાર પળ મેળવી દેવુ (૪૬) તે પછી તેમાં સાકર એક હજાર પળ (૧ મણ) તેલ બેઆઢક (૮ શેર) તથા ઘી ત્રણ આઢક (૧૨ શેર) સર્વેને (૪૭) તાંબાના વાસણમાં મેળવી ધીમા અગ્નિ ઉપર ચઢાવી પકવવુ જ્યારે ચાટવા લાયક પાક તૈયાર થાય ત્યારે ઉતારી ઠડુ થવા દઇ તેમા ઘી કરતાં અર્ધો ભાગ મધ મેળવી હલાવી એકત્ર કરવુ અને પછી ઘી ભરવાના વાસણમા રાખી મૂકવુ તે પછી યથાયોગ્ય સમયે તેમાથી એટલું ઔષધ ખાવુ. (૪૮–૪૯) કે જેથી ભૂખ બધ ન થઇ જાય ઔષધ પચી ગયા પછી સાઠીના ચોખાનો ભાત દુધની સાથે ખાવો (૫૦)

## બ્રાહ્મ રસાયનનુ ફળ

આ રસાયનથી વૈખાનસ, વાલખિલ્ય તથા અન્ય રૂષિ દીર્ઘાયુ, સુંદર શરીરવાળા અને વૃદ્ધાવસ્થાનો ત્યાગ કરી તરૂણ અવસ્થાને પ્રાપ્ત થયા હતા અને અજીર્ણ, તન્દ્રા, ગ્લાનિ, શ્વાસ તથા રોગોથી રહિત થયા છે (૫૧–૫૨) અને સાવધાન થઇને ઘણા કાળ સુધી મેધા, [બુધ્ધિ] સ્મૃતિ તથા બળવળા થઇને બ્રાહ્મ તપ કરી બ્રહ્મચર્યને પાલન કર્યું હતું. (૫૩)

આ રસાયનને બ્રાહ્મ રસાયન કહે છે જે પુરુષને દીર્ઘાયુની ઇચ્છા હોય તેણે તેનું સેવન કરવુ તેના સેવન કરવાથી દીર્ઘાયુ, યુવાવસ્થા તથા સપૂર્ણ અભીષ્ટ પ્રાપ્ત થાય છે ૫૪

इति ब्राह्म रसायन (અપૂર્ણ.)

## वैद्यक नोंध.

**શક્તિ વધે**—સાજીખાર, વડની જટાની મૂળનો ભૂકો અને સાકર સમભાગે મેળવી ૦॥ તોલો ખાય તો શક્તિ વધે છે ને ધાતુ પુષ્ટ થાય છે

**પથરી**—શરખખાના પાનનો રસ ૪ તોલા સાકર સાથે રોજ પાવો તેથી પથરી મટે છે ને પથરી ધીમે ધીમે પીગળી જાય છે

**જુલાબ**—રેવચીના શીરાને સરગવાના ૭ પટ આપવા પછી તેમાથી ૧ વાલ શીરો ખાંડ સાથે ફાકવો પછી જેટલા વાર ગરમ પાણી પીવે તેટલી વાર જુલાબ થાય

**હેડકી**—રેશમ બાળીને તેની ભસ્મ મધ સાથે ચાટવાથી મટે છે

**આંખની છારી**—ચીરામણીના પાનનો રસ અને પોડાનુ મુતર સમભાગે મેળવી અજન કરવાથી આંખની કીકી ઉપરનો પડદો કે છારી મટે છે

**ઉરસના મસા**—સહદેસરાનું મૂળીયુ કળીચુનામા ઉકાળીને પછી તે મૂળીયુ ઘી સાથે ઘસીને મસા ઉપર લગાડે તો મટે છે અથવા તેની પલીને પાણી સાથે ઘુટી લેપ કરી સકરા ઉપર મૂકે તો મસા ખીમ રાઇ જાય છે.

# प्रासंगीक नोंध.

પ્રિય બંધુ, ભાગ્યોદયમાં તમે આ વર્ષથી નવીન ફેરફાર જોયા છે અને હવે પછી વધુ ફેરફાર જોયા કરશો. અમે લવાજમ રૂ ૩—૦ કરવાના હતા પરંતુ તેનો જનસમાજ વધુ છુટથી લાભ લઇ શકે અને તેમાંના વિચારોનો વધુ ફેલાવો થાય તે ઉદ્દેશથી લવાજમ ન વધારતા રૂ ૨—૦ જ કાયમ રાખ્યુ છે આ લવાજમ તો તમે ભેટનું પુસ્તક ગૃહિણી રત્નમાળા જોશો ત્યારે જ જણાશે કે તેમાં જ વસુલ થઇ જાય છે.

આ બધુ ખર્ચ જો ગ્રાહકો વધે તો જ પાલવી શકે તેમ છે અમે આપને તેના એક બે ગ્રાહકો આ વર્ષે વધારી આપવા ભલામણ કરીએ છીએ અને આ પ્રમાણે દરેક ગ્રાહક જો મન ઉપર લે તો એકાદ બે ગ્રાહકોતો સ્હેજ વધારી શકે તો એકજ માસમાં હજારો ગ્રાહક વધી શકે તેમ છે આવા રૂ ૨ જેવા નજીવા લવાજમમાં દર માસે પાંચ ફોર્મ કે જેમા આડ પેજ ૪૦ પાન મેટર મળે તેમાં પણ ઘરનું પ્રેસ હોવાથી ૮ ફોર્મ જેટલું મેટર સમાવવામાં આવે છે તે અને ૧૫ ફોર્મ ઉપરાંત ભેટનું સ્ત્રી ઉપયોગી પુસ્તક મળે એ જોતા તમને લવાજમ ઓછું નથી લાગતું ? બાર મહીને ભેટ સાથે ૭૫ ઉપરાંત ફોર્મનું ઉપયોગી વાંચન રૂ ૨ માં મળે તે શુ તમને સસ્તું નથી જણાતું ? તમે લુગડાં લત્તામાં, ચ્હાપાનબીડીમાં, નાટકચેટકમાં કે બીજા એવા ઘણાં કામોમાં સેંકડો રૂપિયા ખર્ચો છો તો આતો શરીર, મન અને આત્માની ઉન્નતિ કરી મનુષ્યને સુખ અને આનંદના માર્ગે વાળનાર વિષયોને ચર્ચતા ભાગ્યોદયને માટે રૂ ૨—૦ ખર્ચવા એશુ મોટીવાત છે ? તમે તમારા મિત્રને તેના ગ્રાહક કરવા ભલામણ કરો તો તેથી શુ તેને લાભ નથી મળતો ?

તમને નવરાશ નહિ હોય, ગુજરાતી વાંચવાનો શોખ નહિ હોય. છતાં પણ જો ગ્રાહક રહેશો કે અમને ગ્રાહક થવા ભલામણ કરશો તો તેને આ માસીક કોઇપણ એક દિવસ વાંચવાનું મન થશે. તમે તેના ગ્રાહક રહી મગાવતા રહેશો તો ૫ રમાં સ્ત્રીઓ અને બાળકો વાંચશે તોપણ તેમનાં જીવન સુધરશે. શરીરના સુધારણાને માટે કે વખા ધામોને માટે હજારો રૂપીઆ ખર્ચવા ભારે ન પડે અને મનને ઉત્તમ રસ્તે વાળનાર સાહીત્યને માટે બે રૂપિયા ખર્ચવા ભારે પડે તેમ છે ?

તમે જેને ભાગ્યોદયના ગ્રાહક થવા ભલામણ કરશો તે સર્વનું તમે હિતજ કરો છો એમ માનજો કારણ કે તેથી તેનાં સ્ત્રી અને બાળકો સુધરી ઉચ્ચ ગામી થવાનાંજ

ભાગ્યોદયના ગ્રાહક વધારવાથી તમે અમને મદદ કરોછો તે ઉપરાંત જનસમૂહને પણ લાભ કર્ત્તા થાવ છો પોતાના મિત્રોની ખાતર લોકો સેંકડો રૂપિયા ખર્ચ કરે છે તો તમારી ખાતર તમારા મિત્રો શુ રૂ ૨—૦ ખર્ચી ભાગ્યોદયના ગ્રાહક નહિ થઇ શકે ? જરૂર થશે જ. છેવટે તમારા માનની ખાતર પણ થશે જ.

આશા છે કે આવા અસહ્ય મોંઘવારીના વખતમાં અમારા દરેક ગ્રાહકબંધુ અમને એક બે ગ્રાહકો વધારી આપી યોગ્ય મદદ કર્યા વગર રહેશે જ નહિ

ગયા વર્ષમાં અધુરી રહેલી વાર્તાઓ અને વિષયો તમામ આ વર્ષમાં પુર્ણ કરવામાં આવશે માટે ગ્રાહકોએ ધીરજ રાખવી, આવતા અંકથીજ તેની શરૂઆત થસે

વળી મે માસના અંકથી તેમાં સુપ્રસિદ્ધ વિદ્વાન નવલકથાકાર, શ્રીયુત નારાયણ વિશનજી ઠક્કુર કે જે ગુજરાતી જેવાં અગ્રગણ્ય ગણાતાં પત્રોમાં વાર્તાઓ લખી, તેનાં ભેટનાં પુસ્તકો લખી, તેમ જ અન્ય ઘણી ઉત્તમ રસમય નવલકથાઓ લખી આજે ગુજરાતમાં પ્રસિદ્ધિને પામ્યા છે અને જેમની વાર્તાને માટે જનસમૂહ ચાતકની માફક રાહ જુવે છે તેમની લખેલી 'મુગ્ધામીનાક્ષી અથવા પ્રતિહિંસાની યજ્ઞ ભુમિ ?' આ નામની ઉત્તમ વાર્તા શરૂ થશે. માટે નવીન ગ્રાહકોએ સત્વરનામ નખાવવા કે તેમને તેનો લાભ મળી શકે કારણ કે ગ્રાહકોની સંખ્યા પુરતીજ ભાગ્યોદયની તેમજ ભેટનાં પુસ્તકોની નકલો છપાવાય છે, અને તેની ગ્રાહક સંખ્યાનો દરોડો ચાલુજ છે જેથી પાછળથી થનાર ગ્રાહકો ને પાછળના અંકો તેમજ ભેટ મળી શકતા નથી જેથી આશા છે કે નવીન ગ્રાહકો પોતાના નામ સત્વર નોંધાવી દેશે

# वनस्पति-विज्ञान

( અનુસંધાન ગતાંકથી )

## अगथीयो-अगस्त्य

સંસ્કૃત નામ—अगस्त्य, वंगसेन, मुनिपुष्प, मुनिद्रुम, (अगस्ति, शीघ्रपुष्प, व्रणारि, दीर्घफलक, रक्तपुष्प, सुरप्रिय, शुकलपुष्प, व्रणापह, स्वरघ्वसी, पवित्र, मुनिप्रिय, मुनितरू, वगसेनक, कनली, शीघ्रपुष्पी, वक्रपुष्प, सुरप्रिय )

સાધારણ રીતે સંસ્કૃતનામ—अगस्त्य, હિંદીમા અગસ્તિયા, હથિયા, હદગા બંગાળીમા—વક, મરાઠીમાં—અગસ્તા, હદગા, ગુજરાતીમાં અગથિયો કર્ણાટકીમાં—અગસે ધમરનુ તૈલગુમાં અનીસે, અવિસિ, તામીલમા અગતિ, ઇંગ્રેજીમા લાર્જ ફ્લાવર્ડ એગેટી (Large flowered agati ) લૅટીનમાં—એગાટી ગ્રાંડી ફ્લોરા (Agatiglandiflora)

ગુણ—અગથીયો શીતલ, રૂક્ષ, વાતકારક, કડવો તથા પિત્ત, કફ અને ચોથીયા તાવ તથા પ્રતિસ્યાય નિવારક છે

તેનાં ફુલ—શીતલ, ચોથીઓ તાવ, રતાંધળાપણું દૂર કરનાર કડવાં, કષેલાં, પચવામા ચરપરા તથા પીનસરોગ, કફ, પિત્ત ને વાતનાશક છે.

તેનાં પાન—ચરપરાં, કડવાં, ભારે, મધુર કાંધક ગરમ, કૃમિ, કફ કંડુ, વિષ, અને રક્તપિત્તને મટાડનાર છે તેની કાચી શીગ ત્રીદોષ, શૂળ, કફ, પાંડુ, બરોળ, ગોળા એને મટાડે છે

તેનાં ફળ—સારક, બુદ્ધિદાયક, રૂચિકારક, હલકાં પચવામાં મધુર, કડવા, સ્મરણશક્તિ વર્ધક, તથા નિદોશ, શૂલ, કફ, પાંડુરોગ, વિષ, શોષ અને ગુલ્મનાશક છે

તેનું શાક રૂક્ષ અને પિત્તકારક છે તેનું લાકડું પોચુ ને હલકુ તથા ઝટ સળી જાય છે

અગથિયો ઘણી જગ્યાએ થાય છે. તેનાં ઝાડ ૧૦—૨૦ ફીટ ઉંચા સેતરા જેવા થાય છે તેના ઉપર નાગરવેલ ચઢી શકે છે તેનાં પાન ઉત્તમ ના થી ૧ ફુટ લાંબાં, ફુલ લાલ અને સફેદ કાતરદાર થાય છે તેનાં ફળ અત્યંત કોમળ જ્યારે અગસ્ત્યના તારાનો ઉદય થાય છે ત્યારે અગથીયાનાં ફુલ ખીલે છે અગથીયો રાતો તથા ધોળો બે જાતનો થાય છે તેનાં ફુલ તથા શીંગોનું કેટલાક શાક કરે છે તેની ૧ ડાંખળીમા ૨૦ થી ૩૦ પાન હોય છે પાન લીસાં, લંબગોળ, આંબલીના પાન જેવાં ને સાકડાં, ફીકાં લીલા રંગનાં હોય છે. શીંગ ૧ થી ૧॥ ફુટ લાંબી, ૦। ઇંચ પહોળી, ચોધારી, સાકડી અણીવાળી હોયછે માથાનો દુખાવો તેનાં ફુલનો રસ નાકમાં નાંખવાથી મટે છે તેમ નાકનું પાણી ઝરી શરદી મટે છે ને માથાનો દુખાવો ઓછો થાય છે.

ચોથીઆતાવમાં પાદડાંનુ નસ્ય આપવાથી ફાયદો થાય છે તથા સળેખમ મટે છે

રતાંધળાપણું—તેનાં ફુલોનુ શાક ખવરાવ્યાથી રતાંધળાપણું મટે છે

દાંતનુ દરદ—તેનો ગુંદર દાંતે દાબવાથી દાંતનું દરદ મટે છે, દાઢ દુખતી હોય તેમાં તે ગુંદર દાબવાથી મટે છે

પ્રમેહ—તેના ફુલ સાકર સાથે ખાવાથી મટે છે

ઝાંખ—તેના ફુલનો રસ મધ સાથે પીવે તો ઝાંખ મટે છે

ખસ ગુમડાં—પાનનો રસ નરીર ચોપડવાથી ખસ ને ગુમડા મટે છે,

સોજા ને સંધિવા—અગથીઆનું મૂળ પાણીમાં ઘસી સંધિવા ને સોજા ઉપર ચોપડવાથી મટે છે

( ૨ ) રાતા અગથીઆનાં મૂળ ને કાળા ધતુરાના મૂળ એને ગરમ પાણીમાં ઘસી શરીર લેપ કરવાથી સર્વ પ્રકારના સોજા ઝટ મટી જાય છે

ઓળી—અગથીઆની છાલનો ઉકાળો પાવાથી ઓળીનો તાવ કે અઠમડામાં ફાયદો કરે છે,

આદાશીશી—જે બાજુ માથુ દુખતું હોય તેની બીજી બાજુના નાકમાં અગથીઆના પાનનો અને ફુલોનો રસ પાડવો એટલે કફ પડી આદાશીશી મટે છે.

ચિત્તભ્રમવાયુ—અગથીઆના પાનના રસમાં ગોળ, સુંઠ અને પીંપર મેળવી તે સુંઘવાથી મટે છે

કફવિકાર—રાતા અગથીઆના મૂળનો ને છાલનો અગરસ કાઢી એક તોલાથી બે તોલા સુધી આપવાથી મટે છે નાના છોકરાંને ફક્ત પાનનો રસ પાંચ ટીપા મધ સાથે આપવો

વાતરોગ—રાતા અગથીઆના મૂળની છાલ ચાર ચણોઠી ભાર લઇ પાનના બીડામાં રોજ ખાવાથી વાતવિકાર કમી થાય છે

ગાંઠ—પેટમાં ગાંઠ થઇ હોય તો ધોળા અગથીઆની છાલ અરીઠાના પાણીમાં ઘસી પાવી પછી રોગ હલકો થયા પછી ચોખાના ધોવરામણમાં નાખી અર્ધો શેર આપવાથી મટે છે

અપસ્માર—અગથીઆના પાનનો રસ ગોમૂત્ર ને કાળાં મરીની ભૂકી નાંખી આપવાથી મટે છે

છોકરાંની શરદી—અગથીઆના પાનનો રસ ૨ ટીપાં કાઢી તેમાં થોડું મધ નાખી તે મિશ્રણ આંગળી વડે તે છોકરાના તાળવામાં ચોપડવાથી સર્વ કફ નીકળી પડે છે

## અગર—अगरु.

સંસ્કૃતનામ—अगरु, कृमिज, लोह, राजार्ह, वंशिक, लघु, लोहाख्य, जोंगक, कृष्ण, वर्णप्रसादन. ( कृमिज, अगरु, वंशक, पिच्छिल, भृंगज, पातक, अनार्यक, असारंज, असार, अग्निकाष्ठ, कृमिजग्ध काष्ठक, प्रवर, योगज. )

તેને ગુજરાતી, હિંદી, બંગાળી, મરાઠી, કર્ણાટક, તામિલ વિગેરે સર્વ ભાષાઓમાં અગર કહે છે, તેને અરબીમાં ઊદ, આધા રૂગી કહે છે તેલીંગીમાં—દરગુદચેટ્ટુ, ઇંગ્રેજીમાં ઇગિલવુડ (Eagle wood) લેટીનમાં—એકવીલેરિયા એગેલોકા, ( Aquilaria Agallocha) અરબી ભાષામાં—ઉદગરક, ફારસીમાં ઉદખેરવા કહે છે

ગુણ—સુગંધીકારક, તીખુ, સ્નીગ્ધ, રૂચિકર,

અગર, ગરમ, ચર્પરી, ત્વચાને હિત કરતા, તીક્ષ્ણ, પિત્તજનક, હલકી ને કર્ણરોગ, નેત્રરોગ, મટાડનાર શીત, વાત, કોઢનાશક અને કફનાશક છે અગરનું તેલ કૃષ્ણાગરના જેવું ગુણવાળું છે તેમાં कृष्णागुरु—( કાળુ અગર )—જેને સંસ્કૃતમાં कृष्णागरू, वसुक, मंगल्य, विश्वरूपक એ નામ છે

તે કડવુ, ગરમ, શીતલ, પીત્તનાશક ને ત્રિદોષનાશક છે. તેનું ચૂર્ણ પિત્તકારક છે ને કફ, વાયુનો નાશકરનાર છે

काष्टागरू—दाहागरु, मंगल्यागरू એ અગરની બીજી જાત છે.

તે સવમાં કાળુ અગર ઉત્તમ છે તે ભારે હોવાથી પાણીમાં ડુબી જાય છે અને દાંતે કાપતાં ચપટુ થઇ જાય તેવુ નરમ હોય છે તેને દળીને બાળવાથી સુગંધ આવે છે કાળા અગરના જેવી બીજી અગરમાં સુગંધી આવતી નથી

તેના ઝાડ આસામનો પહાડી જંગલોમાં, સીયામ ને સીંગાપુર, મલબાર પાસે, અને સમુદ્રમાં આવેલા ટાપુઓમાં થાય છે તેનો અનેક પ્રકારના તેલ અને અગરબત્તીમાં ઉપયોગ થાય છે. તેના ઝાડનો ગુંદર વાતરોગમાં ચોપડવાથી ઘણો ફાયદો થાય છે. તેનો ધુપ થાય છે

काष्टागरु—ગરમ, ચરપરૂ, લેપમાં રૂક્ષ અને કફનાશક છે,

दाहागरु—ને સંસ્કૃતમાં—દાહાગરૂ, દહનાગરૂ, દાહકગરૂ, વન્હિકાષ્ટ, ધુપાગરૂ, તૈલાગરૂ, પુર અને પુરમથન વલ્લભ કહે છે

તે ચરપરૂ, ગરમ, કેશવર્ધક, વર્ણને ઉજ્વલ કરનાર, કેશોના દોષને હરનાર અને ગાઢ સુગંધી દાયક છે

मंगल्यागरु—નાં સંસ્કૃત નામ—મંગલ્યા, મંગલ્યા, ગંધમંગલા કહે છે તે શીતલ સુગંધીકારક ને ભોગવાદી છે આ અગરની હાલ બાજારમાં બે જાત જોવામાં આવે છે. એક કાળા રંગનું જે કૃષ્ણાગરૂ કહેવાય છે ને બીજુ રદીંગ ભૂખરા રંગનું આવે છે તેના કકડા ખૂબ મોટા, તેલની ચીકાશવાળા ને વજનદાર હોય છે. સવા

ને અરમીના રોગમાં ઘસીને ચોપડવાથી મટે છે મૃગીવાયુ તેમ ફેફરાને પણ મટાડે છે.

'શરીરે અગન કે દાહ બળતી—એ કૃષ્ણાગરને ઘસીને લેપ કરવાથી મટે છે તેમજ તેની ભૂકી શરીરપર ચોપડવાથી મટે છે'

ત્વચારોગ—અગરનો લેપ કરવાથી મટે છે ધુપ—અગર, કપુર, કેશર, લોબાન, લોધર, સુગંધીવાળો, કાળોવાળો ને નાગરમોથ સરવેને બારીક વાટી ભૂકી કરવી તે ભૂકી શરીરે ચોપડવાથી સુવાસિત થાય છે તેમ ધુપ પણ ઉત્તમ થાય છે

---

## અંઘેડો-अपामार्ग

તેનાં સંસ્કૃતનામ—अपामार्ग, शोपरिफ, धामार्गघ, मयुरय, मत्यकपर्णी, क्षीशपर्णी, खरमंजरी आघःशल्य मर्कटि, शिखरि, दुर्गाहा, किणिहो કહે છે

હિંદીમાં—ચિરચિરા, લટજીરા, ઓંગા બંગાળીમાં—આપાંન્ગ, મરાઠીમાં—અઘાડા, ગુજરાતીમાં અઘેડો, કર્ણાટકીમાં—ઉત્તરણે, ચિચિરા તૈલંગીમાં—દુચ્ચીણિ કે, તામીલમાં—નયુરિચિ, ઈંગ્રેજીમાં—રફચેફ્રી (Rough-chaff-tree) લેટીનમાં એકિરેન્થસ એસ્પિરા (Achyranthes aspora) એકિરેન્થસ આલ્ટર નિફોલિયા (A Altersnifolia. ફારસીમાં—ખારવાસ ગોતા અને અરબીમાં અત્કમ કહે છે

ગુણ—તે ચરપરૂ, સારક, ગરમ, મૂત્રલ, કફઘ્ન, તીક્ષ્ણ, દીપન, કડવું, ચરપરૂ, પાચક, રૂચિકારક, વમન, કફ, લોહીવિકાર, મેદરોગ, વાતરોગ, હૃદરોગ, દમ, ખાંસી, શ્વાસ, આધ્માન, અરશ, શુળ, ઉદરરોગ, રક્તાતિસાર, અને અપચોને દુર કરનાર છે તેનો નાશ લેવાથી માથાના કીડા મટે છે, તે દાદર, ખસ ને ખુજલી મટાડનાર છે, તેનાં પાન ગોળ અને તાંદલજાની ભાજી જેવા થાય છે. પાનની વચમાં એક ભીગ થાય છે તેમાં સૂક્ષ્મ તે મૃદુ કાંટાવાળુ બીજ થાય છે તેને પીસીને પીવાથી હરસ મટે છે તેનો ક્ષાર નીકળે છે. તેના છોડ એથી ત્રણેક હાથ ઉંચા થાય છે ને ઘણી જગ્યાએ થાય છે, તેની રાતી ને ધોળી બે જાત થાય છે, ઘણી વખત તેનાં ઝાડવામાં થઇ જતાં તેનાં બી પગે ચોટી જાય છે તેના ફુલ ને ફળ, એક લાંબી ડાંખળીને વળગેલા હોય છે તેને કાંટા જેવી અણી હોય છે જેથી કપડાંને વળગે છે તેના ક્ષારથી મૂત્રનો રેચ થાય છે, તેનાં ખારમાં પોટાશ નામના ખારનો ઘણો ભાગ હોય છે તેનું સર્વાંગ દવામાં વપરાય છે

વીંછીનો ડંખ—તેના ફુલ ને મૂળ વાટીને વીંછીના ડંખ ઉપર ચોપડવાથી ઝેર ઉતરે છે

ફુલ—તેનાં મૂળને પાણીમાં ઘસી આંખમાં આંજવાથી ફુલ ઘસાય છે ને રતાંધળાંપણું મટે છે

હરસનું લોહી—તેનાં બી વાટીને ચોખાના ધોંવરામણમાં પીવાથી હરસનું લોહી બંધ થાય છે.

ખાંસી—તેનો ક્ષાર ખાંસી, દમ, કફ, શ્વાસરોગને મટાડી છાતીના કફને છુટા પાડે છે.

કાનનું દર્દ—તેના ક્ષારમાં સિદ્ધ કરેલ તેલનાં ટીપા કાનમાં નાંખવાથી શુળ તથા કાનમાં અવાજ થવો મટે છે.

મસા—તેનો ખાર હરતાલ સાથે મેળવી મસા ઉપર લગાડવાથી મસા ખરી પડે છે પણ બળતા થાય છે

કુતરાના વિષ ઉપર—અઘેડાનાં મૂળ ૧ તોલો મદ સાથે વાટી ચાટવાથી તેમજ કુંવરનું પાઠુ સીધવ સાથે મેળવી દંખ ઉપર બાંધવાથી હડકાયા કુતરાનું ઝેર મટે છે

માથાના રોગ—અઘેડાનાં બીની દુધમાં ખીર કરી ખાવાથી મટે છે

કફજ્વર—અઘેડાનાં પંચાગનો ઉકાળો ત્રણ માસ સુધી મદ સાથે પીવાથી મટે છે

ઉદરમ—અઘેડાનું ચૂર્ણ એક ટાંકને ભરી એક ટાંક વાટી મદ સાથે ચાટવાથી મટે છે

પેટનો દુખાવો—અઘેડાનાં ચારપાંચ પાંન ચાવીને રસ પીવો તેથી મટે છે.

મોરચી—અઘેડાનાં મૂળ પાણીમાં ઉકાળી પાવાથી ને બીનો કલ્ક કરી ચોખાના ધોવરામણમાં પાવાથી મટે છે

રક્તાર્શ—અઘેડાનાં બીયાં ચોખાના ધોવણમાં વાટી પીવાથી મટે છે

અપૂર્ણ.

# નોંધ

અમદાવાદમાં થયેલા તોફાનથી છાપખાનાં બંધ હતાં તેવા સંજોગોમાં ભાગ્યોદયનો આ અંક મોડો નીકળ્યો છે હવે પછી નિયમસર નીકળશે ભેટનુ પુસ્તક બૃહિણીરત્નમાળા પણ તેવા જ સંજોગોને લીધે છપાવામાં વિલંબ થયો છે દરેક ગ્રાહકને લવાજમ રૂ ૨-૨-૦ માટે ભેટનુ પુસ્તક વી-પી કરવાની શરૂઆત થઇ ચુકી છે માટે તેનો દરેક ગ્રાહકે સ્વિકાર કરવા કૃપા કરવી નવા ગ્રાહકો વધારી અમને તે મોકલવાની કૃપા કરશો

**રૉલેટબીલ** ના સરકારે પ્રજાકિય સભાસદોની સંમતિ ન હોવા છતા પણ, અને તેમણે સખ્ત વિરોધ જાહેર કરવા છતા પણ વધુ મતે રૉલેટબીલને પસાર કરી કાયદાનુ સ્વરૂપ આપ્યું છે તેથી હિંદુસ્થાનમા મહાત્મા ગાંધીની આગેવાની હેઠળ સત્યાગ્રહની સખ્ત હિલચાલ ચાલી રહી છે તા૦ ૬ ઠી એપ્રીલે શોકનાં સરઘસ ઠામે ઠામ નીકળ્યા હતાં દીલ્હીમા કેટલુંક નોકશાન થયું હતુ. મહાત્માગાંધીની સરકારે મના કરેલી હિંદસ્વરાજ્ય નામની બુક મુબાઇ, અમદાવાદ વિગેરે સ્થળે છુટથી વેચાઇ હતી અને એ રીતે સત્યાગ્રહની શરૂઆત, પ્રેસ ઍકટનો ભંગ કરીને કરવામાં આવી હતી. મહાત્મા ગાંધી દીલ્હીની અશાંતિ મટાડવા માટે સ્વામી શ્રદ્ધાનંદે તેમને બોલાવ્યાથી તેઓ મુબાઇથી દિલ્હી જવા ઉપડ્યા હતા રસ્તામાં તેમને ડીફેન્સ ઑફ ઇંડિયા ઍકટ પ્રમાણે પંજાબ સરકારે પોતાની હદમાં ન આવવાને મનાઇ હુકમ કાઢયો, દિલ્લીમાં ન પેસવાનો ત્યાંની સરકારે હુકમ કાઢયો, અને હિંદી સરકારે તેમને મુંબાઈમાજ રહેવાનો હુકમ કાઢયો. તેમણે તે હુકમનો અનાદર કર્યો જેથી તેમને રસ્તામાંજ પકડવામાં આવ્યા જેની ખબર તારદ્વારે સઘળે ફેલાઈ તેથી સ્થળે સ્થળે હડતાલો પડી, ભાષણો થયાં, તેમાં અમૃતસર, લાહોર અને અમદાવાદમાં તો તેમને પકડવાથી કેટલુક તોફાન થયુ ગોળીબાર થયા અમદાવાદમાં એકાન્ટ ઓફીસ, મામલતદાર કચેરી વીગેરે સરકારી મકાન બાળ્યાં, કેટલાંક માણસો માર્યા ગયા. જેથી લશ્કરી કાયદો લાગુ કર્યો અને મહાત્મા ગાંધીજીને ત્યાંથી ગાડીમાં બેસાડી પાછા મુબાઇ લાવી છોડી મુકયા તે ખબર ફેલાતા સઘળે શાંતિ સ્થપાઇ અમદાવાદમા ગાંધીજી પધાર્યા ત્યારે શાંતિ થઇ થેડ થેડ થતા ગોળીબાર અટકયા ને શાંતિ થતા લશ્કરી કાયદો બંધ કર્યો

આ બીલ પાસ થવાથી વડી ધારા સભામાંથી ઑ મી ઝીણા, ઑ મી. માલવીયા ઓ મી શુકલ અને ઓ મી મઝરૂલ હકે રાજીનામા આપ્યાં છે

**બીડી ન પીવાનો કાયદો** ૧૮ વર્ષની અંદરના છોકરાંને બીડી ન પીવાનો કાયદો થયો છે બીડીથી નુકશાન થાય છે માટે ૧૮ વર્ષથી નાનાં છોકરાં બીડી પીશે તો તેમને અને જે દુકાનદારો તેને બીડી વેચશે તેમને સજા કરવાનો કાયદો ના મુબાઈ સરકારે કર્યો છે

**ઇન્કમટેક્ષ કાયદો** આ સાલે રૂ ૧૦૦૦ ની પેદાશ ઉપરજે ઇન્કમટેક્ષ લેવાતો હતો તે ના સરકારે રદ કર્યો છે અને રૂ ૨૦૦૦ થી ઓછી પેદાશવાળા પાસેથી હવે ઇન્કમટેક્ષ લેવાશે નહિ અને રૂ ૨૦૦૦ ની ઉપરની પેદાશવાળા પાસે રૂપિયે પાંચ પાઇ લેખે ઇન્કમટેક્ષ લેવાશે

## रसायन सार संग्रह

લેખક—આર્યવૈદ્ય મયારામ સુંદરજી

### મહ્લમચર ભૈરવરસ

પારો, ગંધક, સોમલ, મોરથુથુ વછનાગ, કનકબીજ ને અફીણ એ સર્વે સરખે ભાગે લઇ બારીક વાટી તેને ગાંજાના રસની તથા નગોડના રસની, તુળસીના રસની, કીડામારીના રસની, કુંવાના રસની, કનક [ ધતુરા ] ના રસની ભાંગરાના રસની, આકડાના રસની, એમ એકે એકે જુદી જુદી ભાવના આપવી વળી તેની રતી રતીની ગોળીઓ કરવી પછી તેમાથી ૧ ગોળી તાવ આવતા અગાઉ એક પોરે દહીં શેર અર્ધામાં અને સાકર ને ઘી રૂપિઆ અઢી અઢી ભારમાં મેળવીને દેવી તે ઉપર તરત પથ્ય સાકર ચોખાને ઘી આથી ત્રણ દિવસમા તાવ જશે ટાઢીઆ તાવમાં ત્રણ વાર સુધી તેમ કરવુ આ ગોળી ઉના તાવમાં સવારમાં લેવરાવવી અને ટાઢીઆમાં સવારે તથા તે આવવા અગાઉ લેવરાવવી આ ગોળી એક સરખુ નિત્ય લેવાથી કમ, શ્વાસ, સર્વવાયુ, આધાશીશી, ચામડીના દર્દ, વિસુચી, મંદાગ્નિ, અજીરણ એ મટે છે બળ આવે છે. શીળસ દુર થાયછે લોહી સુધરે છે અર્શને ચર્મ રોગ મટેછે



પુસ્તક ૭ મુ ] મે સને ૧૯૧૯ [ અંક ૩ જો.

# प्रभु उद्याननां मानवपुष्पो ने तेमनां कर्त्तव्योनुं निदर्शन.

(પધારો જગત જુગારી, એ લય.)

પ્રભુ ઉદ્યાનના પુષ્પ ! સુગન્ધ સુગન્ધ પ્રસારો.  
તમ પરિમલમાં સર્વ શક્તિ છે, તેનો પ્રસારો પ્રવાહ,  
જેથી જાયે સહજમા શમી કંઇ,-જનના આંતરદાહ; સુગન્ધ૦

દોષ રૂપી દુર્ગંધી ટાળવી, એજ તમારૂં કામ,  
તમ પરિવેષ્ટિત જનમંડલના, હણીને દોષ તમામ, સુગન્ધ૦

તમે ઉગ્યા છો જગમા શાંતિ, તૃપ્તિ વધારવા કાજ,  
છાઇ દઈ માનવ હૃદયોને, આનંદેથી આજ, સુગન્ધ૦

અવનવું ચેતન ઝળકી ઉઠે કંઈ, એવો પ્રસારો સમીરે,[1]  
જેથી પ્રફુલ્લિત થાય સઉના મનમતિ અને શરીર, સુગન્ધ૦

વાતાવરણ રચો કઇ એવું જે હોય જ્ઞાન સમૃદ્ધ,  
જેમાં પ્રવેશતા જન સહજે, થઇ રહે તત્ત્વ-પ્રબુદ્ધ, સુગન્ધ૦

જે પરિસ્થિતિ ને જે મર્યાદા,-મા હો થયાં તમે સ્થિત,  
તેને અનુકૂલ સર્વ પ્રકારે, જગતનું કરજો હિત, સુગન્ધ૦

અન્યનું હિત કરતાં કરમાવું, કરમાવું નથી તેહ,  
પ્રભુનું કાર્ય કરીને એતો, પ્રભુમય થવું સદેહ, સુગન્ધ૦

શ્રી. ઉ૦

[1] વાયુ

# પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એ ઉભય માર્ગમાંથી પોતાના અધિકારાનુસાર માર્ગે વાળવા શ્રીઇષ્ટપ્રતિ સાધકની અભ્યર્થના.

( રાગ મહાડ. )

હુ દુર્બલને દોરનાર, મારે તારો છે આધાર,
મુજ દષ્ટિઆગળ વિસ્તરેલા, બે માર્ગો દેખાય,
તેમાંથી કેણુ માર્ગે જાવું, તે ન મને સમજાય, મારે૦
એક માર્ગમા જણાય મુજને, સુખ અને આનંદ,
બીજા માર્ગે કર્તવ્યકેરો, ભાર દિસે અત્યંત, મારે૦
એવા બે માર્ગોઆગળ હું, ઉભો શિથિલ થઈ નાથ !
આશભર્યો હૃદયે જોઉં વાટ હું, ગ્રહોશ તું મારો હાથ, મારે૦
પ્રવૃત્તિ ને નિવૃત્તિના, સન્મુખ માર્ગ જણાય,
મારે મન તો બેઉ સરખા છે, આવું જ્યાં તું લઇ જાય, મારે૦
નથી પ્રવૃત્તિથી હુ ડરતો, નિવૃત્તિનો ન ચહું ત્યાગ,
માત્ર મને તુ સૂચવી દે કે, જાવું મારે કેણુ માગ;[1] મારે૦
મારી યોગ્યતાને તુ વિચારી, એવે માર્ગે પ્રેર,
જે માર્ગેથી શીઘ્ર ગતિથી, મેળવું તારી મ્હેર, મારે૦

મો ક.

---

## તમે—બંધુ !—તમે.

( તેજ જીવે છે, તેજ જીવે છે એ લય. )

કોઈ એક કાજે જગત્ આજે, વાટ તો જોઇ રહ્યું,
આતુરતા ઉત્સુકતાથી, રાહ એ જોઈ રહ્યુ;
જે જગતણી ઉન્નતિ કરે, તે રાહ તેવાની જુએ,
જે ક્લેશકેરા આંસુડાંને, શાંતિ આપીને લ્હુએ
'કોણુ હશે એ ? કોણુ હશે એ ?' પૂછો અવિચાર્યે શું મને ?
બીજું ન કો પણ બંધુ મારા, એવા એક છો તમે—તમે.
કંઈ કાળથી આ જગત્ આતુરતાથી રાહ જુએ સદા,
આશ્વાસનાદિક દેઇને, તેની હરે જે આપદા,
સદ્ધર્મને જે પોષીને, સદ્બોધ સ્નેહે આપતો,
જે પ્રેરતો સમયાનુચિત હિતમાર્ગમા, ભય કાપતો,
'કોણુ હશે એ ? કોણુ હશે એ ?' પૂછો શું શંકા આણી મને,
બીજુ ન કો પણ બંધુ મારા, એવા એક છો તમે—તમે.
એક કાજ વાટ જુએ જગત્, જે કાર્ય સ્નેહભર્યું કરે,
દુખી થનો જાતે છતાએ, અન્યના દુખો હરે,
તો ઉઠોને કરીને ત્વરા, હે સકલ માનવ બંધુઓ !
રેલાવજો જ્યાં જે ઘટે, સુખસિંધુઓ ને બિંદુઓ;
'કોણુ હશે એ ? કોણુ હશે એ ?' હવે ન પૂછશો તમે મને,
બીજુ ન કો પણ બંધુ મારા, એવા એક છો તમે—તમે

મા ક.

---

1 માર્ગ રસ્તો.

ત્રિકોણસ્થ બિંદુ △ મૂળમંત્રનું બાહ્ય પ્રતીક અથવા બોધક ચિન્હ છે, અને તેવા ચિન્હને ઉપાસનાશાસ્ત્રમાં યંત્ર કહે છે, કેમકે તેમાં સાધકની સંસારવાસનાનું નિયંત્રણ થઈ અધ્યાત્મવાસના કેન્દ્રગામી થાય છે. મૂલાધારસ્થ ત્રિકમાં અંત પામતા પૃષ્ઠવંશમાં છેવટના બિંદુમાં મંત્રોદ્ભવ થયા પછી સ્વાધિષ્ઠાનપર્યંત તે શબ્દ બ્રહ્મનું જ્યોતિ પ્રસરે છે અને ત્યાર પછી–પ્રણવની કામકલા બદલાઈ વાગાત્મક સ્વરૂપ પ્રકટ થાય છે. કામકલામાં પ્રણવનું વાચ્યવાચકસ્વરૂપ વિસ્પષ્ટ હોતું નથી, માત્ર સાધકની ઈચ્છાશક્તિવડે તેને ઉન્મુખ કરવામાં આવે છે પરંતુ ઉન્મુખ થયેલો મંત્ર સ્વાધિષ્ઠાન ઉપર અંકુરિત થઈ વાગ્દેવતારૂપે પલ્લવિત થાય છે, અર્થાત્ પ્રણવના ધ્વનિનો સ્ફોટ થાય છે, અને જેમ એકાન્ત વનમાં ભૂમિઉપર શયન કરનાર પ્રવાસીને દૂરના ઘોડાના ખરીના ધ્વનિનાં અસ્તિત્વનો કાન સાથે અથડાઈ શબ્દનું ભાન થાય છે, અને ઇતરને થતું નથી, તેમ મણિપૂરચક્રમાં સુષુપ્ત કુંડલિનીના નિવાસસ્થાનમાં શબ્દવૃત્તિને નાંખનાર સાધકને સમગ્ર દેહમાં અનુરણન પામતા આ આદ્યમંત્રનો ધ્વનિ અનુભવમાં આવે છે, અને તે અનાહતચક્રપર્યંત વિસ્તરે છે. આ અનાહત ધ્વનિ વસ્તુત, મૂલમંત્રનું પશ્યંતીરૂપે પરિણમન છે

પ્રણવમંત્રનું પશ્યંતીરૂપે પરિણમન થતાં તે મૂલમંત્ર માતૃકાના વર્ણરૂપે પ્રકટ થાય છે અર્થાત્ બિંદુસાથેના ત્રિકોણમાં મૂલાધારમાં તેના ચતુર્દલમાં व श, ष, અને स–એ વર્ણધ્વનિ સ્ફુરે છે, અને તે તે અક્ષરો પ્રતીકરૂપે પશ્યંતીવાણીમાં જણાય છે, વળી સ્વાધિષ્ઠાન ચક્રમાં ब, भ, म, य, र, ल એ ૭ વર્ણના ધ્વનિઓ અને તેના અક્ષરારૂપ પ્રતીકોદય થાય છે. આ બે ચક્રના ચાર અને ૭ વર્ણોસાથે દશ અધિક વર્ણનો વિસ્તાર મણિપૂરના દશ દલમાં ड થી फ સુધીની માતૃકાઓમાં થાય છે, દશદલ અને મૂલાધાર અને સ્વાધિષ્ઠાનનાં સંપુટો મળી બાર કલાવાળા અનાહત ચક્રના બાર દલમાં क થી ठ સુધીની બાર માતૃકાઓ વાચ્યવાચકરૂપે અર્થાત્ ધ્વનિ અને વર્ણરૂપે પ્રકટ થાય છે. ત્યાંથી ઉપરિભાગમાં કંઠસ્થ વિશુદ્ધ ચક્રના ષોડશ દલમાં સોળ અકારાદિ સ્વરોની માતૃકાઓ વાચ્યવાચકરૂપે અભિવ્યક્ત થાય છે, અને તેમાં મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર અને અનાહત–એ ચાર ચક્રો માતૃકાસહિત, અને અનાહત ચક્રની ચક્રના ક્રમની બાર માતૃકાઓ મળી સોળ શક્તિઓ અકારાદિ સોળ સ્વરના પુરુષભાવસાથે સંયુક્ત થાય છે, અને ત્યાર પછી કંઠ દેશમાં માતૃકાઓ મધ્યમાનું રૂપ પકડે છે, અને મુખનાં ઓષ્ઠ, તાલુ આદિ વાણી સ્થાનોને ક્ષોભ આપી વૈખરી વાણીરૂપે અન્ય સમજે એવી રીતે ધ્વનિ પ્રકટ થાય છે. આ મૂલમંત્રનો વિસ્તારક્રમ અહિં સુધી આક્રમગામી થતો નથી, પણ મુખમાં આવ્યા પછી મૂર્ધાના નભોમાર્ગમાં પ્રવેશ થતાં આજ્ઞાચક્રના બે દલમાં ह–અને क्ष અથવા પ્રકારાન્તરે हक्ष એ રૂપે અભિવ્યક્ત થાય છે અને આ પ્રમાણે મૂલપ્રણવમંત્ર પચાસ માતૃકાના રૂપે મૂલાધારાદિ છ ચક્રમાં પૃષ્ઠદંડના વંશમાં થઈ સહસ્ર દલમાં ઊર્ધ્વગામી થાય છે અને ત્યાં અજપા ગાયત્રીરૂપે પ્રણવધ્વનિ **સોઽહમ્**–"તે પરમાત્મા હું છું"–આ ભાવનારેફારક દિવ્યનાદના અખંડ ગુંજનમાં स અને ह રૂપ વ્યંજનોનો લોપ થતાં ઓંકારરૂપે અણુઅણુમાં પ્રસરી રહે છે મંત્રનો આ દિવ્ય પરિણામ પ્રકટ થતાં વાચ્યવાચકભાવ લુપ્ત થાય છે, શિવશક્તિનો અખંડયોગ સિદ્ધ થાય છે, અને મંત્ર સિદ્ધ થયો ગણાય છે

પ્રણવમંત્રનો મૂલાધારમાં બીજરૂપે આવિર્ભાવ થવો, તેનો નાદરૂપે અનાહતમાં ક્રમશ પરિણામ થવો, તેનો પચાસ માતૃકારૂપે છ ચક્રોમાં શાખાપ્રશાખારૂપે વિસ્તાર થવો, અને અંતે નભોમાર્ગમાં થઈ સહસ્રદલ પદ્મમાં પુન સમરસભાવે અજપા ગાયત્રીના દિવ્ય નિનાદરૂપે અભિવ્યક્ત થઈને જીવનું વાસ્તવ શિવરૂપ થવું–આ મંત્રજપનું સૂક્ષ્મ રહસ્ય છે.

આ રહસ્યનો પ્રતીકદ્વારા અર્થાત્ સંકેતદ્વારા પ્રકાશ કરવા સારૂ યંત્રોની રચના હોય છે, અને તે બાહ્ય પૂજામાં ઉપયોગમાં આવે છે તેવા ઘણા યંત્રોપૈકી આપણે ત્રિકોણસ્થ બિંદુનું ઉદાહરણ આપ્યું છે, અને તેવા યંત્રોની પરાકાષ્ઠા શ્રીયંત્રમાં આવી રહેલી છે જેમાં સઘળાં અધિભૂત, અધિદૈવ, અને અધ્યાત્મ તત્ત્વોનાં પ્રતીકો, રેખા, ત્રિકોણ, ભૂપુર, બિંદુ વગેરે ચિન્હોથી જણાવવામાં આવે છે

આ યંત્રોનો બાહ્ય પૂજનવિધિ સવિસ્તર જે શાસ્ત્રમાં પ્રતિપાદન કર્યો છે તેને તંત્ર કહે છે, અને તેવાં ઘણાં તંત્રો શુભાગમ અને અશુભાગમરૂપે આલેખાયલાં છે

ઈશ્વરેચ્છા છે તો અન્ય પ્રસંગે આ તંત્રશાસ્ત્રના મુખ્ય પ્રમેયોનું વિવેચન કરીશું.

# सद्विचार लहरिओ.

(લેખક—શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન.)

(અનુસંધાન ગતાંકથી)

મનુષ્ય વ્યક્તિની ઉચ્ચ સ્થિતિ થવાને માટે, આનંદ અને શાંતિના અધિક સુંદર પ્રદેશમાં પ્રવેશવાને માટે, જ્યાં સર્વ કાંઇ શુભ છે એવા પોતાનાજ અભ્યંતર પ્રદેશમાં જવાને માટે તથા અનેક વિભૂતિસહ જ્યાં ઈશ્વર રહે છે તથા જ્યાં જીવઈશ્વરનો અભેદભાવ બની રહે છે ત્યા પ્રવેશવાને માટે નિરોધ અથવા સંયમ એક જ સમર્થ સાધન છે, એ પણ જાણવા છતા તેમા કેવી રીતે પ્રવેશવુ, એકાગ્રતા અથવા સંયમ શી રીતે સિદ્ધ કરવો, એ પ્રશ્ન, ઉપર કહી તેવા પ્રકારની સ્થિતિ પામવાની ઇચ્છાવાળા મનુષ્યને વાર વાર ઉઠયા જ કરે છે. અને એ એવો પ્રશ્ન છે કે જ્યાં સુધી તેનો યથાર્થ ઉત્તર નથી મળતો ત્યા સુધી મનુષ્યની કોઈ પ્રવૃત્તિ થઇ શકતી નથી પરંતુ આ પ્રશ્ન એવો છે કે જેનો એક જ ઉત્તર સર્વને અનુકૂલ જણાય એમ નથી. સંયમ સિદ્ધ કરવાને એક જ સાધન હોતુ નથી. અધિકારભેદે તેનાં પૃથક્ પૃથક્ સાધનો હોય છે. તેમ છતાં આ પ્રશ્નનુ ઉત્તર પ્રત્યેક મનુષ્ય જાણે છે કારણ કે એક પણ મનુષ્ય એવો નથી કે જે સંયમ ન કરી શકતો હોય. કેમકે કેવલ સંયમવિના મનુષ્યનું જીવન જ ટકતું નથી. કોઇ કોઇ ક્ષણોમા તથા કોઇ કોઈ વસ્તુ અને કોઈ કોઇ પ્રસંગોમા તેને સંયમ થતો જ હોય છે પછી તે જાણતો હોય કે ન જાણતો હોય. જે મનુષ્યને જે પ્રીતિનો વિષય વિચાર કે પ્રસંગ હોય, તથા તેની પ્રીતિની જે ક્ષણ હોય તેમાં તેનો અનાયાસપણે સંયમ થાય છે તેથી સંયમને માટે સરળ અને સર્વસામાન્ય સાધન એ છે કે જેમાં સંયમ કરવો હોય તેમા પ્રીતિ—અપૂર્વ પ્રીતિ—પ્રકટાવવી પ્રીતિ પ્રકટાવીને પછી શી રીતે કરવુ તેનુ સ્વરૂપ આગળ દર્શાવીશુ. મુમુક્ષુએ એ સ્મરણમાં રાખવું કે જેમાં સંયમ કરવાનો છે, તદ્વિષયક પ્રેમ અપૂર્વ પ્રમાણમા પ્રકટવો જોઇએ પ્રત્યેક કાલના મહાપુરુષો તથા પ્રકાશિત (Illumined) અંતઃકરણો અને ઈશ્વરાંશી તનુઓએ શોધી કહાડયું છે કે મનુષ્યના વિશ્વવ્યાપી જીવનમાં કોઈ પણ સ્થાને કંઈક શુભ વસ્તુ રહેલી છે, જેનું અન્વેષણ (શોધ) કરવાથી માનવ જીવનની સમગ્ર આશા તથા અભિલાષાઓ સિદ્ધ થઇ શકે એમ છે અને તે શુભ વસ્તુ મનુષ્યમાત્રનો અભ્યંતર પ્રદેશ છે એ પ્રદેશમાં વ્યાધિમાત્રને નિવારવાનું તથા આધિઉપાધિને ટાળવાનું બળ રહ્યું છે, તેમાં અપૂર્વ પ્રકારની જેના સ્વરૂપને જાણવા માટે કલ્પના પણ અસમર્થ છે એવી પરમ શાંતિ રહેલી છે, સદોદિત બન્યો રહેતો અદ્ભુત ખુમારી પ્રકટાવનાર આનંદ પણ ત્યાં છે, અને અનંત પ્રમાણમા પ્રસાદ, પ્રકાશ, જ્ઞાન તથા સામર્થ્ય ત્યાં ભરપૂર છે આત્માની આ મહા પવિત્ર ગુહામા પ્રવેશવાથી આપણી સર્વ પ્રાર્થનાની સિદ્ધિ થાય છે, આપણી ઉચ્ચ ઇચ્છાઓનો સ્વીકાર થાય છે કઇ કાળથી ધારણ કરેલી હૃદયની આશાઓ ફલિભૂત થાય છ, જેને માટે આત્મા આતુર હોય છે, તે સર્વ શાશ્વત જીવનમય પરમાત્માના આંતર પ્રદેશમાથી મળી આવે છે, અને એ માગ તે એકાગ્રતા અથવા સંયમનો માર્ગ છે

* * * *

પરમેશ્વરની ઇચ્છા તો એવી છે કે તમે સામ્રાજ્ય—સ્વરૂપસામ્રાજ્યને પ્રાપ્ત કરો તમને તે સામ્રાજ્ય અર્પવાને પણ તત્પર છે અને જેનો તેમનો પ્રતિ પ્રેમ છે, તેમને તે આપેલું પણ છે, પરંતુ જો આપણે તે મેળવવુ હોય તો આપણે તેમના પ્રતિ જવુ જોઇએ, તેમના પ્રતિ અભિમુખતા ધરવી જોઇએ. પરંતુ પ્રશ્ન જ એ છે કે

ઇશ્વરપ્રતિ શી રીતે જવુ આપણે તેમનાથી દૂર-વિમુખ-હોઇએ એમ લાગે છે આપણા પોતાના જીવનની અને ઇશ્વરના અનન્ત જીવનની વચ્ચે આડો કોઈ પર્વત કે સમુદ્ર હોય એમ લાગે છે, ત્યાં જો સમુદ્ર હોય તો તેના ઉપર પુલ બાંધવો તથા પર્વત હોય તો તેમાં સુરંગ કોઇને 'ટનલ' ખોદવી, એ આપણું કર્ત્તવ્ય છે, અને તે કાર્ય સયમ કરી શકે છે તેથી, સયમમાં કેવી રીતે પ્રવેશ કરવો એ કળાનુ જ્ઞાન પામવુ એ એક રહસ્યરૂપ છે અને એ જ્ઞાન આપણા નિત્યના જીવનમા તથા આધ્યાત્મિક જીવનને પ્રાપ્ત કરવામા બન્નેમાં અનિવાર્ય અગત્યનુ છે ઇશ્વર ભૂતમાત્રના હૃદય પ્રદેશમા રહેલો છે એમ મોઢેથી માત્ર બોલ્યા કરવુ એ કાંઇ જ ઉપયોગનુ નથી. તેમ નામાં અથવા જે આદિઅનાદિ વસ્તુ છે, તેનામા ભંડારરૂપે જે કંઇ રહેલું છે તે જ આપણુ મેળવવુ હોય તો આપણે જાતે જ ઇશ્વરપ્રતિ જવુ જોઇએ. એ કંઇ 'મારફતદ્વારા' કરાવવાનુ હોય નથી! ઇશ્વરમાંથી જ વસ્તુમાત્રની ઉત્પત્તિ છે, અને જે કોઇ ઇશ્વરના સાન્નિધ્યમા પ્રવેશ કરે છે તે સર્વ કાંઇ પ્રાપ્ત કર છે ઇશ્વરની સમીપમાં જવુ એટલે આત્માના પરમાત્મતત્વની ભૂમિકામાં તથા જ્યાં અનન્તતા પોતાના સામ્રાજ્યમાં પ્રવર્તાવી રહી છે, તેવા ગુપ્ત પ્રદેશમા પ્રવેશવુ, તેમ જ જ્યાં શ્રીમહેશ્વર દિવ્યસ્વરૂપે સિંહાસનારૂઢ હોય છે ત્યાં આવવુ એ છે

* * * *

શાંત થઇને અત્યત સુસ્થિરપણે ઇશ્વરસ્વરૂપની ભાવના કરવી, પોતાને ઇશ્વરરૂપ જાણવા અથવા સત્યમસિરૂપ બોધન અનુભવમાં ઉતારી ઘણુત્વનો આપણા પોતાનામા દૃઢપણ આરોપ કરવો-એ સયમનો સર્વોત્તમ માર્ગ છે આ સિવાયના બીજા માર્ગો અધિક પ્રમાણમાં જાણીતા છે અલબત્ત, આ માર્ગ કઠિન અને નિગ્રહવાળો સંકુચિત છે, પરતુ તે સીધો છે અને જ્યાં જવું છે ત્યાં જ તે લઈ જનાર છે પરતુ ઘણા થોડા મનુષ્યો આ માર્ગને સત્ય માર્ગરૂપે જાણે છે, અને તેમાંથી ઘણા જ થોડા એ માર્ગના પ્રવાસી થઇ રહે છે કેમકે કેટલાક તો આત્મતત્ત્વના સ્વરૂપનુ પૃથક્કરણ ચિંતન કર્યા વિના જ આત્મસાક્ષાત્કાર કરવાની આશાવાળા હોય છે, અને એ થવું જેમ અસંભવિત છે, તેમ આત્મતત્ત્વનુ આપણા પોતાનામાં બને તેટલા વધારેમાં વધારે અંશથી આરોપણ કરી તેના ગુણધર્મોસહિત એ વસ્તુનુ આપણામાં અવધારણ કરવુ એ વિશેષ સંભવિત હોય એ સ્પષ્ટ જ છે અમુક પદ્ધતિ અથવા રીતિએ યાતીન મનુષ્ય આત્માને પામવાની આશા રાખે છે, પરતુ એ રીતે કદાપિ આત્મા પમાતો નથી. જે કોઈ આત્માથી અનન્યભાવે ઉપાસના કરે છે તે જ વસ્તુમાક્ષાત્કાર કરે છે જે આત્મામય થાય છે તે જ આત્માના અપરોક્ષ અનુભવ કરે છે પરમાત્માના પ્રદેશમાં તેનો જ પ્રવેશ થાય છે, અને તે ત્યા પરમતત્ત્વમય જીવનરૂપ બની સંક્રાન્તિ પ્રાપ્ત કરે છે.

* * * * *

જે જે મનુષ્યો એમ માને છે કે મનવડે આત્માનું સ્મરણ કરવાથી, આત્મા આવા આવા ગુણધર્મ યુક્ત છે એટલો વિચાર માત્ર કરી મૂકવાથી એ અભ્યતરના અધ્યાત્મપ્રદેશમાં પ્રવેશી શકાય છે, આ પ્રકારે માનનાર અનેક મનુષ્યો છે, તેઓ આ ભ્રમ અથવા અંધકારમાં અટવાયા જ કરે છે, કારણ કે આત્માને પૃથક્ જાણીને તેના ગુણધર્મ વગેરેનુ ચિંતન કરવુ, અને પોતાને તો જીવમાં જ અળગા કરવો, એ જાતનુ ચિંતન આત્માસાથે આપણી અભેદ કરાવતું નથી. ઘણી વખતે, એ પ્રકારનુ માનવુ નિષ્ફળરૂપ પણ થઈ પડતું જણાય છે કેમકે તે આપણા જીવત અને આત્માના વચ્ચે ભેદના પડનો વિસ્તાર કર્યા કરે છે તેથી એ પ્રકારનું ચિંતન જ્યાંસુધી મનુષ્ય કર્યા કરે છે, ત્યાંસુધી તે દૂરને દૂર અથવા બાહ્ય પ્રદેશમાં રહ્યા કરે છે, અને તેથી તેને સ્થૂલ ઉપાધિથી પ્રકટતા દૃષ્ટાન્તો તેવા જ અનુભવ થાય છે આના પ્રમાણભૂત અનેક વિદ્વાન પાદરીઓ, શાસ્ત્રીઓ, વગેરે છે આત્માના સ્વરૂપનું તેઓ ઉત્તમ રીતે પ્રતિપાદન કરતા હોય છે, પણ તેમના અંતઃકરણને તેના યથાર્થ સ્પર્શ હોતો નથી, એ તેમના બાહ્ય પ્રવૃત્તિ તથા તેમના સગ્રહ અસની લોલુપતા દર્શાવી આપે છે નહિ તો આત્માના સ્વરૂપનુ ચિંતન શું તેમની એટલી લોલુપતા પણ ન ટાળી શકે! અને એમ જ જણાય છે કે આત્માના પદ

ઉપર વિરાજવાને માટે કોઇ બીજે માર્ગેથી ચઢવાની જરૂર છે, એવો શિખરે સ્થિતિ કરાવનાર માર્ગ એક જ છે, અને તે अनन्याश्रितचिंतामाम् (પરમાત્માનું અનન્યભાવે ચિંતન કરવું) શ્રીમાન્ શંકરાચાર્ય વદે છે કે वस्तुसिद्धिर्विचारेण આત્મસાક્ષાત્કાર વિચારવડે કરી શકાય છે, એ વિચાર શું આત્માથી પોતાને પૃથક્‌રૂપે માની આત્માના ગુણ ગાવાનો કે? નહિ જ એ વિચારમાં કઠિનતા શી છે? જે કઠિનતા છે તે આજ માર્ગમાં છે કે પોતે આત્મારૂપ જ છે એમ દ્રઢપણે અંગિકાર કરીને, તે આત્મામાં સંયમ કરવો તેજ પ્રમાણે આ સ્થૂલ નામરૂપાત્મક દશ્યનું જ નિરીક્ષણ કરવાથી અથવા મનવડે ઇતર કોઇ વસ્તુની કલ્પનાઓ કર્યા કરવાથી જે પ્રદેશમાં તમારે આવવું છે ત્યાં તમે આવી શકો એમ નથી આત્માનો એ પ્રદેશ છે, અને તે કોઈ બીજી રીતે જણાતો નથી. તેથી આત્માનું અનન્ય ભાવે ચિંતન કરો

* * * * ×

તમારામાંના કેટલાક આ વિચાર તથા આ સાધનને સર્વોત્તમરૂપે માને છે, ખરા અંતઃકરણથી તેનો સ્વીકાર કરે છે તેમ છતાં કહે છે કે અમારાથી એ અગમ્ય સરખા તત્ત્વનું સ્વરૂપ કલ્પી શકાતું નથી. કેવળ દશ્યને જ અવલંબી રહેલું અમારૂં અંતઃકરણ કંઇપણ સ્થૂલ આધારવિના તે તત્ત્વસાથે સહજ પણ સ્પર્શમાં આવતું નથી, તો તેનાએ શું કરવું? આ પ્રશ્ન આજે તમને જ થયો છે એમ નથી તેમ તમને જ આજે આવી મુશ્કેલી ઉભી થઇ છે, એમ પણ નથી. પૂર્વે અનેક મનુષ્યોને—આ પ્રમાણનો યત્ન કરનારા સર્વને પ્રકટી છે, તથા મનુષ્યહૃદયના સ્વભાવના જ્ઞાતા સર્વજ્ઞ પુરુષોને પણ આ વિચાર પ્રથમથી જ સ્ફુર્યો છે અને તેથી તેમણે તેનું નિરાકરણ પણ કર્યું જ છે. માટે તમારે નિરાશ થવાનું કાંઈ જ કારણ નથી. પરમાત્મા કોઇ આશ્ચર્યકારક વ્યતિકરરૂપે કે કોઈ ચમત્કારિક ચિન્હરૂપે અભિવ્યક્તિ પામતા નથી. પરંતુ તેમને પ્રકટવાનું સ્થાન ઉચ્ચ અને રમણીય જીવન છે. અને તેવું જીવન મહાપુરુષોનું હોય છે. મહાપુરુષમાં એ આત્મતત્ત્વનો પ્રકાશ એટલા સ્થૂલરૂપમાં પ્રકટયો હોય છે કે સહજ બુદ્ધિમાન્ સુભાગી મનુષ્ય તેને મર્મ અંશે નહિ તોપણ વધારે પ્રમાણમાં જોઇ જાણી શકે છે. મનુષ્યમાં આત્માનું દૈવી સામર્થ્ય ઝળકી ઉઠે છે એ પ્રકારના પુરાવારૂપ ઈશ્વરાંશી અવતારો તથા મહાપુરુષો છે અને વાસ્તવજીવન જે કંઇ અમર્યાદ સામર્થ્ય વગેરે આપે છે તે જો આપણે આપણામાંથી પ્રકટાવવું હોય તો આ પ્રકારની ઉચ્ચ ભૂમિકામાં અખંડ રહેવાની અગત્ય છે, એમ તેઓ પુનઃ પુનઃ આગ્રહપૂર્વક કહેતા આવ્યા છે જીવનના તેવા પ્રદેશમાં પ્રવેશવું એજ સંયમમાં પ્રવેશવું છે, અને એજ શ્રદ્ધાળુઓની વાસ્તવ પ્રાર્થના છે અને એ પ્રાર્થના ઇશ્વરનું સ્વરૂપ દર્શાવે છે. એટલું જ નહિ, પરંતુ ઈશ્વરની સાથે અખંડ ઐક્યનો અનુભવ કરાવે છે સંયમ રૂપે થતી પ્રાર્થના ઈશ્વર શ્રવણ કરે છે, અને તેનો ઈશ્વરવડે સ્વીકાર પણ થાય છે મનુષ્યને મુક્તત્વ, શાંતિ, હિત તથા પૂર્ણતા આપનાર જે કંઇ સત્યરૂપ વસ્તુ તે સંયમવડે પ્રત્યક્ષ કરી શકાય છે તેથી તે પ્રાપ્ત કરવાને માટે સમર્થ સદ્ગુરુ રૂપ મહાપુરુષનું શરણ ગ્રહણ કરવું એ પ્રાણિ માત્રને માટે અત્યંત હિતકર માર્ગ છે

અપૂર્ણ




[ અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૬ થી ]

( લેખક—પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા )

જે એ વિવેકાદિ સાધનો પ્રાપ્ત કરી પોતાના શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાળુ સદ્ગુરુની પ્રસેવાથી તેમનું શુદ્ધભાવથી વિધિપૂર્વક અનન્યશરણ ગ્રહણ કરી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના સ્વરૂપનો ઉપદેશ પરમાદરપૂર્વક એકાગ્રતાથી સાંભળે છે તેઓના શ્રવણને લગતા સર્વ સંશયો દૂર થાય છે પછી તે પવિત્ર ને એકાંત સ્થાનમાં બેસી તેમના ઉપદેશનું દૃઢીકરણ કરવા માટે પરમાત્માથી ભેદના મિથ્યાપણાનો નિશ્ચય કરાવનારી ને અભેદના સત્યપણાનો નિશ્ચય દૃઢ કરાવનારી યુક્તિઓથી વિચાર કરવારૂપ મનન કરે છે એવા મનનથી તે મનન કરનારના મનના પ્રમેયગત સર્વ સંશયો દૂર થઈ જાય છે અર્થાત્ જગતના સ્વરૂપમાં, જીવના સ્વરૂપમાં, આત્માના સ્વરૂપમાં, ઈશ્વરના સ્વરૂપમાં, બ્રહ્મના સ્વરૂપમાં, મોક્ષના સ્વરૂપમાં, ને મોક્ષના સાધનોના સ્વરૂપમાં તેના મનમાં લગારે સંશય રહેતો નથી જગત્, જીવ ને ઈશ્વર વસ્તુતાએ બ્રહ્મસ્વરૂપજ છે, ને સર્વ શાસ્ત્રો સાક્ષાત્ કે પરંપરાવડે તે એકજ અદ્વિતીય બ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરે છે, એમ તેને સ્પષ્ટ સમજાય છે અર્થાત્ એકજ અદ્વિતીય બ્રહ્મ સત્ય છે, ને અન્ય સર્વ પ્રાણિ પદાર્થો તેમાં કલ્પિત છે, એમ સમજ્યા પછી તે અધિકારી મનુષ્ય પવિત્ર ને એકાંત સ્થાનમાં એક, અદ્વિતીય સદ્ઘન, ચિદ્ઘન, આનંદઘન, વ્યાપક, નિષ્કલ, નિર્ભય, ને પરમ પવિત્ર નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન વા તેના સ્વરૂપનો વિચાર જ્યાં સુધી બ્રહ્મસ્વરૂપનો દૃઢ સાક્ષાત્કાર થાય ત્યાં સુધી આદરપૂર્વક સતત કરે છે આવા ધ્યાનનો વા વિચારનો પરિપાક થતાં જો તે પુરુષના અંતઃકરણમાં ભૂત, વર્તમાન કે ભાવિ પ્રતિબંધ વિદ્યમાન ન હોય તો તેને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થઈ તે પુરુષ સર્વ પ્રકારના કર્તવ્યના અવધિને પામી કૃતાર્થ થાય છે, પછી તેને લૌકિક કે શાસ્ત્રીય કોઈ પણ કર્તવ્ય કર્તવ્યરૂપે અવશેષ રહેતું નથી.

પૂર્વે પૂર્ણાનુરાગથી ભોગવેલા કોઈ એક કે અનેક વિષયના મનુષ્યના અંતઃકરણમાં પડેલા મોટા રાગના સંસ્કારો જો બ્રહ્મધ્યાનરૂપ વા બ્રહ્મવિચાર રૂપ નિદિધ્યાસનના સમયમાં તે તે વિષયને આકારે અંતઃકરણની વૃત્તિ ઉપજાવી બ્રહ્માકારવૃત્તિ ન થવા દેવારૂપ વિઘ્ન કરે તે ભૂતપ્રતિબંધ કહેવાય છે ભૂતકાળના તીવ્ર રાગવડે, દ્વેષવડે વા ભયવડે જ્યારે વર્તમાનમાં અંતઃકરણની વૃત્તિ તે રાગાદિના વિષયને આકારે થાય ત્યારે તે વિષયે રોકેલા ચેતનને આકારે પોતાના અંતઃકરણની વૃત્તિને કરવાનો દૃઢ પ્રયત્ન મુમુક્ષુએ કરવો જોઈએ ધૈર્ય, સાવધાનતા ને આદર રાખી આવો પ્રયત્ન કેટલોક સમય કરવાથી એ ભૂતપ્રતિબંધ દૂર થાય છે, બુદ્ધિનું મંદપણું, વિષયાસક્તિ કુતર્ક ને વિપર્યયમાં ( દેહાદિના આત્મપણામાં ને જગતના સત્યપણામાં ) દુરાગ્રહ એ ચાર વર્તમાન પ્રતિબંધ કહેવાય છે. જો બુદ્ધિનું મંદપણું હોય તો પોતાના સદ્ગુરુએ ઉપદેશ કરેલા બ્રહ્મસ્વરૂપનું તે બુદ્ધિ સમ્યક્ ધારણ કરી શકતી નથી, તેથી તેને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. જેની બુદ્ધિ મંદ હોય તે મુમુક્ષુએ તે પ્રતિબંધ દૂર કરવામાં આદરપૂર્વક વારંવાર પોતાના સદ્ગુરુનો તથા અન્ય તત્ત્વજ્ઞ મહાપુરુષોનો ઉપદેશ સાંભળવો જોઈએ આમ કરવાથી તેની બુદ્ધિની મંદતા દૂર થઈ તે મુમુક્ષુ બ્રહ્મસ્વરૂપ જાણવા સમર્થ થાય છે, જેને વિષયાસક્તિ નામનો પ્રતિબંધ બ્રહ્મસાક્ષાત્કાર ન થવા દેતો

પ્રાપ્ત તેણે શમ, દમ, વૈરાગ્ય એ સાધનોનુ સારી રીતે અનુષ્ઠાન કરવું જોઈએ. એ સાધનોના દૃઢ અનુષ્ઠાનથી તેના અંતઃકરણમાં રહેલી વિષયાસક્તિ દૂર થઇ તે બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે જેના અંતઃકરણમાં કુતર્કનામનો પ્રતિબંધ વિદ્યમાન હોય તેણે પોતાના સદ્ગુરુના ઉપદેશનું ને બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયનું એકાંતમાં એવી માર્ગ રીતે ચિંતન કરવું જોઈએ આવા શુભ પ્રયત્નથી તેના અંતઃકરણમાં રહેલા સર્વ કુતર્કોનું શમન થઇ તે મુમુક્ષુનું અંતઃકરણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થશે, વિપર્યયમાં–વિપરીત નિશ્ચયમાં–દુરાગ્રહ એ નામનો દોષ જેના અંતઃકરણને મલિન ને ચચલ રાખતો હોય તેણે બ્રહ્મધ્યાનમાં વા બ્રહ્મવિચારમાં વધારે પ્રયત્ન કરવો જોઈએ એવા શુભ પ્રયત્નથી તેનો તે દોષ દૂર થઈ તેનું અંતઃકરણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થશે પૂર્વજન્મના વા વર્તમાનજન્મના કોઇ પ્રબલ શુભાશુભ કર્મથી મનુષ્યને એક કે અનેક જન્મ આપનારૂં તીવ્ર પ્રારબ્ધ બંધાયું હોય તે ભ્રાન્તિપ્રતિબંધ કહેવાય છે આ પ્રતિબંધ પણ મનુષ્યના અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કાર થવા દેતો નથી આ ભાવિપ્રતિબંધ મનુષ્યને ગમે તેવા સમર્થ સદ્ગુરુ મળ્યા હોય ને તે અધિકારી પુરૂષ શ્રવણાદિમાં ગમે તેટલો પ્રયત્ન કરતો હોય તોપણ જ્યાંસુધી તે મનુષ્યનો તે ભાવિપ્રતિબંધ દૂર થાય નહિ ત્યાં સુધી તેને બ્રહ્મસાક્ષાત્કાર થઇ શકતો નથી. જ્યારે તે ભાવિપ્રતિબંધ દૂર થાય છે ત્યારે તેને કોઇ પણ પ્રકારના પ્રયત્નવિના અનાયાસે બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે

બ્રહ્મતત્વના સાક્ષાત્કારવડે જેમના પૂર્વે આત્મામાં જણાતા ત્રિવિધતાપના અનુભવરૂપ બંધની નિવૃત્તિ થઈ છે, ને તેમના પવિત્ર ને શાંત અંતઃકરણમાં બ્રહ્માનુભવરૂપ વૃત્તિનો ઉદય થયો છે, એવા મહાપુરુષ પોતાના સુભાગ્યની પરાકાષ્ઠાને પ્રાપ્ત થયેલા મનાય છે એવા સુભાગી પુરુષોનો મહિમા અપાર છે એમ મોક્ષના ઉપાયોનુ વર્ણન કરનારાં શાસ્ત્રો કહે છે —

" स्नातं तेन समस्ततीर्थसलिले
सर्वापि दत्तावनिर्,
यज्ञाना च सहस्रमिदमखिला
देवाश्च संपूजिताः ।
संसाराच्च समुद्धृताः स्वपितरः
त्रैलोक्यपूज्योऽप्ययमौ,
यस्य ब्रह्मविचारणे क्षणमपि
स्थैर्यं मनः प्राप्नुयात् ॥ "

" कुलं पवित्रं जननी कृतार्था,
विश्वंभरा पुण्यवती च तेन ।
अपार संवित्सुखसागरेऽस्मिन्,
लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥ "

ભાવાર્થ—" જે મહાપુરુષનું પવિત્ર ને શાંત મન બ્રહ્મવિચારમાં એક ક્ષણ પણ સ્થિરતાને પામે તે મહાપુરુષે પવિત્ર ભારતવર્ષના સમગ્ર તીર્થોનાં જલોમાં સ્નાન કર્યું, સમગ્ર પૃથ્વીનું સુપાત્રે દાન કર્યું, હજારો યજ્ઞોવડે પરમાત્માનુ પૂજન કર્યું, સમગ્ર દેવોનુ પૂજન કર્યું, અને પોતાના પિતૃઓનો સંસારથી સારી રીતે ઉદ્ધાર કર્યો. વળી આ મહાપુરુષ ત્રણે લોકમાં પૂજવા યોગ્ય છે. "

" જે મહાપુરુષનુ અંતઃકરણ અપાર જ્ઞાનના અને આનંદના સાગરરૂપ આ પરબ્રહ્મમાં લીન થયું હોય તે મહાપુરુષનું કુલ પવિત્ર થયું, તેમની માતુશ્રી કૃતાર્થ થયાં, ને તેમના પરિશ્રમવડે પૃથ્વી પવિત્ર થઈ"

જેઓ વિવેકાદિ ને શ્રવણાદિ સાધનોના પરિપાકને અભાવે ઉપર જણાવેલો સદ્યોમોક્ષ મેળવવા સુભાગી ન થયા તેમણે અહંગ્રહોપાસનાવડે ક્રમમોક્ષ મેળવવાના સુભાગી થવુ જોઇએ એ ક્રમમોક્ષના ચાર પ્રકાર શાસ્ત્રમાં કહ્યા છે, સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય ને સાયુજ્ય બ્રહ્મલોકમાં સ્થિતિ કરવી તે સાલોક્ય, બ્રહ્મલોકમાં શ્રી બ્રહ્માની સમીપે પાર્ષદરૂપે સ્થિતિ કરવી તે સામીપ્ય, શ્રીબ્રહ્માના જેવા રૂપને પામવુ–ઉત્તમ પ્રકારના પાર્ષદ થવુ–તે સારૂપ્ય, ને શ્રી બ્રહ્માના જેવા, સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ ને સંહારથી ભિન્ન, ઉત્તમ પ્રકારના ઐશ્વર્યને પ્રાપ્ત થવું તે સાયુજ્યમોક્ષ કહેવાય છે એ બ્રહ્મલોકને સત્યલોક, વૈકુંઠ, ગોલોક, શ્વેતદ્વીપ, કૈલાસ, મહાગણપતિનો લોક, મહાદેવીનો લોક, સૂર્યલોક, સાકેતલોક, અક્ષરધામ, એક્ષીરસુધામ, સિદ્ધશિલા, હેવન ને બહેસ્ત એવાં નામો પણ ભાવનાભેદે અપાયેલાં સાંભળવાવાંચવામાં આવે છે

સાલોક્યમોક્ષ પામેલાના કરતાં સામીપ્યમોક્ષ પામેલાનો આનંદવૈભવ વધારે શ્રેષ્ઠ હોય છે, સામી-

પ્યમોક્ષ પામેલાના કરતાં સારૂપ્યમોક્ષ પામેલાનો બ્રાહ્મવૈભવ વધારે શ્રેષ્ઠ હોય છે, અને સારૂપ્યમોક્ષ પામેલાના કરતાં સાયુજ્યમોક્ષ પામેલાનો બ્રાહ્મ વૈભવ વધારે ઉત્તમ હોય છે. એ સર્વે ઉપાસકો પ્રલયકાળે જ્યારે તે લોકના અધિષ્ઠાતાને વિદેહ-કૈવલ્ય પ્રાપ્ત થાય છે ત્યારે વિદેહકૈવલ્યને પ્રાપ્ત થાય છે પોતાના ધ્યેયરૂપ સગુણબ્રહ્મની સાથે પોતાનો અભેદ નક્કી કરીને જે શાસ્ત્રોક્ત ઉપાસના કરવામાં આવે છે તે અહંગ્રહોપાસના કહેવાય છે આ અહંગ્રહોપાસના પોતાના સદ્‌ગુરૂ અને સત્ શાસ્ત્રે કહેલી રીતે કાંઇ પણ સંશયવિપર્યયવિના દૃઢ નિશ્ચયથી કરવામાં આવે તોજ તે પોતાનું યથાર્થ ફળ પ્રકટાવે છે. આવો મોક્ષ પામેલા તે લોકનાં સર્વોત્કૃષ્ટ સુખ ઇચ્છા પ્રમાણે ભોગવે છે અને તેમની પૂર્વે કરેલી ઉપાસનાના પરિપાકથી ને તે લોકના મહિમાથી ભોગેચ્છારૂપ પ્રતિબંધની નિવૃત્તિ થતાં તેમને પોતાના અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું દૃઢજ્ઞાન થયેલું હોવાથી તેમને તે શરીર વડે વિદેહમુક્તિનો લાભ થાય છે તે બ્રહ્મલોકમાં આધ્યાત્મિક, આધિદૈવિક ને આધિભૌતિક દુઃખનું ભય નથી ત્યાં વસનારાઓને મરણનો ત્રાસ નથી, . . . સર્વને ઇચ્છાનુસાર સર્વ પવિત્ર ને રમણીય ભોગોની અનાયાસે પ્રાપ્તિ થાય છે, ને તેમના મનની અખંડ પ્રસન્નતા બની રહે છે ઉપાસનાના પરિપાકના ન્યૂનાધિકપણાપ્રમાણે તેમના ભોગોમાં કાંઇક ન્યૂનાધિકપણું હોય છે

જેઓ અહંગ્રહોપાસના કરીને બ્રહ્મલોકમાં ગયેલાં હોય છે તેઓની આ લોકમાં પુનરાવૃત્તિ થતી નથી, પણ શ્રી બ્રહ્માની સાથે તેમને વિદેહ કૈવલ્ય થાય છે એમ વેદાંતદર્શનના ચોથા અધ્યાયના ત્રીજા પાદના "कार्यात्यये तदध्यक्षेण सहातः परमभिधानात्" (અહંગ્રહોપાસકો બ્રહ્મલોકના પ્રલયમાં તેના અધ્યક્ષની સાથે બ્રહ્મ લોકથી પરમપદને પામે છે એમ અનાવૃત્તિના કથનથી સ્વીકારવા યોગ્ય છે) એ દશમા સૂત્રમાં કહ્યું છે અહંગ્રહોપાસનાવડે દેવયાન માર્ગદ્વારા બ્રહ્મલોકમાં ગયેલાની આ લોકમાં પુનરાવૃત્તિ થતી નથી એમ "तेषां न पुनरावृत्तिः" (તેઓની પુનરાવૃત્તિ થતી નથી) તથા "ब्रह्मलोकमभिसंपद्यते न च पुनरावर्तते" (બ્રહ્મલોકને પામે છે, ને પુનરાવૃત્તિને પામતા નથી,) ઇત્યાદિ શ્રુતિઓમાં અને "ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रति संचरे। परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम्॥" (જ્યારે મહાપ્રલય પ્રાપ્ત થાય છે ત્યારે શ્રીહિરણ્યગર્ભના અંતમાં સર્વે બ્રહ્મલોકનિવાસીઓ યથાર્થ જ્ઞાનને પામીને બ્રહ્માની સાથે પરમપદને પ્રાપ્ત થાય છે,) ઇત્યાદિ સ્મૃતિઓમાં સ્પષ્ટપણે કહ્યું છે "आ ब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन" (હે અર્જુન! બ્રહ્મલોકસુધીના લોકો પુનરાવૃત્તિવાળા છે) એ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના વચનમાં જે બ્રહ્મલોકમાં ગયેલાની પુનરાવૃત્તિ કહી છે તે અહંગ્રહોપાસનાથી ભિન્ન પંચાગ્નિવિદ્યાની ઉપાસનાવડે, અશ્વમેધ યજ્ઞવડે, સત્ય ભાષણવડે ને નૈષ્ઠિક બ્રહ્મચર્યના પરિપાલનવડે જેઓ બ્રહ્મલોકમાં માત્ર ભોગાનુભવ કરવા જ ગયેલા હોય છે તેમને માટે છે તેના પુરુષો પણ તે કલ્પમાં પુનરાવૃત્તિ પામતા નથી, પણ બ્રહ્માના બીજા દિવસ રૂપ બીજા કલ્પમાં પુનરાવૃત્તિ પામે છે. સગુણબ્રહ્મના લોકની પ્રાપ્તિ કરી ત્યાંના સર્વોત્તમ ભોગોના અનુભવવડે દરેકની વાસનાઓનો અત્યંત વિનાશ કરી પરિણામે વિદેહકૈવલ્ય પ્રાપ્ત કરાવે તોપણ પ્રભુનો નાનોસૂનો ભાગ્યોદય નજ મનાય (અપૂર્ણ)

# बॅंकमानुं वाळक.

(અનુસધાન મતાકથી.)

(લે. શ્રીયુત છગનલાલ હરિલાલ પંડ્યા. બી એ.)

"જેટલા મહીનાનું આ છે?" ભવાં ચઢાવીને શેઠે પાસે આવી બાળકના સામું જોતા જોતા બોલ્યા એમનો અવાજ તો એવો કર્કશ હતો કે એ બાઈ બિચારી થરથરી ગઇ ને બાળક પણ વધારે રોશે ભરાશે એમ એને ડર લાગ્યો; પણ શેઠને જવાબ તો દેવો જ જોઇએ તેથી બ્હીતે બ્હીતે તેણે કહ્યું કે–

"સાહેબ એ છે તો પાંચ મહીનાનું પણ આપ જોશો કે ખાવેન પીવેત હોવાથી દશ મહીનાનું હોય એવું દેખાય છે ને એનાં કપડાં પણ કેવાં મઝાના છે! એની મા બિચારી એના બાપની શોધમાં કઇંક ગઇ છે એ કોણ હશે તેની તો હજી મને કંઈ ઝાઝી ખબર નથી. નાટકમાં કામે જતા હોય એમ મને લાગે છે મ્હારૂં ઘર પૂછતાં આવ્યાં ને મ્હારે ત્યાં એ ઓરડા ખાલી હતા તેથી ભાડાની લાલચે મ્હેં એમને રહેવા દીધાં છે વરવહુ મને તો બહુ ભલા જણાય છે"

"હવે ત્હારે એને છાનું રાખવું નહિ તો અહીંથી દૂર લઇ જવું. મ્હારા કામમાં ઘડી ઘડી અડચણ થાય તે મને પસંદ નથી. એ રૂવે છે કેમ? ભૂખ્યું તો નથી થયું?"–શેઠે વળી ચીઢાઇને ખુલાસો પૂછ્યો.

બાઇએ બિચારીએ પટાવી પટાવીને તેને દૂધની શીશી મ્હોંમાં લેવાને ઘણુંએ ફોસલાવ્યું પણ બાળક તો માન્યું જ નહિ, એને કોણ જાણે શું એ જોઇતું હશે તે એનું નાજુકડું ગોળમટોળ ને ગોરૂં ગોરૂં મ્હો ગુસ્સામાં લાલચોળ થઇ ગયું હતું, ને આંખોમાંથી આંસુ ટપકતાં હતાં, ને તેની સાથે તેના કોમળ ન્હાના હાથની મુઠીઓ જોરથી વાળીને, પગ અફાળી અફાળીને એ ચીસો પણ એટલી પાડતું હતું કે આખું મકાન ગાજી જાય તેના આક્રોશથી તે એમ જણાવતું હતું કે સર તાપીદાસને જો ગુસ્સો ચઢ્યો હોય તો તે બાળા રાજાને પોતાને કંઈ ઓછો ચઢ્યો ન હતો

"અહા! શો એનો મિજાજ છે!"–શેઠ તેના સામું જોતા જોતા બોલ્યા. "એવા હલકા લોકનાં છોકરાંને આવીજ કુટેવ હોય છે તને કંઈ સઝતું નથી? એને ટાઢ તો નહિ લાગતી હોય? પવન જોરથી વાય છે એમ હોય તો એને મ્હારી ઑફિસમાં લઇ આવ."

"આપની ઑફિસમાં!" હબકી જઇને તે બાપડી જાણે સ્તબ્ધ બની ગઇ હોય તેમ પૂછવા લાગી જે શેઠને આવા બચ્ચાનો છાંયડો પણ ગમતો ન હતો ને જેઓ તેને અહીં લાવવા માટે પોતાને નોકરીમાંથી પણ કાઢી મૂકવા તૈયાર થયા હતા તેઓ આવા અજાણ્યા બાળકને પોતાની બેસવાની સુંદર જગામાં લઇ જવા કહે એ તે સ્વપ્નું હશે કે સાચું તે આ બિચારી સમજી શકી નહિ

"ચાલ–હું કહું છું તેમ જલદી કર. જો ત્યાં બારણા બંધ છે વળી ત્યાં મ્હેં સગડી પણ રખાવી છે અને ગરમ ઓઢવાનું પણ છે તેથી એને જરા થાબડીને સુવાડી દે."

હવે તો એ બાઇને શંકા શાની રહે? હુકમનો અમલ કરવા તેણે બાળકને સંભાળીને હાથમાં લીધું આગળ શેઠ ને પાછળ તે ચાકરડી એમ ચાલ્યાં

ઑફિસમાં આવતાંજ શેઠે પોતાની ખુરશી ઉપર બેસી ટેબલપરથી હાથમાં કલમ લીધી. જાણે બેંકનો વહીવટ અને બાળકને છાનું રાખવાની ક્રિયા સરખાંજ હોય તેમ હવે તેઓ હુકમ કરવા લાગ્યા –"જા એને પેલા મ્હારા કોચપર સુવાડ–જો ત્યાં ગરમાવો વિશેષ છે,–અરે મૂર્ખ–એટલો બધો કાર સરસો તે સુવાડાતો હશે?–બસ–હવે એની બે પાસ ઉશીકાં મૂક–ટેક પાસે નહિ–જરા એને આળોટવાની જગા રાખ–બસ–હવે શાલ હળવે રહીને એને ઓઢાડ"–ને બાઇએ બિચારીએ શાલમાં તેને લપેટવાનું કર્યું પણ જ્યાં ગુસ્સામાં પગ આમ તેમ કૂદતા હોય ત્યાં શાલ તે કંઇ રહે ખરી! શેઠને લાગ્યું કે આ બાઇને બરાબર આવડતું નથી તેથી તેઓએ તેને ધમકાવીને કહ્યું કે "હવે તું અહીંથી ચાલી જા–ત્હારૂં કામ ઝટ પૂરૂં કરી દે, જોઉં છું કેવું એ છાનું નથી રહેતું! તમારા લોકને એટલીએ સમજ નથી"

બાઈ બિચારી શુદ્ધબુદ્ધ બની ગઈ બાળકને એકલું મૂકીને જતાં તેની છાતી મુઝાવા લાગી પણ કરે એ શું! ન જાય તો શેઠ વળી વધારે ચીઢાય તેથી વાસીદું વાળવાનું ઝટ પૂરૂં કરીને આવવાના ઇરાદાથી તે દોડી ગઇ

હવે બાળકને કોણ જાણે આ ઑફિસમાં બધું

નવું નવું લાગતું હશે તેથી કે કોણ જાણે પોતાની પાસે આવો નવાઈ જેવો મ્હોટો એક માણસ ઉભેલો જોઈને તે અંજાઈ ગયું હશે તેથી કે તે મના દુંદુભી જેવા ગભીર સ્વરની જાદુ ભરેલી અસર થઈ હશે તેથી તે તરતજ શાન્ત પડી ગયું, અને શેઠના ચશ્મા વાળા ચહેરા તરફ એકી ટશે જોઈ રહેતાં તે જરાએ ગભરાયું નહિ, અને કંઈક ખુશાલીમાં આવી ગયું હોય તેમ પગ અફાળતું બંધ થઈ ગયું તથા શેઠને ટગર ટગર તેની સામું જોતા ઉભા રહેતા જોઈને તે જાણે મનમાં ને મનમાં કહેવા લાગ્યું કે,–“વાહ રે તમારૂં મ્હો ! ડાચાં બેસી ગયા છતાં લાગો છો તો ઠીક ”

આ પ્રમાણે જ્યાં બૈરાં ફાવી ન શકે ત્યાં પોતે ફતેહ મેળવી શક્યા તે જોઈને શેઠને પણ કંઈક પોરસ ચઢ્યો. પણ તેમને કામ ઘણું હતું તેથી ધીમે ધીમે તેની સાથે વાતો કરવા લાગ્યા, “કે ત્હારી જોડે આમ રમત કરે મ્હારે કેમ ફાવે ! મ્હારે તને એકલો મૂકીને જવું પડશે. પછી તું ત્હારી મેળે જેમ ઠીક પડે તેમ ગમ્મત કરજે ”

બાળક પણ જાણે તેમના મનની વાત સમજી ગયું હોય તેમ આનંદમાં આવી જઈને ગળગળો અવાજ કાઢીને ગેલ કરવા લાગ્યું એ જોઈ શેઠ પાછા પોતાના ટેબલ આગળ ગયા અને બાળક પડખા પર થઈ ગયું તથા તેની સામે એક અરીસો હતો તેના તરફ સ્થિર દૃષ્ટિ કરીને જોઈ રહ્યું

શેઠનો જીવ કામમાં ગુંથાયો નહિ આ રમત ક્યાં સુધી ચાલશે એવો વિચાર હવે તેમને આવવા લાગ્યો ચાકરડીને પણ વાર વધારે થતી હોય એમ તેમને શકા થઈ, પણ એટલામાં મકાનના દૂરના ભાગમાંથી કંઈ ગબડી પડ્યાનો અવાજ તેમને કાને આવ્યો, અને તેની સાથેજ એક ભયંકર ચીસ સંભળાઈ તેથી શેઠ ચમક્યા, અને શું થયું હશે તે જોવાને દોડયા

“મને લાગે છે કે એ ઉપરીજ કહીંકથી ગબડી પડી હશે અને એની ગરદન તૂટી ગઈ હશે ”

બન્યું હતું પણ એમજ. એક જાળામાં જરા કચરો દેખાતો હતો તે સાફ કરવા માટે તે બિચારી એક ત્રણ પગથીયાની નાની નિસરણી ઉપર ચઢીને સાવરણી ફેરવતી હતી તેવામાં તે નિસરણી ખી-તેથી લસરી જવાની સાથે મ્હોટો ધમકારો થયો ને નિસરણીની પાછળ તે પણ ગબડી પડી તેના માથામાં કાંઈક સખત આઘાત થયો તેથી ચીસ પાડવાની સાથેજ તેને મૂર્છા આવી ગઈ, અને શેઠ આવી પહોંચ્યા ત્યારે તો તે તદન બેભાન થઈને ચતાપાટ ભોંય ઉપર પડી હતી.

શેઠે તેને હલાવી જેથી જરા વારે તેણે ભાનમાં આવીને કહેવા લાગી કે “માફ કરજો સાહેબ-મ્હારીજ ભૂલથી આપને આમ તસ્દી લેવી પડી છે મ્હેં જાણ્યું જરા સફાઈ વધારે કરી લઉં પણ એટલામાં નિસરણી સરી ગઈ ને હું પડી.”

પણ એની તો પાછી આંખોજ મીંચાઈ ગઈ એના મગજમાં કંઈક દુખ થઈ આવ્યું હશે તેથી એ ફરી પાછી બેશુદ્ધ બની ગઈ ને શેઠ પણ સમજ્યા કે હવે એને ઉભી કરવાની આશા વ્યર્થ છે.

બેંકમાં નફા તોટાની વાતો વખતોવખત કાને પડવાથી શેઠનું મન એવું કઠણ થઈ ગયું હતું કે આવી હકીકત જોતાં પણ તેઓ કંઈ ગભરાયા નહિ તેમણે તરતજ પાસેનું બારણું ખોલ્યું ને પોલીસનો જે માણસ હમેશ ત્યાં ચોકી માટે રહેતો હતો તેને કહ્યું કે એક ભાડુતી ગાડી લઈ આવો ને મ્હારી આ ચાકરડી ઉંચેથી ગબડી પડવાથી બેભાન થઈ ગઈ છે તેને દવાખાને મૂકી આવો જાઓ ઝટ કરો ”

થોડીવારમાં જ તે એક ગાડી લઈ આવ્યો ને ગાડીવાળાની મદદથી તે બાઈને હળવે રહીને નીચે ઉતારી દવાખાને લઈ ગયો

બેંકના દરવાજા વળી પાછા બંધ થયા. શેઠ ઉપર પોતાની ઓફિસમાં ગયા. જતે જતેજ પેલું બાળક સાંભરી આવ્યું એ શું કરતું હશે તેનો વિચાર આવવાની સાથેજ શેઠ જરા ઉતાવળા ચાલ્યા, અત્યાર સુધી પેલી બાઈની તરખડમાં તેનું ભાનજ પોતે ભૂલી ગયા હતા. હવે તેના વિના એ બાળકનું શું કરવું તે પણ મ્હોટી ચિંતા આવી પડી. બેંકમાં બીજું કોઈ તો હવે રહ્યું નહિ. તેઓ ધીમે પગલે તેની પાસે જઈને જોવા લાગ્યા તો આપણા બાળા રાજા ઘમઘમાટ ઉંઘમાં પોઢેલા જણાયા !

હવે શેઠની ગભરામણ બમણી વધી એ જાગે ત્યાં સુધી બેંકમાં એકલા બેસી રહેવું ? પોતાની આટલી ઉમરમાં કોઈ દિવસ આવા પ્રશ્નનું નિરાકરણ કરવાનું તેમને માથે આવ્યું નહતું તેથી તેઓ ગુંચાયા તો ખરા તેમની ચાકરડી ક્યાં રહેતી હતી તે જાણવામાં નહિ હોવાથી કોઈની જોડે એ બાળકને તેને ઘેર મોકલવાનું પણ બને એમ ન હતું તેમ પોલીસને કહેવું કે આ કોઈ-કનું બાળક બેંકમાં પડ્યું છે તેને તું ઉઠાવી લઈ જા. એ પણ ઠીક ન લાગ્યું તેમનો સ્વભાવ મૂળ તો જરા ટાંળી હતો તેથી આખરે તેઓએ એવો નિશ્ચય કર્યો કે તેને પોતાની સાથે જ ઘેર લઈ જવું પણ હાથમાં ઝાલીને આખે રસ્તે લઈ જવાય શી રીતે ? તેથી પોતે પોતાની ઘુમમાડી એક

ાન કરીને મંગાવી ને તે આવેથી તેને છુપાવીને અંદર ઘુસાડી દેવાનો સંકલ્પ કર્યો.

પણ તેટલામાજ આપણા બાળા રાજા જાગી ઉઠયા. શેઠના વિચાર કેમ જાણે તેને નહિ ગમતા હોય અથવા તો જાગૃત થતાં પોતાની આસપાસ નવી નવી ચીજો જોવાથી ગભરાઈ ગયા હશે કે ણ જાણે કેમ પણ તે ફરી પછી ચીસો પાડીને રોવા લાગ્યા

શેઠ બિચારા કરે શું ? તેમણે તે બાળકને ધીમે રહીને બિછાનામાંથી હાથમાં લીધું તેના સુંવાળા ને ભરેલા શરીરને સ્પર્શ કરતાં શેઠની પ્રેમ-વૃત્તિ પણ જાગૃત થઈ. પોતાના પુત્રને નાનપણમાં રમાડતા તે દિવસનું સુખ હવે સાંભળી આવ્યું. અપૂર્ણ

## उच्चजीवननुं अठवाडीयुं.

(લેખક—મણિલાલ નથુભાઇ દોશી બી. એ અમદાવાદ)

(અનુસંધાન ગતાંકથી.)

### દિવસ ૧૫ મો

ઇશ્વરી આજ્ઞા ઉપર આધાર રાખતી જે ચોક્કસ ફરજો આપણે બજાવવાની છે, તે ફરજો જે અદા કરતો નથી તે ભૂલ કરે છે ફરજ નહિ બજાવવાથી દુઃખ થશે અથવા તે બજાવવાથી તેના માર્ગમાં આવતી અડચણો દૂર થશે, એવું ધારીને જે ફરજ બજાવે છે, તે ફળની આશાથી કામ કરે છે ફરજો બજાવવી જોઇએ, કારણ કે તેમ કરવું તે ઇશ્વરી આજ્ઞા છે, અને ઇશ્વર કોઇક વખતે તે છોડી દેવાને પણ આજ્ઞા કરી શકે

જ્યાં સુધી આપણા સ્વભાવની અસ્થિરતા મટી જઇને શાંતતા પ્રાપ્ત થઈ નથી ત્યાં સુધી આપણે કામ કરવાં, અને આપણાં કામોનું ફળ ઇશ્વરને અર્પણ કરવુ અને દરેક સારૂં કામ કરવાની શક્તિ તે ઇશ્વરીજ શક્તિ છે, એમ દૃઢ નિશ્ચય રાખવો, પરમાત્મા સાથેની એકતાથી મળતું સ્વાસ્થ્ય અથવા શાંતિ તેજ ખરૂં જીવન છે

પરમાત્મા અને જીવાત્માની એકતાનો અનુભવ કોઇ પણ કાર્યથી નહિ પણ જ્ઞાનથી ઉદ્‌ભવે છે આ એકતા અનાદિ સત્ય છે. અને તેનો આધાર આપણા કોઈ પણ કાર્ય પર રહેતો નથી. આ અભેદજીવનથી જેટલા આપણે દૂર ભાગીએ છીએ તેટલા આપણે અસત્ય માર્ગ તરફ વળીએ છીએ આવો અનુભવ તે પણ અમુક કાર્યનું નહિ પણ આપણા ભાનની ખીલવટનું પરિણામ છે મનુષ્યની મુક્તિનો છેવટનો આધાર જ્ઞાન ઉપર છે ઉપાધિયુક્ત જીવનમાંથી મુક્ત કરાવવામાં કાર્યોના અસમર્થપણાનો જ્યાં સુધી ખ્યાલ ન આવે, ત્યાં સુધી કાર્યોની ઉપયોગિતા છે. તે પછી પણ તે મનુષ્ય કાર્યો કરે છે. પણ હવેનાં કાર્યો પુષ્પમાંથી સુવાસ સ્ફુરે છે, તેમ સ્વાભાવિક રીતે અંતરમાંથી સ્ફુર્યા કરે છે જેઓ ઇશ્વરી ઇચ્છા પ્રમાણે કામ કરે છે, અને આ કામ કરવાની શક્તિ મનુષ્યની પોતાની નહિ પણ ઇશ્વરની છે, એમ જેઓ માને છે, તેઓ કોઇ પણ કાર્ય કરવાને બંધાયલા નથી, છતાં લોકસંગ્રહાર્થ—જગતનું ચક્ર ચાલતું રાખવાને જે જે કર્તવ્યો કરવાનાં આવી પડે છે, તે નિષ્કામ બુદ્ધિથી કરે છે

આમ થતાં તેનું શુદ્ધ હૃદય સત્યથી ઉભરાય છે, અને આત્મા પરમાત્માની એકતાનો અનુભવ થાય છે મનુષ્ય પોતે કામ કરે છે, એ ખ્યાલ તેણે મનથી દૂર કરવો જોઇએ. કારણકે સઘળાં કામો વસ્તુત આત્મામાંથી નહિ, પણ સત્ત્વ, રજસ અને તમસ નામના પ્રકૃતિના ત્રણ ગુણોથી ઉદ્‌ભવે છે

દરેક મનુષ્યનો કાર્ય કરવાનો આશય બેમાંથી એક હોય છે તે કાંતો પિંડને સારૂ કામ કરે છે, અથવા તો તે ઇશ્વર પ્રીત્યર્થ કામ કરે છે બીજી રીતે કહીએ તો તેવાં કામો કાંતો પોતાના સ્વાર્થને સારૂ હોય છે, અથવા તો સર્વના ભલા માટે હોય છે

મનુષ્યને કાર્ય કરવાનો હેતુ—આશય શો છે, તે અહીં અગત્યનો છે જો તે વીરતાનાં અથવા પરમાર્થનાં કામ કરતો હોય, અથવા મનુષ્યનું હિત કરવાને જ્ઞાન મેળવતો હોય, અને આ બધું કરવાથી મને મુક્તિ મળશે, એમ જો તે ધારતો હોય તો તે પોતાનાજ કલ્યાણનો વિચાર કરે છે. અને તેથી તે સર્વ પ્રભુને નહિ, પણ પોતાનેજ અર્પણ કરે છે, હજુ પ્રભુને તે કર્મો અર્પણ કરવાનું તેને શીખવાનું છે

આ સાથે તેણે સ્મરણમાં રાખવુ જોઇએ કે પોતે તો કર્મનો કર્તા નહિ પણ માત્ર કર્મનો સાક્ષી છે. જ્યાં સુધી તે દેહ ધારી છે, ત્યાં સુધી આ બાબતમાં શંકા ઉઠવાનો સંભવ છે અને શંકા પડવાનું કારણ તેનું અજ્ઞાન છે. માટે જ્ઞાન

રૂપી તરવાર વડે તે શંકા દૂર કરવી જોઇએ કારણકે જ્યાં શંકાનો જવાબ મળી ગયો ત્યાં શંકા દૂર થતી જાય છે સઘળી શંકાઓ મનુષ્યના ક્ષુદ્ર સ્વભાવમાંથી ઉત્પન્ન થાય છે તેના ઉચ્ચ સ્વરૂપને તો શંકા પડતીજ નથી. આ ઉપરથી જણાય છે કે તે જેમ જેમ વધારે વધારે ભક્તિભાવવાળો થાય છે, તેમ તેમ તેના સત્વ અંશમાં રહેલું જ્ઞાન તે વધારે વધારે જાણતો થાય છે કહ્યું છે કે "જેનામાં ભક્તિભાવ ખીલતો જાય છે, તેનામાં આત્મજ્ઞાન સ્વાભાવિક રીતે વિકાસ પામતું જાય છે" વળી એમ પણ કહેલું છે કે સંશયાત્માને આ દુનિયામાં કે સ્વર્ગમાં કોઇ પણ જગ્યાપર સુખ મળતું નથી તેમજ મોક્ષ મળતો નથી." જે મનુષ્યો એમ વિચારે છે કે આપણામાં આત્મા છે તો પછી આળસુ રહીએ કે સંશયવાળા હોયએ છતા આપણને જ્ઞાન મળશે, અને બીજા મનુષ્યોની સાથે આપણો પણ મોક્ષ થશે, તેમને આ ભૂલ ભરેલા વિચારને દૂર કરવાને છેલ્લું વાક્ય લખવામાં આવ્યુ છે.

પવિત્ર વસ્તુઓનુ ધ્યાન કરવુ, આપણું દર રોજનું જીવન અને કાર્યો તે પ્રમાણે દોરવાં, તેઓનો પ્રભાવ આપણા પર પડે, આપણું જીવન વધારે સારૂં અને ઉમદા બને, અને તે બાબતનું કાંઇક અનુભવ જ્ઞાન આપણને પ્રાપ્ત થાય એવી દૃઢ ઇચ્છા કરવી તેજ સારામાં સારી પ્રાર્થના છે સર્વ વસ્તુઓ પરમાત્માથી ઉદ્ભવી છે, એ વિચારની સાથે આ ઉપર જણાવેલા વિચારોને વણી લેવા જોઇએ

આધ્યાત્મિક વિકાસ એકાગ્રતાથી ઉત્પન્ન થાય છે. તે એકાગ્રતા ઉપયોગી થાય માટે દરરોજ અને દરપળે તે કેળવવી જોઇએ મનને બહારના વિષયો તરફ જતું રોકવુ તેનુ નામ ધ્યાન છે અને અમુક સાધ્યબિન્દુ પ્રાપ્ત કરવાને સમગ્ર જીવન અર્પણ કરવું તેનુ નામ એકાગ્રતા છે

દાખલા તરીકે પુત્રવત્સલ માતા પોતાના બાળકનું હિત વાંછે છે અને તે પણ બીજી બધી વસ્તુઓ કરતાં તે બાળકના હિતના દરેક સવાલનો વિચાર કરે છે તે આખો દિવસ તે બાળકના એકજ પ્રકારના હિતનો વિચાર કરતી નથી વિચારમાં પોતાના જેવાજ વિચારો ઉત્પન્ન કરવાનુ સામર્થ્ય રહેલું છે. અને જ્યારે મનમાં એકજ વિચાર લાંબો કાળ રાખવામાં આવે છે, ત્યારે મન તે વિચારથી રંગાય છે, તે વિચારને લગતા સઘળા મુદ્દાઓ તેના મનમાં ઉત્પન્ન થાય છે માટે જે વસ્તુનું સતત ધ્યાન કરવામાં આવે તે વસ્તુનું જ્ઞાન તે ચિંતન કરનાર મેળવી શકે છે. શ્રીકૃષ્ણના શબ્દોનું રહસ્ય ઉપરના ખુલાસામાં આવી જાય છે. "તારૂં મન મારા પર સ્થિર કર, મારો ભક્ત થા, મારાજ ઉપર આધાર રાખ અને જરૂર તું મને પામીશ." જીંદગી એ મોટા ગુરૂ છે જીંદગી એ જીવાત્માનું પ્રકટ સ્વરૂપ છે, અને જીવાત્મા એ પરમાત્માનુ પ્રકટ સ્વરૂપ છે. માટે બધા માર્ગો ઉચિત જ છે, અને તે ભક્તિભાવ રૂપી સાધ્ય મેળવવાનાં બધાં સાધનો છે 'કાર્યમાં વિજય મેળવવો' એનુ નામ ભક્તિ, એમ ભગવદ્ગીતા જણાવે છે અતીંદ્રિય શક્તિઓ અથવા સિદ્ધિઓ જેમ જેમ ખીલતી જાય, તેમ તેમ તેનો ઉપયોગ કરવો જોઇએ, કારણ કે તે પણ અમુક નિયમોનું આપણને જ્ઞાન આપે છે પણ તેને હદબહાર મહત્વની ગણવી નહિ અને તેમ થી નીપજતા હાનિકારક પરિણામથી ચેતતા રહેવુ જોઇએ.

કોઇ મનુષ્યે પર્વતના શિખર પર જવાનુ નક્કી કર્યું હોય અને તે રસ્તામાં આવતું પહેલુંજ સ્ટેશન જોવાથી સંતોષ પામે અને ભુલાઇ જાય, તેના જેવી સ્થિતિ સિદ્ધિઓ ઉપર વિશ્વાસ રાખનાર મનુષ્યની થાય છે

---

## દિવસ ૬ ઠો.

મનુષ્યને તેના પોતાના સિવાય બહારની કોઇ પણ શક્તિ તારી શકે નહિ એ એક શાશ્વત નિયમ છે જો આ બની શકતું હોતતો કેઇ ઇશ્વરી સ્તો મ્હારનોએ પૃથ્વીપર આવ્યો હોત, દિવ્ય સત્યો જણાવ્યા હોત અને આધ્યાત્મિક શક્તિઓ બતાવી મનુષ્યને અનેક બાબતો સાબીત કરી આપી હોત. જેમ શરીરથી પાપકર્મ થાય છે, તેમ મનથી પણ પાપકર્મ થઇ શકે છે જે કોઇ પણ કારણસર બીજાને ધિક્કારે છે, વેર લેવાનુ જેને ગમે છે, અને પોતાને થયેલા નુકશાનની જે ક્ષમા આપતો નથી, તેનામાં કોઇ જાણે નહિ છતાં મારવાની પ્રબળ વૃત્તિ છે જે ખોટી માન્યતાઓને માન આપે છે, અને જે કોઇ પણ ગરવાના ગાંડેરાથી પોતાના અંતઃકરણના અવાજને દાબી દે છે, તે પોતાના દિવ્ય આત્માનુ અપમાન કરે છે

અને તેથી કોઈ પણ પ્રકારના સોગન નહિ ખાવા છતાં તે ઇશ્વરનો ખરો ઉપાસક છે જે ઇન્દ્રિયોના સુખોને વાછેછે, અને તેમા રસ લેછે, તે કુવારો હોય કે પરણેલો હોય છતાં તે ખરો વિષયી છે જે મનુષ્ય ડહાપણ ભરેલી રીતે આપી શકાય તેવો પ્રકાશ બીજાને આપતો નથી, તેમનું કલ્યાણ કરતો નથી. તેમને સાહાય્ય આપતો નથી, પણ જે પોતાને માટે સ્થુલ સાધનો એકઠાંજ કર્યા કરે છે, તેજ ખરો ચોર છે અને જે મનુષ્ય બીજાના ચારિત્રરૂપી કીમતી ખજાનાને નિંદાથી અથવા તો ખોટી બાબતો જણાવીને ચોરે છે, તે પણ અધમમાં અધમ ચોર છે

જે મનુષ્યો પોતાના અંતઃકરણ સાથે પ્રમાણિક રહે અને બીજાઓ તરફ માયાળુ વૃત્તિથી વર્તે તો જીવનની કિંમત કાંઇક જૂદીજ આંકવામાં આવે અને વસ્તુઓનું સ્વરૂપ જુદુંજ લાગે

વિચારોને ખીલવા તમારા આત્માના પૂર્ણ બળથી અહારના ભમતા વિચારોને તમારા મનમાં પેસતા અટકાવો જે વિચારોથી વિષયોની અનિત્યતા, જીવનનું ક્ષણિકપણું અને આનંદ સૃષ્ટિની શાંતિનો અનુભવ થાય તે સિવાય બીજા વિચારોનો મનમાં પ્રવેશ થવા દેવો નહિ. તમારી સઘળી પરિસ્થિતિ અને તમારી પોતાની અનિત્યતા અને અસારતા ઉપર રાત્રિદિન ચિંતન કરો અશુભ વિચાર કરતાં નિરૂપયોગી અને નજીવા વિચારો એક દૃષ્ટિએ વધારે નુકશાનકારક નીવડે છે કારણ કે ખરાબ વિચાર આવતાની સાથે તમે સાવધ બનો છો, અને તેની સાથે લડવાનો અને તેના પર વિજય મેળવવાનો નિશ્ચય કરેલો હોવાથી તે નિશ્ચયના બળથી ઇચ્છાશક્તિ વધારે મજબુત બનતી જાય છે ત્યારે નકામા વિચારથી એકાગ્રતામાં ખામી આવે છે, અને શક્તિનો નિરર્થક વ્યય થાય છે

શરીર અને તમે એક છો, એ ભ્રમ સૌથી પહેલો નાશ કરવો ઘટે છે. શરીર એ થોડા સમયને સારૂ રહેવા લાયક ઘર કરતા કાંઇ વધારે મહત્ત્વનું નથી, એવો વિચાર શરીર સંબંધી કર્યા કરો, અને પછી તમે શરીરના વિકારોને વશ થાઓ નહિ અમુક પ્રકારનો વિકાર જે વિચારથી નાશ થાય તે વિચાર કેળવીને તમારા સ્વભાવની નિર્બળતાઓ જીતવાને સતત પ્રયત્ન કર્યા કરો. આ રીતે જય મેળવતાં પ્રથમ ચિત્તમાં એક પ્રકારની શૂન્યતાનો અનુભવ થશે પણ તેથી બ્હીના નહિ. પણ આ સ્થિતિને આનંદરૂપ સૂર્યના ઉદયને સૂચવનાર અરુણોદય રૂપ ગણજો, દિલગીરી એ કાંઇ અશુભ ચિન્હ નથી, માટે તેવે સમયે ગભરાતા નહિ. જે એકવાર દુઃખ અને અડચણ રૂપ લાગે છે, તે જો તમે તેનો બરાબર ઉપયોગ કરી જાણો તો તે ખરેખર કુદરતના તમને મદદ કરવાના છુપા પ્રયત્નો હોય છે સઘળા સંયોગો તરફ શિષ્યના જેવી આભાર વૃત્તિથી જુઓ સર્વ પ્રકારનો ખડખડાટ તે ઉન્નતિના નિયમ વિરૂદ્ધનો બખેડો છે જે દુઃખ આવ્યું નથી, તે ન આવે તેટલોજ વિચાર કરવાનો છે, થયુ ન થયુ થવાનું નથી. તેમાં ફેરફાર થઇ શકે નહિ જે હાલના અનુભવને લગતુ છે, તેનો પણ ત્યાગ થઇ શકતો નથી અને તેમ કરવાનો પ્રયાસ કરવો એ ઉચિત પણ નથી. પણ ખરી રીતે ત્યાગ કરવા યોગ્ય ખોટી કલ્પનાઓ અને ભવિષ્યનો ભય છે, અને જેથી આપણને તથા બીજાને હાલમાં કે ભવિષ્યમાં દુઃખ થાય તેવુ કાર્ય અથવા લાગણી એ પણ ત્યાગ કરવા યોગ્ય છે

---

## દિવસ ૭ મો.

અમુક ઉચ્ચ આદર્શ મેળવવાને પ્રયત્ન કરવો અને તેને અનુસરીને પોતાના વિચારો તથા આચારો રાખવા, અને બને તેટલુ ઉચ્ચજીવન ગાળવુ તેના કરતાં વધારે સારૂં કાંઇ નથી.

આદર્શરૂપ હોવાનો ડોળ ઘાલવા કરતાં તેના થવાને જો કોઇ પ્રયત્ન કરે, તો નિરંતર તે પોતાના આદર્શની સમીપ આવ્યા વિના રહે જ નહિ આવી સ્થિતિ અડચણોમાં થઇ પસાર થયા વિના મળી શકે નહિ અને આ રીતે જે ઉન્નતિ થશે, તેનાથી તે મગરૂર થશે નહિ કારણ કે જો તેની ભાવના ઉચ્ચ હોય, અને તે તરફનુ તેવું પ્રયાણ ખરૂં હોય, તો તે અભિમાની થવાને બદલે વધારે નમ્ર થશે. એથી પણ વધારે આગળ વધવાના સંકલ્પથી અને તેની આગળ જણા-

તા ઉચ્ચ ભુવનોના ખ્યાલથી તેના ઉત્સાહનો ભંગ થતો નથી, પણ તેનું અભિમાન નાશ થાય છે મનુષ્યની આ પ્રમાણે ઉન્નતિ થઈ શકે છે, એ વિચારથી તો તેનો કંટાળો ઉડી જાય છે અને બેદરકારી મટી તે ઉત્સાહી બને છે જ્યારે આ રીતે જીવનનો ઉદ્દેશ સમજાય છે, અને અદ્ભુત પ્રસંગોની કીમત સમજવામાં આવે છે, ત્યારે જીંદગી જીવવા યોગ્ય બને છે વિચારમાં અને આચારમાં પરમાર્થ વૃત્તિ ખીલવવાથી ઉચ્ચ સ્થિતિની પ્રાપ્તી સીધી અને ચોક્કસ રીતે થાય છે. સ્વાર્થી મનુષ્યોની દષ્ટિ બહુ જ સકુચિત હોય છે, અને તે દરેક બાબતને પોતાના સ્વાર્થના ત્રાજવાથી તોલે છે આ પ્રમાણે સ્વાર્થની મર્યાદાથી બધાએલા આત્મા માટે ઉચ્ચ ભાવના સમજવી અથવાતો જીવનની ઉચ્ચદશાઓનો અનુભવ કરવો મુશ્કેલ છે આ ઉન્નતિનાં સાધનો આપણી બહાર નહિ પણ અંદર રહેલાં છે. અને સુભાગ્યે તે સાધનો બાહ્ય સંયોગો અથવા પરિસ્થિતિપર આધાર રાખતાં નથી. આ પ્રમાણે એક સ્થિતિમાંથી આગલી સ્થિતિમાં જવાને દરેકને આપવામાં આવે છે, અને આ રીતે તે જીવનનો ઉદ્દેશ સિદ્ધ કરવામાં કુદરતની સાથે કામ કરી શકે છે

જીવનનો હેતુ આપણા ઐહિક જીવનને સંતોષવાનો છે, એ દેહને સુખમાં રાખવાનો છે, અને દુનિઆની વસ્તુઓથી ઉંચામાં ઉંચુ સુખ મળી શકે છે એમ જો આપણે માનીએ તો આ માન્યતાથી હલકા તત્ત્વને આપણે ઉચ્ચ ગણીએ છીએ, અને જે અસત્ય છે, તેને સત્ય ગણીએ છીએ આપણા શરીરોને લઇને આપણી જીંદગી દુનિયાની વસ્તુઓમાં જ મગન રહે છે આપણે 'પૃથ્વીના કીડા' જેવા છીએ, કારણકે આપણી બધી વાસનાઓ મોટે ભાગે પૃથ્વીના પદાર્થોને લગતી હોય છે જો આપણે ઉન્નતિનો એવો માર્ગ સ્વીકારીએ કે જેથી આપણે સ્થૂલ પદાર્થો પર ઓછી આસક્તિ રાખીએ, અને ઉચ્ચ પદાર્થો તરફ વધારે પ્રીતિ રાખીએ તો જગતની સ્થિતિ કાંઇક જુદીજ થવા લાગશે જે વસ્તુઓ હાલ જરૂરની અને ઉપયોગી લાગે છે, તે તેવી રહેશે નહિ. જો આપણે આપણું ભાન વિચાર જેવી ઝડપથી દુનિયાના એક ભાગમાં મોકલી શકીએ તો પછી હાલનાં સાધનો (જેવાં કે પોસ્ટ)ની જરૂર રહેશે નહિ જેમ આપણે દુનિયાના વિષયોમાં વધારે ગરક થતા જઇએ છીએ તેમ વધારે સુખના સાધનોની આપણને જરૂર પડે છે. મનુષ્યનો જીવ સ્વરૂપે જડ નથી, પણ ઇશ્વર છે, અને પ્રકૃતિના બંધનો તેને નડી શકે નહીં ત્યારે જીવનની ખરી જરૂરીઆતો શી છે? કઇ વસ્તુને જરૂરની ગણવી અને કઇને નહિ એ આપણી ભાવનાપર આ પ્રશ્નનો આધાર છે હાલમાં આગગાડી, આગબોટો એ જરૂરનાં સાધનો છે, અને તે છતાં કરોડો મનુષ્યો તેમની ગેર હાજરીમાં લાંબી વખત સુધી સુખી સ્થિતિમાં રહ્યા છે અને તેમને તે બાબતોની કાંઇ ખબર પણ નહોતી એક મનુષ્યને બાર બગતાઓ પણ જરૂરના અને આવશ્યક લાગે, બીજાને મોટર વિના ચાલે નહિ, ત્રીજાને એક દિવસની ૨૫ સીગારેટ જરૂરની લાગે, પણ આ બધી જરૂરીઆતો માણસે પોતે ઉભી કરી છે

આ સુખની સામગ્રીવાળી સ્થિતિ તેને પ્રિય લાગે છે, તેમાં રહેવુ તેને ગમે છે, અને તે વધારે ઉચ્ચસ્થિતિને ઇચ્છતો નથી આથી તેનો વિકાસ થવાને બદલે તેની ઉન્નતિ ઘણીવાર અટકી પડે છે જો આપણી ભાવના આત્મિક દષ્ટિએ આગળ વધવાની હોય, તો કોઇ પણ સ્થૂલ વસ્તુ વિના નજ ચાલે, એમ બનવુ જોઇએ નહિ. ઐહિક સુખની વૃદ્ધિ કરવાની ઇચ્છા, તેને જ વાસ્તે વિચાર શક્તિનો મિથ્યા વ્યય—આ બેથી મનુષ્ય આગળ વધતો અટકે છે.

તમારી અંદર રહેલા આત્માનો છેવટે વિજય થવાનો છે અને તેનો વિશ્વાસ કોઇપણ રીતે આખરે નિષ્ફળ થશે નહિ, એ બાબતમાં દઢ શ્રદ્ધા રાખો.

ॐ तत्सत्परमात्मने नमः

# મુગ્ધા મીનાક્ષી

અથવા

# પ્રતિહિંસાની યજ્ઞભૂમિ[1]!

( લેખક ઠક્કુર નારાયણ વિસનજી, પોરબંદર. )

## પ્રથમ ખણ્ડ—વિધવાની વંચના

### પ્રકરણ ૧ લું
### ભૂમિકા

આકાશના અનન્ત વિસ્તારમાં જેવી રીતે જ્યોત્સ્નામયી ચન્દ્રમૂર્તિ સુશોભિત થાય છે, તેવી જ રીતે પૃથ્વીમાં આનન્દમયી રમણીમૂર્ત્તિ શોભતી જોવામાં આવે છે સ્નેહવતી રમણીનું સ્નિગ્ધ શીતલ અને મધુરરૂપ ચન્દ્રમાના પ્રશાન્ત, સ્નિગ્ધ તથા વિચિત્ર રૂપની પણ કેટલાક અંશે શ્રેષ્ઠતર છે, કારણ કે, ચન્દ્રમાનું રૂપ સર્વથા નિર્જીવ તથા નિસ્પન્દ છે અને સુશિક્ષિતા, ઉન્નત-હૃદયા, પવિત્ર સ્નેહમયી તથા દયાવતી રમણીનું રૂપ એક સજીવન વસ્તુ છે રજનીરમણ ચન્દ્રમાના રૂપમાં તિથિક્રમ તથા મેઘસમાગમ આદિના કારણથી ઉત્પન્ન થતા ચિરપરિચિત પરિવર્ત્તન વિના અન્ય કોઇ પણ પ્રકારના પરિવર્ત્તનની સંભાવના નથી, કિન્તુ રમણીઓના હૃદયના ક્ષણ ક્ષણમાં પ્રણય અથવા પ્રેમભક્તિના નવીન નવીન તરંગોનો ઉદ્‌ભવ થયા કરે છે અને તે હૃદયસ્થ તરંગોનો તે રમણીઓના મુખમંડળમાં પડેલો પ્રતિબિમ્બ તેમની મુખાકૃતિમાં એક અપૂર્વ સૌન્દર્યની છટાને પ્રકટ કર્યા કરે છે રમણીની અનુપમ સુંદરતા જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો વિધાતાની એક અત્યન્ત આશ્ચર્યમયી રચના જ પ્રતીત થાય છે અને એમજ જણાય છે કે રમણીના એકમેવાદ્વિતીય નૈસર્ગિક સૌન્દર્યની અલ્પ અંશમાં પણ પ્રતિસ્પર્ધા કરી શકે એવું અન્ય કોઇ પણ સૌન્દર્ય આ ઇશ્વરકૃત સૃષ્ટિમાં અસ્તિત્વ ધરાવતું જ નથી. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ અનુપમ સુંદરી રમણીઓ માનવસમાજમાં તિરસ્કૃતા, વિડમ્બિતા અને ચિરલાંછિતા થતી તથા નાનાપ્રકારની છલના તેમજ પ્રવંચનાઓદ્વારા ઠગાતી જોવામાં આવ્યા કરે છે, એ એક સખેદ આશ્ચર્યકારિણી ઘટના નથી કે શુ? જેવી રીતે ચન્દ્રમાના રૂપમાં કલંક છે, તેવી જ રીતે સમાજની અનેક પ્રકારની અવસ્થાઓમાં રમણીનું ચરિત્ર પણ અનેક પ્રકારનાં કલંક ચિન્હોથી ચિહ્નિત થએલું દષ્ટિગોચર થયા કરે છે, અને રમણીઓનાં આવાં કલંકિત ચરિત્રચિત્રોને જોઇને જ શેક્સપીયર જેવા અનુભવી કવિએ દુઃખપૂર્વક એવો ઉદ્‌ગાર કાઢ્યો છે કે "Frailty, thy name is Woman!" ('હે ચલબુદ્ધિ, તારૂં નામ જ લલના છે!') કિન્તુ જે મર્ત્ય સ્ત્રીઓ આકૃતિ તથા પ્રકૃતિમાં દેવતાઓ સમાન છે, જેઓ સ્નેહ—ભક્તિની પ્રત્યક્ષ પ્રતિમા અથવા મૂર્ત્તિમતી આરાધના છે,—પવિત્રતા જ જેમના હૃદયનો સ્વાભાવિક ધર્મ છે,—જેઓ અન્યના કલ્યાણમાટે પોતાની સમસ્ત સુખશાન્તિ, પોતાના શરીર તથા પોતાના પ્રાણનું બલિદાન પણ પુલકિત મુદ્રાથી

આપી દે છે,—જેમના દર્શન માત્રથી જ મનુષ્યના હૃદયની કલુષિત લાલસાઓ ભય તથા લજ્જાના યોગે પોતાની મેળે જ સંકુચિત થઈ જાય છે અને અત્યંત પાપિષ્ઠ પુરુષ પણ પોતાના હૃદયમાં ઉચ્ચ તથા પવિત્ર ભાવના આકસ્મિક સ્ફુરણથી એક પ્રકારના અપૂર્વ આનન્દને અનુભવે છે, એવી દેવસ્વભાવા રમણીઓ અથવા દેવકન્યાઓ પણ આ સંસારમાં આવીને પુરુષોની પ્રેમછલનાઓદ્વારા પુરુષોના ચરણો તળે ચોળાઇ જતી અને અનેક પ્રકારે ઠગાતી જોવામાં આવ્યા કરે છે તેનું કારણ શું હોવું જોઇએ વારૂ? એ એક મહાભયાનક તથા ગૂઢ પ્રશ્ન છે અને તેનુ ઉત્તર માનવજાતિ પોતે અથવા તો માનવજાતિ કિંવા માનવ સમાજનો ક્રમવિકાસ છે સમાજમા અત્યારે પણ જ્યાં પશુશક્તિ અધિક પ્રબળ છે તથા જ્યા પશુભાવનુ પ્રભુત્વ તથા આધિપત્ય વ્યાપેલુ છે, ત્યાં દેવત્વની પૂજા કિંવા ઉપાસનાનો સંભવ ક્યાંથી હોઈ શકે વારૂ?

માનવસમાજની પ્રાથમિક અવસ્થામાં પાશવી શક્તિ જ પૂજ્ય ગણાતી હતી જે પુરુષો પશુબળથી બળિષ્ઠ અને પરપીડનમાં અસુર અથવા દાનવો સમાન સમર્થ હોય, તેઓ જ તે સમયમાં સમાજના પ્રભુ અથવા તો રાજા મનાતા હતા વર્ત્તમાનકાળમાં પણ એવા અનેક રાજાઓ પૃથ્વીનાં અનેક સ્થાનોમા આદિમ અસભ્ય જાતિઓના મધ્યમાં તેમ જ ક્યાંક ક્યાંક સુસભ્ય જાતિઓના મધ્યમા પણ અલક્ષિત સ્થાનોમાં દૃષ્ટિગોચર થયા કરે છે. આવા પશુતુલ્ય પુરુષો અન્ય જનોની વસ્તુઓને બળાત્કારે છીનવીને આનન્દથી ખાય છે અને પોતાનાં દુર્બળ પ્રતિવાસીજનો (પાડોશીઓ)ના સર્વસ્વને લૂટી લઇને આનન્દ પ્રદર્શક અટ્ટહાસ કર્યા કરે છે આવા પશુપ્રકૃતિ પુરુષો સમક્ષ અથવા તો એવા પશુપ્રકૃતિ પુરુષોના સમાજમાં દેવસ્વભાવા પવિત્ર અબળાઓના આદરસત્કારની આશા આકાશકુસુમ સમાન નથી કે શુ? અર્થાત્ આવા નીચતમ પુરુષોના સમાજમા ઉચ્ચતમ અબળાઓનો આદરસત્કાર કદાપિ થયો નથી, અત્યારે થતો નથી અને ભવિષ્યમા થવાનો પણ નથી

પાશવી શક્તિથી દ્વિતીય પંક્તિમા ધનબળનો પ્રભાવ આવે છે શરીરમાં પાશવી બળનો અભાવ હોવા છતા પણ જો ગૃહમાનો ધનભંડાર છલોછલ ભરેલો હોય, તો તે ધનસાધનસંપન્ન પુરુષ પણ સમાજનો અગ્રેસર, સર્વ સાધારણનો પ્રભુ અથવા તો સર્વશક્તિમાન્ રાજા બની જાય છે વિશ્વના બહુધા સર્વ દેશોમાં વર્ત્તમાનકાળમા પણ આવા પ્રકારના અનેક ધનકુબેરો સમાજપર આધિપત્ય ભોગવતા અને સુશિક્ષિતા સુંદરી યુવતીઓના રૂપ તથા યૌવન સાથે પૈશાચિક ક્રીડાઓ કરતા સ્થળે સ્થળે જોવામાં આવ્યા કરે છે તેઓ આવા અનાચારી અને અત્યાચારી હોવા છતાં સમાજના લોકો તેમનો એક વાળ પણ વાંકો કરી શક્તા નથી માત્ર એટલુ જ નહિ, પણ સમાજના લોકોમાં તેમના ચરણોના નખને પણ સ્પર્શવાનુ સામર્થ્ય નથી સમાજ જ્યારે સર્વથા હીનાવસ્થામાં અવસ્થિત હોય છે, તે વેળાએ કેવળ રમણીઓ જ લાંછિતા નથી થતી કિન્તુ રમણીઓ જે સર્વ સદ્ગુણોના કારણથી સમાજની મુકુટમણી મનાય છે, તે સર્વ સદ્ગુણોથી વિભૂષિત" અર્થાત્ સ્નેહ, દયા, ભક્તિ અને કરુણા આદિથી મંડિત ઋષિ, યોગી અથવા મહાપુરુષો પણ એ પશુબળ તથા ધનબળદ્વારા અતિશય પીડાય છે અને તેમનામાંથી કોઇ કોઇ એ પીડનની પ્રબળતાથી પોતાના પ્રાણોને વિસર્જિત કરી સાધુ સજ્જનોના રક્તતર્પણદ્વારા પોતાના આત્માને શાન્ત કરી લે છે

વાસ્તવિકતાથી અત્યારના સમયમા આપણા ભારતીય હિન્દુસમાજની જે અવસ્થા થયેલી છે તે અવસ્થામા અનેક સ્થળે પ્રકાશ અને અંધકાર ઉભય પરસ્પર વિરોધી પદાર્થો પરસ્પર મળેલા દૃષ્ટિગોચર થાય છે સમાજમાં એક સ્થળે પૂર્ણિમાની ચન્દ્રિકાનો તો કોઇ અન્ય સ્થળે ભૂતપિશાચોના નિવાસયોગ્ય ઘોરતમ અંધકારનો વિસ્તાર થયેલો દેખાય છે એક સ્થાનમાં શંકરાચાર્ય, બુદ્ધ અને મહાવીર સ્વામી સમાન ઉન્નત મસ્તક તથા સરલ હૃદય સાધુ પુરુષોનો પ્રેમાલાપ શ્રવણગોચર થાય છે તો અન્ય સ્થાનમાં ધર્મહીન, નીતિહીન અને હૃદયહીન નીચતમ પુરુષોનો કપટપ્રેમ અથવા પ્રેમવહ્નિપ્રજ્વલના વિષયક ઘૃણાત્મક આલાપ આવીને કર્ણોમા પ્રવે

હોય છે મારી આ મનોવેધિની, હૃદયભેદિની અને કરુણોત્પાદિની તેમજ પ્રતિહિંસામયી અને પરલોકતત્ત્વ પરિચાયિકા આત્મકથામાં હું કપટપ્રીતિ અથવા તો પ્રેમરચનાની એક અક્ષરશ સત્ય તથા મર્મસ્પર્શિની ઘટનાનું શાબ્દિક ચિત્ર આલેખવાની છું જેથી તે ઘટનાના એ શાબ્દિક ચિત્રના અવલોકનથી મારી આત્મકથાનાં પાઠક તથા પાઠિકાઓ જાણી શકશે કે આજે પણ સરલ સ્નેહવતી તથા ઇશ્વરપરાયણા આર્ય રમણીઓ પ્રેમના નામથી કેટલી સીમા પર્યન્ત મુગ્ધા થાય છે, લોભાય છે, ઠગાય છે અને અંતે સ્વાર્થપરાયણ પુરુષોના હસ્તથી ભ્રષ્ટ થઇ તેમના અત્યાચારોથી પીડાઈ અનિચ્છા છતાં પણ અધોગતિની ગર્તામાં ધકેલાય છે અને અષ્ટપ્રહર પશ્ચાત્તાપના પ્રચંડ પાવકથી હૃદયને દગ્ધ કરતી તથા નેત્રોમાંથી નિરંતર નીરધારાને વહેવડાવતી આ સંસારને ત્યાગી પરલોકમાં પ્રયાણ કરી જાય છે। એ ઉપરાંત મારી આત્મકથાના વાંચનથી જે એક અન્ય સર્વથા નવીન અને અપૂર્વ તત્ત્વ પાઠક તથા પાઠિકાઓના જાણવામાં આવવાનો સંભવ છે, તે તત્ત્વ એ છે કે આ લોકને ત્યાગ્યા પછી કોઈ પણ પરલોકનું અસ્તિત્વ છે કે નહિ? અને તે પરલોકમાં ગયા પછી મારા જેવી વંચિતા વિધવાઓ અથવા પ્રતારિતા પ્રમદાઓ જે પોતાના હૃદયમાં પ્રતિહિંસાના પાવકને પ્રબળતાથી ધધકતો રાખીને જ પરલોકવાસિની થયેલી હોય, તો જડશરીરનું મરણ થયા પછી પણ પોતાની તે પ્રતિહિંસા વિષયક આકાંક્ષાને મહાભયાનક સ્વરૂપમાં સિદ્ધ કરી શકે છે કે નહિ અને જે પશુવૃત્તિ, સ્વાર્થાન્ધ અને વિષયલોલુપ પુરુષોના કપટ પ્રેમથી તેમના જીવનની ધુળધાણી થયેલી હોય છે તે પશુવૃત્તિ પુરુષોના જીવનની પણ તે પરલોકવાસિની પ્રતારિતા પ્રમદાઓ અત્યંત ભીષણતાથી ધુળધાણી કરી શકે છે કે નહિ? કારણ કે, મહાનિદ્રા અથવા મહાનિર્વાણનું નામ 'મૃત્યુ' નથી, કિન્તુ દેહ પરિવર્ત્તન અથવા અન્ય શરીરની પ્રાપ્તિ એટલેજ 'મૃત્યુ' શબ્દનો અર્થ છે સર્પનું શરીર એક બાહ્ય આવરણથી ઢંકાયનું હોય છે અને તેના તે બાહ્ય આવરણને 'નિર્મોક' અથવા 'કાંચળી' કહેવામાં આવે છે જો 'નિર્મોક'ને ત્યાગવા છતાં પણ સર્પ તો જેવોનો તેવોજ રહી જાય છે અને તેનામાં લેશ માત્ર પણ પરિવર્ત્તન નથી થતું તેવીજ રીતે મનુષ્ય પણ પોતાના અસ્થિમાંસમય સ્થૂલ શરીરનો ત્યાગ કર્યા પછી સૂક્ષ્મતર પરમાણુઓવડે નિર્માયલા સૂક્ષ્મદેહને ધારણ કરીને ચરણોના નખથી મસ્તકની શિખા પર્યન્ત યથાસ્થિત જ રહે છે અને તેનામાં લેશ માત્ર પણ પરિવર્ત્તનનો વિકાર પ્રવેશ કરી શકતો નથી. સ્થુલ શરીરના મરણ પશ્ચાત્, જેવી રીતે મનુષ્યની આકૃતિમાં કાંઇ પણ પરિવર્ત્તન નથી થતુ તેવીજ રીતે મનુષ્યની પ્રકૃતિમાં પણ કાંઈ પરિવર્ત્તન બહુધા થતું નથી જે મનુષ્ય અત્યંત અધમ, મૂર્ખ, અન્ય મનુષ્યોને દુઃખ દેનાર તથા સુખશાંતિને સંહારનાર હોય છે, તે મનુષ્ય મરણ પછી અગ્નિદગ્ધ સ્વર્ણ પ્રમાણે, આત્મદ્રોહ જનિત અનુતાપના પરિશોધક પાવકમાં બળી બળીને ધીમેધીમે શુદ્ધ થાય છે, એટલે કે ક્રમશ પવિત્ર, પ્રશાન્ત, પ્રેમભક્તિપૂર્ણ પરોપકારશીલ મનુષ્ય થઇને ઉન્નતિના શિખરપર જઇ પહોચે છે પરંતુ કોઇ પણ મનુષ્યનું આવું પરિવર્ત્તન માત્ર એકજ દિવસમાં અથવા તો અલ્પકાળમાં જ થઈ જતું નથી, કિન્તુ અનુક્રમથી અને દીર્ઘકાળ પશ્ચાત્ થાય છે અને તે માટે ક્રમસાધ્ય યત્ન, સાધનના તથા પ્રબળ અનુતાપ આદિ સાધનોની પણ આવશ્યકતા હોય છે જે વેળાયે મનુષ્યની પ્રકૃતિમાં આવું વાંછિત પરિવર્ત્તન થાય છે, તે વેળાયે મનુષ્યની આકૃતિ પણ અત્યંત સુંદર, જ્યોત્સ્ના સમાન શીતલ અને આનંદવર્ષિની થઇ જાય છે. પરંતુ જ્યાં સુધી આવું વાંછિત પરિવર્ત્તન નથી થતું ત્યાં સુધી તે મનુષ્યનું સ્વરૂપ જેવું અહીં હોય છે તેવું જ પરલોકમાં પણ અવિચલ રહે છે અને આ સંસારમાં તેનો જેની સાથે જેવા પ્રકારનો પ્રેમ કિંવા તિરસ્કાર હોય છે, તેની સાથેનો તેવાજ પ્રકારનો પ્રેમ કિંવા તિરસ્કાર પરલોકમાં ગયાપછી પણ તે મનુષ્ય જાળવી રાખે છે મારી સાથેના મારા વિશ્વાસપટ પ્રેમિકના અસદ્વ્યવહાર અને પૈશાચિક વર્તનથી જીવિતાવસ્થામાં જ મારી પ્રકૃતિ પ્રતિહિંસામયી થઇ ગઇ હતી અને તેથી પરલોકમાં ગયા પછી મારી એ પ્રતિહિંસા વિષયક પ્રબળ આકાંક્ષાને

મ પૂર્ણ સિદ્ધ ન કરી લીધી ત્યા સુધી મારી પ્રકૃતિમા એ વાછિત પરિવર્તન થઇ શકયુ નહોતું, એ હવે નવેસરથી કહેવાની આવશ્યકતા નથી મારા સ્થૂલ શરીરના મરણ પછીના ત્રણ વર્ષના કાલાવધિમા મારા તે પિશાચપ્રકૃતિ પ્રેમિક પાસેથી મારી ઇચ્છાનુસાર અન્યાયનો પ્રતિશોધ કરી લીધાપછી અને આ મારી આત્મકથા મારા પુત્ર દ્વારા લખીને પ્રકટ કરાવ્યાપછી મારા મતસ આત્માને શાંતિનો સ્પર્શ થવા માંડયો છે અને તેથી હવે મને જણાય છે કે જેવીરીતે વૃન્ત-ચ્યુત કોમળ કુસુમો વન્યપશુઓદ્વારા પદદલિત થવા છતાં પણ નિસર્ગના અચિન્ત્ય મહિમાના યોગે પુન નવીન મૂર્તિને ધારણ કરીને વિશ્વના કાર્યમા નિયુક્ત થઇ શકે છે તેવીજ રીતે સત-ધર્મથી ભ્રષ્ટ થયેલા અબળાકુસુમો પણ પશુ-ચરિત્ર પુરૂષોદ્વારા પદદલિત થઇને અથવાતો મનોમુગ્ધકર પ્રલોભનોની જાળમા ફસાઇને મર્મ-દાહક દુઃખાગ્નિથી ભસ્મીભૂત થઈને જડ શરીરને ત્યાગી દીધા પછી દયાસાગર જગદીશ્વરના અચિ-ન્ત્ય તથા સૂક્ષ્માતિસૂક્ષ્મ ન્યાયના મહિમાથી અધ્યાત્મ જગતના ઉચ્ચ ધામમાં—કે જે ધામ ધર્મપ્રતિગતા જગદીશ્વરના મગલમય શાસનને આધીન છે, મનુષ્યથી જ્યાં ધર્મનું ઉલ્લઘન કરીને કદાપિ વિચરી શકાતું નથી, જ્યાં જે મ-નુષ્ય જેવા આદરને પાત્ર હોય છે તેનો તેવોજ આદર થાય છે અને જ્યાં સર્વ મનુષ્યો પરસ્પર ઉપકાર જ કરતા રહે છે, તે અસૂયા, દ્વેષ, ઇર્ષા, રાગ અને પ્રતિહિંસા આદિ અનિષ્ટ વિકારોથી સર્વથા મુક્ત અને અનન્ત ધામમાં,—ઉચ્ચતર જીવનને પ્રાપ્ત કરીને કૃતાર્થ થઈ શકે છે એટલે હુ પણ તે ઉચ્ચતર જીવનને મેળવીને આત્મ્ય કૃતાર્થ થઈ ગઈશ.

મારી આત્મકથાની આટલી ભૂમિકા સપૂર્ણ રૂપના અધિક હોવાથી હવે એ ભૂમિકાની આટલે-થીજ પરિસમાપ્તિ કરીને હુ મારા મર્ત્યલોકમાંના જીવનચરિત્રના સવિસ્તર નિરૂપણમા પ્રવૃત્ત થવાની આજ્ઞા ઇચ્છુ છુ

## પ્રકરણ ૨ જું
### નિર્દોષ આત્મજીવન

કાઠિયાવાડમાના જામનગર અથવા નવાન-ગર નામક સસ્થાન અથવા દેશી રાજ્યનો જે સમસ્ત પ્રદેશ 'હાલાર' નામથી ઓળખાય છે, તે 'હાલાર' પ્રાન્તની પોરબદર રાજ્યની સીમા સાથે મળતી સીમાથી બે ગાઉના અતરપર આ-વેલા ધર્મપુર નામક ગ્રામમા વિક્રમ સવત્ ૧૯૩૯ અથવા તો ઇ સ ૧૮૮૩ માં ત્યાં દેશપરત્વે 'બરડાઇ' બ્રાહ્મણના નામથી ઓળખાતી ઔદી-ચ્ય જાતિના એક કુલીન, પ્રતિષ્ઠિત, સદાચારશીલ અને આદર્શચરિત્ર પરતુ જેની આર્થિક સ્થિતિ બહુ જ સાધારણ હતી તેવા બ્રાહ્મણ કુટુબમાં મારો જન્મ થયો હતો અને મારાં નેત્રો મીન સમાન ચચળ હોવાથી મારૂં મૂળ નામ પાર્વતી હોવા છતા મારા સસ્કૃત ભાષાભિજ્ઞ પિતાશ્રી મને મીનાક્ષી કહીને બોલાવતા હતા અને તેથી અન્ય સ્ત્રીપુરુષો પણ મને તેજ નામથી બોલાવવા માંડતાં મારૂં મૂળ નામ અદૃશ્ય થઈ ગયું અને એ મીનાક્ષી મારા સ્થૂલ શરીરના મરણ પર્યન્ત અવિચળ રહ્યું એટલે મારી આત્મકથામાં પણ મે મારો પોતાનો પરિચય એ નામથી જ કરાવ્યો છે

અમારા ધર્મપુર ગામના પાદરમાં જ એક નાની નદી કલકલ નાદ કરતી વહ્યા કરે છે અને તે બહુધા ચોમાસા પછી આઠ માસ પર્યન્ત મધુર, સ્વચ્છ તથા સ્વાદિષ્ટ જળથી ભરેલી રહે છે માત્ર ઊન્હાળાના છેલ્લા દિવસોમા જ તેમાંનુ જળ કાંઇક ઓછું થઇ જાય છે અને વર્ષાઋતુમાં એ નદીમાં કેટલીકવાર પૂર પણ આવે છે છતાં એ નદીના તીર પ્રાતમાં વસતા લોકોની એ પૂરથી કોઇવાર કશીપણ હાનિ થઈ હોય એવુ અદ્યાપિ કોઇ-ના જોવા કે સાંભળવામાં આવ્યું નથી એ એક ક્ષુદ્રનદી હોવા છતાં પણ મહાઉદાર છે અને તેથી અલ્પ ધન આપીને મદોન્મત્ત થઇ જનારા ખલ જનોની ઉપમા એ નદીને ન આપતાં એનું આદરની દૃષ્ટિથી જ અવલોકન કર્યા કરવું, એ જ મને અભીષ્ટ જણાય છે. ધર્મપુર ગ્રામ એ નદીના તીરપ્રાંતમાં કાંઇક ઉચ્ચ ભૂભાગમાં

લગભગ એક માઇલની ગોળાઇમાં વસેલુ છે અને એ ગ્રામની નિવાસિયોના ઘરો અથવા 'ખોયડાં' સાધારણ ઉંચાઇના હોવા છતાં ઉચ્ચભૂભાગમાં આવેલાં હોવાથી લગભગ એક માઇલના અંતરપરથી એ ગ્રામ દૂરથી આવનારના જોવામાં આવી શકે છે ગ્રામની આસપાસ સુરક્ષિતતામાટે કાંટાની વાડ કરી લેવામાં આવી છે અને એ કંટકદુર્ગમાં ગ્રામમાં પ્રવેશ કરવામાટેનો 'ઝાંપો' (દ્વાર) રાખવામાં આવ્યો છે એ ઉપરાંત કાંટાની વાડમાંથી નદીતીરે જવાના એક બે બીજા સાંકડા રસ્તા પણ છે અને 'છીંડી' ના નામથી ઓળખાય છે. એ ગ્રામ ક્યારે વસ્યુ અને તે કોણે વસાવ્યુ, એનો કશો પણ ઇતિહાસ એ ગ્રામનાં વર્તમાન નિવાસિયોના જાણવામાં નથી, છતાં ગ્રામના રંગ રૂપને જોતાં એ ગ્રામ નહિ નહિ તોપણ બસેંથી ત્રણસે વર્ષપૂર્વે વસેલું હોવુ જોઇએ એવું કેટલાંક કારણોથી સ્થૂલ અનુમાન કરી શકાય છે. 'હાલાર' માં ગત સો વર્ષમાં દિવસાનુદિવસ લોકસંખ્યા વધતી રહેવાથી એ ગ્રામની આસપાસ બબ્બે અને ચાર ચાર માઇલના અંતરે બીજાં પણ કેટલાંક નાનાં નાના ગ્રામો વસી ગયાં છે. ધર્મપુરમાં કોઈ પ્રાચીન દુર્ગ, દેવમંદિર કિંવા અટ્ટાલિકાના અવશેષ નથી, પરંતુ નદીના તીરપ્રાંતમાં બે ત્રણ વિશાળ વટવૃક્ષ, એક બે પિપ્પલવૃક્ષ ( પીપળા ) અને એક તાડવૃક્ષ અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે અને તે વૃક્ષો એ ગ્રામની જીર્ણતાના પરિચાયક છે, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી એ ગ્રામના સબંધમાં ઉલ્લેખયોગ્ય કોઇ પણ ઐતિહાસિક ઘટના કોઇના સાંભળવામાં આવી નથી અને એ ગ્રામમાં કેવળ ઘી અને માટીના વાસણો વિના બીજી કોઇ એવી સારી વસ્તુ નિષ્પન્ન થતી નથી કે જેની અન્ય સ્થાનોમાં પણ પ્રશંસા થઇ શકે ભૂમિ રસાળ હોવાથી ઘઉં, બાજરો, તલ, જુઆર અને બંટાનો પાક વિપુલ પરિમાણમાં થાય છે અને શેરડીના વાડ પણ કરાય છે એટલે કૃષિકારોની સ્થિતિ સાધારણત સારી રહ્યા કરે છે. કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, ધર્મપુરના ચોખા ઘણા જ સારા થાય છે પરંતુ મારો પોતાનો એવો અભિપ્રાય છે કે, અમારા ધર્મપુરમાં જે ચોખા ઉત્પન્ન થાય છે તેના કરતાં તેની આસપાસના રાવલ ઇત્યાદિ અન્ય ગ્રામોમાંના ચોખા વધારે સારા અને સ્વાદિષ્ટ તથા રુચિકર હોય છે ઉપર જણાવેલી વસ્તુઓ ઉપરાંત ધર્મપુરનાં ક્ષેત્રોમાં રૂનો પાક પણ ઘણો જ સારો થાય છે અને ઊનની પેદાશ પણ સારી છે, કારણ કે, ભરવાડો પોતાના ઘેટાંનાં ટોળાંને લઇને ધર્મપુરની આસપાસ છાવણી નાખીને પડેલા હોય છે તેમનો નિર્વાહ એ ઊનના વેચાણથી જ ચાલ્યા કરે છે

ગ્રામમાં બધાં મળીને ગોથી સવાસો ખોયડાં અથવા ઘરોની સંખ્યા છે એમાંના પાંચેક ઘર લુહાણા વ્યાપારીઓનાં, ત્રણેક ઘર અમારા બ્રાહ્મણોનાં, એક ઘર કુંભારોનાં, બે ત્રણ ઘર સુતારનો ધંધો કરનાર કુંભારોના, એક ઘર વાળંદ (હજામ અથવા વાયજા) નાં, ચારેક ઘર મેરવાર (ઢેઢ) નાં અને બાકીનાં ઘર આયર જાતિના ખેતી કરનાર લોકોના છે ગ્રામની માવારણ વ્યવસ્થાનું કાર્ય પાંચ રૂપિયાના પગારદાર પટેલને સોંપાયલું છે અને ગ્રામની રક્ષા માટે એક પસાયતા (સિપાહી) ને રાખવામાં આવ્યો છે અર્થાત્ એ ગ્રામમાં જે વસતી છે તે ઉચ્ચ અને મધ્યમ જાતિના કેવળ હિન્દુ લોકોની જ વસતી છે એટલે કે, મુસલ્માન, ક્રિશ્ચિયન્ કે અન્ય વિજાતીય તથા વિધર્મીય લોકોનુ એ ગ્રામમાં નામ નિશાન પણ જોવામાં આવતુ નથી. એ સો સવાસો ઘરમાંનાં સ્ત્રી, પુરુષ તથા બાળકો મળીને એ ગ્રામની લોકસંખ્યા સાડાચારસોથી પાંચસો માણસોની ગણાય છે અને વસતીના પ્રમાણમાં એ ગ્રામની સુખી ગ્રામોમાં ગણના કરાય છે ધર્મપુરમાં ધનાઢ્ય જનોની સંખ્યા નહિંવત્ હોવા છતાં પણ જે વેળાએ મારી અવસ્થા પંદર કે સોળ વર્ષની હતી તે વેળાએ એટલે કે વિક્રમ સંવત્ ૧૯૫૪–૫૫માં એ ગ્રામની સ્થિતિ ઘણી જ સારી હતી અને સાધારણત સર્વ જનોની સ્થિતિ સંતોષકારક હતી. જો કે દરિદ્ર મનુષ્યોનો ત્યાં સર્વથા અભાવ તો નહોતો જ, તથાપિ જે એક બે ગરીબ તેમ જ અશક્ત પુરુષ તેમ જ બે ચાર અનાથ અને નિરાધાર અબળાઓ હતી તેમને ગ્રામમાંના અન્ય સમર્થ જનો પાસેથી આવશ્યકીય સહાયતા મળ્યા કરતી હોવાથી માત્ર

ઉદરનિર્વાહ માટે તે અસહાય સ્ત્રીપુરુષોને આ ગામથી તે ગામમાં અને તે ગામથી આ ગામમાં ભટકવા કે આથડવાની આવશ્યકતા રહેતી નહોતી, આટલા પરિમાણમાં ત્યાં ભૂતદયા, અનુકંપા સહાનુભૂતિ તથા મનુષ્યત્વનું અસ્તિત્વ હતું અને તેનાજ પરિણામે ગામની સ્થિતિ સંતોષકારક હતી, એવી મારી માન્યતા છે ધર્મપુરમાં એક બે લુહાણા વ્યાપારીના અને ગામના આયર જાતિના એક બે ઘરનાં મકાનો પાકી બાંધણીનાં એટલે કે પાષાણ અને ચુનાનાં બાંધેલાં હતાં અને અદ્યાપિ છે કે જેમને ત્યાં ' મેડી'ના નામથી ઓળખવામાં આવે છે અને બાકીનાં બીજા બધા ઘરો કાચી બાંધણીનાં એટલે કે પાણાની ભીંત ઉભી કરીને માટીથી છાંદી લીંપેલાં છે કે જેમને ત્યાં ' ખોયડાં ' કહેવામાં આવે છે

અસ્તુ હું જ્યાં સુધી એ મારા જન્મસ્થાન ધર્મપુરમાં હતો ત્યાં સુધી પાશ્ચાત્ય સભ્યતાની જ્યોતિ કિંવા આધુનિક વિલાસસામગ્રીઓનો ધર્મ-પુરમાં લેશમાત્ર પણ પ્રવેશ થઈ શક્યો નહોતો અને ગામમાંના મેકડે નેવું ટકા જેટલા મનુષ્યોની જ્ઞાનના વિષયમાં એવી દશા હતી કે તેઓ ઘડિયાળના ટકોરા સાંભળીને મહદાશ્ચર્યમાં પડી જતાં હતાં અને ' ધર્મવિના ટકોરા વગાડીને કાળને માપવાની અન્ય કોઈની પણ શક્તિ નથી !' એવી તેમની માન્યતા હોવાથી તેઓ ઘડિયાળને 'ધર્મની ઘડિયાલ ' ના નામથી ઓળખતાં હતાં ચીનીનાં વાસણ, કપડાની છત્રીઓ, રેશમના વસ્ત્રો અને બુટ મોજા આદિ તો કેવળ લક્ષાધીશ લોકોના વપરાશની વસ્તુઓ છે, એવો તેમનો અભિપ્રાય હતો. ત્યાં મેડીકલ કૉલેજની પરીક્ષામાં પસાર થયેલી 'મિડ્વાઈફો' નો સંપૂર્ણ અભાવ હોવા છતાં પણ ત્યાંની સ્ત્રીઓ સુખપૂર્વક અને કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના પ્રસુતિના કઠિન સમયમાંથી પસાર થઈ જતી હતી અને ત્યાંના દુર્ગન્ધથી નવીન પાશ્ચાત્ય પ્રકાશોર્જિત સભ્યજનોનાં મસ્તક ભમી જવાનો કદાચિત્ સંભવ માની શકાય, માત્ર એટલું જ નહિ, પણ તે મહાશયોને ત્યાં કદાચિત્ વૉમિટ અથવા ઉલટી પણ થઇ જાય તેવા સૂતિકાગારમાં પ્રમદાઓનો નિવાસ હોવા છતાં પણ ગામની ચતુરા અને અનુભવિની સોયાણીઓ તે પ્રસૂતાઓને તથા તેમનાં નવીન જન્મેલાં સંતાનોને બિચારી તેની હતી આરારૂટ, બાર્લી અને મેલિન્સફૂડ જેવી બાળકો, અશક્ત મનુષ્યો તથા રોગીઓ માટેની ખાદ્ય વસ્તુઓનો ત્યાં પૂરેપૂરો દુષ્કાળ હોવા છતાં પણ કેવળ પોતાની માતાના પયપાન તથા ગોમાતાના ધારોષ્ણ પવિત્ર દુગ્ધનું પાન કરીને જ ત્યાંના બાળકો હષ્ટપુષ્ટ થઈને શુક્લ પક્ષીય ચન્દ્ર પ્રમાણે દિવસાનુદિવસ વૃદ્ધિંગત થયા કરતાં હતાં ત્યાંના મનુષ્યો ત્યાંના ખેતરોમાં ઉત્પન્ન થતાં ચોખા, બાજરો, ઘઉં, જુવાર, મગ, અડદ અને ચણા આદિ અન્નો, ઘી, તેલ અને સાધારણ શાકભાજી–વિશેષત કુંગળી અને મૂળા–ના આહાર અને નદી અથવા કૂપના શીતલ જળના પાનથી પોતાના જીવનનો નિર્વાહ કર્યા કરતાં હતા છતાં તેમને કદાપિ અશક્તિ, ઉદરામય તથા એવા જ અન્ય કોઈ પણ પ્રકારના રોગની બાધા થતી નહોતી કારણ, ગાયો તથા ભેંસોનું શુદ્ધ દુગ્ધ, દધિ, માખણ, છાશ, ઉત્તમ જળ અને સ્વચ્છ વાયુ આદિ વસ્તુઓના પ્રભાવથી રોગ મહારાજનું તેમના સમક્ષ કાંઈ પણ બળ ચાલી શકતું નહોતું અનેક છિદ્રોવાળાં ઝૂપડાં જેવા ખોયડાંમાં રહેવા છતાં તેમને શીતજ્વર સ્પર્શ કરી શકતો નહોતો અને પ્રકૃતિમાં કિંચિત્ અસ્વસ્થ થતાં જ તેમને સીમલા, મસૂરી નૈનીતાલ, પંચગની, લાનોલી, દેવલાલી, મહાબળેશ્વર, કે આબૂ જેવા આરોગ્યવર્ધક સ્થાનોમાં જવાની અને ત્યાંના ' સેનેટોરિયમો ' માં રહેવાની સ્વપ્નમાં પણ આવશ્યકતા જણાતી નહોતી, કારણ કે, તેઓ પોતાના ગામમાંની ' અમર ' ડાલીની વનસ્પતિની ગોળીઓ ખાઈને એક બે દિવસમાજ પાછાં સાજા તાજા થઈ જતાં હતા અને એ કારણથી કોઈ વૈદ ત્યાં આવતો જ ન હોતો. જો કમાણીની આશા હોય તો આવે ને ? વૈદો, હકીમો અને ડૉક્ટરો માટે તો મુંબઈ જેવાં નગરો કલ્પવૃક્ષ સમાન છે, આવા પ્રાકૃતિક આરોગ્યમંદિર સમાન ગામોમાં તેમના દવાખાનાંની કદીપણ ગરજ હોતી નથી.

ગામમાંનાં જે બ્રાહ્મણ તથા લુહાણાનાં કુટુમ્બો હતાં તેજ સર્વથી સારાં કુટુમ્બો ગણાતાં હતાં. ગામનાં બીજા મનુષ્યો કરતા એમનામાં માત્ર એટલીજ વિશેષતા હતી કે, એમને સાધારણત લખતાં વાચતા આવડતુ હતુ, એ લોકો નાનો મોટો વ્યાપાર કરતા હતા અને જો આવશ્યક્તા આવી પડે તો એમનામાના કોઇ કોઇ મનુષ્યો—પુરૂષો—મુંબઇ, કરાચી કે ઈજિપ્ટ આફ્રિકા જેવા દૂરના દેશોમાં પણ ચાલ્યા જતા હતા, તે સમયના ત્યાના શિક્ષણનો લુહાણા વ્યાપારીઓને સાધારણ ગુજરાતી ભાષા લખવા વાચવાનુ જ્ઞાન તથા ગામડિયા ચોપડા ચીતરી શકાય એટલુ નામાનું જ્ઞાન અને બ્રાહ્મણોને ટીપણું ઉથલાવીને તિથિ, વાર, માસ અને સવત્સર લોકોને જણાવી શકાય, લગ્નના મત્ર ભણી શકાય અને અગિયારમા બારમાની સાચી ખોટી ક્રિયા કરાવી શકાય એટલુ જ્ઞાન, એટના-માજ બહુધા સમાવેશ થઇ જતો હતો ત્યાં સાહિત્યનો કિંવા સાહિત્યને લગતા પુસ્તકોનો એ શિક્ષણ સાથે કશો પણ સબધ નહોતો અને હજી પણ નથી ધર્મપુરથી ત્રણ માઇલના અતરપર આવેલા એક બીજા ગામમાની નિશાળમાના ગુરુજી અથવા મહેતાજી પાસે જઇને કક્કા બારાખડીનો અભ્યાસ કરવો અને સહી કરવા જેટલી વિદ્યા શીખી લેવી એટલોજ ત્યાંનો અતિમ ક્રમ હતો ત્યા અગ્રેજી શિક્ષણનો તો નામમાત્રને માટે પણ પ્રવેશ થયો નહોતો અને હજી પણ ત્યા અંગ્રેજી જાણનારાની સખ્યા એટલી મોટી (?) છે કે જો કોઇનો તાર ક્યાયથી આવ્યો હોય તો તે વચાવવા માટે ધર્મપુરના નિવાસીઓને ત્યાંથી ચૌદ માઇલપર આવેલા એક મોટા નગરમા ટાંટિયા તોડીને જવુ પડે છે ગામમા પત્રવ્યવહાર કરનારા લોકોની સખ્યાપણ બહુજ અલ્પ હોવાથી પોસ્ટઑફિસનો ત્યાં પ્રથમથીજ અભાવ છે અને તેથી ત્યાના લોકોના કાગળો આઠ માઇલપરના 'રાવળ' ગામની પોસ્ટઑફિસમા આવે છે અને કાગળો મોકલવા હોય તોપણ ત્યાંથી જ મોકલાય છે જો ફોજદારનુ કામ પડે તો તે રાવળથી આવે છે અને ઇન્સાફની સાધારણ અદાલત ત્યાંથી દશ માઇલપરના કલ્યાણપુર નામક ગામમાં આવેલી છે અને ધર્મપુર કલ્યાણપુર મહાલનું જ એક ગામ છે.

ધર્મપુરમા ચોટા કે બજાર તથા હાટ કે દુકાન જેવું કાઇ છે જ નહિ લુહાણા વ્યાપારીઓ પોતાના ઘરના અમુક ભાગ લાગનો જ હાટ કે દુકાન તરીકે ઉપયોગ કરે છે અને તેમાં બહુત વર્ગમા ખપતી વસ્તુઓ લાવીને વેચવામાટે રાખે છે બેડુ લોકો પોતા પાસેની ઘી, દાણા કે તન આદિ વસ્તુઓ આપીને તેમના બદલામાં પોતાને જોઇતી તેલ, ખાંડ, ગૉળ, તમ્બાકુ તથા મશાલોઆદિ વસ્તુઓ લઇ જાય છે અને જો તેઓ ઉધાર માલ લઇ જાય તો તેમના નાણા તેઓ જ્યારે ખેતરમા પાક આવી ૧૫ ત્યારપછી જ ચૂકવે છે વ્યાપારીઓને સારી પેદાશ તો ગામની આસપાસનાં જગલોમા ફૂરયા કરીને રહેનારા અને ચારસો, પાચસો કે હજાર હજાર ગાડરોના લશ્કરને તથા ગાયો ભેંસોને રાખનારા ભરવાડો પાસેથી થાય છે, કારણ કે. એ ભરવાડો વ્યવહારના ઘણા જ ચોખ્ખા હોય છે, માત્ર એટલું જ નહિ, પણ કેટલેક સ્થળે તો ઊન વેચનારા એ ભરવાડો વ્યાપારીઓકરતા પણ વિશેષ ધનાઢ્ય અને સારી સ્થિતિના હોવાથી ખર્ચ કરવામા અને ઉદારતામા પણ તેઓ ત્યાંની અન્ય જાતિઓમા અગ્રભાગે આવે છે અમારા ગામ બાબતનો મારા જન્મસ્થાન વિષયક આટલું વર્ણન સપૂર્ણ હોવાથી હવે હું મારા કુટુમ્બનો કાઇક પરિચય કરાવીશ

વિદ્યાના વિષયમા અમારા દેશના બ્રાહ્મણો વિશેષ આગળ વધેલા ન હોવા છતાં પણ મારા પિતાશ્રીએ સસ્કૃત ભાષાના વ્યાકરણ, જ્યોતિ શાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર તથા કાવ્ય આદિનો સારો અભ્યાસ કર્યો હતો અને તેથી તેમણે મને તથા મારી મોટી બ્હેન ત્રિવેણીને ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કરાવવા ઉપરાંત સસ્કૃત માર્ગો પદેશિકામાં પણ પ્રવેશ કરાવવાનો આરભ કર્યો હતો પુત્રીઓને પણ સુશિક્ષિતા કરવાની જે પિતાની આકાક્ષા હોય તે પિતા પોતાના પુત્રને અશિક્ષિત કેમ રાખે વારુ ? અર્થાત્ મારાથી મોટા —બે વર્ષ મોટા—મારા સહોદરને પણ તેમણે પોતાને

પ્રાપ્ત થયેલી સર્વ વિદ્યા ભણાવી દીધી હતી અને તેથી આસપાસના પચ્ચીસ ગાઉમાં મારા પિતાશ્રી તથા સહોદર 'પંડિત'ના ઉપનામથી ઓળખાતા હતા અને લોકો એ કારણથી લગ્ન તથા ઉત્તરક્રિયા આદિ શુભ તથા અશુભ પ્રસંગે વારંવાર તેમને બોલાવતા હોવાથી એટલી કમાણી અવશ્ય થતી હતી કે મારા પિતા, મારી માતા, અમો બે ભગિનીઓ, મારો સહોદર અને મારી ભાભી મળીને ૭ મનુષ્યોના બનેલા અમારા કુટુંબનો નિર્વાહ સુખપૂર્વક ચાલતા ઉપરાંત પ્રતિવર્ષ બે થી ત્રણસો રૂપિયાની રકમ બચાવી શકાતી હતી, કારણ કે, કોઇ સારા ગામમાં વર્ષમાં બે ત્રણ સપ્તાહ—ભાગવતવાંચન—થઇ જાય અને વચમાં પંદર વીસ સત્યનારાયણની કથા વાંચવાના પ્રસંગો આવી જાય તો તેમાંથી પણ સારી આવક થતી હતી. મારા પિતાનું નામ શિવશંકર, મારી માતાનું નામ ગિરિજા, મારા સહોદરનું નામ ગજાનન અને મારી ભાભીનું નામ ગોમતી હતું મારી નાની બહેનનું ત્રિવેણી નામ તો ઉપર દર્શાવેલું જ છે અને મારું નામ પાઠક તથા પાઠિકાઓ મારી આત્મકથાના આરંભથી જ જાણી ચૂક્યાં છે, એટલે તેના પુનર્નિર્દેશનની આવશ્યકતા નથી.

અહીં વચ્ચે જણાવવાની આવશ્યકતા છે કે મારાં માતાપિતા જેમ નૈતિકતા તથા ધર્મનિષ્ઠતા વિષયમાં ઉત્તમ પંક્તિમાં વિરાજનારાં હતાં તેમજ તેઓ શારીરિક સૌન્દર્ય તથા શારીરિક સુદૃઢતા અને આરોગ્યના વિષયમાં પણ પ્રથમ પંક્તિમાં આવે તેવાં હોવાથી તેમનાં સર્વ સંતાનો પણ જો સુદૃઢ અને સુંદર થાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નહોતું, અર્થાત્ મારો સહોદર પણ સુંદર તથા સુદૃઢ હતો અને પુરુષજાતિ કરતાં સ્ત્રીજાતિમાં સૌન્દર્યની સ્વાભાવિક જ અધિકતા હતી હોવાથી અમો ઉભય ભગિનીઓ તો સૌન્દર્યની સજીવન પ્રતિમા સમાન જ હતી, એમ કહેવામાં લેશમાત્ર પણ અતિશયોક્તિનો દોષ મારા શિરપર આવે તેમ નથી એવો મારો દૃઢ નિશ્ચય છે. મારી અને મારી ભગિની ત્રિવેણીની અવસ્થામાં બે વર્ષનો જ અંતર હોવાથી લગભગ અમો સમાન વયની જ દેખાતી હતી અને ગામમાં અમારા જેવી નમણી તથા રમણી અન્ય એક પણ બાલિકા ન હોવાથી અમને કોઇની નજર ન લાગે એટલામાટે અમારી માતા અમારી આંખોમાં આંજણ આંજીને કાનને પડખે લમણાપર આંજણનો કાળો ચાંલ્લો કરતી હતી અને અમારા ગળામાં કાળા ઊનનો દોરો હમેશાં બાંધેલો જ રાખતી હતી, કારણ કે, લોકોમાં એવી માન્યતા છે કે રૂપાળાં બાળકોના મુખપ્રદેશમાં આવો કાળો ચાંલ્લો કરીને કૃત્રિમ વિરૂપતાને લાવવાથી અને ગળામાં ઊનનો કાળો દોરો બાંધવાથી તેમને કોઇની નજર લાગતી નથી. ગામડામાં જોશીશાસ્ત્ર કરતાં ડોશીશાસ્ત્રની જ મહત્તા વિશેષ હોય છે, એ અહીં વિશિષ્ટતાથી ધ્યાનમાં રાખવાની આવશ્યકતા છે.

અમારી 'બરડાઈ' બ્રાહ્મણ જાતિમાં ઔદીચ્ય જાતિના અન્ય પ્રદેશમાંના કેટલાક અન્ય વિભાગો પ્રમાણે જ કન્યાની અછત હોવા થી કન્યાવિક્રયનો વ્યવસાય ધમધોકાર ચાલ્યા કરે છે અને પાંચસોથી હજાર રૂપિયાની રકમ કન્યાના પિતાને અથવા તો કન્યાના કોઈ પણ પાલકને આપ્યા વિના ગમે તેવા સારા અને સાધનસંપન્ન વરને પણ કન્યા મળી શકતી નથી પરંતુ મારાં માતાપિતા કન્યાવિક્રયની દુષ્ટ રૂઢિના પરમવિરોધી હોવાથી અમો ઉભય ભગિનીઓને પૈસા લઇને પરણાવવાનો તેમનો વિચાર નહોતો અને તેથી તેમણે સામસામા સગપણની રૂઢિના અવલંબનનો નિશ્ચય કરીને ગામમાં વસતા અમારી જાતિના એક પ્રતિષ્ઠિત કુટુંબના મારા કરતાં વિદ્યા તથા સૌંદર્યમાં કાંઇક ન્યૂન પરંતુ વયમાં ચાર વર્ષ અધિક એક બ્રાહ્મણકુમાર વેરે મારું સગપણ કરીને તે બ્રાહ્મણકુમારની મારી સમવયસ્કા ભગિની ગોમતી સાથે મારા સહોદરનું સગપણ કરી નાખ્યું અને તે સાથે મારા દીયર સાથે મારી ભગિની ત્રિવેણીનું પણ સગપણ કરી દીધું; કારણ કે, મારો બીજો સહોદર ન હોવાથી ત્રિવેણીને બેસાડી રાખીને તેના લગ્નના વળી નવા ખર્ચના ખાડામાં ઉતરવાની આવશ્યકતા નહોતી. અર્થાત્ મારો સહોદર બાર વર્ષનો હતો, હું દશ વર્ષની હતી. અને મારી ભગિની ત્રિવેણી આઠ વર્ષની હતી. તે વેળાએ જ અમો બધું ભગિનીઓના લગ્નના કાર્યને એક સાથે જ અમારાં માતાપિતાએ આટોપી લીધું અને એ કર્તવ્યના ભારથી તેઓ મુક્ત થઈ ગયાં. મારો અને મારા સહોદરનો કશો સંબંધ સામસામો થયેલો હોવાથી મારી ભાભી હોવા સાથે મારી નણંદ પણ થતી હતી અને હું તેની નણંદ હોવા સાથે તેની ભાભી પણ થતી હતી, એવી રીતે મારું અને મારી ભાભીનું બેવડું સગપણ યથાર્થ હતું. (અપૂર્ણ)

# योगीराज.

( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૩ જું.

### દિવ્ય યુવતિઓ.

મને તે જંગલી રાજાના મનુષ્યો ઉપડીને ત્યાંથી ઉપાડી ગયા મારી આંખો બાંધી દીધી હતી ઘણે દુર લઇ ગયા પછી તે ઉભા રહ્યા અને ત્યાં જઇ જમીન ઉપરનો પથ્થર ઉપાડી અંદર ઉતર્યા ઘણે દુર જઈ એક કોટડીમાં મને પુરી તેઓ બહાર ગયા. મે મારી આંખો ઉઘાડી જોયુ તો સર્વત્ર અંધકાર છવાઈ રહ્યો હતો ઝાડ ઝાંખરાં ઉગેલાં હતાં. હું પાટો છોડી આમતેમ ફાંફાં મારવા લાગ્યો પણ કંઇ રસ્તો સુઝતો નહિ આવી રીતે હું જીવતો જ નરકમાં પડયો.

તે પછી ત્યાંપણ મને ખાવા વિગેરે આપવાનુ કામ વિધાને સોંપેલુ હતું તેથી દિવસમાં એક વખત વિધા મને ખાવા આપવા ત્યાં આવતી અને મને કહેતી—"કેમ, હજુ માનવું છે કે અંધારામાં જ મરવું છે? શુ કામ દુખી થાવ છો સુખ મૂકી દુઃખમાં શા માટે રવડો છો લગ્નની હા પાડો તો ફુલે ફુલાશો આનો હું કંઇ ઉત્તર આપતો નહિ. છેવટે હું અંધકારના દુઃખથી કંટાળી જીવવા કરતાં મરવુ સારૂં એમ માની મરવા તઇયાર થયો એવામાં તે ખડમાં અચાનક પ્રકાશ થઇ રહ્યો અને એક, ખૂણામાંથી—જે મહાત્માના મને સુબાઇમાં મારા મકાનમાં દર્શન થયા હતા, તેજ મહાત્મા ત્યાં મને આશ્વાસન આપતા ઉભેલા જણાયા મે તત્કાળ તેમને પ્રણામ કર્યાં. મને જોઈ તેમણે કહ્યું, "કેમ ભાઇ, જીદગી દુખી જણાય છે? ગભરાવુ નહિ પ્રાણુ બચ્યા છે તો સર્વ મળશે, તારે હજી ઘણુ કરવાનુ બાકી છે ઇષ્ટસ્મરણ કર, ધૈર્ય રાખ, શાંતિ રાખ આમ કાયર બની મરવા તઇયાર ન થા ચાલ, મારો પાછળ આવ."

આ તેમની વાણીથી મારા હૃદયમાં અમૃત રેડાયુ દુખ ભૂલી ગયો અને સુખના સમુદ્રમાં ઉછળવા લાગ્યો હું તે પછી તેમની પાછળ પાછળ જવા લાગ્યો. આ વખતે અંધારૂં હતું નહિ પણ ચંદ્રમાનો શાંત પ્રકાશ જણાતો હતો. મને તેઓ ત્યાંથી ઘણે દુર લઇ ગયા પછી એક ટેકરી ઉપર ચઢયા. હું પણ તેમની પાછળ પાછળ તે ટેકરી ઉપર ચ્હડયો ઉત્સાહમાં ને ઉત્સાહમાં હું મારો થાક ભૂલી ગયો સા જ્યારે અમે છેક ઉપર ગયા તો એક મ્હોટો વડ ચારે તરફ ડાળીઓ ફેલાયેલો જણાયો ત્યાંથી થોડેક છેટે એક પર્ણકુટી હતી મને તે મહાત્મા ત્યાં લઇ ગયા, ત્યાં જઈ એક દર્ભાસન ઉપર પોતે બેઠા અને પછી સામે મને બેસવાની આજ્ઞા કરી. પછી મને કહ્યું—"ભાઈ, હવે ગભરાવાનુ કારણ નથી, અહી તને કોઇ સતાવી શકે તેમ નથી. તુ ઘણા દિવસથી ભૂખ્યો અને તરસ્યો છુ તો જો પેલા ઘડામાં પાણી છે તે પી, અને સામેના ખૂણામાં થોડાં વનફળ છે તે ખાઇ તૃપ્ત થા તારે થોડા દિવસ હજુ અહીં જ રહેવું પડશે"

તે પછી મે ત્યાંથી થોડાક વનફળ ખાધાં અને પાણી પી તૃપ્ત થયો. પછી મહાત્મા પાસે આવી પગે લાગી બેઠો તેમણે કહ્યુ "અહી તારે કંઇ પણ ચિંતા કરવાનું કારણ નથી કદાચ હિંસક પશુઓ આવે તો તારે બ્હીવુ નહિ તે તને નુકશાન નહિ કરી શકે આજની રાત્રી તુ અહીં

સુધ રહેજે ગભરાઇશ નહિ હું તને પેંઠી મળીશ." આમ કહી મહાત્મા ઉભા થયા અને ત્યાંથી ઉત્તર દિશા ભણી ચાલ્યા ગયા

હું તે પછી તે ટેકરી ઉપર એકલો પડ્યો. ઘણા દિવસનો ભૂખ્યો અને ઉંઘ ન આવવાથી હું ખથી કંટાળેલો ત્યા શીતળ પવનની લ્હેરોમાં પછી ધમધસાટ ઉંઘી ગયો સવાર થતાં જાગ્રત થઈ ત્યાથી ચોડેક દૂર આવેલા ઝરા પાસે જઈ દંત ધાવનાદિ ક્રિયા કરી તે ઝરાના શીતલ જળમાં જ સ્નાન કર્યું અને ત્યાંજ સન્ધ્યાદિની ક્રિયા કરવા બેઠો અહીંનું વાતાવરણ એવા પ્રકારનું હતું કે મને ત્યાં યમયમાદિ ક્રિયામાં વધુ શાંતિ જણાતી અને જોતજોતામા વૃત્તિઓ એકાગ્ર થઇ જતી સુખની કીંમત દુ ખ પડયા પછી સુખ મળે છે ત્યારે જ થાય છે. તેમ હું સુખમાંથી દુ ખમાં, અને દુ ખમાંથી હવે અલૌકિક આનંદમાં આવી રહેલો હોવાથી અહીં મને નવાજ આનંદનો અનુભવ થયો બાર વાગ્યા છતા તડકાનું ભાન થયુ નહિ કે ભૂખ, તરસ પણુ લાગી નહિ તર તજ ત્યાંથી મધ્યાન્હે સંયમમાંથી જાગ્રત થઈ ઉઠયો, અને મહાત્માશ્રી પધાર્યા હશે તો, એવા વિચારથી ઉતાવળો ઉતાવળો પર્ણકુટી તરફ ચાલ્યો.

ત્યાં જઈ જોયું તો મહાત્માશ્રી પધાર્યા ન્હોતા તેથી જરા બહાર જઇ થોડાં વનફળ લઇ આવ્યો અને જમ્યો અહીં મારે કાંઇ કામ કરવાનું ન્હોતું માત્ર આ સુંદર ટેકરીનું અવલોકન કરી કુદરતી લીલાના ચમત્કારોનો વિચાર કરવાનો અને મહાત્માશ્રીના સ્મરણુ ચિંતનથી વૃત્તિઓને એકાગ્ર કરવાની હતી આ પ્રમાણે આઠ દસ દિવસ અહીં વીતિ ગયા પણુ મહાત્માશ્રી તો આવ્યા નહિ

એક વખત ચારેક વાગ્યાના સુમારે હું ત્યાં ચોગાનમાં આમતેમ ફરી સૃષ્ટિ સૌંદર્યનું અવલોકન કરતો હતો ત્યાં આકાશમાં સમસમાટ થવા મડયો. તે જોઇ મે ઉપર જોયુ તો એક વિમાન નીચે ઉતરતું જણાયુ જોતજોતામા તે ચોગાનમાં તે વિમાન ઉતર્યું તેમા બે અલૌકિક સ્વરૂપ સૌંદર્ય યુક્ત બે રમણિયો બેઠેલી હતી તેમને મેં જોઇ હતી, પણુ તેમની નજર મારા તરફ નહોતી. ત બન્ને યુવતિઓ વિમાનમાંથી ઉતરી ઝરા તરફ વળી અને ત્યાં પાણી પી સ્નાન કરવાની તૈયારી કરવા લાગી હું વૃક્ષોની ઝાડીમાં હતો તેથી તેમણે આજુબાજુ જોઈ કોઇ માણસ ન જોતં વસ્ત્રો ઉતાર્યા આ સ્ત્રીઓ જાણે અહીંની પરિચિત હોય અને ઘણીવાર આવતી હોય. એમ તેમના વર્તન ઉપરથી મને લાગ્યુ, તેમને વસ્ત્રો કહાડતી જોઇ હું બીજી તરફ વળ્યો કારણુ કે જ્યાં સ્ત્રીઓ સ્વેચ્છાચારીપણે વસ્ત્રહિન થઇ સ્નાન કરે ત્યાં ઉભા રહેવુ કે તે તરફ જોવું એ ઘણું નીચ કામ છે તેથી હું ત્યાંથી દૂર ગયો

એકાદ કલાક તે સ્ત્રીઓએ ત્યાં ક્રિડા કરી, ન્હાઇ વસ્ત્રો પહેરી ત્યાંથી પાછી તે વિમાન તરફ આવી. આ વખતે હું પર્ણકુટિમાં આવ્યો હતો ત્યાંથી વિમાન તરફ જોઈ શકાતું હતું. તે સ્ત્રીઓ ન્હાઈ વિમાન પાસે આવી ત્યાથી કંઇક લઈ પર્ણકુટિ તરફ આવી, ત્યા હું દર્ભાસન ઉપર બેસી શું બને છે, તે જોવા લાગ્યો તે સ્ત્રીઓએ પર્ણકુટિમાં પ્રવેશ કર્યો. ત્યાં મને જોઇ સ્તબ્ધ બની ગઇ થોડીવાર આશ્ચર્ય પામી તે એક બીજાના સામુ જોતી કંઇક શરમાતી હોય તેમ, મારા સામે જોઈ તેમાંની એક જણું બોલી, "મહાત્માશ્રી નથી"?

આ સાંભળી હવે મને ખાત્રી થઇ કે આ સ્ત્રીઓ મહાત્માનાં દર્શન કરવા આવી હશે મેં ટુંકમાં જવાબ આપ્યો "નથી આપ કોણુ છો?"

તેમણે સામો પ્રશ્ન પૂછ્યો, "તમે કોણુ છો?"

મે કહ્યુ "હું મહાત્માશ્રીનો શિષ્ય છુ આપને જે કહેવાની ઇચ્છા હોય તે કહો, હું તેઓશ્રીને જણાવીશ" આમ કહી હું પર્ણકુટિમાંથી બહાર નીકળી તેમની સામે ઉભો રહ્યો.

મને જોઈ જાણે તે નિહાળી નિહાળીને જોતી હોય તેમ લાગ્યુ તે યુવતિઓ હજુ કુમારિકા હોય તેમ જણાતું હતું જોતાં કોઇ દેવીઓ હોય તેવા ઉત્તમ સ્વરૂપવાળી, ગૌરવર્ણવાળી, ભરેલા મુખવાળી અને મંદ મંદ હાસ્યની છટાવાળી હતી. મારી વાત સાંભળી તેમણે કહ્યું "કાંઇ કહેવુ નથી, અમે તો માત્ર દર્શન કરવા જ આવ્યાં હતાં. કાલે આવીશુ" આમ કહી તે મારી નજર આગળથી વિમાનમા બેસી મારા તરફ જોતી જોતી આકાશ માર્ગે ચાલી ગઇ (અપૂર્ણ.)

# स्वामी रामतीर्थ.

( અનુસંધાન ગતાંકથી )

આ પોરે સ્વામીજીએ હરિજી પાસે કેટલાક લોકોને કાગળો લખાવ્યા. તેમાં એમ લખ્યું હતું કે,-" જો ' રામ ' ને મળવાની ઈચ્છા હોય તો સપ્ટેમ્બરની અંદર આવી મળી જવું, નહિ તો પછી મળી શકાશે નહિ." " જાય છે " આ ભવિષ્યવાણી નહોતી, એમ કોણ કહી શકશે ?

ઉપર કહેલી પર્ણકુટીમાં નિવાસ કરી તા ૧૭ મી અકટોબર ૧૯૦૬ સંવત ૧૯૬૩ ના આશ્વિન વદ અમાવાસ્યાને બુધવારે એટલે દિવાળીને દિવસે ૩૩ વર્ષની ઉમ્મરે સ્વામીજીએ, જેને પોતે સદા ગંગી કહેતા અને જેની ગોદમાં તે સદા આનંદી રહેતા તે ગંગાને, પોતાનો દેહ અર્પણ કર્યો. સ્વામીજીએ ગુરૂને આત્મસમર્પણ કર્યું તે દિવસ પણ દિવાળીનોજ હતો. એજ દિવસે સ્વામીજીએ પોતાનું કામ પૂરૂં કર્યું અપૂર્ણ લેખ પુરા કર્યા-અને જલસમાધિ લેતા પહેલાં થોડી મિનિટ ઉપર તેમની કલમમાંથી નીચેના શબ્દો નીકળ્યા —

"બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઈંદ્ર, ગંગા, ભારત, હે મૃત્યુ ! મ્હારો આ એક દેહ બેશક લઈ જા, મ્હારે તેની દરકાર નથી, મ્હારે બીજા દેહોની ખોટ નથી, ચંદ્રનાં નિર્મળ કિરણોમાં રૂપેરી દેહ ધારણ કરીને હું આનંદથી વિહરીશ, જગત, નદી, નિર્ઝરાઓને વેષે હું ગાતો ફરીશ, સમુદ્રનાં મોજાઓ રૂપે હું નાચીશ, આનંદ ભર્યો મંદ વાયુ અથવા શીતળ સુગંધી વાયુ હુંજ છું, આ બીજા બધા મ્હારાં ભિન્ન ભિન્ન સ્વરૂપોજ છે આ રૂપે હું પર્વત નીચે ઉતર્યો, મૂએલાંને ઉઠાડ્યાં, ઉંઘતાઓને જાગ્રત કર્યા, કેટલાંક દુખીનાં આંસુ લોહ્યાં, ગુલાબોને હસાવ્યાં, બુલબુલોને રડાવ્યાં, આને સ્પર્શ કર્યો, તેને અડક્યો, અહીંઆ ગયો, ત્યાં ગયો, સાથે કંઈજ રાખ્યું નહિ અને કોઇના હાથમાં આવ્યો નહિ "

આ લેખ લખીને લગભગ બપોરે સ્વામીજી ગંગા ઉપર ગયા અને ગંગાજીમાં જલસમાધિ લીધી

તા ૧૯ મી અકટોબરને દિવસે જ્યારે આ શોક સમાચાર લાહોર પહોંચ્યા ત્યારે સ્વામીજીના વડા પુત્ર મદનમોહન તથા પૂરણજી અને સ્વામીજીના સ્નેહીઓએ એ સમાચાર તેમને ગામ મરાલીવાલા પહોંચાડ્યા સ્વામીજીના ધર્મપત્ની આ ખબર સાંભળીને મૂર્છિત થઈ ગયા અને ઘણી વારે શુદ્ધિમાં આવ્યાં સ્વામીજીના પિતા અને તેમના વડા ભાઈએ પ્રથમ તો સ્વામીજીનો દેહ છૂટી જવાની વાત સાચી પણ માની નહિ.

ટિહરીના મહારાજાએ આ ખબર સાંભળીને તરતજ પોતાના રાજ્યની સઘળી ઑફીસો બંધ કરાવી દીધી સ્વામીજીના મૃત્યુનો શોક પ્રદર્શિત કરવા માટે લાહોરની મિશન કૉલેજમાં એક જંગી સભા ભરાઈ કૉલેજનો હૉલ (દીવાનખાનું) જો કે ઘણો મોટો છે તોપણ લોકોની ભીડ એટલી બધી થઇ હતી કે બેસવાની પુરતી જગ્યા પણ મળતી નહોતી કૉલેજના પ્રિન્સિપાલ ડૉ૦ જે૦ મી૦ આર૦ ઇર્વિંગ અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા. અધ્યક્ષ મહાશયે શોક પ્રદર્શિત કરતાં જણાવ્યું કે, "મને લાહોરમાં આવ્યાને ૧૮ વર્ષ થયાં છે હું આવ્યો તે સમયે રામતીર્થ કૉલેજના ફર્સ્ટ યીઅર ક્લાસમાં ભણતા હતા તેમનાં ઉત્સુક નેત્રો અને તેમની સુંદર છબીએ મ્હારા મનપર બહુ સારી છાપ પાડી છે, તે વખતનું સ્મરણ મને હજી ગઈ કાલના જેવું તાજું જ છે રામતીર્થ પાંચ વર્ષ સુધી આ કૉલેજમાં ભણ્યા તેઓ સર્વથી ચતુર, હૃદયના શુદ્ધ અને દયાળુ હતા "

ફૉરમેન ક્રીશ્ચીઅન કૉલેજના અધ્યાપક ડૉક્ટર આર્વિસને જણાવ્યું કે, "સ્વામીજીનાં જેટલા

વખાણ કરીએ તેટલાં થોડાં છે તેમણે મ્હારા હાથ નીચે અભ્યાસ કર્યો હતો અને તેઓ મ્હારા પર ઘણો પ્રેમ રાખતા હતા સ્વામીજી એવા મહાપુરૂષ હતા કે બીજા માણસોની પ્રીતિ તેમના પર બહુ જલદી થઇ જતી, એમનામાં કંઇક એવી વિલક્ષણતા હતી કે જેથી તેઓ બીજા માણસોને બહુ પ્રિય લાગતા એમણે પોતાના દેશને માટે જે જે કામો કર્યાં છે તે અનુકરણીય અને આદરણીય છે અમેરિકા જવામા એમનો ઉદ્દેશ પોતાના દેશની ઉન્નતિ કરવાનો જ હતો" બાબુ અવિનાશચંદ્ર મજમુન્દાર, પ્રોફેસર રાંચીરામ, લાલા ધર્મદાસ, પંડિત રામભજદત્ત વગેરે વિદ્વાનપુરૂષોએ સ્વામીજીની શ્લાઘા કરતાં જણાવ્યું કે –"સ્વામીજી એક સર્વગુણસંપન્ન અપૂર્વ મહાત્મા હતા." મિરત, ફૈઝાબાદ ઇત્યાદિ મોટા શહેરોમાં તેમના મૃત્યુનો શોક પ્રકટ કરવાને માટે સભાઓ મળી હતી વળી વિશેષ વાત એ છે કે માત્ર સનાતની હિંદુઓએજ નહિ, પણ આર્યસમાજી અને બીજા પંથના લોકોએ તેમજ અન્ય ધર્મના લોકોએ પણ સભા ભરી શોક પ્રદર્શિત કર્યો અન્ય દેશોથી પણ શોક પ્રદર્શિત કરનારા પત્રો આવ્યા અમેરિકાથી આવેલા પત્રોમા એવુ ચોખ્ખુ લખાણ હતું કે, "સ્વામીજીએ અમેરિકામાં હિંદુસ્તાનને માટે જે કામ કીધુ છે તેનો ખ્યાલ તેઓને જ આવી શકે કે જેઓ તે દેશમાં જઇને તે કામોને પોતાની નજરે જુએ" અમેરિકન એક પત્રના લેખક મહાશય જણાવે છે કે, "પોર્ટલેંડના જજ મી વેસ્ટર કે જેઓ 'પોર્ટલેંડ રામ સોસાયટી'ના અધ્યક્ષ છે તેમની સાથે મને વાતચીત થતાં તેમણે મને જણાવ્યુ કે, જ્યારે સ્વામીજીની સાથે કાંઇ પણ વાત થઇ નહોતી ત્યારે પણ સ્વામીજીની ભવ્ય મુદ્રાનું દર્શન કરતા મને એવો પ્રેમ ઉત્પન્ન થયો કે જેવો પ્રેમ મને બીજા કોઈ પણ માણસનો ચહેરો જોતા થયો નથી આ પ્રેમની અસર મને દેહાંત પર્યંત રહેશે" સ્વામીજી જ્યાં જ્યાં ગયા ત્યા ત્યાં સર્વે લોકો એમનાપર એવા તો મોહિત થઈ જતા કે તેઓ પોતાના દેહનું ભાન ભૂલી જતા અને સ્વામીજીને માટે પ્રાણ આપવાને તૈયાર થઇ જતા અમેરિકાના લોકો કહે છે કે, સ્વામીજીના અકાળ મૃત્યુથી ફક્ત હિંદુસ્તાનનેજ નહિ પણ આખી દુનિયાને મહા નુકશાન થયુ છે

સ્વામીજીના શરીરની શોધ કરવામાં આવી, પરંતુ તે વખતે એ જડયું નહિ સ્વામીજીના પરમ શિષ્ય પુરણજી જ્યારે લાહોરથી ત્યાં આવ્યા ત્યારે ગંગાપ્રવાહમાંની એક બખોલમાં તેમનું શરીર એની મેળેજ બહાર આવ્યુ બન્ને હાથ ઉપરા ઉપરી છાતી ઉપર મૂકેલા હતા, અને પલાંઠી વાળેલી હતી જાણે સમાધિસ્થ જ ન થયા હોય! આંખો મીંચેલી, ડોક સીધી અને વ્યાખ્યાનો આપતાં પ્રણવોચ્ચાર કરતી વખતે જેમ મોં ઉઘડતું હતુ તેવી જ રીતે આબેહુબ તે ઉઘડેલું હતુ સાત દિવસ સુધી ગંગાએ જળચર પ્રાણીઓથી એ શરીરનું રક્ષણ કર્યું હતું તેમનુ શરીર એક પેટીમાં મૂકી ગંગાના પ્રેમીને તેના હૃદયમાં સાચવી મૂકવાને માટે ગંગામાં પધરાવવામાં આવ્યું

કેટલાક કહે છે કે, "સ્વામીજી હમ્મેશાંની પેઠે ગંગાકિનારે નહાવા ગયા હતા પણ પાણીમાં ઉતરતાંજ એક અત્યંત ખેંચાણવાળા વમળમાં પડી ગયા અને ક્રમે કરીને તેમાંથી બહાર નીકળી શક્યા નહિ તેથી શરીરવિયોગ થવાનો સમય આવી પહોંચ્યો છે એમ તેમને જણાવવાથી તુરતજ સમાધિસ્થ થયા" વગેરે પરંતુ સ્વામીજી તરવામાં એક્કા હતા અમેરીકામાં વીસ વીસ માઈલ સુધી તરીને તેઓ સૌની આગળ નીકળી ગયા હતા વળી ડૂબકી મારવાનો તો તેમને ઘણો જ ઉત્તમ અભ્યાસ હતો, એ સર્વ ધ્યાનમાં લેતાં તેઓ પાણીના વમળમાંથી બહાર નીકળી શક્યા નહિ એ બાબત માની શકાય તેવી નથી સિવાય બ્રહ્મશક્તિ પ્રાપ્ત થયેલા મહાત્માને કઈ જડ વસ્તુ ઇજા કરી શકે? ખરી વાત એવી છે કે સ્વામીજી આત્મિક ઉન્નતિની સાતમી ભૂમિકાએ જઇ પહોંચ્યા હતા કે જે સ્થિતિ પ્રાપ્ત થતાં શરીરનો આત્માની સાથે કંઇજ સંબંધ રહેતો નથી, સામાન્ય મનુષ્યને કાંટાનુ ઝાખરૂં વળગતાં જેમ તે વળગેલું ઝાખરૂં કહાડી ફેંકી દે છે તેમ એ અવસ્થામાં ( સાતમી ભૂમિકામાં ) શરીરનુ પણ થાય છે પૂર્ણ બ્રહ્મતાની લોકો શરીરને ઝાખરાં જેવુ બાધક ગણીને તેનાથી છુટા થવા ઇચ્છે છે! અસ્તુ! એવા વિદ્વાન, બ્રહ્મનિષ્ઠ, જીવન્મુક્ત મહાત્માના શરીરનો હિંદુસ્તાનને અકાળે વિયોગ થયો એ દેશનુ દુર્દૈવ છે અપૂર્ણ.

# स्त्रीओ अने अहिंसा.

( લેખક—શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢીયાર )

( અનુસંધાન ગતાંકથી )

બહેનો ! આ પ્રકારે ઘણી જાતની હિંસાઓ આપણા ઘરની અંદર થયા કરે છે પણ યાદ રાખજો કે એ બધી સ્થૂળ હિંસા છે અને એવી હિંસામાં ઉપયોગી નહિ તેવા કેટલાંક જંતુઓનો નાશ થાય છે, તેનું પાપ લાગી જાય એટલીજ વાત છે પણ એવાં પાપ માટે પ્રાયશ્ચિત્ત કરવાથી તથા કેટલીક જાતની ચોકસી રાખવાથી એવી જાતનાં પાપથી બચી શકાય છે, અને પ્રભુની માફી મેળવી શકાય છે. પણ બીજી એ કરતાં એક વધારે ખરાબ જાતની સૂક્ષ્મ હિંસા છે એ હિંસાથી આપણી પોતાની તથા બીજા ઘણા લોકોની ઘણીજ ખરાબી થાય છે અને તેમ છતાં એ બીજી જાતની હિંસાને આપણે જાણતા નથી માટે એ બીજી જાતની સૂક્ષ્મ હિંસા જાણવાની ખાસ જરૂર છે

## હિંસાનો ખરો અર્થ.

હિંસા એટલે જીવોને મારી નાંખવા એટલોજ અર્થ નથી એતો બહુજ સ્થૂળ અર્થ છે અને એવી જાતની હિંસા તો બહુ હલકા પ્રકારના લોકોજ કરે છે પણ જે આગળ વધેલા જ્ઞાનીઓ તથા ભગતો છે તેઓ તો એમજ સમજે છે કે કોઇનું પણ દીલ દુખાવવું તેનું નામ હિંસા છે કારણ કે જેમ શરીરને મારવાથી દુઃખ થાય છે તેમજ મારવા સિવાય બીજી પણ ઘણી રીતે માણસોને દુઃખ દઈ શકાય છે. માટે હિંસાનો વધારે વિશાળ અર્થ એ છે કે કોઇ પણ જીવને દુઃખ દેવું તેનું નામ એક પ્રકારની હિંસા છે મારી નાંખવું એ સ્થૂળ હિંસા છે અને કોઇનું મન દુખાવવું એ સૂક્ષ્મ હિંસા સ્ત્રી અને પુરૂષ બન્નેથી થાય છે પણ તેમાંએ ખાસ કરીને એક બીજાના દીલ દુખાવવાનું કામ સ્ત્રીઓ ઘણું વધારે કરે છે, અને એ વિદ્યામાં જાણે તેઓ પાવરધા થઇ ગએલાં હોય એમ જણાય છે માટે સુજ્ઞ બહેનોની આગળ સ્થૂળ હિંસાની બહુ વાતો કહેવાની જરૂર નથી. કારણ કે એવી જાતની હિંસા કાંઈ તેઓ ઇરાદાપૂર્વક કરતા નથી પણ કોઇનું દીલ દુખાવવાની સૂક્ષ્મ હિંસા તો તેઓ ઇરાદાપૂર્વક કરે છે એટલુંજ નહિ પણ કેટલીક બહેનો તો દીલ દુખાવવાના શાસ્ત્રનો ખાસ અભ્યાસ કરે છે અને કોઇને દુઃખ લાગે તેવું વચન કેમ કહી દેવું તેના ખાસ વિચાર કર્યા કરે છે માટે એ જાતના બનાવો સમજી લેવાની પણ ખાસ જરૂર છે.

## સ્ત્રીઓથી થતી દીલ દુખાવવાની હિંસા.

૧ ઘણી સ્ત્રીઓ પોતાનુંજ ધાર્યું કરવા ઇચ્છે છે, અને પોતાનો વર તે જાણે એક જાતનું રમકડું હોય, તેમજ તેની સાથે વર્તે છે, અને વાતવાતમાં કહે છે કે એમાં તમે તે શું સમજો ? પણ આવી વાતો કરતી વખત તેઓને એમ ખ્યાલ આવતો નથી, કે હું કોની સાથે વાત કરું છું ? પતિ શબ્દનો અર્થ શું છે ? વર શબ્દનો અર્થ શું છે ? ધણી શબ્દનો અર્થ શું છે ? સ્વામી શબ્દનો અર્થ શું છે ? અર્ધાંગના શબ્દનો અર્થ શું છે ? અને મારૂં સૌભાગ્ય કોને લીધે છે ? એ વાતનો તે વખતે તેઓને ખ્યાલ હોતો નથી તેમજ આવી જાતના શબ્દો બોલવાથી મારા પ્રિય પતિની લાગણી કેવી દુખાશે એવું પણ કાંઈ તેને ભાન હોતું નથી તેથી તે તો પોતાની ટેવ પ્રમાણે બકયે જાય છે, અને પછી તેમાંથી આગળ જતાં એવું થાય છે કે, પોતાની એવી કઠોર વાણીને રોકવા માગે અને તેને ચોકખી સમજણ પડે કે આ પ્રમાણે બોલવાથી કે વર્તવાથી મારા પતિનું મન દુખાય છે છતાં પણ એ બાબતને તે અટકાવી શકતી નથી આવા શબ્દો તથા આવાં કામો કે જેથી કરીને પતિને દીલગીર થવું પડે, તેનું મન મુંઝાયા કરે અને તેનો જીવ બળ્યા કરે, તેવા પ્રસંગો આવે એવું

કર્યો મહારાજાએ પણ પોતાની તલવાર મ્યાનમાંથી કહાડેલીજ હતી. તેમણે સામે આવનાર બે માણસોને ઠાર કર્યા આ તરફ પાંચ ૭ માણસો અને સામે વયોવૃદ્ધ મહારાજા એકલા. તેમણે ઘણીજ બહાદુરીથી પોતાનો બચાવ કરવા માંડયો પણ દૈવવશાત દુશ્મનોની તરવારના ઉપરાઉપરી ઘાથી તેમની તરવાર વચ્ચેથી ભાગી ગઇ આથી હવે મહારાજાએ પોતાની આશા છોડી, પઠાણોએ પણ હવે એકી સાથે તલવારો ઉગામી મહારાજાનો જીવ લેવા ધાર્યું જેવા તે તલવાર મારવા જાય તેવાજ સમયે સિંહ જેવી ગર્જનાથી સામેથી એક ભીષણ કાય સશસ્ત્ર વીર રાજમ્હેલ તરફથી દોડતો આ સ્થળે આવી પહોંચ્યો, તેને હજુ કોઇએ ઓળખ્યો નથી તેવામા તો તેણે પોતાની તલ્વાર ચલાવી તે પઠાણોમાંથી બેને તો ઠાર કર્યા અને એકનું માથુ ઉડાવી દીધું આ પ્રમાણે તેમને મારી તે બીજાઓના ઉપર ધસ્યો પણ આ જોઇ તે લોકો પલાયન કરી ગયા

તેમની પૂઠે જવાનો તે માણસે વિચાર કર્યો પણ મહારાજાએ તેને રોકયો અને કહ્યું કે—પ્રતાપ ! ખરી વખતે તે આવી મારો જીવ બચાવ્યો છે હવે આપણે અહીથી જલ્દી ઘેર જવુ જોઇએ પ્રતાપનો હાથ ઝાલી મહારાજા જલ્દીથી પોતાના અતપુરમાં ગયા. ત્યાં જઇ પોતાના સૈનિકોને બનેની હકીકત કહી, અને કહ્યુ કે—"જો પ્રતાપ ન આવી ચડયો હોત તો મારો જીવ બચવાનો ન્હોતો, તમે અહીં બરોબર સાવધાનીથી પ્હેરો ફરો અને સામેના મેદાનમાં જઇ તપાસ કરો કે તે હુમલો કરનાર કોણ હતા ? તથા મારી સાથેની જે સ્ત્રીઓ ઘાયલ થઇ છે તેમની તરતજ રાજવૈદ્યને બોલાવી દવા કરાવો "

સિપાઇઓ તે પછી તરત તપાસ કરવા ગયા, એ પછી મહારાજાએ પ્રતાપને કહ્યુ કે "પ્રતાપ, તુ કયારનો આવ્યો છે ? હુ તારી રાહ જોતોજ હતો, ચાલ, જમી લઇએ

પ્રતાપ—"દિલીમાં હુ આવ્યો કે તરત અહીં આવ્યો છુ, રાજમહેલમાં આવી ઘોડા ઉપરથી ઉતરી રાજમહેલમાં તપાસ કરતાં આપ ત્યાં ન મળવાથી આ તરફ આવતો હતો ત્યાં રસ્તામાં આપની મુલાકાત થઈ."

મહારાજ—"ઠીક, ઇશ્વરેજ તને મારી પાસે મોકલ્યો ચાલ ત્યારે આપણે સાથે બેસી ભોજન કરીએ." તે પછી બંનેએ અંતપુરમાં સાથે બેસી ભોજન કર્યું

મહારાજાના અતપુરમા પ્રતાપને માટે પાટ રાખવામાં આવતો ન્હોતો. જમ્યા પછી તેમણે વિચાર કરવા માંડયો કે મહારાજાને બચાવવાતેજ પ્રતાપને ઇશ્વરે ત્યાં મોકલ્યો હતો.

મહારાજા—"આજે તારી મદદથીજ હુ જીવતો રહ્યો છુ હુ તો જન્માશાભર તારો કૃતજ્ઞ રહીશ."

પ્રતાપ—"મહારાજ ! આપને આવુ કહેવું શોભતું નથી વખત આવતાં જીવ આપીને પણ આપની અને આપના પરિવારની સેવા કરવાના મે સોગન ખાધેલા છે "

મહારાજ—"આ ! બનાવ માટે તારો શો અભિપ્રાય છે ?"

પ્રતાપ—એ હુમલો કાંઈ કોઈ ચોર લુંટારાએ કર્યો નથી એતો ઘણા દિવસથી લાગ શોધનાર દુરાત્માઓએજ આજે લાગ સાધ્યો હતો."

મહારાજ—"તારૂં કહેવું બરોબર છે હુ પણ આ હુમલો મુગલ વંશના આ કુલ કલંકની આજ્ઞાથી થયો હોય એમ માનું છે "

પ્રતાપ—"બરોબર છે, શુ ત્યારે આપને એ માટે જોધપુરથી અહીં બોલાવ્યા હશે ?"

આમ વાત કરે છે તેવામાં એક સૈનીક આવ્યો અને તેણે કહ્યું કે, "મહારાજની આજ્ઞા પ્રમાણે અમે તપાસ કરી છે, સ્ત્રીઓને રાજવૈદ્યને બતાવી છે તે બચશે એમ તેણે કહ્યુ છે. ને બે લાશો કોટવાળને સોંપી છે કોટવાળે જોઇ કહ્યું કે એતો શહેનશાહના અંગરક્ષક સેનાના સૈનિકોની લાશો છે. કાલે તપાસ કરીશ સર્વ જગ્યાએ બરોબર ચોકી પેરો મૂકયો છે

આ પછી બંને જણ ઘણી રાત સુધી વાતો કર્યા પછી અંતે સુઇ ગયા

બીજે દિવસે બપોરે એક સરદારે આવી યશવંતસિંહને કહ્યુ કે "જલ્દી ચાલો, જહાંપનાહ આપને યાદ કરે છે" આ વાત સાંભળી મહારાજા વસ્ત્રાદિથી સજ્જીત થઈ પોતાના હાથી ઉપર સવાર થઈ દિલીના કિલ્લા તરફ ચાલ્યા.

સવારી અધે રસ્તે ગઇ નહિ હશે તેવામાં શહેનશાહના એક અંગરક્ષક સૈનિકે આવી કહ્યું :—"આલા હજરત આ વખતે કિલામાં નથી પણ ગાનુના મેદાનમાં બિરાજે છે, માટે આપ ત્યાં પધારો." જેથી મહારાજની સ્વારી યમુના કિનારાના ચોગાન તરફ વળી જ્યાં સોના ચાંદીના કામવાળા કાશ્મીરી શાલોના વસ્ત્રોથી બનેલો એક સુંદર શામિયાનો ઠોકેલો હતો ત્યાં પોતાના કેટલાક સરદારોની વચ્ચે એક રત્નજડીત ખુરશી ઉપર મુગલ ભારતસમ્રાટ ઔરંગજેબ બેઠેલો હતો ઘણા શરીરરક્ષક સવારો, અને ઘોડા, હાથી વગેરે અસબાબ નજીકમાં જણાતો હતો

મહારાજાએ શામિયાના પાસે આવી હાથી ઉપરથી નીચે ઉતરી શામિયાનામાં પ્રવેશ કરીને ઔરંગજેબને સલામ કરી અને યોગ્ય આસને બેઠા"

પછી ઔરંગજેબે કહ્યું—"આપને મે ઘણાજ આગ્રહથી દિલ્હી બોલાવ્યા છે, પણ ઘણા કામના દબાણથી મે આપની મુલાકાત લીધી નહોતી"

મહારાજ—"શુ મને કોઇ મહત્વના કામ માટે બોલાવ્યો છે ?"

ઔરંગજેબ—"હા, જરૂરનું કામ છે. નહિ તો આવા ટાઢના વખતમાં આપને કેમ તસ્દી આપત હાં, યાદ આવ્યું, આજ સવારે મને કોઇએ કહ્યું કે, કાલ રાતે આપના મકાનમાં ચોરો આવ્યો હતા, અને આપના ઉપર હુમલો કર્યો હતો, એ વાત ખરી છે ?"

મહારાજ—"ખરી વાત છે, અસત્ય માત્ર એટલુંજ છે કે જે લોકોએ મારા ઉપર આક્રમણ કર્યું હતું તે ચોર નહોતા પણ આપના અંગરક્ષક સૈનિકો હતા" આ વાત મહારાજાએ ઔરંગજેબની નજર સાથે નજર મેળવીને કહી. જેથી ઔરંગજેબે જરા હેબતાણા જેવા પડીને નીચું ઘાલ્યુ તે પછી ઔરંગજેબને મહારાજાએ ગઈ રાત્રિએ બનેલા બનાવનું સવિસ્તર વર્ણન કર્યું તે પછી ઔરંગજેબે કહ્યુ, "જ્યારે કોટવાળે જાતે આ કેસની તપાસ કરીને કહ્યું છે તો જરૂર બીજા ગુન્હેગારો પણ પકડાશે અને શિક્ષાને પાત્ર થશે. ઠીક, મહારાજ ! આપને કેટલા પુત્ર છે ?"

યશવંતસિંહ—"ત્રણ"

ઔરંગજેબ—તેમાં મોટાનું નામ શું ?

યશવંતસિંહ—"પૃથ્વીસિંહ મોટો છે"

ઔરંગજેબ—તો તે આપના રાજ્યની વ્યવસ્થા કરી શકે તેમ હશે! હાલમાં કાબુલમાં ખટપટ ઉત્પન્ન થઇ છે અને તેને શાંત પાડવા માટે આપને કાબુલની સુબેદારી આપવામાં આવશે. તેથી આપને મે મારવાડથી બોલાવ્યા છે"

યશવંતસિંહ—"હજુર, અફગાનીસ્થાનની રાજધાની કાબુલ અહીંથી ઘણે દૂર અટક પાર છે મારા શરીર અને મનની હવે એવી અવસ્થા નથી કે હું એટલે બધે સુધી દોડધામ કરી શકુ હાલતો હું શાન્તિપૂર્વક ઘેર રહેવાનેજ વધુ પસંદ કરું છુ. એને માટે કોઇ બીજા માણસની વ્યવસ્થા કરો તો સારું"

ઔરંગજેબ—એ વિષે મે સારી રીતે વિચાર કરેલો છે તેને માટે આપજ યોગ્ય છો એમ મને લાગે છે જેથી આપ પૃથ્વીસિંહને રાજદરબાર સોંપી જેમ બને તેમ જલદીથી કાબુલ જાવ"

યશવંતસિંહે ઘણી આનાકાની કરી પણ કાબુલ જવુંજ પડશે એવો દઢ નિશ્ચય શહેનશાહે કરેલો જોઇ ઉત્તરે મહારાજાએ કહ્યું—"જો આપની એવીજ આજ્ઞા છે તો હું જઇશ અને કાલકે પરમ દિવસે અહીંથી મારવાડ જઈ, પૃથ્વીસિંહને રાજદરબાર સોંપી, મારા બીજા પુત્રો વિગેરેને સાથે લઈ હું કાબુલ જઇશ."

ઔરંગજેબ—"ઠીક, એમ કરો, કાબુલની સુબેદારીની સનદ વિગેરે બીજા કાગળપત્રો કાલે સવારે આપને મળશે. વળી આપની સાથે કાબુલ આવનારી શાહી ફોજ પણ તૈયાર થશે. હા, યાદ આવ્યું આપને મારે એક વાત કહેવી છે"

યશવંતસિંહ—"શી વાત, હજુર ?"

ઔરંગજેબ—"કાલે રાત્રે જ્યારે આપના ઉપર હુમલો થયો અને પ્રતાપે એકાએક આવી આપનું રક્ષણ કર્યુ તે સબબથી મે સવારમાં ખુશર કહાવા માટે પ્રતાપને બોલાવા મોકલ્યું, પણ તેણે જવાબ આપ્યોકે —"હું કાંઇ શહેનશાહનો નોકર નથી, તેથી મને આવવાની કાંઇ પરવાહ નથી હું વીર પુરુષ છુ, અને વીર પુરુષને કોઈની બીક હોતી નથી." આ કેવી ઉદ્ધતાઈ ! (અપૂર્ણ)

# वनस्पति-विज्ञान.

( અનુસંધાન ગતાંકથી )

## અંઘેડા—અપામાર્ગ—ચાલુ.

જળોદર—ને સોજા—અઘેડાના છોડની રાખ પાણી અને ગોળ સાથે આપવાથી જળોદર ને બીજા સોજા મટે છે

પિત્ત ઉપર—અઘેડાના બી રાત્રે છાશમા પતાળી રાખી સવારે વાટી પીવાથી પીત્ત નીકળે છે ઉપર ભાત ને ઘી ખાવુ

દાતના સણુકા—અઘેડાનો રસ ચોપડવાથી મટે છે

રતાંધળાપણુ—સધ્યાકાળે જમી અઘેડાનાં મૂળ ૧ તોલો ખાવાથી મટે છે,

આંખ દૂખવી—અઘેડાના મુળનુ ચૂર્ણ ને સીંધવ વાટી તાંબાના વાસણમાં દહીં સાથે ઘુટી આંજવાથી મટે છે

ચોથીઓ તાવ—કુમારીકાએ કતિના સુતરથી રવીવારે અઘેડાનુ મૂળ ચોથીઆ તાવથી પીડાતા માણસના હાથે બાંવવુ

(૨) અઘેડાનાં પાન રવીવારે લાવી ગોળમાં વાટી ગોળીઓ કરી રાખવી તે ગોળી તાવમાં આપવાથી ચોથીઓ તાવ મટે છે

ઉપદંશ—અઘેડાના મૂળનો રસ ૪ તોલા કાઢી તેમાં જીરાની ભૂકી પોણો તોલો નાંખી તે પીવા આપવાથી મટે છે મીઠુ ને ગળપણ ન ખાતાં મોળુ ખાવું વધુ આગ બળે તો બોરડીના કે જાસુસના પાનનો રસ આપવો

જલ્દી પ્રસવ થવા—રવીવારે પુષ્ય નક્ષત્ર હોય તો તે દિવસે અઘેડાનાં મૂળ લાવી તેને ઉધાં ટાંગી મૂકી જે સ્ત્રીને જલ્દી પ્રસવ ન થતો હોય તેને અંબોડે બાંધવાથી જલ્દી પ્રસવ થાય છે પ્રસવ થતાં તે મૂળ તરત વહેતા પાણીમાં નાંખી દેવુ. તેમજ ધોળા અઘેડાનાં મૂળ કમરે બાંધવાથી પણ ફાયદો થાય છે

પાનચરી ઉપર—અઘેડાનો ખાર ગોળમાં ખાવાથી મટે છે

નાકના અર્શ—અઘેડાના બીને સિંધવ, સુવા ઉપરનો ધુમાસ તેલમાં નાંખી પકવવુ તે તેલ ગાળી નાકમા ટીપા નાંખવાથી મટે છે

કફકુબ્જ સનિપાત—અઘેડાનો રસ અને પીપર સુઘવાથી મટે છે

કરોળીઆ—અઘેડાના ખારના પાણીમાં માલકાંકણીનું તેલ મેળવી તેનું તેલ બનાવી ચોપડવાથી મટે છે

યોનીશૂળ—અઘેડાના મૂળ જનનેંદ્રિયમાં રાખવાથી પુષ્પાવરોધ અને યોનિશૂળ મટે છે

તાવ—તેના મૂળનો ઉકાળો મરી સાથે આપવાથી તાવ મટે છે

ગડગુમડ—તેના પાન વાટી ચોપડવાથી મટેછે

દમ—તેના સુકાં પાન ચલમમાં નાખી પીવાથી મટે છે.

પ્રમેહ—ને પેશાબની ગરમી. તેના પાનનો ઉકાળો પાવાથી મટે છે

પ્રમેહુ—અઘેડાનાં બી સાકર સાથે ખવરાવવાથી મટે છે

સંગ્રહણીને હરસ—માં લોહી પડતું હોય તો અઘેડાની ભૂકી સુંઘવાથી મટે છે

તાહીઓ તાવ—અઘેડાનાં પાન અને મરીને વાટી તેની ગોળમાં ચાર ઘઉંભારની ગોળી કરી તાહીઆ તાવમા આપવાથી મટે છે

ઉલ્ટી—તેનાં બી અને પાન વાટી પીવાથી ઉલટી થાય છે, તે સર્પદંશ તેમજ હડકવામાં અપાય છે

ભુખ ન લાગવી—તેના બીની ખીર કરી ખાવાથી લાંબા વખત સુધી ભૂખ લાગતી નથી ,

તેનો ક્ષાર ઘણા રોગોમાં વપરાય છે

ક્ષાર કાઢવાની રીત—અઘેડાના પચાગને બાળી તેની રાખ ચારગણા પાણીમાં એક રાત પતાળી મૂકી પછી સવારે ઉપરનું પાણી આછુ નીતારી લઇ તેને લોઢાની કઢાઇમાં બાળી દેવુ જેથી તળીએ જે જામી રહે તેને અઘેડાનો ક્ષાર કહે છે

ગુણ—આ ક્ષારથી દમ, ખાસી, ગોળો, પેટના વાયુ, જળોદર, શૂળ અને પાંડુરોગ મટે છે તે ૫ થી ૬ ગ્રેન અપાય છે

આ ક્ષાર કફની ચીકાસ તોડી બડખા રહેલાઇથી કઢાડે છે

ઉપર જણાવેલ અઘેડાની રાખનુ પાણી સોજા, જળોદર ને સાપના વિષને મટાડનાર છે

અપામાર્ગ ક્ષાર તેલની બનાવટ—અઘેડાના ક્ષારનું પાણી ૧ભાગ, અને મીઠુ તેલ ૦ ભાગ, ઉકાળવુ ને પાણી બળી જઇ તેલ રહે એટલે ઉ

તારવું તે તેલનાં ટીપાં કાનમાં નાંખવાથી બ્હેરાશ, ઘોઘાટ તથા કર્ણશૂળ મટે છે.

અપામાર્ગ ક્ષાર-મૂત્રલ છે. જળોદર, સોજા ને ઉદરરોગમાં સારો ગુણ કરે છે

જળોદર-અઘેડાના છોડને સોળ ઘણા પાણીમા ઉકાળી તેનું ક્વાટ કરી ચચાર તોલા દિવસમાં બેત્રણ વખત પીવાથી જળોદરવાળા દરદીનું પેટ તણાતું હલકું પડે છે ને પેશાબ છૂટથી થાય છે

ચુક-તેનો ક્ષાર આપવાથી ચુક, ગોળો ને આફરો મટે છે

## અંઘેડી—કાકજંઘા કે કાંગ

## ( પોપટી )

સંસ્કૃત નામ-કાકજંઘા, કાકાચી, કાકાંગી, કાકનાસિકા, (કાકા, કાકનાસા, કાકકલા, ધ્વાંક્ષજંઘા, કાકાહ્વા, સુલોમશા, પારાવતપદી, દાસી, નદીકાન્તા, કાકી, સુરંગી)

હિંદીમાં-કાકજંઘા, મસી. મરાઠીમાં કાંગાચે ઝાડ, બંગાળામાં કેઉયા ઠેગા, કાંટાગુડ કાઉલી કર્ણાટકીમાં-ઝીરીચિલેય. તેલંગીમાં-નાલાદુશ્થીણિકિ, લી. હે'પલેથિસ હેરકયુ લેરીસ.(Leea Hirta) તેને ગુજરાતીમાં અઘેડી, કાંગ કે પોપટી કહે છે,

કાકજંઘાના છોડ જંગલમાં ને વનમા થાય છે પાન લાંબા, કરમાં, કાળા રંગનાં, ફુલ નાના ને કાળાં રંગનો થાય છે પાન ઉપર ખડસટપણું ને બારીક રૂંવાટાં હોય છે

કાકજંઘા-(મશી)-શીતલ, ઉષ્ણ, કડવી, કપેલ તથા કફપિત્ત, જ્વર, રક્તપિત, વિષ અને કૃમિને મટાડનાર છે, ક્ષત રોગમા હિતકર, અજીર્ણ છે, રક્તપિત્ત, જ્વર, પિત્તને મટાડનાર છે ને બ્હેરાપણાને મટાડનાર છે

આ ઝાડનું બીજું નામ કાગ કે પોપટી છે, તેનાં પાન અઘેડાના જેવાં થતાં હોવાથી કેટલીક જગ્યાએ તેને અઘેડી કહેવાય છે

તેનો ઉપયોગ-શ્વેતપ્રદર ઉપર, કાંગ કે પોપટીનાં મૂળનો રસ, લોધરના ચૂર્ણ ને મદ સાથે પાવાથી મટે છે.

અરજવું કે દાદર-અઘેડીના ઝાડની રાખ તેલમાં ઘુંટી ચોપડવી

કાનમાં અવાજ થવો કે બ્હેરાપણું-કાંગનો રસ કાનમાં નાખવો

ઉંઘ આવવા-કાંગના મૂળ માથે ઘસી ચોપડવા

કાનમાં જીવડા પડવા-કાંગનો રસ કાનમાં નાખવો.

ગુમડા ઉપર-કાંગનો પાલો બાળી ઘીમા કે તેલમાં ઘુંટી ચોપડવો

## અછોખેર-ગોરડ-શ્વેતખદીર.

તેને સંસ્કૃતમાં સ્વેત ખદીર કહે છે કચ્છીમાં ખેરીઓ, સીંધીમા ખેર ને ગુજરાતીમા અછોખેર, ગોરડ કે ગોરડીઓબાવળ કહે છે

તેના ઝાડ ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે તેની છાલ ફીકા ધોળા રંગની ને ગુગળના ઝાડની માફક પાતળી ને ધોળી ફોતરી ઉતરે છે તેના ઝાડ ખેર જેવાં વાંકાં ને ત્રણ કાંટાવાળા હોય છે. પાન ખેરની માફક સળીપર ઝીણાં હોય છે. ફુલની કલગી લાંબી, પીળી ને ધોળી હોય છે શીંગ પહોળી, ચપટી ને ટુકી હોય છે બીજ ભૂરા રંગનાં લીસા, ચપટા ને ગોળ હોય છે તેના ઝાડ કચ્છ, કાઠીઆવાડ, અજમેર ને સિંધમા પથ્થરવાળી જમીનમાં થાય છે, તેનાં પાન બાવળને મળતાં હોવાથી તેને ગોરડીઓ બાવળ પણ કહે છે તેનાં પાન સુર્યાસ્ત વખતે બીડાઇ જાય છે

શુક્ર-પ્રમેહ-તેના મૂળ અને થડની છાલ રાત્રે પાણીમાં પલાળી સવારે ગાળી લઈ પીવાથી પ્રમેહ અને પેશાબની બળતરા મટે છે

ગડગુમડ-તેના પાન વાટીને ગડગુમડ કે સોજા ઉપર ચોપડવાથી મટે છે

તેના ઝાડમાથી પીળાશ પડતો સફેદ ગુંદર નીકળે છે તે પૌષ્ટીક હોય છે શિયાળામા સ્ત્રીઓ ખાય તો કેડ મજબુત રહે છે.

ઉદરસ-ગોરડના ગુંદરથી ઉદરસ, મગ્રહણી અને પ્રમેહ તથા મુખપાક મટે છે

કમળો-ગોરડના પાનના રસમા ગારડની રાખ મેળવી પાવાથી કમળો મટે છે

(અપૂર્ણ)

આવાં આવાં અનેક કારણોને લીધે હિંદવાસીઓને પોતપોતાને જોઈતી તમામ વસ્તુઓ માટે પરદેશપર આધાર રાખવાની ખરાબ સ્થિતિ ઉત્પન્ન થઈ, તેનું પરીણામ એ આવ્યું કે દેશના કારીગરો પાયમાલ થયા વેપારીઓ પરદેશી માલના દલાલ બન્યા અને હિંદુસ્તાનની રિદ્ધિસિદ્ધિ તથા લક્ષ્મી હિંદની બહાર ખેંચાઈ જવા લાગી બાળકને જોઈતી ધાવણી તથા રમકડાંથી માંડી માણસને જોઈતા સાહીત્યો તથા તેના શબને ઓઢાડવા જોઈતી ચાદર સુધીની તમામ ચીજો માટે વિદેશીપર આધાર રાખવો પડે છે અને દરેક ચીજો માટે વિદેશીઓને પૈસા આપવા પડે છે

આથી હિંદની આર્થિક સ્થીતી કમાળ બની ગઈ છે એવું આપણા દેશના અગ્રેસરોને લાગ્યુ તે ઉપરથી લોકમાન્ય મરહુમ દાદાભાઈ નવરોજજીએ તથા મરહુમ રોમેશચંદ્ર દત્તે, હિંદની ખરી સ્થિતિનું દીગ્દર્શન કરાવનારાં પુસ્તકો લખ્યાં. તે પુસ્તકો અંગ્રેજીમા હોવાથી તમામ હિંદવાસીઓ ખરી સ્થિતિથી વાકેફગાર થઈ શક્યા નહિ, પણ અંગ્રેજી જાણનાર દેશ—નાયકોના મનમાં સચોટ અસર થઈ દરેક દેશ—નાયક સ્વદેશી ચીજ વાપરવી જોઈએ એવુ વિચારવા લાગ્યા, પણ પોતાના વિચાર પ્રજા સમક્ષ કેમ મૂકવા તેનો અવસર જોવા લાગ્યા

આવો અવસર—આવી તક મળતાં ઘણીવાર લાગી નહિ, સુભાગ્યે હિંદના વાઈસરોય લૉર્ડ કર્ઝન સાહેબે બંગાળાના ભાગલા પાડ્યા તેથી બંગાળી પ્રજામાં ચળવળ શરૂ થઈ અને તે વખતે માનવંતા બાબુ સુરેંદ્રનાથ બેનરજી તથા બીજા આગેવાનોએ સ્વદેશીનો મંત્ર ફુંક્યો તેથી બંગાળામાં અને સમસ્ત હિંદુસ્તાનમાં સ્વદેશી ચીજો વાપરવાની પ્રવૃત્તિને સારૂં ઉત્તેજન મળ્યુ અને સ્વદેશી કારખાનાં તથા શાળાવાળાને પુષ્કળ નફો થયો બંગભંગની ચળવળ આશરે ૭ વરસ સુધી ચાલી તે સને ૧૯૧૧માં હિંદના કૃપાળુ શહેનશાહ નાં૦ પંચમ જ્યોર્જ હિંદની ગાદીએ દીલ્હી ખાતે આરૂઢ થયા ત્યારે બંગ—ભંગ રદ છે એમ પોતાના સ્વમુખે જાહેર કર્યું ત્યાં સુધી ચાલી

૧૯૦૫ ઇસ્વિસનમાં સ્વદેશી વૃત્તનું જે બીજ નખાયુ તે જો બરોબર પ્રફુલ્લીત થયું હોત તો દેશને ઘણો જ ફાયદો થાત પરંતુ કેટલાક એકલપેટા ને સ્વાર્થી કારખાનાવાળાઓ, દુકાનદારો વીગેરેએ લોકોને હલકી તથા ' ભળતી ચીજ આપી પ્રજાને ઠગવા માંડી તેથી સ્વદેશીનો જુસ્સો કાંઈક નરમ પડ્યો તેવા લોકો સાથે કેમ કામ લેવું તે તે વખતે લોક—નાયકો જાણતા નહોતા તેથી તેમના હાથ પગ ઢીલા પડ્યા અને બંગ—ભંગ રદ થવાથી કેટલાક માણસો એમ સમજવા લાગ્યા કે જે કાર્ય માટે તેમણે પ્રતિજ્ઞા લીધી હતી તે ફતેહમંદ થવાથી હવે તેઓ પ્રતિજ્ઞા પાળવા બંધાયલા નથી આવાં કારણોથી સ્વદેશીવૃત્તનો જુસ્સો છેક મંદ પડ્યો.

સને ૧૯૧૪ માં યુરોપીઅન યાદવાસ્થળી શરૂ થઇ, વિદેશનાં કારખાનાંના મજુરો લડાઇમાં જવાથી બંધ જેવાં થઈ ગયાં. તથા સ્ટીમરોના અભાવે તૈયાર થયેલો માલ કેમ મોકલવો તે પણ અશક્ય થવાથી હિંદમાં યુરોપી માલની આયાત બંધ થઇ—નહિ કે ઓછી થઇ. તમામ યુરોપી ચીજોના ભાવ વધી ગયા. અને લગભગ ત્રણ ઘણા થઇ ગયા, હિંદની પ્રજાને પોતાની ત્રિશંકુ જેવી સ્થિતિનું બરાબર ભાન થયું પ્રજાને ખાતરી થઇ યુરોપી માલ આવતો ઓછો થયો કે તેની જગા લેવાને જાપાન, અમેરીકા તૈયારજ હતાં પણ હિંદની આર્થિક સ્થિતિ સુધારવા કે યુરોપી માલનો તોટો પુરો પાડવા માટે હિંદના હુન્નર ઉદ્યોગને પ્રગતિ આપવા આપણે કંઇ જાણવા લાયક પગલાં લીધા નહિ થોડા આમતેમ રીપોર્ટ તથા કમીશન થયાં પણ તેનાં પરીણામ પણ હજુ કાગળપર રહ્યાં છે તેનો કાંઈ અમલ થયાનું જણાતું નથી દરમ્યાનમા વિદેશી કાપડ કે જેના પર આખા દેશનો આધાર રહ્યો હતો તેનો દુકાળ એવો ભારે પડ્યો કે બંગાળામાં કેટલીક આબરૂદાર સ્ત્રીઓને પુરતાં પહેરવાનાં કપડાં ન મળવાથી આપઘાત કરવા પડ્યા જે હિંદુસ્તાન પરદેશને કાપડ પહોચાડતું હતું તે તેની પુત્રીઓની લજ્જા ન ઢાંકી શક્યુ તેથી તેઓને આપઘાત કરવા પડ્યા આથી વધારે અસહ્ય આર્થિક કંગાળીઅત બીજી કઇ હોય શકે ?

આ યુરોપી યાદવાસ્થળીના પરિણામે સ્વદેશી સાહસને કંઇક પ્રોત્સાહન મળ્યું પણ સાહીત્યોના અભાવે તથા નાણાં બજારની ભીડને લીધે કાંઈ મહત્વનું પરિણામ આવ્યુ નહિ ફક્ત એટલું ચોક્કસ હતુ કે હિંદની પ્રજા 'સહાઇગંધ તથા નરમાશવાળા માલનો બખારો કેટલેક દરજ્જે ભૂલી ગઇ

(અપૂર્ણ.)

# ભાગ્યોદય.

પુસ્તક ૭ મું ] ઑગષ્ટ સને ૧૯૧૯ [ અંક ૬

## प्रणामांजलि

[ પ્રિયતમ ! પ્રભુ કરીએ વંદના, એ લય. ]

પ્રભુ ! પ્રણામ અંજલિ આપીએ.
અમ 'હુંપણું' તેમાં સ્થાપીએ,—
ભિન્નાસ્તિત્વ અમારૂં વિલાવી, આપ સ્વરૂપમાં વ્યાપીએ,—
આપ પ્રભુના મુક્ત પદે ઠરી, ભવબંધનને કાપીએ,—
કંઠરવેથી આપ પ્રભુના, ગુણગાનો આલાપીએ,—
મનથી સેવા ભાવ ધરીને, આપ ચરણને આપીએ,—
છાંપ અવિદ્યાની ટાળીને, સચ્ચિત્ છાપો છાપીએ,—
નરહરિ ! આપ સ્વરૂપે શમતા, ઉપાધિ માત્ર ઉત્થાપીએ,—

શ્રી. ઉ.

## श्रीइष्ट प्रसन्नता प्राप्ति निमित्त तपश्चरण आदरनार साधकना निश्चय.

( હૃદયમળ ટાળો રી, એ લય )

તપે તનુ ગાળું રી જોવા શ્યામ
શીતોષ્ણાદિ સહન કરીને, દેહાસક્તિ ટાળું રી, જોવા૦
જ્ઞાનાગ્નિ સળગાવી તેમાં, કર્મ કલેશ પ્રજાળું રી, જોવા૦
પૃષ્ટ દંડમાં પ્રાણ પ્રસારી, સંસ્કારોને બાળું રી, જોવા૦
ભક્તિ સરિતામાં ધોઈને, કાળું મન હું ઉજાળું રી, જોવા૦
જીવલોહને પ્રભુ થાવા પ્રભુ-સ્વર્ણ રસે ઓગાળું રી; જોવા૦
ઉપરતી સાધન સિદ્ધ કરીને, ઉઠતું અહં આ ખાળું રી, જોવા૦
પ્રભુને કાજે કષ્ટો સહેવા, સુગમ સદા હું ભાળું રી, જોવા૦
તપ એ ભૂષણ, તપ સંપત્તિ, તપ સર્વસ્વ નિહાળું રી, જોવા૦
તપ એ વ્રત મુજ, મુજ દૃષ્ટિમાં, તપ વહાલામાં વહાલું રી, જોવા૦
દેહ પડે વા અર્થ સિદ્ધિ કરૂં, મન એ નિશ્ચયવાળું રી, જોવા૦
પ્રકટ પણે નરહરિ રૂપ થાવું, લક્ષ્ય એ મુજ રઢીયાળું રી, જોવા૦

શ્રી. ઉ.

# મંત્ર-વિધિ

[ લે૦ રા૦ બા. નર્મદાશંકર દેવશંકર મ્હેતા બી, એ. ]

( અનુસંધાન ગતાંકથી )

ક્તિ જનમડલથી અવચ્છિન્ન થયેલી રહે છે,તેમ ત્માની પ્રાણકલા વિશ્વના પ્રાણાત્મા સાથે યુક્ત ર્તા,અને તેમાંથી પોતાનુ જીવનબળ મેળવતી છતા સ્થૂલ શરીરાવચ્છિન્ન રહે છે, આ પ્રાણકલા પ્રત્યેક રીરના શરીરમાં એક બાજુએ સૂર્યરશ્મિસાથે ર્થાત્ બ્રહ્માંડના પ્રાણકેન્દ્ર સાથે, અને બીજી ાજુએ સ્થૂલ શરીરના પૃથિવીતત્ત્વના કેન્દ્રસાથે ડાયેલી રહે છે અને દેહમાં રહી ઉભય કેન્દ્રને પર્શ કરી રહે છે અને તેનું સ્થૂલ દેહમા મુખ્ય નેવાસ સ્થાન મજ્જાતંતુમાં (Nirvous system) હોય છે, જો કે તે પોતાના પ્રકાશવડે સર્વ ધાતુઓ અને શિરાઓમાં પ્રવેશ પામેલી રહે છે

જેમ સમુદ્રના જલમંડલમાં વાયુમંડલ ગુથા ગેલુ હોય છે તેમ પિડના પ્રાણમડલમાં બ્રહ્માણ્ડના પ્રાણમડલની શક્તિ પણ વિદ્યમાન હોય છે આથી પ્રત્યેક પિંડમા પિડના અભિમાની ક્ષેત્રજ્ઞની અને તેના પ્રાણની કલા ઉપરાત પરજ્યોતિ પરમાત્માના [illegible]તર્યામીકલા અને તેની પ્રેરક શક્તિ પણ વિદ્યમાન રહે છે. એટલે પ્રત્યેક પિડમાં ક્ષેત્રજ્ઞ અને તેની પ્રાણકલા, અને અતર્યામી અને તેની પ્રેરકશક્તિ જેને કુડલિની શક્તિ કહે છે તે વાસ કરી રહે છે

જ્યારે ક્ષેત્રજ્ઞ અને તેની પ્રાણકલા સામાન્યત બાલ નાડીચક્રમા અને મુખ્યત્વે કરીને ઈડા પિગલામાં વ્યાપ્ત રહે છે, ત્યારે અતર્યામી અને તેની કુડલિની નામની શક્તિ સુષુમ્ણાનામની નાડીમાં અને નભોમડલમાં રહે છે જીવની પ્રાણકલાનો કુડલિની સાથેનો યોગ, અને ક્ષેત્રજ્ઞનો અતર્યામી સાથેનો યોગ કરવો એ મત્રના આતર પ્રયોગનું પરમ પ્રયોજન છે પ્રથમના યોગને હઠયોગ અને બીજાને રાજયોગ કહે છે

જ્યારે સ્થૂલશરીરની રચનાનો પિડબિંદુમાથી આરભ થાય છે ત્યારે અતર્યામી અને તેની કુડલિનીના નિવાસ અને અભિવ્યક્તિના સ્થાનની રચના પ્રથમજ થાય છે, અને તેના પછી ક્ષેત્રજ્ઞ અને તેની પ્રાણકલાના પ્રધાન વ્યાપારનાં સ્થાનો અર્થાત્ ધાતુઓ, અવયવો અને શિરાઓ રચાય છે બિંદુના વિભેદ પછી જનકદ્રવ્યના અણુઓનો પુજ પ્રાથમિક મધ્યસ્થ શિરાને પ્રકટ કરે છે અને તે શિરાનું મૂલ કેન્દ્ર કદસ્થાનમાં બધાયા પછી તે શિરા સર્પની ફણાની પેઠે અથવા કેન્દ્રમાથી છટકેલી ઘડીઆળની કમાનની પેઠે ઊર્ધ્વગતિ ધારણ કરી ઊર્ધ્વભાગમાં વિસ્તૃતરૂપ ધારણ કરે છે આ મૂલકેન્દ્રને મૂલાધાર કહે છે, અને ઊર્ધ્વ ફણાવાળા ભાગને સહસ્રદળપદ્મ કહે છે મૂલાધાર અને સહસ્રદલપદ્મનું અનુસધાન કરતી શિરાના મધ્યભાગમાં અતીવસૂક્ષ્મ પોલાણ રહે છે અને તેને બ્રહ્મનાડી કહે છે તે પોલાણના મજ્જામય વેષ્ટનને ચિત્રિણી નાડી કહે છે, અને તેના ઉપરના પટલને વજ્રનાડી કહે છે આ પ્રમાણે બ્રહ્મનાડીનુ સુષિર, ચિત્રિણી, અને વજ્ર—એ ત્રણ પટલવાળા મર્મતતુઓ અને કેન્દ્રના સમૂહાત્મક રજ્જુને મત્રશાસ્ત્રમા સુષુમ્ણા નાડી કહે છે અર્વાચીન શરીર શાસ્ત્રમા તેને spinal cord કહે છે આ નાડી ત્રણ વેષ્ટનવાળી પૃષ્ઠવશમાં ( Vortibral column ) ગોઠવાયેલી રહે છે, અને તેનો મૂર્ધાના સહસ્રદલપદ્મ ( cerebrum ) દ્વાદશાર્ણ કમલ ( Twolve cranial nervous platform ) નિઓધિકા ( cerebellum ) ઇત્યાદિ મસ્તિષ્ક દ્રવ્યના અવયવો સાથે સબધ હોય છે. આ સુષુમ્ણા નાડી મેરુના અર્થાત્ પૃષ્ઠવશના મધ્યમાં રહી મૂર્ધામાં જે ફણાચક્ર નાખે છે તેને આજ્ઞા ચક્ર કહે છે ( modullaoblongata ) આ ચક્રમાં મર્મતતુઓ સહસ્રદલપદ્મમાંથી ડાબા ભાગમાંથી જમણી બાજુએ અને જમણી બાજુમાથી ડાબી બાજુએ એમ દ્વિદલમા સુષુમ્ણામા જાય છે, અને સુષુમ્ણાના તંતુઓ તેવા ડાબા જમણા ક્રમથી મૂર્ધામાં જાય છે એટલે સહસ્રદલપદ્મના ક્ષોભ, અને સુષુમ્ણાના ક્ષોભ જ્ઞાન અને ક્રિયાનું ઉચેથી નીચે અને નીચેથી ઉચે વહન કરે છે મેરુ પ્રદેશમાંથી અર્થાત્ પૃષ્ઠવશના મણિકાઓના મુખમાંથી સુષુમ્ણાના વજ્ર નામના પટલમાંથી મજ્જા તતુઓ બહાર નીકળે છે, અને તેમાંથી સૂક્ષ્મ શિરાજાલ સઘળા શરીરનાં આતર અવયવોમાં પ્રસરી રહે છે આ નાડીપુજ મેરુના બાહ્ય પ્રદેશમાં રહે છે, અને ક્ષેત્રજ્ઞ અને તેની પ્રાણકલા સાથે તેનો પ્રત્યક્ષ સબધ છે, અને ઇન્દ્રિય વિજ્ઞાનના અને પ્રાણની ક્રિયાના વેગ અ

સરસ્થાને તે નાડીબ્યૂહ સુષુમ્ણાની સાથે સબંધ રાખના તત્ત્વમુખ જેમને ગોમુખ કહે છે તે દ્વારા સહસ્રદલ પદ્મમાં પહોંચાડવામા આવે છે સઘળી ચેતનાના જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાશક્તિનુ પ્રસારણ અને સંકોચન આ મર્મવ્યૂહમાં થયાં કરે છે, અને જો કે આપણા જીવનમા રસ, રુધિર, માંસ- વિગેરે ધાતુઓ ઘણો અગત્યનો ભાગ ભજવે છે, તો પણ આપણા માનમ અને અધ્યાત્મ જીવનનુ પ્રધાન યંત્ર આ મર્મવ્યૂહ છે જેમા મેરુના પાસ પ્રદેશનુ નાડી ચક્ર, સુષુમ્ણા, અને તેમાંના ૭ જ્ઞાનદિપાનાં કેન્દ્રો, અને સહસ્રદલ પદ્મ વિગેરેનો સમાસ થાય છે આ મર્મવ્યૂહમા થતા જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાના વ્યાપારો સતત ચાલ્યા કરે છે, અને જીવનનો નિર્વાહ થાય છે તે વ્યાપારોના લગભગ પચોતેર ટકાનો ભાગ ક્ષેત્રજ્ઞની બુદ્ધિના કેન્દ્રમા આવતો નથી અર્થાત્ તે અજ્ઞાત ભૂમિકામા [ unconscious region ] રહે છે, લગભગ વીસ ટકાનો ભાગ બુદ્ધિના મધ્યકેન્દ્રમા નહિ આવતા પ્રાન્તભાગ ઉપર રહે છે એટલે તે વ્યાપારો જ્ઞાતાજ્ઞાત ભૂમિકામા [ Sub conscious region ] રહે છે, અને મા૧ પાંચ ,ટકાનો ભાગ બુદ્ધિના કેન્દ્રમાં આવી જ્ઞાતભૂમિકામા ( conscious region ) રહે છે ક્ષેત્રજ્ઞના મર્મવ્યૂહના જ્ઞાત, જ્ઞાતાજ્ઞાત અને અજ્ઞાત ભૂમિકાના વ્યાપારો ઉપરથી ક્ષેત્રજ્ઞની જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ-એવી ત્રણ અવસ્થાઓ બને છે, અને તે પ્રત્યેક અવસ્થામાં રાખે છે, તોપણ સુષુમ્ણા નાડીના કદમ્બદેશ આ મણ્ડમાંથી રહેલી અંતર્યામીની ચિચ્છક્તિ ત્રિવલય અર્થાત્ ત્રણ આંટા મારી તે વિવરને બંધ રાખે છે આ ત્રિવલય કરેલી હોવાથી અને મૂલાધારના ત્રિકોણરૂપ યોનિમંડલમા-કુંડરૂપાકારમા-શયન કરતી તે શક્તિ હોવાથી તથા કુ-એટલે પૃથિવી તત્ત્વમા સામાન્ય જીવોમાં લય પામેલી અર્થાત્ ડુબેલી હોવાથી તે શક્તિને કુંડલિની કહે છે તે શક્તિના ત્રણ વલય અથવા આંટાના વળને છોડાવી તે પૃથ્વીના કુંડમા ડૂબેલી શક્તિને જાગ્રત્ કરી સૌષુમ્ણ માર્ગે નભોગામી કરી અંતર્યામી સાથેનો તેનો યોગ કરાવવાના ક્રમને મંત્ર શાસ્ત્રનો આંતરપ્રયોગ કહેવામાં આવે છે અને ઊર્ધ્વગમનમાં કુંડલિની ક્ષેત્રજ્ઞની પ્રાણકલા સાથે યુક્ત થઈ ગતિ કરે, અને ક્ષેત્રજ્ઞ અંતર્યામીમાં યુક્ત થાય, અને ત્યાર પછી તે ચિચ્છક્તિનો અંતર્યામી-સદાશિવ સાથે તાદાત્મ્ય સબંધ અભિવ્યક્ત થાય તેને શિવશક્તિનુ સામરસ્ય કહે છે આ સામરસ્યનો સમાધિયોગમાં આસ્વાદ લીધા પછી પુન પ્રતીતિરૂપે કુંડલિનીનું અંતર્યામીથી વિખુટા પડવુ, અને પ્રાણનું કુંડલિનીથી પૃથક્ પડવુ, અને ક્ષેત્રજ્ઞનુ અંતર્યામીના અંશરૂપે પૃથક્ પડવુ-એ ઉત્થાન કહ્યા છે

એકવાર મંત્રના ઉપાસના ક્રમથી સામરસ્ય સિદ્ધ કરી પછી સાક્ષાત્કારનો ઉદય થયા પછી

સુધીના આ ચતુર્દશ ખડને બ્રહ્માણ્ડનાં ગોલકાની વ્યવસ્થાના નામ આપવામા આવે છે, કારણ કે જે પ્રકૃતિનો વિકાસક્રમ બ્રહ્માંડમાં છે તે જ ક્રમ પિંડાંડમા છે, પાયુથી નીચેના સાત ખડ સપ્ત પાતાલ કહેવાય છે, અને ઉપરના સાતખડ ભૂ, ભૂવર્, સ્વર્, મહર્, જન, તપ અને સત્ય-એવાં સાત-ભુવનના નામથી ઓળખાય છે તેમા ભૂલોક-પાયુપ્રદેશમાં, ભુવર્લોક મેઢ્રપ્રદેશમાં, સ્વર્લોક નાભિ અને ઉદરપ્રદેશમાં, મહર્લોક વક્ષપ્રદેશમા, જનલોક કઠસ્થલમા, તપલોક કપાલપ્રદેશમાં, અને સત્યલોક મૂર્ધપ્રદેશમા ગણાય છે, અર્થાત્ બ્રહ્માડના આ ભુવનોનાં આકર્ષક કેન્દ્રો ઉપર કહેલા સાતપ્રદેશમા રહેલા હોય છે આ સાત પ્રદેશ પૂર્વમાર્ગના અર્થાત્ મેરુની બહારના ભાગમા છે તેના સમશિસ્તમાં મેરુની અદરની સુષુમ્ણા નાડીના ભીતર પ્રદેશમા જે સ્થાનો છે તે પશ્ચિમ માર્ગની યોગિજનની વિહાર ભૂમિકાઓ છે પાયુના સમશિસ્તમા મેરુની અદરના સૌષુમ્ણ માર્ગના કેન્દ્રમા મૂલાધાર, મેઢ્રના સમશિસ્તમા સ્વાધિષ્ઠાન, નાભિ અને ઉદર પ્રદેશના સમશિસ્તમા મણિપુર, વક્ષસ્થલના સમશિસ્તમા એટલે છાતીના વચલા આગલા અસ્થિની અણીથી પાછળ સમશિસ્તમાં અનાહત, વક્ષસ્થલ અને કઠના સધિપ્રદેશના સમશિસ્તમાં વિશુદ્ધ અને કઠના અવધિ અને કપાલાસ્થિના સધિસ્થાનના સમશિસ્તમા આજ્ઞા અને મૂર્ધપ્રદેશના નભોમાર્ગમાં સહસ્રદલ પદ્મ આવી રહેલાં છે આ સપ્ત યોગના પશ્ચિમ માર્ગનાં વિહારસ્થાનોમા સાત તત્ત્વોની પ્રધાન કલા પ્રવર્તે છે અને તે અનુક્રમે મૂલાધારથી સહસ્રદલ સુધી પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, મન અને ચિચ્છક્તિ-એ નામથી ઓળખાય છે આ સાત કલા પૈકી ચિચ્છક્તિ અથવા નિર્વાણ કલા અલિંગભૂમિકાની છે એટલે તેને સૂચન કરનાર સ્થૂલ શરીરમાં પ્રકટ લિંગ હોતું નથી બાકીની ૭ કલા લિંગભૂમિકાની ગણાય છે કેમકે તેના સૂચક લિંગ સૌષુમ્ણ માર્ગમાં હોય છે, અને તે ત્રણ ગ્રથિ-બ્રહ્મ, વિષ્ણુ અને રુદ્ર ગ્રથિ-ના નામથી ઓળખાય છે બ્રહ્મગ્રથિ મૂલાધાર અને સ્વાધિષ્ઠાન પ્રદેશને વ્યાપ્ત કરે છે, અને તેને સ્વયભૂલિંગ કહે છે વિષ્ણુગ્રથિ મણિપુર અને અનાહતપ્રદેશને વ્યાપ્ત કરે છે અને તેને બાણલિંગ કહે છે, અને રુદ્રગ્રથિ વિશુદ્ધ અને આજ્ઞાપ્રદેશને વ્યાપ્ત કરે છે અને તેને ઇતરલિંગ કહે છે (ई कालं तरतीति इतर शिवस्य पद इतर च तत् शिवपद -इतरलिंगम्=કાલને તરી જનાર જે શિવનું પદ તે ઇતરલિંગ કહેવાય છે.)

હવે આ સૌષુમ્ણ માર્ગના આ વિહારસ્થાનોમાં મત્રયોગ કરવા ઇચ્છનાર સાધકે પોતાના પ્રણવમત્રના સાત અંશોનો વિનિયોગ કરવો જોઇએ અને તે તે અશો સાથે તે તે સ્થાનમાં સપ્ત દેવતા સાથેના તાદાત્મ્યના અનુસધાનને સેવવુ જોઇએ પ્રણવના સાત અંશો अ, उ, म्, નાદ, બિંદુ, શક્તિ અને શાન્ત-એ છે પ્રણવના બાહ્ય લિપિના આકારમાં-ॐમા આ સાત પૈકી ૭ અશો સૂક્ષ્મ દૃષ્ટિથી વ્યક્ત થાય છે અર્થાત્ છના પ્રતીકો જણાય છે अ, उ, म्ના વિચ્છિન્ન અશો રેખા નીચે જણાવેલા છે. રેખા નાદસ્થાને છે, બિંદુ બિંદુસ્થાને છે, અને અર્ધચદ્ર અથવા હલ્લેખા શક્તિ સ્થાને છે આ પ્રમાણે ૭ વ્યક્ત પ્રતીકોના આલબનને લઈ તે તે પ્રતીકના અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઈશાન, સદાશિવ, અને સદ્ગુરુ-એ ૭ દેવતાનુ ષટ્ચક્રમા તાદાત્મ્ય અનુસધાન કર્યા પછી પ્રણવની અવ્યક્ત શાન્તકલા જેને નિર્વાણ કલા પણ કહે છે અને જે પરબિંદુ અથવા પરબ્રહ્મની સૂચક છે તેમા નિર્વિકલ્પ સમાધિયોગ પ્રણવધ્વનિના અવસાને થાય છે આ મત્રના શબ્દબ્રહ્મનું પરબિંદુમા અર્થાત્ પરબ્રહ્મમા નિર્વાણ થવુ અથવા શમી જવુ એ કુડલિનીનો પરમશિવ સાથેનો સામરસ્ય પ્રસગ ગણાય છે

મત્રના ઋષિ, છન્દ, દેવતા અને વિનિયોગ તથા મત્રના બાહ્ય પ્રયોગનાં જપ, હોમ અને અર્ચનરૂપ અંશો અને આતરપ્રયોગનો સૌષુમ્ણ માગ તથા વિહારસ્થાનોનું યથામતિ પ્રતિપાદન પછી તે સ્થાનોમા મત્રના અંશો અને દેવતાનો યોગ શી રીતે કરવો એ રહસ્ય પ્રક્રિયા ઇષ્ટેચ્છા છે તો અન્ય લેખમા આપવામા આવશે.

મંત્રયોગમાં સાધકને ઉપયોગી થાય તેટલા સારૂ નીચેનું કોષ્ટક ચિંતન કરવા યોગ્ય છે —

| મેરુબાહ્ય પૂર્વ માર્ગ | મેરુના અંતરનો પશ્ચિમ માર્ગ (સીષુમ્ણ માર્ગ) | બ્રહ્માણ્ડનાં કેંદ્રો | તત્વો | પ્રણવના અંશો | દેવતા | પ્રતીક |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| પાયુપ્રદેશ | મૂલાધાર | ભૂલોક | પૃથ્વી | અ | બ્રહ્મા | બ્રહ્મગ્રંથિ |
| લિંગપ્રદેશ | સ્વાધિષ્ઠાન | ભુવર્લોક | જલ | ઉ | વિષ્ણુ | સ્વયંભૂલિંગ |
| નાભિ અને ઉદરનો પ્રદેશ | મણિપુર | સ્વર્લોક | અગ્નિ | મ્ | રુદ્ર | વિષ્ણુગ્રંથિ બાણલિંગ |
| વક્ષપ્રદેશ | { અનાહત હત્પદ્મ } | મહર્લોક | વાયુ | નાદ | ઈશાન | |
| કંઠપ્રદેશ | વિશુદ્ધ | જનલોક | આકાશ | બિંદુ | સદાશિવ | રુદ્રગ્રંથિ ઇતરલિંગ |
| કપાલપ્રદેશ | આજ્ઞા | તપલોક | મન | શક્તિ | સદ્ગુરુ | |
| પરવ્યોમ | સરસ્રાલ | સત્યલોક | ચિચ્છક્તિ | નિર્વાણકલા | પરબ્રહ્મ | અલિંગપર્યવસાન |

# सद्विचार लहरिओ.

( લે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન. )

મનુષ્યમાં અત્યંત બળ પ્રકટી શકે એમ છે, શાથી? શાથી? મનુષ્ય સર્વોત્તમ સુખોને પ્રાપ્ત કરી શકે એમ છે શાથી? મનુષ્ય સર્વોત્કૃષ્ટ જ્ઞાનને પામી શકે એમ છે શાથી? મનુષ્ય પોતાનામાં અનેક ચામત્કારિક શક્તિઓને જાગ્રત કરી શકે એમ છે, શાથી? મનુષ્ય સર્વ પ્રકારની ઉન્નતિની પરાકાષ્ઠાએ પહોંચી શકે એમ છે, શાથી? વિશ્વમાં જે સર્વોપરિ પદ છે તેના ઉપર મનુષ્ય આરૂઢ થઇ શકે છે, શાથી? શરીરબળમાં પણ મનુષ્ય અદ્વિતીય થઈ શકે છે, મનોબળમાં પણ તે અત્યંત સમર્થ થઈ શકે છે, અધ્યાત્મબળમાં પણ તે પ્રથમ પદે વિરાજે શકે છે, શાથી? સ્વેદજ, અંડજ વગેરે સૃષ્ટિઓ, સૂર્ય ચંદ્રાદિ ગોલો, સંધક પારદાદિ રાસાયણિક તત્વો, સુવર્ણ, ચાંદી વગેરે ધાતુઓ, અને સ્વલ્પમાં કહીએ તો સર્વ પ્રકારની જડ અને ચેતન સૃષ્ટિઓના જ્ઞાનને તે પામે છે, સર્વના સ્વરૂપને તે સમજે છે, સર્વના સામર્થ્યનો તે ઉપયોગ કરી શકે છે, અને સર્વને તે પોતાનું બળ આપે છે—આ બધું શાથી? અધિક વિસ્તાર ન કરતાં એટલું જ કહીએ કે જગતથી અંતર્ગત સર્વ પ્રાણીપદાર્થમાં મનુષ્ય અનેક કાર્યો અને અનેક અજનવા અનુભવો કરી શકે છે આ સર્વ શાથી? મનુષ્યમાં એવું શું વિલક્ષણ છે કે જેને લીધે તે સર્વમાં શુભીને દ્વૈતિક વિજયને પામી શકે છે? આત્મા સર્વમાં છે તેવો મનુષ્યમાં છે અને એ તો કંઈ વિલક્ષણતા એક જ છે કે જેને લીધે આત્માના અનેક સામર્થ્યોનો તે પોતાનામાં આવિર્ભાવ કરી શકે છે, અને એ વિલક્ષણતાના બળનું પ્રથમ કારણ અથવા પર્યાયે તે મનુષ્યની પ્રાપ્ત વિચારશક્તિ છે વિચારની શક્તિને તે અનેક સ્થાનોમાં યોજતો હોવાથી, અનેક કેન્દ્રોમાં એકત્ર કરતો હોવાથી, અનેક દિશાઓમાં તેને ફેલાવતો અને ફેલાવતો હોવાથી પરિણામે ઉપર કહ્યા તેવા અનેક સામર્થ્યોને તે સિદ્ધ કરી શકે છે.

જ્યારે વિચારબળમાં આટલુ બધુ સામર્થ્ય રહ્યુ છે, અને તે વિચારબળ મનુષ્યને પ્રાપ્ત છે તો પછી તેણે તે વિચારબળની અવગણના કરવાની શી જરૂર છે? શામાટે તેણે તે બળથી પોતાની ઉન્નતિને ન સાધવી? પરતુ વિચારબળ જેમ ઉન્નતિને સાધે છે, તેમ અટકાવે પણ છે અને તેથી જો કેવળ ઉન્નતિની જ ઇચ્છા હોય તો ઉન્નતિને આપનાર વિચારોનું જ તેણે સેવન કરવુ જોઇએ આ વિચાર નવો નથી, પણ એ વિચારને આચારમા મૂકવાથી પરિણામે જે ફલ પ્રકટનાર છે તે નવુ છે કેમકે મનુષ્યે આજ પર્યંત તે મેળવ્યુ નથી, અને તેથી તેવા નવીન ફલને કે જે ફલની મનુષ્ય નિત્ય ઈચ્છા કર્યા કરે છે, તેને મેળવવાને માટે તેણે તેનામાં રહેલા આ વિચારબલમે પ્રકટાવુ જોઈએ વિચારબલને માટે જો મનુષ્યને કાંઇ પણ શકા રહે છે તો તે ત્યાં સુધી જ રહે છે કે ત્યાં સુધી તેણે તે બળ મેળવ્યુ નથી જેમ જેમ તે બળ તેને પ્રાપ્ત થતું જાય છે, તેમ તેમ એ બળના સબધમા તે મનુષ્ય અધિક અને અધિક નિશક બનતો જાય છે

આ પ્રકાર થવાને માટે મનુષ્યે એક જ કરવાનુ છે, અને તે એ કે સર્વ પ્રવૃત્તિમાં તેણે આગ્રહપૂર્વક ઉચ્ચ અને ઉચ્ચ વિચારનું જ પાલન કરવુ પરતુ ઘણા મનુષ્યોની ફરીવાદ જ એ હોય છે કે અમારાથી ઉચ્ચ વિચારોનું પાલન થઈ શકતું નથી આનુ મુખ્ય કારણ એ હોય છે કે તેઓએ ઉચ્ચ વિચારને કરવા બહુ જ કઠિન માન્યા છે. અને વિચારમાર્ગ અથવા વિચારપદ્ધતિનો એ એક મુખ્ય સિદ્ધાત છે કે જે વસ્તુને આરભથી જ અત્યત કઠિન માનવામાં આવે છે, તે વસ્તુ તે મનુષ્યને નિત્ય કઠિન જણાયા કરે છે, અને તેને મન તે અશક્ય જ ભાસ્યા કરે છે તેથી તેને કઠિન માની બેસવાનું કાંઇ જ કારણ નથી શુ કઠિન વસ્તુ સિદ્ધ નથી થઇ શકતી? અવશ્ય થાય છે અને તે શી રીતે! કારણ એ છે કે મનુષ્ય જેમ જેમ તે ક્રિયા કરતો જાય છે, તેમ તેમ તે ક્રિયામાથી જ તેને સુગમતા જડે છે, અને આનો અનુભવ તમને અનેક પ્રસંગે થયો હશેજ અનેક કઠિનસરખાં જણાતાં કાર્યો કરવા માડયા પછી તમને સુગમ જણાયાં હશે આમા પણ તેમ જ છે. આરભમાં તે કઠિનસરખુ જણાય છે, પણ કરવા માડતાં તે સુગમ થઇ રહે છે જેમ ભાખરીનો ગ્રાસ ચાવવામા પ્રથમ સહજ કઠિનતા પડે છે, પણ અધિક ચાવવાથી મુખમાંથી જ અને તે ગ્રાસ માંથી જ એક પ્રકારનો રસ અથવા દ્રવતા છૂટી પછી તે ગ્રાસ ચવાવો બહુ સુગમ પડે છે, તેમ સદ્વિચારને અધિક અને અધિક સેવવાથી તેમાંથી જ ક્રમેક્રમે સરળતા પ્રકટતી જણાય છે

પ્રિય વાચકો! વિચારી જોતા તમને જણાશે કે અનેક પ્રસગે અનેક પ્રકારની કઠિન ક્રિયાઓ તમે કરી છે અને કરો છો અને તેમાં તમે વિજયને પ્રાપ્ત કર્યો છે, અને કરતા જાઓ છો આજે આ સદ્વિચારની ક્રિયામા પ્રવેશો, ભલે કઠિન જણાય તોપણ પ્રવેશો, અને પછી તમને સમજાશે કે એ ક્રિયા કઠિન નથી, અત્યંત કઠિન નથી, પણ સરલ છે

વિચારબલની શક્તિ જ્યારે તમને પ્રાપ્ત છે તો તેનાવડે તમને પ્રાપ્ત થનાર સુખને શા માટે ગુમાવવાં? શુ એ અધિકાર સામાન્ય છે? અને સામાન્ય નથી તો એ અધિકારની સત્તા જમાવીને તેમાંથી લેવાય તેટલા લાભ શા માટે નથી લેતા? જેમાં કોઇ પ્રતિબધ કરનાર નથી, જેમાં કોઇનો ભય નથી, જેમાં કોઇનુ દબાણ નથી, એવા સ્વતત્ર અધિકારને પ્રાપ્ત થવા છતાં તેનો સર્વોત્તમ ઉપયોગ શા માટે ન કરવો?

વિચારબલ એ એક પ્રકારનું ચલણી નાણું છે કે જેનો સર્વત્રશરીરબલમાં, મનોબલમાં, અધ્યાત્મબલમાં, વ્યવહારમાં, પ્રેમમાં, પ્રબોધમાં, મિત્રતામાં ગાર્હસ્થ્યધર્મમાં, સેવામાં, સેવા ગ્રહણ કરવામા, વ્યાધિમા, વિપત્તિમાં, સપત્તિમાં, દરિદ્રતામાં, ટાઢમાં, તાપમાં, સમુદાયમાં, એકાંતમાં, ભયમાં, ચિંતામાં, પ્રસન્નતામા મોહમાં, નિર્મોહાવસ્થામાં—અને અનેક પ્રકારે પ્રત્યેક સ્થિતિમાં—પ્રત્યેક પ્રદેશમાં—એ નાણાનો વ્યવહાર છે, અને તેથી તે નાણું જો તમે મેળવો છો, વિચારશક્તિની બેંકમાં જો તમે ખાતુ રાખો છો, તો પછી ગમે તે સ્થાને લોકલોકાંતરે જાઓ, તોપણ તે

વડે જે કંઈ જોઇએ તે તમે મેળવી શકો છો.

વિચારની ઉચ્ચતા કરવી એટલું જ માત્ર કર્તવ્ય છે વિચાર કરતાં સર્વને આવડે છે. તો પછી એ જ વિચારની ઉચ્ચતા કરવી એમાં શું કઠિન છે? માત્ર તેવા ઉચ્ચ વિચારોનું સ્વરૂપ સ્પષ્ટ થવું જોઇએ, કેવા પ્રકારના વિચારો ઉચ્ચ છે, એ જણાતા તેને સેવવા એ કઠિન નથી. 'કઠિન છે' એમ શ્રવણ કરવાથી જો તમને વધારે સંતોષ થતો હોય અને એથી એમ જણાતું હોય કે 'ઉચ્ચવિચાર કરવા કઠિન છે' એમ કહેવાથી તે વિષયનું વધારે સત્ય પ્રકટ થાય એમ છે તો હું કહું છું કે તે કઠિન છે! સંતોષ થયો! પરંતુ એટલું તો ખરું જ કે કઠિન હોવા સાથે તે સાધ્ય છે—સુસાધ્ય છે અને 'ઉચ્ચ વિચાર કરવા કઠિન છે' એ વિચાર ચોમાસામાં ઉત્પન્ન થતાં જીવજંતુનો અલ્પ આયુ ધરાવતો છે, એમ તમને જ સમય જતાં થોડો સમય એ વિચારને આગ્રહથી સેવતાં સમજાશે

કેટલાક મનુષ્યોને એવી ટેવ હોય છે કે અમુક વસ્તુ સરલ છે એમ જો તેમને કહેવામાં આવે, અને તેઓ જો એ પ્રકારે ન માનતા હોય, તો તે વિચારપ્રતિ તેઓ લેશ પણ અનુકૂલ ભાવ સેવવાના નહિ. તેવા મનુષ્યોને પ્રથમ તેમના દીર્ઘ કાળના બાંધેલા નિશ્ચયને અનુકૂળ વિચાર દર્શાવવામાં આવે છે તો તે વિચારને તેઓ અંગિકાર કરે છે, અને પછી ધીમે ધીમે તેમના વિચારો ફરતાં પરિણામે તેઓ અધિક સત્ય વિચાર અથવા નિશ્ચય-ઉપર આવી શકે છે પરંતુ તે કાવિડી પ્રાણાયામ છે અને તેવાને માટે જ ઉપરનું વચન છે તેમના અભિપ્રાયને અનુસરવા અથવા તેમના વિચારને સંમત થવા પણ તેઓ આપણે જે સિદ્ધાન્તને સ્થાપવાને માગીએ છીએ તે સિદ્ધાન્તના મર્મને જાણીને તેને અનુસરશે તો પરિણામે તેમને સમજાશે કે તેમના 'કઠિનતાના વિચાર તેમને ફલપ્રાપ્તિમાં વિલંબ કરાવ્યો છે તેમ છતાં અર્થાત્ 'ઉચ્ચ વિચાર કરવા કઠિન છે' એમ જાણીને પણ યત્ન કરશે તો તેઓ લાભને પામશે એ નિશ્ચય છે

પરંતુ બુદ્ધિમાનોનો એ અભિપ્રાય છે કે, જે કાર્ય આપણે કરવું છે, તે કાર્યને જો કઠિન જ માન્યા કરીએ છીએ અને તેને કઠિનરૂપે જ જોયા કરીએ છીએ તો તે કાર્યની કઠિનતાના અનુમાને જ આપણો સંબંધ થાય છે, અને તેમ થતાં તે વસ્તુમાં જે સરળતાનો અંશ અથવા સુગમતાનો પ્રદેશ હોય છે તેમાં આપણો પ્રવેશ થવા સંભવ આવતો નથી, અને તેથી તેની શીઘ્ર સિદ્ધિ ન થતાં વિલંબ થાય છે અને ઘણી વખતે મનુષ્ય કઠિનતાના અંધારને જ નિહાળતો તેમાં જ અટવાયા કરે છે

જે વિચારોના માહાત્મ્યને આપણે ઘણા સમયથી જાણીએ છીએ, અને જેના ઉપર પણ સહેજ અંશમાં વિચાર કરી ગયા, તે વિચારોના સ્વરૂપને સૂક્ષ્મ રૂપમાં હવે જાણીએ, એ વિચારોને આચારમાં મૂકનાર પ્રત્યેક મનુષ્ય વિના અપવાદે અસાધારણ બળને પ્રાપ્ત કરી શકે એમ છે કારણ કે તે વિચારો અસાધારણ સામર્થ્ય સંપન્ન છે અને તેથી તેનું જો આગ્રહપૂર્વક પાલન કરવામાં આવે તો નિઃસંશય તે અદ્ભુત લાભને પ્રગટાવશે

જે પ્રદેશમાં સામર્થ્ય રહ્યું છે, તે પ્રદેશના વિચારોસાથે મનુષ્ય જ્યારે જોડાય છે, ત્યારે તે સામર્થ્ય તેનામાં આવીને ભળે છે અને તેનો હેતુ એ જ છે કે જે પ્રકારના વિચારો મનુષ્ય કરે છે, તે પ્રકારના સામર્થ્યને તે આકર્ષી શકે છે, પછી તે કોઇ બહારના પ્રદેશમાં રહ્યું હોય કે તેના પોતાના અંતરના ઉંડાણના ભાગમાં રહ્યું હોય કે કોઈ અગમ્ય પટમાં રહ્યું હોય

પ્રત્યેક વિચારમાં સામર્થ્ય રહ્યું છે, તેમ જ તેમાં ગમે ત્યાંથી સામર્થ્યને આકર્ષી આણવાનું પણ બળ રહ્યું છે, પરંતુ તે પ્રમાણે થવામાં વિચારની દશાને ઉચ્ચ અથવા તીવ્ર કરવાની અગત્ય છે વિચારની જેમ જેમ તીવ્રતા થતી જાય છે, તેમ તેમ તે અત્યંત બલવાન્ બને છે અને વિચારમાં પ્રગટેલું એ બળ કોઈ પણ પ્રકારના સામર્થ્યને ગમે ત્યાંથી આકર્ષી આણે છે તેથી કોઈ પણ વિચારને તમારા અન્તઃકરણમાં ધારણ કરો તો તેને મંદ ગતિવાળો ન રહેવા દેશો, પણ તેની તીવ્ર અને અધિક તીવ્ર ગતિને ધારણ કરજો અને તેમ કરવામાં જેમ તમે અધિક અને અધિક વિજયી થતા જશો, તેમ તેમ તમે સામર્થ્યને અધિક અને અધિક પ્રમાણમાં અનુભવશો

# મુગ્ધા મીનાક્ષી

અથવા

## પ્રતિહિંસાની રણભૂમિ !

( લે શ્રીયુત નારાયણજી વિશનજી ઠક્કુર. )

[ અનુસંધાન ગતાંકથી ]

છપ્પનિયા કાળ ' માં ઝાડની છાલ, ઝાડના પાંદડાં અને ઝાડના મૂળિયાં આદિ વૃક્ષના ભિન્ન ભિન્ન અવયવોને ખાઇને કેટલાંક સ્થાનોનાં લોકોએ પોતાના નિર્વાહના ગાડાને ગબડાવ્યું હતું અને કોઈ કોઇ પ્રદેશના લોકોએ તો પાષાણ સુદ્ધાંનો પણ આહાર્ય વસ્તુ તરીકે ઉપયોગ કર્યો હતો રાજપૂતાનાના મેડિકલ એડમિનિસ્ટ્રેટર્ કર્નલ ઍડમ્સ્ સાહેબે એક સ્થળે એવો ઉલ્લેખ કર્યો છે કે "રાજપૂતાનામાં 'પિલિયાવાટ' જાતિનો એક કોમળ પાષાણ થાય છે તે પાષાણને કૂટી તેનું વસ્ત્રગાળ-કપડ છાણ્યું-ચૂર્ણ લોટમાં મેળવીને તેના રોટલાથી રાજપૂતાનામાંના કેટલાંક ગરીબ માણસો પોતાના જીવનનો નિર્વાહ કરતા હતા, પરંતુ કેવળ ક્ષુધાને શમાવવા માટે પાષાણનો આહાર કરવાથી તેઓ અંતે નિસ્તેજ, નિસત્ત્વ તથા નિર્બળ થઇને મરણને શરણ થઇ ગયાં હતાં !" એ દુષ્કાળે હિન્દુસ્તાનની લોકસંખ્યાને ભયાનક પરિમાણમાં ઘટાડી નાખી હતી અને પ્રખ્યાત મિસ્ટર ડિગ્બીએ સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે કે "ઇ સ ૧૮૯૬ અને ઇ સ. ૧૮૯૯-૧૯૦૦ ના દુષ્કાળોએ હિન્દુસ્તાનનાં અસંખ્ય મનુષ્યોનાં બલિદાન લીધાં છે ઇ સ ૧૮૯૧ માં ભારતવર્ષની લોક સંખ્યા ૨૮,૭૨,૨૩,૪૩૧ ની હતી અને તત્પૂર્વની વૃદ્ધિનો વિચાર કરી સરાસરી કાઢતાં ઇ. સ. ૧૯૦૧ ના માર્ચ માસની ૧ લી તારીખે તે લોક સંખ્યા ૩૩,૦૩,૦૬,૪૯૫ ની થવી જોઇએ, પરંતુ તે સંખ્યા ઇ સ ૧૯૦૧ માં તેટલી ન થતાં ૨૯,૪૦,૦૦,૦૦૦ નીજ થઇ હતી અર્થાત્ વૃદ્ધિની શાસ્ત્રીય દૃષ્ટિથી ૩,૬૩,૦૬,૪૯૫ જેટલી લોકસંખ્યા ઓછી થઇ ગઇ હતી અને તેથી એમ કહેવામાં કોઈપણ પ્રકારનો પ્રત્યવાય નથી કે એ દુષ્કાળે યુરોપના આદમીની આટલી મોટી સંખ્યાનો સમૂળ વિનાશ કરી નાખ્યો હતો "

એજ મિસ્ટર વિલિયમ્ ડિગ્બી અન્ય એક સ્થળે કહે છે કે "આ વર્ષણના કારણથી દુષ્કાળ પડવાનો સંભવ ઉત્પન્ન થાય, એમાં કાંઇ અધિક આશ્ચર્ય જેવું નથી, પરંતુ એકાદ ચોમાસું કોરૂં થતાં જ બ્રિટિશ સરકારના તાબામાંના ઇતર પ્રદેશોમાં દુષ્કાળ પડતો નથી અને તે કેવળ હિન્દુસ્તાનમાં જ આવી પડે છે, એ એક અત્યંત વિચારવાયોગ્ય વિષય છે હિન્દુસ્તાન દેશમાં દુષ્કાળ પડવાનું ખરૂં કારણ ધાન્યની ન્યૂનતા નથી, કિન્તુ ધાન્યની ખરીદી માટે જોઈના પૈસાનો રોગ, એજ તેનું સત્ય કારણ છે હાલમાં હિન્દુસ્તાનના ઘણાખરા ભાગોમા રેલ્વે ચાલુ હોવાથી ધાન્ય તો પુષ્કળ મળી શકે છે. પરંતુ ધનની અનુકૂળતા ન હોવાથી દુષ્કાળના સમયમાં, લોકો તે ધાન્યનો પોતાના પ્રાણોને બચાવવામાટે જોઇએ તેટલા પ્રમાણમાં ઉપયોગ કરી શકતા નથી, દિવસાનુદિવસ ભારતવર્ષના લોકોની સ્થિતિ કરુણાજનક થતી જાય છે અને લોકો આત્મરક્ષણના કાર્યમાં અસ-

મર્થ અને અસમર્થ થતા જ દેખાય છે લોકાની પોષકશક્તિ નિત્ય પ્રતિ નષ્ટ થતી જાય છે એટલે કે હિન્દુસ્તાનમા દુષ્કાળનાં સકટો વારંવાર આવ્યા કરે, તો તેમાં આશ્ચર્ય જેવુ કાઇ છે જ નહિ હિન્દુસ્તાન સરકારના દફ્તર-માંના કાગળોને જોતાં સ્પષ્ટ દેખાઇ આવે છે કે, ઇ સ ૧૮૦૦ થી ઇ સ, ૧૮૫૪ સુધીમા હિન્દુસ્તાનમા ૧૨ દુષ્કાળ પડયા હતા, ઇ સ, ૧૮૬૦ થી ઇ સ. ૧૮૭૮ પર્યન્તનાં વર્ષોમાં પણ ૧૩ દુષ્કાળ પડયા હતા અને ઇ સ. ૧૮૭૮ થી ઇ સ ૧૯૦૦ પર્યન્તના સમયમાં એકન્દર ૧૬ દુષ્કાળ પડી ચૂક્યા છે અર્થાત્ ઇ સ ની ૧૯ મી સદીમા સઘળા મળીને ૪૫ દુષ્કાળ પડયા હતા એટલે એ દુષ્કાળોની સખ્યા મહાભયાનક તથા નિરાશાજનક છે, એમ કહે-વામાં મને લેશ માત્ર પણ સકોચ થતો નથી, કારણ કે, એ દુષ્કાળોના યોગે ભારતવર્ષના નિવાસીઓની જે નિસીમ હાનિ થઇ છે તે અવર્ણનીય છે, બુદ્ધિની ન્યૂનતાથી કહો, વ્યાપાર તથા ઉદ્યોગના લોપથી કહો, ભૂમિમાંથી રસકસ ચાલ્યો જવાથી કહો કિંવા અતકર્ય કારણોથી વૃષ્ટિ ઓછી તથા અનિયમિત થતી હોવાથી કહો, પરતુ હિન્દુસ્તાનના લોકોને દુષ્કાળની આટલી બધી પીડા ભોગવવી પડે છે અને અગ્રેજ સરકાર પોતાની ભારતીય પ્રજાના રક્ષણ માટે અનેક પ્રયત્નો તથા કોટયવધિ રૂપિયાનો વ્યય કરતી હોવા છતા પ્રજાને તેથી કશો પણ વ્યાવ-હારિક લાભ થયો જણાતો નથી એ ઘટના ખરે-ખર અતિશય ખેદ ઉપજાવનારી છે અર્થાત્ લોકોને સદાવ્રત આપવામાટે નાણાંને રેલ્વે બાંધવાના કામમાં રોકવા કરતાં નહેરો બાંધવાના કાર્યમાં રોકવાની જે યોજના સરકારે કરેલી છે તે યોજનાથી હિન્દુસ્તાનના લોકોનું કાંઇક વિશેષ કલ્યાણ થવાની સભાવના માની શકાય છે '

'છપ્પનિયા કાળ 'માં બહુધા સમસ્ત ભારત વર્ષને જ્યાં આવી અસહ્ય પીડાની બાધા થઇ હતી ત્યાં કાઠિયાવાડ જેવા એક સર્વથા વૃષ્ટિપર જ આધાર રાખનારો પ્રદેશ એ દુષ્કાળ જન્ય પીડાના પંજામાંથી છટકી જાય, એવી કલ્પના માત્ર પણ મૂર્ખતાદર્શક થવાનો સભવ હોવાથી અને જામનગર રાજ્ય પણ કાઠિયાવાડમા જ આવેલું હોવાથી કાઠિયાવાડના અન્ય દેશીય રાજ્યો અથવા સસ્થાનો પ્રમાણે નવાનગર રાજ્ય અથવા હાલાર પ્રાન્તમાં પણ એ દુષ્કાળના પરિણામનો ભય કરતાપૂર્વક, વિસ્તાર થવા લાગ્યો અને ધીમે ધીમે અમારા અંતત લઘુ અને સાધારણ સ્થિતિના ગામને પણ તેની એ ભયકરતાની બાધા થવાના ચિન્હો સ્પષ્ટ દેખાવા લાગ્યાં જામનગર રાજ્ય ઓખામડળની સીમા સાથે જોડાયલું હોવાથી જામનગર રાજ્યમા ઘણીકવાર સારા સમયમાં પણ ઓખામડળના વાઘેરો ઊતરી આવી લૂટફાટ કરીને ત્રાસ વર્તાવ્યા કરે છે અને કેટલીકવાર જામનગરના જામ સાહેબના કેટલાક વિરોધી ભાયાતો કિંવા નેરાશિયા કોઇ ખાનગી વિવાદના કારણથી બહારવટુ ખેડવાને બહાર નીકળી પડે છે અને તેઓ પોતાને ' બહારવટિયા 'ના નામથી ઓળખાવી પ્રજાને પોતાના અત્યાચારોથી પીડીને શત્રુના વૈરનો બદલો પ્રજા પાસેથી વાળી લે છે પરંતુ આવા લુટારા અને બહારવટિયા જામનગર, ખંભાળિયા તથા એવાં જ બીજા નગરો દુર્ગ-રક્ષિત તેમજ સૈન્ય આદિથી રક્ષિત હોવાથી બહુધા જે ગામડાંમાં પ્રજાજનો પાસે આત્મ રક્ષાનાં સાધનોનો અભાવ હોય છે તેવા ગામડાંમાં પ્રવેશ કરી લૂટફાટના રાક્ષસીય વ્યવસાયને ચલા-વીને ત્યાંજ પોતાના શૌર્ય (?) નું પ્રદર્શન કરાવે છે અથવા તો યાત્રાળુઓ તથ વટેમાર્-ઓને લૂટી લેવાના કાર્યમા પોતાના બળનો વ્યય કર્યા કરે છે જામનગર રાજ્યમા નિરંતર આવા લુટારા તથા બહારવટિયા આદિનો ન્યૂનાધિક ત્રાસ પ્રવર્ત્તતોજ હોય છે તેવામાં વળી આવા ભયાનક દુષ્કાળનું મહાપ્રસગ કાળ જુ આવીને અચાનક ઉપસ્થિત થયું એટલે દુષ્કાળમાં અધિક ત્રાસ જેવોજ પ્રસગ આવી લાગ્યો આ મડળના લોકો આવા દુષ્કાળના સમયમાં ઉપયોગમા લેવા માટે જુવારને ઓવમાં દાટી રાખે છે અને સમય આવતાં એ ખાડાઓમાંની જુવારના આહારથી દુષ્કાળના સમયને દુઃખે સુખે વીતાડી દે છે અર્થાત્ અમારા ગામમાં પણ કેટલાક લોકે પાસે જુવારના એવા ભૂમિભંડાર હતા પરંતુ

એક તરફથી ઘાસચારાની તંગી પડવાથી ઢોરોના જીવનની ચિન્તા વધવા માંડી, નદીનાં પાણી સાથે કૂવાનાં પાણી પણ સૂકાતાં ચાલ્યા અને બીજી તરફથી ચોર તથા લુટારા આદિ બદમાશ લોકોનો સળવળાટ થવા લાગ્યો; એટલે આની પરિસ્થિતિમાં ધર્મપુર જેવા એક સર્વ સાધનવિહીન ગ્રામમાં રહેવું તે પોતાના હાથે જ પોતાના મરણને બોલાવવા જેવું હોવાથી અમારા ગ્રામના જે કેટલાક વૃદ્ધ તથા બુદ્ધિમાન્ પુરુષો હતા તેઓ એક દિવસ ચૌરામાં એકત્ર થઇને આ આપત્તિના નિવારણનો હવે શો ઉપાય કરવો અને ગ્રામમાં રહેવું કે દુષ્કાળના દિવસો વીતાડવા માટે કોઇ મોટા સુરક્ષિત નગરમાં ચાલ્યા જવું એ વિષયનો વિચાર ચલાવવા લાગ્યા

ગામડાનો આવો એક ચૌરો તે મુંબઇનો ટાઉન્ હૉલ, કલકત્તાનો ટાઉન્ હૉલ, કરાચીનો ખાલિકડિના હૉલ્ કિંવા અમદાવાદનો પ્રેમાભાઇ હૉલ હશે અથવા તો એ હૉલ્સ જેવી કોઇ એક મોટી ભવ્ય ઇમારત હશે અને તેમાં વક્તા તથા અધ્યક્ષ માટે ઉચ્ચ પીઠાસન તેમજ શ્રોતાઓ માટે કુરસીઓ તથા બેંચોની વ્યવસ્થા કરાયલી હશે, એમ કોઈએ પણ માની લેવાનું નથી, કિન્તુ ગામડામાં સાર્વજનિક ઉપયોગ માટે ગ્રામના મધ્યભાગમાં દેવમંદિરની પાસે જે એક સ્થાન રાખવામાં આવે છે તેને ગામડાના લોકો 'ચૌરો' કહે છે અને તે ચૌરામાં જ ગામડાની આવી સાર્વજનિક સભાઓ ભરાય છે એ ગામડિયા ચૌરામાંની સભામાં બેસવા માટે કુરસીઓ તથા બેંચોને બદલે ગોદડાં, ગૂણપાટ અને ધાબળાનો જ ઉપયોગ કરાય છે' સભામાંના સર્વ મનુષ્યો વક્તા હોય છે અને ગામના પટેલને આપણે સભાનો અધ્યક્ષ માનીએ તો ભલે, પરન્તુ અધ્યક્ષ આદિની એ ગ્રામ્યસભામાં આવશ્યકતા હોતી જ નથી ગ્રામના પટેલ તથા વ્યાપારીઓના આવ્યા પછી હુક્કાનો ગગડાટ તથા ધતૂરી-ચલમ-ના ધૂમાડાની ધામધૂમ સાથે આવી ગ્રામ્યસભાના કાર્યનો આરંભ થઇ જાય છે અર્થાત્ આ સભા, પણ એવાજ પ્રકારની હતી, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી

ગ્રામના સર્વ પુરુષો એકત્ર થયા પછી ભીમા પટેલે સગ્રાજનોને સંબોધીને ગંભીરતાથી બોલવાનો આરંભ કર્યો કે " ભાઇઓ, વખત એવો અને એટલો બધો ખરાબ થતો જાય છે, કે હવે આપણા આ ગામડા જેવા રક્ષણનાં સાધનો વિનાનાં ગામડાંમાં વધારેવાર રહેવામાં જાનમાલની સલામતી નથી, એમ ચોખ્ખું દેખાઇ આવે છે એક બાજૂ મહાભયાનક દુષ્કાળની પીડાથી મનુષ્યો તથા પશુઓ પીડાય છે અને બીજી બાજૂ ચોર, લુટારા તથા ધાડપાડુઓનો ત્રાસ પણ આપણા દેશમાં વધતો જાય છે એટલે જેમની પાસે આ દુષ્કાળના સમયને વીતાડી દેવામાટેનાં થોડાઘણાં સાધનો હશે તેઓ પણ પોતાના તે સાધનોનો નિર્ભયતાપૂર્વક ઉપયોગ કરી શકે, એવો રંગ દેખાતો નથી, કારણ કે, ચોરાએ લોકોનાં ઘરોમાં ખાતર પાડવા માંડ્યા છે. લુટારા લોકોએ લુટફાટની શરૂઆત કરી દીધી છે, ધાડપાડુઓ ધાડ પાડવા મંડી ગયા છે અને બારવટિયાના બખેડા તો આસ્વાજ કરે છે છેલ્લા સાત દિવસમાં આપણા ગામની આસપાસનાં ખાખેડું અને હીંડું એ બે ગામ ભગાણાં છે, એ તો તમો બધા સારી રીતે જાણો છો અને તેથી આપણું આ ધર્મપુર પણ વહેલું કે મોડું નહિ ભગાય અને આપણાં માથાપર પણ આફત નહિ આવે એની શી ખાતરી વારુ? હથિયારબંધીના કાયદાએ આપણી પાસે હથિયાર રહેવા દીધા નથી એટલે આપણી પાસે પોતાના બચાવના કાંઇ પણ સાધનો ન હોવાથી પાંચ હથિયારબંધ માણસો પાંચસો માણસોની વસતીવાળા આ ગામડાને ભાગી શકે તેમ છે, તો પછી પચીસ કે પચાસ હથિયારબંધ માણસોનું ટોળું આવી પડે તો તેઓ શું ન કરી શકે વારુ? આપણે અત્યારે આવી પરિસ્થિતિમાં આવી પડેલા હોવાથી આપણા નિર્વાહમાટેની, આપણા જાનમાલની સલામતીમાટેની અને આપણાં ઢોરઢાંખરને બચાવવામાટેની શી વ્યવસ્થા કરવી એટલે કે આ દુષ્કાળરૂપ તોફાની મહાસાગરમાથી તરીને પાર પડવાનો શો ઉપાય કરવો એનો આજે યોગ્ય વિચાર કરીને આપણે દૃઢ નિશ્ચય કરી નાખવાનો છે, કારણ કે, એટલા માટે જ આપણે અત્યારે અહીં ભેગા થયા છીએ."

"ખરેખર આપણે અત્યારે ઘણી જ કફોડી હાલતમાં આવી પડ્યા છીએ અને તેથી આ સંકટમાંથી પાર પડવાનો યોગ્ય વિચાર આપણે કરવો જ જોઇએ " એક લુહાણા વ્યાપારીએ પટેલના ભાષણને સર્વથી પ્રથમ અનુમોદન આપ્યું.

"ખરી વાત છે, જો અત્યારે જ આપણે આ બાબતનો વિચાર કરીને વ્યાજબી પગલાં નહિ ભરીએ તો પછી જ્યારે સંકટ સામું આવીને ઉભું રહેશે તે વેળાયે તે સંકટના નિવારણનો આપણાથી કશોપણ ઉપાય કરી શકાશે નહિ અને આપણો સર્વનાશ થઇ જશે આપણામાં એક એવી કહેવત છે કે 'ચેતતા નર સદા સુખી' એટલે આવા સમયમાં ચેતીને ચાલવામાં જ સાર છે " મારા પિતાશ્રીએ પણ સભાના ઉદ્દેશને પોતાના એ શબ્દોથી યોગ્ય પુષ્ટિ આપી

"આગ લાગે ત્યારે કૂવો ખોદવા નીકળવું તેના કરતાં પાણી આવ્યા પહેલાંજ પાર બાંધી લેવી એ વધારે સારૂં છે " આયર જાતિના એક વૃદ્ધ ખેડુતે દુનિયાદારીના ડહાપણને કહેવતોથી દર્શાવવાની ચેષ્ટા કરીને કહ્યું

'ત્યારે મારો તો એવો જ અભિપ્રાય છે કે ' એમ કહીને પટેલ મહાશયે પોતાના અભિપ્રાયને દર્શાવતા કહેવા માંડયું કે "જેમનામાં પોતાની માલમત્તાને સંભાળવાની અને પોતાના, પોતાના કુટુંબના તથા ઢોરઢાંખરના નિર્વાહને ચલાવવાની સંપૂર્ણ શક્તિ હોય તેમણે જ આવા ભયાનક સમયમાં પોતાના ગામમાં રહેવાની હિમ્મત કરવી અને જેમની પાસે આત્મરક્ષા, કુટુંબરક્ષા તથા પશુરક્ષાનાં સાધનોનો અભાવ હોય તેમણે આ કઠિન કાળને વીતાડી દેવામાટે કોઇ પણ સુરક્ષિત તથા જ્યાં મહેનત મજૂરી કરીને પણ પેટ ભરી શકે તેમ હોય તેવા સ્થાનમાં એટલે કે કોઈ સારા શહેરમાં ચાલ્યા જવું પરંતુ એટલી વાતો સર્વ ભાઇઓએ ધ્યાનમાં રાખવાની છે કે આવતા વર્ષનું ચોમાસું બેસે તે પહેલાં ખેતીની વેળાયે ગામમાંથી ગયેલાં સર્વ ભાઇઓએ પાછા અહીં આવી પહોંચવું અને પોતપોતાનાં ઘરબાર સંભાળીને કામે લાગી જવું. પછી તો જેવો સર્વ ભાઇઓનો વિચાર '

"પટેલનો આ અભિપ્રાય અતિશય ઉત્તમ છે, કારણ કે, મોટાં નગરોમાં ધનાઢ્ય ઉદાર ત્મા અને દયાળુ પુરુષો વધારે સંખ્યામાં હોવાથી જો આપણે કોઇ મોટા નગરમાં જઇને રહીશું તો ત્યાં આપણાં ઢોરોને ધર્માદાનો ઘાસ ચારો મળ્યા કરશે, આપણો નભાવ પણ થઇ જશે અને આપણી પાસે જે કાંઇ પાંચ પૈસાની મૂડી અથવા ઘરેણું ગાંઠું હશે તે પણ સુરક્ષિત રહેશે. હું તો બે ચાર દિવસમાં આજની આ સભા ન ભરાઈ હોત, તો પણ મારા પરિવારને લઇને કોઇ મોટા નગરમાં રહેવાને ચાલ્યો જવાનો હતો એટલે આજની સભામાં પટેલે દર્શાવેલા અભિપ્રાયથી મારા વિચારને પુષ્ટિ મળી છે અને તેથી હું તો એમ જ ઇચ્છું છું કે આપણા ગામના બધા લોકો જૂદા જૂદા શહેરોમાં ચાલ્યા જાય તો વધારે સારૂં છે માત્ર ખેતરોની સંભાળ માટે પાંચપચીસ જુવાન માણસોની જ અહીં આવશ્યકતા છે એટલે જેઓ અહીં રહેવાનું કબૂલ કરે તેમના નિર્વાહની વ્યવસ્થા શહેરમાં જનારા લોકોએ પોતાની કમાણીમાંથી અમુક ભાગ આપીને કરી આપવી એવો મારો પ્રસ્તાવ છે પછી તો જેવો સર્વ બંધુઓનો વિચાર ' મારા પિતા ગિરજાશંકરે ગંભીરતાથી પોતાના અભિપ્રાયને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યો

'સૂર્યની સાક્ષી અને વિપ્રનું વચન ! વિપ્ર ગિરજાશંકરભાઈ બોલ્યા તે સત્તર આના ને ત્રણ રતિ સમજવાનું છે હું પણ મારા ચાર દીકરા, તેમની વહૂઓ અને તેમનાં છોકરાં છોકરીને ખંભાળિયે મોકલી દેવાનો છું અને અમો બે માણસ અહીં ખેતરોની સંભાળ માટે રહેવાનાં છીએ અમો બન્ને માણસ એંસી અને પંચોતેર વર્ષ ખાઇ ગયાં છીએ એટલે મોતના ઘરમાં તો આવી પહોંચ્યા છીએ એટલામાટે અમારા મનમાં મરણનો ભય નથી તેમ જ ઘર ખાલી પડ્યાં હશે તો ચોર, ડુંટારા અને બહારવટિયા પણ ઘર પર નજર નાખે તેમ નથી એટલે રોટલા ખાઇશું, ભગવાનનું નામ જપીશું અને આનંદ મંગળ કરીને બેઠાં રહીશું અને જીવતાં રહીશું તો સારો સમય જોઇશું અને મરી ગયાં તો અમારા મરણથી કાંઇ દુનિયા રંડાઇ જાય તેમ નથી એટલે

અમને તો બન્ને બાબતોમાં આનંદ જ છે!" પટેલે કહ્યું.

મારા પિતાશ્રીના અને ગામના પટેલના આ અભિપ્રાયને જાણી લીધા પછી ગામના ઘણાક માણસો એ જ નિશ્ચયપર આવી ગયા કે અમુક વૃદ્ધ પુરુષો તથા વૃદ્ધ સ્ત્રીઓને જો તેમની ઇચ્છા હોય તો ગામમાં રહેવા દઇને અન્ય મનુષ્યોએ પોતાના કુટુંબ,લક્ષ્મીધન તથા પશુધનને લઇનેત્યાથી કોઈ મોટા અને સારા સુરક્ષિત નગરમા પોતપોતાની ઇચ્છાનુસાર દુષ્કાળના દુ ખમય દિવસોને વીતાડવામાટે એક બે દિવસમા જ ચાલ્યાં જવુ અને બાપના કૂવામા ડૂબી મરવાનો મૂર્ખતા ભરેલો પ્રયત્ન ન કરવો

અહીં વચ્ચે જણાવવાની આવશ્યકતા છે કે જે દિવસે અમારા ગામના ચોરામા એ સભા ભરવામા આવી હતી તે દિવસ અષાઢ માસની પૂર્ણિમાનો હતો અને સભા રાત્રે વાળુપાણી કર્યા પછી ભરાયલી હોવાથી એટલે કે સભાના કાર્યક્રમનો લગભગ નવવાગ્યા પછી આરંભ થયો હતો અને અગિયાર વાગે સભાના કાર્યની સમાપ્તિ થવા છતાં આકાશના મધ્યભાગમા આવેલા પૂર્ણચંદ્રના શીતલ તથા શાંત પ્રકાશને સર્વત્ર વિસ્તરેલો જોઇને માત્ર ચાર પાંચ સભાસદો જ ઘેર ગયા હતા અને બાકીના સર્વ સભાસદો ચોરામાં હુક્કાના આનંદને લૂટતા અને હવે સત્વર જ જૂદા પડવાનો પ્રસંગ આવવાનો હતો એટલે પરસ્પર તે વિશેનો વાર્તાલાપ કરતા ત્યાં જ બેસી રહ્યા હતા તે વાર્તાલાપ આ પ્રમાણેનો હતો —

"કેમ ત્યારે કાનાભગત, તમારો ક્યા જવાનો વિચાર છે ?" માલદેવનામના કુભારે આયર કાના ભગતને સંબોધીને પૂછ્યું

"આપણો તો ભાઈ જામનગર જવાનો વિચાર છે, કારણ કે, ત્યા બે ચાર શેઠિયા અમારા ઓળખીતા છે એટલે તેમની ઓથ મળતાં જામ નગરમા અમારો નભાવ સારીરીતે થઇ જશે અને ભગવાન કરશે તો વૈશાખના વાવણા કરવાને પાછા અહીં આવી પહોચીશું પણ ભાઇ, તમારો ક્યા જવાનો વિચાર છે ?" કાનાભગતે જવાબ આપીને સામો પ્રશ્ન પૂછ્યો

"અમારે તો પોરબંદર જ જવુ પડશે, કારણ કે, ત્યાં અમારા સગા વ્હાલાંનાં ચાર પાચ ઘરે હોવાથી ઓરડાનું ભાડુ નહિ ભરવુ પડે અને પોરબંદરમા વ્હાણુ બંધાતાં હોવાથી તેમજ મકાનોનાં બાધકામ પણ હમેશા ચાલતાં હોવાથી સુતારનો ધધો સારો ચાલશે તો નભાવ પણ થઇ જશે અને તે ઉપરાત જો ભાગ્ય સારાં હશે તો પાચ પૈસાનો વધારો પણ થઈ શકશે હાલ તરત અમે તો ત્યાંજ વસવાટ કરીશુ અને આ વતુ વર્ષ સારું થયાના સમાચાર જ્યારે અમારા સાંભળવામાં આવશે ત્યારે જ પાછાં આવીશુ, કારણ કે, અમારે કાઇ વાવવાયું કરવાં નથી એટલે વૈશાખ માસમાં અહીં આવવાની અમારા માટે આવશ્યકતા નથી " સુતારનુ કામ કરનારા માનદેવ કુભારે પોતાની પોરબંદર જવાની ઇચ્છા દર્શાવી

જેતસી ભાટિયા નામના આયરભાઇએ કોઇના પૂછ્યા વિના જ કહેવા માંડયુ કે "આપણે તો ખંભાળિયામાં જ છાવણી નાખીને પડયા રહીશુ અને ખંભાળિયુ અહીંથી સાત ગાઉપર જ આવેલુ હોવાથી મહિને બે મહિને ડોસા અને ડોસીની સંભાળ પણ લેતા રહીશુ અને વૈશાખ મહિનો આવતાં જ પાછા અહીં આવીને ઉભા રહીશુ. ઢોરોને મૂકીશુ ખંભાળિયાના ધર્મવાડામાં અને આપણે કરીશુ મહેનત મજૂરી એટલે પરમેશ્વર કરશે તો દશ મહિના સુધી વાંધો તો નહિ જ આવે, પછી તો જેવી પરમેશ્વરની ઇચ્છા!"

"આપણો તો, ભાઇ, અહીંથી પોરબંદર અને પોરબંદરથી રેલગાડીમાં બેસીને સીધા મુબઈ ભેગા થઇ જવાનો વિચાર છે અને તે માટેની કેટલીક તૈયારીઓ પણ આપણે તો કરી રાખી છે. મુબઇમા મારાં ફઇની દીકરી દીધેલી છે અને મારા બનેવીની મગળદાસની મારકીટમાં કાપડની દુકાન સારી ચાલતી હોવાથી મારા બ્હેન બનેવી પૈસેટકે સુખી છે એટલે મારા બનેવીની દુકાને અથવા તો તેની ભલામણથી બીજે કોઇ ઠેકાણે નોકરી રહી જઇશુ તો મહિનાનો પચીસથી ત્રીસ રૂપિયા જેટલો પગાર મળશે ને તેથી અમો ત્રણ માણસોનું-બે માણસ અમે અને મારા ડોસાનુ-ગુજરાન થતું રહેશે જો ત્યા કાઇ સારો યોગ થઇ જશે તો પોતાનો ધધો કરીને ત્યાં જ રહીશુ અને નહિ તો પછી વર્ષે બે વર્ષે પાછા આવતાં રહીશુ " ગોરધન

નામના પચીસ વર્ષની અવસ્થાના એક લુહાણા જ્ઞાએ બહેન અનેવીપર આધાર રાખીને મુંબઈ જવામાટેનો પોતાનો વિચાર દર્શાવ્યો

આ લુહાણા ગોરધન–ગોવર્ધન–ભાઈ એક એવા પ્રકારનો મનુષ્ય હતો કે પોતાની બે સગી બહેનોને કોઈ દિવસ પસલીના ચાર આના પણ આપતો નહોતો અને જો તેની બહેનો કોઇવાર માતા તથા ભાઈને મળવામાટે અથવા તો સેવા વડ કરવાને આવે, તો એક દિવસ બળી જળીને તેમને જમાડતો હતો અને બીજા દિવસથી તે બહેનોને પોતાની ગાંઠખર્ચીને ખાવું પડતું હતું પોતાની સગી બહેનોસાથે તેનું આવુ વર્તન હતું, તો પછી ફઇની દીકરી બહેન સાથે તેણે ભાઈ તરીકેનો કેવો સારો વ્યવહાર રાખ્યો હશે એ કલ્પનાથી જાણી શકાય તેમ છે પરતુ જ્યારે પોતાના માથાપર આવો પ્રસગ આવી પડ્યો એટલે તરત ફઇની દીકરી બહેનનો સબધ તેને સાંભરી આવ્યો માત્ર એટલુ જ નહિ, પણ તે તેનાપર આધાર રાખીને મુંબઇ જવા માટે પણ તૈયાર થઇ ગયો કેવી સ્વાર્થાન્વતા! આ સસારમાં જેમના શબ્દકોષમાં 'આપવુ' શબ્દ છે જ નહિ અને જેઓ કેવળ 'લેવુ'જ શીખ્યા છે એવા પશુકોટિના અસખ્ય મનુષ્યોમાંનો જ એ ગોવર્ધન પણ મનુષ્યાકૃતિ પશુ હતો અને તેથી તેનો મુદ્રાલેખ એ જ હતો કે—

"પયસેકી આપસે ભી રહબ્બત ન કીજિયે,

સેવા કીજિયે પર દેનેકી ઉલ્ફત ન કીજિયે l

અસ્તુ આવા પ્રકારનો વાર્તાલાપ ત્યા કેટલાક દોઢકલાક સુધી ચાલતો રહ્યો અને તેના પરિણામે જેટલાં માણસો ખભાળિયે જવાના હોય તેમણે ધમપુરથી સાથે જ નીકળવુ જામ નગર જનારા માણસોએ જામનગર સુધીનો પ્રવાસ સાથે રહીને જ કરવો અને પોરબદર જવા ઇચ્છનારાએ પણ પ્રવાસમા સાથે જ રહેવુ એ પ્રમાણેનો પરસ્પર ઠરાવ કરવામાં આવ્યો કે જેથી માર્ગમા લટાઈ જવાનો વિરોધ ભય ન રહે અને સર્વજનો પોતપોતાના ધારેલાં સ્થાનોમાં નિર્ભયતાપૂર્વક પહોંચી જાય. લગભગ સાડાબાર વાગે ચોરામાંના મનુષ્યોએ ઉઠવાની તૈયારી કરવા માંડી, પણ એટલામા 'દોડો દોડો ચોર ચોર!'ની બૂમો ગગનને ગજાવવા માંડી અને તેથી સર્વ મનુષ્યો ઘેર ન જતાં જ્યાંથી એ બૂમો આવતી હતી તે ધરતરફ જ ઉતા વળથી દોડવા લાગ્યા

ચોરામા જે વેળાયે ઉપર્યુક્ત સભા ભરાઇ રહી હતી તે વેળાયે પુરુષોના સમુદાયથી અ૫ અતરપર કેટલીક નાની અને મોટી છોકરીઓ પણ બેઠેલી હતી અને હું પણ તે છોકરીઓ સાથે ત્યાં બેઠી હતી ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે 'દોડો દોડો' અને 'ચોર ચોર'ની બૂમ પડી એટલે પુરુષો જેવા દોડ્યા કે છોકરીઓ પણ તેમની પાછળ દોડવા લાગી પરતુ મે એવી રીતે દોડવાનું વ્યાજબી ન ધાર્યું, કારણ કે, આવા પ્રકારની દોડધામમાં ઠોકરાઇને ફુ પડી જવાનો અને માથુ ફૂટી જવાનો વગેરેનો સભવ હોય છે એ હુ સારીરીતે જાણતી હતી અને તેથી હુ ધીમી ધીમી ચાલતી હોવાથી બીજી છોકરીઓથી પણ ઘણી જ પાછળ રહી ગઇ હતી તો પછી પુરુષોથી બહુજ વધારે પાછળ રહી જાઉ એ સ્વાભાવિક જ હતું 'ચોર ચોર'ની બૂમ ગામના આથમણા છેડાપરથી સભળાઇ હતી અને સર્વ મનુષ્યો ત્યાં દોડીને પહોંચી ગયા તે વેળાએ હું તો હજી અર્ધોમાર્ગ પણ કાપી શકી નહોતી પૂર્ણિમાના ચદ્રનો પ્રકાશ સર્વત્ર વિસ્તરેલો હોવાથી જો કે ભીતિનો વિશેષ સભવ નહોતો છતાં ભીતિ મારાં નેત્રો સમક્ષ મૂર્તિમતી થઇને ઊભી રહી, એક ખાચામાં બે કાના બાંધેલા અને તલ્વારો જેમની કમ્મરે લટકતી દેખાતી હતી તેવા ચાર હટપુષ્ટ મનુષ્યો ઊભેલા મારા જોવામાં આવ્યા અને તેમને જોતાં જ મારું કાળજ હૃદય ભયથી કંપવા લાગ્યુ મે બૂમ પાડવાનો વિચાર કર્યો, પણ મારા મુખમાંથી ચીત્કાર નીકળે એટલામાં તો તે ચારે પુરુષો મારાપર ધસી આવ્યા એક પુરુષે પ્રથમ મારા મુખને પોતાના હાથથી દબાવી રાખીને પછી તરત જ મારા મોઢામા લુગડાનો ડૂચો મારી દીધો અને ત્યાંથી તે ચારે પુરુષો મને ઉપાડીને ગામના ઉગમણા છેડા પર આવેલા ઝાંપા તરફ ચાલવા લાગ્યા આ અચિન્ત્ય આવી

રહેલી આપત્તિથી મારૂં હૃદય એવું તો નિર્બળ અને ભયભીત થઇ ગયું કે થોડીવારમાં જ મને મૂર્ચ્છા આવી ગઇ અને તેથી ઝપાઝાપી નીકળ્યા પછી મારૂં શું થયું અને શું નહિ, એનું મને કશું પણ જ્ઞાન કે ભાન રહી શક્યું નહિ

## પ્રકરણ ૪ થું

### જોરાવરના ઝાળમાં !

જ્યારે મારી મૂર્ચ્છાનું નિવારણ થયું, મારા શરીરમાં પુનઃ ચૈતન્યનો આવિર્ભાવ થયો અને મેં મારા નેત્રોને ઉઘાડ્યાં તે વેળાએ સમસ્ત વિશ્વમાં સૂર્યનારાયણનો અધિકાર વ્યાપેલો હોવાથી અને સર્વત્ર પ્રકાશનો વિસ્તાર હોવાથી હું પાષાણનિર્મિત કોઈ એક પુરાતન મહાલય તુલ્ય વિશાળ ભવનમાંના એક વિશાળ ખંડ અથવા કક્ષમાં એક ઢોલિયાપર બિછાવેલી મૃદુ શય્યામાં પડી હતી એમ મારા જોવામાં આવ્યું તે વિશાળ કક્ષના પશ્ચિમાભિમુખ વાતાયન પાસે એક ખૂણામાં મારો ઢોલિયો ઢાળેલો હતો, સામેના બીજા ખૂણામાં એક સુંદર કોચ ગોઠવેલો હતો મધ્ય ભાગમાં એક ગોળ ટેબલ હતું, ટેબલની આસપાસ હાથાવાળી ચાર ખુરસીઓ હતી ત્રીજા ખૂણામાં એક ડ્રેસિંગ ટેબલ અને ચોથા ખૂણામાં એક કૅમ્પટેબલનો અડધો ભાગ રખાયલો હતો છતના મધ્ય ભાગમાં રાઉન્ડ ટેબલની ઉપર એક હૅંગિંગ લૅમ્પ લટકતો હતો અને બીજો એક ટેબલ લૅમ્પ તેની નીચે રાઉન્ડ ટેબલપર પડ્યો હતો કૅમ્પ ટેબલના અડધિયાપર કૉલન્ વૉટર, બ્રૅન્ડી, સોડા અને લેમ્બર આદિની બાટલીઓ તેમ જ કાચના ત્રણ ચાર ગ્લાસ પડેલા હતા અને મારા ઢોલિયા પાસે જમીનપર પાથરેલી જાજમપર એક મોટી થુંકદાની પણ જોવામાં આવતી હતી જે વેળાએ મારા ઢોલિયાની પાંગત પાસે એક ખુરસીપર એક વૃદ્ધા સ્ત્રી બેઠી હતી અને સામેના કોચપર બીજી એક તરુણી અઢેલીને પડી હતી

વૃદ્ધા વનિતાની અવસ્થા જો કે પચાસ વર્ષથી પણ કાંઇક વિશેષ હતી છતાં તેના શરીરનો બાંધો એવો તો મજબુત અને ખાટીનો હતો કે તેની અવસ્થા ચાળીસ વર્ષથી પણ ઓછી દેખાતી હતી અને તેનું એક બીજું કારણ એ પણ હતું કે તેના માથાનો એક પણ વાળ ધોળો થયો નહોતો, તેનો એક પણ દાંત પડ્યો નહોતો અને તેની ચામડીમાં એક પણ કરચલી પડેલી દેખાતી નહોતી. તેની ચામડીનો રંગ ગારતા મિશ્રિત શ્વેત હતો, તેના સર્વ અવયવો સુંદર મનોહર હતા, કદમાં જેમ તે બહુ ઉંચી નહોતી તેમજ બહુ નીચી અથવા તો ઠીંગણી પણ નહોતી, તેનાં નેત્રોમાં એક પ્રકારની અસાધારણ ચપળતા અને તેના મુખમંડળપર કિંચિત્ ક્રૂરતા મિશ્રિત ગંભીરતાની છટા વિસ્તરેલી હતી અને તે મારા મુખમંડળમાં પોતાની દૃષ્ટિને એકાગ્ર કરીને બેઠી હતી તેનાં વસ્ત્રો મેહર જાતિની સ્ત્રીઓ જેવાં હોવાથી તે મેહર જાતિની અબળા હોવી જોઇએ એવી તત્કાળ કલ્પના કરી શકાતી હતી. તેના હાથોમાં રૂપાનાં જાડાં કડાં, પગોમાં રૂપાનાં જાડાં કલ્લાં, કાનોમાં રૂપાના વેઢલા તથા ઓકોટા અને ગળામાં સોનાની એક ઝીણી 'સોનઈ' આટલા અલંકારો તેના શરીરપર દૃષ્ટિગોચર થતા હતા. મેહર જાતિની સ્ત્રીઓ પોતાના શરીરપર પોતાના અખંડ સૌભાગ્ય અથવા વૈધવ્યને દર્શાવનારૂં કોઇ વિશિષ્ટ ચિન્હ રાખતી ન હોવાથી તે વૃદ્ધા સધવા હતી કે વિધવા હતી એની તત્કાળ મારાથી કલ્પના કરી શકાય તેમ નહોતું.

બીજી જે યુવતી કોચપર પડેલી હતી તેનું વય વીસથી એકવીસ વર્ષ કરતાં વિશેષ નહોતું અને તે *એટલીબધી રૂપાળી હતી કે જો તેને* ઉત્તમ વસ્ત્રાલંકારોવડે શૃંગારીને જો કોઈ રાજા પોતાની અંતઃપુરવાસિની રાણી કરીને રાખે તો તેના નિસર્ગદત્ત લાવણ્યના પ્રભાવથી તે રાજાનું અંતઃપુર પણ દીપી નીકળે, એ સર્વથા સ્વાભાવિક હતું એ તરુણીએ પોતાના સુકોમળ હસ્તોમાં સુવર્ણની બબ્બે ઝીણી બંગડીઓ, કાનોમાં સુવર્ણના બે કર્ણપુષ્પ, ગળામાં સોનાની એક મોહનમાળા અને પગોમાં ચાંદીના બહુજ હલકાં છડા આદિ અલંકારોને પોતાના કોમળ, સુંદર અને નયનમનોહર શરીરપર ધારણ કરેલા હતા અને નીચે મલમલનો બારીક ઘાઘરો, ગુલાબી જાપાની રેશમનું પોલકું અને વાયલની પીરોજા રંગની બારીક સાડી એ પ્રમાણેનાં વસ્ત્રો પરિધાન કર્યાં હતાં આવા સાદા વેષમાં હોવા છતાં પણ તેના

નૈસર્ગિક સૌન્દર્યના પ્રભાવમા કશી પણ ન્યૂનતા અર્પી શકતી નહોતી અને તેથી સ્પષ્ટ જણાઇ આવતું હતુ કે કૃત્રિમતાથી નૈસર્ગિકતાની સમાનતા કદાપિ નથી જ કરી શકાતી એ રમણીના વેષને જોતા તે કોઈ પણ ઉચ્ચ હિન્દુજાતિની અબળા હોય એમ જણાઈ આવતું હતુ તેમજ તેના હસ્તોમા કાચની બંગડી કિંવા હાથીદાતની ચૂડી, નાકમાં ચૂક તથા ભાલપ્રદેશમા ચાંલ્લો આદિ સૌભાગ્યચિન્હોમાંનુ એક પણ સૌભાગ્યચિન્હ તેના શરીરપર ન હોવાથી તે મારા જેવી જ કોઇ એક અભાગિની વિધવા હોવી જોઇએ, એ પણ સર્વથા સ્પષ્ટ દેખાઇ આવતું હતું તે વેળાયે કોઇ ગહન વિચારમાં નિમગ્ન હોવાથી તેની દષ્ટિ મારા ભણી નહોતી

અસ્તુ એ બે અબળાઓનુ આટલું વર્ણન અત્યારે સંપૂર્ણ હોવાથી હું હવે મારી આત્મ કથાના અનુસંધાનમા આગળ વધીશ ઉપર જ ણાવ્યા પ્રમાણે શુદ્ધિમાં આવતાં જ મારા મુખ મંડળમાં પોતાની દષ્ટિને સ્થિર કરીને બેઠેલી વૃદ્ધા સ્ત્રીને મે આતુરતાદર્શક સ્વરથી પૂછ્યુ કે "ભલી બહેન, હુ અત્યારે કયા છુ, મને અહીં લાવનાર કોણ છે, આ મકાન કોનું છે, આ ગામ કયુ છે અને મને અહીં શા કારણથી લાવવામા આવી છે, તે જો મને કૃપા કરીને જણાવશો તો તમારો તમારી જાતિની આ એક દુખિની અબળાપર અતિશય ઉપકાર થશે. ત્યારે કહો કે તમો મને જે કાંઇ પણ સત્ય વાર્ત્તા છે તે જણાવશો કે નહિ ?"

બાઈ, જે પુરુષ તને તારા ગામમાથી ઉપા ડીને અહીં લઇ આવ્યો છે તે પુરુષની અમને માત્ર એટલી જ આજ્ઞા છે કે તું અશુદ્ધિ અથવા મૂર્છામા હોવાથી તને શુદ્ધિમાં લાવવામાટેના યોગ્ય ઉપચારો કરવા અને તું શુદ્ધિમાં આવી જાય એટલે પછી તારી ઇચ્છા અનુસાર ખાન પાન તથા વસ્ત્રઆદિની યથોચિત વ્યવસ્થા કરી આપવી જો તને પાણીની આવશ્યકતા હોય તો પાણીને બદલે તારા સમક્ષ દુગ્ધ લાવીને હાજર કરવાની અમને આજ્ઞા છે, પરંતુ તારા આવા પ્રકારના એક પણ પ્રશ્નનું ઉત્તર આપવાની અમને આજ્ઞા નથી અને તેટલામાટે અમારાથી તારા આ સવાલોમાના એક પણ સવાલનો જવાબ આપી શકાય તેમ નથી એટલે આ બાબતની અમો ક્ષમા માગીએ છીએ " મેહરજાતિની ભા સ્વાભાવિક જ અત્યંત અશુદ્ધ અને વિલક્ષણ ઉચ્ચારવાળી હોવા છતાં તે વૃદ્ધા સ્ત્રીએ અતિશય શુદ્ધ અને ધારાવાહિની ગુજરાતી ભાષામા મારા પ્રશ્નનું મને નિરાશોત્પાદક ઉત્તર આપ્યુ અને ત્યાર પછી પૂછ્યુ કે તારી પ્રકૃતિ અત્યારે કેમ છે ? હૃદયમાં અશાન્તિની વિશેષતા તો નથી ને !"

"મારા હૃદયમાં અશાન્તિની વિશેષતા હોવાનો સંભવ છે કે નહિ, એની કલ્પના તમારાથી ત્યારે જ કરી શકાય કે જો તમારી મારી પરિસ્થિતિ સમાન પરિસ્થિતિ હોય અને તમો પણ હું અત્યારે અચાનક જેવા સંકટમા આવી પડી છું તેવાજ સંકટમાં તમો પણ આવી પડ્યાં હો ! કારણ કે, વંધ્યા વનિતાના મનમા પ્રસૂતાની વેદનાની યથાર્થ કલ્પના ભાગ્યેજ આવી શકે છે. અસ્તુ મારા અન્ય પ્રશ્નોનાં ઉત્તરો આપવાની તમને તે પુરુષે ના પાડી હોય, તો પણ મને અહીં આવ્યાને કેટલો સમય થયો છે એ તો કૃપા કરીને જણાવશો કે નહિ ? કારણ કે, ચાર મનુષ્યો મને મારા ગ્રામમાંથી ઉપાડીને ચાલતા થયા અને હું મૂર્છિતા થઈ ગઇ ત્યારથી અત્યાર સુધીમાં કેટલો સમય વહી ગયો છે અને શી શી ઘટનાઓ બની છે, એનું મને લેશમાત્ર પણ સ્મરણ નથી."

"તારા આ પ્રશ્નનું ઉત્તર આપવામા કશી હાનિ ન હોવાથી એટલું ઉત્તર હું આપીશ." આમ કહીને તે વૃદ્ધાએ જણાવ્યું કે "ગઇ કાલે પ્રભાતમાં આ સ્થાનમાં તારૂં આગમન થયું હતું એટલે અત્યારે અહીં તારા આવ્યાને ચોવીસ કલાક જેટલો સમય થઇ ચૂક્યો છે તારી મૂર્છા મરણતુલ્ય હોવાથી તને શુદ્ધિમાં લાવવામાટે અમારે અનેક ઉપચારો કરવા પડ્યા છે ત્યારે જ અત્યારે તું શુદ્ધિમાં આવી શકી છે અસ્તુ હવે તું શુદ્ધિમાં આવેલી હોવાથી મધ્યાન્હ પૂર્વે તારે કાંઇક પણ ભોજન તો કરવુ જ પડશે એટલા માટે તારી જે કાંઇ પણ ખાવાની ઇચ્છા હોય તે મને જણાવી દે એટલે હું તે પ્રમાણેની વ્યવસ્થા કરાવુ "

અપૂર્ણ.

# अलौकिक शक्ति.

મનુષ્ય માત્રમા સર્વોત્તમ શક્તિ રહેલી છે આ શક્તિનો તે જ્યાં સુધી અનુભવ કરતો નથી ત્યાં સુધી જ તેને દુ ખ અને દારિદ્રયનો અનુભવ થાય છે આ જગતમાં મનુષ્ય સર્વોત્તમ સુખ, અનન્ત આનદ અને ચિરસ્થાયી શાંતિનો અધિકારી છે તેને નિર્માલ્યપણે ફરવાની કે રહેવાની કાંઈ પણ જરૂર નથી જે માણસો પોતાનામાં રહેલી સર્વસામર્થ્યસપન્ન શક્તિનો અનુભવ કરી શકતા નથી, પોતામાં રહેલી તે શક્તિમાં શ્રદ્ધા રાખતા નથી અને પ્રયત્નવડે તેને પ્રકટ કરી શકતા નથી તે માણસો જ દુ ખી રહ્યાં કરે છે મનુષ્યને માટે જ સુખ નિર્માણ થયેલુ છે દ્રવ્ય પણ તેને માટે જ છે, ઇશ્વરે સર્વ પદાર્થો તેને માટે જ ઉત્પન્ન કરેલા છે તે સર્વને મેળવવાને માટે તેને અધિકાર છે, પરંતુ જ્યાં સુધી તે પદાર્થોને પ્રાપ્ત કરવા માટે પોતામાં રહેલી સર્વોત્તમ શક્તિને પ્રકટ કરતો નથી ત્યાં સુધી જ તે ભિખારી રહ્યાં કરે છે

ઘણા મનુષ્યો અશ્રદ્ધા અને શકાથી ભરેલા હોય છે તેમને જેમાં ને તેમાં અશ્રદ્ધા થાય છે જેમાં ને તેમાં શકા રહે છે અમુક તો આપણને ન મળે, આપણા નસીબમાં તે ક્યાંથી હોય! આવા ને આવા નિરાશાજનક વિચારોથી તેનુ મન ભરાઇ ગયેલુ હોવાથી તેઓ આ જગતમાં ભાગ્યે જ સુખને મેળવી શકે છે તેમને પોતામાં રહેલી સર્વોત્તમ શક્તિમાં વિશ્વાસ જ હોતો નથી.

તરવાર ગમે તેવી સારી પાણીદાર હોય છતાં જો તેને પાણીમા નાખી મૂકવામાં આવે તો તે કાટથી કટાઇ જઇ ખવઇ જાય છે પણ જો તેને દરરોજ સાફસૂફ રાખી ઘસીને ધાર સારી તેજદાર કરવામાં આવે છે તોજ તેનું પાણી સચવાઇ રહે છે તેવી રીતે આપણામા રહેલી સર્વોત્તમ શક્તિને પણ જો આપણે મનની એકાગ્રતાદ્વારા આપણામાં પ્રકટ નથી કરતા તો તે ખવાઇ ગયેલી તરવાર જેવી નિરૂપયોગી થઇ પડી રહે છે, અને તેના દ્વારા આપણને કાંઈ પણ લાભ થતો નથી, આપણામાં રહેલી આ શક્તિને આપણે એકાગ્રતાદ્વારા પ્રકટ કરી શકીએ છીએ.

આપણા વિચાર અનુસાર જ આપણુ શરીર બની શકે છે જેવા આપણા વિચાર હોય છે તેવા જ આપણે બનીએ છીએ—એથી જ્યારે આપણે આપણામાં રહેલી સામર્થ્યસપન્ન શક્તિને પ્રકટ કરવા માટે તે શક્તિ સબધી વિચારોને દિવસમા દસ પદર મિનીટ સુધી રોજ એકાગ્ર કરવા અને શક્તિમાં આપણા વિચારને લીન્ન કરી દેવાથી આપણી અદર તે શક્તિ પ્રકટ થાય છે. જેમ જેમ આપણે આપણી એકાગ્રતાને વધારતા જઇશુ તેમ તેમ તે શક્તિ આપણામા પ્રકટ થતી જશે. જે પ્રમાણે તમે તેની સાથે બુદ્ધિપૂર્વક વિચારને લિન્ન કરી શકો છો તે અનુસાર તે તમારામાં પ્રકટ થઇ શકે છે

તમારામાં રહેલી આ શક્તિમા તમારા મનને એકાગ્ર કરવા માટે સ્વસ્થપણે શાતિપૂર્વક એક શાત સ્થાનમાં બેસીને એક દીર્ઘશ્વાસ લેવો. પછી હૃદયમા તમારી ચિત્તવૃત્તિને સ્થાપી શાંત થવુ, થોડીવારે જાણે તમારા બધા વિચારોને બહાર કાઢી મૂકતા હો તેમ પાછો શ્વાસ બહાર કાઢવો આ ક્રિયા નાક દ્વારા કરવી આ વખતે તમારા હૃદયમંદિરમાં વધુ શાંતિ તમને જણાશે શ્વાસ બહાર કાઢતી વખતે તમને ડગડગ કરાવનારા અશ્રદ્ધાના અને શકાના વિચારોને બહાર નીકળી ગયેલા માનો પાછા દીર્ઘશ્વાસ લ્યો, આ વખતે તમે તમારામાં રહેલી બળવાન શક્તિ જાણે તમારી વાટ જોઇ અદર બેઠેલી છે એવી કલ્પના કરી તેમાં એકાગ્ર થાવ તે શક્તિનો તમારામા પૂર્ણપણે આવિર્ભાવ થયો છે એમ માનો. શ્રદ્ધાપૂર્વક માનો

આમ વારવાર કરવાથી તમે તમારા મનને એકાગ્ર કરી શકો છો, અને તમારામાં રહેલી શક્તિને તમે તમારામાં પ્રકટ કરી શકો છો આ ક્રિયા સતત દરરોજ નિયમપૂર્વક કરવાથી સિદ્

થાય છે અને જેમ જેમ તમે અભ્યાસ વધારતા જાવ છો તેમ તેમ સ્વભાવસિદ્ધ થઈ શકે છે તમારામાં રહેલી આ શક્તિને આ રીતે પ્રગટ કરવાથી તમે તમારો વ્યવહાર અને પરમાર્થ બંને સર્વોત્તમપણે સિદ્ધ કરી શકો છો, તમે તમારી દુર્બળ સ્થિતિને ટાળી શકો છો અને જેવી તમારી ઇચ્છા થશે તેવી સ્થિતિને પ્રાપ્ત કરી શકો છો

તમને તમારા વ્યવહારમાં કંઈ શંકા થાય, કંઈ ગુંચવણ પડે કે કાંઈ સલાહ જોઈતી હોય તો તમે આ રીતે એકાગ્ર થઈ તમારામાં રહેલી સર્વોત્તમ બળવાળી શક્તિને પૂછી તેનો ઉત્તર મેળવી શકો છો કોઈ પણ પ્રકારનો તમારે પ્રશ્ન પૂછવો હોય ત્યારે તમારે દીર્ઘશ્વાસપ્રશ્વાસની ક્રિયાથી તમારા મનને ખાલી કરવુ અને પછી એકાગ્ર થઈ તમારી ચિત્તવૃત્તિને તમારા હૃદય મંદિરમાં લઈ જઈ, તમારી બળવાન શક્તિ સાથે એકાગ્ર કરી પ્રશ્ન પૂછી શાંત થવુ અને તે શુ ઉત્તર આપે છે તે સાભળવા માટે તત્પર થવુ આ વખતે એક પણ વિચાર ત્યા પ્રવેશી ન જાય તેની સાવચેતી રાખવી માત્ર તમારે ઉત્તરનીજ વાટ જોવી પહેલે દિવસે તમને તમારા પ્રશ્નનો ઉત્તર ન મળે તો ગભરાવું નહિ પણ જેમ જેમ તમારી એકાગ્રતા સિદ્ધ થતી જશે તેમ તેમ તમને તમારા હૃદયમાં રહેલી સામર્થ્યશક્તિનો સ્વર સભળાતો જશે ધીરજ રાખવી, શંકા ન કરવી કે અધીરા ન થવુ તમારે તો માત્ર એકાગ્ર થઈ ઉત્તરને સાભળવાની જીજ્ઞાસા રાખવી તમારી એકાગ્રતા સિદ્ધ થતાં તમે તમારા પ્રશ્નનો ઉત્તર મેળવી શકશો

આ ક્રિયા ઉપલકપાટપણે કરનારને સિદ્ધ થતી નથી તેમને આ પ્રમાણે પોતાના હૃદયમાં કે મસ્તકના મધ્યબિંદુ (બ્રહ્મરંધ્ર)મા પોતાની વૃત્તિને એકાગ્ર કરી સ્થિર કરવાનુ કાર્ય ઘણું કઠિન લાગે છે આ ક્રિયા એકવાર સિદ્ધ ન થતા તેમાં શંકા રાખનારને સ્વપ્ને પણ સિદ્ધ થતી નથી આ ક્રિયા તો શ્રદ્ધાપૂર્વક ધીરજ રાખી સતત કર્યા કરવાથી સિદ્ધ થાય છે પ્રથમ ક્રિયાની શરૂઆત કરતા એકાદ બે મિનીટ એકાગ્ર થવાનો પ્રયત્ન કરો અને પછી રોજ થોડો થોડો ટાઈમ વધા રતા જાવ. જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ તમને આ ક્રિયા સિદ્ધ થતી જણાશે

તમારે તમારા મન ઉપર પૂર્ણ સ્વામિત્વ મેળવવુ જોઈએ અને તે આ ક્રિયાથી મળી શકે છે આ ક્રિયા સિદ્ધ થતાં તમે તમારી ઇચ્છાનુસાર જ્યારે ચાહો ત્યારે વિચારોનો ત્યાગ કરી શાંતિ મેળવી શકો છો અને જ્યારે ઇચ્છો ત્યારે તેને કોઈ એક વિષયમાં એકાગ્ર કરી શકો છો આ પ્રયત્નમા તમને કદાચ શરૂઆતમાં સિદ્ધિ ન મળે તો તેથી શંકા કરશો નહિ, અને તમારા પ્રયત્નનો ત્યાગ કરશો નહિ સતત પ્રયત્ન કરવાથી આ ક્રિયા તમને સાધ્ય થયા વગર રહેશે જ નહિ આ પ્રમાણે આ ક્રિયાને સિદ્ધ કરવામાં તમે જેમ વધુ સમય ગાળશો તેમ તમે વધુ જ્ઞાન પ્રાપ્ત કરીને વધુ સિદ્ધિને મેળવશો અને તેનું પરિણામ પણ ચિરસ્થાયી આવશે

આ ક્રિયાથી જેમ જેમ તમારામાં રહેલી અમોઘશક્તિનો તમારામાં આવિર્ભાવ થતો જશે તેમ તેમ તમારૂં દુ ખદારિદ્રય વિદાય થવું જશે તે પછી તમે તમારા ઉપર સ્વામિત્વ મેળવી શકશો તમે તમારા પગ ઉપર ઉભા રહેતા શીખશો આ શક્તિનો તમારામા પ્રાદુર્ભાવ થતા તમે બીજાના આગળ દીનું મોં કરીને દુ ખના રોદડા રડતા ભૂલી જશો. તમારા મુખ ઉપર પ્રતિભાનો પ્રભાવ જણાશે તમારામા કોઈક અલૌકિક શક્તિનો આવિર્ભાવ થયેલો તમને ભાસ થશે. તે પછી તમને કોઈ પણ કાર્ય કઠિન નહિ જણાય તેમ કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવી અસંભવિત નહિ લાગે

જો તમે તમારી સ્થિતિ સર્વોત્તમ કરવાની ઇચ્છા રાખતા હો, જો તમે તમારા વ્યવહારની સિદ્ધિ કરવાની ઇચ્છા રાખતા હો, જો તમે જગતમાં પ્રતિભાસંપન્ન થવા ઈચ્છતા હો, આર્થિક સ્થિતિ સુધારવાની ઇચ્છાની ઉર્જિતતા રાખતા હો તો આજથીજ તમારે તમારી અલૌકિક શક્તિને પ્રકટ કરવાને માટે પ્રયત્ન કરવો જોઈએ, આ શક્તિને પ્રકટ કરવા દરરોજ થોડો થોડો પ્રયત્ન કરતા રહેવુ જોઈએ, જેમ જેમ તમે પ્રયત્ન કરશો તેમ તેમ તમને તેમાં સરળતા જણાશે અને તેની સિદ્ધિ થતા તમે તમે

તેવું કઠિનમા કઠિન કામ પણ સ્હેલાઈથી સિદ્ધ કરી શકશો.

દુઃખ અને દારિદ્રયમાથી મુક્તિ મેળવવાને માટે મનુષ્ય માત્રે આ ક્રિયાને સિદ્ધ કરવાની જરૂર છે મનુષ્યો પોતામા રહેલી આ શક્તિને પ્રકટ કરવા યત્ન નથી કરતા તેથીજ દુઃખી રહ્યાં કરે છે તેમને ખબર પણ નથી કે આવી અલૌકિક શક્તિ પોતામા રહેલી છે તેથી ઘણા તેને પ્રકટ કરવાને બેદરકાર રહે છે જેમણે જેમણે આ શક્તિને ખીલાવી હોય છે તેઓ આ જગતમાં મહાનપદને મેળવી શકે છે, સર્વ કોઇના આદર્શ રૂપ બની રહે છે સુખ અને આનંદ તો તેની આગળ હમેશાં હાજર રહ્યાંજ કરે છે. તેમની શક્તિના પ્રભાવે તે જે વસ્તુની ઇચ્છા કરે છે તે તે વસ્તુ તેમના પ્રતિ આકર્ષાઇ આવે છે તેમને કોઇ વાતની ખામી જણાતી નથી તે ધારે છે તે કાર્યને સિદ્ધ કરી શકે છે આ બધુ તેમણે પોતા[માં] રહેલી ગુપ્ત અલૌકિક શક્તિને પોતામાં પ્રકટ [કરી] હોય છે તેના પ્રતાપે તે કરી શકે છે

તમે પણ જો આ સંસારમાં વ્યવહારિક સિ[દ્ધિ]નો અનુભવ કરવાની ઇચ્છા રાખતા હો, પર[મા]ર્થિક અભ્યુદયને ઇચ્છતા હો તો, આજથીજ આ શક્તિને તમારામાં પ્રકટ કરવા યત્ન કરો મેથ્યા શકાના, અશ્રદ્ધાના અને ભયના વિચારોને તિલાંજલી આપી દો અને તમારામાં રહેલી આ અલૌકિક શક્તિના પ્રભાવને મેળવી આ વિશ્વમાં નિર્ભય થઇ ઝઝુમો તમને જ્યારે આ શક્તિનો સાક્ષાત્કાર થશે ત્યારેજ તમારા સામર્થ્યનું ભાન થશે, ત્યારેજ તમને તમારૂં મહત્ત્વ સમજાશે.

તમારે હવે આ માર્ગ જાણ્યા પછી કોઇની આગળ દીન બની રહેવા વ્હીલું કરી દુઃખના રોદડાં રડવા નહિ પડે છાતી કાઢી નિર્ભય થઇ મસ્ત બનો તમારે જે કાંઇ જોઇએ તેને માટે ગભરાવાની જરૂર નથી કે કોઇની પાસે દીન ભાવે યાચના કરવાની જરૂર નથી હવે તમારે કોઇનાથી દબાવા નું નથી કારણ કે તમારી પાસે સર્વ સામર્થ્યને પ્રાપ્ત કરી શકો તેવી અલૌકિક શક્તિ રહેલી છે તમારે જે જોઇએ તે તેની પાસે માગો તે જ ત મને સત્કાર્યમાં દોરી તમારી વસ્તુ મળી શકે તેવો તમને રસ્તો બતાવશે જેમ લોહચુંબકપ્રતિ લોહ આકર્ષાઇ આવે છે તેમ તમારામાં રહેલી આ શક્તિ પ્રતિ સર્વ સામર્થ્ય આકર્ષાઇ આવે છે. માત્ર તમારામાં તેને પ્રકટ કરવી એજ કાર્ય તમારૂં છે અને તેને પ્રકટ કરવાનો સર્વોત્તમ રસ્તો મનની એકાગ્રતા છે તે એકાગ્રતા દ્વારા તમારી ચિત્તવૃત્તિને તમારામાં રહેલી આ અલૌકિક શક્તિમાં લિન કરો અને જેમ જેમ તમે તેમા એકાગ્ર થતા જશો તેમ તેમ તે શક્તિ તમારામાં પ્રકટ થતી જશે, અને તે પ્રકટ થતા તમને સર્વ કાંઇ હસ્તામલકવત્ જણાશે.

---

# દુઃખ પછી સુખ.

( લે શ્રીયુત નારાયણભાઈ જ મહેતા, બી એ. )

સુર્ય ક્ષિતિજમાં સમુદ્રના મોજા ઉપર હિંચોળા ખાઇ રહ્યો હતો. સાંજનો સમય હતો. અને બેવી મુમ્બઈના સધન અને નિર્ધન બેકમે ઉપર ફરવા અને માંગવા નીકળી પડયા હતા

બેક્એ ઉપર જેટલી ખુલ્લી અને ખુશનુમા હવા અને પચરંગી મંડળીના સહવાસની મોજ મળે છે તેટલોજ ફટાળો "અરે, શેઠ આ આધળાને દીકળ" "અરે બાબુ સાહેબ એ લગડા ભૂખુ મરતાહે," "એમ માય બાપ આ નમાયુ બચ્ચુ દૂધ વગર તનમે છે" એવી કૃત્રીમ અને ખરાં દુખીઆની, કાન ફાડનારી ચીસો આપે છે. ભૂલેચુકે જો ઉદાર વૃત્તિએ ગજવામાં હાથ ઘલાવ્યો તો પછી જોઇ લ્યો ફજેતી ! ! ! કોને આપવું અને કોને નહી ! એટલુંજ નહી પણ જવાબ આપવામા પણ જોખમ સમાએલું છે એક વખત જવાબ આપ્યો કે પછી એ ભિખારી તમારો પીછો છોડનાર નહિ !

આ હવા ખાવા આવેલા ટોળામા એકલવાયા ફક્ત આપણા બેરીસ્ટર સાહેબજ હતા. પણ ત્હેમની આંખો ચારે કોર ચકરવકર ફરતી હતી તે પરથી એમ જણાતું હતું કે તેઓ કોઇ શીકાર ખોળે છે વધતા વધતાં બેકએ બાથ પાસે આવી ત્યા ઉભા રહી બધે નજર ફેરવી પોતાના અપટુડેટ ઇંગ્લીશ પોશાક સામુ જોઈ ચાલ્યા થોડેજ ગયા હશે અને ત્હેમના મ્હોં ઉપર હાસ્ય સ્ફુર્યું અને ઉતાવળે પગે પત્થર કુદતા કુદતા દરીયા કાંઠા તરફ ચાલ્યા

થોડે દુર એક મ્હોટી શીલા ઉપર ઉભી રહી એક નવયૌવના હાથમા નાનકડું પુસ્તક ઉઘાડું રાખી સુર્ય તરફ ફરી કાંઇ હોઠ ફફડાવતી હતી. તે એટલી તો ધ્યાનસ્ત હતી કે આપણા બેરીસ્ટર સાહેબ કેટલોક વખત ત્યાં ઉભા રહ્યા પણ ત્હેના લક્ષમા ન હોય તેમ સહજ નજર પણ નાખી નહી થોડી વારે પરવારી હસતે ચેહેરે આપણા બેરીસ્ટર સામું જોઇ બોલી ઉઠી

"હલો ! ક્યારના ત્હમે આવેલા ?"

"થોડી વાર થઇ પણ ત્હમે ભણતાં હતા તેથી થોભેલો."

"વારૂ ઉપકાર થયો પણ—"

એટલુ બોલીને તે સુંદરી એકદમ અટકી જઇ એકીટસે આપણા રૂસ્તમ સામુ જોઇજ રહી.

"ક્યમ 'પણ' કહી એકદમ અટકયાં વારૂ !"

"હું વિચાર કરતી હતી કે વખતે હું જો કેહેવા માગતી હતી તે કેહેવાનો ત્હને હક છે કે કેમ ?"

"બોલો ત્હમને બધુ કેહેવાનો હક છે. કહો જોઉ ત્હમે શુ કેહેવા માગો છો ?"

"હુ તો એમજ પુછવા માગતી હતી કે જેઓ વિલાયતની યાત્રા કરી આવેલા હશે તેઓને ધર્મના ફરમાનો બંધન કરતાં નહિ હોય ?"

"ક્યમ વારૂ ?"

"ત્હમે કદી ભણો છો ? ધૂપ લોબાન આપો છો ?"

"ના"

"કેમ નહિ વિલાયતથી પરવાનો લાવ્યા છો ?"

"નહિ તો પાક દીનનાં ફરમાનો પ્રમાણે વિધિ બધી કરવી જોઇએ નહિ તો નાપાક ગણાઈએ"

"હુ અહીં વાઇઝ સાંભળવા આવ્યો નથી"

"પણ હું ધર્મ નહિ પાળનાર પારસી સાથે સબંધ રાખતી નથી."

"શું મ્હને બળજોરથી ધર્મ પળાવવો છે ?"

"હા જો તમારી અનુમતી હોય તો ?"

"વારૂ ત્યારે કાલથી આજ જમાને હું બી ભણવા આવીશ પણ મને શીખવવું પડશે હું તો બધુ ભૂલી ગયો છુ"

"હીક"

૨

વખતને વીતતાં વાર લાગતી નથી જે સ્નેહ માવતરના કોલકરારે જોડેલામાં ઉત્પન્ન નહિ થયેલો તે સ્નેહ આ રૂસ્તમ ને પરીનના જોડામાં ધર્મ સંબંધે ઉભો થયો

હવે આપણા રૂસ્તમને તમે જુઓ—શુદ્ધ પારસી ઘાટના ડગલા, પાટલુન અને પાઘડીમાં ઠરેલ જુવાન તમારી નજરે પડશે બીજી બાજુ શુદ્ધ ધર્મના સંસ્કારો પડવાથી સામાન્ય જીવનમાં પણ ફેરફાર થયો અને ધીરે ધીરે ધંધામાં આ પણ પ્રીફ્લેસ બેરીસ્ટરે આગળ વધવા માંડયું

આ જોડું પાક મહોબતમાં પોતાના માવતરની લગ્ન કરવાની મરજીની રાહ જોતું આરામમાં દિન પસાર કરતું હતું, તેમાંમાં જ અકસ્માત્ આ ફતે તેમને ગિરફતાર કર્યાં

પરીનના બાપને સટ્ટાનો શોખ હતો પીટીટના શેરોમાં ઉછાળો આવતાં જ ડોસાએ ઝોકાવ્યુ, આંખો મીચીને ! ! એટલામાં સ્પીસી બેંકનો ચીટાળો બહાર પડયો, ને શેર—મજાર બેઠું પેસ્તનજી પટેલ પણ બેઠા, એટલે સુધી કે પોતાની બધી મીલકતનો ખુરદો કરતા છતાં પણ નાદારીનો આશ્રય લેવો પડયો અને 'નાં(મ)દારો'ના લીસ્ટમાં તેમનું નામ પાટીએ અને છાપે ચડયું બસ પટેલ જેવા સ્વાભિમાની પુરૂષ માટે આ ઘણું હતું અને પરિણામ પણ તેવું જ આવ્યું. એક દિવસે શેરબજાર એકાએક હાલી ઉઠયું અને જેને તે પટેલની વાત કરતું માલમ પડયું જી પટેલે પોતાના જીવનનો અંત એકજ રીવોલ્વરની ગોળીથી આણ્યો

રૂસ્તમ આ વખતે કોલઓ હતો અને રૂસ્તમના વડીલે પોતાના વેવાઇની વારે ચડવાની તકલીફ લીધી નહિ વખતે લીધી હોત તો સ્વાભિમાની પટેલ તે સ્વીકારત કે કેમ તે પણ શક હતો

ઉલટું તેમણે તો દાવલ દારૂ મારફતે આડકતરી રીતે હુરી પરીનની માતાને કહેવડાવ્યું કે હવે રૂસ્તમ ને પરીનના લગ્ન અસંભવિત છે

૩

નર્સ શીરીન મેસોપોટેમીઆના રણક્ષેત્રમાં પોતાની બહાદુરી, ધીરજ, ખંત, અને સારવારને માટે પ્રસિદ્ધી પામી હતી જ્યાં જોખમ ત્યાં નર્સ શીરીન આગળજ હોય.

જનરલ ટાઉનશેન્ડ કટના કિલ્લામાં ફસાયો પછી તેને છોડાવવાને જીવતોડ પ્રયત્ન બહાદુર હિંદી લશ્કરે કર્યો, અને જે જોખમ ને ખુવારી ઉઠાવી તે ઇતિહાસ પ્રસિદ્ધ છે

બાકુબાની ઉત્તરે આઠ દસ માઈલ ઊપર એક લશ્કરી ઉભી કરેલી ઇસ્પિતાલમાં લગભગ પચીસેક ઘાયલ થયેલા હિંદીવાનો, નર્સ શીરીન, નર્સ લ્યુસી, ને નર્સ ડેનહામના ચાર્જમાં હતા, માણસ અને ટ્રાન્સપોર્ટની એટલી તંગી હતી કે એકદમ હોસ્પીટલમાં ઘાયલને લઇ જવું બને તેવું નહોતું

ઉપર રેડક્રોસનો વાવટો ફરકતો હતો, ને રાતના બતીથી રેડ ક્રોસ બતાવવામાં આવતો હતો છતાં એક રાતના જ્વાળાગ્રાહી ગોળો આવી પડયો ને હોસ્પીટલ સળગ્યું રાતના ફક્ત ત્રણ નર્સ અને બે ઓર્ડરલી સિવાય કોઈ મળે નહિ અને અન્ય કોઇ આગળ ચાલી રહેલી ખૂનખાર લડાઇમાં ગુંથાયેલ. હવે આ ઘાયલને કેમ હઠાવવાં એ સવાલ થઈ પડયો નર્સ અને ઓર્ડરલીઓએ જેમ બને તેમ મહેનત કરી થોડે દૂર ભૂગર્ભમાં બનાવેલ એક ઓરડામાં દરદીને લઇ જવા માંડયાં છેવટ એક નર્સ લ્યુસીનો દરદી રહ્યો અને હોસ્પીટલ ચારે બાજુ સળગી ઉઠયું, એટલામાં શીરીન કોઈ રોકી શકે તે પહેલાં બળતામાં દાખલ થઈ ગઇ

સહેંને થયું કે એકને બદલે બે જીવનો નાશ થયો થોડી વારે બીજી બાજુએ અવાજ સંભળાયો, ને જઇને જુએ તો બે અધમુઆ જીવ માલમ પડયા એક શીરીન અને બીજો ઘાયલ લેફટેનન્ટ.

૪

"મીસ ડેનહામ, હું સમજું છું કે નર્સ શીરીને નામ બદલ્યું છે" નર્સ લ્યુસીએ એક વખતે ડેનહામને ખુલાસો કર્યો

"કોણ વારૂ ? તેમ કહેવાને તને શું કારણ મળ્યું ?"

"મ્હારો દરદી તેમ ચોક્કસ માને છે"

"તે કેમ બને વારૂ ?"

"અરે તે 'પરીન પરીન' લવે છે અને

# गुरु गोविंदसिंह.

( અનુસંધાન ગયા વર્ષના જાનેવારીના અંકથી. )

## ( પ્રકરણ ૫ ચાલુ. )

વિશ્વાસઘાતક અને કૃતઘ્ન ભીમે અલફની સાથે ગુપ્ત રીતે સંધિ કરી લીધી, એ વાત મા લુણીને મહારાજ ઘૃણા પૂર્વક વિલાસપુર ચાલ્યા ગયા. ભીમે તેમને ઘણા સમજાવ્યા અને કેટલીક કિંમતી ભેટો આપી પણ ગુરુ મહારાજે કહ્યું કે— "તમારૂં હૃદય પત્થર જેવું થઇ ગયું છે તમને રાષ્ટ્ર, જાતિ, દેશ કે ધર્મનો કોઇ વિચાર નથી તો આવા વિશ્વાસઘાતિયોના પ્રતિ મારો વિશ્વાસ કે સ્નેહ થવો અસંભવિત છે ગુરુજી ત્યાંથી આ નન્દપુર જતાં હતા ત્યાં રસ્તામાં ભીમના તાબાના રાજપુતોએ શીખોની સાથે ઉપદ્રવ મચાવ્યો પ હેલાં પણ તેઓ ઘણીવાર શીખ મુસાફરોની સાથે અત્યાચાર કર્યા કરતા હતા એગી તેમને શિક્ષા કરવાનો યોગ્ય અવસર મળેલો સમજી શીખોએ બાળકો, વૃદ્ધો અને સ્ત્રિયો સિવાય સર્વને તલ્વારનો સ્વાદ ચખાડી ગામ લુટી લીધું આથી ત્યાંના સર્વ પહાડી સ્થાનોમાં શીખોનો પ્રભાવ પુરેપુરો ફેલાઇ ગયો અને તે પછી કદી પણ આનન્દપુર આવનાર જનાર શિખો ઉપર કોઇ પણ રાજપૂતે આંખ ઉંચી કરવાનું સાહસ ન કર્યું

ગુરુ મહારાજની સહાયતાથી ભીમચંદ વિગેરેને વિજયી થયાનું સાંભળી લાહોરના ભોગપતિ દિલાવરખાંનું રૂધિર ક્રોધથી ઉકળી આવ્યું અને પાંચ છ મહિના પછી તેમણે ગુરૂ મહારાજના વિરૂદ્ધ ચ્હડાઇ કરવાની આજ્ઞા આપી આ ચઢા ઇમાં મુસલમાનોની સેનાનો નાયક રૂસ્તમખાં હતો આનન્દપુરની પાસેની પહાડીની નજીક મુગલોની સેનાએ પડાવ નાખ્યો આ તરફ ગુરૂ મહારાજને પણ યોગ્ય સમયે આ ચઢાઇનો પત્તો મળી ગયેલો હતો. એથી વીરસિંહને યોગ્ય સમયેજ તેમનું સ્વાગત કરવાને માટે મોકલવામાં આવ્યો હતો

શિખોનો રણનાદ 'વાહ ગુરુકા ખાલસા' "વાહિ ગુરુકી ફતેહ." અને તીરોના સણુસણાટથી શત્રુદળમાં નાસભાગ મચી ગઇ રૂસ્તમખાંનો જીવ ઉડી ગયો તે બકરીખાં બનીને પોતાનો પ્રાણ લઇને નાઠો ઘણા અત્યાચારી મુસલ. માનો શિખોના હાથે માર્યા ગયા, અને નિર્દોષ હિન્દુઓને સતાવનારાઓની સંખ્યા ઘટી ગઇ

હારીને નાઠેલા મુસલમાનોમાંથી જે બચ્યા હતા તે લાહોર ગયા અને ત્યાં ભોગપતિની આ- ગળ શિખોની બહાદુરીનું વૃતાન્ત કહી સંભળા વ્યું આથી ભોગપતિએ પોતાના પાળક પુત્ર હુસેનને સરદારી આપી બીજું સૈન્ય ગુરૂ ગોવિન્દને શિક્ષા કરવા માટે મોકલ્યું એ સૈન્યમાં મુસલમાનો સિવાય જાતિ અને ધર્મદ્રોહી, ભારત માતાના કપૂત અને વિશ્વાસઘાતી બે હિન્દુઓ પણ હતા તે કુનાગારોનાં નામ કૃપારામ અને ચન્દનસિંહ હતા તેમની સાથે તેમના મીત્રો પણ કેટલાક હતા

આ મુગલસેનાએ અમરકોટ વિગેરે બે ત્રણ સ્થાનો લૂટીને કેટલાક હિન્દુ રાજાઓનો વધ કર્યો અને અનેક અમાનુષી કર્મોથી ભૂમંડલના ધાર્મિકોના મનમાં તેમના પ્રતિ ઘોર ઘૃણા ઉત્પન્ન થઇ ભીમચન્દ અને કૃપાળુ કટોચિયાએ પણ પો તાની કૃતઘ્નતાનો પરિચય કરાવ્યો અને તેઓ મુસલમાન અત્યાચારિયોની સાથે સામેલ થયા આ વાતોના સઘળા સમાચાર હિન્દુધર્મ સંરક્ષક- ના સાંભળવામાં આવી તેમણે આનન્દપુરને સુર ક્ષિત રાખવાની આજ્ઞા આપી અને દીવાન નન્દચ ન્દને આ યુદ્ધના સેનાપતિ નીમ્યા ગુરૂ દરબારના કેટલાક કાયર પુરુષોએ તેમની માતાજીની પાસે જઇને ગુરૂ મહારાજને આ યુદ્ધ ન કરવાને સમ- જાવવાની પ્રાર્થના કરી, પરંતુ કર્ત્તવ્ય કરવામાં બહાદુર ગોવિન્દ પોતાનો ટેક છોડે તેમ ન હોતું

તેમણે પોતાની માતાજીને કહ્યું કે —"હું મુસલમાની અત્યાચારોનો અન્ત લાવવાને માટે જન્મ્યો છું. પ્રાણના ભયથી વિદેશી અત્યાચારોની આગળ માથું નમાવવું એ મહા પાપ છે, માટે હે માતા! આપે મારા આ કર્ત્તવ્ય કર્મમાં આડું ન આવવું.

હુસેન આનન્દપુર આવતો હતો ત્યાં વચમાં ગોલરના ગોપાળે ભયભીત થઇને કાંઈક કર ચૂકવી અને બાળીને માટે મુદત માગી, પણ હુસેનને કૃતઘ્ન બીમ અને કૃપાલુએ એવો ભભેર્યો કે તેણે ગોપાળને કેદ કરીને બધો કર એકદમ માગ્યો, આથી ગોપાળ નાસીને રાજધાનીમાં ભરાઇ ગયો. મુગલોની સેનાએ રાજધાની ગોલરને ઘેરી લીધી અને રાજા પાસે દશ હજાર રૂપિયા માગ્યા અને રાજાને બોલાવ્યો. સમે આવતાં રાજાએ મુગલોનું ચિત્ત બદલાયલું જોઇ પાછો ગયો. આથી મુગલો અને ગોપાળ વચ્ચે મહા યુદ્ધ થયું. બન્ને તરફની ઘણી સેના મરી ગઇ. કૃપાલુ અને તેના સોબતિઓ માર્યા ગયા. પણ મુસલમાનોની હાનિ ઘણી થઇ. હુસેન પણ માર્યો ગયો અને ગોપાળને જય મળ્યો. આથી મુસલમાનોની આનન્દપુર ચઢાઇ કરવાની બીજી વારની આશા પણ નિષ્ફળ ગઇ.

ત્રીજીવાર દિલાવર લોગપતિએ રૂસ્તમખાનને પાછો ગુરુમહારાજની વિરુદ્ધ ચઢાઈ કરવા મોકલ્યો. આ વખતે મુગલોની સેના વધારે હતી. માર્ગમાં જસવાન રાજાએ મુગલોને માર્ગે રોક્યા અને તેથી ઘોર સગ્રામ થયો. આ યુદ્ધમાં પણ બે રેસોડી ભુજાસિંહ અને નારાયણ વિદેશીઓની તરફના માર્યા ગયા અને રૂસ્તમખા બે હાલ થઇને માંડ માંડ પોતાનું બચાવ કરી લાહોર પાછો ગયો.

આ પ્રમાણે વારંવાર હાર થવાથી ઔરંગઝેબના ક્રોધની સીમા ન રહી. તેના માથા ઉપર અત્યાચારનો સેતાન તો સવાર થઈ જ ગયો હતો. નિર્દોષ ઇશ્વરના પવિત્ર પુત્રનું રક્ત પીવું એ એને માટે મુસલમાની ધર્મના મર્મરૂપ બની ગયું હતું એથી આ વખતે તેણે પોતાના મોટા પુત્ર મુઅજ્જમને ગુરુમહારાજને દમન કરવાને માટે મોકલ્યો.

સવત ૧૭૫૧ માં મુઅજ્જમ પ્રચંડ સૈન્ય લઈ લાહોર ગયો. તેણે લાહોરથી પોતાના સેનાપતિઓને સેના લઈને સર્વ રાજાઓ પાસે કર ઉઘરાવવાને માટે મોકલ્યા અને આજ્ઞા આપી કે જે કર ન આપે તેને યોગ્ય શિક્ષા કરવી. સર્વ જગ્યાએ આ વખતે રાજકુમાર મુઅજ્જમના પ્રતિનિધિ પુરુષોને સફળતા મળી. જ્યારે તેના માણસો આનન્દપુર ગયા ત્યારે તેમણે ગુરુનો દરબાર, તેમનું દાન પુણ્ય, ગરીબ અનાથોને મદદ આપવી, આ જોઇ એવા ધર્મમુગ્ધ થઇ ગયા કે જે પહાડી રાજાઓએ ગુરુજીને માટે કાન ભભેર્યાં હતા અને જેમણે શિખોને સતાવ્યા હતા, તેમનાં મો કાળાં બનાવી તેમને ગધેડા ઉપર બેસાડી શહેરમાં ફેરવ્યા.

શિખોના ગુરુના ઉપર મુસલમાન અમલદારોની આવી અસાધારણ ભક્તિ જોઈને પહાડી સરદારો કંપ્યાં અને દ્વેષથી બળવા લાગ્યા અને સમય આવતા વિનામપુરી બીમના પુત્ર અજમેરાની સરદારી હેઠળ પોતાનું એક પ્રતિનિધિમંડળ ગુરુગોવિંદની વિરુદ્ધ ફરીયાદ કરવાને મોકલ્યું. તે મંડળે સાચીજુઠી અનેક વાતો તેમને એવી કહી કે જેથી ગુરુ ગોવિન્દની વિરુદ્ધ મુગલોના મનમાં વિપરીત ઉત્પન્ન થાય.

ગુરુ મહારાજ હથિયાર બનાવે છે, સેના વધારે છે, હજારો લૂંટારાઓને અને રાજદ્રોહિઓને શરણે રાખે છે તે ધનકુબેર છે. લાહોરનો લોગપતિ ગુરુદેવનો શત્રુ તો હતોજ, તેના મનમાં આ વાત ઠસી એમાં કાંઇ નવાઇ નહોતી. તેણે તરતજ નાહીંદ અને ઓસરની જુની વાતોનું બહાનું કાઢીને પોતાના પુત્રને ઘણી સેના સાથે ગુરુ ગોવિન્દને દમન કરવાને માટે મોકલ્યો. તે સેનાપતિને એવી આજ્ઞા આપી કે ગુરુગોવિન્દ પાસે દશહજાર રૂપિયા દન્ડ માગવો, અને જો તે ન આપે તો યુદ્ધ કરવું.

ગુરુગોવિન્દ કાંઇ આમ ઝટ ભયભીત થઇને રૂપિયા આપે તેમ નહોતા, તેથી શિખો અને યવનોની વચ્ચે ઘોર યુદ્ધ થયું. જો કે શિખો ઘણીજ વીરતાથી લડવા લાગ્યા પણ મુસલમાન સેનાએ આનન્દપુરમાં આક્રમણ કરીને પ્રવેશ કર્યો. તેઓ અત્યાચારી અને લૂંટ કરવામાં તૈયાર હોવાથી જે હાથ આવ્યું તે લઈને ત્યાંથી પાછા ગયા

ઉપર એક ગામ આગળ પડાવ નાખ્યો ત્યાં મુસલમાને પોતાને વિજય મળવાથી ઉન્મત્ત થઇને દારૂ પી અનેક પ્રકારની પીશાચલીલા ત્યા કરી રહ્યા હતા તેવામા શિખોએ જઇ તેમને ઘેરી લીધા, અને પોતાનું જે ધન વિગેરે તે લૂટી ગયા હતા તેથી પણ અધિક ધન તેમની પાસેથી લઇ લીધુ. ઉન્મત્ત થઈ ધર્મભ્રષ્ટ બની મદ્ય પી કેટલાક અંદરે અંદર લ્હડી મર્યા અને જે બચ્યા તે ત્યાથી પાછા ગયા. આ યુદ્ધમા શિખોને ઘણી રણસામગ્રી હાથ આવી હતી

આ પછી પણ પાછી ગુરૂજીના ઉપર ચઢાઇ કરવાની તૈયારીઓ કરવા માડી પણ ભાઈ નન્દરામ અને હકીમરાયના દબાણથી મુઅજ્જમે ચઢાઇ ન કરી તે બને ગુરૂ ગોવિન્દના શિષ્ય હતા ગુરૂ અને મુઅજ્જમમા આ પછી મિત્રતા થઇ અને ગુરૂને કામ પડતાં મુઅજ્જમે મદદ આપવાનું વચન આપ્યુ. આ સંધિથી એકવાર પાછી પંજાબમાં શાંતિ ફેલાઇ અને ગુરૂ ગોવિન્દદેવ પોતાના માણસોની આત્મિક, સામાજિક, નૈતિક અને રાજનૈતિક ઉન્નતિ કરવાના કાર્યમા મંડ્યા

આ પછી શિખોને એકલા મળે તો મુસાફરીમા લૂટવાનો પહાડી લોકોએ આરંભ કરી દીધો. આથી શિખોએ તેમને શિક્ષા કરવાનો વિચાર કર્યો અને તેમની સાથે યુદ્ધ કરી તમને હરાવ્યા આ પ્રકારે પંજાબમાં શિખોનું મૂળ ગુરૂગોવિન્દના હાથે એટલું ઉંડું રોપવામા આવ્યુ કે આજ સુધી આપણે તેમની વીરતાના દ્દષ્ટાંતો જોતા આવીએ છીએ.

અપૂર્ણ




ચાલુ ઐતિહાસિક નવલકથા.

અનુસંધાન ગતાંકથી

## પ્રકરણ ૫ મું ચાલુ.

બીજે દિવસે યશવંતસિંહ દિલ્હીથી ચાલ્યા ગયા એ શાહી સૈન્ય અને કાબુલની સુબેદારીની સનદ લઇ તેમણે ઔરંગજેબને લખ્યું કે—' મારા તાબાની શાહી ફોજ દિલ્હીથી નીકળી લાહોર મુકામ કરશે અને હું હવે દિલ્હીથી સ્વદેશમાં જઉં છુ ત્યાં મારા પુત્ર પૃથ્વીસિંહને મેવાડનું રાજ્ય સોપી હું મારા બને નાના પુત્રો અને કુટુંબ સાથે લાહોર જઈશ. ત્યાથી શાહી ફોજને લઇ જલ્દી કાબુલ જઇ ત્યાં શાંતિ સ્થાપન કરીશ." આ પત્રના ઉત્તરમાં ઔરંગજેબે કહેવરાવ્યુ કે —" આપે કાબુલ જવાની જે વ્યવસ્થા કરી છે તેના સંબંધમાં કાંઇ અડચણ નથી, આપને જેમ યોગ્ય લાગે તેમ કરશો. હું માત્ર એટલું જ ઇચ્છુ છુ કે કાબુલમાં જેમ બને તેમ જલ્દી શાંતિ સ્થાપન કરવી એવી મારી ઇચ્છા છે, વળી આપ સ્વદેશનો ત્યાગ કરતા પહેલા રાજ્યકારભાર સંબંધી આપના મોટા પુત્ર પૃથ્વીસિંહને કહેવુ કે તે રાજકારભાર સંબંધી આરંભિક વ્યવસ્થા કરીને તરતજ એકવાર દિલ્હી આવીને મને સલામ કરી મારો આપેલો પોષાક પહેરી જાય."

આ વખતે કોઇ નવા દેશી રાજાએ રાજકારભાર હાથમાં લેતા પહેલા ઔરંગજેબની સેવામા હાજર થઇ તેને ભેટ આપવી, અને તેમનો પોષાક ધારણ કરવાનો તે વખતે નિયમ હતો એથી ઔરંગજેબની એ વાત સાંભળીને મેવાડપતિએ પોતાના જ્યેષ્ટ પુત્રને જલ્દી દિલ્હી મોકલવાનો વાયદો કર્યો આ પછી યશવંતસિંહ દિલ્હીથી ચાલ્યા ગયા

યશવંતસિંહની સાથે પ્રતાપ ઉર્ફે નરસિંહ જઇ શકયો નહિ પણ તે દિલ્હીમા જ રહ્યો કારણ કે ત્યાં જ મહારાજાનું કેટલુંક અગત્યનું કામ કરવાનું બાકી હતું તેને યશવંતસિંહે કહ્યું કે— " પ્રતાપ, આ સર્વ કાર્યોને કરીને તારે એકવાર તારે ઘેર જઈ મારી પાસે કાબુલ આવવુ. હું તને

મારી સાથે લઇ જાત પણ આવા અગત્યના કામ માટે તને અહીં રાખવો પડયો છે તુ જ્યાં સુધી આવીશ નહિ ત્યાં સુધી મને ચિન્તા રહેશે. "

યશવતસિંહના ગયા પછી પ્રતાપ દિલ્હીમાંજ રહ્યો અને ઔરગજેબની નજરે ન ચઢાય તેમ રહેવા લાગ્યો દિવસે મહારાજાનાં સરકારી કામમાં રોકાતો અને રાત્રે ઘોડા ઉપર બેસી હવા ખાવા જતો ત્યા એક દિવસે જુલમાતખાંના ત્રાસનો, દિવ્યાંગનાનો અને પેલા યુવકનો તેને સાક્ષાત્કાર થયો હતો એક વખત ફરતા ફરતાં તેને ઔરગજેબનો ભેટો થયો ઔરગજેબે તેને જોઈ કહ્યુ, શુ નરસિંહ તું હજી અહીં છે ? તુ દિલ્હી નથી ગયો ?

નરસિંહ—" ના જી, હું અહી કેટલુક અગત્યનું કામ હોવાથી દિલ્હી ગયો નથી "

ઔરગજેબ—" સિંહ, હજુ તારી એકવાર વીરત્વની પરીક્ષા લેવાનો મારો વિચાર છે "

નરસિંહ—" શું આપનો હજુ ફરી પરીક્ષા લેવાનો વિચાર છે ? "

ઔરગજેબ— " હા, તે સાંભળ્યુ હશે કે સિરોહીના દેવરા મહારાજા સુરતાનસિંહ ઘણા દિવસથી સ્વતત્ર થઇ ફરે છે શાહી ફોજ ઘણીવાર મોકલી પણ તે વશ થતા નથી અને પકડાતા નથી, એથી તારા વીરત્વની પરીક્ષાને માટે સુરતાનને પકડવાનું કામ તને સોંપવુ છે

આ સાંભળી પ્રતાપને ઘણીજ ચિન્તા થઈ તેણે મનમા વિચાર કર્યો કે ઘણા દિવસ થે આ વિપદથી બચવા યત્ન કર્યો પણ અતે આ વિપદ આવી પડી અને હાણુન જવામાં આણે મહાન વિઘ્ન નાખ્યુ.

ઔરગજેબ—" તારી મરજી પડે તેટલું સૈન્ય લઇ સુરતાનસિંહને કેદ કરીને મારી આગળ રજુ કર. "

નરસિંહ—" મારે શાહી સૈન્યની જરૂર નથી હું મારા કમ્પાવત વીરોને લઇને મારૂં કાર્ય સિદ્ધ કરીશ પણ આપે એક વાત માનવી પડશે "

ઔરગજેબ—" શી વાત "

નરસિંહ—" આજથી કેટલાક વર્ષ પહેલા અમ્બરાધિપતિ મહારાજા જયસિંહ છત્રપતિ શિવાજીને પકડીને જ્યારે આપની પાસે લાવ્યા ત્યાર આપે તેને કેદ કરવાનો હુકમ કર્યો હતો હુ ધારૂં છુ કે આ કામમાં એવુ કાંઇ ન બનવું જોઇએ, સુરતાનને પકડીને હુ જો આપની પાસે લાવુ તો તેના પ્રતિ આપે એવી કોઈ અઘટિત વર્તણુંક ચલાવવી નહિ "

ઔરગજેબ—" ઠીક, સુરતાનને જો તુ મારી પાસે રજુ કરીશ તો તેના પ્રતિ હું કોઇ પણ કુવ્યવહાર કરીશ નહિ "

નરસિંહ—" આશા છે કે આપ તે વખતે આપની આ પ્રતિજ્ઞા ભૂલી ન જાવ "

ઔરગજેબ—" સુરતાનને માટે મે જે પ્રતિજ્ઞા કરી છે તે પ્રમાણેજ કાર્ય કરીશ તમે ક્યારે હવે તે તરફ જશો. "

નરસિંહ—" હુ કાલે સવારે દિલ્હીથી દેશમા જાઇશ, ત્યા થોડા વખત રહી થોડા કમ્પાવત વીરોને મારી સાથે લઇને સિરોહી જાઇશ કામ તો કઠિન છે, હજુર, જોઉ છુ શુ થાય છે "

## પ્રકરણ ૬ હુ

### સિરોહીનુ રાજ્ય.

રજપુતાનામાં સિરોહીનું રાજ્ય આજ પણ છે ઔરગજેબના વખતમાં પણ હતુ, ઔરગજેબના પૂર્વ પુરુષોના વખતમા પણ હતુ સિરોહીનુ રાજ્ય વન અને પર્વતોથી પરિપૂર્ણ છે અરાવલિ પર્વત વચ્ચમાં આવીને તેને બે ભાગમાં વેચી નાખ્યુ છે આ રાજ્યમાં પ્રસિદ્ધ આબુ પર્વત છે, આબુ પર્વત મહાવિશાળ અને ઉન્નત છે તેનું સર્વથી ઉચુ શિખર સમુદ્રની સપાટીથી પાચ હજાર છસો ત્રેપન ફુટ ઉચું છે વર્ષાદમાં

મરાવલી પર્વતની બને બાજુથી વ્હેનારી નદીયો અને નાળાં જળથી પરિપૂર્ણ હોય છે આ રાજ્યમા વન ઘણું છે જો કે ઘણુ વન તો કપાઈ ગયુ છે, અને વનમાં વાઘ, વરૂ વિગેરે હિંસક પશુઓ ઘણા હોય છે ઔરંગઝેબના રાજ્ય પહેલાં શિરોહી રાજ્ય અત્યન્ત સમૃદ્ધ હતું ઘણાં ગામ, નગર વિગેરે હતાં, શિરોહીનું પતન થતાં ઘણાં ગામ, નગર વિગેરે નષ્ટ થયું હતું પણ તેનાં ખડેર રહી ગયાં હતાં, આ ખડેર તે વખતે હતા તેમ આજે પણ છે આજ પણ આ રાજ્યના દુર્ગમ્ય વનોની અંદર ઠેકાણે ઠેકાણે ઘણાં ભુવનો, ગામો વિગેરે જણાય છે.

શિરોહીના રાજા ચોહાણ વંશના ક્ષત્રિય છે ભારત સમ્રાટ દિલ્લીપતિ પૃથ્વીરાજ શિરોહી-નરેશના પૂર્વ પુરુષ હતા સમ્રાટ પૃથ્વીરાજના વંશધર મહારાજ દેવરાજ શિરોહી રાજ્યવંશના મહાન પ્રસિદ્ધ પુરુષ થઇ ગયા છે તેમના નામથી તેમના ઉત્તરાધિકારીયોએ દેવરા ઉપાધિને ધારણ કરી આજે પણ શિરોહીના રાજા દેવરા કહેવાય છે ઔરંગઝેબના વખતમાં દેવરા સુરતાનસિંહ શિરોહીના અધિપતિ હતા સુરતાનસિંહ પ્રદીપ્ત, તેજસ્વી, યુદ્ધવિદ્યા વિશારદ, અને આત્માભિમાની યોદ્ધા હતા ઔરંગઝેબે બીજા રાજાઓની માફક સુરતાનસિંહને પણ વશ કરવાનો યત્ન કર્યો હતો પણ તેમણે ઔરંગઝેબને કહેવરાવ્યુ કે ' હિન્દુ સમ્રાટના વંશધર સુરતાનનું મસ્તક એક યવન-સમ્રાટના આગળ નીચુ નમી શકશે નહિ " એ સાંભળી ઔરંગઝેબને હસવુ આવ્યુ અને તેણે સુરતાનસિંહને પકડવાને તથા શિરોહી રાજ્યને નષ્ટ કરવાને માટે એક શાહેનશાહી ફોજ મોકલી ઔરંગઝેબે ધાર્યું હતુ કે ક્ષુદ્ર શિરોહી રાજ્યને નષ્ટ કરવાને તથા તેના અધિપતિને પકડી લાવવાને કાંઈ વધુ વાર નહિ લાગે. આ તરફ સુરતાનસિંહે શાહી સૈન્ય આવવાના સમાચાર સાંભળી તેની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી તે પોતાની નાની સેનાને લઇ પોતાના ગાઢ વનમાં ઘુસ્યો અને સમય આવતાં વનમાંથી નીકળી શાહી ફોજ ઉપર વારવાર હુમલા કરવા માંડયા આ હુમલાથી શાહી ફોજનો ખજાનો અને ખોરાક લુટી લીધો, ઘણા સૈનિકો માર્યા ગયા, અને જેથી સૈન્ય પાછુ ગયું આથી ઔરંગઝેબે ગુસ્સે થઈ બીજીવાર સુદૃઢ સૈન્યને શિરોહી મોકલ્યુ આ સૈન્યે ઘણી જ મુશ્કેલીથી શિરોહી રાજ્યમાં ઘુસીને શિરોહી નગરને નષ્ટ કર્યું અને આબુ પર્વતના અચળગઢ ઉપર પોતાનો અધિકાર જમાવ્યો પણ સિરોહીપતિને પકડી શક્યા નહિ, રાતદિવસ હુમલા કરીને શિરોહીપતિએ આ સૈન્યને પણ નષ્ટ કરવાનો આરંભ કર્યો તે પોતાના થોડા યોદ્ધાઓને લઇ એક વનમાંથી નીકળી સૈન્ય ઉપર હલ્લો કરી બીજા વનમાં પેસી જતા અંતે આ બીજીવારનું સૈન્ય પણ શિરોહી રાજ્યમાંથી પાછુ ગયું. આ પ્રમાણે ઘણીવાર બાદશાહી લશ્કર આવ્યુ અને નિરાશ થઈ પાછુ ગયુ પોતાના સૈન્યનો વારવાર પરાજય થતાં ઔરંગઝેબ ગુસ્સે થયો અને શરમાયો આથી તેણે આ વખતે મહાન સૈન્યદ્વારા શિરોહીને ખેદાન મેદાન કરવાનો વિચાર કર્યો હતો તેવામાં સુરતાનસિંહને પકડી લાવવાનું કામ નરસિંહને સોંપવામાં આવ્યુ. આ કામ પ્રતાપને સોંપવાથી ઔરંગઝેબ અત્યંત પ્રસન્ન થયો, કારણ કે પ્રતાપ અને સુરતાન વચ્ચે યુદ્ધ થતાં બેમાંથી એકનું તો પતન જરૂર થશે જ એમ તે માનતો, ને ધારતો કે બંને પોતાના તો શત્રુ છે તેમાંથી એકનું મૃત્યુ થશે તોપણ પોતાને તો લાભજ છે

આ પછી એકાદ મહીના પછી બપોરના પચ્ચીસ સવારોનું દળ એકદમ શિરોહી રાજ્યના એક ગાઢ જંગલમાં ધીરે ધીરે આવી પહોંચ્યુ આ દળના સર્વ સવારો ક્ષત્રી હતા તેમાં એક અમલદાર હતો તે સર્વથી આગળ ચાલતો હતો કંઇક આગળ જતાં તે આગળનો સવાર ઉભો રહ્યો એટલે બીજા સવારો પણ ત્યાં ઉભા રહ્યા

અમલદાર—" હવે આપણે અહીથી આગળ જઇ શકીએ તેમ નથી "

એક સવાર—" કેમ ? "

અમલદાર—" કારણ કે, સદલબળ દેવરા જે વનમાં રહે છે તે આ સામેનું વન છે, તે જો આપણને જાણી જાય તો આપણે આપણુ કામ કરી શકીશું નહિ. ઉલ્ટા વિપત્તિમાં ફસાઇ જઇશુ

બીજો સવાર—અહિ રહેવાથી આપણે આપણું કામ શી રીતે કરી શકીશુ ?

# સ્વદેશી વસ્તુઓનો પ્રચાર.–

આજકાલ સ્વદેશી વસ્તુઓ–સ્વદેશના કાચા પદાર્થોમાંથી સ્વદેશમાંજ બનતી વસ્તુઓ વાપરવાની મહાત્મા ગાંધીજીની આગેવાની નીચે હીલચાલ ચાલી રહી છે સ્વદેશી ઉદ્યોગો વધારી સ્વદેશની આર્થીક સ્થિતિને સુધારવા માટે આ સ્વદેશી વસ્તુઓ વાપરવાની હીલચાલ દેશને ફાયદાકારક છે. આ હીલચાલમાં મુખ્યત્વે કરીને સ્વદેશી કાપડનો જ ઉપદેશ વધુ કરવામા જેવામા આવે છે કાપડ એ શરીરને ઢાંકનાર પદાર્થ છે પણ જે શરીરના પોષક, શરીરને ટકાવી રાખનાર અને શરીરને નીરોગી રાખનાર, શરીરની અ દર ખાવા અને પીવામાં ઉપયોગમા આવતા અને ઘરમાં વપરાતા બીજા પદાર્થો પણ સ્વદેશીજ વાપરવાની આ સાથે સાથે ભલામણ કરવાની જરૂર છે આપણુ શરીર આ દેશના હવાપાણી અનુસાર, આ દેશમાં પાકતા અનાદિ પદાર્થોથી પોષાય છે આ દેશ ખેતીવાડી પ્રધાન છે તેમાં ઘઉં, બાજરી, ચોખા, દાળ, કઠોળ, શાક વિગેરે ધાન્ય પુષ્કળ પાક છે અને તે દ્વારા જ આપણું શરીર પોષાય છે અન આ દેશમાં પાકેલું વાપરવામા આવે છે મનુષ્યના શરીરને માટે અન્ન અને વસ્ત્ર બેની જરૂર છે અન્ન આ દેશમા પાકે છે તેથી આપણે તે ખાઇ પોષાઇએ, એટલે આપણા સ્વભાવ, આચાર વિચાર વિગેરે આ દેશની આબોહવા જેવા થાય છે કપાસ પણ અહીં પાકે છે અને તે દ્વારા થતા રૂમાથી આ દેશમાજ સુતર કતાયના અને તે સુતરના કપડાં વણેલા આપણે પ્રથમ પહેરતા હવ તે રૂ વિલાયત જઈ ત્યા કતાઈ સુતર થાય– તેનું કાપડ વણાય અને તે અત્રે મોઘી કીમતે વેચાય તે આપણે વાપરીએ છીએ આથી શ્રીગાંધીજીએ આ દેશનો પૈસો આ દેશમાં જ રહે અને આ દેશના ઉદ્યોગો વધી આર્થીક સ્થિતિ સુધરે તે માટે–સ્વદેશીવ્રત લેવાની હીલચાલ આરભી છે

આ સ્વદેશીવ્રત સકુચિત ન હોવુ જોઇએ જેમ અન્ન અત્રેનુ વાપરીએ છીએ તેમ કાપડ અત્રેનું વાપરવુ તો પછી બીજા પદાર્થો પણ સ્વદેશમાંજ બનેલા કેમ ન વાપરવા !

આપણા દેશમાં અનેક પ્રકારની વનસ્પતિ છે, અનેક પહાડો અને પર્વતોમાં તથા જગલોમા અનેક પ્રકારની ગુણ કરનારી વનસ્પતિ ઉગે છે. તે વનસ્પતિના ગુણદોષો, તેની દવાઓ, અને તે વાપરવાની રીત આપણા ઋષિમુનિઓએ પ્રથમથી હજારો વર્ષ પહેલાથી નક્કી કરેલી છે હવે તો શાસ્ત્રના પાઠ પ્રમાણે દવાઓ બનાવતાં પણ વૈદ્યો શીખ્યા છે, તો પછી શરીરને નિરોગી રાખવા માટે, થતા વ્યાધિને મટાડવા માટે, હવે સ્વદેશની જ વનસ્પતિની, સ્વદેશમાજ બનેલી, સ્વદેશી દવાઓ કેમ ન વાપરવી ? હવે સુધરેલા, કોટપાટલુનવાળા ગૃહસ્થોએ અને અગ્રેજીવિદ્યાના સસ્કારથી સ્વદેશી દવાઓ માટે ખોટા અભિપ્રાયો બાંધી બેઠેલા જેન્ટલમેનોએ શા માટે સ્વદેશી દવાઓઉપરની પોતાની સુગ ન કહાડી નાખવી ? અમે આશા રાખીએ છીએ કે આ સ્વદેશી હીલચાલમાં–મહાત્મા ગાંધીજી–સ્વદેશી દવાઓનો જ ઉપયોગ કરવાની પણ સાથે સાથે હીલચાલ ચલાવશે અને વિદેશી સ્પીરીટમાંથી બનાવાતા ટીંચરો, અર્કો, સ્પીરીટો, સીરપો અને એકસ્ટ્રેકટોને બદલે હવે દરેક માણસો સ્વદેશમા જ બનતી–સ્વદેશી વનસ્પતિમાંથી બનાવેલાં–ક્વાથો, ચૂર્ણો, ગુટિકાઓ, આસવો, અવલેહો વિગેરેનો ઉપયોગ કરવા ભલામણ કરશે

આ વખતે વળી કોઇ પ્રશ્ન કરશે કે હજુ વિલાયતની જેવી ગુણવાળી દવાઓ સ્વદેશમાં બનતી નથી, માટે વિલાયતની બાટલીયો વાપરવી પણ અમે કહીશુ કે અત્રેના અન્નથી પોષાયલા, ઉછેરેલા અને જીવતા દરેક મનુષ્યને વિલાયતમા બનતી દવાઓ કરતા આ દેશમાં–આ દેશની જ વનસ્પતિમાંથી બનતી દવાઓ વધુ માફક આવે છે જે કેસોમાં ડૉકટરો મથી મથીને થાકે છે તે કેસો–ભયકર જણાતા કેસો પણ એક દેશી વૈદ્ય સારી રીતે દેશી દવાથી મટાડી શકે છે

વળી હવે તો શાસ્ત્રના પાઠ પ્રમાણે દવાઓ બનાવવાનાં ઘણાં કારખાનાં નીકળ્યાં છે જ્યાં—

ચૂર્ણો, કવાથો, ગુટિકાઓ, આસવો, અરિષ્ટો, અવ લેહો વિગેર દવાઓ તૈયાર રહે છે કયા રોગ ઉપર કઈ દવાઓ વાપરવી તેના પણ છાપેલાં લીસ્ટ હોય છે તો પછી હવે આ સ્વદેશી હીલચાલોમાં આ સ્વદેશી દવા વાપરવાની હીલચાલ પણ કેમ ન લેવી ? ડૉક્ટરોએ જો સ્વદેશી જ થતુ હોય તો હવે આયુર્વેદના પાઠ પ્રમાણે બનાવેલી સ્વદેશી દવાઓ પોતાના દવાખાનામાં વાપરવા ચૂકવું નહિ અમદાવાદમાં હવે કેમીકલ વર્કસમાં—સ્વદેશી વનસ્પતિયોમાંથી જાતી દેખરેખ નીચે સ્વદેશી દવાઓ—આયુર્વેદના પાઠ પ્રમાણે બને છે જે નિર્ભય અને નિર્દોષ હોય છે ડૉક્ટરો અને વૈદ્યોને જથાબંધ મળી શકે છે વળી તે કારખાનાની પેટંટ દવાઓ પણ સ્વદેશી—વનસ્પતિમાંથી બનાવેલી—ગુણવાળી અને નિર્ભય હોય છે વધુ માટે તેમને લખી ખાત્રી કરી લેવી

આવી રીતે સ્વદેશી હીલચાલમાં—કાપડ એક જ નહિ પણ તેની સાથે દરેક વસ્તુ સ્વદેશી વાપરવાની સુચના હોવી જોઇએ આ દેશમાં—ચાલુ લડાઇને લીધે—વિદેશી માલ ન આવી શકવાથી લોકો ઉપર જે મોંઘવારીનુ સંકટ ફેલાયુ, તે જો આ દેશમાં—સ્વદેશી માલ બનતો હોત તો ન ફેલાત અત્યાર કાગળોની, કાચની અને બીજી વસ્તુઓની કેટલી મોંઘવારી છે ? કાપડની સાથે—દરેક વસ્તુ સ્વદેશમાં બનાવવાની પણ હીલચાલ થવી જોઇએ જ્યાં સુધી ઉત્પાદક શક્તિ આપણામાં આવશે નહિ ત્યાંસુધી આપણા દેશની આર્થિક સ્થિતિ સુધરવી મુશ્કેલ છે ઉદ્યોગ હુન્નર ગેનુ વધુ જ્ઞાન મેળવવા માટે દરેક માણસે અમારા તરફથી બહાર પડેલું ધનવાન પુસ્તક વાંચવાની ભલામણ છે તેમાં દરેક માલ સ્વદેશમાં શી રીતે બનાવવો તેની ઘણી હકીકત મળી આવશે.

સ્વદેશી માલ વાપરવાની સાથે આ દેશમાં દરેક માલ તૈયાર કરવાની હીલચાલ પણ કરવી જોઇએ આજે જોશો તો જાપાને પોતાની કેટલી ઉન્નતિ કરી છે આપણે બજારમાં પહેલાં જોતા તો દરેક માલ Made in Germany જર્મનીમાં બનેલો વેચાતો, તેને બદલે હવે Made in Japan જાપાનમાં બનેલો માલ બજારમાં આપણને જણાય છે લડાઇને લીધે જાપાને આર્થિક સ્થિતિ સુધારી છે આ દેશમાં હજુ હમણાંજ સ્વદેશી હીલચાલ ચાલે છે હજુ પણ જો દરેક માણસ સ્વદેશી માલ વાપરવાની પ્રતિજ્ઞા લે અને તેને માટે આ દેશમાં સ્વદેશી માલ બનાવવાનાં કારખાનાં સ્થપાય તો આ દેશની આર્થિક સ્થિતિ ઘણીજ સુધરી શકે એમ છે અને વેપાર ઉદ્યોગ પણ ઘણો જ ધમધોકાર ચાલે આથી આપણને તેમ સરકારને પણ ફાયદો છે આપણે જો આ બાબતમાં સરકારની મદદ માગીએ તો તે પણ મળી શકે આર્થિક સ્થિતિ સુધારવાને માટે ઉત્તમમાં ઉત્તમ—સ્વદેશી વસ્તુ વાપરવી અને દેશમાં સ્વદેશી વસ્તુઓ બનાવવાનાં કારખાનાં સ્થાપવા એ છે આશા છે કે દરેક બંધુ આ હીલચાલને મદદ કરશેજ.

---

# દીર્ઘાયુષી થવાના અને નીરોગી રહેવાના ઉપાયો.

( અનુસંધાન ગતાંકથી. )

આવા રોગમાં સાવધાન રહેવુ એ ઉત્તમ વાત છે તો શુ રોગીની સેવાચાકરી કરવી એ કાંઇ ઉત્તમ નથી? આ વખતે માનસિક બળની આવશ્યકતા છે. માનસિક બળવાળો માણસ આમ રોગીની સેવાચાકરી કરતા બ્હીતો નથી આપણા શાસ્ત્રમાં—માનસિક બળના પ્રભાવના અનેક દ્રષ્ટાંત મળી આવે છે

આવી રીતે કેટલીક વખતે આપણે વગર સમજે અન્ય પ્રયોગો કરવાથી આપણા શરીરના આરોગ્યને બગાડીએ છીએ, માટે દીર્ઘાયુષ થવાની ઇચ્છા રાખનારાએ અને નીરોગી થવા ઇચ્છતા મનુષ્યે તો બરાબર સમજી વિચારીને પોતાનુ વર્તન રાખવુ જોઇએ

આપણા આરોગ્યશાસ્ત્રનો ધર્મશાસ્ત્ર સાથે સબંધ જોડાયેલો છે કેટલાક આરોગ્યના નિયમોને ધર્મશાસ્ત્રમાં ગોઠવી દીધેલા છે, અને તેથી અજાણે આરોગ્યતા માટે નહિ પણ ધર્મને બ્હાને પણ આપણે તે નિયમો પાળતા પડે છે હાલ કેટલાક ધર્મને ધતીંગ માનનારા આનુ ખરૂં રહસ્ય સમજી શકતા નથી

આરોગ્યને માટે પ્રથમ આપણે સ્વચ્છ રહેવાની જરૂર છે. સ્વચ્છ રહેવા માટે દરરોજ

**સ્નાન**

કરવાની અગત્ય છે, સ્નાન કરવાથી, (ન્હાવાથી) શરીર પવિત્ર થાય છે, ન્હાતી વખત કકરા લુગડાથી શરીર ઘસીને ન્હાવુ પછીથી કોરા કરકરા કપડા વતી—રૂમાલ વતી શરીરને ઘસીને સ્વચ્છ કરી લુંછી નાખવુ એથી ઘણોજ લાભ થાય છે આ પ્રકારે રોજ સ્નાન કરવાથી ચામડીના પેદા થનારા અનેક રોગો થતા નથી કેટલાક માણસો સ્હવારમાં અને જમના પહેલાં ૧૦ વાગ્યાથી બાર વાગ્યા સુધી સ્નાન કરે છે એ ઉત્તમ છે, કેટલાક માણસો ઘણો તડકો ચડે ત્યારે તડકામાં, અને કેટલાક સૂર્યોદયની પહેલાં સ્નાન કરે છે, એ પણ ઉત્તમ છે પણ ઘણા દુર્બળ, રોગી અને કોમળ પ્રકૃતિના મનુષ્યોએ તડકામાં સ્નાન કરવુ એ સારૂં નથી આથી ઘણીવાર તેમને હાનિ થાય છે જ્યાં શરદી અને તાવના રોગો વધુ ફેલાતા હોય, ત્યાંના રહેનારાઓએ પણ સવારમાં સ્નાન ન કરવું જોઇએ કામ કર્યા પછી એક વખત ફરી સ્નાન કર્યા વગર શરીર અને મન સાફ થતાં નથી ઘણીવાર બે વખત સ્નાન કરવાનું કેટલાકને ઠીક લાગતુ નથી એવા માણસોએ એકવાર સ્નાન કરવું એ યોગ્ય છે,

ન્હાવાનું પાણી ઘણુંજ ગરમ કે ઘણુંજ ઠંડુ હોવુ ન જોઇએ કારણ કે તેથી શરીરની શક્તિ કમી થઈ જાય છે અને દુર્બળતા આવે છે સ્નાનને માટે તાજુ પાણી સર્વથી ઉત્તમ છે નદીમાં સ્નાન કરવાથી ઘણોજ ફાયદો થાય છે. પણ દુર્બળ માણસોને નદીમાં સ્નાન કરવાથી ઘણે ભાગે હાનિ થાય છે જેથી તેમણે પોતાને ઘેરજ તાજા અને કઈક કોકરવરણા પાણીથી ન્હાવું જોઇએ જ્યાં નદી ન હોય ત્યાં જો કોઇ તળાવ હોયતો તળાવમાં સ્નાન કરવુ ઉત્તમ છે ઘણીવાર સુધી સ્નાન કર્યા કરવુ નહિ. કારણ કે ઘણીવાર સુધી પાણીમાં રહેવાથી શરદી લાગી જાય છે અને તાવ કે ઉદરસ થઇ દુર્બળતા આવી જાય છે શરદીની મોસમમાં જ્યારે ઠંડો પવન ઝપાટાબંધ વાતો હોય ત્યારે બંધ કરેલા ખડમાં સ્નાન કરવુ જોઇએ નહિતો ન્હાતી વખતે તેવો ઠંડો પવન શરીરે લાગતાં ઘણીવાર અનેક પ્રકારની પીડા થવાનો—શરદી લાગવાનો સભવ રહે છે

ઘણા માણસો આખો દિવસ તો શુ પણ આઠ આઠ દસ દસ દિવસ સુધી સ્નાન કરતા નથી તેમાં કેટલાક જૈનો અને જૈનોની સ્ત્રીઓ ધર્મને બ્હાને દસ દસ પદર પંદર દિવસ સુધી ન્હાતાં નથી અને જણાવે છે કે બહુ પાણી ઢોળાવાથી

જતુ મરે અને તેથી પાપ લાગે છે, માટે અમે ન્હાતાં નથી. પણ આ તેમની ભૂલ છે દરેક માણસે પોતાના શરીરના સરક્ષણને માટે હમેશાં સ્નાન કરવુજ જોઇએ સનાતન ધર્મશાસ્ત્રોમાં તો દરેક માણસને પ્રાતકાલે સ્નાન કરવુજ જોઇએ. જ્યાં સુધી તે સ્નાન કરતો નથી ત્યાં સુધી દેવ દર્શન કરવાને કે, ઇશ્ટોપાસના કરવાને માટે પવિત્ર થઇ શકતો નથી, આવી રીતે આ શાસ્ત્રોમા ધર્મના અગતરીકે શરીરને નીરોગી રાખનારા કેટલાક ઉપચારોને જોડી દેવાથી ઘણા માણસોને અનિચ્છા છતાં ધર્મને બ્હાને પણ તે તે નિયમોનુ પાલન કરવુ પડે છે અને તેથી જાણે કે અજાણે આવા શરીરસરક્ષક નિયમોનુ પાલન કરવાથી શરીર નીરોગી રહી શકે છે

હવે સ્નાન કરવા માટે આપણે વૈજ્ઞાનિક દૃષ્ટિથી વિચાર કરીશુ તો જણાશે કે શરીરને નીરોગી રાખવા અને તેને લાંબો કાળ સુધી ટકાવી રાખવા માટે દરેક માણસે દરરોજ પોતાના શરીરને સ્વચ્છ કરવાને માટે સ્નાનની આવસ્ય કતા છે વિજ્ઞાનશાસ્ત્ર કહે છે કે ચામડી એ આપણા શરીરના માંસના પીંડા અને અદરના અવયવોનું ઢાંકણુ છે શરીરનું બહારની ટાઢ અને તાપથી રક્ષણ કરનાર મુખ્યત્વે કરીને શરીરની ઉપરની ચામડી છે એથી અદરના અવયવોનું સારી રીતે સરક્ષણ થાય તે માટે પણ ચામડીની શક્તિનો નાશ થવા દેવો ન જોઇએ ચામડીની શક્તિનો નાશ થતાં આખુ શરીર રોગગ્રસ્ત બને છે કેટલાક કહે છે કે સ્નાન કરવાથી ચામડીની શક્તિ નષ્ટ થાય છે એથી સ્નાન ન કરવુ જોઇએ પણ તેમની તે ભૂલ છે સ્નાન કરવાથીજ ચામડી સ્વચ્છ રહી શકે છે આપણો દેશ ગ્રીષ્મ પ્રધાન છે અહીં સ્નાન દરરોજ કરવુ જોઈએ રોજ સ્નાન ન કરવાથીજ ઘણા માણસો રોગના ભોગ બની જાય છે તોપણ દુર્બળ અને જે મદવાડમાંથી તરતજ ઉઠયા હોય તેમણે અધિક સ્નાન ન કરવુ એ ઉત્તમ છે તેમણે પોતાના વૈદ્યની સલાહ પ્રમાણે સ્નાન કરવુ જોઇએ

સ્નાન ન કરવા માટે કેટલાક વૈજ્ઞાનિકો કહે છે કે આપણા શરીર ઉપરની ચામડી વીજળી અને ગરમીથી આપણું રક્ષણ કરે છે, તે વીજળીના તેજ અને તાપથી હાનિ થવા દેતી નથી જળ એ વિદ્યુત પરિચાલક છે એથી ચામડી ઉપર પાણી અડકવાથી શરીરનું વીજળીથી રક્ષણ કરવાની ચામડીની શક્તિ ક્ષીણ થઈ જાય છે માટે સ્નાન ન કરવુ જોઇએ પણ આ તેમની ભૂલ છે આપણા દેશમાં તદુરસ્ત માણસોને સ્નાન કરવાથી કોઇપણ હાનિ થતી નથી કદાચ દુર્બલ અને માંદા માણસોનેજ સ્નાન કરવાથી હાનિ થાય એ જુદી વાત છે

આપણી ચામડીની નીચે નાની નાની માંસની ગ્રથીઓ (Glands) હોય છે. તે ગ્રથિયો માંથી તેલ જેવો એક પ્રકારનો ચીકણો પદાર્થ નીકળીને ચામડીને ચીકણી રાખી શકે છે આ પ્રમાણે ચામડી ચીકણી રહેવાથીજ શરીરનું ગરમીમાંથી રક્ષણ થઈ શકે છે. ઘણીવાર અતિશય ઠંડા જળથી સ્નાન કરવાથી શરદી થાય છે તેનું કારણ એજ છે માટે બને તો ન્હાતાં પહેલાં શરીરે તેલ ચોળીને પછી સ્નાન કરવુ જોઇએ એ ઉત્તમ છે એથી ચામડીની ચીકાશ જતી નથી અને તે રહેવાથી સ્વચ્છ થઇ શકે છે

સમુદ્રમાં સ્નાન કરવાથી શરીર બળવાન થાય છે અને ઘણોજ આરામ થાય છે સમુદ્રના પાણીમાં વીજળીની શક્તિ (Magnetic Power) ઘણીજ વધુ પ્રમાણમાં હોય છે એથી તે પાણી શરીરની શક્તિને હાની પહોંચાડતું નથી સમુદ્રમાં ઘણા દિવસ સુધી સ્નાન કરવાથી ઘણો ફાયદો થાય છે સવારમાં ૯ થી ૧૦ વાગ્યા સુધીમાં સમુદ્રમાં સ્નાન કરવુ જોઇએ સમુદ્રમા વધુ તરવુ કે રહેવુ એ સારૂં નથી એમ કરવાથી સ્નાન કરવાનો ફાયદો નષ્ટ થઇ જાય છે, અને શરીર નિર્બળ થાય છે

ઘણા તડકામાં સ્નાન કરવુ એ પણ ઉત્તમ નથી તેથી શરદી લાગવાનો અને ખાંસી થવાનો સભવ રહે છે જેથી ૯ થી ૧૨ વાગ્યા સુધીમાં સ્નાન કરવુ જોઇએ

ઘણા ન્હાતી વખતે સાબુનો ઉપયોગ કરે,

છે પણ ખરી રીતે તેથી ફાયદા કરતાં ગેરફાયદો વધુ છે સાબુથી શરીરની ગરમી નષ્ટ થાય છે અને તેથી વખતે શરદી થઇ જવાનો સંભવ રહે છે જેથી ન્હાતી વખતે શરીરને ભીના રૂમાલથી ઘસીને ચામડી સ્વચ્છ કરવાથી મેલ રહેતો નથી સ્નાન કરી રહ્યા પછી સુકા રૂમાલથી શરીર સ્વચ્છ કરી શરીર ઉપર કપડુ ઓઢી દેવુ જોઇએ સ્નાન કરવાથી શરીરની ગરમી ઉત્તેજીત થઈ ઉઠે છે અને તેથી શરીરને વસ્ત્રથી ઢાંકવાથી તેનું રક્ષણ થઇ શકે છે નહિતો શરીર ઉપર નાહ્યા પછી ઠંડો પવન લાગી જતાં શરદી કે તાવ આવવાનો ભય રહે છે

જેવી રીતે સ્નાન કરવુ એ શરીરને નીરોગી રાખવાનુ પ્રથમ પગથીયું છે તેવીજરીતે દરેક માણસે પોતાના અહારવિહારને માટે સાવચેતી રાખવી એ શરીરને આરોગ્ય રાખનાર મુખ્ય ઉપાય છે,

### અહાર

આ સંસારમાં જેટજેટલા રોગો છે તે ઘણે ભાગે અયોગ્ય અહારવિહારથીજ ઉત્પન્ન થાય છે આ શરીરનું રક્ષણ કરવાને માટે અને તેને પુષ્ટ રાખવાને માટે મનુષ્ય જે ખાય છે પીવે છે તે સર્વની અસર તેના મન ઉપર પડે છે ખાવા-પીવામાં બરોબર સાવધાનતા રાખવાથીજ મનુષ્ય પોતાના સ્વભાવ અને આચરણ ઉપર કાબુ મેળવી શકે છે અને પોતાની ઇચ્છાનુસાર જીવનને વીતાવી શકે છે.

સર્વથી મૂશ્કેલ પરંતુ ઘણું આવશ્યક કર્તવ્ય તો એ છે કે જેથી મનુષ્યને શારીરિક અને માનસિક સ્વતંત્રતા પ્રાપ્ત થઇ શકે તેવા કર્તવ્યને સેવવા માટે તેણે પોતાને કોઇ પણ પ્રકારના બંધનમાં ફસાઇ જવુ ન જોઇએ. પોતાનું ભલુ ઇચ્છનાર મનુષ્યે તો એ વિચાર કરવો યોગ્ય છે કે કેવા પ્રકારનું ભોજન કયે કયે વખતે જમવું જોઈએ આ સંસારમાં બે પ્રકારના મનુષ્યો છે એક તો એ છે કે જે ખાવાને માટે જીવે છે અને બીજા એ છે કે જે જીવવાને માટેજ ખાય છે આ બેમાથી તમારે જીવવાને માટે ખાનારા-માંના એક બનવુ જીવવાને માટે અથવા તો આ શરીરનું પોષણ કરી લાંબુ આયુષ્ય ભોગવવાને માટે જેટલું ખાવાની જરૂર છે તેનો વિચાર સમજ પૂર્વક કરવો જોઇએ. કહ્યું છે કે ભૂખની નિવૃત્ત કરવી એનું નામજ ભોજન છે, પરંતુ આજકાલ લોકો પેટમા ગમે તે નાખ્યાં કરે છે. વગર ભૂખ્યે ખાધા કરે છે. જે વસ્તુને ખાવાથી ક્ષુધા નિવૃત્ત થાય તેટલુંજ ખાવુ એ આવશ્યક છે કેટલાક લોકો ભૂખ લાગે તે માટે ભાંગ કે દારૂનો ઉપયોગ કરે છે ભાંગ પીવાથી ખાવાનું ઘણું જોઇએ તેમ દારૂના નીશામા પણ ઘણુ ખવાય છે પણ એ બંને વ્યસન મનુષ્યને માટે ઘણુંજ ખરાબ છે તેથી ઘણુંજ નુકશાન થાય છે માટે મનુષ્યે તેવાં કોઇપણ પ્રકારના વ્યસનના ભોગ થઇ પડવાની જરૂર નથી.

અપૂર્ણ

---

# स्त्रीओ अने अहिंसा.

[ લે સ્વ શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢીયાર ]

( અનુસંધાન ગતાંકથી )

### અફસોસ કરવાથી થતી હિંસા.

બહેનો ! આપણા શાસ્ત્રની અંદર ઠેકાણે ઠેકાણે એમ કહેલું છે કે આત્મહત્યા એ બહુજ ખરાબ છે, અને બહુ જ મોટું પાપ છે, પણ આત્મહત્યાનો ખરો અર્થ ઘણા લોકો સમજતા નથી, આત્મહત્યાનો આપણે બહુજ સ્થુલ અર્થ કરીએ છીએ તેથી એમજ સમઝએ છીએ કે આપઘાતથી મરી જવુ તેનું જ નામ આત્મહત્યા છે અને એવી રીતે મરવા સારૂ ઝેર ખાય, કુવા તળાવમાં પડે, પીસ્તોલ ખાય, આગીએથી કૂદી પડે, ગળા ફાંસો ખાય, અગર રેલવે નીચે ડચ રાખીને મરી જાય તેને જ આપણે આપઘાત સમ-

જીએ છીએ પણ યાદ રાખજો કે આપઘાતનો ખરો અર્થ એ ન હોતાં ઘણોજ સાંકડો છે જેમ હિંસાનો સાંકડો અર્થ જીવોને મારી નાંખવા એટલોજ માત્ર કરીએ છીએ પણ તેનો ખરો અને વિસાળ અર્થ બીજા કોઇને પણ દુખ દેવું તેનું નામ પણ હિંસા છે એમ થાય છે, તેમજ આત્મઘાતનો ખરો અર્થ એ છે કે પોતાના આત્માને દાબી નાખવો તેનું નામ આત્મહત્યા છે, પોતાના આત્માને ખીલતો અટકાવવો તેનું નામ આત્મહત્યા છે, પોતાના આત્માને નીચે ઉતારી દેવો તેનું નામ આત્મહત્યા છે, અને પોતાના આત્માને નજીવી બાબતો સારૂ ચિંતા કરીને ધક્કા માર્યા કરવા અને તેને તરફડાવવો તેનું નામ આત્મહત્યા છે અને ખાસ કરીને બહુ અફસોસ કર્યા કરવાથી આવી જાતની આત્મહત્યા થાય છે, કારણ કે બહુ અફસોસ કર્યા કરવાથી જીવ ઢીલો પડી જાય છે પોતાના સ્વરૂપનું ભાન ભૂલી જવાય છે, અને જે વસ્તુની પોતાને જરા પણ દરકાર નથી તેની ચીજો સારૂ તે વારવાર દુખી થયા કરે છે આવી સ્થિતિ થાય તેનું નામ આત્મહત્યા છે, અને યાદ રાખજો કે આપણે લગભગ બધી બહેનો અફસોસ કરવાની બાબતમાં અતિશય હોશિયાર હોય છે, બાપના બાપને યાદ કરીને અને સાત પેઢીની વંશાવળી વાંચીને તેવો અફસોસ કરતાં તેઓને આવડે છે એટલું જ નહિ પણ જે દુખો હાલમાં દુનિયામાં હયાત ન હોય, પણ તેઓનાં છોકરાંનાં છોકરાંને કહાણી બાબતથી દુખ થશે એમ શંકા લાગતી હોય તેની બાબતોને માટે પણ અત્યારથી પોકશ્રાદ્ધ મૂકતા પણ સ્ત્રીઓને બહુ સારી રીતે આવડે છે અને મને લાગે છે કે જો કોઈ માણસ એવાં ઇનામો કાઢે કે, જે માણસને સૌથી વધારે અફસોસ કરતાં આવડે તેને અમુક પ્રકારનું ઇનામ કે ચાંદ મળે તો ખાસ કરીને એ બધા ચાંદ સ્ત્રીઓ જ લઇ જાય એમાં કાંઇપણ શક નથી. મતલબકે જે વાતનો અફસોસ કરવાની જરા પણ જરૂર ન હોય, તેવી બાબતોમા પણ તેઓ અફસોસ કર્યા કરે છે. અને જે બનાવો ભૂતકાળમાં બની ગયા હોય, અગર ભવિષ્યકાળમાં બનવાના હોય તેનો પણ અફસોસ કર્યા કરે છે. અને એક સોય ખોવાઇ જાય, બટન ખોવાઈ જાય અગર એક ચમચો જડતાં જરા વાર લાગે કે તેઓનું વાવળુ ટોળાઇ જાય કે સ્વચ્છ પાણીનો છાંટો ઉડી જાય એ સારૂ પણ તેઓ મરવા જેવું કરી નાખે છે પણ અફસોસ કે તેઓને ખબર નથી કે, એમ કરવું તેનું નામ આત્મહત્યા–આત્મઘાત છે અને આત્મઘાત એ બહુ જ મોટું પાપ છે માટે બહેનો! જો આત્મઘાતના મહાન પાપમાંથી બચવું હોય, અને આત્માને વારવાર નીચો પાડી નાંખતાં તથા ઢીલો પાડી નાખતાં અટકાવવો હોય તો અફસોસ કરવાની ટેવને દૂર કરો કારણકે અફસોસ એ બહુજ ખરાબ વસ્તુ છે માટે શ્રીકૃષ્ણભગવાને ગીતાની શરૂઆતમાં જ કહેલું છે કે હે અર્જુન! જે ખરા જ્ઞાનીઓ છે તેઓ જે બનાવો બની ગયા તેનો અફસોસ કરતા નથી અને જે બનાવો હવે પછી બનવાનાં છે તેનો પણ અફસોસ કરતા નથી કારણ કે એક તરફથી અફસોસ કરવો અને બીજી તરફથી ડહાપણની વાતો કરવી એથી કાંઈ ફાયદો થતો નથી માટે જો ખરી રીતે આત્માની ઉન્નતિ કરવી હોય તો અફસોસને તજી દેવો જોઇએ આવી રીતનો ગીતાનો સિદ્ધાંત છે માટે બહેનો! જો ખરેખરી રીતે હિંસામાંથી બચવું હોય તો અફસોસ કરીને આત્મઘાતી થાઓમાં પણ અફસોસ રૂપી આત્મઘાતના મહાપાપમાંથી બચવાની કોશીશ કરો એજ મારી વિનંતિ છે [અપૂર્ણ]

---

શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર—આ લેખના લેખક ચાલુ માસમાં કોલેરાના દરદથી એકાએક સ્વર્ગસ્થ થયાના સમાચાર જાણી અમે દિલગીર થયા છીએ તેઓ સાદા અને નિખાલસ હૃદયના પુરુષ હતા તેમણે સ્વર્ગ સબંધી ઘણાં પુસ્તકો લખ્યાં છે, પરમાત્મા તેમના આત્માને શાંતિ આપો એવી શુભેચ્છા છે તંત્રી

# श्रीचरकसंहिता-चिकित्सा स्थानम् ॥ -

(અનુસધાન ગતાંકથી)

### નાગબલા રસાયન

મહા અથવા ફાગણ મહિનામાં પવિત્ર થઇને દેવતાઓનુ પૂજન કરીને બ્રાહ્મણોની પાસે સ્વસ્તિ વાચન કરાવીને શુભ મહુરતમાં મરુદેશના કુશવાળી, સ્નિગ્ધ, કૃષ્ણ, અને સુવર્ણ વર્ણના, મધુર, મૃતિકાવાળા, વિષ, વ્યાઘ્રાદિપશુ, વાયુદોષ, જળદોષ, તથા અગ્નિદોષ રહિત, ખેતી, સાપના દર, સ્મશાન, ચૈત્ય ( ગામ દેવતાનું સ્થળ ) ઉખર તથા નિવાસ રહિત, ઋતુ અનસાર સુખદાયક, વાયુ જળ તથા સૂર્યથી સેવન કરેલા સ્થાનમાં ઉત્પન્ન થયેલ કીડાથી ખાધેલી ન હોય તેવી, અંકુરોથી રહિત, બહુ નવી ન હોય તેવી, તેમ ઘણી જુની ન હોય તેવી, વીર્યવાળી, ગરી ગયેલા જુના પાન વાળી અને જેમાં ફળ ન થયા હોય તેવી નાગ બલાની જડ ખોદી લાવવી અને તેને સારી રીતે ધોઇને તેમાંથી બે તોલા કે તોલો લઇને કુટી દુધમાં મેળવીને સવારે પીવી અથવા મદ તથા ઘીમાં મેળવીને ખાય અને તેના પચી ગયા પછી ઘી તથા દુધની સાથે શાલિધાન્ય કે સાઠીના ચોખાનો ભાત ખાય અથવા ધવ, (ધાવડી,) ફાયો, શીસમ અને વિજયસારનું સેવન કરે તો તેના એક વર્ષ સેવન કરવાથી વૃદ્ધાવસ્થા રહિત સો વર્ષનો આયુષ્ય થાય છે અને ઉપર પ્રમાણે સપૂર્ણ ગુણ થાય છે. (૮૯)

### બલાદિક રસાયન દ્રવ્ય

બલા, અતિબલા, રક્તચંદન, અગરૂ, ધાવડા, તિનિશ (ઓણીહરમો) ખેર, શીસમ, તથા વિજયસાર એ સર્વ ઔષધોનો સ્વરસ અને લઘુ પંચમૂળ, બૃહત પંચમૂળ તથા સારોડી એ અગીયાર ઔષધોનો સ્વરસ આ સર્વને મેળવી નાગ બલા રસાયનની માફક સેવન કરવાથી નાગબલા રસાયનની માફક ગુણ કરે છે જો સ્વરસ ન મળે તો તે ઔષધિયોનું ચુર્ણ ચાર તોલા જળમા મેળવીને એક દિવસ અને રાત રાખી પછી ખાંડીને ગાળી લેવુ એ પાણીનો સ્વરસની માફક પ્રયોગ કરવો (૯૦)

### ભલ્લાતકક્ષીર

નિરોગ, સળેલાં ન હોય એવાં, રસ, પ્રમાણ અને વીર્યથી પૂર્ણ અને પાકાં જાબુના જેવાં વર્ણવાળા ભિલામાંને જેઠ કે અષાઢમા લાવીને જવના કે અડદના ઢગલામાં રાખવા. પછીથી ચાર મહિના પછી માગશર કે પોષ મહિનામાં બહાર કહાડીને ખાવાનો આરંભ કરવો ભિલામાં ખાતાં પહેલાં શીતલ, સ્નિગ્ધ તથા મધુર વસ્તુ ઓથી શરીરનો સંસ્કાર કરીને, પ્રથમ દિવસે તે ભિલામાં લઇને ખાંડીને આઠ ઘણા પાણીમાં પકાવવાં, જ્યારે પાણીનો આઠમો ભાગ બાકી રહે ત્યારે તેને ગાળી લઇ તેમાં બીજુ તેટલુજ દુધ મેળવવુ. પછી મોંઢામાં ઘી ચોપડીને તે પીવુ એવી રીતે તેમાં રોજ એકેક ભીલામુ વધારતા જવુ જ્યારે ત્રીસ ભીલામાં થાય ત્યારે રોજ એકેકુ ભિલામુ દશ સુધી ઓછુ કરતા જવુ એથી વધુ ભિલામાં ન વધારવા આ પ્રકારે ઘગડતા વધારવાથી એકહજાર ભિલામાંનો પ્રયોગ થઈ શકે છે ભિલામાના આ ઉકાળાને પચી ગયા પછી ઘી તથા દુધની સાથે શાલનું ધાન્ય તથા સાઠીના ચોખાનો ભાત ખાવો આ પ્રયોગ કરતી વખતે બે વખત જમવુ જોઇએ આ ઔષધના સેવનથી વૃદ્ધાવસ્થારહિત સો વર્ષનો આયુષ્ય થાય છે, અને ઉપર કહેલા સંપૂર્ણ ગુણ થાય છે.(૯૧)

### ભલ્લાતકક્ષૌદ

ભિલામાની ઉપરની ટોપી વિગેરે કહાડીને શુદ્ધ ભિલામાંને બારીક વાટીને તેની લુગદી બનાવીને એક હાંલી લઇ તેની તળે જરા કાણું પાડી તેમાં ભરીને ઉપરથી સકોરૂં ઢાંકી કાળી માટીથી છાંદીને મોં બધ કરવુ પછી એનું રીઢ વાસણ લઈ જમીનમાં દાટી તેનુ મોં ઉઘાડુ રાખી તે ઉપર ભીલામાવાળી હાંલી મૂકવી પછી ચારે બાજુ અડાયાં છાણાં ખડકી સળગાવવુ. આ પછી બફાવાથી ભીલામાંનો રસ જે તળેના ઘીના રીઢા વાસણમા ટપકીને એકઠો થાય, તેને કહાડવો. પછી તેમાથી યોગ્ય માત્રા લઇને તેમા આઠ ભાગ મદ તથા બે ભાગ ઘી મેળવીને સેવન કરવુ આથી વૃદ્ધાવસ્થારહિત સો વર્ષનો આવરદા થાય છે અને ઉપર કહેલા સંપૂર્ણ ગુણ થાય છે.(૯૨)

### ભીલામાનુ તેલ

અસોછપન તોલા ભીલામાંના તેલમાં એક

તોલો જેઠીમદનો કલ્ક અને ચારઘણું દુધ મેળવીને સોવાર પકવવુ તે પછી તેમાથી ૧ તોલો રોજ દુધમાં મેળવીને પીવે તો પૂર્વે જણાવ્યા પ્રમાણે ગુણ થાય છે (૯૩)

### ભલ્લાતક વિધિ

ભલ્લાતકક્ષીર, ભલ્લાતકક્ષૌદ્ર, તથા ભલ્લાતક તેલ જે ઉપર કહ્યુ છે તે પ્રકારે ભલ્લાતક ગોળ, ભલ્લાતકયુષ, ભલ્લાતક ઘૃત, ભલ્લાતક પલલ, ભલ્લાતકસતુ, ભલ્લાતક લવણ, અને ભલ્લાતક તર્પણ બનાવવાનુ પણ જાણવુ (૯૪)

### भयन्ति चात्र ।

આમા આ શ્લોક છે ભિનામાં તીક્ષ્ણ, પાચક અને અગ્નિ સમાન ગરમ હોય છે તેનો વિધિપૂર્વક પ્રયોગ કરવાથી તે અમૃત સમાન ગુણ આપે છે (૯૫) અહી ભિનામાંના આ દશ પ્રકારના પ્રયોગ કહેવામાં આવ્યા છે રોગ, પ્રકૃતિ, સાત્મ્યના જાણનાર વૈદ્ય જ્યાં જેવા પ્રયોગની જરૂર હોય ત્યા તેવો પ્રયોગ કરવો (૯૬) એવો કોઇ કફજરોગ તથા વિબધ (કબજીયાત) નથી કે જેને ભિનામા નષ્ટ ન કરે, ભિનામાંથી બુદ્ધિ તથા અગ્નિની વૃદ્ધિ થાય છે (૯૭)

### રસાયનની ઉત્કૃષ્ટતા

પુર્વ સમયમા વૃદ્ધાવસ્થાથી વ્યાકુલ થયેલા ચ્યવન વિગેરે મહર્ષિયોએ પ્રાણીની કામનાથી, કલ્યાણકારી આ રસાયનોનુ સેવન કરીને અપરિમિત આવરદાને પ્રાપ્ત કર્યો હતો (૯૮) અને દીર્ઘાયુ થવાથી પોતાની ઇચ્છા અનુસાર જ્ઞાન, તપ, બ્રહ્મચર્ય અને અધ્યાત્મધ્યાનને પામીને સ્વર્ગમા ગયા હતા, (૯૯) એથી આયુષ્યની વૃદ્ધિને માટે, પ્રાણ તથા સુખને ઇચ્છનાર મનુષ્યે સાવધાન થઇને રસાયનનુ સેવન કરવુ. (૧૦૦)

### तत्र श्लोक ।

તેમાં આ શ્લોક છે આ પ્રાણકામીય નામના રસાયનપાદમાં સપુર્ણ પ્રાણિયોના હિતૈષી ભગવાન આત્રેયજીએ રસાયનના સત્તર સિદ્ધ પ્રયોગ કહ્યા છે (૧૦૧)

### इति प्राणकामीरसायनंपादद्वितीय

---

अथात करप्रचितीय रसायन पादं व्याख्यास्याम इति हस्माह भगवानात्रेय ॥

એ ઉપરાત કરપ્રચિતીય નામના રસાયન પાદનુ વ્યાખ્યાન કરીએ છીએ એવુ ભગવાન આત્રેયજીએ કહ્યું (૧૦૨)

### આમલકાયરસકીય રસાયન

પૂર્વોક્ત ગુણવાળાં આંબળાંને પોતાના હાથે તોડી લાવીને તેની ગોટલી કહાડી નાખીને સુકવવા પછી દળી નાંખવા, પછી મહા કે ફાગણ મહીનામાં એ ચૂર્ણને આંબળાના રસની એકવીસ વાર ભાવના દઇને સુકવીને પછી તેનું ચૂર્ણ કરવુ તે પછી પુર્વોક્ત જીવનીય બૃહણીય સ્તન્ય જનન, શુક્રવર્ધન, વયસ્થાપન તથા ષડવિરેચન શતાશ્રિતીય અધ્યાયમાં કહેલી ઔષધિયો, રક્ત ચદન, અગરૂ, ધવ, કાથો, શીસમ, વિજયસારના નાના નાના ટુકડા, હરડે, બહેડા, પીપળ, વજ, ચવક, ચિત્રક તથા વાવડીગ એ સર્વ ઔષધિ એક આઢક (૪ શેર) લઇને દસઘણા પાણીમાં નાખીને પકવવી જ્યારે એક આઢક (ચારશેર) પાણી બાકી રહે ત્યારે ઉતારીને ગળી લેવુ પછી આ પાણીમાં ઉપર કહેલું આંબળાનુ ચૂર્ણ નાખીને જગલી છોડાં તથા વાંસના પાનાના અગ્નિથી પકાવી જ્યારે પાણી ન જણાય ને પાક જેવુ થાય ત્યારે ઉતારી લઇ તેમાં ઔષધ બળે નહિ તેની સાવચેતી રાખવી પછી તેને લોઢાના કડાયામા કહાડીને પહોળુ કરી દઇ સુકવવુ અને સુકાયા પછી તેને કાળા મૃગના ચામડા ઉપર ખલ મૂકીને તેમાં ઘુટવુ પછી તેને લોઢાની કડાઇમા કહાડીને તેના આઠમે ભાગે લોહભસ્મ મેળવીને તેમાંથી અગ્નિના બળ પ્રમાણે ઘી તથા મધ સાથે ખાવુ (૧૦૩)

### तत्रश्लोका ।

તેમાં આ શ્લોક છે પુર્વ સમયમાં વશિષ્ટ કશ્યપ, અગિરા, જમદગ્નિ, ભરદ્વાજ, ભૃગુ તથા અન્ય એવાજ બીજા મહર્ષિઓએ આ રસાયનનુ (૧૦૪) સેવન કરીને શ્રમ, વ્યાધિ, વૃદ્ધાવસ્થા, તથા ભયથી રહિત થઇને, મહા બળવાન થઇ પોતાની ઇચ્છાનુસાર તપ કરતા હતા (૧૦૫) પૂર્વ સમયમાં તપ, બ્રહ્મચર્ય, ધ્યાન, અને શાતિમાં રસાયનવિધિ દ્વારા ઘણા કાળ સુધી (૧૦૬) મહર્ષિ લોકો સ્થિત રહેતા હતા પરતુ કેવળ આયુષ્યદ્વારા સ્થિત રહેતા નહોતા એવુ કોઇ બીજુ રસાયન નથી કે જે પવિત્ર, ગ્રામ્ય તથા અન્ય કાર્યોમાં જોડાયલા પુરુષોને સિદ્ધ ન હોય. (૧૦૭) અપૂર્ણ.

# क्षयरोग-चिकित्सा.

ક્ષયરોગ અસાધ્ય મનાય છે અને જેને તે રોગ લાગુ પડે છે તે માણસ બચવો મુસ્કેલ છે એમ વૈદો અને ડાકટરો માને છે ક્ષયરોગ દરેક દેશમાં જણાય છે

આ રોગ ઘણા જુના વખતથી છે એમ માનવામા આવે છે. આ રોગ મનુષ્યના ફેફસામાં સૂક્ષ્મ જતુઓની સ્થિતિને લીધે ઉત્પન્ન થાય છે આ જતુ ગોળાકાર હોય છે. અને કોઈ વખતે આપણા જોવામા પણ આવે છે. તે અસખ્ય હોય છે તે એટલા બધા હોય છે કે કોઈ રોગીના શરીરમા તો કરોડોની સખ્યામાં હોય છે આ રોગને તેજ કારણથી ટયુબરક્યુલોસિસ (Tuberculosis) અર્થાત ટયુબરકિલ્સ (જતુઓ) નો રોગ કહે છે એ નાનામા નાના જતુ કે જેની ગણના વૃક્ષયોનિમા અતિનિકૃટ છે તેને રાજ્યક્ષ્મા માને ક્ષયરોગના મુખ્ય કારણ રૂપે કહે છે આ જતુઓ ફેફસામા ધીમેધીમે પ્રવેશ કરીને તેનો નાશ કરે છે એટલુંજ નહિ પરતુ ટોકિસન નામના એક ઝેરી પદાર્થને પણ ઉત્પન્ન કરે છે કે જે અતિ વિકાળ ચિન્હોને પેદા કરે છે

ફેફ્સાના ક્ષયના આરભિક લક્ષણ આ પ્રમાણે છે વારવાર ખાંસી આવવી, અવાજ બેસી જવો ક્ષીણતા, મુખ ઉપર લાલશ કે પીળાશ આવવી, રોજ ત્રીજે પહોરે તાવ આ વવો, કાઇ કોઇ વાર રાત્રે પરસેવો થવો, સવા રમાં ટાઢ વાવી, ભુખ ન લાગવી, કદી કદી થુકની સાથે થોડુ થોડુ લોહી પડવુ, શક્તિનો નાશ થવો, કોઇ કામ કરતાં તુરત થાકી જવુ, શરદી થવી, જરા મહેનત કરતા શરીરમા ચથ રાટ અને હૃદયનું ધડકવુ, સ્વભાવ ફરી જવો, ઢીલાપણુ, નિરાશા, અરૂચિ, વિનોદાત્મક વાતો કરવાની અનિચ્છા થવી આ પ્રારભિક લક્ષણો છે

સૂક્ષ્મદર્શક યત્રોદ્વારા જોતા ઘણે ભાગે થુકમા આ રોગના જતુઓ તથા કાઇંક રગીન પદાર્થ જોવામાં આવે છે. તે જતુઓ નાના ગોળ ડાંડીયા જેવા આકારનાં હોય છે

### ક્ષયના જતુઓ શરીરની અદર શી રીતે પ્રવેશ કરી શકે છે

ક્ષયના જતુઓ શ્વાસની સાથે ફેફસામાં જાય છે અથવા તો ખરાબ ભોજન કે જેમાં ક્ષયના જતુઓ મળેનાં હોય છે તે ખાવાથી ક્ષયના જતુઓ શરીરમા જાય છે ક્ષયથી પીડાતી ગાય ભેસનાં દુધ ખાવાથી કે માંસાહારી મનુષ્યોના ખાધામાં જો કોઈ ક્ષય પીડીત પશુનુ માસ ખાવામા આવે તો તેની સાથે ક્ષયના જતુઓ તેના શરીરમાં જાય છે

કોઇ ગડગુમડ કે ઘા પડયો હોય તો તેમાં થઇ ક્ષયના જતુઓ લોહીમા ભળી જવાથી શરીરમા દાખલ થાય છે

પણ ઘણે ભાગે હવામા ઉડતા જતુઓ મનુષ્યના શ્વાસ લીધામા શ્વાસની સાથે ફેફસા દ્વાર વધુ દાખલ થાય છે

ક્ષયવાળા મનુષ્યો—વધુ રોગી ન હોય છતા પણ પોતાના થુકની સાથે અસખ્ય જતુઓ બહાર કહાડે છે તે થુક અથવા તો કફ જો ગમે ત્યાં સાચવાની વગર નાખવામા આવે છે તો તે સુકાઇ જાય છે અને તે પછી તેને પવન લાગતાં ક્ષયના જતુઓ ધુળમા ભળી જાય છે અને જો કાઇ માણસ તે ધુળવાળી હવા શ્વાસમા લે છે તો તેને જરૂર ક્ષય રાગ લાગુ પડે છે જો તે માણસ જતુઓને અદર જતા ન રોકે, મદ્યપાન, બજારની ચ્હા, પાણી, હોટલનાં ખાવા પીવાના કે બજારની પાન બીડી કે માદક વસ્તુઓના સેવનથી, કે કોઈ રોગવી કે કોઇ ધધો કરતા શરીર થોડા વખતમા નિર્બળ થઇ જાય છે તો તેમાં તે તે દ્વારા જતુઓએ શરીરમા પ્રવેશ કર્યો છે એમ ગાનવુ

બેપરવાઇથી પડતા થુકથી ક્ષયના જતુઓ ઉત્પન્ન થાય છે તે ઉપરાત તેવા રોગીઓ જો ઉતાવળા જોર કરીને બોલવા જાય છે કે છીંક ખાવા જાય છે તેમા જે થુક બહાર ઉડે છે તે પણ રોગીની પાસે રહેનારને હાનિકારક છે આ થુક પણ રોગના જતુઓથી પૂર્ણ હોય છે અને આવી આ રાગ એક બીજાના સસર્ગથી વધ્યાં કર છે

ક્ષયથી આ દેશમા તેમ પરદેશમા પણ ઘણા મરણો થાય છે માટે આ રાગ થતોજ અટકે એવા સાવચેતી રાખવા દરેક માણસે સાવધાન રહેવુ જોઈએ આ રોગના જતુઓ શરીરમાં ન જાય તેને માટે તેમજ ક્ષયરોગવાળા માણસોના થુક—ગળફો કે કફ એવી જગાએ નખાવવાં કે તેમાંના જતુઓ અન્ય મનુષ્યોના પ્રાણને હરી શકે નહિ અપૂર્ણ.

# ज्वरनिदान-चिकित्सा.

( લે. આર્યવૈદ્ય મયારામ સુંદરજી )

( અનુસંધાન ગતાંકથી )

## ગુટીકા પ્રકરણ—કાષ્ટૌષધીની ગોળીઓ.

### જ્વરહર્રીવટીકા.

અફીણ, અર્કચીર ને કરંજબીજ એ સમ ભાગે લઇને તેની ૧ વાલની ગોળી કરવી તેને તાવ આવવા અગાઉ અર્ધ પોરે આપવી તેથી કોઇને વામેટ થાય છે ને કોઇને નથી થતી જીવ અકળાય તેની ચિંતા ન કરવી આમ ત્રણથી ચાર વાર કરતા સર્વ પ્રકારના ટાઢીઆ તાવ મટે છે અને સાંજ સવાર ને બે પોરે મળીને અર્ધી અર્ધી વાલ લેવાથી સળેખમ, શરદી, ઉધસ, ઇત્યાદિ મટે છે ઝાડા મરડા ઉપર કારગત ઉપાય છે. કોઇ અફીણને બદલે અફીણથી અર્ધ વજને ધતુરાના પાનનો ભુકો નાખે છે

### આમાતીસાર પ્રબંધી વટીકા

અફીણ, જાયફળ, હીરાદખણ, અર્કમુળ બી લીંનો ગરભ, ને મોથ, તેટલી જણસો લઇને તેને વાટી તેની વાલવાલની ગોળીઓ કરવી તેમાંથી એકથી બે ગોળી બરાબર જોઇને સુંઠને ટોપરાના ભુકા સાથે દેવી આમ દિવસમાં બેથી ત્રણ ટાણાં લેતાં નદીના પ્રવાહ જેવુ હાથધોણ મટે છે અનુપાન ધાવડીના ફુલને દહીં ઉપર પીવુ અથવા ઓથમી જીરૂને દહીં સાકર પીવુ

### પાચનની થેપલી ને ગોળી

સુંઠ, પીપર ને મરી, અજમા, ધાણા ને જીરૂ, સીંધાલુણ, સંચળને મીઠુ તથા હિંગ એટલા સરખે ભાગે લઇ ખાંડવાથી હિંગ્વાષ્ટક ચુરણ તૈયાર થાય તેને લીંબુના રસનો પટ આપી ગોળી—થેપલી વાળવાથી હિંગ્વાષ્ટકની ગોળી—થેપલી તૈયાર થાય છે અને ઉપરની ફાકીથી અર્ધ લશણ નાખી તથા સુંઠ જેટલો ગંધક ઉમેરી લીંબુના રસનો પટ આપી ગોળીઓ—થેપલીઓ બનાવવાથી 'લશણાષ્ટક'ની થેપલી કે ગોળી કહેવાય છે આ થેપલીઓ એકથી ત્રણ સુધી ખાતાં તેથી અજીરણ, મંદાગ્નિ, વિસૂચીકા (કોલેરા—પટકી) આનાહ આદમાન ( આફરો ) પેટમાંનો દુખાવો, અજરો ઇત્યાદિ સર્વ મટે છે ભુખ લાગે છે અન્ન પ્રચે છે, પાચન થવા માટે આ ઉપાય શ્રેષ્ઠ છે કોઇ ઉપરની દવામાં ચીત્રાના મુળની છાલને ઉમેરે છે

### ઉદરસની ગોળીઓ.

કાથો, હરડોની છાલ, અફિંગ, લોબાન, કપુર ને અફીણ એ ચાર વાનાંની નાગરવેલના રસમાં ગોળી વાલવાલની વાળવી તેમાંથી દિવસમા બે ટાણાં સાંજ સવાર લેવાથી ત્રણથી પાંચ દિવસ માંજ ઉધ્રસ મટે છે. અતિસાર મટે છે

### જ્વરહરન ઘનવટી—જ્વરવટી

× કડાછાલ તેથી ચોગણા પાણીમાં ઉકાળીને ચોથા ભાગનું પાણી રહે એટલે ગાળી લેવી તે ઉકાળાને પાછો ચુલા ઉપર ઘન કાઢવા ચડાવવો અને કડાછાલથી ચોથે હિસ્સે અતિવિખનો ભુકો નાંખવો અને એકરસ ચડીને જ્યારે ઘાટુ થાય એટલે ગોળી વળે તેમ જણાય કે ઉતારવુ પછી તેની ત્રણ ત્રણ વાલની ગોળીઓ કરવી પછી તેમાંથી ત્રણ ગોળી તાવ અગાઉ લેવી એટલે તાવ ભરાવાની અગાઉ ૧ સવારે, ૧ પહેલે ૧ અને એક અર્ધે પોરે એમ ત્રણવાર લેવી તેમ ત્રણ ચાર વારા કરવાથી સર્વ પ્રકારના ટાઢીઆ તાવ મટે છે. અને તેમજ ૧-૧-ગોળી ઉના તાવ ઉપર પ્રથમ રેચ આપ્યા પછી ચાર પાંચ દિવસ આપવાથી પ્રાતઃ સમયે અને ચાર ઘડી દીવસ ચડયે આપવાથી મટે છે પથ્ય દહીં ભાત, દુધભાત. આ ઉપાયથી સર્વ અતિસાર અને મરડા-સગ્રહણી, અજરાના દર્દ મટે છે બળ આપે છે તાવ, મરડા, અતિસાર, દર્શ, ચીળસ, મંદાગ્ની, એ ઉપર આ ઉપાય બહુ શ્રેષ્ટ છે

### સાગર ગોટીનટી

કાકચીઆનાં બીજ, અતિવિખ, અને તીખાં, એ ત્રણ વાના સમભાગે લઈ તેને વાટવા તેનાં અંદરથી ०।—०। પા પા રૂપૈઆભારની ગોળીઓ કરવી તેમાંથી ત્રણ તાવ આવવા અગાઉ ચાર વારા સુધી, બે પોરે, દોઢપોરે અને પોણે પોર એમ લેવાથી તે વડે ટાઢીખા તાવ મટે છે આમા કણુઓ ને કાળીજીરી ઉમેરીને, ફાકી બનાવીને પછી ०।—०। રૂપૈઆભારને વજને વારે વારે લે છે ગુણ ઉપર મુજબ

---

× ઈંદ્રિજવના ઝાડ કાળકડોડારમા થાય છે તેની છાલ કડવી હોય છે. તેને કડા છાલ કહે છે

( અનુસંધાન ગતાંકથી )

# અજમોદ.

अजमोदा ( અજમાની બીજી જાત )

અજમોદ એ અજમાનીજ બીજી જાત છે ના સંસ્કૃત નામ નીચે પ્રમાણે છે

अजमोदा खराश्वा, मयुर, दीप्यक, ब्रह्मकुशा, कारवी, लोच मस्तक, ( खराव्हा, हस्तिमोदा, उग्रगन्धा, मर्कटी, मोदा, गन्धदला, हस्तिकावरी, गन्ध पत्रिका, मायुरी, शिखिमोदा, मोदाढ्या, वन्हिदीपिका, ब्रह्मकोशी, विशाली, हयगन्धा, उग्रगन्धिका, मोदिनी, फलमुख्या, અને विशल्या )

તેને ઘણે ભાગે સંસ્કૃતમાં अजमोदा કહે છે हिन्दीमां-अजमोद બોરી અજમદ, બંગાળીમાં-વનયમાની, વનયુયાન રાનધાની વનયોપાન, વનજૈન, મરાઠીમાં-અજમોદા, બડી અજમોદ, કરોજ્ઞા; કિરમાણીઓવા ગુજરાતીમાં-અજમોદ-મોરી અજમોદ, કર્ણાટકીમાં-અજમોદા, તૈલંગીમાં-અજમોદા, વામ, લૈટીનમાં-એપ્યગ્રેવીઓલેન્સ Apium graveolens અંગ્રેજીમાં સેવેરી સીડી (Wilo Celery seed) ફારસીમાં કરપસ, તુખ્મકરપસ, અરબીમાં હુવનકર્ફ કેરફસ સખ્તી-નખ્ની-તારી, તૈલીંગુ-આજમોદા

ગુજરાતીમાં તેને બોડી અજમોદ, અજમુદ, દીવેરી કરમાણી, છુવારી અજમોદ કહે છે

તેના ગુણ—તે ચરપરી, તીક્ષ્ણ, જાઠરાગ્નિને પ્રદીપ કરનાર, કફને વાતનાશક, ગરમ, દાહજનક, હૃદયને હિતકર્તા, વીર્યવર્ધક, બળકારક, હૈલમ તથા નેત્રરોગ, કફ, વમન ( ઉલટી ) હિચકી અને બસ્તિરોગનો નાશ કરે છે તે શુળ, આફરો, અરૂચી ને ઉદરરોગને મટાડનાર, મલસ્તમ્ભક, કૃમિ, નેત્રરોગ, દાંતના રોગ, ગોળો અને વીર્યવિકારને-દૂર કરે છે

આમાંથી એપીન અને એપિયોલ નામનાં તત્ત્વો નીકળે છે

અજમોદનાં ઝાડ હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ થાય છે બંગાળામાં તે ઘણું થાય છે તે સુમારે દોઢેક હાથ ઉંચાં હોય છે તેને ધોળા રંગનાં બારીક ફુલો આવે છે અજમાનાં ખાસ દવામાં વપરાય છે- તેમ તેમાંથી બનતાં તેનાં ફુલ દવામાં વપરાય છે અજમાના તેલમાંથી અજમાનાં ફુલ થાય છે અજમાનું તેલ પણ વા ઉપર ગુણ કરે છે તેના ગુણ નીચે પ્રમાણે છે

૧ અજીર્ણ અને શુળ—અજમોદ, હરડે, પહાડમુળ, સુંઠ, મરી, પીપર એનું ચૂર્ણ કરીને તે ગરમ પાણી સાથે ફાકવાથી મટે છે

૨ ચુક કે પેટનો દુખાવો—અજમાનું ગરમ પાણીમાં સેવન કરવાથી મટે છે

૩ જીર્ણજ્વર-શરદી—અજમોદ ચારમાસ રોજ સવારે અને સાંજે ઘડા પાણી સાથે ચાવ્યા વગર એમને એમ પી જવાથી મટે છે

૪ ગર્ભિણીનો જઠરાગ્નિ પ્રદિપ્ત થાય—અજમોદ, સુંઠ, પીપર અને જીરૂં એ સર્વેનું ચૂર્ણ મદમાં ચાટવાથી ફાયદો થાય છે

૫ અતિસાર-ઝાડા—અજમોદ, મોચરસ, આદુ, ધાવડીના ફુલ એ સર્વેનું ચૂર્ણ કરી જમાવેલા ગાયના દહીમા આપવાથી પાણી જેવા ઝાડા થતા હોય છે તે મટી જાય છે

૬ વાતવિકાર—અજમોદ, રાસ્ના, સુંઠ, ગળો, પીપર, અશ્વગંધા, શતાવરી અને વરીયાળી એ સર્વનું ચૂર્ણ કરીને ઘીમાં આપવાથી હૃદય, કુખ તથા કેડો અને કઠનો વા જલ્દી મટે છે

૭ મધુરા—અજમોદનું ચૂર્ણ કરીને મદમા કાલવી આપવાથી મટે છે

૮ ઓળ તથા પેટમાં ચુંક આવવી—અજમાની ફાકી મારવાથી મટે છે

૯ શરીર ઠંડુ પડેલું ગરમ થવા—માટે અજમાને વાટે તેને પાણીમાં પલાળી શરીરે ખરડ કરવામાં આવે છે.

ગોળો ચઢવો—ને પેટમાં વાયુનો ગડગડાટ થયો તેને માટે અજમાને નાની વાછડીના મુતરના, શેરડીના રસના, આદુના રસના, કુવારના રસના, કડવા સેકટાના મુળના, બોડીમા કલ્હારના રસના, પીગવતના પાનના, ગળોના રસના, મરજાદના રસના, ભાંયપાતરીના રસના, ભોયરીગણીના રસના, સરપખાના રસના એવી રીતે દરેકના ત્રણ ત્રણ પુટ આપવા પછી તેને સુકવી-

ચુર્ણ કરી ગુગળે ચાળી તેમાથી રોજ ૦॥ તોલો ખાવાથી સોજા મટી જાય છે ને પેટમાં થતો વાયુનો ગડગડાટ મટે છે

૧૧ ઉદરસ—અજમો અને ઇલાયચી ચાવી ચાવીને તેનો રસ ગળી જવાથી ઉદરસ મટે છે

૧૨—લીવર કલેજુ વધે તો રોજ ૦ તોલો અજમાનુ ચુર્ણ ગોળ સાથે ઘુટીને ખાવાથી મટે છે

૧૩ ગોળાને-સોજો આવવો—તે ઉપર અજમો વાટીને દારૂમાંથે મેળવીને ગોળા ઉપર મુકવાથી ગોળાનો સોજો મટે છે

૧૪ અરૂચી—હારણુ અજમો અને ખમખસની મેળવણી કરી ખાવાથી હારણ મટે છે મગજની નબળાઇ, ઉંઘમી, અડગરી અને ગર્ભ-વાળી સ્ત્રીઓની ઉલટી મટે છે

## તેની દવાની બનાવટ

૧ અજમોદાદિ ચૂર્ણ—અજમોદ, વાવડીગ, સીંધાલુણ, દેવદાર, ચિત્રક પીપરીમુળ, વરીઆળી, પીપર, મરી, એ દરેક ૧ તોલો હરડેની છાલ પ તોલા, વરધારા ૧૦ તોલા, સુંઠ ૧૦ તોલા એ સર્વનું ચુર્ણ કરવુ તે લુગડે ચળી તૈયાર કરવું તે ૦ તોલો ગરમ પાણી સાથે ફાકવાથી-આમવાત, સોજો, સંધાનુ દરદ, ગૃધસી વાયુ, ચૂક, શુળ, પડખાં, ગુદા અને કંતગનું શુળ એ દરદ મટે છે આ ચૂર્ણની બરાબર ગોળ મેળવીને તેની ગોળી પણ લેવાય છે

૨, અજમોદાદિ ચુર્ણ (બીજુ)—અજમોદ, મોચરસ, સુંઠ, ધાવડીના ફુલ, તે સર્વને સરખે ભાગે લઇ બારીક વાટી ચુર્ણ કરી લુગડે ચાળી તૈયાર કરવુ તેમાંથી બે આની ભારથી પાવલીભાર ગાયની છાસ સાથે ખાવાથી પાણી જેવો ઝાડા બધ થાય છે

૩ અજમોદાદિ ગુટીકા—અજમોદ, હરડે, ખારેક, અને કેસર દરેક ૧ ભાગ, જાયફળ, મોચરસ અને અફીણ એ દરેક ૦॥ ભાગ, જાવત્રી, લવીંગ તથા મદ એ દરેક ૨ ભાગ, એ સર્વને પાણીમાં ઘુટીને બાજરીના દાણા જેવડી ગોળીઓ વાળવી જેથી બાળકોના ઝાડા, ઉલટી અનિદ્રા, વિગેરે મટે છે. ઘણા બાળા ગોળી તરીકે આનો ઉપયોગ કરે છે

૪ અજમોદાદિવટી—અજમોદ, વાવડીગ સીંધવ, વરીઆળી, નાગરમોથ, મરી, અને સિંધવ એ સર્વે એકેક ભાગ, હરડે ૫ ભાગ, સુંઠ ૧૦ ભાગ, વરધારો ૧૦ ભાગ અને જીરગમુગ ૩૧ ભાગ એ સર્વેનું ચુર્ણ કરી તેથી બમણો ગોળ તેમાં મેળવી ઘુટી બોર જેવડી ગોળીઓ વાળવી તે ગોળી ગરમ પાણી સાથે ખાવાથી સર્વ પ્રકારના વાયુનો નાશ થાય છે

# અજવલા

તેને સંસ્કૃતમાં अजवला, क्षुद्रपर्णोऽर्जक, अर्जक, મરાઠીમાં-અજવલા; હિંદીમાં-અજવળી, કર્ણાટકીમાં કગોર્ડ, તૈલુગી કારૂ તુલશી ફારસી પનગમુશ્ક, અરબી ફરંજમુશ્ક, લેટીન-ઓસીમીયમ ગ્રેટીસીમમ્ કહે છે

તેની ધોળી અને કાળી બે જાત થાય છે ધોળા અજવલાને "માલી તુલમ" અને કાળા અજવલાને 'કાળો માલી તુલમ' કહે છે તેના પાન તુળસીના પાન કરતાં મોટા હોય છે ને માંજરૂ બી થય છે તેનું ઝાડ દોઢ હાથ ઉચુ વધે છે તે તીખી, ગરમ, કડવો, દાહકર, રૂક્ષ, રૂચ્ય, દીપક અને પાક વખતે લઘુ પિત્તકર, કડવો, મધુર, મધુર, સુખે પ્રસવ કરનાર, વજ્રવિરોદિનકર અને વાયુ, કફ નેત્રરોગ, મુત્રકૃચ્છ, અરૂચિ, વિષરોગ, કમળો, વાયુ, શુળ, અગ્નિમાંદ્ય કૃમિ રક્તરોગ, દમ, ઉદરસ, પાર્શ્વશુળ, જ્વર, ઉલટી મટે છે

૧ પેટમાં દુખે તો—અજવલાનો રસ આપવાથી મટે છે

૨ છોકરાંની ઉલટી—અજવલાનાં બી મધમાં વાટી આપવાથી મટે છે

૩ જ્વર ઉપર—અજવલાનાં પાનનો રસ ચોખાના ધોવણમાં આપવો

(અપૂર્ણ)

# ભાગ્યોદય.

પુસ્તક ૭ મુ ]  સપ્ટેમ્બર સને ૧૯૧૯  [ અંક ૭

## બ્રહ્મની ઉપાસના કરવા પ્રબોધ

સાચો થા બ્રહ્મનો ઉપાસી,—
 ઓ સંસૃતિ વાસિ ! સાચો૦
થઇશ ન તું દેહાધ્યાસી,
 કે વિષય વિલાસી, સાચો૦
ભગવા પહેરીને ભલે થઇશ ના સન્યાસી
સઘળુ ત્યાગીને ભલે થઇશ ના વનવાસી,
પણ અંતરથી તું નિરંતર રહી ઉદાસી,
 થા ભવ પ્રવાસી, સાચો૦
બ્રહ્મના દર્શનની વિણુ વૈરાગ્ય તો આશા શી ?
વિષય વિરાગ વિણુ કેમ થઇશ તત્ત્વાભ્યાસી !
અભ્યાસવિના કદિ બ્રહ્મ શકાય ન ભાસી
 જો ક્યાસી ક્યાસી, સાચો૦
બ્રહ્મનું દર્શન ટાળે સદ્ય જનિમૃતિ ફાસી,
સહજ સ્વાભાવે થાયે સિદ્ધિઓ સઉદાસી,
ઝટ બ્રહ્મનું દર્શન કરવા થા ઉલ્લાસી,
 જે છે સુખ રાશિ, સાચો૦

શ્રી. ઉ.

---

## હૃદયમા જઇ વિવિધ અનુભવ લેવા મનને ઉપદેશ.

( ગાન મધુરાં કરજે ગા, એ લય )

હૃદય સરે જઇ ન્હા, પ્રિય મનવા ! હૃદયસરે જઇ ન્હા,
એ સરવરના જલ અતિ મીઠા, તેમા રમબસ થા —
કમલ સુકોમલ ત્યા કંઇ ખીલ્યાં, જજે ગંધ ગ્રહેવા,—
ચિત્તાકર્ષક ગાન થતું ત્યા ધરતુ તન્મયતા,—
દૃઢ આલિંગન દેજે પ્રીતે, સુન્દર સ્વરૂપ છે ત્યા,—
વિષય ભોગિ ! તુજને ત્યા મળશે ભોગો ભોગવવા,—
ભોગ રહિત પરિણામે થઇશ જો, હૃદયે ધરીશ સ્થિરતા—
સચ્ચિદ્ઘન પ્રભુ ત્યા છે તે શું, એકરૂપ થઇ જા,—

શ્રી. ઉ.

---

# आधुनिक शिक्षणना केटलाक प्रश्नो.+

( લેખક—મણિલાલ નથુભાઈ દોશી બી એ )

અત્યારે કેળવણી ખાતામાં અનેક પ્રશ્નો ઉદ્ભવે છે, આપણે બાળક તરફ કેવી વૃત્તિ રાખવી જોઇએ, વડીલોની બાળકો તરફ શી ફરજો છે—તે ખાસ પ્રશ્નો સબંધી વિચાર કરવાને આપણે અત્રે મળ્યા નથી ખરેખર થીઓસોફીની શિક્ષણશાસ્ત્ર સબંધમાં એવી ભાવના છે કે દુનિયામાં જન્મનાર દરેક બાળકને તેની ખાસ શક્તિઓ ખીલવવામાં ઉપયોગી થાય અને તેની કોમ તથા દેશનો તે ભવિષ્યમાં ઉપયોગી શહેરી બની શકે તેવા પ્રકારનુ શિક્ષણ તેને મળવુ જોઇએ આ માટે કેળવણી સર્વત્ર ફેલાવવી જોઇએ, અને સઘળા શિક્ષણ શાસ્ત્રીઓનો પણ એવો અભિપ્રાય લાંબા વખતથી છે જો કે પ્રાથમિક કેળવણીમા હાલના સમયમા લખવા તથા વાંચવાનુ દાખલ કરવું જોઇએ, છતાં એક એવો મુદ્દો છે, કે જે તરફ તમારૂં ધ્યાન દોરવાનુ હુ આવશ્યક ધારૂં છુ જેમને હિંદુસ્થાનમાં 'અશિક્ષિત વર્ગ' કહેવામાં આવે છે, તેમના મોટા ભાગના સબંધમાં એક વિચિત્ર બીના છે અસલની મેટે શીખવવાની પદ્ધતિ પ્રમાણે સન્યાસીઓ એક ગામથી બીજે ગામ ફરતા ફરતા જતા હતા, ગામના મોટા વૃક્ષ નીચે વૃદ્ધો તેમજ યુવકો એકઠા થતા હતા, તેમને તે સન્યાસીઓ ઇતિહાસ અને પુરાણોની ભૂતકાળની વાર્તાઓ કહી સભળાવતા હતા હાલના હિસાબે આવી રીતે સસ્કાર પામેલાને આપણે 'શિક્ષિત' વર્ગમાં મૂકી શકીશુ નહિ, છતાં આવી પદ્ધતિથી લોકોને ધાર્મિક તથા માનસિક કેળવણી મળતી હતી હિંદુસ્થાનમા જુદે જુદે સ્થળે ફરતા કેટલેક સ્થળે તેવી કેળવણીનાં ઝાંખા સ્મરણો મને માલમ પડ્યાં છે એક સ્થળે તામીલ ભાષામા પરીક્ષકે અમુક તામીલ પડિતને કેટલીક કવિતા લખવાના સબધમા પ્રશ્ન પૂછ્યો હતો તે વિદ્યાર્થી તેનો જવાબ લખી શક્યો નહિ, અને ઘેર આવીને તેણે પોતાની 'અશિક્ષિત' કાકીને પોતાની અડચણ જણાવી તે કાકી તે કાવ્ય બોલી ગઇ, અને તે પ્રશ્નનો કેમ ઉત્તર આપવો તે પણ તે વિદ્યાર્થીને સમજાવ્યુ, હુ જણાવવાની હીંમત ધરૂં છુ કે તે 'અશિક્ષિત કાકી શિક્ષિત' ભત્રીજા કરતા વધારે ભણેલી હતી. હજુ પણ હિંદુસ્થાનમાં તેવી સ્થિતિ ઘણે ભાગે છે વસ્તી પત્રકના આંકડામાં આ બાબતની નોંધ લેવામા આવતી નથી તે છતાં આવા પ્રકારના શિક્ષણથી તે પ્રજા ઉંચી કક્ષામા મૂકાવા યોગ્ય જણાય છે,' અને ભુતકાળમા તો આવા પ્રકારનુ-શિક્ષણ પુરતું ગણવામાં આવતું હતું હાલની બદલાયેલી સ્થિતિમા તમારે વાચવા તથા લખવાનુ દાખલ કરવુ જોઇએ લોકો જે પ્રથમ કાનની મારફતે શીખતા હતા, તે હવે આંખ મારફતે લોકોએ શીખવાનુ છે, અને જુની પદ્ધતિનો નાશ થતા નવી પદ્ધતિ સ્થાપન કરવાની જરૂર છે આ બધું તો થતુ જાય છે, છતા કેટલાક એવા વિશાળ પ્રશ્નો છે કે જે સર્વ જમાનામાં એક સરખા ઉપયોગી છે

પ્રથમ બાળકનો વિચાર કરીએ. બાળક એટલે શુ? કેટલાક એમ માને છે કે બાળક એક નવુ જન્મેલું ચૈતન્ય છે, તે સ્થુલ આનુવંશિક [ hereditary ] નિયમો પ્રમાણે અમુક શરીરમા જન્મ્યુ છે, તેનુ મગજ કોરા પાના જેવુ છે અથવા તો પાનુ બાપદાદાના પાપોથી બગડી ગયેલુ છે, અને આ પાનાપર શિક્ષણ શાસ્ત્રીઓએ પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના વિચારો લખવાના છે આ વિચારને કર્મ અને પુનર્જન્મનો નિયમ ટેકો આપતો નથી ઉચ્ચ દૃષ્ટિબિન્દુથી જોવાથી બાળક ઉપર પ્રમાણેનુ નથી બાળક એ જીવની આધ્યાત્મિક શક્તિ છે ભુતકાળમાં કરેલા વિકાસની સ્થિતિને લીધે યોગ્ય શરીરમા તે દાખલ થયુ છે, અને તે શરીરમા રહીને વર્તમાનકાળમાં પોતાનો વિકાસ આગળ વધારવાનુ છે તેણે ભુતકાળમાં બાંધેલી શક્તિઓને તે સાથે લાવે છે. તેણે પોતાના સ્વભાવમા ગુંથેલી શક્તિઓ તેની સાથેજ હોય છે, અને તેને બહાર લાવવાની જરૂર છે તે એક જીવ છે, અને કેટલાક વાર તો તેના

+ મીસિસ એનીબેસન્ટના એક લેખને આધારે.

શિક્ષકના શરીરમાં રહેના જીવ કરતાં પણ વધારે અનુભવી હોય છે મિઓમેશેરીના દષ્ટિબિન્દુથી બાળક તરફ નજર કરીએ તો બાળકના નિર્બળ શરીરમાં ઘણીવાર આપણે વધારે આગળ વધેલા જીવને જોઇ શકીએ છીએ આપણું કામ બાળકને લાખી દેવાનુ નથી પણ તેના સ્વભાવનો અભ્યાસ કરવાનું, તેને સમજવાનુ, અને તેને આગળ વધવામાં, અને તેને સ્વજ્ઞાન પ્રાપ્ત કરવામા મદદ કરવાનુ છે બાળકની કેળવણીમાં વિકાસની અમુક પદ્ધતિઓનો બોજો તેને શિર નાખવા કરતાં તેની શકિતઓ પ્રકટ કરવામાં અનુકૂળ થઇ પડે તેવી પરિસ્થિતિ પુરી પાડવાનુ કામ મોટે ભાગે થવુ જોઇએ અને જ્યાં સુધી એમ ન સમજવામા આવે કે બાળક અમુક શકિતઓવાળો અમર આત્મા છે, તે અમુક ચીલામાં ચાલનારો નહિ પણ પોતાનો સ્વતંત્ર વિકાસ કરનારો છે, અને શિક્ષકનુ કામ તે બાળકની શકિતઓને બદલવાનુ નહિ પણ તેનોવિકાસ કરવાનુ છે, ત્યાંસુધી બધી કેળવણીની પદ્ધતિ ખોટે રસ્તે જાય છે, કારણ કે તેનુ મંડાણ શુભભરેલ વિચારપર થયુ છે, સ્વાભાવિક રીતે કોઇ બાળકના સબધમાં તેવા દબાણુની જરૂર પડે તો તેનુ કારણુ તેની શરૂઆતની કેળવણીમા દોષ હોવો જોઇએ કે જ્યારે તે બાળક તેના વડીલોના હાથમાં નિર્બળ નિરાધાર પ્રાણી હતું જો કોઈ છોકરા અથવા છોકરીને મોઢે ચઢાવવામાં આવી હોય તો તેમને સીધે માર્ગે લાવવામાં તમને અડચણ પડશે, એ હું કબુલ કરૂ છુ પણ તેવી સ્થિતિમાં પણ ભય કરતા પ્રેમદ્વારા તમારે તેમને સીધે માર્ગે લાવવાં જોઇએ. હાલની પદ્ધતિનુ મોટામા મોટું દૂષણુ એ છે કે બાળક ઉપર પ્રેમથી રાજ્ય ચલાવવુ જોઇએ ત્યાં ત્રાસથી રાજ્ય ચલાવવામા આવે છે તેને શિક્ષણુ તરફ રૂચિ ઉત્પન્ન કરાવી શીખવવાને બદલે શિક્ષાના ભયથી શીખવવાનુ ચાલે છે જો તમે યોગ્ય રીતે શીખવો તો તે શીખવા ને જાણવાને તૈયારજ હોય છે શું તમને ખબર નથી કે બાળક પોતાની બાલ્યાવસ્થાનો મોટો ભાગ પોતાની આસપાસની દુનિયાના સબધમાં પ્રશ્નો પુછવામા પસાર કરે છે ? તેનામાં જાણવાની ઇચ્છા નથી, એ વાતજ ખોટી છે. ખરી વાત તો એ છે કે તે એટલા બધા પ્રશ્નો પૂછે છે કે દિલમોજી વગરના વડીલો તેથી કંટાળી જાય છે, અને તેમની ધીરજની કસોટી થાય છે" આ તેમની જાણવાની ઇચ્છા–જીજ્ઞાસાને તૃપ્ત કરો, અને જે રસ્તે તે જ્ઞાન તેને ગળે ઉતરે તેવા જ્ઞાન આપવાના રસ્તાઓ શોધી કાઢો. જો બાળક નિશાળે ન જાય, અથવા પાઠથી ડરે તો તે બાળકને ઠપકો આપવાને બદલે તેના શિક્ષકને ઠપકો આપજો. તેનો શિક્ષક રસિક રીતે જ્ઞાન આપવાનુ જાણતો નથી, અને તેટલામાટે બાળકની બુદ્ધિ અને રસ જાગ્રત કરીને તે બાળકને સીધે માર્ગે દોરવાને સમર્થ નથી તે બાળકના આત્માને તે વિષયમા રસ પડવો જોઇએ એટલે તે તેના નવા શરીરમાં પોતાનુ તેજ નીચે ઉતારશે. પ્રેમથી અને રસ ઉત્પન્ન કરનારા વિષયોથી તે આત્માને બહારની વસ્તુઓમાં રસ લેતો બનાવવો જોઇએ, અને શિક્ષાથી તો તે પોતાના પ્રદેશમાં ભરાઈ જઇ બેસશે

આપણે આ બાબતનો એક દાખલો લઇએ કર્નલ ઑલ્કોટ સાહેબે સ્થાપેલી અડયારમાં અત્યજ વર્ગના વિદ્યાર્થીઓ માટેની કેટલીક નીશાળો છે કેટલા જમાનાથી જેમને કચરી નાખવામા આવ્યા છે, એવા લોકોના બાળકોનો આ પ્રશ્ન છે જનસમાજની છેક હલકી પાયરીના લોકોના બાળકો માટે એક નીશાળ જુદી રાખવામા આવી છે તે લોકો ભગીનુ કામ કરે છે તેઓની જીંદગી તદ્દન અસ્વચ્છ અને બહુજ દયાજનક છે જ્યારે આ વર્ગના લોકોના બાળકો માટે નીશાળ પ્રથમ ઉઘાડવામાં આવી ત્યારે બાળકો નીશાળે આવ્યા, અને તેમની પછવાડે તેમના માબાપ હાથમા લાકડીઓ, અથવા જે કાંઇ મળ્યુ તે લઇને આવ્યા હતા તેઓ તે બાળકોની પછવાડે આવ્યા તેથી તેમના શિક્ષકે આશ્ચર્ય પામી પ્રશ્ન પૂછ્યો, " તમે અહીં કેમ આવ્યા છો ?" તેના જવાબમાં તેઓએ કહ્યું કે " અમે આ બાળકોને નીશાળમાં હાંકી લાવવા આવ્યા છીએ કારણ કે તેઓ જરૂર ભાગી જશે " તે શિક્ષકે કહ્યુ મહેરબાની કરી તમે ઘેર જાઓ, અને બાળક અમને સોંપતા જાઓ ખરી વાત છે કે થોડા દિવસના શિક્ષણ પછી બાળકો પોતાની મેળે

નીશાળે દોડતા આવતા હતા, અને તેઓના ઘરના કરતાં આ નિશાળ તેમને વધારે સુખકર જગ્યા લાગતી હતી.

સામાન્ય વિદ્યાર્થીઓને સમજવાની અને જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય છે. તમારે તે ઇચ્છાને દોરવી જોઇએ, ત્યાંજ વડિલનુ કામ છે

દુનિયાની વસ્તુઓના અનુભવથી તે વડિલ બાલકના બીજ કેળવાયલા અને અનુભવમાં નહિ આવેલા શરીરને મદદ કરવામાં સમર્થ બને છે અડચણ બાળકના જીવાત્માના સબધમા નહિ પણ તેના શરીરના સબધમાં છે કેટલીકવારતો તે બાળકનું મગજ કેળવવાની એવી જરૂર પડે છે કે જેથી તે જીવ પોતાની મીલકતનો કબજો લે, તે વાપરે, અને મળેલા પ્રસગોનો લાભ લે કેટલીક વાર તે જીવ બેદરકાર રહે છે, અને દુનિયાના અવાજને સાભળતો નથી તે વખતે તમારે સ્મરણમા રાખવુ જોઇએ કે મગજના કામમા તેના જીવને તમે જેટલા પ્રમાણમાં રસ લેતો કરી શકો તેટલા પ્રમાણમા શિક્ષણમા તમારા વિજયનો આધાર છે

તમે તેને જોરથી નીચે ઉતારી શકો નહિ, પણ તમે રસ ઉત્પન્ન કરીને જીવાત્માને નીચે આણી શકો જો તમે તમારૂં શિક્ષણ રસિક બનાવી શકો તો તમે તે બાળકના જીવનું ધ્યાન ખેચી શકો, અને તે બાળકનો વિકાસ ચોકસ રીતે કરી શકો

પણ આટલેથી બસ નથી જો સૂક્ષ્મદૃષ્ટિથી તે બાળક પોતાની સાથે જે સૂક્ષ્મ શરીરો લાવે છે તેની તપાસ લેવામાં આવે તો તમને જણાશે કે તે શરીરોમાં સર્વ કાંઇ બીજ અવસ્થામાં છે, બાળક સામાન્ય રીતે પોતાની સાથે આ જગતમાં વધારે ખીલેલી અને વધારે વિકાસ પામેલી શક્તિઓ લાવતો નથી, તે પોતાની સાથે તે શક્તિઓના મૂળ લેતો આવે છે, જેને તે આ જન્મમા ખીલવવા માગે છે કેટલીક માનસિક શક્તિઓનાં બીજ હોય છે, અને કેટલાક લાગણીઓનાં બીજ હોય છે કેટલીક લાગણીઓ સુખકારક નીવડે છે, ત્યારે બીજી કેટલીક લાગણીઓ દુખજનક થાય છે તમે તેને સદ્ગુણ તથા દુર્ગુણનાં બીજ કહી શકો. આ સદ્ગુણ તેમજ દુર્ગુણ એ પણ પ્રેમ અને દ્વેષની મોટી લાગણીઓના અતર્ગત સ્થાયી લાગણીઓ છે

આ બધા બીજોનો વિકાસ થવો જોઇએ છે. બચપણના શરૂઆતના દિવસથી તેમને વૃદ્ધિ થનીજ આવે છે જો બાળકને સારા વાતાવરણમા રાખવામાં આવે, જો તેની પાસે આવનારા બધા માણસો વિચારમાં પવિત્ર અને લાગણીમા પ્રેમાળ હોય, તો તે બધાની અસર શુભ બીજો પર થવા લાગશે અને તે બીજ બાલક જાણે પણ નહિ તેવી રીતે પ્રકટી નીકળશે આ રીતે આવા સારા વાતાવરણમાં સદ્ગુણના બીજોને પુષ્ટિ મળશે અને દુર્ગુણનાં બીજો કરમાઈ જશે આવા વાતાવરણમાં દુર્ગુણનાં બીજોને વધવાની તક મળતી નથી હવે બાળકને શરૂઆતની કેળવણી મોટે ભાગે, અને શરૂઆતમે તો સર્વથા, ચોપડીઓ કે શબ્દોપર બીલકુલ આધાર રાખતી નથી, પણ જેવી રીતે જમીનમાં દાટેલા બીજ પર સૂર્ય પ્રકાશે છે અને વરસાદ વરસે છે, તેમ તેના વડીલોના વિચારો અને લાગણીઓની છુપી અસર તેના સૂક્ષ્મશરીરો પર ચાલુ થવાજ કરે છે અરે! ત્યાંજ તમારી જોખમદારી છે તમે કહો છો કે બાળક ઉદ્ધત છે હું પુછુઉ કે શુ તમે ચીડીઆ અથવા અધીરા બન્યા છો? શુ તમે ચિતાતુર અથવા ઉદ્વેગી થયા છો? જો આમ થયું હોયતો તમે તમારામાથી એવો પ્રવાહ વ્હેવરાવ્યો છે કે જેથી તેનામાં રહેલા ક્રોધ અને અશુભના બીજને પુષ્ટિ મળી છે સામાન્ય માતપિતા આવી બાબતોનો વિચાર કરતા નથી બાળકની નજીવી જેવી લાગતી ખામી તે તેની આસપાસ રહેનારા વડીલોના મોટા દોષોના પ્રતિબિંબરૂપ છે અને તેજ વડીલો પોતે દાખલ કરેલી ખામી વાસ્તે તે બાળકને મારવાને તૈયાર થાય છે! અપૂર્ણ.

# सद्विचार लहरिओ.

( લે· શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન )

( અનુસંધાન ગતાંકથી. ]

વાંદરાના ચાંદાની પેઠે, મનુષ્યમાં જે કંઈ દુર્બળ હોય તેને ઉઘાડું પાડીને ફેદ ફેદ કરવાની કશી જરૂર નથી મનુષ્ય પ્રકૃતિમાં વા માનવ સ્વભાવમાં જે કંઇ દુર્બલ હોય તેના પ્રતિ લક્ષ આપીને તેને જ જો જો કરવાની અગત્ય નથી, પરંતુ તેનાપ્રતિ ઉપેક્ષા જ કર્તવ્ય છે અને જે કંઈ બલવાન્ છે તેને જ ઉત્તેજિત કરવુ ઘટે છે મનુષ્યમાં જે કાંઈ સબલ અથવા ઉત્કૃષ્ટ હોય તેનુ તે મનુષ્યને વારવાર સ્મરણ આપ્યા કરવાથી તે વધારે સબલ અને વધારે ઉત્કૃષ્ટ થતું જાય છે

× × ×

કોઇના પણ દોષોનું આપણા મનથી ચિંતન કરવુ કે કોઈના મુખ આગળ કથન કરવુ એ આ પણા મનની દુર્બલતાવિના બીજું કશુ જ નથી અને એ ક્રિયા જેમ જેમ અધિક કરવામાં આવે છે તેમ તેમ મન પણ અધિક દુર્બલ પડતુ જાય છે અને એ પ્રકારે થતી મનની દુર્બલતા બીજા અનેક કાર્યોમાં મોટા વિઘ્નરૂપ થઇ પડે છે મનુષ્યનો કોઇ પણ કાર્યમા પરાજય થવામા પોણોસો ટકા કારણ તેના મનની દુર્બલતા છે એ દુર્બલતા જો ટળી જાય છે તો મનુષ્યને પૂર્વે જે કાર્ય કઠિન જણાતું, ને પછી સુગમ થઇ રહે છે તેથી વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ મનની દુર્બલતાને ટાળવાની પ્રથમ અગત્ય છે અને એ દુર્બલતા દોષ જોવાનો સ્વભાવ જ્યા ટળે છે કે તેની જ સાથે ટળી જાય છે

* * *

કોઇ પણ પ્રકારના નિશ્ચયને જ્યારે તમે દર્શાવતા હો કે તમારામા ધારણ કરતા હો ત્યારે તમારા લક્ષને આંતરમનમાં એકાગ્ર કરજો. આપણા આંતરમનને જે કંઇ કરવાનું આપણે કહીએ છીએ તેટલું જ આપણે કરી શકીએ છીએ. આંતરમન એ એક બલવાન્ પ્રવર્તક સત્તા છે અને તેથી તે જે કંઈ પ્રવર્તાવે છે, તે અવશ્ય થાય છે કોઇ પણ નિશ્ચયને માત્ર મુખથી કહ્યા કરવો નહિ પણ આંતર મનમાં તેની દૃઢ છાપ પાડવી જેમ જેમ તેમાં અધિક પ્રબલપણે સસ્કાર પડે છે તેમ તેમ તે પોતાના પ્રવર્તક સામર્થ્યને પ્રકટાવે છે

* *

આપણે જે કંઈ જોઇએ છીએ તે આપણને આ જીવનમા પ્રાપ્ત થઇ શકે એમ છે એમાં માત્ર રહસ્યરૂપ વસ્તુ એ જ છે કે આપણા જીવનને આપણા પોતાના જ હાથમાં લેવું અને આપણા પોતાનામાં જેટલા સામર્થ્યો છે, અને આપણા અસ્તિત્વનું જેટલું બલ છે તે સમગ્રને આપણી દૃષ્ટિમા જે લક્ષ્ય આપણે સ્થાપ્યો છે તેના પ્રતિ વાળવું લક્ષ્યરૂપ વસ્તુમાં આપણું સઘળુ બળ એકત્ર થતાં તે લક્ષ્ય પ્રત્યક્ષરૂપે રચાય છે મનુષ્યો લક્ષ્ય રચે છે, પણ તેમા પોતાના બળને એકાગ્ર કરતા નથી, અને તેથી એ લક્ષ્યને પ્રત્યક્ષ થવાનુ અથવા સ્થૂળરૂપે થવાનુ કારણ મળતું નથી

* * * *

સર્વનું રૂપાંતર થયાં કરે છે, પ્રત્યેકનું રૂપાંતર થવુ જ જોઇએ રૂપાંતર થયાવિના કોઇ પણ વસ્તુનું જીવન ટકતું નથી કેમકે જીવવુ એ જ રૂપાંતર થવુ છે, અને રૂપાંતર થવુ એજ જીવન છે રૂપાંતર થતું હોય તેને અટકાવવુ અથવા રૂપાંતર પામવાની ચાલતી ક્રિયાના સામા થવુ એ જીવનને અલ્પ કરવા સરખુ છે, રૂપાંતરની ક્રિયાને અધિક જાગ્રત્ કરવી એ જીવનનો અધિક ઉપભોગ કરવા સરખુ છે બુદ્ધિમાનનુ કર્તવ્યમાત્ર એટલુ જ છે કે કોઈ પણ વસ્તુને જ પછી તે ધન હો શરીર હો, મન હો કે ગમે તે હો, પણ તેનું અધિક ઉચ્ચ પ્રકારમાં રૂપાંતર કર્યા કરવુ અને જેમ જેમ એ પ્રકારે અધિક અને અધિક

નિશ્ચયને માત્ર બાહ્ય મન ઉપર જ વાળે છે, અને તેથી આંતર મનને તેની પૂર્વની જૂની ઇચ્છાઓ અને તેના પૂર્વનું જૂના પ્રકારના વલણુ પ્રમાણે જ વર્તવા દે છે આ પ્રમાણે બાહ્ય મન જ્યારે જૂદા વ્યાપારમાં જોડાય છે, ત્યારે આંતર મન તેના પૂર્વના જુના જ વ્યાપારમા જોડાયતુ રહે છે, અને તેથી તે બે શક્તિઓ વિરુદ્ધ કાર્ય કર્યે જાય છે બાહ્ય મનમાં વિરુદ્ધ પ્રકારની ઇચ્છાઓ રચાવા છતા પણ આંતર મનની ઇચ્છાઓ તેમના પૂર્વના બાંધેલા ધોરણે જ પ્રવર્ત્યા કરતી રહે છે જાથી ઉભયના સહકારી બળથી જે કઇ કાર્ય થઇ શકે એમ હોય છે, તે પછી નથી થતું, અને મનુષ્યનું બળ વહેંચાઈ જાય છે તથા પરિણામે આંતર મનની ઇચ્છાનુસાર જ ફળ પ્રકટે છે કેમકે તે બળવાન હોય છે. તેથી કઇ પણ કાર્ય કરવામાં કેવલ બાહ્ય તથા આંતર એ ઉભય મન અથવા મનના સમગ્ર અશનો આધાર લેવાની અગત્ય છે

× × ×

સ્થૂલ અથવા બાહ્ય મન પોતાના લક્ષ Attautionને પોતાની સમગ્ર વ્યક્તિપ્રતિ વાળીને તેની ઇચ્છા અથવા ક્રિયાને ફેરવી શકે એમ નથી, અર્થાત્ આપણું બાહ્ય મન આપણી ઇચ્છાઓ તથા ક્રિયાઓ ઉપર સ્વામિત્વ સ્થાપીને તેમા ધારે તેવો ફેરફાર ઉપજાવી શકતું નથી આપણા ઉપર સ્વામિત્વ સ્થાપનાર અથવા મનુષ્યને નિયમન કરનાર તો તેનું અતર મન જ છે તેથી એ સ્પષ્ટ જ છે કે મનુષ્યનુ સ્થૂલ મન જે કઇ કરવાનો નિશ્ચય કરે છે, તે નિશ્ચયને જો આંતર મનમા એકાગ્ર કરવામા અથવા સ્થાપવામા આવે છે તો એ સ્થૂલ મનની જે ઇચ્છાઓ અથવા નિશ્ચય હોય છે, તે પ્રમાણે જ થાય છે તેથી જેમણે કઇ પણ ધારેલુ કાર્ય કરવુ છે, તેમણે માત્ર કાર્ય તેમના બાહ્ય મનને સોંપીને જ બેસી રહેવાનું નથી પણ તે કાર્યના સ્વરુપને અને તેના નિશ્ચયને આંતર મનમાં દૃઢપણે સ્થાપવાની અગત્ય છે, અને એ બને જ્યારે મળે છે ત્યારે મનુષ્યના મનનો મોટો અશ મળ્યો એમ કહી શકાય છે

* * *

જે કઇ તમારે જોઇતું હોય તે મેળવવામાં તમે નિષ્ફળ થાઓ તો તે સમયે ખેદનો સ્વીકાર કરશો નહિ, કોઇ પણ પ્રસગે અસંતોષનો ઉદ્ગાર દર્શાવશો નહિ કેમકે પ્રત્યેક પ્રસંગે અને ગમે તેવા સજોગોમાં પણ તમારાથી બને તેટલા સર્વોત્તમ થવાનું નિરતર જારી રાખવાથી તમે કઇ પણ ઉત્તમ અથવા વધારે સારાને અવશ્ય પ્રાપ્ત થાઓ છો ખેદ પામવો અથવા નિરાશ થઇ જવું એ કોઇ પણ વસ્તુ ઉપરના તમારા કાબુને ખોઇ બેસનામરખુ છે, અને એ કાબુને પુન મેળવવાને માટે ઘણો સમય અને સવિશેષ યત્ન કરવાનો રહે છે પરતુ પૂર્ણ પ્રમાણે દૃઢ નિશ્ચય અને શ્રદ્ધાને અખડ કાયમ રાખવાથી પ્રથમ કરતાં પણ વધારે કાબુ આવે છે અને પછી સરળ પ્રકારની અનુકૂલતા થવામાં માત્ર થોડા સમયની જ અપેક્ષા રહે છે

* * *

કોઇએ પણ નિરાશ થઇ અધૈર્યને પ્રાપ્ત થવાની કે અસંતોષ અથવા ઉદ્વેગ પામવાની અગત્ય નથી નિરાશાવાળુ મન દુર્બળ ગણાય છે, અને તેથી તેનાપ્રતિ જે કાંઇ વિઘ્ન કે પ્રતિકુલતા આવે છે, તેના સમુખ થઇ શકવાનુ તેનામાં બલ હોતું નથી જે મન ધૈર્યને, પ્રસન્નતાને તથા શ્રદ્ધાને પોતાનામાં ધારણ કરી રાખે છે, તે પ્રત્યેક વિઘ્નને ટાળીને ગમે તેવા વિકટ પ્રસગમાંથી પણ નિર્ભયપણે પાર ઉતરી જાય છે કેમકે તેવુ મન જ અખડ બળવાન રહી શકે છે—તેવા મનમાં જ અતપર્યંત બળ ટકી રહે છે નિષ્ફલતાનું મુખ્ય કારણ કોઇકટીના પ્રસગમાં મનનો નિરાશ થઇ જવાનો જે સ્વભાવ છે તે જ છે તેમ થવાથી એ દુર્બલ અને અવ્યવસ્થા વાળુ મન બધુ તો ગભરાઇ અને મુઝાઈ જાય છે કે તે પોતાની તુલના શક્તિ, ન્યાયશક્તિ તથા સામર્થ્યને અત્યત પ્રમાણુમાં ગુમાવી બેસે છે અને જ્યારે આપણને વિકટ પ્રસગો પ્રાપ્ત થાય છે ત્યારે આપણને સર્વોત્તમ સામર્થ્યની અગત્ય પડે છે, તેથી તેવા પ્રસગોએ આપણા મનને લેશ પણ દુર્બલ, નિરાશ કે અવનત થવા દેવુ નહિ અને તે અભ્યાસથી થઇ શકે છે અમુક પ્રકારના ચિતનથી મન જેમ દુર્બલ, નિરાશ અને દબાઇ ગયા જેવુ થાય છે, તેમ અમુક પ્રકારના વિચારથી, ચિતનથી હોત નથી, ભાવનાથી તથા નિશ્ચયથી તે મન બળવાન અને ગમે તેવા વિકટ પ્રસગમાં પણ સમુખ અથવા બલવાળુ રહે છે વિચાર અને તેના વિવિધ સ્વરુપો મનના આહારની વિવિધ વાનીઓ છે, અને તેથી તેને પુષ્ટ કરવાને તે આહાર જ ગ્રહણ કરવો જોઇએ

---

૧ શ્રી સદુપદેશશ્રેણી ૨૮ માંથી.

# મુગ્ધા મીનાક્ષી

અથવા

## પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !

( લે શ્રીયુત નારાયણજી વિશનજી ઠક્કુર. )

[ અનુસંધાન ગતાંકથી ]

"બહેન, તમારૂં નામ શું છે અને તમારી જાતિ શી છે વારૂ?" મેં એક વિશિષ્ટ ઉદ્દેશથી તે વૃદ્ધાને પૂછયું.

હું એક મેરાણી છું અને મારૂં નામ વાલી છે" વૃદ્ધાએ ઉત્તર આપ્યું

"ત્યારે શું, વાલી બહેન, મારા માટે ભોજન તમો પોતે જ રાંધીને તૈયાર કરવાનાં છો? જો એમ જ હોય તો મારાથી તે ભોજનનો સ્વીકાર કરી શકાય તેમ નથી, કારણ કે, હું બ્રાહ્મણી છું અને એ તો કદાચિત્ તમો પણ જાણતાંજ હશો" મેં પ્રત્યવાય દર્શાવ્યો

"તું બ્રાહ્મણી છે એ હું સારી રીતે જાણું છું અને તેટલા માટે તારા ભોજનની વ્યવસ્થા તારા કરતાં પણ ઉચ્ચ નાગર જાતિની આ બ્રાહ્મણી જયન્તી જ કરવાની છે તારે જે કાંઇ પણ કહેવું હોય તે આને જ કહેજે એટલે તને જે વસ્તુ જોઇશે તે આ જયન્તી લાવી આપશે" આ પ્રમાણે મને સમાધાનકારક ઉત્તર આપીને વૃદ્ધા વાલીએ જયન્તીને સમ્બોધીને કહ્યું કે "જયન્તી, તને સૂચના આપવામાં આવી છે તદનુસાર મીનાક્ષીને ખાનપાન આદિની સર્વ યોગ્ય વ્યવસ્થા કરી આપજે અને તે સાથે એનાપર પૂરતી દેખરેખ રાખતી રહેજે કે જેથી એ અહીંથી અદ્રશ્ય થઈ જવાનો પ્રયત્ન ન કરે અને એના અપરાધની શિક્ષા તારે ન ભોગવવી પડે મીનાક્ષી શુદ્ધિમાં આવ્યાના સમાચાર પહોંચાડવા માટે હું અત્યારે મારા અન્નદાતા પાસે જવાને પ્રયાણ કરવાની છું ત્યાંથી આવતી કાલે પ્રભાતમાં પાછી ફરીશ એટલે ત્યાંસુધી મીનાક્ષીને સમ્ભાળવાનો ભાર તારા શિરપર રહેનો છે, એ તારે સારી રીતે ધ્યાનમાં રાખી લેવાનું છે"

"એ વિશેની હવે તમો લેશ માત્ર પણ ચિન્તા રાખશો નહિ આ સુરક્ષિત સ્થાનમાંથી પ્રહરીઓની દૃષ્ટિને ભ્રાન્ત કરીને મીનાક્ષી અદશ્ય થઇ જાય એ સર્વથા અશક્ય ઘટના છે એટલે હૃદયમાં ભયને સ્થાન આપવાનું કાંઈ પણ પ્રયોજન નથી" જયન્તીએ પોતાના વીણાવિનિન્દિત સ્વરથી અને ગમ્ભીર મુખમુદ્રાથી વાલીને આશ્વાસક ઉત્તર આપ્યું

"તને બીજી સૂચના મારે એ આપવાની છે કે મીનાક્ષી સાથે અત્યન્ત આવશ્યકીય હોય તેટલા વાર્તાલાપ વિના વિશેષ કોઇ પણ પ્રકારનો વાર્તાલાપ કરીશ નહિ અને આ સ્થાનના ભેદનો અંશ માત્ર પણ એને ભાસ થવા દઇશ નહિ, નહિ તો તારા અને મારા ઉભયના પ્રાણ આપત્તિમાં આવી પડશે અને કદાચિત્ આપણને મૃત્યુદંડ ભોગવવો પડશે આ સ્થાનની ભયાનકતાનો સમ્પૂર્ણ અનુભવ હોવાથી વિશેષ ઉપદેશ આપવાની આવશ્યકતા નથી" વાલીએ જયન્તીને એક બીજી સૂચના આપતા સાથે ભયનો પણ ભાસ કરાવી દીધો

"સર્વ કાંઇ તમારી આજ્ઞા અને ઇચ્છા પ્રમાણે જ થશે" જયન્તીએ સંક્ષેપમાં જ પતાવી દીધું

જયન્તીનું સંતોષકારક ઉત્તર સાંભળીને વાલી ત્યાંથી વિદાય થવાને ઉઠી અને જયન્તી પણ તેની સાથે ત્યાં આવી ગઈ ઓરડામાંથી બહાર નીકળીને જયન્તીએ ઓરડાના દરવાજાને બહારથી સાંકળ ચઢાવી દીધેલી હોવાથી અને બારીઓમાં લોઢાના મજબુત સળિયા જડેલા

હોવાથી મારામાટે પલાયનનો કોઇ માર્ગ હતો જ નહિ અને તેથી નિરુપાય થઇને હું ઢોલિયા પરથી ઉઠીને કોચ પર બેઠી મારા મનમાં એ વેળાયે જે વિચારોનો આવિર્ભાવ થયો તેવિચારો આ પ્રમાણે હતા —

"ભાગ્યની કેવી વિલક્ષણતા અને ઇશ્વરની ઇચ્છાનો કેવો અદ્‌ભુત પ્રભાવ! ક્યાં મારા પિતાની આવી આપત્તિની વેળામાં ગૃહ તથા ગ્રામને ત્યાગીને કોઇ સારા નગરમાં જવાની અભિલાષા અને ક્યાં અચાનક મારા હરણની ઘટના! ખરેખર, 'આદર્યા અધવચે રહે ને ઇશ કરે તે થાય' એમ જે કહેવામાં આવે છે, તે અક્ષરશ: સત્ય છે જ્યારે મારાં માતાપિતા તથા ભાઇબેનોએ મારા અચાનક અદૃશ્ય થવાની વાર્તા જાણી હશે, ત્યારે તેમના અંત:કરણમાં કેવી અને કેટલી ચિન્તાનો ઉદ્‌ભવ થયો હશે અને મને શોધવાના પ્રયત્નો કરવા છતાં જ્યારે તેમને મારો પત્તો નહિ મળ્યો હોય ત્યારે તેમના હૃદયમાં કેવો એને કેટલો અસહ્ય આઘાત થયો હશે, એની અત્યારે મારાથી યથાર્થ કલ્પના માત્ર પણ કરી શકાય તેમ નથી હાય, મારા દુર્ભાગ્યની કેવી અને કેટલી પરિસીમા! પરમાત્માએ સ્ત્રીનો અવતાર આપ્યો પરંતુ વિધાતાએ ભાગ્યમાં સુખનો લેખ ન લખેલો હોવાથી પરણ્યા પછી તરત જ પતિનો પરલોકવાસ થવાથી બાલ્યાવસ્થામાં જ રંડાપો મળ્યો અને હું 'વિધવા' ના અભદ્ર નામની અધિકારિણી થઇ પરમેશ્વરે આપેલી પરિસ્થિતિમાં પણ પરમ સંતોષ માની માતાપિતાની છાયામાં રહી અખંડ બ્રહ્મચર્યને પાળી પવિત્રતાપૂર્વક જીવનને વીતાડવાનો નિશ્ચય કર્યો, તો મારો અચાનક આવી રીતે અપહાર થયો અને મારાં દુર્ભાગ્યે મને મારા માતા પિતા ભાઇબેનોથી પણ વિખૂટી પાડી દીધી! હવે આ સ્થાનમાં મારી બીજી શી અને કેવી દુર્દશા થવાની છે, તે તો પરમાત્માજ જાણે છે વાલીએ મને કહ્યું કે 'ગઇ કાલે પ્રભાતમાં આ સ્થાનમાં તારું આગમન થયું હતું એટલે અત્યારે અહીં તારા આવ્યાને ચોવીસ કલાક જેટલો સમય થઇ ચૂક્યો છે' અને એથી એટલી કલ્પના કરી શકાય છે કે પરમ દિવસે ગતે મારા હરણની ઘટના બની હતી અને ગઇ કાલે પ્રભાતમાં મને આ સ્થાનમાં લાવીને રાખવામાં આવી હતી એટલે આ સ્થાન અમારા ગ્રામથી દશ કે બાર ગાઉ કરતાં વધારે અંતર પર તો ન જ હોવું જોઇએ. છતાં પણ આ સ્થાન ક્યાં છે, આ સ્થાનનું નામ શું છે અને આ ગ્રામ છે કે વન છે, એની આ કારાગૃહમાં બેસીને કશી પણ કલ્પના કરી શકાય તેમ નથી વળી જે લોકો મને અહીં ઉપાડી લાવ્યા છે તેમનો મને અહીં ઉપાડી લાવવામાં શો ઉદ્દેશ સમાયેલો હશે, એનું પણ કાંઈ અનુમાન કરી શકાતું નથી, કારણ કે, જો તેઓ મારા શરીરપરના અલંકારોને ઉતારી લેવાના ઉદ્દેશથી ઉપાડી લાવ્યા હોય, તો એક તો મારા શરીરપર વિશેષ અલંકારો છે જ નહિ અને જે બે ચાર સાધારણ ઘરેણાં છે તે તો અદ્યાપિ મારા શરીરપર જ છે એટલામાટે કેવળ ઘરેણાંની લાલસાથી તેમણે મારું હરણ કર્યું નથી એ નિશ્ચિત જણાઇ આવે છે અને ઘરેણાં ઉતારીને રસ્તામાં જ ક્યાંક મને રખડતી મૂકી દેવાને બદલે તેઓ મને આ સ્થાનમાં લાવ્યા છે અને સર્વ પ્રકારે મારી સંભાળ રાખવાનો તેમણે ઉત્તમ પ્રબંધ કરેલો છે, એથી એ અનુમાનને વિશેષ પુષ્ટિ મળે છે કે તેઓ મને કોઇ બીજા જ ઉદ્દેશથી અહીં ઉપાડી લાવ્યા છે ત્યારે તેમનો તે બીજો ઉદ્દેશ શો હશે વારુ? તેમનામાંનો એક પુરુષ અન્ય મનુષ્યોનો સ્વામી અથવા નેતા હોવો જોઇએ, એમ વાલીએ પોતાના ભાષણમાં એક જ પુરુષના કરેલા ઉલ્લેખથી જાણી શકાય છે અને તે પુરુષ કદાચિત્ મારા યૌવન તથા સૌન્દર્યમાં મુગ્ધ થઇને પોતાની અભદ્ર વિકારલાલસાની તૃપ્તિમાટે અને મારા બ્રહ્મચર્યના ખંડન માટે જ કદાચિત્ મને અહીં ઉપાડી લાવ્યો હોય, તો? એવી શંકાનો અંત:કરણમાં સ્વાભાવિક જ ઉદ્‌ભવ થાય છે. જો તે પિશાચાત્મા આ ઉદ્દેશથી જ મને અહીં લાવ્યો હશે, તો તેના આ ઉદ્દેશની પૂર્તિ કદાપિ થવાની નથી, કારણ કે, હું કદાચિત્ એવો જ પ્રસંગ આવશે, તો આત્મઘાતનું અવલંબન કરીશ, પરંતુ જીવન કિંવા અન્ય સુખોની તૃષ્ણાના પ્રવાહમાં તણાઇને મારા બ્રહ્મચર્યનું ખંડન તો નહિ થવા દઉં તે નહિ જ થવા દઉં! જો મારો નિશ્ચય દૃઢ હશે, તો પર

માત્મા અવશ્ય મારો સહાયક થશે અને મારા શીલની રક્ષામાટે ગમે ત્યાંથી દોડી આવશે!!"

હુ આ પ્રમાણેના વિચારમા તલ્લીન થયેલી હતી એટલામાં અચાનક ઓરડાનો દરવાજો ઊઘડ્યો અને જયન્તીએ ઓરડામા પ્રવેશ કર્યો. થોડીવારનેમાટે જયન્તીનું મને વિસ્મરણ થઇ ગયુ હતું, પરતુ તેને પાછી આવેલી જોતાં મારા અત:કરણમાં એક પ્રકારની આશાનો ઉદય થયો અને તેથી મે તેને સબોધીને કહ્યુ કે "બહેન, હુ જેવી રીતે બ્રાહ્મણ જાતિની અબળા છુ તેવી રીતે તમો પણ ઉચ્ચતમ બ્રાહ્મણ જાતિની અબળા છો, માત્ર એટલું જ નહિ, પણ તમારી તેજસ્વિતા, સભાષણશૈલી, ભાષા અને રીતભાત આદિથી સ્પષ્ટ જણાઇ આવે છે કે તમો કુલીન તથા અભિજાત કુટુબની પુત્રીરત્ન છો અને તેથી જો તમારી પાસેથી હુ એક અબળા તરીકે સ્વાભાવિક અનુકપા કિવા સહાનુભૂતિને મેળવવાની આશા રાખુ તો મારો તે પ્રમાદ તો નહિ જ કહેવાય. હુ ધારું છુ કે, તમો પણ બળાત્કારનો ભોગ થઇને આ પિશાચ સદનમા આવી પડ્યા હશો, નહિ તો આ સ્થાનમાં તમારા જેવી એક દેવીનો નિવાસ સર્વથા અશક્ય અને અસભવનીય જ માની શકાય તેમ છે જો મારી આ ધારણા સત્ય હોય તો આપણે સમદુખિની અબળાઓ છીએ અને તેટલામાટે પરસ્પર સહાયિકા થઇને આ કારાગૃહમાંથી મુક્ત થવાનો ઉચિત પ્રયત્ન કરવો એ જ હવે આપણો પરમ ધર્મ છે."

હુ આગળ બોલવા જતી હતી પરતુ મને વચ્ચે જ બોલતી અટકાવીને જયન્તી મધુર છતા ગભીર સ્વરથી મને ઉદ્દેશીને કહેવા લાગી કે "મીનાક્ષી બહેન, તમોએ મારા વિશે જે કાંઇ પણ કલ્પના કરી છે તેમાંનો કેટલોક અશ સત્ય છે અને કેટલોક અશ અસત્ય છે, પરતુ મારા અત્યાર સુધીના જીવનનો વૃત્તાન્ત સવિસ્તર કહી સમજાવવામાટે અત્યારનો પ્રસગ યોગ્ય ન હોવાથી અત્યારે એ વિષયમાં મૌનનું અવલબન જ વિશેષ શ્રેયસ્કર છે, ભવિષ્યમા કોઇવાર યોગ્ય પ્રસગ આવશે તો વળી તમો તે વેળાએ મારા મુખથી મારા જીવનના રહસ્યને જાણી શકશો મારી મુક્તિ અથવા તો મારા ઉદ્ધારની ચિન્તાને તમો ત્યાગી દ્યો અને તમારા પોતાના ઉદ્ધારની ચિન્તાને જ હૃદયમા સ્થાન આપો, કારણ કે, મારો હાલ તરત આ સ્થાનને ત્યાગી જવાનો મનોભાવ નથી"

"પરતુ તમારી સહાયતા વિના મારો ઉદ્ધાર અશક્ય છે" મે કિચિત્ ઉચ્ચ સ્વરથી કહ્યું

જયન્તીએ તત્કાળ મને સૂચના આપી કે "મીનાક્ષી બહેન, જરા ધીમા સ્વરથી બોલો, કારણ કે, કેટલીક વાર ભીંતોને પણ કાન થઇ જાય છે અને આપણો એકાંતમાં કરેલો ગુપ્ત વાર્તાલાપ પણ બીજાના જાણવામા આવી જાય છે આ સ્થાનમા આપણે બે અબળાઓ જ નથી, કિન્તુ નીચે આપણી હીલચાલપર દેખરેખ રાખવામાટે ચાર હથિયારબધ માણસોને રાખવામા આવ્યા છે એટલે જો આપણા વચ્ચે ચાલતી આ વાતચીત તેમના સાંભળવામા આવી જશે, તો તમારા ઉદ્ધારની આશા ધુળમાં મળી જવાસાથે અત્યારથી જ તમારાપર અસહ્ય અત્યાચારો થવા માંડશે, માટે જે કાંઇ પણ બોલો તે સાવધ રહીને જ બોલજો અને જે કાંઇ પણ કરો તે સાવધ રહીને જ કરજો"

"આ ઉચિત સૂચનામાટે હુ તમારો આભાર માનું છુ." આવી રીતે તેનો આભાર માનીને મે તેની સૂચના અનુસાર મદ સ્વરથી પૂછ્યુ કે "જયન્તી બહેન, મને અહીં ઉપાડી લાવનાર નરપિશાચ કોણ છે, મને તે અહીં શા ઉદ્દેશથી ઉપાડી લાવ્યો છે અને આ સ્થાન મારા ગામથી કઇ દિશામા તથા કેટલા અતરપર આવેલુ છે, એ સર્વ મને જણાવશો કે? મારી આ જિજ્ઞાસાને તૃપ્ત કરશો, તો તમારો મારાપર મોટો ઉપકાર થશે અને હુ આ જન્મ તમારી ઋણિની રહીશ"

જયન્તીના મુખમડળમા ક્રોધજન્ય રક્તતાની છટા વ્યાપી ગઇ અને એક દીર્ઘ નિશ્વાસ નાંખીને તે મારા પ્રશ્નોના ઉત્તરો આપતી કહેવા લાગી કે "જે નરપિશાચે રૂપવતી પવિત્ર કુમારિકાઓ, નવોઢાઓ તથા વિધવાઓ સાથે પોતાની વિકારવાસનાની તૃપ્તિમાટે બળાત્કારે વ્યભિચાર કરી નિર્દોષ નારીઓના અવતારને બગાડી નાંખવાના અનાચારને જ પોતાનો પરમધર્મ માની લીધો છે અને જે પાપાત્મા આવો સ્વ-

કર વ્યભિચારી હોવા છતાં ભક્તિના દંભમય બાહ્ય આડંબરના યોગે સમાજમાં એક સભ્ય સદાચારી અને પ્રતિષ્ઠિત પુરુષ મનાય છે, તે જ નરપિશાચ તમને અહીં ઉપાડી નહિ, પણ ઉપડાવી લાવ્યો છે અને તમારા રૂપરસનું કોઇ પણ પ્રકારના ભય કિંવા સંકોચ-વિના પાન કરવું એ જ તેનો એક માત્ર ઉદ્દેશ છે. મીનાક્ષી બ્હેન, સુંદરતા સ્ત્રી-જાતિની વૈરિણી મનાય છે અને તે સુંદરતાએ જ અત્યારે તમારી વૈરિણીનું કાર્ય કરી બતાવ્યું છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી પરંતુ તે દુષ્ટ પુરુષના મુખથી જ મેં તમારી પવિત્રતાના કથા સાંભળી છે અને તેથી જ મારા અંતઃકરણમાં તમારા વિશે સ્વાભાવિક જ એક પ્રકારની પૂજ્યબુદ્ધિનો ઉદ્ભવ થતાં હું મારા પ્રાણના ભોગે પણ તમને અહીંથી છટકાવાને તમારી પવિત્રતાને રક્ષવાના અંતિમ નિશ્ચયપર આવી ગઈ છું તમને અહીં બળાત્કારે ઉપડાવી લાવનાર તે નીચ પુરુષ અન્ય કોઇ નહિ, પણ તમારા ગ્રામથી ચાર ગાઉના અંતરપર આવેલા રોહડિયા ગ્રામનો ગરાશિયો જોરાવર-સિંહ છે અત્યાર તમો જે સ્થાનમાં છો તે તેના જ ગરાશમાંનું પ્રવાલપુર નામક એક ઉજ્જડ ગ્રામ છે, આ સ્થાન તમારા ગ્રામથી પશ્ચિમ દિશામાં અને લગભગ આઠ ગાઉના અંતરપર આવેલું છે ”

પ્રવાલપુર વિશે નાના પ્રકારની અદ્ભુત કથાઓ મારા સાંભળવામાં આવેલી હોવાથી પ્રવાલપુરનું નામ સાંભળતાં જ મારા શરીરપર રોમાંચ ખડા થઇ ગયાં, મારૂં હૃદય ભયથી ધડકવા લાગ્યું અને હું આશ્ચર્ય દર્શાવતી જયન્તીને સંબોધીને કહેવા લાગી કે ‘ જે પ્રવાલપુર આજે એક સો વર્ષથી જનશૂન્ય નગર થઇ ગયું છે અને જે પ્રવાલપુર પ્રચંડ દુર્ગવડે સુરક્ષિત તથા રાજપ્રાસાદ તુલ્ય આગારોવડે મંડિત હોવા છતાં ભૂત, પ્રેત, પિશાચ, ડાકિની અને શાકિની ઇત્યાદિના અખંડ ઉપદ્રવના યોગે જે પ્રવાલપુરમાં ધોળે દિવસે પણ કોઇ મનુષ્ય આવી શકતું નથી અથવા તો આવવાની હિમ્મત કરી શકતું નથી તે પ્રવાલપુરમાં અત્યારે આપણે બેઠાં છીએ એ શું સત્ય વાર્તા છે ? તમો આ વિનોદ તો નથી કરતાં ને ? જો વિનોદ કરતા હો, તો કૃપા કરીને આવા વિનોદને મોડી વાળો, કારણ કે, પ્રવાલપુરનું નામ સાંભળતાં જ મારૂં હૃદય ભયભીત થાય છે અને મારાં ગાત્ર શિથિલ થઇ જાય છે આહ ! કેવું ભયાનક સ્થાન ! ! આ સ્થાનમાં આપણે જીવતા કેમ રહી શક્યાં છીએ, એનું જ રહી રહીને મારા મનમાં આશ્ચર્ય થયા કરે છે ”

“ મીનાક્ષી બહેન, અત્યારે આપણે પ્રવાલપુરમાં બેઠાં છીએ એ સર્વથા સત્ય વાર્તા છે, પરંતુ પ્રવાલપુરના નામશ્રવણથી તમારે ભયભીત થવાનું કોઇ પણ કારણ નથી, કારણ કે, પ્રવાલપુરમાં ભૂત પિશાચ કે ડાકિની શાકિનીઓનું અસ્તિત્વ છે જ નહિ, પરંતુ કેવળ સજીવન નરપિશાચો તથા જીવતી ડાકિનીઓએ જ પોતાની પિશાચતુલ્ય નાનાવિધ કળાઓના યોગે આ જન-શૂન્ય નગરને ભયાનક સ્વરૂપ આપી દીધું છે અને તેથી જ ભોળા લોકો પ્રવાલપુરનું નામ સાંભળતાં જ ભયભીત તથા ગર્ભગલિત થતા દેખાય છે આજ રાત્રિના સમયમાં હું તમને અહીંના કેટલાક ભેદોનો સાક્ષાત્કાર કરાવીશ, અસ્તુ ” આ પ્રમાણે મારા હૃદયમાંની ભીતિને ઘટાડવાનો યોગ્ય પ્રયત્ન કરીને જયન્તી મારા હિતનો માર્ગ દર્શાવતી મને કહેવા લાગી કે “ અહીંના કાલ્પનિક પિશાચો અહીંની કાલ્પનિક ડાકિનીઓ તો તમારી કશી પણ હાનિ કરી શકે તેમ નથી, પરંતુ આવતી કાલે વાની નામની રાક્ષસી સાથે જોરાવર-સિંહ નામનો જે નરરાક્ષસ અહીં આવવાનો છે તેના હસ્તથી તમારી સર્વ પ્રકારની હાનિ થવાનો સંપૂર્ણ સંભવ હોવાથી તેના પંજામાંથી છટકવાનો જ અત્યારે તમારે સર્વથી પ્રથમ વિચાર કરવાનો છે ”

પ્રવાલપુર વિષયક ભયની કાંઇક ન્યૂનતા થતાં અને જોરાવરસિંહનું નામ બીજીવાર સાંભળતાં જોરાવરસિંહની ધાર્મિકતા તથા ભક્તિ આદિની જે વાર્તાઓ જૂદાં જૂદાં સ્ત્રી પુરુષોના મુખથી મારા સાંભળવામાં આવી હતી તે સર્વ વાર્તાઓનું મને સ્મરણ થઇ આવ્યું અને તેથી હું આશ્ચર્ય દર્શાવતી કહેવા લાગી કે “ રોહડિયા ગ્રામનો જે જોરાવરસિંહ સર્વત્ર એક ધાર્મિક અને ઇશ્વરભક્ત પાવન પુરુષના નામથી પ્રખ્યાત છે અને જેની સર્વત્ર પ્રશંસા થાય છે તે જોરાવરસિંહ આટલી સીમા પર્યન્ત નીચ, અનાચારી અને પાપાત્મા હોય, એ શક્ય છે ખરૂં કે ! જયન્તી બહેન, મને તો તમારી પ્રત્યેક વાર્તામાં

અદ્ભુતતાનો ભાસ થયા કરે છે અને તેથી હૃદયમાં ક્વચિત્ શંકાનો આવિર્ભાવ પણ થાય છે આ સંસાર સુધામય છે કે હલાહલમય છે, એનો મારાથી તો કશો પણ નિર્ણય કરી શકાતો નથી"

"મને તો મારો અનુભવ એમ જ કહે છે કે આ સંસાર હલાહલમય છે અને તમને પણ એવા જ અનુભવની પ્રાપ્તિ થવા માંડી છે એટલે ભવિષ્યમાં કદાચિત્ તમને પણ આ સંસાર સર્વથા હલાહલમય દેખાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી પરંતુ આ વાદવિવાદને અત્યારે આટલેથી જ અટકાવીને હું જે કાંઇ પણ કહું તે ધ્યાનપૂર્વક સાંભળી લ્યો. આવતી કાલે પ્રભાતમાં જ જોરાવરસિંહ અહીં આવશે અને પ્રથમ તો તે તમને મધુર વાણીથી ભોળવીને ભ્રષ્ટ કરવાનો યત્ન આદરશે જો તમો તેની મધુર વાણીની જાળમાં નહિ સપડાઓ, તો તે તમારા પર બળાત્કાર કરવાને પણ તૈયાર થઇ જશે અને બળાત્કારથી પણ તેનો હેતુ સિદ્ધ નહિ થાય, તો કદાચિત્ તમારી હત્યા પણ કરી નાખશે, કારણ કે, તેના હૃદયમાં દયાનો અંશ માત્ર પણ નથી. એટલામાટે એ પ્રસંગે તમારે બળવા નહિ, કિન્તુ કળથી જ કામ કાઢી લેવાનું છે, એ કદાપિ ભૂલશો નહિ તેની સાથે જ્યારે તમારો સાક્ષાત્કાર થાય, ત્યારે સ્ત્રીજાતના નૈસર્ગિક પાંડિત્ય પરિપૂર્ણ પરિચય કરાવજો અને સ્ત્રીચરિત્રના પ્રભાવથી 'સર્પ પણ મરી જાય અને લાકડી પણ ન તૂટે' એ કહેવતને સત્ય સિદ્ધ કરી બતાવજો જો આવતી કાલે તે અહીંથી ચાલ્યો જશે અને આપણને બે દિવસનો અવકાશ મળશે, તો તેટલા સમયમાં હું કોઇ પણ ઉપાય યોજીને તમારો ઉદ્ધાર કરીશ અને તમો સુખરૂપ તમારા ગામમાં પહોંચી જાઓ એવો પ્રબંધ કરી આપીશ" -જયન્તીએ સંસારને હલાહલમય દર્શાવીને મને મારા ઉદ્ધાર માટેની કેટલીક યોગ્ય સૂચનાઓ આપી દીધી.

અમારો વાર્તાલાપ જે વેળાયે આટલી સીમાપર્યન્ત આવી પહોંચ્યો તે વેળાયે મધ્યાહ્ન કાળ થવા આવ્યો હતો એટલે જયન્તી મારા ખાનપાનની વ્યવસ્થામાટે બીજા ઓરડામાં ચાલી ગઇ અને હું 'આવતી કાલે જોરાવરસિંહને મારા શરીરને તેના હસ્તનો સ્પર્શ ન થવા દેતાં શી યુક્તિ કરીને પાછો વાળવો અને ત્યાર પછી આ કારાગૃહમાંથી કેવી રીતે છટકવું' એ વિશેનો એકાગ્ર મનથી વિચાર કરવા લાગી વિચારમાં ને વિચારમાં લગભગ એક કલાક જેટલો સમય વીતી ગયો અને હજી તો હું કોઇ પણ પ્રકારના નિર્ણયપર આવી નહોતી એટલામાં તો જયન્તી દૂધ અને પૂરી લઇને મારી પાસે આવી. મેં પાંચ કે છ પૂરી ખાઇને લગભગ એક શેર જેટલું દૂધ પી લીધું અને હસ્તપ્રક્ષાલન તથા જલપાન કરીને હું વળી પાછી વિચારમાં નિમગ્ન થઇ ગઇ, કારણ કે, જયન્તી તો મને દૂધ, પૂરી અને પાણીનો લોટો આપીને પાછી ક્યાંક ચાલી ગઇ હતી એટલે સમયને વીતાડવા માટેનું મારી પાસે વિચાર વિના અન્ય સાધન હતું જ નહિ વિચાર કરતા કરતાં મૃદુ કોચપર પશ્ચિમવાયુની શીતલ લહરીઓનો શરીરને સ્પર્શ થવાથી મારાં નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ થવા લાગ્યો અને થોડીવારમાં જ હું નિદ્રાધીન થઇ ગઇ નિદ્રામાં કેટલો સમય વીત્યો હતો એનું મને ગાન કે ભાન રહ્યું નહોતું, પરંતુ મને એટલું સ્મરણ છે કે નિદ્રામાં જ કેટલીક સ્ત્રીઓના રોદન તથા વિલાપના ધ્વનિ અને કેટલાક પુરુષોના મહાભયાનક ચીત્કારો મારા શ્રવણોમાં આવીને અથડાવા લાગ્યા અને તેથી મારી ગાઢ નિદ્રાનો ભંગ થતાં મારાં નેત્રો ઉઘડી ગયાં જાગ્યા પછી જોયું તો સૂર્યનારાયણના અસ્તાચલગમનને ઘણો સમય થઇ ગયો હોય એમ મારા જોવામાં આવ્યું, કારણ કે, રાત્રિનો આરંભ થઇ ચૂક્યો હતો અને કૃષ્ણપક્ષની દ્વિતીયા હોવાથી રાત્રિના આરંભને દર્શાવનારો અંધકાર સર્વત્ર વ્યાપી ગયો હતો ચન્દ્રના ઉદયમાં કિંચિત્ વિલંબ હોવાથી વિશ્વ જો કે અંધકારમય હતું, તથાપિ મારા ઓરડામાં બળતા ટેબલલૅમ્પથી મારા ઓરડામાંનો અંધકાર દૂર થઇ ગયો હતો લૅમ્પને બળતો જોઇને જયન્તી આવીને લૅમ્પને પ્રજ્વલિત કરી ગયેલી હોવી જોઇએ, એવું સહજ અનુમાન કરી શકાતું હતું અચાનક સિંહની ગર્જના, વ્યાઘ્રના ચીત્કાર અને હિંસ્ર પશુઓના ભયાનક ધ્વનિઓ મને સાંભળવા લાગ્યા અને તે ધ્વનિઓ ધીમે ધીમે એટલા બધા વધતા ગયા અને ભીષણ થતા ગયા કે અન્તે હૃદયમાં ભયનો અતિરેક થવાથી મારા મુખમાંથી પણ ભયદર્શક ચીત્કાર નીકળી ગયો અને હું મૂર્છિત થવાની અણીપર હતી એટલામાં જયન્તી મારા સમક્ષ આવીને ઉભી રહી અને મને ઉદ્દેશીને તેણે કહ્યું કે —

"આ ચીત્કારોથી લેશ માત્ર પણ ભયભીત ન થશો, કારણ કે, આ પણ ભયંકર મનુષ્યબુદ્ધિનો જ એક સાધારણ ચમત્કાર છે! મનુષ્યની ભયકરતાનો એક સામાન્યથી પણ સામાન્ય સાક્ષાત્કાર છે!!" (અપૂર્ણ.)

# राज्य सेवक—केपटन कोनोली.

( લે શ્રીયુત નારાયણદાસ જમનાદાસ મહેતા બી એ )

સ્વદેશ ભક્ત અને વીર નરો પાકે છે એ ઘણા બધાય દુનીયાની દ્રષ્ટિએ પડતા નથી, કઈક પોતાની જીદગી પોતાના ગામ અગર ખડામા પુરી કરે છે અને તેમના વિશાલ હૃદય અને ઉચ્ચ ભાવનાનો ખ્યાલ સામાન્ય જનસમાજને થતો પણ નથી કારણ ત્હેમને પોતાની શક્તિ અગર ભક્તિનો જાહેર ઉપયોગ કરવાનો પ્રસગ મળતો નથી અને તેથી ઇતિહાસકારો કે કવીઓ તેમના ગુણ ગાન કરતા નથી, તેઓ તો પોતાના વિરરત્ન અને સ્વદેશભક્ત યુદ્ધ ક્ષેત્ર કે વધ સ્થલ ઉપર શોધે છે

પણ રાજ્યસેવાને ખાતર કે ધર્મને ખાતર પોતાની જીદગીનો એક ખુણામા ભોગ આપનાર હજારો માણસો ફ્રાન્સ–સ્પેન અને આ દેશમા એક આદી હઘ કે ઝાડેર અગ્ની સત્કાર પણ પામ્યા નથી

સને ૧૮૪૧ ની સાલમા રૂશીયા પોતાની સત્તા પુર્વમાં વધારતુ જતુ હતુ અને તે એક ભયકર ભય હિદુસ્તાનને હતો તેથી ઉત્તર–પશ્ચિમ સરહદ ઉપરના નાના પણ ઉપયોગી રાજ્યોની સાથેનો સબધ સારો રાખવો અને ત્યા રૂશીયાની ચળવળ વધતી અટકાવવી એ રાજકીય કુનેહ હતી અને તેને અનુસરીને બ્રીટીશ હાકેમે બે લશ્કરી અમલદારોને અફગાનીસ્તાનની ઉત્તરે આવેલા બોખારાના સ્વતત્ર અમીર પાસે મોકલેલા તે પાછા આવ્યા નહી અને ત્હેમની શુ સ્થિતી થઈ એ અધારામા રહ્યુ કેવલ એક હીદી અમલદાર પાછો આવ્યો તેનાથી અને એ પૈકી એકનું બાયબલ અરાઠ વર્ષે જુની ચોપડી વેચનારની દુકાનેથી મળી આવેલું તેથી આ બને કમનસીબ અમલદારોનું શુ થયુ તે જ્યારે બોખારાનું રાજ્ય રૂશીયાના મહા પજામા યાહોમ થઈ ગયું ત્યારે જણાયુ

આ બે કમનસીબ અમલદારો કર્નલ સ્ટોડાર્ટ અને કેપટન કોનોલી હતા.

બોખારા તે વખતે સ્વતત્ર હતુ અને તે બહાદુરખાન નામના મુસલમીન અમીરના અમલ નીચે હતુ

આ અમીરને મળી ત્યાની સ્થીતિ જોઈ બ્રિટીશ શહેનશાહત સામે તેનો સબધ જોડવાના ઉદ્દેશથી કર્નલ સ્ટોડાર્ટને બોખારા મોકલવામાં આવ્યો હતો પરતુ તેના તરફથી કાંઇ ખબર નહી આવવાથી તેમ તે પાછો નહી આવવાથી તે તેની તપાસ કરવા અને ત્હેણે માથે લીધેલુ કામ પુરૂ કરવા કેપ્ટન કોનોલીની નીમનોક કરવામાં આવી

જ્યારે આ અમલદાર ખીવા અને ખોકંદ થઈ બોખારા પોચ્યો ત્યારે ત્હેણે સ્ટોડાર્ટને ત્યાં જોયો નહી પરતુ અમીરને મળ્યા પછી તુરતજ તેને આ અભાગ્યા કર્નલને મળવા પ્રસગ પ્રાપ્ત થયો અમીરને મળી તેણે પોતાના માલીકની શુદ્ધ ભાવનાઓ નિવેદન કરી પોતાને આવવાનું પ્રયોજન સુચવ્યુ અને હસતે ચહેરે અમીરની રજા લઈ પોતાના મુકામે આવ્યો

રાતના મોડા તેનો મુકામ ઘેરવામાં આવ્યો અને ત્હેને અને તેના બધા સાથીઓને એકદમ કેદ કરવામાં આવ્યા ત્હેમની બધી મીલકત લઈ લેવામા આવી ને ધડાધડ ત્હેમના શરીર ઉપરના કપડાં પણ ઉતારી લેવામા આવ્યાં, ફક્ત સમેદ મહમદ જે હીદી જ જણ્યો ઉતર્યો હતો તે બચી ગયો પ્રથમ કેપટનના બધા સાથીઓને અધારખાણમાં દોરડે બાંધી મોત પર્યંત સડવા ઉતારવામા આવ્યા અને તે બાદ એક મેલુંઘેલું ચામડુ શરીર ઢાંકવા આપી. કેપ્ટનને કારાગૃહમાં નાખવામાં આવ્યો ત્યાં ત્હેણે કર્નલ સ્ટોડાર્ટને મરણ દશામાં પડેલો જોયો, અમીરને બહુએ વિનવણી કરી કે ન્હાના રાજ્ય વિરૂદ્ધ હલકી—ખટપટ કરે નહી અને તેના છુગાજવાયા અધીકારીને તેવી ખટપટ કરી જોખમ ખેડવા મોકલે નહી પરતુ અમીરે જવાબ કહેવડાવ્યો "ત્હમારી મહારાણીને લખેલ પત્રનો જવાબ નથી, અને તેથી અમીરને એમ માનવાને કારણ છે કે બધુ વાઓને ખીવા અને ખોકંદમા ખટપટ કરી

મળવા જગાડવાને આવેના જાસુસ તરીકે ગણ્યુ-વા જોઇએ "

મહીના ઉપર મહીના વીતવા માંડયા અને બંને સૈનિકના શરીરો ભૂખ, દુખ અને મારથી ઘસાવા મંડયાં કેપ્ટન કોનોલીએ હેમની કરૂણાજનક સ્થીતિનો ચીતાર પોતાના ખાસખળના કોરાં પાન અને કોરી બાજુઓ પર રેવાં ઉભાં કરે તેવો આપેલો છે.

ફેબ્રુઆરી ૧૦-૧૮૪૨ ની નોંધમાં તેણે લખ્યુ છે કે "આજ અમને જેના તે કપડામા ૫૩ દીવસ અને રાત થયાં આ પુસ્તક મ્હારી પાસે છે એટલે હવે તેમાં પ્રસંગવશાત અમારી સ્થિતિ અને અમારો સ્નેહી પ્રત્યે સદ્ભાવ તેમા આલેખીશ " વળી ૧૧ મી માર્ચને દીવસે લખે છે "પ્રથમ તો અમને અમીરની વર્તણુક ફક્ત વાહીયાત ભેજાના પરિણામરૂપ જણાઇ પણ હવે અમારી ખાત્રી થાય છે કે સારે ચાકુ લેતાં તે જે કહે છે તે કેવળ વૈરના લીધે જાણીબુઝીને કહે છે અમારી દીનપ્રતિદીન ખબર અંતર પુછાવી આશા ઉત્પન્ન કરીને તેનો ભંગ કરી અમારી સ્થિતિ અને શરીર કેમ વધારે ને વધારે દયાજનક થાય છે તે જોઇ આનંદ મેળવવાનો તે ઉદ્યોગજ કરે છે." "આવા ઘાતકી માણસોને ખૂશ કરવા મને આંસુ સારવા રૂચે નહી પરંતુ ગઇ કાલે જ્યારે મ્હે સ્ટોડાર્ટનુ અહી નગ્ન શરીર ધવાયેલુ જોયું ત્યારે મ્હને એમ થયું કે હું ખીવા અને ખોકંદ થઇને આવ્યો તેથી વહેમાઇ મારા પાપે કર્નલને દુખી કરે છે ત્યારે હું રડયો અને અમારા રખવાળ પૈકી એકને બોલાવી મ્હે અમીરને અર્જ કરવા વિનવ્યો મેં કહ્યું અમીરને કહે બ્રિટિશ શહેનશાહત ને બોખારાની સલતનત પ્રત્યે કાંઇ વૈર નથી અને તેનો ગુસ્સો ઉશ્કેર્યો હોય તો મે ઉશ્કેર્યો છે માટે ત્રણ વર્ષથી દુખી અવસ્થા દીનતાથી ગુજારતા કર્નલને હવે ન સતાવતાં તેની ઇચ્છામાં આવે તે પ્રમાણે મને જેર કરે " જવાબ એટલોજ મળ્યો કે મારે ખાલી દુખી ના થવુ ને ના રડવુ છેવટે અમીરના પાષાણ હૃદયમાં દયાનો છાંટો નથી એ જાણી જે પડે તે ભોગવવા અને સ્વદેશ ગૌરવ અને સ્વમાનથી સહન કરવાનો નિશ્ચય કરી પ્રભુની પ્રાર્થના કરી કે તેવી સહનશક્તિ આપે

૨૮ મી માર્ચની નોંધમા કેપ્ટન લખે છે કે "આજ ૯૯ દીવસ થયાં છતાં જેના તે કપડામાં સડીએ છીએ "

છેવટે ૧૮૪૨ના જુનની ૧૪ મી તારીખે રાતના કેટલાએક અમીરના અનુચરો તેમના કારાગૃહમાં દાખલ થયા તેમના બધાં કપડાં કહાડી લીધા અને તેમને મુસ્કેટાટ બાંધી ત્યાંથી અન્ય સ્થળે લઇ ગયા

પરંતુ કર્નલ સ્ટોડાર્ટના કપડાંમાંથી એક પેનસીલ અને થોડા કાગળ મળી આવ્યા તે અમીરને રજુ કરતાં તેના ગુસ્સામાં ઉમેરો થયો નવાઇની વાત એ છે કે કેપ્ટનનું બાયબલ તેના હાથે ચડયુ નહી

અમીરે હુકમ કર્યો કે કર્નલ સ્ટોડાર્ટને લા હીથી જ્યાં સુધી આ પેનસીલ અને કાગળો કોણે પોચાડયા અને તે કોની સાથે પત્રવહેવાર ચલાવતો હતો તે જાહેર ના કરે ત્યાંસુધી મારવો

આ ઘાતકી સજા મંગળવાર-બુધવાર અને ગુરૂવાર સુધી ચાલુ રહી પરંતુ કર્નલે એક અક્ષર પણ તે સબંધમાં કહ્યો નહી. છેવટે શુક્રવારે અમીરે હુકમ કર્યો કે કર્નલ સ્ટોડાર્ટનો શીરચ્છેદ કેપ્ટન કોનોલીની નજર આગળ કરવો અને કેપ્ટન કોનોલી જો મુસલમાન ધર્મ સ્વીકારે તો તેને તેની જીંદગી બક્ષવી

ફરમાન અનુસાર બંને લશ્કરીઓને કરૂણાજનક અને લાચાર સ્થિતિમા રસ્તા વચ્ચે લાવવામા આવ્યા ને તેઓના હાથ બાંધી ઉભા રાખવામાં આવ્યા ત્યારબાદ બંનેતી ઘોર હેમના દેખતાં ખોદવામાં આવી, અને ત્યાર પછી લોકના થોકની સમક્ષ કર્નલ સ્ટોડાર્ટનો વધ છરાથી કરવામા આવ્યો

ત્યાર બાદ અમીરનું ફરમાન કેપ્ટન કોનોલીને સંભળાવવામાં આવ્યુ, તે વીરનરે સ્થીર સ્વરે જવાબ આપ્યો "હું મરવા તૈયાર છુ પણ મ્હારા ધર્મથી ચળીશ નહી" આટલો ઉત્તર આપી દ્રઢતાથી પોતાની ગરદન આગળ ધરી અને જલ્લાદે પોતાનુ કામ ખતમ કર્યું

સાલેહ મહમદ નાશી મુસીબતે હીંદુસ્તાન ભેગો થયો. પરંતુ અફઘાનીસ્તાનનો મામલો

ગભીર થવાથી આ બે કમનસીબ વીરોની વાત ઢંકાઇ ગઇ ન તો બ્રીટીશ પ્રજાએ કે ન તો હીંદી સરકારે આ અભાગ્યા સૈનિકોસબધે કશુ જાણ્યું અગર કર્યું.

પણ પ્રભુ ન્યાય આપે છે આ બે ખુન પછી થોડેજ વર્ષે બોખારાની સલ્તનતને રૂશીઅન રીઝ રવાદા કરી ગયુ. હવે વુલ્ફે આ બને બાબત તપાસ કરી તો માલેક મહમદની હગીગત ત્હેમના મોત સબધીની ખરી જણાઇ, પણ બાયબલ તો આ ત્રાસજનક ખુનો પછી સાતેક વર્ષે બોખારાના બજારમાં જૂના પુસ્તકો વેચનારની દુકાનેથી એક રૂશીયન અધિકારીએ મેળવ્યુ અને ત્યાર પછી ૧૪ વર્ષે ઇંગ્લડમાં કેપટન કોનોલીની બેનના હાથમાં આવ્યુ એટલે લગભગ ૨૧ વર્ષે બ્રીટીશ પ્રજાએ ત્હેના ગૌરવ, તેના મહારાજ્ઞીની પ્રતિષ્ટા અને ત્હેના ધર્મને ખાતર પોતાની જીદગીનો ભોગ આપનાર બે નરરત્નોની હકીકત જાણી. પણ કંઇ કરી શકવાને માટે ઘણી મોડી જાણી

આવા આત્મભોગના કેટલા દાખલાઓ વખ્ત અને વ્યવહારની અંધારખીણમાં ગેપ થતા હશે તે પ્રભુ જાણે !!!



# अलौकिक शक्ति.

[ ગતાંકથી શરૂ ]

અલૌકિક શક્તિ પ્રાપ્ત કરવા માટે મનને એકાગ્ર કરવાની જરૂર છે જેણે જેણે પોતાના મનને એકાગ્ર કરવાની વિદ્યાને સિદ્ધ કરી છે તે સર્વને આ જગતમા શાંતિ આનદ અને સુખ પ્રાપ્ત થયેલું હોય છે જેમ લોઢુ ચુબક પ્રતિ આકર્ષાય છે તેમ દ્રવ્યાદિ પદાર્થો અને સુખ આવા માણસો પ્રતિ આકર્ષાઇ આવે છે મનને એકાગ્ર કરવાની શક્તિ પ્રાપ્ત કરવાને માટે બે લક્ષ્ય છે તે પ્રથમ તો ચૈતન્યને નવી અને ઉત્તમ દશામાં બદલી નાંખવુ અને બીજુ આધ્યાત્મિક વિષયનું ઉચ્ચમા ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરવુ આપણુને જે વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે તે એક સ્વભાવરૂપ છે, તે વડે આપણે આપણા શરીરને નવેસરથી બનાવી શકીએ છીએ હમેશાં નિયમિત અને સતત ધ્યાન ધરવુ એ એકાગ્રતાને માટે ઘણુંજ જરૂરનું ૪. કારણ કે કોઇ પણ વિષયમાં જેટલું વધુ તમારૂં મન એકાગ્ર થાય છે તેટલીજ તમારા મનની સ્થિરતા થાય છે આ રીતે જો તમે યોગ્ય નિયમનું પાલન નહિ કરો તો જે વિચારશક્તિને ખીલવવાની તમારી ઇચ્છા છે તેને ડખાઇ જવાનો ભય છે

આ પ્રમાણે સતત અને નિયમસર તમારા મનને એકાગ્ર કર્યા કરવાથી મગજની અદર રહેલા સુક્ષ્મ પ્રહારપ્રમા શુદ્ધ વિચારની આ ક્રિયાથી મહાન ફેરફાર થઈ જવાનો મગજની અદર ઘર કરી રહેલા અશુદ્ધ વિચારો જો ત્યાં ભરાઇ રહ્યા હશે તો તેનો નાશ થશે શુદ્ધ વિચાર યા મનને એકાગ્ર કરવાને માટે જે યત્ન કરવામાં આવે છે તેથી પરમાણુઓનો એક નવો સમૂહ કાર્ય કરવા લાગે છે એથી નવીન ઉપાદાનની સૃષ્ટિ રચાય છે અને જુના અશુદ્ધ વિચારોની સૃષ્ટિ ઘસાઇ જાય છે.

આ જગતમાં મનુષ્યના મસ્તક સમાન નમનશીલ બીજી કોઇ વસ્તુ નથી તેના સ્વામીની અથવા તો તેના ઉપર પ્રભાવ પાડી શકનાર કોઇ બીજી વ્યક્તિની ઇચ્છા તેને જેવા બીબામાં ઢાળવા ઇચ્છે છે તેવા સાંચામાં ઢાળી તેમજ બનાવી શકે છે આજ રીતે યથાર્થ આવેગના પ્રયોગથી સદ્ગુરુ પોતાના શિષ્યના મનની અવસ્થાને ઉચ્ચ કરી શકે છે અને તેની શારીરિક અને માનસિક પ્રકૃતિની પુન રચનામાં તેને મદદ કરી શકે છે

જ્યારે તે મનુષ્ય પોતાની ઇચ્છાનુસાર પોતાની સ્થિતિને પલટાવી શકે તેવી અવસ્થાને પહોચે છે ત્યારે પછી તેને પોતાને પોતાની સ્થિતિને બદલવાના કાર્યમાં સદ્ગુરુની મદદની જરૂર રહેતી નથી, પરંતુ ઘણે ભાગે એમ પણ બને છે કે કોઇ એવાજ મનુષ્યની અંદર આત્મતત્ત્વ જાગ્રત થાય છે કે જે પોતાની ઇચ્છાનુસાર પોતાની સ્થિતિને પ્રકટ કરી શકે છે આવી અવસ્થામાં સદ્ગુરુના ઉપદેશનું થોડું ઘણું પણ પ્રયોજન તો રહે છે જ

ઘણા માણસોને પોતાના મનમાં પોતાની શક્તિ તથા દેવત્વના વિષયમાં અશ્રદ્ધા રહ્યા કરે છે જ્યાં સુધી આ સંશય તેમનામાં હોય છે ત્યાં સુધી તેમને આ તત્ત્વશાસ્ત્રથી ઘણોજ થોડો લાભ થાય છે મનુષ્ય પોતાનામાં રહેલી અલૌકિક શક્તિને માટે જ્યાં સુધી શકા રાખે છે ત્યા સુધીજ તે આગળ વધી શકતો નથી મનુષ્યો પોતાના જીવનની પ્રત્યેક ઘડીએ પોતાના ભવિષ્યને ઘડયા કરે છે અર્થાત જે આજે વિચાર કરે છે તે કાલે કે પરમ દિવસે ભૌતિક આકારને ધારણ કરે છે એથી શુદ્ધ ભાવથી મનને એકાગ્ર કરવાને જેટલું તે ચૂકે છે, દૈનિક અભ્યાસને જેટલો તે ત્યાગ કરે છે, તેટલોજ તે પોતાના ભાવી આનન્દની પ્રાપ્તિમાં વિલમ્બ કરે છે

દીર્ઘશ્વાસ પ્રશ્વાસની ક્રિયા કરવાનું જે આ પણ પ્રથમ કહી ગયા તે ક્રિયા ઘણીજ હિતકારક છે, તેથી રૂધિરની ગતિ તેજ થાય છે, ઉપરાત તેની અસર મસ્તિષ્કના ઉપાદાનપર થાય છે. તેથા દષ્ટિ, આધ્યાત્મિક અર્થમાં કહીએ તો શ્રવણશક્તિ અને બુદ્ધિ સર્વ અધિક તીક્ષ્ણ થઇ જાય છે આ દીર્ઘશ્વાસ પ્રશ્વાસની ક્રિયાને આપણા શાસ્ત્રમાં પ્રાણાયામ કહે છે આ પ્રાણાયામ કરવાનું દરેક પુંજા પાઠાદિ કે સંધ્યાવદનાદિ ક્રિયામાં યોજેલું છે જ્યારે તમે આ પ્રકારે પ્રાણાયામ કરતા કોઇ પ્રબળ અને સુનિશ્ચિત વિચારનો વિચાર કરો છો ત્યારે તેયા તે વિચાર યા સન્દેશ સૂક્ષ્મ તંતુઓ, રક્તવાહિની નાડિયો અને મજ્જા તંતુઓદ્વારા પ્રત્યેક અગમાં પહોચી જાય છે, અને તેથી આખા શરીરમાં તેજ વિષય રમી રહે છે અને વિચારની શક્તિથી પરિપૂર્ણ થઇ જાય છે આ મનની એકાગ્રતાનું પરિણામ છે પ્રાણાયામથી મનની એકાગ્રતા રહેવાથીજ થાય છે જેમ તમે તમારો સંદેશો તારદ્વારા બીજે મોકલી શકો છો, તેજ પ્રમાણે તમે તમારા દઢ અને નિશ્ચિત વિચારને જ્યાં ધારો છો ત્યાં મોકલી શકો છો, પણ નિર્બળ વિચારથી કાંઇ કાર્ય થતું નથી

તમારે જો તમારા કોઇ શારીરિક વ્યાધિને મટાડવો હોય તો તે પણ આ મનની એકાગ્રતા દ્વારા મટાડી શકો છો જ્યાં તે વ્યાધિ હોય ત્યાં તમારા મનને અંદર વાળી તે ભાગ ઉપર પ્રબળ ક્રિયા કરવાથી તે મટી શકે છે

તમારે પ્રથમ તમારી વૃત્તિને અંતર્મુખ કરવી, અને મનને એકાગ્ર કરી જ્યાં વ્યાધિ હોય તે પ્રતિ વાળવું પછી દઢ નિશ્ચયપૂર્વક નીચે પ્રમાણે ભાવનાપૂર્વક પ્રયોગ કરવો

"હું બળવાન છુ, હું આરોગ્ય છુ હું દિવ્ય છુ સર્વ જગ્યાએ જીવનનો સમુદ્ર લ્હેરો મારી રહ્યો છે અને મારા વિચાર તથા મનમાં અનન્ત જીવન નિવાસ કરી રહ્યુ છે હુ મારી જીવનયાત્રામા પગલે પગલે મારૂં ભવિષ્ય રચી રહ્યો છુ તે પૂર્ણ થશે, હુ અજેય છુ મને કોઈ પણ વસ્તુ હાનિ પ્હોચાડી શકતી નથી મારો સંકલ્પ આ વખતે મારામાં રહેલી અલૌકિક શક્તિને મારા શરીરમાં પ્રત્યક્ષ કરવાનો છે "

ઉપર પ્રમાણે ભાવના કરતી તે કાંઇ એ વાતનો પોપટની માફક મોઢેથી બોલી જવાના નથી તેનો વિચાર કરો, જે કાઇ તમારી પાછળ પડેલુ છે, જે તમારી આગળ છે તેનો વિચાર કરો જાણે હમણાં જ તમે તમારૂં ભવિષ્ય—પ્રારબ્ધ ઘડવા બેઠા છે જ્યારે તમે તમારા મનને એકાગ્ર કરવાને બેસો છો ત્યારે તે વખતે તમે તમારૂં પ્રારબ્ધ—ઉત્તમ, ખરાબ કે મધ્યમ ઘડો છે તેની ઉત્તમતા તમારી એકાગ્રતા અને ભાવના ઉપર આધાર રાખે છે

જ્યારે તમે લાગલાગટ કેટલીક મિનીટો સુધી પ્રથમ લૌકિક પદાર્થો ઉપર અને તે પછી આત્માના અધિક દુસાધ્ય રૂપો ઉપર મનને એકાગ્ર કરતા શીખી શકો ત્યારે તમારી ભાવી આશાઓનુ ધ્યાન ધરવાને માટે પ્રતિદિન થોડો

ઘણો સમય કહાડવાનો અભ્યાસ રાખો આ ધ્યાનમાં બેસવાના ફલ રૂપે જે શાન્તિ અને પ્રસાદ મળે છે તેને તમે જાણી શકશો ત્યારે તે અનુ સાર તેના મહાત્મ્યને પણ સમજી શકશો. શરૂ આતમા પ્રથમ તો તમારાં શાંતિ અને આનદ ઝટ વિલાઇ જશે પણ જેમ જેમ તમારૂં મન વધુ ને વધુ એકાગ્ર થતું જશે તેમ તેમ તેમાં સ્થિરતા આવતી જશે અને એવો સમય આવશે કે તમે આ શાંતિ અને આનદને હમેશા તમારી પાસે ટકાવી રાખશો, તેને તમે તમારી પાસે જ રાખી શકશો એટલું જ નહિ પણ તેને બીજાને પણ આપી શકશો.

આ વિશ્વના બીજા પદાર્થોની માફક વિચાર શકિત પણ ક્ષીણ થઇ જાય છે, માટે તેનુ રક્ષણ કરવુ જોઇએ તેવડે વ્યાપારને તેમજ બીજા કોઇ પણ વિષયને તમે સિદ્ધ કરી શકો તેમ છો જો તમારે તમારી આ શકિતનો તમારાં વ્યવહારિક કાર્યોને સિદ્ધ કરવામાં ઉપયોગ કરવાની ઇચ્છા હોય તો, તમારી આ શકિતને તેમાં એકાગ્ર કરો અને ધ્યાનપૂર્વક તેને સિદ્ધ થયેલું જુવો, પછી તે સિદ્ધ થાય જ છે એવી આશા રાખો તે પછી ારે તમારા વિચારોને એકાગ્ર કરી પ્રબળ આદોલનો દ્વારા તે પદાર્થ પાસે જાણે તમારા વિચારો જઇ તેને તમારા પ્રતિ ઘસડી લાવવાના કામમાં નિમગ્ન થયા છે એમ માનો આ વિચારના આદોલનો વિજળીના ચમકારા કરતાં પણ વધુ બળવાન અને અત્યત વેગવાળાં છે તે વિજળીની બેટરી કરતાં પણ વધુ ઘાતક છે તે ચુમ્બકનું કાર્ય કરે છે જે જે પ્રાણિ પદાર્થનો તેની સાથે સબધ થાય છે તેની સર્વ ઉત્તમ શક્તિઓને તે આકર્ષિ શકે છે, અને પછી તેઓ તેની સિદ્ધિને માટે સતત યત્ન કરે છે.

આ વિચારના આદોલનોનો ઉપયોગ કરવાને માટે કલ્પનાશકિતની મદદ લેવાની છે તેમા મનને એકાગ્ર કરવાની શકિત એ તેનુ પ્રથમ અગ છે તેનુ બીજુ અગ એ છે કે તમે તમારી કલ્પનામા તમારા મનરૂપી યત્રને આ આશ્ચર્ય શકિતથી પરિપૂર્ણતાનો એક અતીવ સૂક્ષ્મ રસ પેદા કરતુ જુવો, પછી તેનો દરરોજ બે ત્રણવાર અભ્યાસ કરો. જ્યારે તમે તમારી આશાઓનુ પાલન કરવાને માટે તમારા મનના ઉપર કાબુ મેળવી શકશો ત્યારે પછી તમે આ પ્રકારનો પ્રયત્ન કરવાનુ ચૂકશો નહિ. આ પ્રમાણે દરરોજ અભ્યાસ કરવાથી બેત્રણ માસમાં આ અવસ્થા પ્રાપ્ત થાય છે વિચારને એક વસ્તુ રૂપે સમજતાં શીખો કોઇ વસ્તુની ચારે તરફ વીજળીની ઝર્કને કેટલેક વખત ફરતી રહેવાથી જે પરિણામ થાય છે, તેની કલ્પના તમે સુગમતાથી કરી શકો છો તેમજ લોઢાની વસ્તુ ઉપર ચુમ્બકશક્તિની ધારાથી જે પરિણામ થાય છે તેને તમે સમજી શકો છો તમારા વિચાર આ બને કરતાં વધુ બળવાન છે, તેનો તમે જ્યારે કોઈ એવી વસ્તુ ઉપર પ્રયોગ કરો છો ત્યારે તેનુ પરિણામ પણ તેવુજ આવે છે જે પ્રકારે ચુમ્બક શકિતનો પ્રવાહ ઉપાદાન ( Induction ) પેદા કરે છે તેજ પ્રકારે તમારી વિચાર શકિત પોતાના આકાશમય દ્રવ્યને જે વસ્તુ ઉપર તમે તેની અસર કરવા ધારો છો તે વસ્તુની અદર લઈ જાય છે. ઉપાદન એટલે ચુમ્બકીય યા વૈદ્યુત દશાનું કોઇ પણ પ્રકારના સંસર્ગ કે સબધ વગર એક વીજળી ભરેલી વસ્તુથી બીજી વીજળીથી ખાલી વસ્તુમાં પ્રવેશ કરવા તે છે

વિદ્યુતશાસ્ત્ર અને વસ્તુત લૌતિક વિજ્ઞાનનો સઘળો પ્રદેશ તથા વિચાર અને આત્માનો ઇન્દ્રિય ગોચર જગતની વચ્ચે ઘણું વિલક્ષણ સાદસ્ય છે મનુષ્ય જેટલી વધુ શોધ કરે છે તેટલોજ તેને વધુ જણાય છે કે બને એકજ નિયમે પ્રવર્તે છે.

તમારી અદર રહેલી અલૌકિક શકિતને આમ મનને એકાગ્ર કરી ખીલવવાની છે તે શક્તિદ્વારા વિચારનાં આદોલનો જ્યાં મોકલવાં હોય છે ત્યા મોકલી શકાય છે જેમ વીજળીના યત્ર આગળનું બટન દબાવતાં ઝટ તમામ સ્થળે દીવા થઇ જાય છે તેમ તમારી અલૌકિકશકિતની સાથે એકાગ્રતા કરી ત્યાં તમારે જે વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે વસ્તુ મેળવવાની ભાવના કરવાથી, તે વસ્તુ ગમે ત્યા હશે ત્યાંથી તમારા પ્રતિ આકર્ષાઇ આવશે. આ બધાનો આધાર તમારી એકાગ્રતાની સિદ્ધિ ઉપર છે જો તમે બરાબર એકાગ્રતા સિદ્ધ કરી હશે તોપછી તમારી ધારેલી

ધારણા સફળ થતાં વિલંબ લાગશે નહિ. માટે તમારે સર્વથી પ્રથમ કર્તવ્ય તમારામા રહેલી અલૌકિક શક્તિને તમારામા પ્રકટ કરવા માટે મનની ત્યાં એકાગ્રતા કરવાની છે, અને તેને માટે નિયમસર હમેશાં સતત પ્રયત્ન જારી રાખવાની જરૂર છે જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ તમને આ કાર્યમા સિદ્ધિ મળેલી જણાશે. શરૂઆતમાં કદાચ તમને નિષ્ફળતા મળે. તો તેથી ગભરાઈ કે નિરાશ થઇ આ પ્રયત્નને છોડી દેવાની જરૂર નથી, પણ શ્રદ્ધાથી અને વધુ ઉત્સાહથી આગ્રહપૂર્વક આ પ્રયત્નને જારી રાખવાથી અંતે તમે તમારા કાર્યની સિદ્ધિ થયેલી જોશો -

# अपजय उपर विजय.

## મનોબળ વિશે સંવાદ

(લેખક —બાલકવિ—જામનગર)

"ભાઇ શ્રમણ ! તારી બધી હકીકત મેં સાંભળી છે. તારા વિશેનું મારૂં કહેલ ભાવિ કથન ખરૂં પડયુ ઠીક થયું. એક ચિંતા દૂર થઈ !"

"વહાલા રમણ ! તું મારો જીગરનો દોસ્ત છે, તો પછી આવી રીતે અભદ્ર શું બોલે છે ?"

"અભદ્ર ! તેમા અભદ્ર કાંઇ જ નથી હું સર્વદા ભદ્ર વાણી જ ઉચ્ચારૂં છુ જ્યારે માણસ ઉપર—નહિ. તારા સરખા અદુરદર્શી માણસ ઉપર—નિષ્ફળતા અને અપજય એ બન્નેનો મારો થાય છે ત્યારે જ તમારામાંનું ઉંઘતું બળ જાગૃત થાય છે માનવ કોટીમા ગૂઢ અનીર્વચનીય બળ વ્યાપ્ત છે તેનો ઉદય આવે વખતે જ થાય છે એમ મેં તને ઘણી વખત શું કહ્યુ નથી ? અશક્ય ભાવનાની કારવાઇનો અંત એટલે જ વિજયપ્રદેશમાં તે માણસનો કાયમી પ્રવેશ એમ જ માની લેવું."

"મિત્ર ! તારૂં કહેવુ ખરૂં હોય એમ લાગે છે પરંતુ ધંધામાં મને જશ જ મળ્યો નહિ. આર્થિક દૃષ્ટિએ હુ પરાજીત થયો. સામાજીક દૃષ્ટિએ હું દસકો હોર્યો ? હવે મારે શુ કરવુ ?"

"શુ કરવુ ? એ નિરૂત્સાહિ જપરૂપી પ્રશ્નના સાક્ષાત્ ઉત્તર અર્થે જ આ અપજય તારી સામે આવી ઉભો ! જ્યાંસુધી અવિચારી માણસને ઠોકર બેસતી નથી, વિઘ્નો—સંકટો—હરકતો તેને આવી અટકાવે નહિ, ત્યાં સુધી તેનો પરાક્રમ નિદ્રિત હોય છે. આંધળો માણસ રસ્તામાં ઠેસ ખાય છે, તેથી જ દેખતા માણસો બરાબર જોઇને ચાલે છે, તેનું પડવુ એજ ફરી ચાલવાની ક્રીયામાં સાવધાનતા રખાવે છે"

"પણ હું તો ધનહીન—શરીરે બળહીન—હતાશ બનેલો તે ફરી શી રીતે ઉઠી શકુ ? હુ નિરાશ—"

રમણે તેને વચમાં જ બોલતો અટકાવી કહ્યુ—"અરે ગાંડાભાઇ ! એ નિરાશાને લાત માર એ રાક્ષસીનું ફરી નામ પણ નહિ ઉચ્ચાર અને આશાદેવીનું સદા ચિંતન કર."

"પણ ભાઈ રમણ ! પાછલાં કામોથી નિર્માલ્ય થએલ આ બધું નિરાશાનું રાજ્ય એકદમ શી રીતે નાશ પામે ?"

"અરે ! ફરી પાછુ તેનું તેજ તું પાછલું ભુલી જા આ ઘડીથી પ્રસન્નતાના વિચારો મનમાં લાવવા શરૂ કર. ખરાબ વિચારોને જેટલો વખત જોઇએ તેટલો જ સારા વિચારે કરવાને જોઇએ વખત સરખો, પરિશ્રમ સરખા, પણ તેનું ફળ

માત્ર મિત્ર! તો પછી ઉમદા વિચારો, ઉમદા ભાવનાઓ શા માટે મનમા ન આણવી? આજ દિવસ સુધી મે તને માનસબળની અદ્ભૂતતા વિશે વાતો કરી એ પણ તે પ્રેમથી સાંભળી. છતાં તને સુખનો ખરો માર્ગ ન મળે, એ આશ્ચર્ય જ છે " રમણે કહ્યુ

" ભાઇ! આમ ક્રોધ નહિ કર. મને તારૂ કહેવુ સઘળુ સમજાય છે પણ તેમાં ગમ પડતી નથી અને તેથી જ તો તારા જેવા વિદ્વાનની સલાહ લેવાની જરૂર પડે જો આજ મારી ગાંઠે બે પૈસા હત, તો હું આવી રીતે મને તરછોડનારા શબ્દો બોલત ખરો?,' ભ્રમણે રડી પડતા કહ્યુ

પ્રિયવાચક! વટોદર નગરીના સાગરપરામા રહેનારા રમણચંદ્ર અને ભ્રમણચંદ્ર બન્ને યુવાન વિદ્યાર્થી હતા કોલેજમા બી એ ની પરીક્ષા પસાર કરીને રમણચંદ્ર પોતાની પસંદગીની હેડમાસ્તરની જગાપર રહ્યો, અને ભ્રમણચંદ્ર પણ પદ્ધિ સંપાદન કરીને વપારમાં જોડાયો તેને વેપારનું જ્ઞાન હોવાથી અને બી એ એટલે સર્વજ્ઞ એવી તેની સમજ હોવાથી જોઇએ તેવી કાળજી નહિ રાખવાને લીધે વેપારમા જબરો ધક્કો બેઠો ભ્રમણચંદ્ર હુશીયાર હતો ખરો, પણ બહુ ઉતાવળીયો હતો એટલે કોઈપણ અજાણ્યા ધધામાં વિચાર કર્યા વિના જ જોડાતો કામનુ ધોરણ નહિ જાણેલ હોવાથી વેપારમા ખોટ ગઇ પાસેની મુડી ખાઇ એટલું જ નહિ, પણ લાખો રૂપિઆનું કરજ થયુ હતું!

રમણચંદ્ર દુરદર્શી, દઢ નિશ્ચયવાળો અને કર્તવ્યનિષ્ઠ યુવાન હતો પોતાની શક્તિ તપાસીને જ તે કોઇ પણ કામમાં હાથ ઘાલતો તેણે પોતાનું માનસિક બળ અભ્યાસથી વધાર્યું હતું તે સંકલ્પબળવર્ધક મંડળનો મેંબર હતો. એક દિવસે સંધ્યાકાળે વિજયમાગના રસ્તાપર બન્નેનો મેળો થતા તેમની ઉપરોક્ત વાતચીત થતી હતી

ભ્રમણનું દિલ દુખાએલું જોઇ સ્નેહથી રમણચંદ્રે કહ્યું—" ભ્રમણ! હું તને જે આ બોલ્યો તે શું તું નિર્ધન છો માટે? શું તું મારો શત્રુ છે? તારૂં ભાવિ જીવન સુખમય થવા માટે જ હું તને કેમ ચાંપીને બોલ્યો. "

" એ ખરૂં એની હું ક્યાં ના કહું છું! પેણ—"

" એ પણ જવા દે, " વચમા જ રમણે કહ્યું—" સાંભળ તારી ઉન્નતિ થાય. તને આજ ળના ઉદ્યોગમાં બે પૈસાની પ્રાપ્તિ થાય, તારી સ્થિતિ સુધરીને પ્રથમના સરખી થાય, એટલા માટે કહું છું. અધોગતિ એ કાંઈ ઉન્નતિનું ચિન્હ નથી માટે તેવા માણસે પુનશ્ચ હરિ ૐ નમ કહી ઇષ્ટ કાર્ય તરફ વળવુ સમજ કે પગ લપસીને તું ભોંયપર પડયો, તો તેમા શરમ શાની! તુરત ત્યાંથી ઉભા થવાનુ, ઉઠવાનો પ્રયત્ન કરવો એજ જરૂરનુ નથી શું? ઉલટુ ત્યાંથી નહિ ખસતા રૂરૂ થયું!' એમ કહી પડી રહેવામા જ શરમ—ના બેશરમપણું છે! સમજ્યો ભાઇ?"

" ખરૂ ખરૂ તેણે તુરત ઉઠીને ઉભા થવુ જોઇએ પડી રહેવાથી શુ લાભ? આનદથી ભ્રમણે કહ્યુ

" ત્યારે તું ધધામાં કદાચ પછડાયો તેમાં આટલો હતાશ શા માટે થાય છે? જે પડયા એ તેજ ઉડયા છે ઉઠનાઓએ શુ ઉઠવાનુ છે ત્યારે પડેલાઓએ કેમ ઉઠવુ એ જગતને શીખવવુ એજ શિક્ષીતવર્ગનુ કર્તવ્ય છે "

" તદ્દન સાચુ એજ પદવીધરોની ફરજ છે."

" સત્યવાદિ હરિશ્ચંદ્ર, નળરાજા આદિ નામ થીન માણસો સમયસૂચકતાના અભાવે પછડાયા હતા તેમણે અત્યત કષ્ટમય અવસ્થા ભોગવી હતી. તો પણ એ પ્રચંડ માનસબળના ચાલ હોવાથી, અને પ્રભુના મંગલ ચારિત્ર્યને માન આપનારા હોવાથી તે તારા જેવા નિરાશ બનીને રડતા બેઠા નહોતા પોતે અખડ પરાજીત છે એવી કોઇ દિવસ પણ તેમણે ભાવના કરી ન હતી એક પળે તે દુખી હતા, પણ બીજી જ પળે દઢ સંકલ્પથી પ્રથમનુ ઐશ્વર્ય મેળવવાના કાર્યમાં તે જોડાયા અને તેમણે ગુમાવેલ વિજય પણ મેળવ્યો શુ એ વિજય નહિ? વિજયના બાલ સ્વરૂપને સામાન્ય માણસો પ્રારબ્ધ કહે છે એ વાત સઘળાએ ધ્યાનમા રાખવી જોઇએ "

"ખરેજ વાત એ મુદ્દાની તો છે પણ રમણભાઇ! જો બધાએ માનસબળની—પોતાની ભાવનાની જ—આ રમત છે એ માને તો શુ આશ્ચર્ય,

કે નસીબ કહેવાય છે તે ખોટું ?"

"શ્રમણ! તું બહુ ભોળો છે 'प्रारब्ध देय मितिक्षा पुरुषा वदन्ति' વસ્તુત આ શબ્દ તેમનામાટેજ ભાષામાં રૂઢ થયાનુ મોટા માણુસો કહે છે તમારા ગતકર્મના ભાવિ ફળનેજ અન્ય શબ્દોમાં પ્રારબ્ધ કહો છો એ પ્રારબ્ધમા દુર્બળતા અને સબળપણું એ બન્નેનુ ઘણું સામ્ય હોય છે એ પ્રારબ્ધ માનનીય પુરુષાર્થ આગળ એક રોતલ જનાવર છે એને શ્વાન કહેવામા આવે તો પણ એ તેની સ્તુતિજ કહેવાશે. તારા જેવા માણસો અપજશથી ગગડી પડે છે, ત્યારે એજ નસીબ તેમના માથાપર વારાંગના માફક થનથન નાચે છે અને જ્યારે પોતાની કર્તબગારીથી-આત્મબુદ્ધિથી કોઈ દુર્ઘટ કાર્યમાં અસાધારણ જય મેળવે છે, અને ચોતરફ તેની કીર્તિ ગવાય છે, ત્યારે એજ નસીબ તેના વિજયગીતો પ્રેમથી ગાય છે!"

"ભાઇ! હવે તારા કહેવાની મને બરાબર સમજ પડવા લાગી "

"એમાં હું શુ કહું છુ! તે મારા પદરનુ થોડુંજ છે! એ સત્ય જ્ઞાન ઇશ્વરીય જ્ઞાન છે શ્રીજ્ઞાનેશ્વરીમાં કહ્યુ છે કે, માણસે કોઇ પણ કાર્ય કરતાં પહેલા તેનો બરાબર વિચાર કરવો એટલે ભાવિ અપજશની ચિંતા કરવાનો વખત ન આવે એ પ્રમાણે વર્તનારને ખરૂ કર્તવ્ય શુ છે તેજ કરવાનુ બાકી રહે છે શ્રીકૃષ્ણચંદ્ર અર્જુનને કહે છે કે—હે બુદ્ધિમન્! તારા હાથમાં જગત્‌ને દાખલો લેવા જેવો ચિઠ્ઠો હોવાથી, ખરેખર તેમણે તારા આચરણનો ધડો લેવા જેવી તારી યોજના છે શ્રમણ! તેજ ઉપદેશ હું તને કહું છુ"

"ભાઇ! તારો ઉપદેશ હુ માથે ચડાવુ છુ"

"તો તારૂં કલ્યાણ થશે ધ્યાનમાં રાખજે નિષ્ફળતા એ ભાવિ વિજયની કુંચી છે કોઇ કામમા અપજશ આવે તો તેથી ગભરાવુ નહિ. તેજ તને જશનો ખરો માર્ગ બતાવશે જો અપજશ આવે તો લીધેલ કામમા બમણી હુશીયારીથી જોડાવુ અને તે તેવી જ દૃઢ ભાવનાથી કાર્ય કરવામાં આવે તો વિજયનું મહાદ્વાર વગર વિલબે ઉઘડવાનું જ! સુક્ષ્મ દૃષ્ટિથી આગળ જો. ઋદ્ધિ સિદ્ધિ તારા સરખા કર્મયોગીના આગમનની રાહ જુએ છે "

* * * *

શ્રમણે હવે માનસબળ વધાર્યું છે, અને પોતાના ઉદ્યોગમાં સફળ થયો છે

# पारसी धर्म.

( અનુવાદક —ચાડીલાલ કાકુભાઇ સઘવી )

પારસી જાતિ, જેનો અધિક અંશ પશ્ચિમ ભારતમાં રહે છે, તે ઇરાનની રહેવાવાળી છે તે આર્ય—જાતિની એક શાખા છે કે જે અત્યન્ત પ્રાચીન કાળમાં મધ્ય એશિયામાં રહેતી, અને ફરી ત્યાંથી આવી ભારતવર્ષમા વસી અને હવે હિન્દુ—જાતિના નામથી પ્રખ્યાત છે પારસીઓએ ઇરાનમાં એક ગૌરવશાળી રાજ્ય સ્થાપિત કર્યું હતું તેમની સભ્યતા પણ બહુ જ વધી હતી એ જાતિ એક વખત ધન—બળ અને ઐશ્વર્યના ઉચ્ચ શિખર પર પહોચી પશ્ચિમી એશિયાનું અખડ આધિપત્ય કરતી હતી, તે અત્યારે છિન્ન-ભિન્ન થઈ સસારમા ફેલાઇ છે. હવે આ જાતિના હાથમા કોઇ દેશ અથવા દેશના વિભાગનું શાસન નથી, તો પણ તે મનુષ્ય એવા વ્યવસાયી, બુદ્ધિમાન અને સુશિક્ષિત છે કે, તેમની સખ્યા થોડી હોવા છતાં પણ ભારતના પ્રતિષ્ઠિત, શ્રીસમ્પન્ન અને સુશિક્ષિત મનુષ્યોમા તેમની ગણતરી થાય છે આ જાતિની જેવી સભ્યતા હતી તેવો જ તેમનો ધર્મ પણ ગભીર—સિદ્ધાન્ત—સમ્પન્ન હતો અને હજુ પણ છે

પારસી—ધર્મના આદિ—આચાર્ય મહાત્મા જરથોસ્ત છે આ મહાત્મા સબધી કહેવામાં આવે

છે કે, તેઓ ઇશ્વરને ત્યાંથી નાસક નામક પારસી-ધર્મના ૨૧ ગ્રન્થ લાવ્યા હતા. તેના આધારે તેમણે પોતાના ધર્મનો ઉપદેશ આપ્યો હતો, જે પારસી-ધર્મની 'જન્દાવસ્તા' નામના પુસ્તકમાં નિર્દિષ્ટ છે એમ પણ કહેવાય છે કે, એક વખત મહર્ષિ વ્યાસ અને મહાત્મા જરદસ્ત વચ્ચે ધર્મ વિષયક શાસ્ત્રાર્થ થયો હતો ગમે તે હોય, પણ એ વાત નિઃશંક સિદ્ધ છે કે, પારસી-ધર્મ ઘણો જ પ્રાચીન છે અને તેમના આદિ આચાર્યનો સમય ઐતિહાસિક આલોચનાની સીમા બહાર છે, આ ધર્મના મોટા મોટા સિદ્ધાન્તો નીચે પ્રમાણે છે

### ઇશ્વર

પારસી-ધર્મમાં ઇશ્વરનું નામ 'અહુરા-મજદા' છે અહુરા નામ એ કારણથી પડયું છે કે, ઇશ્વર અનન્ત અને સદ્-રૂપ છે તેમની સત્તા ભૂત, ભવિષ્ય અને વર્તમાન સર્વ કાલમાં છે તેઓ ફક્ત સ્વયમ્ભૂ નહિ, પરંતુ સંસારમાં જેટલી વસ્તુ ઓ છે તે સર્વની સત્તાનું કારણ પણ તેજ છે જો કે તેઓ અદૃષ્ય છે તોપણ સૃષ્ટિના રૂપમાં જોઇ શકે છે સૂર્ય, ચન્દ્ર અને તારા સર્વ તેમની સત્તાનું પ્રમાણ છે આકાશમંડળમાં નક્ષત્રાદિનું નિયમિત રીતે ફર્યા કરવું, એથી સાબિત થાય છે કે કોઇ અદ્‌ભુત ચૈતન્યશક્તિ અવશ્ય હોવી જોઇએ વાયુ, જળ-તરંગોનાં દ્રવ્ય, વનસ્પતિની ઉત્પત્તિ તથા વૃદ્ધિ, મનુષ્ય અને પશુઓની પ્રાકૃતિક બનાવટ, એ ઇશ્વરની વિશાળ બુદ્ધિ અને શક્તિનો પરિચય બતાવી આપે છે દૃશ્યમાન પ્રાકૃતિક રચનાથી તેના બનાવનારનો પત્તો મળી આવે છે-તેની અદ્‌ભુત સૃષ્ટિ રચનાથી તેમની સત્તા સિધ્ધ થાય છે

ઇશ્વરનું નામ મજદા હોવાનું કારણ એ કે, તેઓ સર્વજ્ઞ છે તેઓ પોતાના અનન્ત જ્ઞાન દ્વારા સમસ્ત વિશ્વનું શાસન કરે છે અનન્ત જ્ઞાન દ્વારા જ તેમણે સંસારની રચના કરી છે અને તેનો વ્યાપાર ચલાવે છે એવા ઇશ્વરમાં દૃઢ વિશ્વાસ રાખવો અને દેવોના પ્રભાવથી બચવું એ પ્રત્યેક પારસીનો મુખ્ય ધર્મ છે

પારસી-ધર્મમાં 'દેવ' શબ્દનો અર્થ કાંઇક જૂદો જ છે સંસ્કૃત પુસ્તકોમાં તેનો સાધારણ અર્થ દેવતા છે, પરંતુ પારસી ધર્મમાં દેવનો અર્થ અસુર અથવા દુષ્ટાત્મા છે દેવ ચાર પ્રકારના છે —

૧ અહુરા મજદા અર્થાત્ ઇશ્વરને બાદ બીજા દેવતા, જેને મનુષ્ય ઇશ્વરને ઠેકાણે પૂજે છે

૨. અત્યન્ત નીચા દરજ્જાના દુષ્ટ અને અત્યાચારી મનુષ્ય દાખલા તરીકે ઇરાનના 'જોહાક' નામે બાદશાહ કે જે ભારે અત્યાચારી હતો

૩ એવી ચીજો કે જેથી ભયંકર રોગ, મહામારી આદિ ઉત્પન્ન થાય છે પારસીઓના ધર્મ-પુસ્તકમાં એવા ભયંકર રોગોનું લીસ્ટ આપવામાં આવેલ છે, જેને દેવનાં નામથી પોકારે છે

૪ વ્યભિચારાદિ દુષ્કર્મોનું નામ પણ દેવ છે

આ સર્વ પ્રકારના દેવોનાં ચક્રરથી બચી માત્ર પૂર્વોક્ત અહુરા—મજદાની ઉપાસના કરવી એ પ્રત્યેક પારસીનો ધર્મ છે અર્થાત્ પારસી લોકો ઇશ્વર સિવાય કોઈ દેવી, દેવતાને માનતા નથી.

### સૃષ્ટિ

પારસી-ધર્મના પુસ્તકો મુજબ અહુરામજદા અર્થાત્ ઇશ્વર સર્વ કારણોનું આદિ કારણ છે તેઓ વિશ્વના સૃષ્ટા અને સંહારકર્તા પણ છે સર્વ વસ્તુઓને વધારવી—ઘટાડવી એમના હસ્તક છે જૂદી જૂદી કોટીના જીવોને ઉત્પન્ન કરવા અને તેમનો સંહાર કરવો એ એમનું કાર્ય છે ઉત્પત્તિ, અને સંહાર, એ બે પ્રકૃતિના આદિ કારણ છે જો કે તેઓ એક બીજાની વિરુધ્ધ છે તોપણ તે બન્ને સગા છે અને તેનાથી જડ—ચેતન સંસારની રચના થઇ છે પારસીઓના 'અવસ્તા' નામના ધર્મ-પુસ્તકમાં એ બન્ને કારણોનું નામ 'મૈનુય' છે જેની ઉત્પત્તિ સંસ્કૃત શબ્દ 'મન' થી છે તે શક્તિ જેનો મનથી વિચાર થઇ શકે, પરંતુ ઇન્દ્રિય—દ્વારા અનુભવ ન થઇ શકે, એ કારણોમાંથી એક કારણ ઉત્પત્તિ કરવાવાળું અને બીજું સંહાર કરવાવાળું છે પહેલાનું નામ 'સ્પન્ત મૈનુય' છે, અને બીજાનું નામ 'અગ્રામૈનુય' છે એ બન્ને કારણ રાત્રિ—દિવસ ઇશ્વરની અધ્યક્ષતામાં કામ કરતા રહે છે. એ બન્ને કારણ આદિ-સૃષ્ટિથી આજ સુધી

ઉત્પત્તિ અને સહારનું કાર્ય કરી રહેલ છે

આ મતને દ્વૈત વાદ પણ કહી શકે છે પરતુ તે વાસ્તવમાં ઇશ્વરવાદ છે, જેનું સમર્થન હક્સલે, હર્બર્ટ સ્પેન્સર આદિ વિજ્ઞાનવેત્તાઓ તથા ટેનીસન આદિ કવિઓના વિચારોથી પણ થઇ શકે છે પરમાણુ અને જીવ તથા જડ અને ચેતન એ બન્નેનો આધાર ઇશ્વર જ છે, જે વિશ્વના બનાવનાર છે, અને જેમણે પ્રાકૃતિક નિયમોના રૂપમાં સસાર પર એવી પકી છાપ લગાવી દીધી છે કે તેમના સચાલનમા બીજા કોઇનો કિંચિત માત્ર પણ હસ્તક્ષેપ નથી

## આચાર-ધર્મ

જે પ્રમાણે અહુરા-મજદાની અધ્યક્ષતામાં બે આદ્ય કારણુ કાર્ય કરતા સસારની રચના કરે છે તેમ મનુષ્યની પ્રકૃતિમાં બે એવી શક્તિઓ છે કે જે સારા-નરસા કામ કરવાને પ્રેરિત કર્યા કરે છે એક તરફથી શુભ કર્મ કરવાનુ અને બીજી તરફથી દુષ્કર્મ કરવાનું ઉત્તેજન મળે છે પહેલાંનું નામ 'વોહુમના' અર્થાત્ 'બેહેમન' છે, જેનો અર્થ સારૂ મન થાય છે, અને બીજાનું નામ 'અકમના' અર્થાત્ ખરાબ મન છે એ બન્ને શક્તિઓનો પ્રભાવ મનુષ્યોના વિચારો, વચનો અને કર્મો પર પડે છે જે વખતે 'વોહુમના'ની અધીકતા થાય છે તે વખતે મનુષ્યના વિચાર, વચન અને કાર્ય સર્વ સારા હોય છે, પરતુ જ્યારે 'અકમના' નો પ્રભાવ થાય છે ત્યારે એ ત્રણે ખરાબ થઈ જાય છે

પારસીઓના આચાર-ધર્મનો મૂળમત્ર શુદ્ધિ છે શુદ્ધિ મનુષ્યને માટે જન્મથી જ જરૂરની છે એ એક પારસી-ધર્મસૂત્રનો આશય છે સ્વચ્છ વિચાર, સ્વચ્છ વચન, સ્વચ્છ કાર્ય અને નિયમનુ પાલન કરવુ એજ આ ધર્મનો મુખ્ય સિદ્ધાન્ત છે મનુષ્યના શુભ વિચાર શુભ વચન અને શુભ કાર્ય જ તેને માટે કલ્યાણકારી છે, તેનાથી જ મુક્તિ થઈ શકે છે તેમાં બીજી કોઇ ચીજની જરૂર પડતી નથી

## શુદ્ધિ-નિયમ

પારસીઓના ધાર્મિક રીત-રિવાજોમાં શુદ્ધિ-નિયમ હમેશા સાચવવામા આવે છે પારસીઓની ઉપાસનામાં બલિદાન આદિની પ્રથા નથી ઉપાસના વખતે ફક્ત પુષ્પ અને ફળનો પ્રયોગ થાય છે એ પદાર્થ સૃષ્ટિના પશુ અને વનસ્પતિ આદિનું સૂચકચિન્હ છે ઇશ્વરની નિર્મળતા આદિનુ સૂચકચિન્હ અગ્નિ છે

૧ તેમના હવન-યજ્ઞાદિમા માસનો ઉપયોગ થતો નથી, માત્ર દુધ જ ઉપયોગમાં લેવામાં આવે છે

૨ ઉપાસનાના પ્રતીક પણ શુદ્ધ છે

૩ શવોની અન્ત્યેષ્ટિ-ક્રિયામા પણ શુદ્ધિનો વિચાર રાખવામા આવેલ છે

પારસી અગ્નિને ઇશ્વરની જ્યોતિ અને દિવ્યતાનો સર્વોત્તમ પ્રતીક સમજે છે તેમના મનમા અગ્નિની જ્વાળા, શક્તિ, શુદ્ધિ અને અમરતા ઇશ્વરનુ રૂપ અને સર્વ સમ્પન્નતા જણાવે છે જે અગ્નિ પારસીઓના મદીરમા રહે છે તે દરેક પ્રકારે શુદ્ધ કરી પ્રતિષ્ઠિત કરવામાં આવે છે. તે ચૂલાની જેવી તેવી આગ સમજવી નહિ જ્યારે કોઇ મદિરમાં અગ્નિની પ્રતિષ્ઠા થાય છે ત્યારે તે ઘણા ઠેકાણેથી લાવવામા આવે છે વિજળીમાથી પણ અગ્નિ લેવાને માટે પ્રયત્ન કરવામા આવે છે. અગ્નિ શુદ્ધ કરવાની રીત એ છે કે, જૂદા જૂદા ઠેકાણેથી લાવેલ અગ્નિમાથી એક પર, એક જાતની ચતની, કે જેને પકડવાને માટે એક હાથા થાય છે તે લગાડવામા આવે છે ચતની પર સુગન્ધિત ચન્દનની લાકડીના છુરાદા અને નાની નાની ચૈલિયા રાખવામાં આવે છે. નીચે બળતી આગથી તે ચૈલિયોમાં આગ લગાડવામાં આવે છે તેમાં સાવધાની એટલી રાખવી પડે છે કે, ચતની નીચેની આગથી બળી ન જાય, એ પ્રમાણે પ્રથમ અગ્નિથી એક બીજી નવી અગ્નિ ઉત્પન્ન કરવામાં આવે છે જે અગ્નિ નવી શુદ્ધિ બાદ ઉત્પન્ન થાય છે તે શુધ્ધ ગણવામાં આવે છે, એ પ્રમાણે જૂદા જૂદા સ્થાનેથી લાવવામાં આવેલ અગ્નિની પણ પૃથક્ પૃથક્ શુદ્ધિ કરવામાં આવે છે. જ્યારે સર્વ અગ્નિની શુદ્ધિ થઇ જાય છે ત્યારે તે સર્વને ભેગી કરે છે, અને એક વાસણમાં રાખી મકાનની એક જુદી ઓરડીમાં ઉચ્ચ સ્થાને તેને રાખે છે. આ પવિત્ર અગ્નિથી પારસીઓને સદુપદેશ મળે છે જેમ આ અગ્નિ શુદ્ધિ બાદ પોતાના અસલ રૂપને પ્રાપ્ત થઇ, ઉચ્ચ

સ્થાનમાં રાખવા લાયક થઈ જાય છે, તેમ જ મનુષ્ય જે મન અને શરીરથી સેંકડો પાપ કરે છે તે મન, વચન અને કર્મરૂપી ચક્કીમા દળાઈ જ્યારે શુદ્ધ થાય છે ત્યારે પરલોકમાં ઉચ્ચ સ્થાન મેળવવા લાયક થાય છે જેમ દરેક દરજ્જાના મનુષ્યને ઘેરથી લાવવામાં આવેલ અગ્નિ શુદ્ધિ બાદ એકમેક થઇ જાય છે, તેમ સર્વ મનુષ્ય મન, વચન અને કાયાની શુદ્ધિ પ્રાપ્ત કરી ઈશ્વરની દૃષ્ટિમા એક થઇ જાય છે મદીરમા જ્યારે પારસી પવિત્ર અગ્નિ પાસે જાય છે ત્યારે પુજારી બળેલ અગ્નિની થોડી ભસ્મ આપે છે તેને તે પોતાના માથા પર લગાવે છે જેથી તેમનો એ આશય છે કે, જેમ પ્રજ્વલિત અગ્નિ ચદનની સુગધીને ચારે બાજુ ફેલાવી છેવટે ભસ્મ થઇ જાય છે, તેમજ મનુષ્ય પણ ભસ્મ થઇ આ સો કયી ચાલ્યા જાય છે જેથી જેમ અગ્નિ ભસ્મ હોવાની પહેલા સુગધી અને તેજ ફેલાવે છે, તેમજ મનુષ્યે પણ પોતાના દેહાવસાન પહેલા પોતાના શુભ કર્મોની સુગન્ધિ ફેલાવવી જોઇએ અને બીજાને માટે જ્ઞાન અને સત્યનો પ્રકાશ કરવો જોઇએ સારાંશ એ કે, મદીરની અગ્નિથી પારસી લોકોને હમેશાં ઉપદેશ થયા કરે છે કે, ધર્મ, શુદ્ધિ, વિનય અને ભ્રાતૃભાવ આદિ નિયમોનું પાલન કરવુ જો કે પારસી લોકો અગ્નિના ભારે ઉપાસક છે તોપણ તેઓ પોતાની ઉપાસના અથવા ઇશ્વરપ્રાર્થના માત્ર મદીરમાં જ કરે એમ નથી, પણ સર્વ જગ્યાએ કરી શકે છે જેથી તેમને પુરોહિત અથવા પુજારીની પણ જરૂર રહેતી નથી

અન્ત્યેષ્ટિ ( છેવટની ) ક્રિયા

પારસી લોકો મૃતદેહને નથી બાળતા કે દાટતા, પરંતુ એક ખુલ્લી જમીનમાં રાખી દે છે, જ્યાં માસાહારી પક્ષીઓ તેમાંથા માંસ ચૂંટી ખાય છે તેમનો વિચાર એવો છે કે, બાળવાથી અગ્નિ અને દાટવાથી પૃથિવી અપવિત્ર થઇ જાય છે, વળી રોગાદિની ઉત્પત્તિ થાય છે તેમનું કહેવુ એવુ છે કે, જ્યારે પશુ, પક્ષી આદિ મરી જાય છે ત્યારે તે ત્યાં જ પડ્યા રહે છે અને બીજા પશુ-પક્ષી તેનો માસ ખાઇ જેમ પ્રાકૃતિક શુદ્ધિ કરી દે છે, તેમ જ મનુષ્યના શબની છેવટની ક્રિયા પણ પ્રાકૃતિક નિયમાનુસાર જ થવી જોઇએ

બીજી વાતો

પારસી-ધર્મમાં નિરાહાર વ્રત કરવુ, જીદગી પર્યંત બ્રહ્મચર્યનુ પાલન કરવુ અથવા સન્યાસ લેવાનો નિયમ નથી તેમનો ઉદ્દેશ એ છે કે, ઇશ્વરે સર્વ વસ્તુ નિયમિત રીતે ઉપભોગ કરવાને માટે બનાવી છે પરતુ મનુષ્યે મોજશોખમાં પડી જઇ પોતાનુ ખાસ કર્તવ્ય શુ છે તે વિસરી જવુ ન જોઇએ

પારસી ધર્મના મૂળાધાર નિયમ કે જે સર્વ પારસીને માટે તેમના ધર્મ-પુસ્તકમાં નિર્દિષ્ટ છે તે નીચે પ્રમાણે—

૧ દેવોના પ્રભાવ અથવા તેના કાર્યોથી બચવાનો સકલ્પ કરવો, અને અહુરા-મજદા કે જે સર્વ વસ્તુના બનાવનાર છે, તેમાં દૃઢ વિશ્વાસ રાખવો

આ નિયમ પ્રમાણે વર્તવાને પારસીઓને નીચે પ્રમાણે મન્ત્ર ભણવો પડે છે

હું અહિંથી દેવોને દૂર કરું છુ હું જરદસ્તના મતનો મજદા—પૂજક હોવાનો નિયમ કરું છુ, હુ દેવોથી દૂર, ઇશ્વરના વચનોમાં દૃઢ વિશ્વાસી અને ઉદાર અમર આત્માઓની પ્રશસા કરવા વાળો છુ હુ સર્વ સારી વસ્તુ ઉત્પન્ન થવાનુ કારણ અહુરા—મજદાને જ માનું છુ, કે જે સર્વોત્તમ અને શ્રેષ્ઠ વૈભવ સમ્પન્ન છે હુ એવા પવિત્ર જ્યોતિ—સ્વરૂપ ઇશ્વરને માનું છુ કે જેની ઉત્પન્ન કરેલ સારી વસ્તુઓ છે જેની બનાવેલ ગાયો છે, જેના બનાવેલ તારાગણ છે, અને જેના પ્રકાશરૂપી વસ્ત્રથી સમસ્ત તેજસ્વી જીવ અને વસ્તુઓ ઢકાઇ ગયેલ છે

૨ પોતાના સ્વધર્મિઓને આશ્રય આપી આપત્તિમાં તેમનુ રક્ષણ કરવુ અને તેમની સહાયતા માટે બની શકે તેટલો પ્રયાસ કરવો

૩ દુષ્કર્મો તથા દેવો પ્રેરિત કાર્યોનો તિરસ્કાર કરવો અને મહાત્મા જરદસ્તના ઉપદેશાનુસાર વર્તવાનો સકલ્પ કરવો

૪ જીવનમાં સન્માર્ગ પર ચાલવાનો નિયમ રાખવો, ઇશ્વરની વિવિધ સૃષ્ટિના ઉપયોગી જીવો સમાન બીજાને માટે લાભદાયક હોવાનો સકલ્પ

કરવો મહાત્મા જરદસ્તની માફક તેમના આદિ-શિષ્યોના કાર્યોનું અનુસરણ કરવું અને માત્ર ઇશ્વરનેજ ઇષ્ટ દેવ માનવા

૫. સારા વિચાર, સારાં વચન અને સારા કાર્યો એ ત્રણેનું સરખી રીતે પાલન કરવું

૬ પૂર્વોક્ત ઉદ્દેશાનુસાર આપણા માટે મજદા ઉપાસક જરદસ્તના અનુયાયી કહેવા

આ છેલ્લા નિયમનો આશય એ છે કે, તે આ ધર્મના અનુયાયી બની રહેવાનો સંકલ્પ કરે જ્યારે પારસી લોક પોતાના પવિત્ર સૂત્રને કે જેને કુસ્તી કહે છે, તેને ઉઘાડે છે અને બંધ કરે છે ત્યારે આ નિયમના નિચે લખેલ મંત્રને ઘણીવાર ભણે છે —

"હુ મજદાનો ઉપાસક છુ—હુ માત્ર જરદસ્તના અનુયાયી મજદા-ઉપાસક છુ હુ જરદસ્તના મતમાં વિશ્વાસ કરતાં અને તેની પ્રશંસા કરવાને તૈયાર છુ હું સારાં વિચાર, સારા વચન અને સારાં કાર્યોની પ્રશંસા કરૂં છુ. હુ શ્રેષ્ઠ મજદા-ઉપાસકમતની પ્રશંસા કરૂં છુ આ મત, ઝઘડાને દુર કરે છે, લડાઇના અસ્ત્ર-શસ્ત્રને નીચે નાખી દે છે, આત્માનુભવની પ્રેરણા કરે છે, અને સત્યનો વિકાસ કરે છે. જે મત આ વખત વિદ્યમાન છે, અથવા જે આગળ થશે તે સર્વમાં અહુર-મજદા જરદસ્તનો ધર્મ સર્વથી મોટો, સારો અને શ્રેષ્ઠ છે હુ વિશ્વાસ રાખુ છુ કે જેટલી સારી વસ્તુઓ છે, તે સર્વ અહુરા-મજદાથી ઉત્પન્ન થએલ છે

આ જ મજદા-ઉપાસક મતની પ્રશંસા છે

'કન્નોમલ એમ એ'




( લેખક—રા મણીલાલ કેશવલાલ પરીખ )

મરણ એ માણસની જીંદગીમાં માત્ર એક પ્રકારનું રૂપાંતર છે, અને તે પ્રકારનો ફેરફાર મનુષ્ય જાતના કલ્યાણને માટેજ ઈશ્વરે નિર્માણ કરેલો જણાય છે

મહાપુરૂષો કહી ગયા છે કે દરેક માણસે મરણને માટે હરદમ તૈયાર રહેવુ જોઇએ દુનિયાની દોલત, સગાંવહાલાં અગર વૈભવ એમાંનું કાંઇ પણ મરણ વખતે સાથે આવતું નથી પણ માત્ર માણસની સારી ખોટી કરણી તેને મરણ પર્યન્ત કામ આવે છે અર્થાત્ તેની સાથે જાય છે માટે મનુષ્ય માત્રે એવી જીંદગી ગુજારવી જોઇએ કે જગતની માત્રામાં સફળ થવા માટે તેણે હરદમ મોતને યાદ કરવુ જોઇએ એટલે કે મરણ પછી પ્રભુના દરબારમાં આપણા સર્વ કર્મનો હિસાબ આપવો પડશે તે બાબતનો વિચાર કરવો જોઇએ

ઇતિહાસ વાંચનારાઓને યાદ હશે કે મહાન્ સિકંદર ( અલેક્ઝાંડર ધિ ગ્રેટ ) જ્યારે હિંદુસ્તાન સર કરીને પાછો ફરતો હતો, અને રસ્તામાં બિમાર પડયો તે વખતે તેની માતાનું સ્મરણ થયુ અને વિચાર આવ્યો કે મારા મૃત્યુથી માતાને અતિશય દુઃખ થશે તેથી તેણે પોતાની માતાને કહાવી મોકલ્યુ કે માતા, મારા મરણથી તું જરા પણ દીલગીર થતી ના પણ મારા મરણ પછી અમુક દિવસે તું આખા ગામના લોકને જમવા બોલાવજે અને તેમાં એટલી સંભાળ રાખજે કે તે જમણમાં આવેલા લોકને ત્યાં કોઇ મરી ગયેલું ન હોય." સીકંદરની માતાએ તે પ્રમાણે કર્યું અને જ્યારે માણસો જમવા આવ્યા ત્યારે ઉપરના પ્રશ્નનો રદીઓ આપનાર માણસો ઘણીજ જુજ સંખ્યામાં મળ્યાં તેથી સીકંદરની માતાને એક પ્રકારનો દિલાસો મળ્યો કે આ "દુનિયામાં બધાં ઘર મરણથી મુક્ત નથી " આ જ્ઞાન થવા માટેજ ખાસ ઈરાદાપૂર્વક સિકંદરે પોતાની માતાને ઉપર પ્રમાણેનો સંદેશો કહાવી મોકલ્યો હોવો જોઇએ.

બીજો એક દાખલો ઇરાનના ઇતિહાસમાંથી લઇએ. એક જુનાની સ્ત્રી કે જે પોતાના દેવળમાં

અમુક પ્રકારની ક્રિયા કરવાને માટે ખાસ હક ધરાવતી હતી. તે એક વખતે પોતાના નીમેલે વખતે દેવળમાં જવા તૈયાર થઇ પણ પોતાનો રથ વખતસર ન આવવાથી તેણે ભારે કલ્પાંત કરવા માંડયુ ત્યારે તેના બે દીકરા જે ઘણા નાની અને શાણા હતા તેઓ પોતાની માતાને આ પ્રમાણે રડતી જોઇ શકયા નહીં તેથી તેમણે તેને કહ્યું "માતા, તું શા માટે રડે છે તારી ઇચ્છા હશે તો અમે તને ઉચકીને દેવળમાં લઇ જઇશુ" તે માતાએ પોતાના પુત્રોની આ પ્રકારની માતૃભકિત જોઇને પોતાને દેવળમાં પોતાને ઘણી ઝડપથી મંદિરમા લઇ જવાને ફરમાવ્યુ કે જેથી તે વખતસર પ્રભુ પ્રાર્થના તથા ક્રિયા કરી શકે તે પુત્રોએ તરતજ પોતાની માતાને ખભે બેસાડી લીધી અને વખતસર દેવળમાં આવી પહોંચ્યા જ્યાં તેણે પોતાના નિત્ય નિયમ પ્રમાણે પ્રાર્થના તથા ક્રિયા કીધી ક્રિયા પૂરી થયા પછી તેને અંતરીક્ષથી અવાજ સંભળાયો કે "તારી ઇચ્છામાં આવે તે માગ, ઇશ્વર તારા પર પ્રસન્ન છે" આ ઉપરથી પેલી સ્ત્રીએ પ્રાર્થના કરી કે "મારા પુત્રોને સૌથી સારૂ સુખ હોય તે પ્રભુ આપે એટલીજ મારી ઇચ્છા છે," આ પ્રમાણે કહેતાની સાથે તેણે પોતાના બન્ને પુત્રોને પોતાની નજર આગળ મુવેલા-પડેલા-દેખ્યા જેથી તે ઘણુજ કલ્પાંત કરી કહેવા લાગી કે "આ શો ગજબ!" આ તે મારા દીકરાઓનું ભલું થયુ?" ત્યારે તેને ઉત્તર મળ્યો કે "તે તારા છોકરાના કલ્યાણની માગણી કરી અને જે સારૂં હતું તે પ્રભુએ તેમને આપ્યુ" કારણ તેઓ જો જીવતા રહેત તો કદાચ કોઇ આફતના ભોગ થઇ પડત એમ સમજીને તે સ્ત્રીએ પોતાના મનનું સમાધાન કર્યું

ત્રીજે દાખલે મહાત્મા ગૌતમ બુદ્ધના સમયનો જોઇએ બુદ્ધની યાત્રાના પ્રસંગે એક સ્ત્રીનું બાળક મરણ પામવાથી તે બિચારી દુ:ખની મારી મહોલે મહોલે રડતી કલ્પાંતી રખડવા લાગી. એવામા કોઇને તેની દયા આવવાથી તેને કહ્યુ "બહેન બાઇ, તુ મહાત્મા બુદ્ધ પાસે જા, કદાચ તે તારા બચ્ચાને જીવતું કરશે" આથી આશામાં આવી તે બાઇ મહાત્મા બુદ્ધની પાસે આવી અને કરૂણ સ્વરે પોતાની કર્મકથા કહી સંભળાવીને પોતાના બાળકને સજીવન કરવાની પ્રાર્થના કરવા લાગી બુદ્ધે તેને ધીરજ આપીને કહ્યુ માતા, તારા બચ્ચાને હુ જીવતું કરૂ પણ તે માટે તું થોડીક રાઇ કોઇના ઘેરથી માગી લાવ, પણ ધ્યાન રાખજે કે તે રાઇ એવા કોઇ ગૃહસ્થના ઘરની હોવી જોઇએ કે જેના ઘરમાં કોઇ પણ માણસ મરી ગયુ ન હોય. "આ પ્રમાણેનાં વચન સાંભળીને તે બાઇ ઉલ્લાસમાં આવી જઇ ઘર ઘર રખડવા લાગી ઘણા માણસે તેને રાઇ આપવા માંડી પણ જે કોઈ તેને રાઈ આપવા આવતું તેને તે પૂછતી કે "તમારા ઘરમાં કોઇ મરી ગયું છે ખરૂં કે"-આ પ્રશ્નનો જવાબ તેને દરેક સ્થળેથી હકારમાંજ મળતો તેથી તે બિચારી ઘણીજ ના ઉમેદ થઇને રડતી કકળતી બુદ્ધ પાસે પાછી આવી અને તે સઘળી હકીકત જણાવી ત્યારે બુધ્ધે તેને દિલાસો આપીને જણાવ્યું "જ્યારે આખા ગામમાં એવુ એક પણ ઘર નથી કે જ્યાં કોઇ મરી ગયુ ન હોય તો પછી તું શા માટે વિલાપ કરે છે તારા બચ્ચાના સંબંધમાં જે સારૂં હતું તે પ્રભુએ કર્યું હશે માટે તેમાંજ સંતોષ માનીને ધીરજ રાખ, તે વિના કોઈ અન્ય માર્ગ નથીજ"

આ દાખલાઓથી આપણને સ્પષ્ટ સમજાય છે કે મૃત્યુ આવવાનું એવો નિર્માણજ છે, અને મનુષ્યને પોતાના કર્મનો હિસાબ કિરતારની દરબારમાં આપવો પડશે એમાં પણ કઇ શકા નથીજ માટે દરેક માણસે પોતાની જીદગી બનતા સુધી નિયમિત રીતે સત્કર્મમાં ગુજારવી અને તેજ તેનું પવિત્ર કર્તવ્ય છે માણસ માત્રને માટે જેમ જ્ઞાન પ્રાપ્તીને માટે ત્રણ Rના અભ્યાસની આવશ્યકતા છે એટલેકે (Reading) વાંચન (Writting) લેખન અને (Arithmatic) હિસાબ, તેજ પ્રમાણે જીદગીના સાર્થક માટે મનુષ્ય માત્રને ત્રણ Lની પણ આવશ્યકતા છે (Love) પ્રેમ રાખવો, (Labour) શ્રમ કરવો અને (Law) કાયદો પાળવો જગતનાં પ્રાણી માત્રપર પ્રેમ રાખવો, તેમન કલ્યાણ માટે શ્રમ કરવો અને સૃષ્ટિ કર્તાના કાયદાને સંપૂર્ણ રીતે માન આપી વર્તવું મરણને હરદમ યાદ કરવાનું કારણ એટલુંજ કે કોઈ પણ અશુભ કાર્ય કરતી વખતે તેનાં ફળ ભોગવવાનો ભય આપણને તેમાંથી બચાવી શકે અને પ્રભુના ઉદેશનું ભાન કરાવી આપણને સન્માર્ગે દોરી શકે અને આ જીદગીમાં સત્કાર્ય કરી શાંતિથી મરણને શરણ થવાથી જીવને સ્વર્ગ અને તેથી પણ ઉત્તમ સુખ મેળવવાનો જોગ મળે છે, માટેજ આ લેખની શરૂઆતમાં કરેલું કથન સત્ય કરે છે



# दिव्यांगना.

### ચાલુ ઐતિહાસિક નવલકથા

( અનુસંધાન ગતાંકથી )

તે મનુષ્ય આમ તેમ જોઇ કેટલીકવારે નીચે ઉતરવા લાગ્યો તેવામાં તે અમલદારે ધીમે રહી તેની પાસે જઇ તેને પકડી લીધો આથી તેણે ખૂમ પાડવા માંડી પણ તે અમલદારે તેના કાનમાં ધીમેથી કહ્યું કે—"જો ખૂમ પાડીશ તો મરી જઇશ માટે જો જીવવુ હોય તો છાનોમાનો મારી પાછળ આવ" આ સાંભળી તે માણસ નિસ્તબ્ધ થઈ ગયો તેણે ત્યાંથી છૂટવાનો કોઈ ઉપાય ન કર્યો તેને લાગ્યુ કે તેને પકડનાર કોઇ અસાધારણ બળવાન માણસ છે તે અમલદાર તેના માણસને લઇ પોતાના મુકામે આવ્યો જો કે સૂર્યઅસ્ત થઇ ગયો હતો, છતા તેનો પ્રકાશ આકાશમાં ફેલાયલો હોવાથી તેનુ તેજ ત્યા ચોગાનના અંધકારને દૂર કરતું હતું આ માણસ બાવીસ ચોવીસ વર્ષનો નવયુવક હતો તેનુ મુખ સુંદર, રંગ ગોરો, આંખો મોટી અને ખાડા પડેલી હતી, તે કંઇ દુ:ખી હોય તેમ લાગતુ હતું તે કોઈ ઉચ્ચ વર્ગનો રજપૂત હોય તેમ લાગતું તેની કમરે તરવાર લટકતી હતી તેને જોઇ અમલદારે કોમળ સ્વરે પૂછ્યુ "તું કોણ છે?"

આ સાભળી તે યુવકે કહ્યુ—"એક અભાગીઓ રજપૂત છુ"

અમલદાર—"શુ તમે આ રાજ્યના રહેવાસી છો?"

યુવક—"ના, પરદેશી છુ કાલચક્રને વશ થઇ અહીં આવી ગયો છુ

અમલદાર—'અહીં કેમ આવ્યા છો?"

યુવક—"કાંઇ ખાસ કારણ નથી. સ્હેજ ફરતાં ફરતાં અહીં આવી ચઢ્યો છુ.

અમલદાર—તમારો વેશ જોતા તો તમે કંઇ ખાસ દુ:ખમા આવી પડ્યા હો એમ લાગે છે તમારી હકીકત કહી મારો સંદેહ ટાળશો એવી હું આશા રાખુ છુ

યુવક—શુ તમે આ સ્થાનથી પરિચિત છો?

અમલદાર—આ સ્થાનના પરિચયની શી જરૂર છે, આ તો ખંડેર છે

યુવક—ખાસ જરૂર છે મારા સમાજવા પ્રમાણે આ ખંડેર અત્યન્ત ભયંકર છે.

અમલદાર—એમા શુ છે?

યુવક—આમા પ્રેતોનો નિવાસ છે

અમલદાર—"શાથી જાણ્યુ?"

યુવક—હું પહેલા એક રાત્રે અહી સુઇ રહ્યો હતો તો પ્રેતોના ગાવા બજાવવાને હરવા ફરવાના ધણુમારાથી મારી ઉંઘ જતી રહી. જેથી સવાર પડતા જ હું જતો રહ્યો હતો

અમલદાર—તું ક્યા સુતો હતો?

યુવક—આ આંગણાની આગળ એક કોટડી છે તેની ઉપરના એક વિશાળ ખંડમાં હુ સુઇ ગયો હતો

અમલદાર—ત્યાં તમારા સાંભળવામાં પ્રેતોનો અવાજ કઇ તરફથી આવ્યો

યુવક—તે હુ કહી શકતો નથી પણ એવા ધોંધાટથી મારી ઉંઘ જતી રહી કે પછી હુ ખંડેરમાં રહી ન શક્યો

અમલદાર—જો તમારી વાત ખરી હોય તો એ બનાવ જોવો જોઇએ ઠીક હવે તમારી હકીકત કહો

આ પછી એક ઉચ્ચ સ્થાનક ઉપર તે અમલદાર બેઠો અને પાસે તે યુવક પણ બેઠો પછી તે યુવકે કહ્યુ કે મારૂં વૃત્તાંત અત્યંત સંક્ષિપ્ત અને દુખદ છે શ્રી પ્રયાગની નજીક આરંગજેબના એક મુસાહિબ જુલ્ફિકારખાની જાગીર છે

અમલદાર—(ચમકી) હે જુલફીકારખાં!

યુવક—હા, શુ તેને આપ ઓળખો છો?

અમલદાર—હા ઓળખુ છુ પરંતુ તેનું તમારે કામ નથી તમે તમારી વાત કહો.

યુવક—"જુનરી ૨રની જાગીરનો હુ એક ક્ષુદ્ર જાગીનદારનો પુત્ર છુ મારૂં નામ લક્ષ્મણસિંહ છે એક દિવસે મારી નજીકના એક જાગીનદાર કન્દર્પસિંહને ઘેર હુ ગયો હતો ત્યા તેની અપ્રતિમ રૂપ લાવણ્યશાલિની કન્યા ઉર્વશીને જોઈ હુ તેના ઉપર મોહિત થયો, જેથી હુ તેને ઘેર વારવાર જવા લાગ્યો ઉર્વશી પણ મને ચ્હાતી હતી, એથી ઉર્વશીના પિતાએ મારી સાથે તેનો વિવાહ કર્યો આ પછી જુનરિગ્ગર ત્યા આવ્યો હતો તેના જોવામા ઉર્વશી આવી તેણે કન્દર્પસિંહને ઉર્વશીનો વિવાહ તોડી તેને ઔરંગજેબના જનાનખાનામા મોકલવાનો આગ્રહ કર્યો અને આ વાત ગુપ્ત રાખવાનું કન્દર્પને કહ્યુ, આ વાત ઉર્વશીના જાણવામા આવતાં તેણે મને ખબર આપી અને ઉર્વશી તેના પિતાની સાથે દિલ્હી ગઇ ત્યારથી તેનો પત્તો નથી મે દિલ્હી જઇ ઘણી તપાસ કરી પણ ત્યા ઉર્વશી ન મળી તે દિનથી હુ રખડ્યા કરૂં છુ

હુ તેને શોધતો શોધતો કેટલાક દિવસથી અહીં આવ્યો છુ અહી એક રાતે આ ખડેરમા સૂતો હતો, ત્યારે અહીની ભૂતલીલા [illegible] હતી, તે પછી અહીથી નીકળી આગળના વનમા ગયો હતો, ત્યા સુરતાનસિંહ મળ્યા હતા તેમણે મારી વાત સાભળી મારા ઉપર કૃપા લાવી પોતાની છાવણીમા મુકામ આપ્યો હતો આજે સવાર તેઓ ત્યાથી નીકળી બીજે કંઇ ગયા છે, જે બેત્રણ દિવસમાં પાછા આવશે મારી પાસે ઘોડો નહોતો તેથી હુ તેમની પાસે જઇ ન શક્યો, પણ તે પછી ચિન્તિત થઇ નથી આમતેમ ભટકતો અહી આવી ચઢ્યો છુ આ ભયકર ખડેરને જોઇ મને ઇચ્છા થઇ કે પ્રથમ હુ અહીથી નાસી જઉં, પણ પછી વિચાર થયો કે એના ટેકરા ઉપર ચઢીને એક વાર આ ખડેરને જોઈ લઉં, જેથી હુ તે જોઈ જોવા પાછો ફરૂં છું કે આપે મને પકડી લીધો "

આ પછી કેટલોક વિચાર કરી તે અમનદારે કહ્યુ —"લક્ષ્મણસિંહ, તમે ધારો છો કે આમ વનવન ભટકવાથી ઉર્વશી મળી શકશે ?"

લક્ષ્મણ—"તેમા શુ, કોઇપણ તેને બતાવી શકે તેમ નથી છતા પણ એક વાત તો નક્કી છે કે આમ ભટકીને કાં તો ઉર્વશીને શોધી કાઢીશ યા તો એ શોધમાં પ્રાણનો ત્યાગ કરીશ, પણ જ્યા સુધી ઉર્વશી મળશે નહિ ત્યાં સુધી હુ ગૃહસ્થ બનીને સ્થિર રહી શકીશ નહિ"

અમનદાર—"તમારો આ ટેક જોઇ મને કાઇક દયા આવે છે, તેમ હસવુ પણ આવેછે"

લક્ષ્મણ—"આપ કોઇ કામિનીના પ્રેમપાશમાં બદ્ધ નહિ થયા હો તેથી મારા આ કાર્યને માટે હસો એ સ્વાભાવિક છે"

"નહિ, લક્ષ્મણસિંહ, મારા જેવાને આમ કામનિયોના પ્રેમપાશમાં બદ્ધ થવાનુ પ્રયોજન નથી આ કાંઇ તમારે માટે નથી પરંતુ ઘણા વર્ષોથી આપણે હિન્દુઓ પ્રેમનીતાનો રસ ચાખતાં ચાખતા પોતાનો નાશ કરતા આવ્યા છીએ હવે આપણા અસ્તિત્વને માટે પણ આવો વખત આવ્યો છે આપણે નાનપણમાં રમતમાં, કૈશોરાવસ્થામાં કાન્તાઓના કટાક્ષ પર મરી ફીટવામાં અને તેના ફળથી યૌવન અને વૃદ્ધત્વને પામી અકાળે જ પચત્વને પ્રાપ્ત થઇએ છીએ કરોડો હિન્દુઓનુ જન્મ ગ્રહણ કરવાનુ પરમ લક્ષ્ય તો પ્રેમપાશમા બદ્ધ થઇ અને મરી જવુ એ જ રહ્યુ છે હુ એ વાત પ્રકૃત પ્રેમિયો તરફ લક્ષ્ય કરીને કહેતો નથી, પણ હિન્દુ જાતિની રૂચિની ગતિ જ મારી આ વાતોના મુખ્ય લક્ષ્યરૂપ છે. આવા કામાતુર હિન્દુઓની સન્તતિ બળહીન અને પુરૂષાર્થ વગરની થઇ ગઇ છે એથી જ હિન્દુ જાતિનો ક્રમે ક્રમે નાશ થઇ રહ્યો છે હા, તમારૂં અનુમાન ખરૂં છે હુ કામિનિના પ્રેમપાશમાં બદ્ધ નથી થયો મારો ઘણો વખત દુખમાં વીત્યો છે પ્રેમાનન્દ ભોગવવાનો હજુ મને વખત નથી મળ્યો " ગભીર સ્વરે કાંઇક વિચાર કરીને તે અમલદારે કહ્યું તે પછી તે કાંઇક વિચાર કરવા લાગ્યો અને પોતાના જેવો જ ઔરગજેબને લીધે દુખી થયેલો આ માણસ છે એમ માનવા લાગ્યો

લક્ષ્મણ—"આપ કોણ છો ?"

અમનદાર—"હુ પણ ક્ષત્રિય છુ "

લક્ષ્મણ—"આપનુ નામ શુ ?"

અમનદાર—"પ્રતાપ ઉર્ફે નરસિંહ ।

આ સાભળી તે કાઇક આશ્ચર્ય પામી ઉભો થયો અને બોલ્યો —"મહારાજ યશવતસિંહના મિત્ર પ્રતાપસિંહ !"

નરસિંહ—"હા તેજ"

લક્ષ્મણુ—આપ હિન્દુના મિત્ર, રજપુતો વીર અને હિન્દુ ધર્મના મિત્રરૂપ છો આપની વીરત્વની વાતો ઘેર ઘેર પ્રસિદ્ધ છે આપને હું વારંવાર પ્રણામ કરૂં છુ. મારા ભાગ્ય કે આપનાં દર્શન થયા

પોતાની જગાએથી ઉઠી લક્ષ્મણનો હાથ પોતાના હાથમા લઇ નરસિંહે તેને કહ્યું "એવી વાતોનુ કાંઇ પ્રયોજન નથી અધાર થયુ છે માટે હવે આપણે અહીથી ઉઠીએ તમે- અમારા મેમાન છો"

"આપ ક્યા જવા ઇચ્છો છો?" લક્ષ્મણે કહ્યું

"પેલા વિશાળ ખડેર્મા જ્યાથી આપે જુન લીલા જોઇ હતી ત્યાં" પ્રતાપે કહ્યુ

"ચાલો હું આપની સાથે છુ." આમ કહી લક્ષ્મણ તેની સાથે ગયો

વાચકોને કહેવાની જરૂર નથી કે આ અમ લદાર તે બીજો કોઇ નહિ પણ આપણો પ્રતાપ છે. નરસિંહ છે સિરોહી પતિ સુરતાનસિંહને પકડવાની ઔરંગઝેબની આજ્ઞા અનિચ્છાપૂર્વક માથે ચઢાવીને તે દિલ્હીથી મારવાડ જઇ ત્યાથી કેટલાક પોતાના સૈનિકો લઇ તે અહી આવ્યો છે

પ્રતાપ જાણતો હતો કે સુરતાન મહા તેજસ્વી વીરપુરુષ છે સામે મોઢે જીવતાં સુધી તે પકડાય તેમ નથી જેથી તેને પકડવાની પ્રતાપે નવી યુક્તિ રચી છે, જો તે ધારત તો સમ્રાટની અને ચમ્પાવતોની સેના લઇ તે શિરોહીમા પ્રવેશ કરી યુદ્ધ કરી સુરતાનને મારી શકત પણ વીર ક્ષત્રીયનું ખુન તો શુ પણ તેના માથાનો એક વાળ પણ વાંકો કરવા માગતો ન્હોતો તેની આંતરિક ઇચ્છા એવી હતી કે સુરતાનને કોઈ પણ રીતે પકડીને ઔરંગઝેબની પાસે લઇ જવો અને ત્યા એવી વ્યવસ્થા કરવી કે જેથી વીર સુરતાન અને ઔરંગઝેબની વચ્ચે વાસ્તવમા નહી તો પ્રત્યક્ષમાં પણ મૈત્રી થાય

પ્રતાપ ધારતો હતો કે આ મૈત્રીથી સુરતાન પોતાના રાજ્યમાં પાછો શાંતિપૂર્વક રાજ્યકાર્ય સમ્પાદન કરી શકશે પ્રતાપનો આ વિચાર સુરતાનના લાભનો હતો છતા પણ પ્રતાપ જાણતો હતો કે આ વાતનો સુરતાને સ્વિકાર કરી શકશે નહિ. તે બન્ધનમાં પડી ઔરંગઝેબની આગળ રજુ થવાનું સ્વિકાર કરવા કરતા મરવાનું વધુ પસન્દ કરત એથી આ વાત સુરતાનની આગળ રજુ કરવા કરતા પોતાની મરજી અનુસાર કામ કરવાનું પ્રતાપે યોગ્ય ગણ્યુ આ ખંડેરમા બે ત્રણ દિવસ સાથે રહેવાથી લક્ષ્મણની સાથે પ્રતાપને મૈત્રી થઇ હતી ત્રીજે દીવસે પ્રતાપે લક્ષ્મણને પોતાની સાથે લઇ તે ખંડેરના એક ખૂણા તરફ ગયા અને ત્યા પડેલા પથ્થર ઉપર બન્નેજણ બેઠા

"લક્ષ્મણસિંહ, શુ તમે જાણો છો કે હુ અહીં શા માટે આવ્યો છુ" થોડીવારે પ્રતાપે કહ્યું

લક્ષ્મણ—"ના"

પ્રતાપ—હું સુરતાનસિંહના ઉપર એક મહાન ઉપકાર કરવાને માટે આવ્યો છુ ઇશ્વર ઇચ્છાથી જો મારો આ યત્ન સિદ્ધ થાય તો સુરતાન પોતાનુ વર્તમાન વનજીવન સમાપ્ત કરીને એકવાર ફરી સુખ શાંતિ પૂર્વક પોતાના પિતૃક રાજ્યસિંહાસન ઉપર બેસીને રાજ્ય કરી શકશે"

"જો, આપની એ વાત ખરી હોય તો આપ આ ખંડેરમાં કેમ મુકામ નાખ્યો છે, શિરોહિ પતિની પાસે જઈ તે વાત કેમ કહેતા નથી?" લક્ષ્મણે કહ્યું

"એ મારી વાત કબુલ કરે એમ લાગતું નથી. તેથી હું તેમની પાસે જઇ એ વાત કહી શકતો નથી" પ્રતાપે કહ્યુ

"હુ જાણુ છુ કે શિરોહિ પતિ વીર છે એટલુંજ નહિ પણ બુદ્ધિમાન પણ છે આપની તેમને હીતકર્તા આ વાત તે કેમ ન માને? હું ધારૂં છુ કે આપનુ નામ સાંભળીનેજ તે આપની આ વાતને માની શકશે" લક્ષ્મણે આશ્ચર્યચકિત થઇ કહ્યું

"નહિ, લક્ષ્મણ! તમે મારી વાત સમજી શકયા નથી તેથી આમ કહો છો શુ તમે જાણો છો કે શિરોહીપતિ ફરી રાજ્યશાસન શી રીતે કરી શકે?" પ્રતાપે કહ્યુ

લક્ષ્મણે કહ્યું, "ના"

જે કારણથી શિરોહી પતિને વર્તમાન અશાન્તિ પ્રાપ્ત થઇ છે તે કારણને નાશ કરવાથીજ તેમને શાન્તિ મળી શકે તેમ છે ઓરંગઝેબની શત્રુતાને લીધે સિરાહિપતિને વર્તમાન અશાન્તી પ્રાપ્ત થઇ છે અને ઔરંગઝેબની સાથે મૈત્રી થાય તોજ શિરોહીપતિને ફરી શાન્તિ મળી શકે તેમ છે" પ્રતાપે કહ્યુ

યુવક—"જુલફી-ારની જાગીરનો હુ એક ક્ષુદ્ર જમીનદારનો પુત્ર છુ મારૂ નામ લક્ષ્મણસિંહ છે એક દિવસે મારી નજીકના એક જમીનદાર કન્દર્પસિંહને ઘેર હુ ગયો હતો ત્યાં તેની અપ્રતિમ રૂપ લાવણ્યશાલિની કન્યા ઉર્વશીને જોઈ હુ તેના ઉપર મોહિત થયો, જેથી હુ તેને ઘેર વારવાર જવા લાગ્યો ઉર્વશી પણ મને ચ્હાતી હતી, એથી ઉર્વશીના પિતાએ મારી સાથે તેનો વિવાહ કર્યો આ પછી જુલફિકાર ત્યા આવ્યો હતો તેના જોવામાં ઉર્વશી આવી તેણે કન્દર્પસિંહને ઉર્વશીનો વિવાહ તોડી તેને ઔરગઝેબના જનાનખાનામાં મોકલવાનો આગ્રહ કર્યો અને આ વાત ગુપ્ત રાખવાનુ કન્દર્પને કહ્યુ, આ વાત ઉર્વશીના જાણવામાં આવતા તેણે મને ખબર આપી અને ઉર્વશી તેના પિતાની સાથે દિલ્હી ગઇ. તે પછીથી તેનો પત્તો નથી મે દિલ્હી જઇ ઘણી તપાસ કરી પણ ત્યાં ઉર્વશી ન મળી તે દિવસથી હુ રખડ્યાં કરૂ છુ

હુ તેને શોધતો શોધતો કેટલાક દિવસથી અહીં આવ્યો છુ અહીં એક રાત્રે આ ખડેરમાં સુતો હતો, ત્યારે અહીની ભુતલીલા દીઠી હતી, તે પછી અહીથી નીકળી આગળના વનમાં ગયો હતો, ત્યા સુરતાનસિંહ મળ્યા હતા તેમણે મારી વાત સાંભળી મારા ઉપર કૃપા લાવી પોતાની છાવણીમા મુકામ આપ્યો હતો આજે સવાર તેઓ ત્યાથી નીકળી બીજે કઇ ગયા છે, જે બેત્રણ દિવસમાં પાછા આવશે મારી પાસે ઘોડો નહોતો તેથી હુ તેમની પાસે જઇ ન શક્યો, પણ તે પછી ચિન્તિત મન થી આમતેમ ભટકતો અહી આવી ચઢયો છુ આ ભયકર ખડેરને જોઇ મને ઇચ્છા થઇ કે પ્રથમ હુ અહીથી નાસી જઉં, પણ પછી વિચાર થયો કે પેલા ટેકરા ઉપર ચઢીને એક વાર આ ખડેરને જોઈ લઉં, જેથી હુ તે જોઈ જેવો પાછો ફરૂ છું કે આપે મને પકડી લીધો "

આ પછી કેટલોક વિચાર કરી તે અમલદારે કહ્યુ —"લક્ષ્મણસિંહ, તમે ધારો છો કે આમ વનવન ભટકવાથી ઉર્વશી મળી શકશે ?"

લક્ષ્મણ—'તેમા શુ, કોઇપણ તેને બનાવી શકે તેમ નથી છતા પણ એક વાત તો નક્કી છે કે આમ ભટકીને કાં તો ઉર્વશીને શોધી કાઢીશ યા તો એ શોધમાં પ્રાણનો ત્યાગ કરીશ, પણ જ્યા સુધી ઉર્વશી મળશે નહિ ત્યાં સુધી હુ ગૃહસ્થ બનીને સ્થિર રહી શકીશ નહિ"

અમલદાર—"તમારો આ ટેક જોઇ મને કાંઇક દયા આવે છે, તેમ હસવુ પણ આવેછે"

લક્ષ્મણ—"આપ કોઇ કામિનીના પ્રેમપાશમાં બદ્ધ નહિ થયા હો તેથી મારા આ કાર્યને માટે હસો એ સ્વાભાવિક છે"

"નહિ, લક્ષ્મણસિંહ, મારા જેવાને આમ કામિનિયોના પ્રેમપાશમા બદ્ધ થવાનુ પ્રયોજન નથી આ કાંઇ તમારે માટે નથી પરતુ ઘણા વર્ષોથી આપણે હિન્દુઓ પ્રેમનીનાનો રસ ચાખતાં ચાખતાં પોતાનો નાશ કરતા આવ્યા છીએ હવે આપણા અસ્તિત્વને માટે પણ આવો વખત આવ્યો છે આપણે નાનપણમાં રમતમાં, કૈશોરાવસ્થામા કાન્તાઓના કટાક્ષ પર મરી મીટવામા અને તેના ફળથી યૌવન અને વૃદ્ધત્વને પામી અકાળે જ પચત્વને પ્રાપ્ત થઇએ છીએ કરોડો હિન્દુઓનુ જન્મ ગ્રહણ કરવાનુ પરમ લક્ષ્ય તો પ્રેમપાશમાં બદ્ધ થઇ અને મરી જવુ એ જ રહ્યુ છે હુ એ વાત પ્રકૃત પ્રેમિયો તરફ લક્ષ્ય કરીને કહેતો નથી, પણ હિન્દુ જાતિની રૂચિની ગતિ જ મારી આ વાતોના મુખ્ય લક્ષરૂપ છે. આવા કામાતુર હિન્દુઓની સન્તતિ બળહીન અને પુરૂષાર્થ વગરની થઇ ગઇ છે એથી જ હિન્દુ જાતિનો ક્રમે ક્રમે નાશ થઇ રહ્યો છે હા, તમારૂ અનુમાન ખરૂ છે હુ કામિનિના પ્રેમપાશમાં બદ્ધ નથી થયો મારો ઘણો વખત યુદ્ધમાં વીત્યો છે પ્રેમાનન્દ ભોગવવાનો હજુ મને વખત નથી મળ્યો " ગભીર સ્વરે કાંઇક વિચાર કરીને તે અમલદારે કહ્યુ તે પછી તે કાંઇક વિચાર કરવા લાગ્યો અને પોતાના જેવો જ ઔરગઝેબને લીધે દુખી થયેલો આ માણસ છે એમ માનવા લાગ્યો

લક્ષ્મણ—"આપ કોણ છો ?"

અમલદાર—"હુ પણ ક્ષત્રિય છુ "

લક્ષ્મણ—"આપનુ નામ શુ ?"

અમલદાર—"પ્રતાપ ઉર્ફે નરસિહ।

આ સાંભળી તે કાંઇક આશ્ચર્ય પામી ઉભો થયો અને બોલ્યો—"મહારાજ યશવતસિહના 'મિત્ર પ્રતાપસિહ ! "

નરસિંહ—"હા તેજ"

લક્ષ્મણ—આપ હિન્દુના મિત્ર, રજપુતો વીર અને હિન્દુ ધર્મના મિત્રરૂપ છો આપના વીરત્વની વાતો ઘેર ઘેર પ્રસિધ્ધ છે. આપને હું વારંવાર પ્રણામ કરૂં છું. મારા ભાગ્ય કે આપનાં દર્શન થયા

પોતાની જગાએથી ઉઠી લક્ષ્મણનો હાથ પોતાના હાથમાં લઇ નરસિંહે તેને કહ્યું "એવી વાતોનું કાંઇ પ્રયોજન નથી અંધારૂ થયુ છે માટે હવે આપણે અહીંથી ઉઠીએ તમે અમારા મેમાન છો."

"આપ ક્યાં જવા ઇચ્છો છો?" લક્ષ્મણે કહ્યું

"પેલા વિશાળ ખંડેરમાં જ્યાંથી આપે જીવ લીલા જોઇ હતી ત્યાં" પ્રતાપે કહ્યું

"ચાલો હું આપની સાથે છું" આમ કહી લક્ષ્મણ તેની સાથે ગયો

વાચકોને કહેવાની જરૂર નથી કે આ અગ લદાર તે બીજો કોઇ નહિ પણ આપણો પ્રતાપ ઉર્ફે નરસિંહ છે સિરોહી પતિ સુરતાનસિંહને પકડવાની ઔરંગજેબની આજ્ઞા અનિચ્છાપૂર્વક માથે ચઢાવીને તે દિલ્હીથી આગ્રા જઇ ત્યાંથી કેટલાક પોતાના સૈનિકો લઇ તે અહીં આવ્યો છે

પ્રતાપ જાણતો હતો કે સુરતાન મહા તેજસ્વી વીરપુરૂષ છે સામે મોઢે લડવાથી સુધી તે પકડાય તેમ નથી જેથી તેને પકડવાની પ્રતાપે નવી યુક્તિ રચી છે, જો તે ધારત તો ગમાટની અને કમ્પાવતોની સેના લઇ તે સિરોહીમાં પ્રવેશ કરી યુદ્ધ કરી સુરતાનને મારી શકત પણ વીર ક્ષત્રિયનું ખુન તો શું પણ તેના માથાનો એક વાળ પણ વાંકો કરવા માગતો ન્હોતો તેની આંતરિક ઇચ્છા એવી હતી કે સુરતાનને ગમે પણ રીતે પકડીને ઔરંગજેબની પાસે લઇ જવો અને ત્યાં એવી વ્યવસ્થા કરવી કે જેથી વીર સુરતાન અને ઔરંગજેબની વચ્ચે વાસ્તવમાં નહી તો પ્રત્યક્ષમાં પણ મૈત્રી થાય

પ્રતાપ ધારતો હતો કે આ મૈત્રીથી સુરતાન પોતાના રાજ્યમાં પાછો શાંતિપૂર્વક રાજ્યકાર્ય સમ્પાદન કરી શકશે. પ્રતાપનો આ વિચાર સુરતાનના લાભનો હતો જ્યાં પણ પ્રતાપ જાણતો હતો કે આ વાતનો સુરતાન સ્વિકાર કરી શકશે નહિ તે બન્ધનમાં પડી ઔરંગજેબની આગળ રજુ થવાનું સ્વિકાર કરવા કરતાં મરવાનું વધુ પસન્દ કરત એથી આ વાત સુરતાનની આગળ રજુ કરવા કરતા પોતાની મરજી અનુસાર કામ કરવાનું પ્રતાપે યોગ્ય ગણ્યું આ ખંડેરમાં પે... લિંગ સાથે રહેવાથી લક્ષ્મણની સાથે પ્રતાપને મૈત્રી થઇ હતી બીજે દીવસે પ્રતાપે લક્ષ્મણને પોતાની સાથે લઇ તે ખંડેરના એક ખૂણા તરફ ગયા અને ત્યાં પડેલા પત્થર ઉપર બેસી ...

"લક્ષ્મણસિંહ, શું તમે જાણો છો કે હું અહીં શા માટે આવ્યો છું" થોડીવારે પ્રતાપે કહ્યું

લક્ષ્મણ—"ના"

પ્રતાપ—હું સુરતાનસિંહના ઉપર એક મહાન ઉપકાર કરવાને માટે આવ્યો છું ઇશ્વર ઇચ્છાથી જો મારો આ યત્ન સિદ્ધ થાય તો સુરતાન પોતાનું વનમાં વનચરજીવન સમાપ્ત કરીને એકવાર ફરી સુખ શાન્તિ પૂર્વક પોતાના પિતૃક રાજસિંહાસન ઉપર બેસી રાજ્ય કરી શકશે"

"હો, આપની એ વાત ખરી હોય તો આપ આ ખંડેરમાં કેમ મુકામ નાંખ્યો છે, સિરોહિ પતિની પાસે જઇ તે વાત કેમ કહેતા નથી?" લક્ષ્મણે કહ્યું

"જો મારી વાત સુરતાન કદી એમ માનનું નથી. તેથી હું તેની પાસે જઇ એ વાત કહી શકતો નથી" પ્રતાપે કહ્યું

"હું જાણું છું કે સિરોહિ પતિ વીર છે એટલુંજ નહિ પણ બુદ્ધિમાન પણ છે આપની તેમને હીતકર્તા આ વાત તે કેમ ન માને? હું ધારૂં છું કે આપનું નામ સાંભળીનેજ તે આપની આ વાતને માની શકશે" લક્ષ્મણે આશ્ચર્યચકિત થઇ કહ્યું

"નહિ, લક્ષ્મણ! તમે મારી વાત સમજી શક્યા નથી તેથી આમ કહો છો શું તમે જાણો છો કે સિરોહીપતિ ફરી રાજ્યશાસન શી રીતે કરી શકે?" પ્રતાપે કહ્યું

લક્ષ્મણે કહ્યું, "ના"

જે કારણથી સિરોહી પતિને વર્તમાન અશાન્તિ પ્રાપ્ત થઇ છે તે કારણને નાશ કરવાથીજ તેમને શાન્તિ મળી શકે તેમ છે ઔરંગજેબની શત્રુતાને લીધે સિરોહિપતિને વર્તમાન અશાન્તી પ્રાપ્ત થઇ છે જ્યારે ઔરંગજેબની સાથે મૈત્રી થાય તોજ સિરોહીપતિને ફરી શાન્તિ મળી શકે તેમ છે" પ્રતાપે કહ્યું

"આરંગજેબ અને શિરોહીપતિને ફરી મૈત્રી શી રીતે થઇ શકે?" લક્ષ્મણે કહ્યું

"સિરોહીપતિ જો ઔરંગજેબની પાસે જાય તો મૈત્રી થઇ શકે" પ્રતાપે કહ્યું.

"પણ"

"પણ શિરોહીપતિ સ્વેચ્છાપૂર્વક ઔરંગજેબની પાસે જઈ શકશે નહિ. એથી હું ધારૂં છુ કે શિરોહીપતિને સ્વેચ્છાપૂર્વક કે અનિચ્છા પૂર્વક પણ ઔરંગજેબની પાસે લઈ જવા જોઇએ" પ્રતાપે કહ્યું

"ઔરંગજેબ શિરોહીપતિને પોતાની પાસે આવ્યા જાણી તેમની હત્યા કરવાની આજ્ઞા આપે તો?" લક્ષ્મણે કહ્યું

"એ ન બને કારણ કે ઔરંગજેબે પ્રતિજ્ઞા કરી છે કે સિરોહિપતિને પોતાની સામે આવેના જોઇને તેમનું કોઇ પણ રીતે અનિષ્ટ ન કરવુ" પ્રતાપે કહ્યું

લક્ષ્મણ—"આરંગજેબે એ પ્રતિજ્ઞા કોના આગળ કરી છે?"

પ્રતાપ—"મ્હારી આગળ"

લક્ષ્મણ—"ઠીક, હવે હુ સમજ્યો કે આપ સિરોહીપતિને ઔરંગજેબની પાસે લઈ જવાને માટેજ અહીં આવ્યા છો"

પ્રતાપ—"હા, મારૂ અહીં આવવાનુ એજ કારણ છે"

લક્ષ્મણ—"તો તે કાર્ય સિદ્ધ કરવા આપ કેમ પ્રયત્ન કરતા નથી?"

પ્રતાપ—"કારણ કે, હુ તે કાર્ય અત્યંત ગુપ્તપણે કરવા ધારૂં છુ જો કે તેમાં કઠિનતા છેજ પરમદિવસે તમે મને કહ્યું હતું કે શિરોહીપતી પોતાનુ વન છોડી બીજે કંઈ ગયા છે, તે ક્યારે આવશે તેની ખબર નથી"

લક્ષ્મણ—"આપ જો આજ્ઞા આપો તો તે આવ્યા છે કે નહિ તેની ખબર કાઢી આવુ"

પ્રતાપ—"તો તો તમારો મારા ઉપર ઘણોજ ઉપકાર થાય વળી હુ પ્રતિજ્ઞા કરૂ છુ કે જો તમે મને આ કામમાં મદદ કરશો તો હુ તમારી ઉર્વશીની શોધ કરવામાં મદદ કરીશ"

કાંઇક નિશ્વાસ નાંખીને લક્ષ્મણે કહ્યું—"પના પસિદ્ધ! ઉર્વશી મળવી કઠીન તો શું, પણ અસંભવિત છે એવી દશામાં મને પ્રત્યુપકાર કરવાનું કાંઇ પ્રયોજન નથી હુ આપના ઉદ્દેશનુ મહત્ત્વ જાણી આપને યોગ્ય મદદ કરવા તૈયાર છુ"

"ઇશ્વરની કૃપાથી અસંભવિત સંભવિત થાય છે આ વિશ્વમા હમેશાં અસંભવિત સંભવિત બને છે અને સંભવિત અસંભવિત બને છે જો ઈશ્વરની કૃપા હશે તો ઉર્વશી મળવી એ કાંઇ કઠિન નથી. ઉર્વશીની વાત હુ જાણું છુ, કોની પાસે છે તે પણ જાણું છુ" પ્રતાપે કહ્યું

દિવ્યાંગનાની માફક ઉર્વશી નામની બીજી કન્યાને પણ ઔરંગજેબ પાસે જુલાઈમાસમાં લાવેલો તેને પણ પેલા યુવક મહાપુરુષે છોડાવી હતી, અને તે વખતે પણ પ્રતાપ હાજર હતો જેથી તે જાણતો હતો કે તે યુવક પાસે આ બને કન્યાઓ હોવી જોઇએ એથી તે પછી પ્રતાપે પોતાની વાત ગુપ્ત રાખી ઉર્વશીની વાત લક્ષ્મણને કહી સંભળાવી અને તે યુવક મહાપુરુષની હકીકત કહી

આ સાંભળી લક્ષ્મણે કહ્યું—"હે, ઉર્વશીને કોણ લઇ ગયુ, તે યુવક કોણ હતો? તો શું તે ઔરંગજેબની પાસેથી પણ છટકી?"

"મારા ધારવા પ્રમાણે તે યુવક કોઈ તપભ્રષ્ટ યોગી હશે તેણે જે યોગ બળ પ્રાપ્ત કરી અષ્ટ સિદ્ધિને મેળવી હશે તેનો તેણે દુરુપયોગ કર્યો હોય એમ મને લાગ્યુ તેણે પોતાનું ઓળખાણ આપ્યું નથી તે ઉર્વશીને પોતાની સાથે લઇ અદ્રશ્ય થયો હતો

આ કાળનો પ્રભાવ છે તેમાં તેનો દોષ નથી. કાલના પ્રભાવથી યોગીઓ તપભ્રષ્ટ થાય છે લક્ષ્મી અને સ્ત્રી યોગીઓના તપ ચૂકાવે છે એવી પુરાણની વાતો આજે ખરી પડી છે મોહ એ તપમાંથી ચલાયમાન કરનાર અમોઘ શસ્ત્ર છે. તે યોગીએ જો પોતાની સિદ્ધિનો ક્ષુદ્ર સ્ત્રીની વાસનામાં દુરુપયોગ ન કર્યો હોત તો તે પોતાનુ અને જગતનુ કલ્યાણ કરી શકે તેવો સમર્થ હતો પરંતુ કાલના પ્રભાવથી તેણે પોતાની તે શક્તિને પોતાની વિલાસવાસનાને તૃપ્ત કરવામાં દુરુપયોગ કરી સાથે પોતાની પણ અધોગતિ કરી છે"

લક્ષ્મણ—"હાય, શુ મારી ઉર્વશી યોગીની માયામાં સપડાઇ ગઇ !"

"ચિન્તા કરવાનું કારણ નથી, યોગીની માયામાં ફસાવા છતાં પણ જો તે જાતે ધર્મભ્રષ્ટ થવાની ઇચ્છા નહિ કરે તો તે ધર્મભ્રષ્ટ થશે નહિ પણ તે યોગીના હાથમાંથી છુટેલી ઉર્વશીને તમે ગ્રહણ કરી શકશો ?" પ્રતાપે કહ્યું

"હા, જરૂર ગ્રહણ કરીશ, મને કોઇ વાતની પડી નથી માત્ર ઉર્વશીને મેળવવાની જ ઇચ્છા છે લક્ષ્મણે કહ્યું

પ્રતાપ—"ઠીક છે, જો ઇશ્વરકૃપા હશે તો આપને આપની ઉર્વશી જરૂર મળશે જ જો કે તે કાર્ય કઠિન છે છતાં હું તમને તેમાં જરૂર મદદ કરીશ. તમે સુરતાનસિંહ પાસે જઇ જુવો કે તે પાછા આવ્યા કે નહિ વળી તેમના તંબુ વનની કઇ બાજુએ છે તે જોજો, અને તેમના તંબુએ જવામાં કોઇ ગુપ્ત રસ્તો છે કે નહિ."

લક્ષ્મણ—"ઠીક હું જઉ છું."

"પણ યાદ રાખજો કે મારા અહીં આવવાની અને તમારી ને મારી વચ્ચે સબંધ થયાની વાત સુરતાન જાણે નહિ જો જાણશે તો મારૂં કામ થશે નહિ અને જો તેમ થશે તો મારા કરતાં સુરતાનને ઘણું સહન કરવુ પડશે", પ્રતાપે કહ્યુ

"આપ મને એવો ન સમજશો આપની ખાતર તેમ સુરતાનસિંહના હિતને માટે હું આપનું આ કામ ગુપ્તપણે કરીશ ને સાંજ સુધીમાં પાછો આવીશ" આમ કહી લક્ષ્મણ ચાલ્યો અને તે પછી પ્રતાપ પોતાના સ્થાનમાં આવ્યો

(અપૂર્ણ.)




## પ્રકરણ ૬ ઠું.

### ગુરુ ગોવિન્દના પ્રતાપનો બીજો પહોર,

પહાડી લોકો શીખોને વાર વાર લાગ જોઇને કષ્ટ આપવા લાગ્યા પહાડી રાજાઓએ દેશને સુધારતા અને ઉધારતાને બીજુ ઉગારનાર શીખોને સતાવવાની કંઇ પણ કસર રાખી નહિ. તેમણે ઘણીવાર તો વિદેશી, વિધર્મી, અને વિજાતીય મુગલોને સમજાવીને પોતાના પક્ષમાં લઈ શીખદલને નષ્ટ કરવાનો પ્રયત્ન કરવા માંડયો.

જ્યારે ઔરંગજેબ દક્ષિણ તરફ જવાની તૈયારી કરતો હતો તેવામાં પહાડી રાજાઓએ શિખોની ઘણી નિન્દા કરી તેના કાન ભંભેર્યા જેથી હિન્દુધર્મદ્રોહી ઔરંગજેબે એક તુર્કી સેનાપતિ પૈવન્દખાનને સૈન્ય લઇને શિખો સાથે યુદ્ધ કરવાને મોકલ્યો. પણ ગુરુકુમાર અજીતસિંહે તેમને પોતાની લોહ જેવી કઠોરતાનો એવો દાખલો આપ્યો કે અદુરદર્શી પહાડી રાજપુત અને તેના સહાયકોને નાસી જવું પડયુ તે પછી પહાડીઓએ ગુજરોનું શરણ લીધું અને તેમની સહાયતા લઈ શિખોનું દમન કરવાને માટે પાછા તૈયાર થયા. તેમણે સર્વ તરફથી શીખોને ઘેરી લીધા આખો દિવસ યુદ્ધ ચાલ્યુ, જેથી ગુર્જર સરદાર અને અજમતખાં માર્યો ગયો અને પહાડી રાજપુત્રોનું સૈન્ય ઢીલું પડયું પણ રાત્રે તેમણે આનન્દપુરને ઘેરો ઘાલવાનો વિચાર કર્યો, પણ ગુરુ મહારાજને આ વાતની ખબર પડી ગઇ જેથી સવારમાં રાજપુતો આનન્દપુરની ચારે તરફ પોતાનો પડાવ નાંખવાની તૈયારી કરી રહ્યા હતા કે શિખોએ પહોંચીને પોતાના વિષમ બાણોનો તેમને પરિચય કરાવી દીધો. જેથી પહાડી રાજાઓએ નાસવા માંડયું કુંવર અજીતે તેમની પાછળ પડી ઘણાને ઠાર કર્યા

આમ છતાં પણ પહાડી રાજાઓએ ફરી રાને નવો ઉપાય શોધ્યો એક ઉન્મત્ત હાથી લઇને ગુરૂ મહારાજને મારી નાંખવાનું બીડું કેશરીસિંહે ઝડપ્યુ જ્યાં બીજે દિવસે કેશરીસીંહ હાથી લઇને આવ્યો, તે જોઈ શીખ વિચિત્રસિંહે ઘોડા ઉપર ચઢીને પોતાની આગેવાની લઇ ભાલો

ચલાવ્યો, જે હાથીને વાગતાં હાથી નાસવા લાગ્યો અને હાથી પાછો પડવાથી રજપૂતદળના અનેક લોકોને સાથે લઈને સ્વર્ગમા સીધાવી ગયો આ તરફ ઉદયસિંહ ગુરૂગોવિન્દને શરણે આવ્યો, આથી શિખોના દળમાં આનન્દધ્વનિ ગર્જી રહ્યો આથી રજપુતોને અતિશય ક્રોધ ચઢયો આથી રજપુતો જીવ માટે શિખો ઉપર તુટી પડ્યા આ યુદ્ધ એક મહિનો ચાલ્યુ પણ શિખો હાર્યા નહિ, છેવટે રજપુતોએ ધુર્ત પુરોહિત રાજપામાને ગુરુગોવિન્દ પાસે મોકલી કહેવરાવ્યુ કે "અમે તમારી ગાયો છીએ" પણ માન અમારી આબરૂ રાખવા માટે આપ એક દિવસ આનન્દપુરને છોડી બીજે જાવ ૨૪ કનાક પછી આપ આનન્દપુરનો પૂર્વ માફક કબજો ભોગવજો. " આ વાત ગુરુ મહારાજે માની લીધી જે પછી કપટ કરી નીચ રાજાઓએ આનદપુરમાં પ્રવેશ કરી શીખોની કતલ ચલાવી આથી શિખોએ ગુસ્સે થઈ તેમના ઉપર હલ્લો કરી વિશ્વાસઘાતિયોને નસાડયા

ત્યાથી તેમણે નાસીને સરહિન્દના ભોગપતિની મદદ માગી અને વજીરચન્દ ભારે કુમક લઇ શિખોનો ' ટ્યો વાળવાને માટે ચઢી આવ્યો શીખો ઘણા ...થી લડતા હતા, તેમ તેમની સંખ્યા પણ થોડી હતી જેથી અતે તેમનો પરાજય થતાં આનદપુર છોડી બામનીમાં જઈ રહેવુ પડ્યુ, પણ થોડાજ સમય પછી ગુરુ મહારાજે આનન્દ પુર પાછુ મેળવવાની તૈયારી કરી અને આનન્દ પુરનો કબજો લીધો પરતુ ત્યાં બિલ્કુલ ઉજડ હતું, શિરોમણીઓએ મકાનો પાડી નાંખ્યાં હતાં, આ પછી કેટલોક વખત શાંતિ રહી એકવાર તે રાજાઓએ ગુરુમહારાજને આમત્રણ મોકલ્યુ અને ગુરૂ મહારાજ પણ ત્યા પધાર્યા સર્વેની પાસે રાવનસરમાં અગીયારશને દિવસે દરબાર ભરાયો ત્યાં ગુરુમહારાજે રાજાઓની રૂબરૂ તેમની દીન હીન, ધાર્મિક સામાજીક અને રાજનૈતિક અધપતનનું જ્ઞાન કરાવનાર વ્યાખ્યાન કર્યું આ વ્યાખ્યાનનો એ પ્રભાવ થયો કે ઘણા માણસોએ તત્કાળ શિખધર્મનો સ્વિકાર કરવા પ્રિચ્છા કરી પણ પુરોહિતોએ તેમને રોકયા આ રાજાઓ જો ભારતના સુપૂત ગોવિન્દના વિરોધીયોની સાથે લડયા હોત તો ભારતને ચિર દાસત્વની ચાદર ઓઢવી ન પડત.

ગુરૂગોવિન્દ ઉદાર, બુદ્ધિમાન, દુરદર્શી, દેશ ભક્ત, વિદ્વાન, રાગી, પર્યટનપ્રેમી અને વીર હતા જેઓ બરોબર ગુરૂગોવિન્દનુ જીવન વાંચશે અને મનન કરશે તો તે ખરૂં માનશે કે ગુરૂ ગોવિન્દમાં ઉપરનાં લક્ષણો હતાં

સવત ૧૭૫૬ માં ગ્રહણના ટાઇમે ગુરૂ સાહેબ થાનેશ્વર પધાર્યા હતા, તેવામાં પહાડી રાજાઓએ ફરી તેમના વિરૂદ્ધ ખટપટ કરવા માંડી, અને તેમનો વધ કરવાને નિશ્ચય કર્યો, મુસલમાનોની સેના લાહોર જતી હતી, તેને પહાડી રાજાઓએ પોતાના ષડયત્રમાં મદદ લેવને માટે રોકી લીધી, અને ગુરૂદેવ પાછા આવતાં તેમના ઉપર ગમ્મ કોરમા હુમલો કર્યો. શિખો એટલી વીરતાથી લડયા કે મુસલમાન સેનાધ્યક્ષ સૈયદ બેસાવધ થઇને ગુરૂને શરણે ચાલી ગયો, આમ ફાટકુટ થતાં અક્ક્રખાં અને વિશ્વાસઘાતી રાજાઓ પણ નાસી ગયા

ગુરૂગોવિન્દ પોતાના શિખ સમ્પ્રદાય અને પોતાના ભક્તોના સમુદાયને સાથે લઇને કેવી રીતે હિન્દુધર્મ, હિન્દુસત્વો અને હિન્દુ નામની રક્ષાને માટે હથેળીમા પ્રાણ રાખીને ફરતા હતા અને તેના પ્રત્યુપકારમાં હિન્દુ લોકો તેમની સાથે કેવુ વર્તન રાખતા હતા આ દુર્ગુણથી જ હજારો વર્ષની ગુલામી પછી પણ તેઓ પોતાના પગ ઉપર ઉભા રહી શકયા નહિ ગુરૂ ગોવિન્દ સિંહ અને તમામ શિખ પાદશાહિઓ હિન્દુધર્મ અને હિન્દુનામ અને સ્વત્વોના સરક્ષક હતા તેના શિખ ઇતિહાસમાં અનેક પ્રમાણ મળી આવે છે

એક દિવસે એક બ્રાહ્મણ ગુરૂગોવિન્દ આગળ આવીને નિવેદન કર્યું કે 'મહારાજ, હું મારૂં લગ્ન કરીને મારી પત્નીને ઘેર લઇ જતો હતો, ત્યાં માર્ગમાં બાસીના પઠાણ સરદારે બળથી મારી ધર્મપત્નીનુ હરણ કરીને પોતાના ઘરમાં રાખી લીધી છે મે તેને ઘણી વિનતિ કરી પણ તેની કાંઇ અસર થઇ નહિ, તેની પાસેના સર્વ સરદારો અને મોટા અમલદારોને પણ મે મારી હકીકત કહી, પણ તેમનાથી પણ તેને કાંઇ કહી શકાયુ નહિ, મને આશા છે કે આપ મારૂં આ દુખ ટાળી શકશો, કારણ કે આપ દીનોના શરણદાતા અને હિન્દુઓના સરક્ષક છો " આ સાભળી વીર ગોવિન્દની ભૂજાઓ ફફડવા લાગી, ક્રોધથી આંખો

બાલચોળ થઇ ગઇ અને હોઠ ફફડવા મડયા તેમણે તરતજ પોતાના પ્રાણપ્રિય પુત્ર કુમાર અજીતસિંહને બોલાવીને આજ્ઞા કરી કે—" વત્સ, નિરપરાધીઓની અબળાનું કષ્ટ દૂર કરો દુષ્ટ પઠાણના હાથપગ બાંધીને મારી આગળ લાવો "

જે બ્રાહ્મણોએ રાજાઓ, રાજપુત્રો અને હિન્દુ પ્રજાને ભડકાવીને ગુરૂગોવિન્દનો વધ કરવાનો એકવાર નહિ, પણ વીસવાર પ્રયત્ન કર્યો હતો તે બ્રાહ્મણ જાતિની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવાને માટે, તે બ્રાહ્મણ જાતિના સ્વત્વનું રક્ષણ કરવાને માટે વીર ગોવિન્દસિંહે પોતાના પ્રાણથી પણ અધિક પ્યારા પુત્રને મુસલમાની રાજ્યમાં પઠાણ સરદારની સાથે લઢવાને મોકલ્યો

વીર અજીત ત્યાંથી પોતાને સોંપેલા કામ માટે ગયો અને થોડાક શિખોની સાથે તે પઠાણને ત્યાં ઘેરો ઘાલી તેને પકડી ગુરૂદેવની સન્મુખ હાજર કર્યો, જેણે તેનો પક્ષ કર્યો તેના પ્રાણ ગયા, ગુરૂની આજ્ઞાથી તે પઠાણને પ્રાણદન્ડની શિક્ષા કરી અને તેની પત્નીને છોડાવી તે બ્રાહ્મણને પાછી સોંપી.

શિખ લોકો જો કે દયાળુ હતા પરંતુ એવા કાયર નહોતા કે જે અત્યાચારિયો, દેશદ્રોહિયો અને વિશ્વાસઘાતીઓને ક્ષમા આપી શકે તેમના ન્યાય અને કઠોરશિક્ષાના ભયથી સહસા કોઇ પણ માણસ કોઇ નિર્બળ ઉપર અત્યાચાર કરતા નહિ.

જ્યારે કાયર પહાડી રાજાઓનું કાંઇ ન વળ્યું ત્યારે તેમણે એક સભા ભરી અને મુગલ બાદશાહને પ્રાર્થના પત્ર મોકલી આ પ્રમાણે જણાવ્યું

" ગુરૂગોવિન્દસિંહે રાજવિદ્રોહીની ધ્વજા ચઢાવી છે દિલ્હી ઉપર આક્રમણ કરવાની તૈયારી કરી છે, સેના અસ્ત્રશસ્ત્ર સાથે તૈયાર થઇ ચૂકી છે, તેમણે પોતાના પિતાનો બદલો લેવાનું ધાર્યું છે માટે આપ સાવધાન રહેજો અને અમારા પ્રાણ બચાવજો

અમે માત્ર એક લાંબાપત્રનો સાર જ આપ્યો છે ઔરંગઝેબની ક્રુરતા અને અત્યાચારથી હિન્દુ તેમજ હિન્દુધર્મનું વાસ્તવિક જ્ઞાન રાખનારા મુસલમાનો પણ રૂષ્ટ થઇ રહ્યા હતા મુગલ સામ્રાજ્યના વિનાશક ઔરંગઝેબને પોતાના હાથ પગ અને વસ્ત્રોનો પણ વિશ્વાસ ન રહ્યો ચારે તરફથી શંકા જણાતી મિત્ર પણ શત્રુ જ જણાતા. આ તરફ દક્ષિણ અને આ તરફ પંજાબ બન્ને બાજુથી થતી જેવી પીડા થતી દિવસે ભૂખ લાગતી નહિ તેમ રાતે ઉંઘ આવતી નહિ ઔરંગ. જેમ આવી સ્થિતિમાં હતો ત્યાં આ પત્ર મળ્યો

ઔરંગઝેબે સરહદના લાહોરના ભોગ પતિને આજ્ઞા આપી કે આ નન્દપુરને ઘેરીને તેને નષ્ટ કરી દો અને ગુરુદેવને કેદ કરીને દરબારમાં મોકલી દો. પોતાની રાજકીય છાપ અને સહી સાથે ઔરંગઝેબે આ હુકમ મોકલી આપ્યો. તેમાં અન્તમાં એવું પણ લખ્યું હતું કે આ પ્રાન્તમાં કાફરોનું બળ વધવા ન પામે તે ઉપર ખાસ લક્ષ આપવું ગુરુદેવની ઉપર મુકદમી જીહાદની આજ્ઞા નીકળી હતી કે એક કોટી પ્રસિદ્ધ મુસલમાન યોદ્ધા, માનર કોટના, કસૂર, વિજવાડા જાલન્ધર, મુલતાન ભાવલપુર ઇત્યાદિના સુબાઓએ પોતપોતાની સેના સજ્જ કરી ગુરુગોવિન્દને શિક્ષા કરવાને તૈયારી કરી, તેમાં અનેક હિન્દુ પહાડી રાજા અને રાજપુત્રો પણ હતા

આ સમાચાર ચારે તરફ ફેલાઈ ગયા, મેર તરફથી શિખ લોકો પણ દલબદ્ધ થઇને આનન્દપુરમાં એકત્ર થયા, યુદ્ધ થતા પહેલાં ગુરુદેવની પાસે સાડા અગીઆરહજાર યોદ્ધા એકત્ર થઇ ગયા હતા. પણ શત્રુદળ પાસે એક લાખનું સૈન્ય હતું પણ ફેર એટલો હતો કે ગુરુદેવનું સૈન્ય એક ભાષા બોલનાર, એક વર્ણાવલંબી, એક મતવાળું અને એક પણવાળું હતું

સામું સૈન્ય જણાવા લાગ્યું, એટલે શિખ દળમાંથી રાજકુમાર અજીતસિંહે આગળ વધીને હુમલો કર્યો પોતાની સાથે સમ્પદગેગ ને ગામ, નામના બે તુર્ક સરદારો અને થોડી શિખસેના હતી અહીં ઘોર સંગ્રામ થયો બન્ને બાજુના કેટલાક માણસો માર્યા ગયાં. આમાં મુસલમાની સેનાની ઘણી હાનિ થઇ મુસલમાનોએ આનન્દપુરને ઘેરી લીધું પણ અંતે શિખોએ એકત્ર થઇ, મુસલમાનો ઉપર હુમલો કર્યો, ત્યાં મુસલમાની સૈન્ય પાછું હઠયું નહિ. વારવાર આ પ્રમાણે ત્રણ હુમલા થતાં સૈન્યમાં નાસ ભાગ થવા માંડી

વારવાર શીખોના હુમલાથી દુઃખી થઇ પોતાની વીરતાને ડાઘ લાગતો જોઈ આ તરફ

# वैद्यक प्रयोगो.

( લેખક —આર્યવૈદ મયારામ સુંદરજી )

### મહેશ્વરવટી.

અફીણ, બીલુ ને કેશર એ સર્વ સરખે ભાગે મેળવી તેની બે રતીની ગોળી કરીને દેવાથી સર્વ અતિસાર, મરડા મટે છે

### રાળ યોગ

રાળ, મોચરસ, બીલીનો ગરભ ને ઓથમી જીરૂ, એટલા વાના સરખે હીસ્સે લઇ દહીં દોઢ પાશેર તથા સાકર અઢી રૂપૈઆ ભારમા ૦। થી ૦।। રૂપીઆ ભાર કાતરી દિવસમાં બે ત્રણવાર લેવરાવવાથી નદીના વેગજેવુ હાથપીણું તથા લોહી સાથેનો મરડો મટે છે કોઇ સાથે સુંઠ ઉમેરે છે તથા ખસ ખસ ઉપર અઢી રૂપૈઆભાર સાકર સાથે કે અમસ્તી ખવરાવે છે. પથ્ય ખીર, દુધ, અથવા દહીભાત ગરમપદાર્થ તથા ટાઢ પડતા પદાર્થ વર્જ્ય

### અહીફેન મધુરબીવાવટી.

અફીણ, અર્કક્ષીર ને મોરથુથુ એ ત્રણને સરખાં લઇને પછી મધથી તેની રતી રતીની ગોળી વાળવી પછી તેમાંથી ૧ એમ દિવસમાં સાંજ સવાર જુના મરડા—અગ્રહણી ઉપર વાપરવાથી અને ઉપર દહી ભાત, ખીર ઘૃત, સાકર દુધ ખીચડીનું પથ્ય રાખવાથી તથા તક્ર, દહીનું પાન કરવાથી થોડાજ દિવસમાં તે સગ્રહણી રોગ મટે છે

### દતમંજન

ચાક ૦। શેર, હીરાબોળ અઢીરૂપૈઆભાર, કાથો અઢી રૂપૈઆભાર, કપુર ૧। રૂપૈઆભાર વાટી ચુર્ણ કરી રાખવુ તેનિત્ય જરા જરા દાતણ વખતે ઘસવાથી દાંત મજબુત થાય છે, અત થાય છે, કળતા આળચો છે અમર મટે છે

### મીઠીની ફાકી, ઝાડો સાફ લાવવા માટે.

### મળશુદ્ધિ

મીઠી શેર ૦।, ગુલાબકળી ૦)॥, હીમજ ૦)॥ વરીઆળી ૨।।, તજ ૧।, જાયફળ ૦।।।, ૦।, ભાર ખાંડી તૈયાર કરવી તે બરોબર લઇ ૦। થી ૦।। ભાર રાત્રે લેવાથી હોજરીનાં વિકાર, લુખસ, સમવિકાર ગડબડ એ સર્વ બે સપ્તાહમાં મટે છે. બન્ને લુહાળ થાય

### બાળાગોળી—બાળાગોળી.

મકુર ૧ તોલો, હરડે ૧ તોલો, અતિવિષ તોલો, વાંવડીંગ ૧ વા ૧ તોલો, કરીઆ પાખડી, કડરીઆના મીંજ, ઇંદ્રજવ, કાકુવારો અજમોદ, દીવેરી અજમોદ, જાયફળ, એલચી, વરીઆળી, મોથ વાલો, ચરસ, દાડમની છાલ, કાકડાશીંગી, ચોખો અને અફીણ એ સર્વ સરખે ભાગે લઈ બારીક વાટીને તેની અફીણના કસુંબામાં લુગદી કરવી પછી તેની મરી કે અડદ જેવડી, જેવડું બાળક હોય તે પ્રમાણે બાળાગોળીઓ વાળવી અને પ્રથમ અર્ધી તે બે મહીના પછીના બાળકને દેવી એક વખત દેવી પછી બે વખત દેવી, પછી અર્ધીની આ કોઇ દિવસ પછી "એ"ને માફક આવતી તેમ કરે જતી પછી સાંજ સવાર ૧ અને ૧ ૨ એમ દેવી, આથી બાળક તન્દુરસ્ત રહે રોગ મટે છે, ધાવણ ચડે છે દુધપાન કર્યા પછી પચવવા લાગે છે, બળદાયક થાય છે, અ પજાથી લોહીવાર થાય છે બાળકની માએ નિત્ય જરા જરા ચાવવાથી દુધ નુકશાન નથી એમ બાળાગોળી ઘણીવાર બાળાગોળી બદલે મકુર ને હરડે અથવા હરડે ને અતિવિષ કણીનો જરા ઝુગ પણ પાય છે. બાળકને ઓમડ અને અજાળ્યાં, આકરાં તથા તીક્ષ્ણ જર્મને દવાં, કેટી. એવાં ઓસડ પાવાં તે માટે સારા વૈદ દાક્તરની સલાહ લેવી. (અપૂર્ણ)

---

ભાગ્યોદય.

પુસ્તક ૭ મું ] ઑક્ટોબર-નવેમ્બર સને ૧૯૧૯ [ અંક ૮-૯.

## श्रीसद्गुरुवाग्माहात्म्य.

( જય શ્યામસુંદર સુખકારી રે, એ લય. )

જય સદ્ગુરુવનવિહારિણિરે, જય અમૃતવર્ષિણિ વાણિ !
જય અમૃતવાપણિ વાણિરે, જેને સેવે ઋષિમુનિધ્યાનિ.
નવજીવનમય કરી દે જેની, જી-વનવલ્લિ કરમાણીરે —જય
જેના આસ્વાદનથી ઉદ્ધરે, મંદથી પામર પ્રાણીરે, જય
નવઉત્સાહતણું બલ અંતર, સહજે આપે આણીરે; જય.
તાપમાત્ર ટાળીને ઉરના, આપે શાંતિની લ્હાણીરે, જય.
તુજને શ્રવણ કર્યું એ અમ જીવનની સાચી કમાણીરે, જય.
શ્રવણથી અનુભવમાં આવી ઠર, યાચીએ એ કલ્યાણિ ! રે, જય

---

## परार्थ जीवित पुरुषोनुं जीवन धन्य छे.

( જીવનના જીવનનું જીવન, એ લય. )

ધન્ય ત્રિભુવનમાં તેનું જનન, સ્વાર્થથી ઉપરતિ પામી મન,
છે વિશ્વે જેનું પરાર્થ જીવન,
અનુપમ રસભર્યું એહ જીવન, ન લૌકિક, એ તો દૈવી સુજન
એવા એક જીવનથી અનેક જીવન વાસ્તવ જીવન પામે,

# प्रासंगीक-नोंध.

પ્રિય વાચક! આ વખતનો અંક તમારા હાથમાં વિલંબે આવે છે જો કે તેથી તમને કાંઇક અસંતોષ થાય એ સ્વાભાવિક છે. પણ અંક તમારા હાથમાં આવતાં અને તેને વાચતાં તમને કાંઈક સંતોષ થવા સંભવ છે આ વખતે સપ્ટેમ્બર અને ઑક્ટોબર બે માસના અંકો ભેગા તમને મળશે આ વખતના અંકમાં તેમાં તમને કાંઇક નવીનતા તેમજ સુંદરતા પણ જણાશે હવે પછી ભાગ્યોદય ગ્લેઝ કાગળોમાં છપાશે કવર પણ આજ પ્રમાણે આર્ટ પેપર ઉપર છપાશે, વળી કોઇ કોઇ વખતે ચિત્રો પણ આપવામાં આવશે

પોતાનો ભાગ્યોદય કરવાની દરેક માણસ ઇચ્છા રાખે છે અને તે ઇચ્છાને સિદ્ધ કરવા પ્રયત્ન પણ તે કરતો હોય છે પણ કેટલીકવાર તે પોતાનો ભાગ્યોદય શી રીતે થાય તે જાણતો ન હોવાથી અવળે માર્ગે પ્રયત્ન કરતાં તેમાં નિષ્ફળતાને મેળવે છે જે મનુષ્યે પોતાના સ્વપ્રયત્ને પોતાના ભાગ્યનો ઉદય કરવો હોય તેમણે પ્રથમ પોતાનો કેવા પ્રકારનો ઉદય થાય તો સુખ મળે તેમ છે, તે નક્કી કરવું જોઇએ અને પછી તે માર્ગે વળવા કેવા પ્રકારનો પ્રયત્ન કરવો, તેને માટે પોતાના અંતરાત્મા પ્રતિ એકાગ્ર થઈ અંતરાત્માનું કાંઈક સ્ફુરણ સાંભળવાની ઇચ્છા રાખવી જો તેને પોતાના આત્મ સામર્થ્યમાં શ્રદ્ધા હશે તો તો તેને એકાગ્રતાની સિદ્ધિ થયે પ્રયત્નનો માર્ગ અંતરાત્માના સ્ફુરણદ્વારા જડવાનો જ. અને આ પ્રકારે અંતરાત્મા તરફથી થએલા સ્ફુરણ પ્રમાણે પ્રયત્ન કરવાથી તે પોતાના ભાગ્યનો ઉદય કરી શકે છે આવો પ્રયત્ન સેવવાની મનુષ્ય માત્રની ફરજ છે

આ વખતના પુઠા ઉપર જોઇ તમારા મનમાં કેવો વિચાર થાય છે! તે ચિત્ર ઉપરથી તમે શું કલ્પી શકો છો! તે ચિત્રની કલ્પનાના અર્થમાં જ ભાગ્યોદય કરવાનો માર્ગ સમાઈ જાય છે પ્રત્યેક મનુષ્યને પોતાનો ભાગ્યોદય કરવાને માટે સરસ્વતિ, લક્ષ્મી, અને શ્રી પરમાત્માની કૃપા મેળવવાની જરૂર છે. પરમાત્માની કૃપા થતાં સરસ્વતી અને લક્ષ્મીની પણ કૃપા થવાની જ અને આ પ્રમાણે જો મનુષ્ય પોતાના ભાગ્યનો ઉદય કરવા માટે પરમાત્માની કૃપા મેળવવા પ્રયત્ન સેવે તો પછી તેના ઉપર સરસ્વતી અને લક્ષ્મીની કૃપા થતાં તેના ભાગ્યનો ઉદય થવાને જરા પણ વિલંબ લાગતો નથી.

ભાગ્યોદયમાં હવે પછી તેના નામ પ્રમાણે મનુષ્ય માત્રના ભાગ્યનો ઉદય કરી શકે તેવા જ સંગીન વિષયો આપવાનો તંત્રીએ નિશ્ચય કર્યો છે. જેમ લેખ સંગીન અને મનુષ્યનું હિત કરી શકે તેવા આવશે, તેમ તેની સુંદરતામાં પણ કાંઇક વિશેષતા જોવામાં આવશે. તેમાં હવે પછી રફ કાગળ ન વપરાતાં ગ્લેઝ કાગળો વપરાશે પુઠું આર્ટ પેપર ઉપર છપાશે અને તેથી જો કે ખર્ચ વિશેષ આવશે, તોપણ અમારા ગ્રાહકોને તેથી સંતોષ થશે તો અમે અમારા તે ખર્ચનો હિસાબ ન ગણતાં અમારી ઇચ્છા પુરી થએલી સમજીશું

ભાગ્યોદયને સચીત્ર કરવાની ઘણા ગ્રાહકોની ઇચ્છા છે. અને તેથી અમે તેને આઠમા વર્ષથી સચીત્ર કરવાનો નિશ્ચય કર્યો છે, અને તેમ છતાં પણ માસીક સચીત્ર કરી ...

માસિકોની માફક આઠ નવ રૂપિઆ ન રાખતાં માત્ર ચાર જ રૂપિઆ રાખવાનો વિચાર કર્યો છે, અને આશા છે કે તેથી ગ્રાહકો સંતોષ પામશે.

નવીન વર્ષારંભે આપણામાં એકબીજા સ્નેહિ સંબંધીઓ પ્રતિ શુભેચ્છાસુચક પત્રિકાઓ મોકલવાનો રીવાજ પડી ગયો છે. અને તેથી એ પત્રિકાઓદ્વારા અન્યનું શુભ ઇચ્છાની ભાવના ફેલાવવાનો ઘણો જ સારો પ્રયત્ન થાય છે આ માસીકના તંત્રીએ પણ તેના દરેક ગ્રાહક બંધુનું શુભ ઇચ્છાની આ વર્ષારંભે પત્રિકા મોકલવી જોઇએ પણ તેના ત્રણ હજાર ઉપરાંત ગ્રાહકોને તે પ્રમાણે પ્રથક્ પ્રથક્ પત્રિકાઓ તે લખી શકે કે તેમ નથી અને તેથી તે ભાગ્યોદય દ્વારા જ પોતાના દરેક બંધુનું શુભ કરવાની ઇચ્છાને વેગ આપે તો તે કાંઇ ખોટું ગણાશે નહિ.

ભાગ્યોદય દરેક માસે નિયમિત નિકળતું હોવાથી આ માસીકને પ્રકટ થવામાં થોડો વિલંબ થતાં ઘણાં ગ્રાહકો તલપાપડ થઇ બબે ત્રણ ત્રણ પત્ર લખી ચૂકયા છે. તેમને અમે સ્વતંત્ર જુદા જુદા જવાબ આપી શકયા નથી. તેમની ભાગ્યોદય વાંચવાની આ પ્રકારની તીવ્ર જીજ્ઞાસાને જોઇ અમે તેમના ઉપર પ્રસન્ન થયા છીએ, અને દરેક મનુષ્યને તેવી જીજ્ઞાસા પ્રકટો એવી ઇચ્છા રાખીએ છીએ પણ તેઓ હવે જાણી શકશે કે ભાગ્યોદય પ્રકટ થવામા વિલંબ થવાનાં પણ અનેક કારણો હતાં એક તો દીવાળી ઉપર આ અંક પ્રકટ થાય અને દરેક બંધુના હાથમાં તંત્રીની શુભેચ્છાનો સંદેશો લઇ બેસતા વર્ષના દિવસે જાય, તેવી પણ ઇચ્છા હતી. વળી આ અંકને માટે ટાઇટલ પેજ ઉપરની ડીઝાઇન નવી તૈયાર કરાવવામાં, તેનો બ્લોક તૈયાર કરાવવામાં અને તેને આર્ટપેપર ઉપર છપાવવામાં વધુ વિલંબ થાય એ પણ સ્વાભાવિક, એ ઉપરાંત આ અંકને વિલંબ થવામાં કેટલાક દૈવિ કારણો પણ હતાં. જેવાં કે તંત્રીની એકાએક ઘણી જ સખ્ત માંદગી, અને તેની એક મહિના સુધી પથારીવશ જેવી સ્થિતિ, સાધારણ પત્રવ્યવહાર પણ ન થઇ શકે તેવી અશક્તિ, અને તેવાં કારણોથી આ અંક નીકળવામા વિલંબ થાય એ સ્વાભાવિક છે હજુ પણ તંત્રીને લેખો લખવાની ડૉકટરોની મનાઇ છતાં પણ આ અંકમાં માત્ર આ એક જ લેખ લખી પોતાના ગ્રાહક બંધુઓને પોતાના હૃદયપૂર્વક પોતાની શુભેચ્છા આ પત્રદ્વારા મોકલવાની પ્રબળ ઇચ્છા તેની વૃત્તિમાં થતાં આ એક જ લેખ લખવા તેની ઇચ્છા થઇ છે ઇશ્વરે તેનામાં ફરી નવું જીવન, નવી શક્તિ અને નવા બળ સાથે આયુષ્યનો વધારો કરેલો હોવાથી તે હવે પછીના અંકથી ગ્રાહકોનું હિત કરી શકે તેવા લેખો લખી શકવા શક્તિમાન થશે

આ આખા અંકમા તંત્રીના લેખો જો કે નથી તો પણ ગુજરાતના સમર્થ વિદ્વાનોના લેખો તેમાં તમે જોશો, અને હવે પછીના અંક સુધી કાંઇક ધીરજને ધારણ કરશો તો તેના નવીન લેખો વાંચી શકશો.

આપ આ નવીન વર્ષના આરંભમા આપના જીવનને ઉચ્ચ કરવા શું કોઇ પણ એક નિશ્ચયને નહિ ધારણ કરી શકો ! હું ધારૂં છુ કે જેમ અનેક મનુષ્યો અનેક પ્રકારનાં વ્રતને ધારણ કરે છે, અનેક પ્રકારની દેવની બાધાઓ રાખે છે, તેમ આપણે પણ આજે આ નવીન વર્ષના આરંભે કોઇ પણ એક પ્રકારના નિશ્ચયને આપણા પ્રયત્નમાં, અને આચારમાં ધારણ કરવાને પ્રયત્નશીલ થઇ શકીશું આપણા આચારની શુદ્ધિ અર્થે, જીવનને ઉચ્ચ કરવા માટે. જો

દૈવી બળ પ્રકટાવવા માટેનાં અનેક વ્રતો હોય છે. તેમા સત્યનુ પાલન કરવુ, શાંતિ રાખવી, પ્રાણિ માત્ર પ્રતિ પ્રેમ રાખવો, અને આનંદને ધારણ કરવો, આવા અનેક વ્રતો છે જેમાંના કોઇ પણ એક વ્રતને પાલન કરવાનો ચાલો આપણે આજે નિશ્ચય કરીએ, તમામ વ્રતો સામટાં ન પાળી શકીએ પણ તેમાંનું એક તો પાળી જ શકીશું અને જો તમે આમાંના કોઇપણ એક વ્રતને યથાર્થ રીતે સાવધાનતા પૂર્વક આજથી પાળી શકો તો આ વર્ષના અંતે તમારામાં ઘણો ફેરફાર થઇ ગએલો તમને જણાશે તમારો વ્યવહાર સુધરશે, સુખ મળશે, નિશ્ચિત થઇ શાંતિને ભોગવશો કહો ત્યારે તમે આમાંના ક્યા વ્રતને ધારણ કરવાનો નિશ્ચય કર્યો ? મનમાં નિશ્ચય કરો, તે નિશ્ચયને હમેશને માટે વળગી રહેવાનું તમારામાં બળ છે કે કેમ તેની ખાત્રી કરો તમારા અંતરાત્માને પુછો, અને પછી એક નિશ્ચય ઉપર આવો

જો સત્યનું પાલન કરવાની પ્રતિજ્ઞા લેશો, સત્યાગ્રહ બનશો તો હમેશાં તમારે સત્યને જ પાલન કરવુ પડશે તમારા વેપાર રોજગારમાં પણ સત્ય જ બોલવુ પડશે, અને વર્તન પણ સત્ય જ રાખવુ પડશે.

તમારે સત્યાગ્રહિ થતા ભડકવાનું કે રાજ્યનો ભય રાખવાનું કાંઇ પણ કારણ નથી કારણ આ સત્યાગ્રહિને કાયદાનો ભંગ કરવાનો હોતો નથી. એતો શ્રીયુત ગાંધીજીના નિશ્ચયો પ્રમાણે સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઉપર સહી કરનારને માટે છે, આપણે તો આચારે અને વ્યવહારે સત્યનું પાલન કરવાનું છે અસત્યનો જરા પણ સંગ સેવવાનો નથી જો આ પ્રમાણે તમે એક વર્ષ સુધી સત્યને પાલન કરવાના ટેકને વળગી રહેશો તો તમે તમારી જીંદગી આ વર્ષના અંતે બદલાઇ ગએલી જોશો તે પછી બીજે વર્ષે બીજુ વ્રત લેજો.

હવે જો તમારે શાંતિ ધારણ કરવાનું વ્રત લવુ હોય તો હમેશાં શાંત રહેવુ. ક્રોધને જરા પણ ધારણ કરવો નહિ ગમે તે થાય, તમારા દુશ્મનો તમારા ઉપર ગમે તે કરે, તમારા ઘરમાં સ્ત્રી કે છોકરાથી ગમે તેટલું નુકશાન થાય, ગમે તેટલા ક્રોધને ઉપજાવનાર પ્રસંગો બને, તમારાં સ્ત્રી, છોકરાં કે સબંધીઓને અન્યની સાથે લડવાડ ટંટા થાય, કોઈ તમને ગાળો ભાંડે, તમારૂં ખરાબ કરવાનું ધારે તોપણ તમે તેના ઉપર ગુસ્સે થઈ જતા નહિ. તમારે તમારા ક્રોધને ખાઇને પચાવી જવો જોઇએ, અને હમેશાં શાંતિને ધારણ કરી રાખવી જોઇએ. આચારમાં શાંતિ, ધંધામાં શાંતિ, જ્યાં જાવ ત્યાં અખંડ તમારી સાથે શાંતિનો સંયોગ થવો જોઇએ જો આ પ્રકારે તમે શાંતિને ધારણ કરવાનું બળ મેળવશો અને તેને ધારણ કરવાનો આ નવીન વર્ષે નિશ્ચય કરશો તો વર્ષના અંતે તમો તમારી જીંદગી બદલાઇ ગએલી જોશો.

તેવીજ રીતે પ્રાણિમાત્ર પ્રતિ પ્રેમ રાખવાનું પણ એક વ્રત છે તમે આજે જો દરેક મનુષ્ય પ્રતિ પ્રેમ રાખવાના નિશ્ચયને ધારણ કરી શકો તેમ હો, ગમે તે થાય, ગમે તેટલી પ્રતિકૂળતા નડે તોપણ જો પ્રેમ રાખવાના નિશ્ચયથી ન ડગી શકો તેમ હો તો તે વ્રતને ધારણ કરવુ એ ઉત્તમ છે. પ્રેમ રાખવાથી આપણે મનુષ્ય માત્રને આપણા ભાઇ, સબંધી કે સ્નેહિ ગણી શકીએ છીએ દુશ્મન હોય તે પણ ભાઇ, યુરોપીઅન પણ ભાઇ, અને મુસલમાન પણ ભાઇ બની શકે છે કોઇ પણ પ્રતિ વૈર દષ્ટિ રહી શકતી નથી. કોઇનું પણ અહિત કરવાની ઇચ્છા થતી નથી. આપણે આપણા આત્મા ઉપર જેટલો પ્રેમ રાખીએ તેટલો જ અન્ય સર્વ ઉપર રાખવો જોઇએ જો આ વ્રતને ધારણ કરીશુ તોપણ આપણી ઉન્નતિ એક જ વર્ષમાં થઇ જવાની.

આનદને અહર્નિશ આપણા હૃદયમાં ધારણ કરી રાખવો એ પણ એક વ્રત છે ચિત્ અને આનદ એ ઇશ્વરના ગુણ ધર્મો છે આનદને પાલન કરવાનું વ્રત લેવાથી આપણે હમેશાં આનદમાં રહી શકીએ છીએ ઉદ્વેગ, ચિંતા, શોક કે ગ્લાનિ થવાનો અવકાશ રહેતો નથી ગમે તેટલા પ્રતિકુળ પ્રસગો બને, ગભરાવી નાંખનારા ઉત્કાપાતો થાય, છાતી ફાટી જાય તેવા બનાવો બને તોપણ આપણે આપણા આનદનો જરા પણ ત્યાગ કરી શકતા નથી, પણ અખંડ સ્મિત વદને હૃદયમાં પ્રસન્નતાને ધારણ કરી શકીએ છીએ આ જગતમાં બનતા અનુકુળ, પ્રતિકુળ પ્રસગોના દૃષ્ટા બની, સર્વ પ્રસગોનો નહિવત અનુભવ કરી શકીએ છીએ અને હમેંશાં આપણા હૃદયની પ્રસન્નતામાં મસ્ત બનીને મ્હાલી શકીએ છીએ આ પ્રકારના આનદને પાલન કરવાનું જો આપણે વ્રત લઇએ તોપણ આ વર્ષના અંતે આપણે આપણા જીવનને બદલાઈ ગએલું જોઈ શકીશુ

આ પ્રકારે અનેક પ્રકારના સનિશ્ચયો છે કે જેમાંના એક એકનુ દર વર્ષે પાલન કરવાની પ્રતિજ્ઞા કરવાથી આપણે આપણા જીવનને બદલી ઉચ્ચ બનાવી શકીએ છીએ, આશા છે કે આપ મારી આ ઇચ્છાને માન આપી આ વર્ષથી જ કોઇ એક નિશ્ચયને ધારણ કરી તેનું સાવધાનતાથી પાલન કરશો

પરમાત્મન્ ! આ નવીન વર્ષના આરભમાં મનુષ્ય માત્રનુ હિત થાય તેવા પ્રયત્નો તેમના અતઃકરણમાં સ્ફુરાવો, જગતમા વ્યાપી રહેલા અંધકારને જેમ સૂર્ય ભગવાન નિવૃત્ત કરે છે તેમ આ ગત્ વર્ષમાં વ્યાપી રહેલા દુ ખરૂપી અધકારને આપ આપના પ્રકાશથી નિવૃત્ત કરો. અને સર્વ સ્થળે શાંતિ અને આનદ સ્થપાય તેવી આ હૃદયપૂર્વક કરેલી વિનતિનો સ્વિકાર કરો એજ શુભેચ્છા છે

બધુઓ ! આપ પણ આપના હૃદયમા વ્યાપી રહેલા પરમાત્માને આ વર્ષના આરભમાં પ્રકટ કરવાનો નિશ્ચય કરો. અન્યની સહાયની ઇચ્છા ન રાખતાં પરમાત્માની સહાય મેળવવાનો પ્રયત્ન કરો, જેમ બને તેમ અન્યને સુધારવા પડેલા તમે પોતે સુધરવા પ્રયત્ન કરો, જાણો તેટલું આચારમાં ઉતારો, નવું નવું જાણવાની લલચતાનો ત્યાગ કરીને સત્ય હોય તેનું પાલન કરતાં શીખો, સદા આનદમાં મસ્ત બનો, શાંતિને ધારણ કરો, ઘરમાં સ્ત્રી, બાળકોના આનદના સુખનો અને ઉચ્ચ જીવનનો અનુભવ કરતાં શીખો અને તેમને શીખવાડો ધન કમાવામાં લક્ષ આપવા કરતાં દરરોજ અર્ધો કલાક કે કલાક તમારા ઇષ્ટદેવની ઉપાસનામાં ગાળવાની વધુ અગત્ય માનો, આર્થિક ઉન્નતિ કરવાને માટે સદા સત્યનું પાલન કરતાં શીખો, દરરોજ અર્ધો કલાક કે કલાક-તમારા આચાર અને વિચારને ઉન્નતગામી બનાવનાર પુસ્તક કે માસીકનુ મનનપૂર્વક અધ્યયન કરી તે પ્રમાણે વર્તન રાખવા યત્નશીલ થાવ અને અતે અનત સામર્થ્ય સપન્ન પરમાત્માનાં અખડ સુખ સામર્થ્યોને પ્રાપ્ત કરો એજ આ વર્ષારભે શુભેચ્છા છે.

# "प्रजानो आत्मा घरमां वसे छे."

લેખક—શ્રી એન્ડ્રૂઝ

---

એક ટુંકા લેખની નવજીવનના અધિપતિની માગણીનો હું ખુશીથી સ્વીકાર કરું છું નવજીવન મને ખસુસ કરીને આકર્ષે છે કેમકે હું સમજુ છુ તે પ્રમાણે તેનો આશય હિંદુસ્તાનના પ્રત્યેક ઘરમાં—ખરા ઘરમાં—સંદેશો મોકલવાનો છે જે અંગ્રેજ જેવા બની ગએલા હિંદીઓ ઘરમાં ખુરસી ટેબલો રાખે છે, પોતાની દિવાલો ઉપર કદરૂપી છબીઓ ટાંગે છે અને બર્મીંગહામનો અહીં ન છાજે એવો ફરનીચર મૂકે છે તેવાઓને નહિ પણ નવજીવન પોતાનો સંદેશો એવા સાદા ઘરમાં પહોંચાડવા માગે છે કે જ્યાં રહેનાર સરળ રીતે, કરકસરથી અને સ્વદેશીવ્રતનું પાલન કરીને રહે છે સ્વદેશી રહેણિ આડંબરની વિરોધી છે અને પરદેશની પૂજા કરવાને બદલે દેશ પ્રત્યે માન જાળવનારી છે.

હું ઉમેદ રાખું છું કે નવજીવન હિંદુસ્તાનના ઘરોમાં અસલની સુંદર સાદાઈ ફરી દાખલ કરવામાં મોટી શક્તિ રૂપ થઈ પડશે, હિંદુસ્તાનનો આત્મા હિંદુસ્તાનના ઘરોમાંજ હોઈ શકે અને જો ઘર સાચું ન હોય તો હિંદ મહાન નજ થઈ શકે પણ જો ઘર સાચુ રહે, જો દરેક હિંદવાસી હિંદીને છાજે તેવી જ રીતે પોતાનુ જીવન ગુજારે અને બીજા મુલકના લોકો રહેતા હોય તેમ રહેવાનો પ્રયત્ન ન કરે તો આવું ઘર બળ અને દ્રઢતા ઉત્પન્ન કરશે અને જ્યારે આ બન્ને ગુણો ઘણાં ઘરોમાં વાસ કરશે ત્યારે હિંદુસ્તાન પણ બળવાન અને દ્રઢ થશે હિંદુસ્તાનના સંતાનોને જગતમાં માન મળશે, હિંદુસ્તાનના ધર્મ અને હિંદુસ્તાનની રહેણીની પૂજા થશે અને પશ્ચિમના મહાન પુરૂષો હિંદુસ્તાનની સનાહ માગશે આજે તો હિંદુસ્તાનની પાસે જગતને આપવા જેવુ કાંઈ છે એવુ તેઓને ભાન પણ નથી પણ પશ્ચિમની પ્રજાઓ પ્રાચીન શિક્ષણ ઝીલી લેવા હજુ તૈયાર નથી, એ જો ખરૂં હોય તો હિંદુસ્થાને પોતેજ એ શિક્ષણ ફરી પાછુ લેવુ જોઈશે એ પણ શું ખરૂં નથી? હિંદને જે ઘણું યાદ હોવુ જોઈએ એ હિંદ પોતેજ ભુલી નથી ગયુ? અને જો હિન્દ પોતેજ ભૂલી ગએલું હોય તો તે બીજાને કેમ શીખવી શકશે? હિંદ કને દુનિઆને સારૂ કંઈ સંદેશો છે એમ હિંદના આગેવાનો કહે છે એ ખરૂં હોવાનો સંભવ છે પણ જો તે સંદેશાને સારૂ જગતની પાસેથી આવકાર મેળવવામાં હિંદ વિજયવાન થવા ઈચ્છતું હોય તો હિંદનાં સ્ત્રી પુરૂષોએ સર્વાર્પણ પણ કરવુ જોઈએ એવુ હિંદને સ્મરણ કરાવવા નવજીવન હસ્તીમાં આવ્યું છે હિંદ દેવીને સંતોષ થાય. એવા ઉમદા વારસાને શોભાવનારા સંતાન પેદા થાય એવા પ્રકારનું જીવન સદાયે કેમ ગાળી શકાય, એ પ્રત્યેક હિંદીએ શોધવાનો પ્રયત્ન કરવો જોઈએ. સર્વાર્પણ કરેલું વિશુદ્ધ સ્વદેશાભિમાની જીવન કોઈ પણ વ્યક્તિ ગાળી રહેલ છે કે નહિ એ જાણવાનો એક સારામાં સારો રસ્તો તો એ છે કે તે વ્યક્તિ પોતાનો બોજો પોતે

---

+ મા. એન્ડ્રૂઝે નવજીવનના તંત્રીને મોકલેલ લેખનો ગુજરાતી અનુવાદ—નવજીવનમાંથી

ઉચકી લેવા સમર્થ છે કે નહિ, અને પોતાના કપડાં સમારી શકે છે કે નહિ એ જોવું, પોતાના કપડાં પોતેજ બનાવી શકે એ સારૂંજ કહેવાય જો હિન્દુસ્થાનના પ્રત્યેક ઘરમા થોડા માણસો પણ હાથની સાળ ચલાવી કુટુંબની જરૂરીઆત જેટલાં સાદાં કપડાં વણવામા રોકાય જાય તો મારી ખાતરી છે કે નવજીવનના તંત્રી બહુ રાજી થશે દરેકને પોતપોતાના કપડાં બનાવવાની ફરજ પડે એ જરૂર ઇચ્છવા જેવુ નથી ભલે વધારે અગત્યનુંજ નહિ તો પણ બીજુ કામ કરવાની આવશ્યકતા હોય છે જ્યાં પોતાને જોઇતી વસ્તુઓ બનાવતા જાણવું, સ્વાશ્રયી બનવું, નોકરોના પણ ગુલામ નહી રહેવુ એમાં ખરી બાદશાહી છે રાજાને સારૂ અંગ્રેજીમાં જે શબ્દ છે તેનો અર્થ "કરી શકનાર" એવો છે જેને બીજાની ઉપર આધાર રાખવો પડે છે તે આવો સ્વાશ્રયી રાજા ના થઇ શકે એટલે હમણા બતાવ્યો તે ગુણ શહેરીઓમાં આગળ પડતો હોવો જોઇએ.

જે પુરૂષ અથવા સ્ત્રી જરૂર જણાયે રસોઇઆ, ધોબી, દરજી અને ચાકરો વિના રહી શકે તે હાલના ઘણા માણસોની દયામણી સ્થિતિમાંથી મુક્ત રહે. જેઓ દયામણી સ્થિતિમાં રહે છે તેઓ પોતાની નબળાઇ વધારે છે અને પ્રજાતેજને ઝાંખુ પાડે છે આપણા રોજીંદા કાર્યને સારૂ આપણે જે વખત ગાળવો જોઇએ તે વખતનો આપણે વધારે સારો ઉપયોગ કરી શકીએ એ બનવાજોગ છે એવે સમયે બીજાઓનો સેવા આપણે આભાર સ્વીકારીએ પણ સ્વાશ્રયનો પાઠ જે હિંદુસ્તાનને હજુ શીખવવો રહ્યો છે તે આપણે તો શરૂ કરી દેવો જોઇએ અને ત્યાં સુધી છેવટે જીંદગીની જરૂરીઆતોને વિષે અને તે ઉત્પન્ન કરવાના સાધનોને વિષે હિંદુસ્તાન બહારની મદદ વિના ચલાવી શકે એટલે દરજ્જે તે સ્વાશ્રયી બને એમ આપણે બધા ઇચ્છીએ પણ ાાવુ થય શકે તેને સારૂ આપણે પ્રજાજીવનનો એકડો જે ઘર છે ત્યાંથી શરૂઆત કરવી જોઇએ એક તાલીમને ખાતર પણ ઘણે ભાગે પોતાની મહેનતથી ઉત્પન્ન કરેલી વસ્તુઓ ઉપર નભી શકવાની કળા દરેક માણસે શીખવી જોઇએ, અને તેથી અમારી રાષ્ટ્રીય શાળાઓમાં અમે છોકરાઓને વણતાં, ઝાડ ઉછેરતાં અને બગીચાની ખેતી કરતાં, સાંધતા, કપડા ધોતાં અને સમારતાં શીખવીએ છીએ, અને બીજા ઉપયોગી અને આનંદદાયી ધંધાનું જ્ઞાન આપીએ છીએ તેઓને પોતાના શરીરની બરોબર સંભાળ રાખવાની શક્તિ મેળવવા દો અને પછી તેઓ પ્રજાશરીરની સંભાળ રાખવા વધારે શક્તિમાન થશે, અને તેથી હું ઉમેદ રાખુ છું કે નવજીવન એ ઘણાં ઘરમાં આવા સંદેશાનો દૂત બનશે અને કાળે કરીને હિંદુસ્તાનની બધી ભાષામાં નવજીવનની આવૃત્તિઓ નીકળશે કે જેથી સાદાઇ સ્વપૂર્ણતા સ્વાશ્રય અને આત્મોન્નતિના પાઠ મળશે. અને પોતાની સત્તા વધતાં, જગતમાં કીર્તિ મળતાં અને જગત પ્રત્યેની પોતાની ફરજ બજાવતાં પ્રાચીન સમયથી ઉતરેલા સિદ્ધાંતો હિંદુસ્તાન સુંદર સ્વરૂપમાં જાગતી રાખશે કેમકે જો તે સિદ્ધાંતો ખોઈ બેસે તો પ્રજા દુર્બળ થાય અને જો તે વખતસર પાછા ન મેળવાય તો પ્રજાનો નાશ થાય.

---



# श्री हंस स्वामी.*

( લેખક—રા. મોતીલાલ જેઠાલાલ મહેતા )

આપણા આર્યદેશના આર્યોમાં ખાસ સ્વભાવ એ છે કે તેની દૃષ્ટિ અબાધિત પરમ સત્ય તરફ એકદમ આકર્ષાય છે, અને કોઇ કોઇ તે સત્ય પ્રાપ્ત કરવાનો આગ્રહ એટલો બધો રાખે છે કે તેવા વિકટ-સંકટ વેઠીને પણ તે સત્ય પોતાનું કરે છે એવા સત્યાગ્રહી આર્યોને આપણે મહાત્મા કહીએ છીએ તેવા કેટલાકના જીવન આપણા ઇતિહાસમાં પ્રસિદ્ધ છે હરિશ્ચંદ્રનો ટેક, પ્રલ્હાદનો પ્રભુપ્રેમ, બલિરાજાનું બલિદાન, ધ્રુવનું તપ, સીતા અને સાવિત્રીની પતિભક્તિ વિગેરે સત્યાગ્રહનાં દૃષ્ટાંત છે તેઓ અનેક સંકટો વેઠી પોતાના સત્યાગ્રહથી દુર્લભ વસ્તુ સુલભ કરી શક્યાં હતાં એવા એક સત્યનિષ્ઠ મહાત્મા સ્વામી હંસનું વર્તમાન જીવન—આત્મબળ કેટલું કામ કરી શકે છે તે પ્રત્યક્ષ બતાવે છે અને તે લોકોપયોગી હોવાથી અત્રે તેનું વૃત્તાંત આપવું યોગ્ય લાગે છે

પૂર્વાશ્રમમાં સ્વામી હંસનું નામ ગજાનન પાંડુરંગ નાટેકર હતું તેમનો જન્મ શકે ૧૮૦૦ માં થયેલ છે તેથી હમણાં તેમની ઉમર ૪૧ વર્ષની છે તેમના પિતા પાંડુરંગ નાટેકર ધુળીઆના એક પ્રસિદ્ધ વકીલ હતા તેઓ પરમ સાત્વિક-વૃત્તિના હતા ગજાનનરાવની બાલ્યાવસ્થામાં જ તેમના માતુશ્રી સ્વર્ગવાસી થવાથી તેમના નિર્ધનરૂપ પિતા તથા તેમના મોટા ભાઇને માથે તેમનો બધો ભાર આવી પડ્યો ગજાનનરાવ પોતાની ન્હાની ઉમરમાં બહુ જ બિકણ હતા પણ તે જ મ્હોટી ઉમરે હિમાલયના ઘોર અરણ્યમાં હિંસક પશુઓના સહવાસમાંથી કૈલાસ માનસ સરોવર અને ગૌરીકુંડ જેવા નિર્જન સ્થળોની તિર્થયાત્રા કરી આવી શક્યા છે તેનું કારણ તેમને પોતાનામાં આત્મવિશ્વાસ હતો

રા ગજાનનરાવનો અભ્યાસ અંગ્રેજી સાતમા ધોરણ સુધી થયો હતો તે વખતે તેમના પિતા સ્વર્ગવાસી થયા. મેટ્રીકની પરીક્ષામાં નાપાસ પડવાથી તેમણે તે અભ્યાસ છોડી તારનું કામ શિખવાનું શરૂ કર્યું તારની પરીક્ષાને બે ત્રણ મહિનાની વાર હતી તેવે સમયે પુનામાં પ્લેગ હોવાથી તે દેહુક્ષેત્ર કે જે ભૂમિ શ્રીતુકારામ મહારાજના પગથી પાવન થયેલ છે ત્યાં ગયા ત્યાં દરરોજ ઇંદ્રાયણી નદીના ઝરા ઉપર સાયંકાળે જવાની એમને ટેવ હતી રોજની માફક એક દીવસ ત્યાં જઇ બેઠા'તા તે વખતે ત્યાંનો દેખાવ જોઈ સંસાર મૃગજળ માફક નશ્વર લાગવાથી તે વિચારનું એકદમ જોર થયું અસાર વસ્તુનો ત્યાગ કરવાનો નિશ્ચય થયો તેથી સાથે લાવેલ કપડાં પુસ્તક વિગેરે જે જે નશ્વર ચીજો સાથે હતી તે બધી ઇંદ્રાયણી નદીમાં તેમણે અર્પણ કરી. એવી રીતે બધો પરિગ્રહ સંત તુકારામ મહારાજના ચરણમાં મુકી પોતે તેનાથી મુક્ત થયા આવી મનોવૃત્તિ એકદમ થવાનું મુખ્ય કારણ તેમના આગલા જન્મનું પુણ્ય સ્ફુરી આવેલ હશે અથવા તે પુણ્યભૂમિ અને પવિત્ર નદીના સાન્નિધ્યનો પ્રતાપ હશે ૧૮–૧૯ વર્ષની ઉમરે રા. ગજાનનરાવને આમ દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન થયો

વૈરાગ્ય ઉત્પન્ન થવાના પ્રસંગો માણસને ઘણીવાર આવે છે પણ ઘણાને તેની અસર તેમના મન ઉપર કાયમ રહેતી નથી, અભ્યાસથી મતિ શુદ્ધ થાય છે અને વિવેક અને વૈરાગ્યથી સ્થિર

* આ જીવન ચરિત્ર સમાલોચકના જુન અને ૧૯૧૯ ના અંકમાં આવેલું તે વાચકોને જ્ઞાન લેવા યોગ્ય હોવાથી અત્રે લીધું છે

થાય છે આવું શુદ્ધ અને સ્થિર થયેલું મન ભગવત્ ચરણમાં અર્પણ કરવાથી ઇષ્ટસિદ્ધિ મળે છે રા ગજાનનરાવ તારની પરિક્ષાનો વિચાર છોડી તરત જ ધુળીઆ આવ્યા. આ વખતે તેમની પહેલાની વિલાસી મનોવૃત્તિઓનો લોપ થયો હતો અને તેની જગ્યાએ મૌનવૃત્તિ ઉત્પન્ન થઇ હતી. વિલાસનો પરાભવ કરી તેની જગ્યાએ વૈરાગ્ય જાગ્યો હતો દેહ એ જ દેવ એ 'માન્યતાને'બદલે ઇશ્વર જ સત્ય છે એ વિચારનું જોર વધ્યું હતું શ્રીગુરુદત્તાત્રેયની કથા, તેની ગાયત્રીમંત્રનો જપ, અને હરિનામ સ્મરણ તેનો તેમને વ્યવસાય લાગ્યો. ફક્ત શરીરયાત્રાને માટે રાતના દૂધ પીતા તેમના પિતા લક્ષાધિપતિ હતા. તે સ્વર્ગવાસી થયા પછી તેની મિલકત ( લગભગ ૪ લાખની ) રા ગજાનનરાવ અને તેના મ્હોટા ભાઈ માટે રહી પણ તેના મ્હોટા ભાઇની સ્ત્રીની સાથે રહેવું અનુકૂળ ન થવાથી બંને ભાઇને જુદા થવાનો પ્રસંગ ઉત્પન્ન થયો આ પ્રસંગથી પણ રા. ગજાનનરાવનો વૈરાગ્ય વધ્યો તેમને ભાગે આવેલ લગભગ બે લાખની મોટી મિલકત પોતાની સ્ત્રીને સોંપી પોતે ઇશ્વરપરાયણ થઇ જીવન ગાળવાના નિશ્ચયપર આવ્યા. પણ તેમની સ્ત્રી પણ પતિવ્રતા સાધ્વી હોવાથી તેણે તે સ્થિતિ સ્વીકારી નહી અને કાંઇ મિલકત ન રાખતા ફક્ત પતિસેવામાં જીવન ગાળવાનું પસંદ કર્યું એવી મોટી મિલકતનો ઉપયોગ પરમ પુરૂપાર્થમાં વિઘ્નકર્તા થાય એવું રા ગજાનનરાવને લાગવાથી તેમણે તે કેળવણી અને અન્નદાનમાં વાપરી નાંખી અને જ્યાં આપી ત્યાં પણ પોતાનું નામ પ્રસિદ્ધ થાય નહી તેવી ઇચ્છાથી આપી હતી કારણ કે દાનના અભિમાનથી પણ પુરુષાર્થ સફળ થવામાં વિલંબ લાગે છે તે રકમમાંથી ફક્ત રૂ ૨૫૦૦ રૂપીઆ પોતે રાખ્યા તે એવા હેતુથી કે ભવિષ્ય માટે નિર્ધારિત ૧૨ વર્ષનું તપ નિશ્ચિન્ત રીતે થઇ શકે તે રકમ ૧૨ વર્ષ ચાલે તેવી રીતે લગભગ ૧૫ રૂપીઆનુ માસિક ખર્ચ રાખી બંને સ્ત્રી પુરૂષ રહેવા લાગ્યા તેમણે પોતાની સ્ત્રીને કહ્યું હતું કે ઘરની બાબતમાં તેમને પૂછવુ નહીં. એ જે, તૈયાર હશે તે આનંદથી જમી લેશે તેથી ઘરની વ્યવસ્થા બધી તેમની સ્ત્રીજ રાખતી શ્રીગુરુદત્તાત્રયની એક સુંદર છબી રા ગજાનનરાવના જોવામાં આવતા તેવી જ બીજી તે ચિતારાપાસે તૈયાર કરાવી તેને સારા ચોકઠામાં મઢાવી તેના ઉપર પોતે ધીરે ધીરે ધ્યાન વધારવા માંડયુ અને બ્રહ્મચર્ય, તપ, ભક્તિ, વૈરાગ્ય વિગેરેથી મન ઉપર અંકુશ વધારી મનને સ્વાધીન કરી શકયા તેમને તે વખતે કોઇને મળવાની ફુરસદ ન હોતી ગુરૂના ચિંતનમા અને તેના દર્શનની આતુરતામાં ગાંડા જેવા થઇ ગયા હતા પોતાની ઓરડીમાંથી ફક્ત જમવા માટે જ બહાર આવતા આવતા ધીરે ધીરે તેમની ઉંઘ પણ જતી રહી અને કોઇ કોઇ વખત વીશવીશ કલાક સુધી એક જ ધ્યાનથી રહેતા. એક વખત તેમને કોઇ એક હંસ સ્વરૂપ સ્વામીનો સહવાસ થયો તેમની પાસેથી આસન પ્રાણાયામ વિગેરેની યોગક્રિયા શિખ્યા અને સતત અભ્યાસથી તેમનો ધ્યાનયોગ એટલે સુધી પહોંચ્યો કે જ્યારે જ્યારે શ્રીગુરૂદત્તાત્રેયની સ્તુતિ અથવા કથા તેમના કાન ઉપર પડતી કે તરત જ તે તન્મય થઇ જતા અને બહારના જગતના ભાનથી શૂન્ય થઇ સમાધિસ્થ થતા તેમની પહેલી તપશ્ચર્યા ૩॥ વર્ષ ચાલી

એવી રીતે મનોનિગ્રહથી જીતેંદ્રિય થઇ સાતમી ભૂમિકા ઉપર સ્થિર થયા પછી રા. ગજાનનરાવને પવિત્ર તીર્થ સ્થળોના દર્શન કરવાની ઇચ્છા થઇ તેવા અનેક પવિત્ર સ્થળોની જાત્રા ૫-૬ વર્ષ સુધી અનેક સંકટ વેઠી કરી ત્યાં નિર્જન સ્થાનમાં બહુ વખત વ્યતીત કરતા હતા ધૂળીઆમાં એક વખત ધ્યાનસ્થ સ્થિતિમાં ગુરૂની આજ્ઞા થઇ કે તેમણે ગિરિનારમા જવુ તે ઉપરથી ગિરિનાર ગયા અને ત્યાંથી દત્તાત્રેયની પાદુકા આગળ સાત દિવસ સુધી ગુરૂચરિત્રનું પારાયણ કર્યું અને ત્યાં દત્તજયંતી વખતે પણ જતા હતા ગમે તેવા સંકટ વેઠીને દેહ પડે તો પણ શ્રીગુરૂદત્તાત્રયના દર્શન કરવા એજ એક ઇચ્છા તેમને રહી હતી તેથી ગિરિનારમા થઇ કરેલ તપ સમયે એક વખત અવાજ આવ્યો કે " તું ગૌરીકુંડ આવે તો હું તને દર્શન આપીશ ",

એ પ્રમાણે ત્રણ વખત અવાજ આવ્યા પછી પોતે પુછ્યુ કે "મે ગૌરીકુંડ જોયો નથી" તે ઉપરથી એક નકશો તેમની નજર આગળ આવ્યો કે જેમાં જોયુ કે મુમ્બાઇથી કાથગોદામ રસ્તે હિમાલયમાં જઇ મામાવતી તરફથી જતા શ્રીકૈલાસ માનસ સરોવરની નજીક ગૌરીકુંડ આવેલ છે તે ઉપરથી-તેમણે ત્યાં જવાનો નિશ્ચય કર્યો

એ પ્રમાણે નિશ્ચય કરી ગિરીનારથી મુંબાઇ આવી, મુંબાઇથી દિલ્લી એક્સપ્રેસમાં બીના સ્ટેશને બીજે દિવસ પહોંચ્યા ત્યાંથી પન્જાબ મેલમાં કાનપોર અને ત્યાંથી લખનૌ ગયા લખનૌથી બરેલી થઈ કાથગોદામ સ્ટેશન જઇ પહોંચ્યા ત્યાંથી હિમાલયના પહાડ ચડવાની શરૂઆત કરી તે કહે છે કે "હિમાલયમાં મારા કેવા હાલ થયા તે લખવા બેસુ તો મારા ઉપર અતિશયોક્તિનો આરોપ આવશે આમ છતા મારા ઉપર જે સંકટ આવી ગયા છે તેની સામા થવાને ગુરૂ મહારાજની દયાથી મને શક્તિ પણ આવી હતી"

એક વખત એક જંગલી હાથી તેમની પછવાડે પડયો હતો તે વખતે તેમની સાથે એક ભોમીઓ હતો હાથી અને સર્પમાં એક સ્વભાવ એવો હોય છે કે તે જ્યારે રતિક્રિડા કરતા હોય તે વખતે જો તેમને કોઇ જુએ તો તેની ઉપર ખીજી તેની પછવાડે દોડે છે એવા એક વખતે એક હાથીના જોડા તરફ અજાણતાં દૃષ્ટિ પડતાં હાથી ખીજવાઇને તેમને મારવા દોડયો. તેમના ભોમીઆએ બુમ પાડી કે "મહારાજ ભાગો, પીછે એ હત્તી આ રહા હૈ" તે ઉપરથી તેઓ એક ભેખડ સુધી દોડયા હાથી બહુ જ નજીક આવી પહોચવાથી અને બીજે કાંઇ વળીને બચી જવાનો રસ્તો ન હોવાથી તેમણે અને તેમના ભોમીઆએ તે ભેખડ ઉપરથી નીચે કુદકો માર્યો હાથી ભેખડના કાંઠા ઉપર આવીને ક્રોધથી સૂંઢ આગળ લબાવીને ફૂંફાડા મારવા લાગ્યો પરંતુ નિરાશ થઇને શાન્ત ઉભો હતો. સ્વામીજીએ પોતાના હિમાલયના પ્રવાસનુ એક પુસ્તક મરાઠીમાં લખેલ છે તેના જણાવે છે કે "તે ખાઇ ઘણી ઉંડી હતી ભેખડ ઉપરથી પડતા જ અમને મૂર્છા આવી હતી ભોમીઆને દશ અગ્યાર કલાકે શુદ્ધિ આવી હતી હું બે દિવસ બેશુદ્ધ રહ્યો મારી કેડ સુજી ગઇ હતી પરંતુ હાડકાને કાંઇ ઇજા થઈ ન હોતી. હું દશ પંદર દિવસે સાજો થયો પણ શક્તિ આવતાં ઘણા દિવસ લાગ્યા. ભેખડ ઉપરથી કુદકો માર્યો તે જ વખતે મહારાજના ચરણારવિંદનું ધ્યાન ધરીને દેહ ફેંક્યો હતો. મને લાગ્યુ કે પ્રભુની ઈચ્છા એટલી હશે કે વધારે ઇજા ન થતાં અમે બચીએ એ પ્રમાણે વાઘરીછ વિગેરે હિંસક પશુના સપાટામાંથી પણ અમે બચ્યા હતા તરશ, ભુખ, ઠંડી વિગેરેથી મને અને મારા ભોમીઆને ઘણો જ ત્રાસ થતો, એક વખતે એક મ્હોટા અરણ્યમાં અમે રસ્તો ભૂલ્યા અને સાત દિવસ સુધી કોઇ મનુષ્ય કે પ્રાણી અમને નજરે પડયું નહીં ત્રણ દિવસ અમને ઝાડના પાલા સિવાય કઇ જ આહાર મળ્યો ન હોતો"

શ્રી કૈલાસ માનસ સરોવરની યાત્રાએ નિકળતા કાથગોદામ સ્ટેશન છોડી રસ્તામાં ભીમતાલ, ધારી, મોરનોલી, દેવીધુરા, ધુનાઘાટ વગેરે સ્થળો જોતાં જોતાં તે મામાવતી પહોંચ્યા ત્યાં કેટલાક સન્યાસી અને બીજા માણસો તેમને કહેવા લાગ્યા કે તમે જે પ્રવાસ કરવા ધારણા રાખો છો તે બહુ જ કઠણ કામ છે તમારા શરીરનો બાંધો બહુ જ નબળો છે તો તમે આખો હિમાલય કેવી રીતે ઓળગી શકશો તેની અમને બહુ ચિંતા રહે છે પણ તેનો તે એક જ ઉત્તર આપતા કે मैं सद्गुरुका बच्चा कभी नही हुंगा दिलका कच्चा

મામાવતીથી નીકળી ગર્બાંગ ગયા. ત્યાંથી ગોરન્યા. ત્યાંથી પીંડોરાગઢ ત્યાંથી નાવર, કનાલીછીના અને અસ્કોટ પહોંચ્યા અસ્કોટ નીકળી તીન્ચા ગામ પહોંચ્યા ત્યા એક વખત પોતે પર્વતના સુંદર દેખાવો જોતા હતા એવામાં ચારપાંચ જુવાન છોકરીઓ તેમની આસપાસ આવીને બેઠી અને તેમની સામુ જોઇ રહી તે બધી અન્દર અન્દર પોતાની ભાષામાં વાતો કરવા લાગી સ્વામીજી પોતાના પ્રવાસવર્ણનના પુસ્તકમાં લખે છે કે "મારૂં લક્ષ તે છોકરી તરફ જરાએ નહોતું

ત્યાં ઝુંપડાની અન્દર એક શાળામાસ્તર તે છોકરીઓનું ભાષણ સાંભળતો હતો. તે છોકરીઓ મોટેથી હસી અને તે માસ્તર પણ હસતો હસતો બહાર આવ્યો. અને મને કહ્યું 'સ્વામીજી આ છોકરીઓનો તમારા ઉપર પ્રેમ થયેલ છે તમે અહિઆજ રહો એવી તેમની ઇચ્છા છે ' મા સ્તરને મે કાંઈ જવાબ આપ્યો નહીં શાળામાસ્તરનું મન તે છોકરીઓને નાચવા ગાવાને કહેવાનું હતું પરંતુ મે તેવી ઈચ્છા દર્શાવી નહી તેથી તે વાત પડી રહી "

એક દિવસ એક રાતના ઘોર જંગલમાં એક વૃક્ષ તળે સ્વામીજી અને તેમનો ભોમીઓ કામળી પાથરી આડના થડનું ઓશીકું કરી પડયાં હતા. અને ટાઢ મટાડવા એક લાગુ સળગાવી બંનેની વચમાં રાખ્યું હતું. તે વખતના પ્રસંગ વિશે સ્વામીજી લખે છે કે "સુતી વખતે શ્રી સદ્ગુરૂનું ધ્યાન ધરી મે વાંસો વાળ્યો, પેટમાં મુદ્દલે અન્ન ન હોવાથી અને સાવ થાકી જવાથી સુતાવાર જ મને નિદ્રાદેવીએ ઘેરી લીધો. એકના સુમારે હું જાગ્યો. આ વખતે અમારી ધુણી સતેજ બળતી હોવાથી અન્ધારામાં તેનો પ્રકાશ આજુબાજુમાં સારી રીતે પડતો હતો સુતાં સુતા મારી નજર સહેજ મારા પગ આગળ ગઈ ત્યાં જેતુ મ.થુ ભોમિયાના પગ આગળ અને પુછડી મારા પગ આગળ એવી રીતે એક વિકાળ વાઘ લાંબો થઈ ધુણીનો શેક લેતો મે જોયો. મેં અરધી ઉઘાડી આંખથી મારા ભોમીઆ તરફ નજર કરી એણે પણ તેવી જ રીતે મારી સામુ જોયુ અને નેત્રના સંકેતથી મને દર્શાવ્યુ કે જેમ પડયા છો તેમજ પડી રહો બીલકુલ હાલશો નહી. વાઘને જોતાં જ ભયથી મારા ટાંટીઆ સાવ ગળી ગયા આખા શરીરે ઘામ ઘામ થઇ ગયો, અને સાવ ગમગલીત થઇ મનમાં મહારાજનું નામસ્મરણ કરતો નિશ્ચિન્ત પડી રહ્યો, થોડીવારે તે વાઘે ઉઠી ઉભો થઈ ભયંકર ગર્જના કરી પોતાની લાંબી પુંછડી જોરથી પૃથ્વીપર પછાડી તે વખતે મે મારા પ્રાણની આશા છોડી મનમાં ને મનમા નામસ્મરણ ચાલુ જ રાખ્યું હતું સુંદર પણ આ ભયંકર અને ઉગ્ર પ્રાણીએ મારા ભોમીઆનો વાસ લીધો પછી મારા આ ગળ આવી ઉભો રહી મારા પગ સામુ થોડી વાર નિરખી જોઈ અમારા બંને ઉપરથી એકદમ ફલાગ મારી કુદી ગયો એવી રીતે ત્રણચાર વાર ફલાંગ મારી નિમિશ વારમાં વાયુ વેગે ત્યાથી અદ્દશ્ય થઇ ગયો આ વખતે પ્રભાતકાળના ત્રણચાર વાગ્યા હતા વાઘ અમારી પાસેથી દૂર ગયો એવુ જોતાં જ મારા ભોમિઆએ કહ્યું "મહારાજ, અબ યહાંસે જલદી ચલો, યહાં ઠહરના ધોખેકા હોગા, કારણ વો શેર એક ઘન્ટે બાદ જરૂર યહાં આયગા" પછી અંધારામા ઠોકરો ખાતા ત્રણ ચાર મૈલ દૂર જઈ અમે મુકામ કર્યો પરમેશ્વરની દયાથી અમે સાક્ષાત મૃત્યુથી છુટયા. આવા સંકટમાથી ભગવાન નારાયણે અમને મુક્ત કર્યાં એ જ્યારે યાદ આવે છે ત્યારે હરિના ચરણકમળ ઉપર પ્રેમાશ્રુ આવ્યા વગર રહેતા જ નથી "જાકો રામ રખવાલે જગકે રૂઠેસે ક્યા હુવા" એ ભગવદ્ભક્ત તુલશીદાસની વાણી અક્ષરશ ખરી પડી.

એ પ્રમાણે અનેક વિકટ માર્ગને રસ્તે તેમ જવું પડ્યુ હતું "નીન્ધ"થી ગલ્લાગડ અને ત્યાંથી માળવા ગયા તે રસ્તો અગોચર અને પથરાવાળો હતો. આ દશ માઇલનો પ્રવાસ જીવના જોખમવાળો હોવાથી આઠનવ કલાક લાગ્યા કઠીન રસ્તો, સીધી ચઢાઇ, અને લપસી જવાય તેવો ઢોળાવ હોવાથી તેમને બહુ કષ્ટ પડયુ પરન્તુ શ્રીનારાયણના કૃપાથી કંઇપણ વિઘ્ન ન નડતાં ૧૨ વાગે માલવા પહોંચ્યા. અને ત્યાથી ગોભમાગ ગયા કાથગોદામ સ્ટેશન છોડયા પછી અભિમાગ પહોંચતા બે મહિના લાગ્યા હિમાલયમા અનેક રમણીય એકાન્ત અને પવિત્ર સ્થળે શ્રીસદ્ગુરૂનું શાન્ત મનથી પ્રાતઃકાળે ચિંતન કરતાં સ્વામીજી ઘણીવાર દેહભાન ભૂલી સમાધિસ્થ થઇ જતા તે કહે છે કે "આવે સમયે મને કેટલો અને કેવા પ્રકારનો આનંદ થતો હતો તેની ખરેખરી કલ્પના તો વાચકને કેવળ અનુભવથી જ થઇ શકે" તેમ કેટલાક પ્રાણલેણ સંકટમાંથી પણ પસાર થવુ પડયુ હતું એક વખત ચિત્તવૃત્તિ શાંત થઇ જવાથી અંધારામાં એક પથ્થર

જોઇ તેના ઉપર ધ્યાનમાં બેઠા. તેમના ભોમીઆએ જોયુ તો તે પથ્થર ન હોતો પણ એક મ્હોટો અજગર કુંડાળુવાળી બેઠો હતો અને તેના ઉપર સ્વામીજી ધ્યાન ધરી બેઠા હતા ભોમીઆએ સ્વામીજીને પોતાની પાસે બોલાવી પુછ્યુ કે તમે ક્યાં બેઠા હતા ? ત્યારે સ્વામીજીએ પોતે જેને પથ્થર માન્યો હતો તે સ્થાન બતાવ્યું તે પછી ભોમીઆએ તેમને બતાવ્યુ કે તે મ્હોટો અજગર છે. તેની આંખોના ડોળા મ્હોટા અને બીહામણા હતા

એક વખત સાયંકાળની શોભાનુ અવલોકન કરતાં અને સદ્‌ગુરૂના ચરણનું મનન કરતાં સ્વામીજીનો પગ એક મ્હોટા સર્પ ઉપર પડયો પોતે બીકથી એક બે હાથ પાછા હઠયા પણ તે સર્પ તેમની પછવાડે પડયો અને તેની મ્હોટી ફેણ સ્વામીજીના જમણા ગાલ ઉપર મારી મારીને સર્પ એકદમ ભાગ્યો અને આગળ જરા નીચે પડી મૃત્યુ પામ્યો ને તેના છુંદેછુંદા થઈ ગયા તે આઠ નવ હાથ લાંબો હતો અને પાંચ છ ઈંચ જાડો હતો તેની ફેણ સ્વામીજીના ગાલ ઉપર લાગવાથી તેમને ઉલટી થઇ અને જરા ચક્કર આવી ગઇ. પણ પછી તરત આરામ વળ્યો

ગર્બિયાંગ સુધી ઈંગ્રેજી રાજ્યની હદ છે ત્યાંથી ટિબેટમાં તાકલાકોટ ગયા તાકલાકોટમાં સુપન નામના સુબ્બાએ તેમને કૈલાસ, ખોરરનાથ, તીર્થાપુરી, માનસ સરોવર વિગેરે સ્થળે જવાનો પરવાનો લખી આપ્યો હતો. તાકલાકોટથી કર્દમખાર ગયા. કર્દમખારથી આગળ જતાં એક નિર્જન સ્થળમાં વિશ્રાંતિ લેવા બેઠા ત્યાં ટાઢ તડકામાં બહુ હેરાન થયા હતા પણ તે સાથે અનેક સુંદર રમ્ય દેખાવો જોઈ અત્યંત આનંદ થયો હતો ત્યાંથી નીકળી થોડે દૂર એક ડુંગર ચડવાનો આરંભ કરતા હતા એટલામાં આગળ અને પાછળ ટેકરીઓની બાજુથી ઘોડાનો અવાજ તેમને કાને પડયો સ્વામીજી પ્રવાસ વર્ણનમાં લખે છે કે "કોણ આવે છે" તે જોવા માટે અમે પાછળથી જોયુ તો અમારી આસપાસ વીસ પચીશ ઘોડેસ્વારો આવી ખડા થઇ ગયા અને તેમની વચ્ચે અમે સપડાઇ ગયા તે પ્રસંગ વાણીનો ન હોતો અમને હથીયારબંધ લુટારાએ ઘેરી લીધા છે એ લક્ષમાં આવતાં જ અમે સર્વ યમના દરબારમાં જઇશું એ કલ્પના મનમાં આવી ઉભી રહી, પછી વિચાર શું કરવો, પ્રથમ તો હું મૃત્યુની કલ્પનાથી ગભરાયો. શરીરમાં ધ્રુજ વછુટી અને પગથી માથા સુધી પસીનાથી નાહી ગયો પરન્તુ તુરત જ ભાનમાં આવ્યો અને નેત્ર બંધ કરી મેં શ્રીસદ્‌ગુરૂ મહારાજના ચરણકમળનુ ધ્યાન કર્યું અને મનથી સાષ્ટાંગ નમસ્કાર કરીને મહારાજની મૂર્તિ હૃદયમાં સ્થિર કરીને શ્રીકૈલાસ અને માનસરોવર તરફ મુખ કરીને જમીન ઉપર પદ્માસન કરીને હું સ્વસ્થ બેઠો. મારા કુલીની, ભોમીઆની અને ગુરૂનાદ બાવાની શી અવસ્થા થઈ તે તરફ મારૂં લક્ષ ન હોતું તેથી મને તેની ખબર રહી નહી. કેટલીક વારે તેઓમાંથી એક આશરે પાંત્રીશ વર્ષના ઉમરનો મજબુત બાંધાનો અને રાક્ષસી મુદ્રાવાળો મનુષ્ય તરવાર કાઢી અતિ ક્રોધથી મારી નજીક આવ્યો અને તેણે ઇશારતથી મને પુછ્યુ કે "તું કોણ છે ! ક્યાં જાય છે ! તારાપાસે શું છે !" વિગેરે. મે પણ ઇશારતથી કહ્યું કે "હું સાધુ છુ, કાશીથી આવ્યો છુ અને કૈલાસ જાઉ છુ અમારી પાસે ખાવાન માત્ર જવનો લોટ છે પૈસા વિગેરે એવુ અમારી પાસે કંઇ જ નથી" તે પછી તલવાર હલાવી તેણે ઇશારતથી મને કહ્યું કે તમો સર્વને ઠાર મારીને અમે તમારાં કપડાં અને ખાવાનો સર્વ સામાન લૂટી લઇશુ, આમ બોલતાં બોલતાં તેણે ચાર જણને ઘોડા ઉપરથી ઉતરી તરવાર કાઢવાની ઇશારત કરી તે વખતે મને લાગ્યુ કે મારૂં મૃત્યુ ચોક્કસ સમીપ આવ્યુ છે ફરી એકવાર શ્રીસદ્‌ગુરૂના નામનો જયજયકાર કરી મનથી જ મહારાજને, શ્રીકૈલાસનાથને અને માનસ સરોવરને સાષ્ટાંગ નમસ્કાર કર્યાં અને આંખ મીચી ડોક થોડીક આગળ કરી બેઠો પછી શું થયુ તે શ્રીનારાયણ પ્રભુને માલુમ. સુમારે ઘડીક મોતીરે હું શુદ્ધિમાં આવ્યો. મારા નેત્ર પ્રેમાશ્રુથી ભરાઇ આવ્યાં. અતિશય પ્રેમથી કં

ભરાઈ આવ્યો અને શરીરમાં રોમાંચ ઉભા થઇ ગયા અને શરીર ડોલવા લાગ્યું મે ખૂબ મોટેથી રોવાનો પ્રયત્ન કર્યો પરંતુ ગળા બહાર અવાજ આવ્યો જ નહી ફરી વાર હું બેશુદ્ધ થઇ ગયો સુમારે પાંચ મીનીટે મે નેત્ર ઉઘાડી સામું જોયું તો મારી દૃષ્ટિએ શું પડ્યું ? જે મનુષ્ય તરવાર કાઢી મને ઠાર મારવા માટે હાથ ઉંચે કરી મારી નજીક ઉભો હતો તે મારી સમીપ ઘુંટણીએ પડીને બે આંગળી ઉપર કપાળ રાખીને જમીન ઉપર માથું રાખીને બેઠો હતો, તેના હાથની તરવાર નીચે પડી હતી. અને જે ચાર જણ તરવાર કાઢી ઘોડા ઉપરથી ઉતરતા મે જોયા હતા તેમણે પોતાની તરવાર મ્યાનમાં નાખી હતી અને મારા ભોમીઆને અને ગુરૂનાદ બાવાને પવન નાખતા તેઓ બેઠા હતા. બીજા લુંટારા સાશ્ચર્ય પણ નમ્રપણે પોતપોતાના ઘોડાની લગામ હાથમાં ઝાલી જમીન ઉપર ઉભા હતા. મે આંખો ઉઘાડી આનંદિત ચહેરાથી એકવાર સર્વ દિશામાં જોયું અને હું ઉભો થયો મે પેલા ડાકુના મુખીને ઇશારાથી પુછ્યું કે તે મને કેમ મારી ન નાખ્યો। ત્યારે તેણે ઇશારાથી મને કહ્યું "તમે જ્યારે આંખો બંધ કરી સ્વસ્થ બેઠા ત્યારે મારી દૃષ્ટિ તમારા મુખ તરફ પડી એટલે તમે મને એક ન્હાના બાળક જેવા દેખાયા તેથી મારા હાથમાંથી તરવાર પડી ગઇ તમારા ચ્હેરા તરફ જોઇ મને મોહ ઉત્પન્ન થયો મારૂં અંતઃકરણ ભરાઇ આવ્યું " આ સાંભળતા મારા મનની કેવી સ્થિતિ થઇ હશે ! હું ફરીથી ક્ષણવાર દેહભાન ભૂલી ગયો अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते। तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ એ ભગવદ્વચનનો મને પૂર્ણ અનુભવ થયો. ત્યાર પછી સર્વ ડાકુ પોતપોતાના ઘોડા ઉપર બેઠા અને તેમનો મુખ્ય માણસ મારી આગળ જમીન ઉપર જ ઉભો રહ્યો અને ઇશારાથી મને કહ્યું કે "તમે હવે જરા પણ બીશો નહીં, અમારા દોષ માટે માફી આપશો " એમ કહીને તેણે અમને ચહાનો ડબો, સત્તુ, અને માંસની ભેટ આપી અને આગળ જવા પોતાનું ઘોડું દીધું પરંતુ મારે યાત્રા પગે ચાલીને જ કરવાની હતી તેથી "ઘોડાનો મારે કાંઈ ઉપયોગ નથી માંસ હું ખાતો નથી તેથી માંસ મારે ઉપયોગનું નથી ચહા મારી પાસે પુષ્કળ છે એટલે ચહા પણ નહી જોઇએ" એમ મે ઇશારતથી જણાવ્યું માત્ર સત્તુ લીધો

પછી ડાકુ લોકની ટોળી કર્દમખાર તરફ ગઇ એક ડાકુ માનસ સરોવરની દિશામાં ઘોડો દોડાવતો દોડાવતો ગયો પછી હું મારા કુલી પાસે ગયો તે સર્વ જણ હજુ થોડી બેશુદ્ધિમાં હતા. કુલીને મે ખૂબ બુમ મારીને હલાવ્યો એટલે ચારે જણ ઉઠી બેઠા થયા અને ' ડાકુ લોક ગયા કે ? મૃત્યુના મુખમાંથી બચ્યા કે ?' એવું પૂછવા લાગ્યા મે તેમને ધીરજ આપીને કહ્યું કે પરમેશ્વરના મનમાં આપણને મારવાનું નહી હોય નહીં તો આપણા મનુષ્યનું શું ચાલે તે સાંભળી સૌને ધીરજ આવી, કાળ આવ્યો હતો પણ સમય આવ્યો ન હોતો, આ ડાકુલોક અતિશય ક્રૂર અને નિર્દય હોય છે તે આગળ નરમાંસ ખાતા હતા એમ કહેવાય છે માણસ તેને સઘળી વસ્તુ સ્વાધીન કરી દે તોપણ તે તેને જીવતો મુકે નહીં તેઓની માન્યતા છે કે સાધુ સંત વ્યાપારી કે કોઇ મળે તેને લુટવો અને મનુષ્યવધના પાપમાંથી મુક્ત થવા કૈલાસપર્વતની પ્રદક્ષિણા કરવી

આત્મબળ અથવા સત્યાગ્રહ કેટલું કામ કરી શકે છે તે આ પ્રસંગથી વાંચનાર સહજ સમજી શકે તેમ છે

ત્યાંથી જરા આગળ ચાલતાં કૈલાસના દૂરથી દર્શન થયા. તે જોઇ સૌએ પ્રાર્થના કરી ત્યાંથી આગળ ચાલતાં રાવણહ્રદ સરોવરને કાંઠે તેઓ આવી પહોંચ્યા ત્યાં વિશ્રાંતિ લીધી ત્યાંથી નીકળી જરા આગળ મુસાફરી કરતા માનસરોવર દૃષ્ટિએ પડ્યું તેથી તે પુણ્ય અને પવિત્ર સ્થળને સર્વેએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા સર્વને અત્યંત આનંદ થયો સર્વ શ્રમનું અને એકંદર જીવિતનું સાર્થક થયું હોય તેમ તેમને લાગ્યું. સુમારે ૫ા વાગે તેઓ માનસ સરોવરને કાંઠે ગયા ત્યાં સ્નાન કરી પ્રભુને નૈવેદ્ય અર્પણ કરી સૌએ આનન્દથી ભોજન કર્યું ત્યાં તેઓ દશ બાર દીવસ

રહ્યા અને ત્યાં અનેક સુંદર દશ્યો જોઇ તેમને અત્યંત આનન્દ થયો એક વખતે હંસ પક્ષીનું એક જોડું જલક્રીડા કરતું તેમની દૃષ્ટિએ પડયું હતું હંસ પક્ષીના ટોળા દિવસભર માનસ સરોવરમાં ક્રિડા કરે છે અને રાત્રે માળામાં જાય છે માનસ સરોવર એટલુ રમ્ય છે કે તેનુ વર્ણન કરી શકાય તેમ નથી તેનુ વિસ્તૃત વર્ણન સ્વામીજીએ પોતાના પ્રવાસ વર્ણનના પુસ્તકમાં આપેલ છે

રા ગજાનનરાવ ઉર્ફે સ્વામી હંસ માનસ સરોવર પહોચ્યા તે પહેલા એક મહિના પહેલાં જર્મન પ્રવાસી ડાકટર સ્વેન હેડીન ત્યા ગયા હતા તેમણે તેનું વર્ણન તેમના પ્રવાસ વર્ણનમાં, લખતા લાગુ છે કે " Oh, what a wonderful lake it was ! I have no words to describe it, till my dying day, I shall not forget it × × It seemed as though it no longer belonged to this earth but lay on the borders of the world, nearer to heaven, the region of dreams and fantasies, of hopes and longings, a mysterious fairy land rather than this earth or man and sinners of worldliness and vanity "

માનસ સરોવર ઉપર સવારે પાંચ વાગે સ્વામીજીને એવો ભાસ થયો કે પશ્ચિમ દિશા તરફ કોઇ સુન્દર સરોવર સ્વરે ગાયન કરે છે તે લખે છે " હું ગાયન બરાબર ધ્યાન દઇ સાંભળવા લાગ્યો, મને લાગ્યુ કે કોઇ સ્ત્રી ગતી હોવી જોઇએ પણ કંઇક વખત પછી મને લાગ્યું કે શ્રી માંડુક્ય ઉપનિષદનું ગાયન ચાલે છે પણ ત્યાં કોઇ મનુષ્ય દેખાયુ નથી ગાયન સુમારે અર્ધો કલાક ચાલ્યુ હશે મારા મસ્તકમાં વિચારતરંગનું વાદળ ઉત્પન્ન થયુ. આ નિર્જન પ્રદેશમાં આવા મધુર અવાજથી કોણ આવી સરસ રીતે નિપનિષદ ભણતું હશે ? ઘણી તપાસ પછી કોઇ મનુષ્યના પગલાં રેતી ઉપર જણાયા તે ઉપરથી કોઈ મહા તપસ્વી ત્યા આવેલ હશે એમ લાગ્યુ તેથી તે પગલાને આધારે આગળ ચાલ્યો એવી રીતે રા માઇલ ચાલ્યા પછી પગલાં પણ અદૃશ્ય થયાં દશ દિવસ સુધી ચહા સીવાય મારા પેટમાં કશું નહોતું તેથી અને હવે શું કરવુ તેની નિરાશાથી હું બેશુદ્ધ થઇ પડયો, ત્યાં મળેલ વિશ્રાંતિથી ફરી ચાર માઇલ ચાલી ડુંગરની સપાટી ઉપર મુકામ કર્યો."

ત્યાંથી નીકળી જે તખોનર્જન નામના ગામે ગયા માનસ સરોવરથી તે આશરે પન્દર વીશ માઇલ છે, ત્યાંથી નીકળી દેર્ચીન ગયા અને ત્યાંથી કૈલાસની પ્રદક્ષિણા શરૂ કરી. કૈલાસની પ્રદક્ષિણા કરતાં સુમારે ૩૦-૩૨ માઈલ ચાલવુ પડે છે કૈલાસપર્વતની આસપાસ ત્રણ નદી વહે છે તેમાંની બે સિન્ધુ અને બ્રહ્મપુત્રા છે ત્યાંથી ચાવના પૂર્વાભિમુખે રહેલ એક ગુફા જોઇ તેના ભોમીઆએ કહ્યું કે તેમાં એક મોટો હિન્દ તપસ્વી રહે છે ગુફા એક હજાર ફૂટની ઉંચાઇએ હતી, ત્યા જવુ બહુ જ મુશ્કેલ હતું. સ્વામીજી લખે છે કે " પણ તે માહપુરૂષના દર્શનની તીવ્ર ઇચ્છા થવાથી હું એકલો જ આગળ ચાલ્યો વચ્ચે હિમપ્રવાહ ઓળગવાનો હોવા છતાં હિમ્મત કરી પણ ત્રણ-ચાર વખત બરફ ઉપરથી લપસી પડયો, છતાં વારવારના પ્રયત્નથી અનેક સંકટ વેઠી હું ગુફા સુધી પહોચ્યો અન્દર તદ્દન અન્ધારૂં હતું અને ગુફામાં જતાં કેડપુર ઉંડો ખાડો હોવાથી તેમાં પટકાઇ પડયો ત્યાંથી ઉઠી ગુફામાં આગળ ચાલવા લાગ્યો ઘણી વાર સુધી કશાનો સ્પર્શ થયો નહી પણ પછી કોઇના માથા સાથે મારૂં માથુ અટકાયુ હોય મને લાગ્યું, મે તપાસ કરી જોયુ તો તે માથુ એક માણસનું હતું કારણ કે મારા હાથમાં તેના વાળ આવ્યા ત્યાં સહેજ અજવાળુ લાગતાં મનુષ્યાકૃતિ દેખાવા લાગી. હું તેને સાષ્ટાંગ નમસ્કાર કરી **त्राहि माम्, त्राहि माम्** કરીને જમીન પર પડી રહ્યો. આથી તેણે તરત જ પુછ્યુ કે **तुम कौन है यहां कैसे आये** ? મેં જવાબ આપ્યો કે " મહારાજ, ભગવાન, આપણી કૃપાદૃષ્ટિએ આ આપનો દાસને આપણા ચરણ પાસે આણ્યો છે " ત્યારે કોઈ હસ્યુ હોય એમ મને જણાયુ " અચ્છા, વત્સ. ઉઠ કર

એક" એમ તે બોલ્યા. હું ઉભો થયો મેં આંખો ઉઘાડી જોયું તો મન્દ મન્દ દીવો બળતો બળતો હતો મારી સમક્ષ વ્યાઘ્રચર્મપર એક સુંદર ગંભીર પુષ્ટ આકૃતિ પદ્માસનવાળી બેઠી હતી તેને મે ફરીથી પ્રેમથી નમન કર્યું અને **त्राहि माम्, त्राहि माम्**, એવી પ્રાર્થના કરી પછી હું દેહભાન ભૂલી ગયો તે પ્રેમનો આવેશ પુરો થાય પછી હું તેને નિહાળીને જોવા લાગ્યો તો તેવુ અતિસુન્દર અને તેજસ્વી સ્વરૂપ મારા જોવામાં આગળ કોઇ વખત આવેલું ન હોતું. શું પ્રેમની ખાણ, વાણીની મધુરતા ! મે તે મહારાજનું જન્મસ્થાન, નામ વિગેરે પૂછવા માંડ્યાં તેમણે એવા પ્રશ્નો પુછવાની ના પાડી. પછી મે ધ્યાનયોગ સમ્બન્ધી કેટલીક માહીતી પુછી તે તેમણે આપી મારી સમાધાની કરી હુ મરાઠી ભાષામાં પ્રશ્ન કરતો હતો તે બધા મરાઠી ભાષામાં જવાબ આપતા હતા શુદ્ધ મરાઠી ભાષા મે અહીં જ સાંભળી તેમણે કહ્યું જગતમાં જેટલી ભાષા છે તેટલી મને આવડે છે ગમે તે ભાષામાં બોલ તેથી અમે અંગ્રેજીમાં પણ વાત કરતા હતા અંગ્રેજી વાતચીત વખતે તે બીજી ભાષાનો એક શબ્દ પણ બોલતા નહોતા. મને ખાત્રી થઇ કે તેમણે પૂર્ણ યોગબળ મેળવ્યુ છે અને ખરેખર બ્રહ્મવેત્તા છે ત્રણ દિવસ હુ તેમના સમાગમમાં રહ્યો એ ત્રણ દિવસ હુ ફક્ત જળપાન કરીને જ રહેતો રાત દિવસ એક જ આસન ઉપર બેસતો, માનસ સરોવર ઉપર જે ગાયન સાંભળ્યુ હતું તે આ મહાત્માનુ હતું એ બાબતે તેમણે પોતે જ મને કહી, ત્રણ દિવસ સુધીની બધી વાતચિત હુ લખી શકવાને સમર્થ નથી. એ ત્રણ દિવસના જળપાન ઉપર પણ મારી શક્તિ એવી ને એવી જ રહી હતી મારી પાસે સુવાનું કાંઇ સાધન નહોતું તેથી તે મહાપુરૂષ મને પોતાનું વ્યાઘ્રચર્મ આપી પોતે જમીન ઉપર બેસતા રાત્રે ઉંઘમાં મારા માથા નીચેથી મારો હાથ કાઢીને, માથુ પોતાના ખોળામાં રાખી પોતે સચ્ચિદાનંદ સ્વરૂપમાં મગ્ન થઇ બેસતા તે પ્રેમાળ મહાત્માએ 'બમી' કરી મને બોલાવ્યો હતો તે યથાર્થ હતું"

ત્યાંથી નીકળી સ્વામીજીએ ગૌરીકુંડ જવાનો નિશ્ચય કર્યો ત્યાં જતાં રસ્તામાં અનેક વિકટ માર્ગ અને મુશ્કેલી ઓળંગ્યા સીવાય જવાય તેમ ન હોતું છતાં માત્ર આત્મશ્રદ્ધાના બળથી ત્યાં પહોંચ્યા, ગૌરીકુંડ સમુદ્રથી ૨૦,૦૦૦ ફુટ ઉંચો છે તેનો પરિઘ ત્રણ ચાર ફર્લાંગનો છે. ત્યાં પહોંચતા તેની મનોવાંચ્છના પૂર્ણ થઇ તેમને ત્યાંથી શ્રીગુરૂ શ્રીદત્તાત્રયના દર્શન થયાં પહેલાં ગુરૂજી જરા દર્શન આપી ચાલ્યા જતા હોય તેવો દેખાવ થવાથી સ્વામિજીએ તેમના ચરણ પોતાના બે હાથે પકડી રાખ્યા તેનું તપ સફળ થયું અને બહુ જ આનંદ થયો સ્વામીજી જણાવે છે કે "તે આનંદ વ્યક્ત કરવાને હું અસમર્થ છુ શ્રીકૈલાસ ગૌરીકુંડ અને માનસ સરોવર એ ત્રિસ્થળાનુ દર્શન કરવાથી માર્ગ બધો થાક ઉતરી ગયો ચિત્ત પ્રસન્ન થયુ અને જન્મારાનું સાર્થક થયુ એમ લાગ્યુ અંતઃકરણસહ ચિત્તમાં વિરામ પામ્યું ચિત્ અંતઃકરણ અને મન બંને સાથે બુદ્ધિમાં વિરામ પામ્યું અને બુદ્ધિ અંતઃકરણ મન અને ચિત્ત એ ત્રણેની સાથે અહંકારમા લય પામી અને અહંકાર અંતઃકરણ મન અને બુદ્ધિ બધા સાથે સ્વરૂપમાં મળી ગયો જ્યાં ત્યાં આનંદ આનંદ, જ્યાં ત્યાં પ્રેમજ પ્રેમ, જ્યાં ત્યાં જ્ઞાનજ જ્ઞાન આવે સ્થળે દેહભાવ શો અને બીજુંશુ ! આવુ બ્રહ્માંડ સચ્ચિદાનંદમય બન્યું પછી થોડીવારે મને દેહભાન આવ્યુ"

ગૌરીકુંડ ઉપર તેમણે શ્રીગુરૂદત્તાત્રેય સાથે અરધો કલાક વાતચિત કરી હતી તે દરમ્યાન ગુરૂજીએ સ્વામીજીને જણાવ્યું કે આ તેનો પુરૂષાર્થ ૧૩ જન્મનો હતો ૧૩ જન્મથી ગુરુના દર્શનની ઇચ્છા તેમને થઈ હતી અને ગયા છેલ્લા જન્મમાં તો તે એક જ ઇચ્છા રાખી શરીર છોડ્યું હતું અને આ જન્મમાં તેમનો તે અધિકાર પૂર્ણ થવાથી પ્રભુએ પોતે જ દર્શન આપ્યા દર્શન આપ્યા પહેલાં પણ અનેક સંકટ વચમાં રાખી તેમનો દેહભાવ છોડાવ્યો હતો જે ચિત્ર સ્વરૂપ ઉપર સ્વામીજીએ ૧૦-૧૨ વર્ષ સુધી ધ્યાન ધર્યું હતું તે જ સન્મુખ વાતચિત કરતું પ્રત્યક્ષ

પડ્યું. ત્યાં ૪ કુતરા પણ હતા અને ગાય પણ જરા આગળ ઉભી હતી તે ચિત્ર ઉપરથી લીધેલ ફોટો અહીં પ્રગટ કરેલ છે

આત્મબળ અને તેમાં દૃઢવિશ્વાસ અથવા જેને સત્યાગ્રહ કહે છે તે કેટલું કામ કરી શકે છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે જેમ પ્રહ્લાદ જેવા એક જ સત્યાગ્રહીના સત્યાગ્રહ આગળ હિરણ્યકશિપુની આખી રાજસત્તા નિર્બળ થઇ ગઇ હતી તેમ શ્રી હંસસ્વામીએ સત્યજીવન પ્રાપ્ત કરી સત્યને વળગી શ્રીગુરુદત્તાત્રેયના દર્શન કરી તેની પાસેથી ગુરૂમંત્ર લેવા માટે અખંડ તપ કરવાથી અને તેને માટે પોતાના પ્રાણ દેવાની પણ અનેક વખત તૈયાર રહી પોતાનો પુરુષાર્થ સફળ કરી શક્યા છે સત્યાગ્રહ સર્વત્ર ફલિભૂત થાય છે કે નહી તે વિચાર ખરા સત્યાગ્રહીને આવતો જ નથી તેમાં જેને પૂર્ણ વિશ્વાસ છે તેને તે સફળ જ થયો છે એક માણસના આત્મબળથી પણ જગતની શક્તિ તાબે થઇ શકી છે એવા પુરાવા આપણા પુરાણમાં અનેક છે

એ પ્રમાણે શ્રીકૈલાસ માનસ સરોવર અને ગૌરીકુંડની તીર્થયાત્રા પુરી કરી સ્વામીજી પાછા આવેલ છે તે પ્રવાસમાં તેમને એકંદર ૭ માસ અને સાત દિવસ લાગ્યા અને ૧૨૫ રૂપીઆનું ખર્ચ થયું હતું જીવનેજ મ[illegible] આવ્યા તેમાથી એ બચ્યા અને પોતાનો મનોરથ પૂર્ણ કરી મુંબાઇ સુખરૂપ પહોંચ્યા તે કેવળ શ્રીમદ્ગુરુ મહારાજની કૃપાદૃષ્ટિનું જ ફળ હતું જેમ હંસ દુધ અને પાણી જુદા કરી દુધ પીએ છે તેમ સ્વામીજી અનેક સંકટ વેઠીને પણ સત્ય અસત્ય જુદા કરી સત્યનિષ્ઠ થઇ શક્યા છે

તેમને સત્ય ઉપર એટલો બધો પ્રેમ છે કે ઘણી વખત જ્યારે જ્યારે ઈશ્વરનું ભજન કીર્તન તેમના કાન ઉપર પડે છે કે તરત તે દેહભાન ભૂલી સમાધિસ્થ થાય છે તેમની એવી સ્થિતિ જોવાનું ભાગ્ય મને ઘણી વખત પ્રાપ્ત થએલ છે એટલું જ નહી પણ ઘણી વખત કોઇ પ્રશ્ન પૂછવાની ઇચ્છા થતા તેનો જવાબ પોતે તે પહેલાં જ મને આપેલ છે એક વખત તે ઘાટકુપર ભિક્ષામાટે આવેલ ત્યારે એક માણસે તેમને પૂછ્યું કે તેણે શું કરવું ત્યારે પોતે ટુંકામાં જવાબ આપ્યો કે ' Know thyself, control thyself, be honest to thyself " એટલે તું તને ઓળખ તું તારો સ્વભાવ નિયમમાં રાખ અને સત્યનો આગ્રહ રાખ. બીજા કોઇએ એવો જ પ્રશ્ન પુછ્યો હતો તેને કહ્યું કે સત્ય અને બ્રહ્મચર્ય પાળ સ્વામીજીને જેટલો સત્ય ઉપર આગ્રહ છે તેટલો જ બ્રહ્મચર્ય ઉપર પણ છે તે કહે છે કે બ્રહ્મચર્યથી શરીર તદુરસ્ત રહેવાથી આ જન્મનું સાર્થક થાય છે એટલું જ નહી પણ પરમ પુરુષાર્થ એટલે પરમ સત્ય પોતાનું કરવા માટે પણ શક્તિ આવે છે

એવા મહાત્માનું પરિપૂર્ણ જીવન જાણી શકાતું નથી કારણ કે તે સામાન્ય માણસની પેઠે પોતાના ગુણ ગાતા ફરતા નથી, વળી બાહ્યાચારમાં પણ તે સ્વતંત્ર એટલે અનેક રૂપે અને અનેક સ્વભાવે રહે છે તેથી સામાન્ય માણસ મહાત્માનું જીવન સમજી શકતા નથી બાહ્ય સ્વરૂપ ગમે તેવું રાખવા છતાં જેનામાં પૂર્ણ આનંદ અને નિર્ભયતા હોય તે જ મહાત્મા કહી શકાય અને તે લક્ષણ ઉક્ત સ્વામીજીમાં સ્પષ્ટ જણાવાથી અને આત્મવિશ્વાસથી એક મનુષ્યમાં કેટલું બળ આવે છે અને તે કેટલું કામ કરી શકે છે તેનો આ પ્રત્યક્ષ દૃષ્ટાંત લોકોપયોગી હોવાથી આ જીવન લખતાં આનંદ થાય છે જેમને તેમનું જીવન વધારે જાણવા ઇચ્છા હોય તેમણે મરાઠી ભાષામાં સ્વામીજીએ લખેલ 'શ્રીકૈલાસ માનસ સરોવર દર્શન' એ નામનું પુસ્તક જોવું તેનો ગુજરાતી અનુવાદ રા. ગિરજાશંકર ભગવાનજી મહેતાએ કરેલ છે પણ તે હજુ પુસ્તકરૂપે મોંઘવારીના કારણે પ્રગટ થઇ શક્યું નથી તેથી પણ વધારે હકીકત જેમને જાણવા ઇચ્છા હોય તેમને સ્વામીજી રૂબરૂ પણ મળી શકે છે સ્વામીજી ગુજરાતમાં ઘણો સમય ગાળે છે અને અનેક જીવોનું કલ્યાણ કરે છે

# મુગ્ધા મીનાક્ષી

અથવા

## પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !

( લે શ્રીયુત નારાયણજી વિશનજી ઠક્કુર. )

[ અનુસંધાન ગતાંકથી ]

" જયન્તી બહેન, આ પ્રત્યક્ષ હિંસ્ર પશુઓના ચીત્કારોને મનુષ્યબુદ્ધિના એક સાધારણ ચમત્કાર અને મનુષ્યની ભય કરતાના એક મામાન્યથી પણ સામાન્ય સાક્ષાત્કાર તરીકે ઓળખાવીને તમો શુ કહેવા માગો છો અને તમારા બોલવાનો શો આશય છે, એ હુ તો લેશ માત્ર પણ સમજી શકતી નથી ભયથી મારો જીવ અડધો થઈ જાય છે અને મારા ધૈર્યનો હવે અંત આવતો જાય છે " જયન્તીને મે મારી સત્ય આંતરિક અવસ્થાનો પરિચય કરાવ્યો

" મીનાક્ષી બહેન, મારા બોલવાનો આશય એ છે કે પરમાત્માએ મનુષ્યજાતિને એવી તો વિલક્ષણ બુદ્ધિ આપેલી છે કે ક્ષુદ્ર મનુષ્ય પોતાની તે બુદ્ધિના પ્રભાવથી જે ધારે તે કરી શકે છે આ પ્રવાલપુરમાં જોરાવરસિંહે પોતાના વિશ્વાસપાત્ર જે આઠેક મનુષ્યોને રાખેલા છે તેમાંના ચાર સિપાહી છે અને ચાર મનુષ્યો સર્વ પ્રકારના પશુ તથા પક્ષી આદિની ભાષાનુ કિવા પશુ પક્ષીઓના ધ્વનિઓનુ અનુકરણ કરવાની વિદ્યા કિવા કળામાં એટલાસધા નિષ્ણાત છે કે તેઓ આ પાસેના ઓરડામાં બેઠા બેઠા જો પશુઓનો ધ્વનિ કરતા હોય, તો પણ આપણાથી તેમને મનુષ્ય તરીકે ઓળખી શકાય તેમ નથી, તો પછી જો તેઓ દૂર રહીને એવા ધ્વનિ કરતા હોય, તો તો પછી તેમને કોઇ પણ મનુષ્ય મનુષ્ય તરીકે ક્યાથી જ ઓળખી શકે વારુ ! તેઓ રાત્રિના સમયમા આ જનશૂન્ય નગરના ભિન્ન ભિન્ન ભાગોમાં તેમ જ કેટલીકવાર નગરના બાહ્ય ભાગમાં ભ્રમણ કરીને આવા પ્રકારના ધ્વનિઓ કર્યા કરે છે અને તેમના એ ધ્વનિ રાત્રિની નિસ્તબ્ધતામા દૂર પર્યન્ત સભળાતા હોવાથી લોકો આ સ્થાનમાં સિંહ તથા વ્યાઘ્ર આદિ ક્રૂર પશુઓનો નિવામ છે એમ ધારીને ભયને લીધે આ સ્થાનથી દૂર અને દૂર જ રહ્યા કરે છે, માત્ર એટલુ જ નહિ, પણ એ જ મનુષ્યો કેટલીકવાર આ નગરદુર્ગના શિખરપર તેમજ આસપાસની ખાઈમાં રાત્રિના સમયમા ફૉસ્ફરસની સહાયતથી આગના ભડકા પણ કર્યા કરે છે અને તેથી આ નિર્જનગ્રામમાં ભૂતાવળ હોવા વિશેનો લોકોનો એટલો બધો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે કોઇ મનુષ્ય આ નગરની દિશામા દૃષ્ટિપાત પણ નથી કરતું અને જો કોઇ અજાણ્યા વટેમાર્ગુ આ સ્થાનની નિકટમાં આવી લાગે છે તો તેઓ એટલાં બધાં ભયભીત થાય છે કે અત્યન્ત ભયના પરિણામે તેમનામાથી કોઈ માંદુ થઈ જાય છે તો કોઇ મરી પણ જાય છે અને તેથી ભૂતાવળ વિશેનો લોકોનો નિશ્ચય વધારે અને વધારે દૃઢ થતો જાય છે એ પશુધ્વનિ નિપુણોમાંના બે મનુષ્યો અત્યારે આપણા આ સ્થાનની આસપાસમાં હોવાથી તેમનો ધ્વનિ નિકટના સ્થાનમાંથી

આવતાં આટલો સ્પષ્ટ સમજાય છે અને તેથી તમારા હૃદયમાં ભયનો સચાર થાય એ સ્વાભાવિક છે; પરન્તુ વાસ્તવિકતાથી ભયને હૃદયમાં સ્થાન આપવાનું કાંઇ પણ કારણ નથી " જયન્તીએ વ્યાઘ્ર તથા સિંહ આદિ હિંસ્ર પશુઓના ધ્વાનઓના સત્ય રહસ્યનો સ્ફોટ કરીને મારા હૃદયમાં નિર્ભયતાને ઉપજાવવાનો પ્રયત્ન કરતાં આ શબ્દો ઉચ્ચાર્યાં અને ત્યાર પછી કહ્યું કે "જો મારા આ કથનમાં તમારો વિશ્વાસ ન બધાતો હોય, તો એ મનુષ્યોને હમણાં જ હું અહીં નીચે બોલાવું છું અને તેમના મુખમાંથી મયુર તથા સર્પના ધ્વનિઓ તમને સંભળાવું છું." આમ બોલીને જયન્તી બારી પાસે ગઇ અને નીચેના પ્રહરીને તેણે કહ્યું કે "વીરમ અને ઉકો આટલામાં જ હોય એમ જણાય છે તો તેમને અહીં બોલાવો અને અમારા મનોરંજનમાટે અમને મયુર તથા સર્પના ધ્વાનઓ સંભળાવો " તે પ્રહરીએ વીરમ તથા ઉકાને તત્કાળ ત્યાં બોલાવ્યા અને તેઓ નીચે ઉભા રહીને મયુર તથા સર્પના ધ્વાન કરવા લાગ્યા હવે ચન્દ્રનો પ્રકાશ સર્વત્ર વ્યાપેલો હોવાથી વીરમ તથા ઉકાનાં મુખમંડળોને અમો સ્પષ્ટ જોઇ શકતાં હતાં અને તેથી તેમની આ અદ્‌ભુત વિદ્યાને જોઇને મારા આશ્ચર્યનો અવધિ થઇ ગયો થોડીવાર પછી તેઓ ચાલ્યા ગયા અને દુર્ગના શિખરપર અમને અગ્નિની જ્વાળાઓ દેખાવા લાગી, પરન્તુ મારા ભયનું નિવારણ થયેલું હોવાથી હું શાન્ત ચિત્ત તથા સ્થિર દૃષ્ટિથી તે જ્વાળાઓનું નિરીક્ષણ કરવા લાગી અને મારા મુખમાંથી એક પણ આશ્ચર્યદર્શક ઉદ્‌ગાર ન નીકળ્યો

લગભગ એક પ્રહર જેટલી રાત્રિ વીતી ગયા પછી જયન્તીએ મને એક શેર જેટલું સાકર તથા કેશર નાખીને કઢેલું દૂધ લાવી આપ્યું અને તે દૂધ પીવા પછી અડધા કલાકમાં મારી આંખોમાં ઘેન આવતાં હું શય્યામાં પડી અને થોડીવારમાં જ નિદ્રાવશ થઇ ગઇ. જયન્તી પણ દ્વારને અંદરથી સાંકળ ચઢાવીને મારી પાસે જ કોચપર સૂતેલી હોવાથી અને તેના પોતાના કહેવા પ્રમાણે તેની નિદ્રા શ્વાન નિદ્રા અથવા તો કાકનિદ્રા સમાન હોવાથી હું તેની છાયામાં એક પ્રકાર નિર્ભય હતી અને તેથી જ નિદ્રાધીન થવાની હિમ્મત કરી શકી હતી. જો આવી પરિસ્થિતિ ન હોત અને તે સાથે જયન્તીમાં મારો વિશ્વાસ ન બંધાયો હોત, તો આવા ભયંકર સ્થાનમાં ભાગ્યે જ મારાથી નિદ્રાધીન થવાનું સાહસ કરી શકાયું હોત.

નિદ્રામાં મારો કેટલો સમય વીત્યો હતો અને કેટલો નહિ એનું જો કે મારાથી યથાર્થ અનુમાન કરી શકાય તેમ નહોતું, છતાં પણ મારી ધારણા પ્રમાણે રાત્રિના તૃતીય પ્રહરનો લગભગ અંત થવા આવ્યો હતો તે વખતે મારા શરીરને જાણે કોઇ પુરુષના હસ્તનો સ્પર્શ થયો હોયની એવો મને ભાસ થયો, હું અકસ્માત્ જાગી અને મારી શય્યામાં બેઠી થઇ ગઇ અને ત્યારપછી આંખોને ચોળીને જોયું તો મારી શય્યા પાસે એક પુરુષને ઊભેલો જોયો અને થોડાક અંતર પર રાઉન્ડ ટેબલની પાસે મેરાણી વાલી પણ ઊભેલી મારા જોવામાં આવી મારી શય્યાપાસે ઊભેલો એ પુરુષ તે અન્ય કોઇ નહિ પણ મને મારા ગામમાંથી ઉપડાવીને પ્રતાપપુરમાં પહોંચાડનાર જાગીરદાર જોરાવરસિંહ પોતે જ હતો, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી.

જોરાવરસિંહને તે અમારા ગામમાં વારંવાર આવતો હોવાથી હું સારી રીતે ઓળખતી હતી, તથાપિ મારા પાઠક તથા પાઠિકાઓ કુતૂહલશમનમાટે આ સ્થળે તેના બાહ્ય રૂપરંગ આદિના તથા તેની દાંભિકતાના કેટલાક વિવેચનની આવશ્યકતા અનિવાર્ય હોવાથી મારે એ વિવેચન અનિચ્છાપૂર્વક કરવું પડે છે જોરાવરસિંહ લગભગ પિસ્તાળીસ વર્ષની અવસ્થાનો એક પૂર્ણ પ્રૌઢ પુરુષ હતો અને તેના શ્યામવર્ણ તથા ભરાવદાર મુખમંડળમાં મોટી આંકડાદાર મૂછો અને હડપચી આગળના વિભક્ત કરીને બે કાનોપર ચઢાવેલી લાંબી દાઢીના વધારે ભરાવ થવાથી તેની એ[illegible] જ [illegible] હોય [illegible] જ [illegible]

હતો અત્યારે તેણે ઓખાઇ જોડા, ઇજાર, અંગરખું, ભેટ અને માથાપર માળિયાના મિયાણા બાંધે છે તેવી મેરનીશાઇ પાઘડી આદિ વસ્ત્રો ધારણ કરેલાં હોવાથી તે માળિયના મિયાણા જેવા જ દેખાતા હતા તેના કમરપટના આધારે ડાબી બાજૂએ સોનાની મુઠવાળી તલ્વાર લટકેલી હતી અને ભેટમાં એક તમંચો તથા એક કટાર એ બે હથિયારો જોવામાં આવતાં હતાં તેણે પોતાના ભાલપ્રદેશમાં તે પોતે શંકરના ભક્ત હોવાથી ત્રિપુંડ્ર દોરાવેલો હતો અને તેના ગળામાં સુવર્ણ ઠેવા મૌક્તિક આદિના મણકાને સુવર્ણના તારમાં પરોવેલી રુદ્રાક્ષની એક બહુ જ સુંદર માળા દૃષ્ટિગોચર થતી હતી સારાંશ કે તેના આ રૂપરંગ તથા વેશ આદિને જોતાં જાણે તે કોઇ એક મહાપવિત્ર અને સદાચારી પુરુષ હોયની! એવો જ કોઇપણ અન્ય મનુષ્યને ભાસ થઇ જાય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું પરંતુ વાસ્તવિકતાથી જોતાં તેનું એ બાહ્ય સ્વરૂપ તે એક પ્રકારનું સર્વથા ભ્રામક સ્વરૂપ હતું, કારણ કે, તેનું આંતરિક સ્વરૂપ એથી સર્વથા ભિન્ન એટલે કે અસંત મલિન તથા ઘૃણોત્પાદક હતું અને પોતાના તે અભ્યંતર મલિનતાને છુપાવવામાટે તેવા નિર્દોષ નરનારીઓને પોતાના અનેકવિધ પ્રપંચજાળ તથા કપટજાળમાં ફસાવવામાટે જ સ્વાર્થસિદ્ધિના એક ઉત્કૃષ્ટ સાધન તરીકે તેણે પવિત્રતાના આ બાહ્ય આડંબરને સ્વીકારી લીધો હતો, સમાજમાં જો કે તે એક ધર્મશીલ જાગીરદાર તથા શંકરભક્ત પુણ્ય પુરુષના નામથી ઓળખાતો હતો, પરંતુ વસ્તુતઃ તે એક વર્ણસંકર પાપાત્મા, ધર્મહીન જાગીરદાર અને પુરુષના આકારમાં પિશાચ હતો, એમ કહેતાં મને લેશમાત્ર પણ સંકોચ થતો નથી અને થવાનો પણ નથી

અસ્તુ હું અચાનક તે પુરુષ પિશાચને મારી શય્યા પાસે મારા સમક્ષ ઊભેલો જોઇને વાનીને પણ આ ઠામમાં ઉપસ્થિત જોઇને અને તે સાથે જયન્તીને આ ઓરડામાંથી અદૃશ્ય થયેલી જોઇને ભય તથા આશ્ચર્યથી એવી તો સ્તંભિતા થઇ ગઇ કે કદાચિત્ હું મૂર્છિતા થઇને ધરાપર ઢળી પડીશ એવો મારા હૃદયમાં ભય થવા લાગ્યો મારી સ્થિતિને જોતાંવેંત જ જાણી ગયા અને તેવા તે આશ્વાસન આપતા મને કહેવા લાગ્યો કે —

"ચંદ્રાનના, સુધાહાસિની, ગજગામિની વિશાળાક્ષી અને મધુર ભાષિણી મુગ્ધા મીનાક્ષી! મને અત્યારે આ સ્થાનમાં પોતા સમક્ષ અચાનક આવી ઊભેલો જોઇને તારે આશ્ચર્યચકિત કિંવા ભયભીત થવાનું નથી, કારણ કે, હું તને દુઃખના ગર્તામાં ગબડાવી દેવા માટે તારી પાસે આવ્યો નથી, કિન્તુ તને સુખના શિખરપર ચઢાવવામાટે અને વૈધવ્યના પરિણામે તારો જે સંસાર સ્મશાન તુલ્ય થઇ ગયો છે તે સંસારને સ્વર્ગ તુલ્ય બનાવવામાટે જ હું અત્યારે તારી પાસે આવ્યો છું. આજે તારા વૈધવ્યવ્રત પાલનનો અંતિમ દિવસ હોવાથી નૂતન રવિના ઉદય સાથે જ તું પુનઃ અખંડ સૌભાગ્યવતી થવાની છે અને તારા પ્રેમ પીયૂષના પાનથી મારા જીવનની પણ સંપૂર્ણ સાર્થકતા થઇ જવાની છે! આજે તારા જેવી એક પદ્મિની પ્રમદાના અનુપમ પરિરંભણનો પ્રસંગ પ્રાપ્ત થવાથી મારા આયુષ્યમાંના આજના દિવસને હું સુવર્ણનો દિવસ માનું છું અને અત્યારે તારી વૈધવ્ય વેદનાનો વિલય થવાનો હોવાથી અત્યારની ઘટિકાને હું તારા જીવનની પણ એક અદ્વિતીય સુવર્ણઘટિકા તરીકે જ ગણું છું!"

"મારા જેવી એક અભાગિની અબળામાટે આપ શ્રીમાન્ના કોમળ હૃદયમાં આટલી સીમા પર્યન્તની શુભ સંવેદના વસી રહી છે, એ મારા સદ્ભાગ્યનું જ ચિન્હ છે, નહિ તો ક્યાં હું એક ભિક્ષુક બ્રાહ્મણી અને ક્યાં આપ એક અતુલ સંપત્તિમાન્ જાગીરદાર! જો આપની ઇચ્છા થાય, તો મારા કરતાં પણ સારી સત્તર સો સ્ત્રીઓ આપને મળી શકે તેમ છે, છતાં આપ શ્રીમાન્નું મન મારામાં પરોવાયું છે અને તેથી મારું હરણ કરીને આપ મારો વૈધવ્ય દુઃખને નિવારવાના નિશ્ચયપર આવ્યા છો, એ કેવળ પરમેશ્વરની મારાપરની કૃપાનું જ પરિણામ છે,

એમજ હું માનું છું " આ રીતે જયન્તીના ઉપદેશ અનુસાર સ્ત્રી જાતિના નિસર્ગદત્ત પાંડિત્યને વ્યવહારના યોજીને મેં તે કુલચાણ્ડાળ જુવાનના ફુલાવવાની કોશિશ કરતા આ પ્રમાણેના વચનો ઉચ્ચાર્યાં અને ત્યારપછી અતિશય વિનયવાળી વાણીથી પૂછ્યું કે " શ્રીમાન, એ તો જાણે જે કાંઇ પણ થયું છે તે ઠીક જ થયું છે, પરંતુ હું એટલું જાણવા માગું છું કે આપ મારી સાથે પુનર્લગ્ન કરીને મને પોતાની અર્ધાંગનાની પદવીથી વિભૂષિત કરી પોતાના અંતઃપુરમાં બેસાડવા માગો છો કેમ ?"

"નહિ, હું તને મારી અંતઃપુરવાસિની અર્ધાંગનાની પદવીથી વિભૂષિત કરીને નિરપરાધિની કારાગૃહવાસિની બનાવવા નથી ઇચ્છતો. કિન્તુ તને માત્ર એક ઉપપત્ની અથવા રખાયત તરીકે રાખવાની જ મારી ઇચ્છા છે " જોરાવરસિંહે ગંભીરતા પૂર્વક ઉત્તર આપ્યો.

"આપ શ્રીમાનના મહેલમાં આટલી બધી આસક્તિ હોવા છતાં આપ મને પોતાની ધર્મપત્ની-ના પદથી શૃંગારીને પોતાના અંતઃપુરની શોભાને બદલે એક રખાયત તરીકે રાખવાની ઇચ્છા ધરાવો છો, એ જાણીને મને આશ્ચર્ય થાય છે અને આવું કરવાનું શું હશે તે હું સમજી શકતી નથી." મેં તેના અંતઃકરણના માલિનતાને વિશેષ પ્રમાણમાં જાણવા તથા જાણવાની ઇચ્છાથી આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા

મારા આ શબ્દોને સાંભળીને જોરાવરસિંહ મને રખાયત તરીકે રાખવાના કારણોને દર્શાવતો કોચપર બેસીને કહેવા લાગ્યા કે " મીનાક્ષી, તું અદ્યાપિ એક મુગ્ધા હોવાથી આ બાબતના કારણો ન તત્કાળ ન સમજી શકે એ સ્વાભાવિક છે, પરંતુ ખરા રીતે એમ કરવાનાં અનેક કારણો છે અને તે આ પ્રમાણે —પ્રથમ તો હું સમાજમાં એક પરમધાર્મિક પુરુષ તથા ભક્તજન તરીકે ઓળખાતો હોવાથી જો તારા સાથે પુનર્લગ્ન કરીને તને મારી અર્ધાંગના બનાવી મારા અંતઃપુરમાં બેસાડું તો સમાજમાં મારી નિન્દા થાય અને મારી આજસુધીની મેળવેલી પ્રતિષ્ઠા ધૂળમાં મળી જાય અને જો અપ્રતિષ્ઠા થાય તો ભય ધાસ્તી જાય અને બુઢાપો બગડી જાય, એટલે આ પગલું તો મારાથી કદાપિ ન જ ભરી શકાય, બીજું કારણ એ છે કે, મારા અંતઃપુરમાં મારી ચાર પરણેતર ગરાશિયણ બાયડીઓ છે, પરંતુ તેમાંની એક પણ તારા જેવી રૂપ-સુંદરી ન હોવાથી જો તને હું અંતઃપુરમાં લઇ જઇશ અને તારામાં અધિક સ્નેહ રાખીશ, તો અવશ્ય તેઓ તારા દ્વેષ કરશે અને લાગ મળતા કદાચિત્ તને ઝેર ખવડાવીને મારી નાખવાનો પણ પ્રયત્ન કરશે એવો મારો દૃઢ નિશ્ચય છે અને તેથી પણ એ પગલું ભરવા મારું મન અચકાય છે, કારણ કે, અમો ગરાશિયાના જનાનખાનામાં હમેશાં ભયાનક ખટપટનો ખટાટોપ ચાલ્યા જ કરે છે અને તેથી ગરાશિયાના રાણીવાસમાં ન આવવું એ જ તારામાટે વધારે સારું છે, ત્રીજું કારણ એ છે કે, જો હું તારો સાથે પુનર્લગ્ન કરીને ખુલ્લી રીતે તને મારા ઘરમાં બેસાડું તો તારા માબાપ તથા ભાઇભોજાઇને એ વાત જણાયા વિના રહી ન શકે એ સ્વાભાવિક હોવાથી જો તારા માતા પિતા કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ પાસે જઇને મારા વિરૂદ્ધ ફરિયાદ કરે, તો મારેમાટે જવાબ આપવાનું પણ ભારે થઇ પડે અને મારી જાગીરદારી જવાનો પ્રસંગ પણ આવી લાગે અને ચોથું કારણ એ છે કે, આ એકાંત તથા સર્વથા નિર્ભય સ્થાનમાં આપણે જેટલા પરિમાણમાં નિરંકુશ આનંદ વિલાસ ભોગવી શકીશું તેટલા પરિમાણમાં મારા અંતઃપુરમાં આપણાથી યથેચ્છ આનંદ વિલાસ ભોગવી શકાય તેમ નથી અને જો તે ઇચ્છા પુરી ન થાય તો તો આ વેઠ માથે પડવા જેવું જ કહેવાય ત્યારે હવે કહે કે તને હું મારી રખાયત તરીકે રાખું, એ જ તારામાટે અને મારામાટે વધારે સારું છે ખરું કે નહિ ?"

"આ સર્વ કારણોનો વિચાર કરતાં તો હું આપની રખાયત તરીકે રહું એજ આપણા માટે વધારે સારૂં છે" આવી રીતે તેનો હામા હા મેળવીને પછી ધીમેથી મેં એક શંકા દર્શાવી કે. "આ બધી વાત તો જાણે સાચી, પરંતુ હું આવા અજ્ઞાનવાસમાં આપની રખાયત તરીકે રહું અને કાલ સવાર મને છૈયાં છોકરાં થાય, તો તેઓ બાપ કહીને કોને બોલાવે અને તેમને વરાવા પરણાવવાની વ્યવસ્થા કઇ જાતમાં કરી શકાય, અમારી બ્રાહ્મણ જાતમાં કે આપની ગરાસિયા જાતિમાં? આ એક ગંભીર પ્રશ્ન હોવાથી જો આપ એ પ્રશ્નનું નિરાકરણ કરશો, તો મારાપર આપનો મોટો ઉપકાર થશે."

"મીનાક્ષી, હું આજસુધી મને પોતાને બૃહસ્પતિ તુલ્ય બુદ્ધિમાન માનતો હતો અને અનેક ચાલાક ચપળાઓને વાદમાં પરાજિત કરાને મેં મારી સેનકાઓ બનાવેલી હોવાથી મને કોઇ પણ આ, અરે સાક્ષાત્ સરસ્વતી પણ, વાદમાં હરાવી શકે તેમ નથી, એવો જ મારો નિશ્ચય થયો હતો, પણ તારા આ પ્રશ્નને સાંભળીને મારા માટે પણ જરાક વિચારમાં પડી જવાનો પ્રસંગ આવી લાગ્યો છે અને તેથી હું એમ જ માનું છું કે મારી બુદ્ધિપાર તારી બુદ્ધિએ વિજય મેળવી લીધો છે" ચાલાક જોરાવરસિંહે પ્રશંસાના સાધનથી મને પ્રફુલ્લિત કરવાના ઉદ્દેશથી આવા પ્રકારના ઉદ્ગારો કાઢ્યા અને ત્યાર પછી કેટલીકવાર સુધી જાણે તે મહાગંભીર વિચારમાં પડી ગયો હોયની! તેવો ડોળ બતાવીને અંતે કહેવા લાગ્યો કે "મીનાક્ષી, હું તો ધારતો હતો કે આ વિષમ પ્રશ્નનું નિરાકરણ મારાથી નહિ જ કરી શકાય, પરંતુ પરમેશ્વરની કૃપાથી અને દેવી શારદાની સહાયતાથી એ પ્રશ્નનું સમાધાનકારક ઉત્તર મળી આવ્યું છે અને તે એ કે મારી જાગીરનાં ગામોમાં તારી જાતના બ્રાહ્મણો મોટી સંખ્યામાં વસે છે અને તેમાંના કેટલાક બ્રાહ્મણો તો મારી દલાલી કરનારા હોવાથી જ્યારે તારા માતા થવાના પ્રસંગ આવશે ત્યારે, તારા જાતિમાં હવે ધીમે ધીમે પુનર્લગ્ન અથવા નાતરાની રૂઢિનો પ્રવેશ થતો હોવાથી, તારી જાતના કોઇ એક સાધારણ સ્થિતિના બ્રાહ્મણ સાથે હું તારૂં પુનર્લગ્ન કરાવી આપીશ એટલે તારાં છૈયાં છોકરાં તે બ્રાહ્મણને પિતા કહીને બોલાવી શકશે અને તેથી તમારી જાતમાંજ તે સંતાનોને વરાવા પરણાવવાની વ્યવસ્થા પણ કરી શકાશે આવા પ્રકારનો પ્રબંધ કરવાથી આપણો ગુપ્ત પ્રેમસંબંધ અબાધ્ય ચાલતો રહેશે, તને નિર્વાહનાં સાધનો તથા વસ્ત્રાલંકાર આદિ મારી પાસથી મળતાં રહેશે અને તે સાથે આપણ બન્નેની પ્રતિષ્ઠા જળવાશે. કેમ કેવી વાત કહી?"

"વાહ વાહ! ઘણીજ સારી વાત કહી અને એથી મારી સઘળી શંકાઓ જતી રહી!" મેં જોરાવરસિંહને આકાશપર ચઢાવવાની ચેષ્ટા કરી

"ત્યારે હવે તારા યૌવનમદવડે છલકાતી પ્રણયની સરિતાને આ તારા પ્રેમી સાગર પ્રતિ વહેવડાવ ભિન્નતાના સેતુને તોડી નાખ અને એકતાના તારને સાધી બતાવ! કારણ કે, મારો મદ છલકાય છે અને મારૂં ચંચળ મન વધારે અને વધારે અધીર થતું જાય છે" જોરાવરસિંહે પોતાના પશુવૃત્તિને તોષવાની ઇચ્છા સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી

હવે મારા સત્ત્વ તથા બુદ્ધિબળની પરીક્ષાનો એટલે કે કસોટીનો સમય આવી લાગ્યો અને નિમેષમાત્રને માટે હું ચિન્તામાં પડી ગઈ, પરંતુ તત્કાળ પરમાત્માએ મને એક યુક્તિ સુઝાડી દીધી અને તે યુક્તિનો પ્રયોગ કરતી હું શાલીનતાથી કહેવા લાગી કે "પુરુષ કરતાં પણ મહોન્મત્ત નવયૌવના નારીના અંગમાં મદનજ્વાળા અધિક જોરથી પ્રજ્વલિત કરે છે અને તેથી રતિસુખના પ્રાપ્તિમાટે મારૂં મન આપના મન કરતાં પણ વિશેષ અધીર તથા આતુર થઇ રહ્યું

છે પરંતુ એ સુખના ઉપભોગમાટે આજનો દિવસ નિર્માણ થયેલો ન હોવાથી આપણા એ સુખોપભોગના માર્ગમાં આજે એક નૈસર્ગિક બાધા આવી પડી છે "

"એટલે ?" જોરાવરસિંહે જરાક આંખ ફેરવીને પૂછ્યું

"એટલે એ જ કે મધ્યાહ્નકાળ પછી હું રજસ્વલા થયેલી છું અને તેથી હજી બીજા બે દિવસ પર્યન્ત હું અસ્પર્શ્યા હોવાથી મારાથી આપના સ્પર્શ સુખનો લાભ લઈ શકાય તેમ નથી." મેં નૈસર્ગિક બાધાના નામનો સ્પષ્ટ ઉચ્ચાર કરી સમજાવ્યો.

"ચિન્તા નહિ વસ્તુ આપણા હસ્તમાં છે તો તેનો બે દિવસ પછી પણ ઉપભોગ લઈ શકાશે અને આવી ખબર હોત, તો હું તને સ્પર્શ ન કરત, કારણ કે, અત્યારે હવે મારે માથા બોળ ન્હાવું પડશે અને આ બધાં કપડાં પણ બોળવાં પડશે પણ એમાં તારો દોષ નથી, કારણ કે, તું નિદ્રાધીન હતી ને વેળાયે જ મેં તને સ્પર્શ કર્યો હતો એટલે આ વાર્તાને વ્યક્ત કરવાનો અવકાશ જ તને મળી શક્યો નહોતો " આ પ્રમાણેના ઉદ્ગારો કાઢીને જોરાવરસિંહે વાલીને આજ્ઞા સમજાવી કે "તું જલ્દી નીચે જાને પાણી ગરમ કરી લે અને જયન્તીને ઉપર મોકલીને મારા સ્નાન તથા સેવા પૂજાની સામગ્રી તૈયાર કરી રાખ કારણ કે, ઉપ કાળની સમાપ્તિ થવા આવી છે અને અરુણોદયમાં હવે વિશેષ વિલંબ નથી "

વાલી તત્કાળ નીચે જવામાટે ચાલતી થઈ અને તેના જવા પછી પાંચ કે સાત મિનિટમાં જ જયન્તી ઉપર આવી લાગી જોરાવરસિંહે જયન્તીને પોતાના પગ દાબવામાટે બેસાડી અને અડધા કલાકમાં વાલીએ ઊનું પાણી તથા પૂજાસામગ્રી આદિ તૈયાર હોવાની સૂચના આપી એટલે ધર્મદંભી જોરાવરસિંહ ત્યાંથી નીચે જવામાટે રવાના થયો અને તેથી મને તથા જયન્તીને એકાંતિક વાર્તાલાપનો યોગ્ય અવસર મળી ગયો.

મેં મંદ સ્વરથી જયન્તીને પૂછ્યું કે, "જયન્તી બ્હેન, જે વેળાયે જોરાવરસિંહ અને વાલી અચાનક આ ઓરડામાં આવ્યાં તે વેળાયે તમો ક્યાં ગયાં હતાં વારુ ? તમને અહીં ન જોવાથી, બાઈ, મારો તો જીવ જ ઊડી ગયો હતો એ તો સારું થયું કે જોરાવર મારા મીઠા શબ્દોથી ભોળવાઈ ગયો અને મારા સમજાવ્યાથી સમજી ગયો, નહિ તો જો તે મારાપર બળાત્કાર કરવાને તૈયાર થયો હોત, તો મારાથી મારી પવિત્રતાની રક્ષા કરી શકાત નહિ અને જો મારી પવિત્રતાની ભ્રષ્ટતાનો પ્રસંગ આવી લાગ્યો હોત તો આત્મહત્યાના અવલમ્બન વિના મારા ઉદ્ધારનો બીજો કોઈ પણ માર્ગ હતો ખરો કે ?"

"મીનાક્ષી બ્હેન, જો તમારાપર એવો જ પ્રસંગ આવ્યો હોત, તો તમારી રક્ષામાટે આ તમંચો લઈને આ પાસેના ઓરડામાં તૈયાર જ ઊભી હતી પરન્તુ પરમાત્માની કૃપાથી એવો પ્રસંગ ન આવ્યો અને હત્યાકાંડ ન થયો, એમાટે પરમાત્માનો આપણે જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે જોરાવર સાથેના તમારા સમસ્ત સંભાષણનું મેં ધ્યાનપૂર્વક શ્રવણ કર્યું છે અને તમારી ધૈર્યશીલતા તથા સમયસૂચકતાયુક્ત બુદ્ધિમત્તાના અવલોકનથી હું એટલી બધી પ્રસન્ન થઈ છું કે મારાથી તમને મુક્તકંઠે ધન્યવાદ આપ્યાવિના રહી શકાતું નથી બે દિવસનો સમય મેળવવામાટે રજસ્વલા હોવાનું તમોએ બહુ જ સારું નિમિત્ત દર્શાવ્યું છે અને તેથી હવે જો પરમાત્મા કરશે તો તમારા ઉદ્ધારના માર્ગમાં કાંઈ પણ વિઘ્ન આવવાનું નથી." જયન્તીએ મારી દક્ષતાની પ્રશંસા કરીને પુનઃ મને યોગ્ય આશ્વાસન આપ્યું

"આવા કટોકટીના પ્રસંગમાં મને તમોએ જે સહાનુભૂતિપૂર્ણ સહાયતા આપી છે અને મારા ઉદ્ધારનું બીડું ઝડપ્યું છે તે માટે હું તમારી અત્યંત ઋણી રહીશ " મેં કૃતજ્ઞતા દર્શાવી અને ત્યાર પછી પૂછ્યું કે "પણ, જયન્તી બ્હેન, જોરાવરસિંહ અને વાલી આ ઓર-

ડામાં આવ્યાં તે તમોએ દ્વાર ઊઘાડ્યા પછી જ આવ્યાં હતાં કે દ્વાર ઉઘાડાં હોવાથી અચાનક આવી લાગ્યાં હતાં ? આમ પૂછવાનું કારણ એ છે કે દ્વાર ઊઘડવાનો ખખડાટ મારા સાંભળવામાં આવી શકયો નહોતો, નહિ તો હું કદાપિ જાગ્યા વિના રહેત નહિ કારણ કે, મારી નિદ્રા ગાઢ કિંવા અર્ધમૃત્યુ તુલ્ય નથી એવો મારો દૃઢ વિશ્વાસ છે અને તેથી એ ઘટનાનો ઘણીવારથી મને ગભીર વિચાર થયા કરે છે આ ઘટનામાં જો કાંઇ પણ ભેદ કિંવા રહસ્ય હોય, તો તે કૃપા કરીને મને જણાવશો અને મારા સંશયનું નિરસન કરી મનાવશો ?"

"જોરાવરસિંહ અને વાઘી મેં દ્વાર ઊઘાડયા પછી આ ઓરડામાં આવ્યા નહોતાં કિન્તુ જે ગુપ્તમાર્ગથી અત્યારસુધી હું પોતે પણ અજ્ઞ હતી તેવા એક ગુપ્તમાર્ગમાંથી જ તેમણે આ ઓરડામાં અચાનક પ્રવેશ કર્યો હતો, પરન્તુ પરમાત્માની કૃપાથી તે વેળાએ હું જાગતી હોવાથી તેમણે જે ગુપ્તમાર્ગના ગુપ્તદ્વારને મેં સારી રીતે ધ્યાનમાં રાખી લીધું છે અને હવે તમારા ઉદ્ધાર માટે એ જ ગુપ્ત દ્વારનો ઉપયોગ કરવાની મારી મનોભાવના છે કારણ કે, એ ગુપ્તમાર્ગ આ સ્થાનમાંથી ભૂમિમાં ઊતરીને દુર્ગના કોઇ પણ બાહ્ય ભાગમાં નીકળતો હોવો જોઇએ એટલે કે એ ગુપ્તમાર્ગનું બીજું મુખ દુર્ગના બાહ્ય ભાગમાં હોવું જોઇએ, એવી મારી માન્યતા છે વિશેષ નિશ્ચય પછીથી કરી શકાશે" જયન્તીએ એક વિષમ રહસ્યનો સ્ફોટ કર્યો

"ત્યારે આ ઓરડામાં પણ આપણે સર્વથા નિર્ભય તો નહોતાં જ, કેમ ખરું કે નહિ ?" મેં ભય દર્શાવીને પૂછયું

"વસ્તુસ્થિતિ આવી હતી ખરી પરન્તુ જેનાપર ઈશ્વરની કૃપા હોય છે તે કોઇ પણ સ્થાનમાં અને સર્વ સમયમાં સદા સર્વદા નિર્ભય જ રહ્યા કરે છે અને દુષ્ટાત્માઓથી તેની કશી પણ હાનિ કરી શકાતી નથી કારણ કે, મારનારના બે હાથ હોય છે અને તારનાર પરમેશ્વરના હજારૂ હાથ હોય છે, એ આપણે કદાપિ ભૂલી જવાનું નથી અર્થાત્ અત્યાર સુધી જે પરમાત્માએ તમારી સર્વ પ્રકારે રક્ષા કરી છે તે જ પરમાત્મા ભવિષ્યમાં પણ તમારી રક્ષા કરતો રહેશે, એ નિર્વિવાદ સત્ય હોવાથી ન ગભરાવાનું લેશ માત્ર પણ પ્રયોજન નથી." જયન્તીએ પરમેશ્વરની રક્ષકતાનું મને દર્શન કરાવ્યું

જોરાવરસિંહ પૂજા આદિના કાર્યથી નિવૃત્ત થયા પછી પાછો ઉપર આવ્યો અને તેણે પોતાના પ્રહરીઓને બોલાવીને જયન્તી સાથે તેમજ વાઘી સાથે નિર્જન પ્રતાપપુરના કોઇ પણ આંતરિક ભાગમાં યથેચ્છ ભ્રમણ કરતાં ન અટકાવવાની અને મારી સાથે બહુ જ સભ્યતાદર્શક વર્તાવ કરી મારા મુખમાંથી પડતા શબ્દને ઝીલી લેવાની કઠિન આજ્ઞા આપી દીધી અને ત્યાર પછી વાઘી તથા જયન્તીની ઉપસ્થિતિમાં મને સંબોધીને તે ગભીરતાથી કહેવા લાગ્યો કે "મીનાક્ષી, આજના મારી સાથેના તારા સદ્ભાષણ તથા વર્તનથી મારો બહુધા એવો દૃઢ વિશ્વાસ બંધાયો છે કે વૈધવ્યની વેદનાની સ્વાભાવિક તું કંટાળેલી હોવાથી તારૂં મેં બળાત્કારે હરણ કર્યું છે એ મારૂં કૃત્ય તને અયોગ્ય કિંવા અપરાધમય જણાયું નથી, કિન્તુ અચિન્ત્ય આવી ઉત્તમ પરિસ્થિતિમાં આવી પડવાથી એક પ્રકારે તારા અન્તઃકરણમાં આનન્દનો જ આવિર્ભાવ થયો છે એટલે હવે તું અહીંથી પલાયન કરી જવાની ઇચ્છા કિંવા ચેષ્ટા કરે, એ સર્વથા અશક્ય હોવાથી મેં તને એક બંદિની તરીકે અહીં ન રાખતાં આ નિર્જન નગરમાં વાઘી અથવા જયન્તી સાથે યથેચ્છ ભ્રમણ કરવામાટેની સ્વતંત્રતા આપી દીધી છે અને તને એ સ્વતંત્રતા આપીને મારી ઉદારતાનો મેં સંપૂર્ણ પરિચય કરાવ્યો છે, એમ જ હું માનું છું કારણ કે, આવી ઉદારતા મેં અત્યાર પૂર્વે કોઈ પણ અન્ય સ્ત્રીના સંબંધમાં દર્શાવી નથી છતાં પણ મારે એટલી સૂચના તો તને આપવી જ જોઇએ કે જો તું મારી આ અનન્ય ઉદારતાનો દુરૂપયોગ કરીને આ પ્રવાસ

પુરના દુર્ગની સીમાને ઉલ્લંઘી બાહ્યભાગમાં જવાની કિંવા અદૃશ્ય થવાની લેશમાત્ર ચેષ્ટા કરીશ અને મારા પ્રહરીઓને તારી એવી ચેષ્ટાનો લેશ માત્ર પણ સંશય આવશે, તો તે ક્ષણે જ તેઓ કાં તો તને ગુપ્તકારાગૃહ બંદિનીની અવસ્થામાં રાખવાનો પ્રબંધ કરશે અને કાં તો તારા જીવન-નાટકની સમાપ્તિ પણ કરી નાખશે અર્થાત્ જો આ સંસારનાં સુખોને ભોગવવામાટે જીવવાની તારી લેશમાત્ર પણ લાલસા હોય તો મારા વિશ્રામનો ભંગ કરીશ નહિ એવું કોઈ પણ અવિચારમય પગલું ભરીશ નહિ. હું અને વાસી મધ્યાન્હ ભોજન કર્યા પછી અહીંથી રવાના થઈશું અને પરમદિવસ સંધ્યાકાળે પાછાં આવીશું ત્યાં સુધી જયન્તી સર્વ પ્રકારે તારી સંભાળ રાખશે, હું આવીશ ત્યારે તારામાટે ઉત્તમ વસ્ત્રાલંકારો પણ લેતો આવીશ ”

મેં વળી પણ મારાં નમ્ર વચનોથી જોરાવરસિંહનો મારામાં વિશેષ વિશ્વાસ બંધાવ્યો અને મારાં વચનોથી અત્યંત પ્રસન્ન થઈને મધ્યાન્હ ભોજન પછી વાસી સહિત જોરાવરસિંહ પ્રવાલપુરમાંથી પ્રયાણ કરી ગયો, જયન્તી પણ એ વેળાએ તેમને વળાવવામાટે ગામના બાહ્ય ભાગ પર્યન્ત તેમની સાથે ગયેલી હોવાથી હું મારા ઓરડાનાં બારણાંને અંદરથી બંધ કરીને જે ગુપ્તદ્વારમાંથી જયન્તીના કહેવા પ્રમાણે જોરાવરસિંહ તથા વાસીએ એ ઓરડામાં પ્રવેશ કર્યો હતો તે ગુપ્તમાર્ગના ગુપ્તદ્વારને શોધવાનો પ્રયત્ન કરવા લાગી પરંતુ લગભગ એક કલાક સુધી માથાકૂટ કરવા છતાં મારો તે પ્રયત્ન સફળ ન થયો એટલે પછી થાકીને તથા નિરાશ થઈને હું કોચપર બેસી ગઈ

કોચપર પડીને અર્ધો કલાક વિશ્રાંતિમાં વીતાડ્યા પછી ‘જયન્તી અદ્યાપિ કેમ અને શા કારણથી પાછી નહિ આવી હોય અને તૃતીય પ્રહરની સમાપ્તિ થવા આવી છે છતાં મારામાટે ભોજન લાવવાનું સ્મરણ તેને કેમ નહિ રહ્યું હોય ?’ એ પ્રશ્નનો મારા હૃદયમાં ઉદય થવાથી મારૂં મન એક પ્રકારની ચિન્તામાં પડી ગયું અને જયન્તીની હું અત્યંત અધીરતા તથા આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગી ઘણીકવાર એવું જ બને છે કે જે વસ્તુની આપણે અતિશય અધીરતાપૂર્વક પ્રતીક્ષા કરતાં હોઈએ છીએ અને જે વસ્તુની પ્રાપ્તિમાટે આપણું મન અત્યન્ત આતુર થયેલું હોય છે, તે વસ્તુની પ્રાપ્તિમાં આપણી ધારણા કરતાં અવશ્ય અધિક વિલંબ થાય છે અને તે વિલંબ બહુધા આપણને નિરાશાનો જ ભાસ કરાવી દે છે છેવટે પાંચ વાગતાં સુધી પણ જ્યારે જયન્તીના આગમનનાં ચિન્હો ન દેખાયાં એટલે મારા મનમાં ભીષણ ચિન્તા તથા અનેક પ્રકારના તર્ક વિતર્કોનો ઉદ્‌ભવ થવા લાગ્યો અને હું નિરાશાથી રડવા જેવી થઈ ગઈ પરંતુ એ જ સમયે હું જે ઓરડામાં હતી તે ઓરડાની પાછળની દીવાલમના વિશાળ પાષાણો ચાલીસ ચોરાની તિલસ્મી ગુફાના દરવાજા પ્રમાણે અંદરની બાજૂએ ઊતરી ગયા, ત્યાં એક દરવાજા જેવો આકાર થઈ ગયો અને નિમેષમાત્રમાં તે ગુપ્ત માર્ગમાંથી જયન્તીને મેં મારી પાસે આવતી જોઈ

જયન્તીનો શ્વાસ એ વેળાએ બહુ જ ઊતાવળો ચાલતો હોવાથી અને તેનું સમસ્ત શરીર પ્રસ્વેદવડે તરબોળ થયેલું હોવાથી તેને કોઈ પણ પ્રકારનો અસહ્ય તથા ભીષણ પરિશ્રમ થયેલો હોવો જોઈએ એવી મેં મારા મનમાં કલ્પના કરી લીધી અને તેથી શીતળ વાયુની લહરીના સ્પર્શથી તે જરાક શાંત થઈ એટલે મેં તેને પૂછ્યું કે “જયન્તી બ્હેન, આટલો બધો પરિશ્રમ વેઠીને તમો અત્યારે ક્યાંથી આવો છો અને જે ગુપ્તમાર્ગ તમારાથી પણ અત્યારસુધી અજ્ઞાત હતો તે ગુપ્તમાર્ગમાં થઈને જ અત્યારે તમો આવ્યાં છો તો શું આ માર્ગને શોધી કાઢવામાટે તમારે આટલોબધો પરિશ્રમ કરવો પડ્યો છે ? મને તો એમ જ ભાસે છે, છતાં તમારા પરિશ્રમનું બીજું કારણ હોય તો પરમાત્મા જાણે ”

(અપૂર્ણ)



# जींदगीनो आनंद.

( અનુવાદક—વાડીલાલ હાકુભાઇ સંઘવી )

જીંદગીનું સુખ એ શું વસ્તુ છે, અને તે ક્યાં છે, એમ જો કોઇને પૂછવામાં આવે તો પ્રત્યેક મનુષ્ય ઘણે ભાગે જૂદો જૂદો જવાબ આપશે. દુનિયામાં દરેક પ્રાણી પોતપોતાના મતાનુસાર અને શક્તિ અનુસાર સુખની સામગ્રી મેળવવામાં તત્પર હોય છે. કોઈ લૌકિક કોઈ પારલૌકિક, કોઇ શારીરિક, કોઇ માનસિક વિષયોમાં, કોઇ નીતિ, કોઇ ન્યાય, કોઇ સ્વાર્થ, કોઇ પરાર્થ, કોઇ ભોગ-વિલાસ કોઈ વૈરાગ્ય ઇત્યાદિ જેને જે ધુંન લાગી તે, તે ક્ષેત્રમાં, કાર્ય-સફળતા પ્રાપ્ત કરવામાં, સુખ સમજે છે. એમ તો પોતપોતાની ધુનમાં સર્વ મસ્ત છે, પરંતુ પ્રશ્ન એ છે કે, કોઇ પણ મનુષ્યે કદી પોતાના મનોરથ સફળ કરેલ છે, અથવા કોઇએ પોતાનો આદર્શ આનન્દ પ્રાપ્ત કરેલ છે ? જો પૌરાણિક વાર્તાઓને સર્વમાન્ય ન સમજી એક બાજુ રાખી દેવામાં આવે તો જવાબમાં ઘણે ભાગે દરેક તરફથી નકારજ નીકળશે. કારણ એ કે, જેનું જેટલું બળ અને બુદ્ધિ એ પ્રમાણે વૈભવ છે આનન્દનો અર્થ સીમા તે પણ તેટલીજ ગહન તથા વિસ્તૃત થઇ ચાલી જાય છે, અર્થાત્ જેમ જેમ સુખની સીમા સુધી પહોચવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તેમ તેમ તે બુદબુદાકાર દુર્લભ અને દુષ્પ્રાપ્ય બની જાય છે, જેથી કોઇએ કહ્યું છે કે, " भय ते भल है मूढ जिनहिं न व्यापै जगत गति ", પણ એ જવાબ સન્તોષપ્રદ નથી, પરંતુ જેમ કોઇ ગણિતનો વિદ્યાર્થી કોઇ પ્રશ્નનો ખુલાસો નહિ મળવાથી તેમાં ભૂલ જાણી પુસ્તકને દિવાસળી લગાવવા તૈયાર થઇ જાય, અથવા કોઈ મનુષ્ય સંસાર-કર્મક્ષેત્રમાં સફળતા ન મળવાથી આત્મહત્યા કરવા તૈયાર થાય, એના જેવો એ જવાબ છે અસત્ય !

દરિદ્રી અથવા લોભીના વિચારાનુસાર અતલ ધન મેળવવામાંજ સુખ છે, અને કહેવામાં પણ આવે છે કે, " सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते " । દુનિયામાં અગણિત લક્ષાધિપતિ અને કરોડાપતિ ધનાઢ્ય પુરૂષ પડયા છે, અને અનેક ઐતિહાસિક જગત્-પ્રસિદ્ધ પુરુષ થઇ ગયા છે કે, જેની પાસે અસંખ્ય ધન હોવા છતાં તેઓ સુખી ન થયા અને જીંદગી સુધી તેમની ધન સંબંધી પિપાસા પરિતૃપ્ત ન થવાથી તે સંબંધીને કષ્ટ તેમને પૂર્ણ સંતાપ આપી રહ્યું. આથી સિદ્ધ થાય છે કે પૈસો એ જીંદગીનું સુખ નથી. એક વખત ચોર લોકોએ એક ધનાઢ્યનું સર્વ દ્રવ્ય ચોરી લીધું, જેથી તેની પાસે કાંઇ પણ રહ્યું નહિ, એવી સ્થિતિમાં તે જમિન પર જઇ સુઇ ગયો અને ઘણોજ ખુશી થયો. ધન-રક્ષાના અનેક સંકટોથી પોતે મુક્ત થયાનું જાણી, તે પ્રસન્ન ચહેરે કહેવા લાગ્યો કે, હું આજ સ્વતન્ત્ર થયો, અને પછી તે નિર્ધનતામાંજ આનન્દ માનવા લાગ્યો.

કદાચ કોઇનું એમ કહેવું હોય કે, સુખ તો માત્ર મણિરત્નજડિત મુકુટધારીનેજ હોય છે, અને સંપત્તિ અને સ્વતન્ત્રતા જેની પરિચારિકા છે, તો ઇંગ્લેંડમાં મહારાજા હેનરીએ એક વખત એક મલિન વસ્ત્રવાળી મોચીના મજુરને જોયો, જે આખા દિવસના કઠિન પરિશ્રમ બાદ આનંદમાં મગ્ન બની ગાતો ગાતો નદી-કીનારા પર થઇ પોતાના ઘર તરફ જતો હતો. આ જોઇ મહારાજાને ભારે આશ્ચર્યતા ઉત્પન્ન થઇ અને તેને પોતાની પાસે બોલાવી કહ્યું કે, તું એક

ગરીબ મજુર છતા આટલો સુખી છે, અને હું ઇંગ્લેંડનો મહારાજા હોવા છતાં તારા જેટલો સુખી નથી! છેવટે મહારાજાએ પણ મજુરના જેવો આનંદ પોતાને પ્રાપ્ત થાય એવી ઇચ્છા કરી!

" હરચ બાદ બાદ, મા કિસ્તી દર આબ અન્દાખ્તે તેમ, અલવિદાઓ, અલવિદાઓ, અલવિદા " શહેનશાહી જીવન-યાત્રાનું એ છેવટનું વચન છે, કે જેનાથી પશ્ચાતાપ જારી રહ્યો છે

હિંદુઓમા તો એવા અનેક ચક્રવર્તિ થઇ ગયા છે કે, જેમને પોતાના રાજત્વકાળમા જ એ ભૂલ પ્રત્યક્ષ જણાઇ છે. મહાત્મા બુદ્ધ જેવા ઘણા પ્રતિભાવાન્ આ ભારતભૂમિ પર થઇ ગયાં છે, કે જેને રાજ્ય ઘણુંજ દુ ખમય જણાયું હતુ અને મુકુટ-મણિમાળા આદિ આભરણોને તૃણવત્ જાણી ત્યાગી દીધાં હતાં જાત અનુભવ વિના તે સબંધી ચિન્તાનુ અનુમાન દૂરથી જોનારને થઇ શકતુ નથી. આથી સિદ્ધ થાય છે કે, છત્રધારી થવાથી પણ આનંદ પ્રાપ્ત થતો નથી, પરંતુ ચિન્તારૂપી ઘટાઓ ચોતરફ ફરી વળે છે.

ઘણે ભાગે એમ કહેવામાં આવે છે કે, રાજ્યમા ભલે સદાય સુખ ન મળે, પરંતુ ગરીબ અવસ્થામાં માત્ર દુ ખજ છે, જેથી રાજપદ ઇચ્છવા યોગ્ય છે. ગરીબાઇ ખરાબ છે, એ એક માની લીધેલી વાત છે, પરંતુ ગરીબાઇમાં આનંદ નથી એ સર્વથા માન્ય નથી.

મજુરનું-દ્રષ્ટાન્ત ઉપર જણાવવામાં આવેલ છે, વળી સાધારણ જીંદગીમાં એવા ઘણા દ્રષ્ટાન્તો મળી આવે છે. દાખલા તરીકે, શહેરની બહાર એક બગીચાનું ઝુંપડું હતુ તેમા તે અને પોતાની સ્ત્રી એમ ફક્ત બે જણાજ રહેતા હતાં, અને તેઓ ઘણાંજ ગરીબ હતાં એવી દશામા સુખ ક્યાંથી મળે અને એવે ઠેકાણે રહેવાનું કોણ પસંદ કરે ? પરંતુ તેઓ આખા દિવસનું નિત્ય કર્મ કરી, કઠન પરિશ્રમથી મેળવેલ ઉચ્છિષ્ટ ભોજન લીધા બાદ બન્ને રાત્રે દીવો કરી ગાયનમાં મશગુલ રહેતા હતાં, તે ઝીણી દીપક-જ્યોતિમા બેસી પુરુષ એક સાધારણ તારવાળું વાજીંત્ર વગાડતો હતો અને તેની સ્ત્રી ગાયન ગાતી હતી, ઘણાંખરા માણસો તે તરફ ફરવા નીકળતા, તેઓ આ દામ્પત્ય સુખ જોઈ ઇર્ષ્યાની નજરથી જોતા હતા ટૂંકામા શું આ જોડીના તે સમયના સુખ આગળ એક સામ્રાજ્ય તુચ્છ નથી ?- નાદાનવાસી ફિલોસોફર ડાયોજનીજ ( Philosopher Diogenis ) તરફ તેજસ્વી ચક્રવર્તી ઇર્ષ્યાની નજરથી જોતો હતો.

હવે જો એમ કહેવામા આવે કે, સુખ માત્ર ત્યાગ અને વૈરાગ્યમાંજ છે,—

न चेन्द्रस्य सुखं किञ्चिद् न सुखं चक्रवर्तिनः ।
सुखमस्ति विरक्तस्य मुनेरेकान्तजीविन ॥

તો ફકીરીમાં જીંદગીની મજા ક્યાં ? " તુલસી વે નર મર ચુકે જે કહું માગન જાય " ! સન્યાસી લોકો પોતાનું દાહ-કર્મ વૈરાગ્ય દશા સ્વિકાર્યા પહેલાંજ કરી લે છે. કાનુન (કાયદા) ની દ્રષ્ટિએ તે સામાજિક મૃતક ( Civilly dead ) છે. વિરક્તતામાં જીવનાનન્દ ક્યાં, પણ એ વાત ચાલુ વિષય બહારની છે

વેદાન્ત (Philosophical)ની દ્રષ્ટિએ સુખ-દુ ખ એ કોઇ વસ્તુજ નથી, પરંતુ માત્ર કલ્પના રૂપ છે. ઠીક છે, પરંતુ અહિં પ્રશ્ન એ છે કે, સુખ-જેને જે પ્રકારે સંસારી લોકો માને છે તે વસ્તુ—ક્યા છે ? સુખ અને દુ ખના અસ્તિત્વ ( Existence ) પર વિચાર કરવો એ ચાલુ વિષયની બહારની વાત છે. પરંતુ એ વેદાન્તનો ઉત્તર નથી તેને મળતા એવા વેદાન્તના જવાબથી શાન્તિ થતી નથી. " मन मोदक नहिं भूख बुझाई " ક્ષુધાતુરને ભોજન મળવાથીજ તૃપ્તિ પ્રાપ્ત થાય છે, પરંતુ મનમોદકોથી વધે ભાગે ક્ષુધાની પીડામા તીવ્રતા પ્રાપ્ત થતી જાય છે.

Boling.—
O, who can hold a fire in his hand
By thinking on the frosty Caucasus ?
Or Wallow naked in December Snow,
By thinking on fantastic summer's heat ?
O, No ! the apprehension of the good
Gives but the greater feeling to the worse
Fell sorrow's tooth doth never rankle more
Than when he bites, but lanceth not the sore.

—Richard II Shakes.

અર્થાત્—પાલાનો વિચાર કરી પોતાના હાથમાં અગ્નિ કોણ રાખે અથવા ઉનાળાની ભયંકર ઉષ્ણતાના ધ્યાનમા મગ્ન બની ઠંડા બરફમાં કોણ આળોટે? ભલાઇનો વિચાર કરવાથી બુરાઇનો ભાવ વધારે પ્રબળ થાય છે, અને દુ:ખમાં દુ:ખ વધતુજ જાય છે

ત્યારે ભોગ-વિલાસ ( Eat, drink and be merry ) કે જે પ્રાણિમાત્રમાં સ્વાભાવિક છે, તેને જીંદગીનું સુખનું સાધન કેમ ન માને ?

केचिद् वदन्त्यमृतमस्ति सुरालयेषु
केचिद् वदन्ति वनिता धरपल्लवेषु ।
ब्रूमो वयं सकलशास्त्र विचारदक्षा
जम्बीर-नीर-परिपूरित-मत्स्यखण्डे ॥

આ ચાર્વાક નીતિનું સભ્ય સમાજ ક્યાં સુધી માન રાખે છે, તેનું વાચકે પોતેજ અનુમાન કરી લેવું પ્રકૃતિ ( Nature ) જાતેજ બતાવે છે, કે તેમાં જીવનનો આનન્દ કેવી રીતે છે ભોગોપરાન્ત આત્મિક ખિન્નતા ( Seediness after debauch ) પ્રત્યેક પદ પર અગાઉથી દુ:ખનો અનુભવ કરાવે છે, ને સુખની અસ્થિરતા તેના ભ્રમનું એક બીજુ પ્રમાણ છે

भोगा क्षणेनैव वियोगरोगा
विभूतयः स्वप्न विवाद तुल्या ।
वाताहता दीप शिखा सुखश्री—
रून्मत्तनृत्य भुवि वृत्तमेतत् ॥

જીવનાનન્દની આગમન ( Induction )ની મીમાંસામાં કદાચ મૂળનો પત્તો મળી આવશે ભય, દુ:ખ વગેરે કષ્ટથી દૂર રહેવામાં ક્યાં સુધી સુખ ? દુ:ખનો અભાવ તથા ન્યૂનતામાં જ સુખનો આભાસ અને આધિક્ય છે. કહેવત છે કે, જો દોડવામાં ન આવે તો પડી જવાનો ભય નથી. જો રોગના ભયથી કુપથ્યથી દૂર રહેવામાં આવે તો નિર્વિકારી રહી શકાય, પરંતુ દુનિયાના અગણિત ભક્ષ્ય પદાર્થોથી જીંદગી સુધી દૂર રહેવામા કેટલા આનંદ માનશે ? ચરી પાળનારને જીંદગીની મજા ક્યાં સુધી ? જો વૈદ્યક-નિયમાનુસાર બરાબર વર્તવામાં આવે તો ઘરથી બહાર નીકળવુ મુશ્કેલ થઇ પડે, કેમકે અભ્યંતર કરતા બહારના તાપ-માન (Temperance) માં ઘણોજ તફાવત હોય છે, અને એક તાપમાન ( temperence )થી ન્યૂનાધિક તાપમાનમાં પ્રવેશ કરવો એ હાનિકારક છે જેનું તાપમાન ( ટેમ્પરચર ) ઉત્તરોત્તર ઘણે ભાગે એક સરખુ હોય તે જ મનુષ્ય ધીમે ધીમે ઠેકાણે આવે. વસ્ત્રાદિ પણ એજ નિયમાનુસાર હોવા જોઇએ દાખલા તરીકે એક મુસાફર કે જે,

" वृष को तरनि तेज सहसो किरनि तपै,
ज्वालानि को जाल विकराल बरसत है ।
तचति धरनि जगु झुरतु झुरनि सीरी
* * धमका विषम जो न पात खरकत है । + +"

ઉનાળાની સખ્ત ગરમીથી વ્યાકુળ થયેલ પરસેવાયુક્ત શરીર અનાયાસે કોઇ ઝાડની ઘટાથી આચ્છાદિત ઝરણા પાસે પહોચી જાય તો ત્યાં તાપમાનમાં એકદમ કેટલો ફેરફાર થઈ જાય છે! ધીમે ધીમે ઉષ્ણતામા પ્રવેશ કરવાવાળા તથા આ ઝરણાની પાસે આવવાવાળા એ બન્ને મુસાફરોમાંથી સુખ કોને પ્રાપ્ત થયુ, જીવનના આનન્દનો અનુભવ કોને મળ્યો ?

ભયથી ડરી જઈ નાસી જનાર ભયથી મુક્ત થતો નથી, પરતુ સામે ટક્કર ઝીલનારને જ આનન્દનો અનુભવ થાય છે.

સાહસી લોક ભયથી દુખી થતા નથી એમ દૂરથી જોતા જણાય છે જ્વાળામુખી પર્વતની નજીક રહેનારનો ખ્યાલ કરો, તેઓ કાળના કોળીયા તરીકે જ ગણાય છે, છતા પણ તેઓ આવુ–અન્નવુ, લગ્ન–વિવાહાદિ કાર્યોમા મગ્ન રહે છે

કષ્ટની પરાકાષ્ઠા મૃત્યુ છે. મહેનતમા પણ એક જાતની મજા મળી આવે છે હાલતા દાંતમા પીડા થઇ આવે છે, તોપણ જીભ અને હાથ હમેશાં તેને છેડયા કરે છે, કેમકે તે સુખદ દુખ છે દર્દમાં પણ મિઠાશ છે ઉમર લાયક પુરૂષ જ્યારે બાળકને સાધુતા સબધી ઉપદેશ આપે છે ત્યારે તે પોતાની તે અવસ્થાને ભૂલી જાય છે જો કષ્ટમાં યથાર્થ ભય હોય તો બાળક કદી પુરૂષ જ નહિ થાય બાળક જો પડી જવાનો ભય રાખ્યા કરે તો તે કદી ઉભા થવાનું અને ચાલવાનું શીખી નહિ શકે. પડી જવા સબધીના દુખ તરફ તે બિલકુલ ધ્યાન નહિ દેતાં વારવાર ઉભા થવાનો અને ચાલવાનો પ્રયત્ન કર્યાજ કરે છે

સસારની વિદ્યા, બુદ્ધિ, બળ, વૈભવ, અને સભ્યતા વગેરે તે સાહસના ફલ–સ્વરૂપ છે. ખરૂં સુખ તે સાહસ–કર્મિયોને મળે છે, અને તેનુંજ ગૌરવ અને અસ્તિત્વ હમેશા રહે છે, અને રહેશે.

સુખ મેળવવાની ઇચ્છા થાય અને દુખ આવે દૂર નાસી જવુ એ યોગ્ય નથી સમદ્રષ્ટિથી જોઇએ તો રણરગ અને રસરંગમાં બરાબર સાહસ છે ષટ્રસ ભોજન બહુજ આનદપૂર્વક લોકો સ્વિકારે છે, પરતુ દરેક કોળીયો પેટમાં જઈ અસખ્ય રોગનું કારણ બને છે, અને શરીરના રોમેરોમમા અનન્ત દુખનું સ્થાન થઈ શકે છે, તેનો તે વખતે વિચાર માત્ર પણ આવતો નથી. " शरीर व्याधि मन्दिरम् ।"

ટૂંકામાં દુખથી ડરતુ એ કાયરતા તથા અકર્મણ્યતા જ નથી પરતુ જીંદગીમાં સુખથી દૂર રહેવુ પણ છે. કર્મણ્યતામાં જ જીદગીનો આનદ છે. જેણે દિવસે ઘણોજ પરિશ્રમ કરેલ હોય છે તેને જ રાત્રે મીઠી ઉંઘ આવે છે જેણે ભૂખની પીડા સહન કરેલ હોય છે, તેનેજ ભોજનનો સ્વાદ જણાય છે

ચેતનતા ( Activity )જ જીવનનું લક્ષણ છે જડ પદાર્થ ( Inanimate )જ નિષ્કર્મ રહી શકે છે, જીવમાં શક્તિ ( Energy ) હોય છે અને શક્તિનો સ્વભાવ ચેતનતા છે અને ચેતનતાનું બીજુ નામ કર્મણ્યતા છે જેથી અકર્મણ્યતાપ્રકૃતિ વિરૂદ્ધ (Unnatural) છે, એટલે દુખદાયક છે, અને કર્મણ્યતા સ્વાભાવિક ( Natural ) છે, એટલે સુખદાયક છે.

ગીતાનો ઉપદેશ–સાર કર્મણ્યતા જ છે " कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । "

સસારના જે વિષય કે જેમાં મનુષ્ય જોડાયેલ છે તે સર્વમાં સુખની પ્રતિભા છે. આનંદનો આભાસજ મનુષ્યને કાર્ય–તત્પરતાથી હટવા દેતો નથી. રાજા અને રક સર્વ પોતપોતાની ધુનમા

મસ્ત છે. વિલાસી અને વિરક્ત બન્ને સુખ માની રહ્યા છે, કર્મણ્યતા બન્નેમાં છે ખરી રીતે સુખ કર્મણ્યતાનું છે, કેમકે વિલાસિતા અને વિરક્તતામાં વિરોધ છે એટલે બન્નેનું ફળ એક થતું નથી બીજી દરેક વસ્તુની માફક કર્મણ્યતાનો સદુપયોગ અને દુરૂપયોગ બન્ને થઇ શકે છે એટલું અવશ્ય કહેવું જોઇએ કે, જે જેટલા કર્મવીર છે તેનામા જીવનાનંદની યાત્રા અથવા ડીગ્રી પણ તેટલીજ અધિક હોય છે બાળકને બેસવા કરતાં ઉભા થવામા વિશેષ આનંદ થાય છે, ચાલવામા ઉભા રહેવાનો અને ચાલવાનો એમ બન્ને જાતનો આનંદ મળે છે, અને દોડવામાં ઉભા રહેવાનો, ચાલવાનો અને દોડવાનો એમ ત્રણ જાતનો આનંદ થાય છે તે પ્રમાણે ઘોડાપર સ્વારી કરનારને તેથી પણ વધારે આનંદ થાય છે, આ બાબત સર્વ કોઇના જાણવામાં હોય છે. આનંદનો આભાસ આ પ્રમાણે મનુષ્યને આગળ લઇ જાય છે અને જેમ જેમ તે આગળ વધતો જાય છે, તેમ તેમ સુખની સીમા વિસ્તૃત તથા વિશદ થતી જાય છે અકર્મણ્યતામાં એ નથી,

સુખ એ કોઇ વસ્તુ નથી કે જેનો સંચય કરવામાં આવે, અને કર્મણ્યતા એ કોઇ બીજ નથી કે જે વાવવામાં આવે જેવા કર્મ તેવું ફળ, એ વાત જુદી છે એ સદુપયોગ અને દુરૂપયોગની મીમાંસા છે જીવનનો સ્વાભાવિક ગુણ કર્મણ્યતા છે, અને કર્મણ્યતાનો અનુચર જીવનાનન્દ છે જીવમાં હમેશા જીવન છે, અને જીવનની સાથે કર્મણ્યતા લાગી રહી છે, જેમ હીંડોળા પર બેસનાર દરેક ક્ષણે હીંચકવાનો આનન્દ મેળવે છે, અને જ્યાં સુધી હીંડોળા ચાલે છે, ત્યાં સુધી તેનો અનુભવ કર્યા કરે છે, અને પાટ પરથી નીચે ઉતર્યા બાદ આનન્દ મળતો નથી, તેમ જીવનમાં ક્ષણે ક્ષણે તેનો અનુભવ થયા કરે છે (સરસ્વતી)




(લખક—શ્રી ઉપેન્દ્ર ભગવાન.)

(અનુસંધાન ગતાંકથી)

જો તમારે નિરાશાને છોડીને તમારામાં ધૈર્યનો ઉદય કરવો હોય, મનને શ્રદ્ધામય બનાવવું હોય તો એ લક્ષમાં રાખજો કે તમને જે કંઇ પ્રસંગ આવી મળે તેના સંમુખ ઉભા રહેવાને તમે પૂરેપૂરા બળાયા છો, અને વળી એ પણ સ્મરણમાં રાખજો કે જે કોઇ પણ સમયે નિર્બળતાને આદર નથી આપતો, દુર્બલતાને આવકાર નથી દેતો, તેને સઘળી વસ્તુ મનુષ્ય કે પદાર્થ-સામર્થ્ય ધીરવાને માટે તત્પર છે. તમારા અભ્રના ઉપરના પટઉપર સર્વ પ્રકાશ ન જણાતો હોય તો તે અભ્રના પૃષ્ઠ ભાગમા—તેના અંતર્ભાગમા ..દષ્ટિ કરો તમે દષ્ટિ નાંખી શકશો વળી એ જ પ્રમાણે તમે તમારા પોતાના પ્રકાશને સર્જી શકો એમ છે, તમારા પોતાનામાંની પ્રકાશને ઉપજાવી શકો એમ છે અને તમે સર્જેલા તે પ્રકાશ ઉપર સંયમ કરવાથી, તેનાઉપરજ તમારા સમગ્ર લક્ષને સ્થાપવાથી, તમારા વિચારો અધિક પ્રકાશિત થાય છે અને તેવા વિચારો તમારા મનના સમગ્ર પ્રદેશમાં પ્રકાશને પ્રસારશે અને તમારા મનને એવું તો વિશુદ્ધ તથા શુભ્ર કરી મૂકશે કે જેથી તમારા આગળ જવાના માર્ગને બહુ જ સુગમપણે જોઇ શકશો. મનની આ તેજસ્વિતાને પામનાર મનુષ્ય પોતાના ઉન્નતિપથને એવો તો સ્પષ્ટ રૂપમાં જુએ છે કે જે જોતાં તેને પછી કશી જ શંકા, છળકપટ કે ભ્રાંતિ રહેતી નથી

* * * * *

ઘોર સમય અથવા વિકટ પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે તમારાથી જેટલા સર્વોત્તમ બની શકાય એટલા બનો જો તમે તમારાથી બને તેટલા સર્વોત્તમ બનશો તો પ્રત્યેક પ્રસંગ-તમારા સંબંધમાં આવતી સઘળી વસ્તુ-વધારે સારી બનતા તરફ વળશે. પણ જો તમે જ અધ:પતન રાખ્યા કરશો, તમે જ જો નીચે અને નીચે ગતિ કર્યા કરવાનું કાયમ રાખ્યા કરશો તો સઘળી વસ્તુઓ પણ તમારી સાથે નીચે અને નીચે જ ઉતરતી જશે, અને પરિણામે સઘળું વિનાશ પામશે. તમને પ્રાપ્ત થયેલા પ્રસંગ અથવા સ્થિતિના નિયામક તમે છો એવાત તે સમયે લેશ પણ ભૂલશો નહિ એ ભૂલવાથી જ તમે દુર્બલ બનો છો, અને દુર્બલ બનવાથી તમે નીચે પડતા જાઓ છો તમને પ્રસંગો ગમે તેવા પ્રાપ્ત થાય, તમારા આસપાસના સંજોગો ગમે તેવા પ્રકારના જણાય તોપણ જેવી રીતે તમે જાઓ છો તેવી જ રીતે તમને પ્રાપ્ત પ્રસંગ વા સ્થિતિ પણ જાય છે તમે નીચે નીચે જાઓ છો, તો તે પોતાની વિકટતાના ભયંકરરૂપને પ્રકટાવતી નીચે અને નીચે અર્થાત્ વધારે અને વધારે દુર્ઘટ રૂપમાં તમારી સાથે આવે છે. અને જો તમે ઉંચે જાઓ છો તો એ જ પ્રસંગ યા સ્થિતિ પોતાનામાં રહેલી ઉત્તમતાને તથા અપૂર્વતાને પ્રકટાવતી તમારી સાથે ઉંચે આવે છે ક્યાં જવું તે તમારી ઇચ્છાની વાત છે તમારા હિતની વાત તો એ જ છે કે તમારે ઉચ્ચ દિશામાં અધિક જીવનપ્રતિ, અધિક બળપ્રતિ મનની અધિક તેજસ્વિતાપ્રતિ, અધિક દૃઢતાપ્રતિ અધિક ધૈર્યપ્રતિ અધિક પ્રસન્નતાપ્રતિ અને અધિક શ્રદ્ધાપ્રતિ જવું જે કાલે શ્રદ્ધા નિષ્ફલ થતી અથવા ડગતી જણાય તે સમયે પૂર્વના કરતાં પણ અધિક શ્રદ્ધાને ધારણ કરો ઉંચે ચઢો અને ઉચ્ચતર વિચારમાં અને ઉત્તમતર વિચારમાં રહો અને મનની તથા આત્માની ઉચ્ચતમ સત્તાપ્રતિ અત્યંત પૂર્ણતાથી અભિમુખ થાઓ, અને એ ઉપરાંત અનંત તત્ત્વમાં વિશ્વાસવાળા થાઓ તથા તેના જ આધારને ગ્રહણ કરો જ્યાંસુધી મનુષ્ય જે કંઇ પૂર્ણ પરમ અથવા સર્વોત્કૃષ્ટ છે તેમાં મન વાણી અને ક્રિયાવડે અખંડ જોડાએલો નથી રહેતો ત્યાંસુધી તે કોઇ પણ રીતે સર્વોત્તમ બની શકતો નથી આ માત્ર કલ્પના અથવા અંધ મંતવ્ય નથી, પણ તે સમગ્ર અબાધી સશાસ્ત્ર ( Scientific ) છે

\+ + × × × ×

આ વ્યાવહારિક સૃષ્ટિમાં કે જ્યાં આપણે અનેક પ્રકારની ક્રિયા કરીએ છીએ, તેમાં કોઇ પણ સિદ્ધ કરવાને માટે આપણે થોડા અથવા ઘણા પ્રમાણમાં પણ માનવ જાતિઉપર કંઇક પણ આધાર રાખવો પડે છે, અને તે પ્રમાણે આપણે રાખીએ પણ છીએ તેથી જેની સાથે આપણે કંઇ પણ સંબંધમાં આવીએ તે પ્રત્યેકની સાથે આપણે યોગ્ય રીતે સંબંધને જાળવી રાખવો એ ઘણું અગત્યનું છે જ્યારે આપણે જગતની સાથે સંબંધમાં આવીએ ત્યારે આપણે આપણાથી થવાય એટલા સર્વોત્તમ થવું-બનવું-જોઈએ, નહિ તો આપણને બદલામાં સર્વોત્તમ આવી મળતું નથી જો આપણે અન્યને સર્વોત્તમ આપતા નથી તો અન્ય આપણને સર્વોત્તમ આપતું નથી, આપણે સામાના અથવા અન્યના વિશ્વાસને આપણામાં ઉપજાવવો જોઈએ, અને આપણે પ્રત્યેકને પ્રત્યક્ષ કરી બતાવવું જોઇએ કે આપણે યોગ્ય છીએ-આપણામાં યોગ્યતા છે પરંતુ જે મુખ અપ્રસન્ન, દમામ ગયેલું અને કંગાલ જેવું છે તે અન્યમાં વિશ્વાસને પ્રકટાવી શકતું નથી, તેમ જ જાણે તે પ્રત્યેક મનુષ્યપ્રતિ અણગમાવાળો સર્વ પ્રતિ તુચ્છ બુદ્ધિ અથવા ધિક્કારના ભાવવાળો હોય એમ વાતોમાં અથવા ક્રિયામાં કરી અને કરી બતાવવાથી, અને જાણે પોતે બધાથી ન્યારોજ છે-તેને કોઇની દરકાર નથી અને તેને કશામાં સ્પૃહા નથી એમ ઇચ્છવાથી કે વાણી તથા વર્તનવડે જણાવી આપવાથી તે મનુષ્ય પોતાના મૂલ્યને જગતમાં વધારતો નથી તેમ એ રીતે પોતાની મહત્તા અન્ય આગળ પ્રત્યક્ષ કરી શકતો નથી.

તેથી શરીરની અને મનની બને આકૃતિને સર્વોત્તમ પ્રકારની અને આપણા વસ્તવ સામર્થ્યને, મહાત્મ્યને તથા મૂલ્યને પ્રત્યક્ષ દર્શાવનારી કરવી જોઇએ

* , * * * * *

જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જેનામાં શ્રદ્ધા છે, જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જે દબાઇને ઢીલા થઇને બેસવાના સ્વભાવને કદાપિ સ્વીકારતો નથી, જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જે તેને જે કઇ જોઇતુ હોય તે જે કાળે ન મળે ત્યારે પૂર્વના કરતાં પણ અધિક આશાવાન્ અને અધિક દઢામઢી રહે છે, અને જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જે નિષ્ફલ થવા છતાં પણ અધિક મહાન્ પારિતોષિકને પ્રાપ્ત કરવામાટે ઇચ્છાસહિત પ્રયત્ન કરે છે. તમે તેવા જ થશો.

* , * * * *

મહત્વના પ્રશ્નનો મહત્વનો ઉત્તર એ જ છે કે વિશાળ અથવા અધિક જીવનને ભોગવવું સઘળું જીવનતત્વમાંથી જ આવે છે, તેથી અધિક અને અધિક વિશાલ જીવન ભોગવવાથી સઘળુ આવી મળે એમ છે અપૂર્ણમાંથી સઘળુ અશુભ પ્રકટે છે, અને એ ન્યૂનતા અથવા અપૂર્ણતા જીવનની ન્યૂનતા અથવા અપૂર્ણતામાંથી જ આવે છે તેથી અશુભની નિવૃત્તિને માટે જીવનની અધિકતાને ઉપજાવવાની અગત્ય છે આ સત્ય હોવાથી વિશાલતર અને ઉચ્ચતર જીવનમા અખંડ પ્રગતિ થતાં અર્થાત્ જીવનમાં આપણુ પોતાનું અધિક વિધાન ( application ) થતાં અને તેનો અધિક અવિષ્કાર થતાં અશુભમાંથી નિવૃત્તિ થઇ જાય છે કેમકે જીવનમાં અખંડ પ્રગતિ થવાથી તે પ્રગતિ અધિક અને અધિક જીવનનો અનુભવ કરાવે છે

* * * *

વિચારમાં જો ભેદ પડતો નથી તો જીવનસબંધી કંઇ નિર્ણય કરવાનુ કામ બહુ સુગમ થઇ રહે છે પણ ખરી વાત એ છે કે વિચાર એક પ્રકારનો સ્થિર વા સ્થાયી રહી શકતો જ નથી, ભલે તેને સ્થિર રાખવાનો આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ, તેથી એ નિર્ણય કરવો એ કઠનસરખુ જણાય છે જે ક્ષણે આપણે કઇ પણ વિચાર કરીએ છીએ તેજ ક્ષણે આપણી જાગ્રત સૃષ્ટિની સઘળી વસ્તુની એક માનસ કુચી અથવા કળા આપણને પ્રાપ્ત થાય છે આપણી ભાનાવસ્થા ( Consciousness ) વિસ્તારને પામે છે, વિચારોનું રૂપાંતર થાય છે, કોઇ નવીન દષ્ટિબિંદુ આપણને પ્રાપ્ત થાય છે, અને આપણે કોઇ અત્યંત વિશાલ વિશ્વમાં આવ્યા હોઇએ એવું વિસ્તૃતતાનુ ભાન થાય છે તે સમયે જીવનસબંધી પૂર્વના કરેલા નિર્ણયો અપૂર્ણ અને અયોગ્ય જણાય છે અને આ વિશાલ વિશ્વના નવીન જીવનની સાથે તે એક-રાગવાળા થઇ રહે એમ જણાતુ નથી પૂર્વનું સંકુચિત જીવન બદલાતા, તેની સાથેજ તેના સંકુચિત વિચારો તેના નિમિત્ત કરેલા સંકુચિત નિર્ણયો વગેરે પણ બદલાય છે, અને તેથી નિર્ણયો અથવા કોઇ પણ બાબતનુ પૂર્વનું કરેલું નિરાકરણ આ નવીન જીવનના અનેક પ્રસંગોનુ નિરાકરણ કરી શકતા નથી મનુષ્યોમાં જે અનેક પ્રસંગે ભેદ જોવામાં આવે છે તેનું કારણ આ જ છે કે મનુષ્ય પૂર્વના જ જીવનમાં અને તેને અનુકૂલ નિર્ણયાદિમાં રહ્યા હોય છે, અને બીજો મનુષ્ય વિશાલ અને નવીન જીવનમાં પ્રવેશ્યો હોય છે તેથી તે ઉભયના નિરાકરણોમાં નિશ્ચયોમાં તથા બીજી અનેક બાબતોમાં ભેદ જણાયા કરે છે તોપણ તથા શારીર, માનસ જીવનના સઘળા નિયમો રૂપાંતર થવાના નિયમ [illegible] મામા છે જીવન પોતે પણ નિરંતર રૂપાંતર પામતું છે એ

ત્યારે શોધ કહાડીએ છીએ. મનુષ્ય અખંડ થતા રૂપાંતરની સાથે આગળ અને આગળ વધવાનો પ્રયાસ કરવાનો આરંભ કરે છે ત્યારે જીવન સંબંધના પ્રશ્નનું સહજમાં નિરાકરણ થઇ જાય છે.

* * * *

જીવન એ જ્યારે એક પ્રકારનો અખંડ થયા કરતો ફેરફાર અથવા રૂપાંતર છે, ત્યારે તે સંબંધના સઘળા વિચાર, આ નિરંતર થતા રૂપાંતરના સ્વરૂપનું જ્ઞાન પામીને તે ઉપર રચવા જોઇએ, અથવા તે ઉપર કોઇ પણ પ્રકારનો નિર્ણય બાંધવો જોઇએ. જીવનને એક સ્થિર વસ્તુ માનીને તે સંબંધી અમુક પ્રકારના કાયમના ( Fixed ) નિર્ણયો બાંધવા યત્ન કરવો એ અ-યોગ્ય અથવા ખોટા વિચારોના મૂળ કારણને કાયમ રાખવા સરખું છે. તેથી તે નિર્ણયો અનેક પ્રસંગે અસત્ય જણાય છે, અને તેમ થતાં વારંવાર વ્યામોહ થવાનો પ્રસંગ આવે છે જીવન એ અખંડ પ્રગતિને પામતી વસ્તુ છે, અને તેથી અખંડ પ્રગતિના નિયમથી જે કંઇ વિરુદ્ધ વિચાર, ચિંતન અથવા નિર્ણય છે, તે બધા અયોગ્ય વિચારો છે. અખંડ રૂપાંતરને પામતા મનમાં આગળ વૃદ્ધિ પામતા માનસ ક્રમમાંથી જે સાક્ષાત્પણે વિચારો સ્ફુરે છે તે સઘળા વિ-ચારો યોગ્ય છે અર્થાત્ જે મન કુંઠિત ન રહેતાં જીવનને બદ્ધરૂપે ન માની નિત્ય નિરંતર બદ-લાતારૂપે જોઇ જાણીને એ ક્રમને અનુસાર ચિંતન, નિર્ણયઆદિ કરતું રહે છે તે ચિંતન નિર્ણય અધિક યોગ્ય પ્રકારના થાય છે

* * *

વિચારોને નિત્ય બદ્ધરૂપમાં રાખી મૂકવા, મર્યાદામાં જ વિચારોને અટકાવેલા રાખવા, અથવા વિચારોને જ્યાંના ત્યાં–એકની એક જ જગાએ રહેવા દેવા એ રૂપાંતર ( change ) પામવાના ક્રમ વા નિયમનો ભંગ કરવાસરખું છે અને એ નિયમનો ભંગ કરવો. એ પરોક્ષ વા અપરોક્ષપણે જીવનના નિયમનો ભંગ કરવા તુલ્ય છે પરંતુ જ્યારે સવર્ણ ચિંતન વધારે સારા થવાના રૂપમાં અખંડ બદલાયા કરતું હોય છે ત્યારે રૂપાંતર થવાના નિયમની સાથે આપણું મન એકરાગવાળું રહે છે, અને તેથી જીવનના જે જે નિયમો છે તે યથાયોગ્યરૂપમાં જ્યાં લગાડવા ઘટે ત્યાં લગાડી શકાય છે–તેનું યોગ્ય રૂપમાં વિધાન ( Application ) કરી શકાય છે આ હેતુને લીધે રચનાત્મક ( Constructive ) શાખામાં અથવા સુખસાધક શાખામાં વિચારનું અખંડ રૂપાંતર કર્યા કરવાથી વ્યતીત પ્રસંગમાં થયેલી ભૂલો વા દોષો અને તેની અસર ટળતાં જશે, અને ભવિષ્યમાં થનાર ભૂલો અથવા દોષો અટકશે. આપણા વિચારની કુંઠિતાવસ્થાને લીધે અનેક પ્રકારના વ્યામોહ પ્રકટતાં હોય છે, અને તેથી તે મનને યોગ્ય દિશા આપીને પછી તેને જેમ જેમ મુક્તત્વ આપીએ છીએ, એ યોગ્ય દિશામાં તેને આજુબાજુ વિસ્તરવા દઇએ છીએ, તેમ તેમ તે અનેક દોષો તથા ભ્રમ અને વ્યામોહને નિવૃત્ત કરતું જાય છે

\+ \+ \+ \+

મનુષ્ય જ્યારે કોઇ પણ વસ્તુની પ્રગતિને માટે સુધારાને માટે તથા વૃદ્ધિને માટે જ કાર્ય કરવાનો આરંભ કરે છે ત્યારે તે વસ્તુના યથાર્થ સત્યની તેને ઝાંખી થઇ છે અથવા તેની વા-સ્તવ મહત્તા તેના લક્ષમાં આવી છે, એમ આપણે નિર્ભ્રાંતપણે કહી શકીએ એમ કહીને તે ખરૂં જોતાં જીવનને–યથાર્થ જીવનને–પ્રગતિમાન્–જીવનને–શોધવાનો ઉપક્રમ કરે છે, અને પછી તે પ્રગ તિની અધિકાધિક વૃદ્ધિ થાય છે એવા પ્રકારે તે સ્વાભાવિક રીતે જ પોતાનું જીવન ગાળવા માંડે છે. તેથી શરીર, મન તથા આત્માએ સર્વના પ્રગતિમાન્ જીવનને ભોગવવું, એ સર્વ પ્રગતિ પામતાં રહેતાં હોય એવાં તેમનો ઉપભોગ કરવો, એ જ યથાર્થ અથવા ભોગવવા યોગ્ય

જીવન છે, એ આપણને સમજાશે આપણા જીવનમાં ઉપભોગ કરાવનાર ત્રણ સાધનો—શરીર, મન તથા આત્મા—એ સર્વમાં પ્રગતિ હોવી જોઇએ, એકમાં નહિ. અને એ ત્રણે સાધનો જેમ જેમ પ્રગતિમાન્ થતાં હોય તેમ તેમ તેનો ઉપભોગ પૂર્ણ આનંદ આપે છે, અને તેનો ઉપભોગ કરવો એ જ પૂર્ણ જીવનને અનુભવવું એ છે

\+ + + +

વિચારની પાછળ પાછળ ક્રિયા ચાલી આવે છે વિચારનું નિયમન કરવું એ ક્રિયાનું નિયમન કરવા સરખું છે અને વિચારનું નિયમન કરવું અથવા વિચારને કાબુમાં રાખવા એટલે જેવા પ્રકારના વિચાર તમારે કરવા હોય તેવા જ પ્રકારના વિચાર તમે કરી શકો જે મનુષ્ય તેને પોતાને જેવા વિચાર કરવા હોય તેવા જ વિચાર કરી શકે છે, તે મનુષ્ય તેને પોતાને જેવા પ્રકારનું ભાન કરવું હોય અથવા તેને જેવો અનુભવ કરવો હોય તેવા પ્રમાર ભાન અથવા તેવા પ્રમારનો અનુભવ તે કરી શકે છે અને તેણે જેવા પ્રકારથી વર્તવું હોય તેવા પ્રકારથી તે વર્તી શકે છે તમારે જેવા પ્રકારના વિચાર કરવાની ઇચ્છા હોય તેવા જ પ્રકારના વિચાર કરવાને માટે પ્રત્યેક વિષયમાં પ્રથમ લક્ષ્યો ( Ideals )ને રચો, અને પ્રત્યેક વિષયનાં લક્ષ્યોને તમારા મનઆગળ અખંડિતપણે ધરી રાખો—પ્રકટ રાખ્યા કરો પછી તમારા સમગ્ર મનને એ લક્ષ્યોઉપર માગથી પ્રકટાવાય તેટલી અત્યંત ઉંડાણવાળી અને અત્યંત બળવાન્ ઇચ્છાપૂર્વક એકાગ્ર થવાનું—લક્ષ આપવાનું—કેળવો એ લક્ષ્યોને પ્રત્યક્ષ કરવાની તમારી જેટલી પ્રબળ ઇચ્છા હશે, તેટલા સત્વર પ્રમાણમાં એ લક્ષ્યોના રૂપને અનુસાર તમારા સમગ્ર વિચારો ઘડાશે, અને તેમ થવું એજ તમારૂં દૃષ્ટિબિંદુ છે કેમકે તમારી ઇચ્છાનુસાર વિચાર કરવા એ તમારો ઇપ્સિત વિષય હતો જ્યારે તમારા સઘળા વિચારો તમારાં લક્ષ્યોને અનુરૂપ થઇ રહે છે, ત્યારે તમે જે વિચારવા ઇચ્છો છો, જે પ્રકારનું ચિંતન કરવા મંગો છો, તેવા જ વિચાર કરી શકો છો તેવા જ પ્રકારનું ચિંતન સેવી શકો છો, અને તેમ થતાં તમે સહજમાં તમારા મનઉપર પૂર્ણ અંકુશ આણી શકો છો અને તે મનઉપર બળાત્કાર વાપરીને કે મનને દબાવી દબાવીને નહિ, પણ મનને પ્રસન્ન રાખીને, મનને રમાડીને તેના ઉપર અંકુશ સ્થાપી શકો છો

* * * * * *

તમારાં લક્ષ્યોમાંથી મન બહિર્મુખ થયા કરતું હોય એમ જ્યારે તમને લાગે, અને મોટી વસ્તુને બદલે નાની અથવા ક્ષુદ્ર વસ્તુમાં જ તમારૂં મન વધારે કાળજીવાળું અને ચોંટેલું રહેતું હોય એમ લાગે ત્યારે તમરૂં ધ્યાન આંતરપ્રતિ વાળજો અર્થાત્ તેને અંતર્મુખ કરજો, અને તમારા અંતરમાં રહેલું જે કંઇ મહાન્ છે, તેને જાગ્રત્ કરવા યત્ન કરજો. તમારા આત્માના ઐક્યત્વનું ભાન તમારી વૃત્તિમા આરૂઢ કરવા યત્ન કરજો. તેને પુનઃ પુનઃ ઉપસ્થિત કરવાને માટે બનતો પ્રયત્ન સેવજો, અને તમારા સઘળા વિચારોને ઉન્નત ભૂમિકાઉપર સ્થાપવાનો યત્ન કરજો તમારા પોતાનામાં જે ઉચ્ચ પ્રદેશ રહેલો છે તેમાં તમારા સમગ્ર વિચારોને સ્થિર કરવાનો યત્ન સેવજો. જે કંઈ તમારે પ્રત્યક્ષ કરવું છે તેનું સ્થિરતાથી અને દૃઢતાપૂર્વક ચિંતન કરજો, અને તમારે જે કંઈ પ્રત્યક્ષ કરવું છે તે જ્યાં પ્રત્યક્ષ થઇ શકે એમ છે તે સ્થિતિએ તમારૂં મન તત્કાળ ચઢવા માંડશે આ એક સિદ્ધ નિયમ જ છે, અને એ નિયમનું આગ્રહપૂર્વક પાલન કરવાથી તે કોઇ પણ મનુષ્યને તેની નીચી ભૂમિકા અથવા કક્ષામાંથી ઉચ્ચ ભૂમિકાના સ્વામીત્વને ભાનપૂર્વક પ્રાપ્ત કરવાના માર્ગમાં સહાયક થઇ પડશે તેથી તેવા પ્રસંગે મનના ગમે તે સ્થાનમાં વહેવાના વલણને દુર્લક્ષની પેઠે જવા ન કરતાં, અને તેટલા ઉત્તમ પ્રયત્નથી તેને અંતર્મુખ કરવાનો અભ્યાસ પાડજો

* * * * * *

બીજાને હલકા પાડી દેવાનો કે તેમને છિન્નભિન્ન કરી નાખવાનો પ્રયત્ન કરશો નહિ, પણ તમને પોતાને ઉન્નત કરવાનો, તમને પોતાને રચવાનો જ યત્ન કરજો—બીજાને ભાંગી પાડવાનો યત્ન કરવાને બદલે તમને પોતાને રચવાનો જ યત્ન કરજો. પ્રયત્નના પ્રત્યેક પ્રદેશમાં જે પ્રયત્નનો પરિણામ સ્થાયી, પૂર્ણ તૃપ્તિ આપનાર, અને જેવો જોઇએ તેવો જ પૂર્ણ અંશમાં પ્રકટે એમ થવામાં આ એક મહાન્ રહસ્યરૂપ અથવા એક ગોપ્ય વાર્તારૂપ છે તમારા પોતાનામા રહેલી એ પ્રકારની રચવાની શક્તિ માત્ર જોઇતી વસ્તુઓને મેળવી આપે છે અથવા તમારી આસપાસ એકઠી કરી આપે છે એમ નથી, પણ સુખ પણ ઉપજાવી આપે છે, જ્યારે જેનું તેનું ભાંગી પાડવુ એ પ્રકારનું જેના મનનું વલણ છે તે મનુષ્યને, બીજા કોઇના લાભના ભોગ વિના, કોઇ પણ રીતે લાભ થતો નથી અને તેવો લાભ કદાપિ સુખજનક હોતો નથી તેમ સ્થાયી વા અખંડ પણ રહેતો નથી. માટે પારકાને હાનિ કરવાના કે તેને તોડી પાડવાના વિચાર સેવવા કરતા, તમને પોતાને જ રચવાના વિચારને નિત્ય કરજો, અને ક્રિયા પણ તેવા જ પ્રકારની કરજો. વ્યાપારી મનુષ્યે તથા સ્પર્ધા, ( Compitition ) વાળા ધંધા કરનારે આ વિચાર ખાસ કરીને લક્ષમા લેવો ઘટે છે

* * * * * *

ક્રિયાના કોઇ પણ ક્ષેત્રમા જો તમારે વિજયી થવુ હોય તો તમે જાતે સુધરો અને તમારા કામને વધારે સારી રીતે કરો વધારે સારી ઉપજ ઉત્પન્ન કરો—ઉપજાવો, પણ તમારી સાથે સરખામણી કે સ્પર્ધા કરનાર વિષે કશુ જ અઘટિત વા હલકુ બોલશો નહિ બીજા વિરુદ્ધ કહેવુ એ તમારા મનમાં અવ્યવસ્થા ઉત્પન્ન કરવા સરખુ છે, અને એવા સ્થિતિમા કોઇ પણ મન પોતાનાથી બનતું સર્વોત્તમ કાર્ય કરી શકતું નથી તેથી કોઇના વિરુદ્ધ કહેવુ, કોઇની ટીકા કરવી અથવા કોઇને તોડી પાડવા પ્રયત્ન કરવો એ તમને પોતાને જ તોડી પાડવા જેવુ છે તમને પોતાને ઉંચી અને ઉંચી પંક્તિના રચવાની સાથે તમારામાં રહેલા બળના બીજાની આશાને તોડી પાડવામા અને તેના જે જે સંભવો ( Prospects ) હોય તેનો વિનાશ કરવામાં ક્ષય કરો એ બની શકે તેવુ નથી. તમારે ઉંચી પંક્તિના થવુ હોય તો તમારા સમગ્ર બળનો તમારા કાર્યમાંજ વ્યય કરવો જોઇએ. તેનો ક્ષય કરવાથી તમે કદાપિ ઉચ્ચ પંક્તિમાં આવી શકો એમ નથી

* * * * * *

જગત્ સર્વોત્તમને જ માગે છે તમારામાંથી સર્વોત્તમને જ પ્રકટાવો અને તમે લાભ લઇ શકો તેના કરતાં પણ લાભ લેવાના અધિક પ્રસંગો તમને આવી મળશે. પરંતુ સર્વોત્તમને પ્રકટાવવાને માટે તમારાં મનને અખંડ રચવાની ( Building ) સ્થિતિને જાળવી રાખવી જોઇએ તમારા પોતાનાં સઘળા દ્રવ્યો વા તત્ત્વો અને શક્તિ વા સામર્થ્યો તમારા પોતાનામા મહત્પણાને વધારવામાં જ એક સાથે કામ કરતાં હોવાં જોઇએ. તમને પોતાને વધારે મહાન્ સામર્થ્યરૂપ થવાને માટે તમારા વિચારના બળનો પૂર્ણ ઉપયોગ કરો, અને તમારા વિચારના તથા જીવનના સઘળા સામર્થ્યોને, તમારા મનના તથા તમારા સ્વત્વ ( Personality ) ના સામર્થ્યની વૃદ્ધિ કરવાના ઇચ્છાપૂર્વક, તમારા પોતાના ઉપર વાળો આ પ્રમાણે કરવાથી તમારામાં જે કંઇ છે તે સઘળુ સન્માર્ગમા વળશે, અને તમને પોતાને દાક્ષિણ્ય—( ability ) ની, ઉપયોગિતાની તથા સામર્થ્યની વ્યક્તિરૂપે બનાવવામાં તે કામમાં આવશે. અર્થાત્ એ વડે તમે અપૂર્વ સામર્થ્યમય, અને અત્યંત કાર્યદક્ષ થઇ શકશો અને તમારા એ સામર્થ્યનો—વિચારબળનો—દુરુપયોગ કરવાથી અન્યને હાનિ કરવા પૂર્વે તમે પોતે કેટલી હાનિને ભોગવો છો એ આથી સહજમાં સ્પષ્ટ થાય એમ છે.

* * * * * *

જો તમને એમ લાગતું હોય કે તમને બહુ ઉત્તમ અને ઉન્નત 'વિચારો પ્રાપ્ત છે, અને બીજાઓ તેને અનુસરે એમ તમે ઇચ્છતા હો તો, તેમ કરવાને 'માટે બીજાઓના વિચારોનું હાસ્ય કે ટીકા કરશો નહિ એમ કરવાથી કંઇ તમારા વિચારો 'બીજાનું લક્ષ ખેંચવાના નથી બીજાઓના વિચારો તમારા 'કરતાં નિકૃષ્ટ 'પ્રકારના છે એમ સાબીત કરી બતાવવાનો પ્રયત્ન કરવામાં તમારો સમય ગાળશો નહિ સાક્ષાત્ અને પ્રત્યક્ષ પરિણામને પ્રકટાવે એવો પ્રયત્ન કરવામાં, અને તેમ કરીને તમારા વિચારો બીજાના કરતાં ચઢીઆતા 'છે, એમ બતાવી આપવામાં—મૌનપૂર્વક બતાવી આપવામાં—તમારા સમય અને બળનો વ્યય કરો જેમાં ઉત્તમતા વા મૂલ્ય રહેલું છે તે તેની મેળે જ તેનું મૂલ્ય વા મહત્તા સાબીત કરી આપે એમ છે. કસ્તુરીના સુગંધમાટે સોગન ખાવાની અગત્ય રહેતી નથી પરન્તુ નિકૃષ્ટતાનું હાસ્ય કરવામાં ઉત્કૃષ્ટતાનો સમાવેશ થતો નથી. એ કંઇ ઉત્કૃષ્ટતાનું ચિહ્ન નથી મોટા હોય છે તે નાના સાથે કોઇ પણ પ્રકારની રસાકસી કેયુદ્ધ કરતા જ નથી જે કંઇ મહાન્ છે તેનું માત્ર દર્શન જ કરાવો, જગતને તે માત્ર જોવા જ દો, અને અધમ અથવા નિકૃષ્ટનો પછી કોઇ ભાવ પણ પૂછનાર નથી.

* * * * * *

જગત્માં જો તમારે ઉચ્ચ પદવીએ વિરાજવું હોય, અથવા ઉત્તમ અધિકારને પ્રાપ્ત કરવો હોય તો હાલ જે તેવી ઉચ્ચ પદવીએ વિરાજિત હોય, અથવા હાલ જેમને ઉચ્ચ અધિકાર પ્રાપ્ત હોય તેમને તોડી પાડવાનો લેશ પણ પ્રયત્ન કરશો નહિ, તમે પોતે ઉચ્ચ પંક્તિમાં આવેલા જણાવી આપો, તમને પોતાને ઉચ્ચ પ્રકારના રચો, અને તમને પોતાને હજી પણ વધારે ઉચ્ચ પંક્તિને યોગ્ય કરો, અને કોઇ પણ પ્રકારે નિષ્ફલ થયા વિના પરિણામે તે ઉચ્ચ પદવી અથવા ઉત્તમ અધિકાર તમને જ મળશે જે પોતાને ઉચ્ચ કહી બતાવે છે અથવા બીજા ઉચ્ચને જે અયોગ્ય રીતિથી તોડી પાડવા માગે છે, તે પુરુષ જગતની વિવેક ભરી દૃષ્ટિમાં કદાપિ ઉચ્ચરૂપે લેખાતો નથી તેનું કર્તવ્ય એક જ છે, અને તે એ કે તેના કૃત્યોને પોતાની ઉચ્ચતામાટે બોલવાનો અવકાશ કરી આપવો તમારાં કાર્યો જે સમયે ઉચ્ચતાનું નિદર્શન કરાવશે તે કાલે તે ઉચ્ચતાપ્રતિ જગતનું લક્ષ ખેંચાયા વિના રહેશે જ નહિ

* * * * * *

તમારા જીવનમાં અને તમારા સર્વ પ્રકારના આંતર ભાવોમાં નીચેની ભાવના અખંડિતપણે જાગ્રત રાખ્યા કરજો મનુષ્ય—કોઇ પણ મનુષ્ય—તેનાથી બને તેટલું સર્વોત્તમ સિદ્ધ કરે એ પ્રકારે હું ઇચ્છું છું, જે મનુષ્ય માગે તેને પ્રત્યેકને હું મારું સર્વોત્તમ આપવા ઇચ્છું છું પરન્તુ જો તે મનુષ્ય બીજે ક્યાંહિ વધારે સારું મેળવી શકતો હોય તો તે મારા આનંદમાં અભિવૃદ્ધિ કરનાર જ થઇ પડશે તેમ થવાથી હું કદાપિ નિરાશ કે દ્વેષી થઇશ નહિ, અથવા જ્યારે બીજા મનુષ્યને અમુક લાભ પ્રાપ્ત થાય ત્યારે મારો લાભ તે લઇ ગયો અથવા મને તેથી હાનિ થઇ એવા પ્રકારના ચિંતનને હું કદાપિ આદર આપીશ નહિ મારી મોટામાં મોટી ઇચ્છા એ જ રહેવાની કે પ્રત્યેકનું સર્વોત્તમ શુભ ઇચ્છવું અને હું જાણું છું કે એ પ્રકારની ઇચ્છા રાખવાથી મારું પણ સર્વોત્તમ શુભ જ થવાનું—મારા પ્રતિ પણ સર્વોત્કૃષ્ટ શુભ જ આકર્ષાઇ આવવાનું,—અને તે ઉપરાંત પ્રેમની, મિત્રતાની, જીવનની તથા સંબંધની દોરીની જ્યાં કુતી પડી હશે અર્થાત્ જ્યાંથી તુટી જવાનો સંભવ હશે તે આ રીતે ટળી જશે, અને દૃઢ પ્રેમ, દૃઢ મૈત્રી, દૃઢ જીવન તથા દૃઢ સંબંધ બંધાયેલો રહેશે.

* * * * * *

સર્વને માટે અથવા સર્વનું સર્વોત્તમ ઇચ્છવાથી તમારામા રહેલા સઘળા દ્રવ્યો અથવા સામર્થ્યો તમારું સર્વોત્તમ કરવાનો પ્રયત્ન કરશે. કેમકે જેવું આપણે ઇચ્છીએ છીએ તેવુ જ આપણે સજીએ છીએ સર્વનું સર્વોત્તમ ઇચ્છવુ, એ સર્વોત્તમને અત્યત પ્રમાણુમાં સજવાસરખું છે. તેથી સર્વનું સર્વોત્તમ ઇચ્છવું એ સર્વોત્તમને આપણાપ્રતિ અધિક અને અધિક પ્રમાણુમા આકર્ષવા જેવું છે, તોપણ આપણે પોતેજ કેવળ તેનો લાભ લેનાર નથી સર્વોત્તમને સજવુ એટલે સર્વોત્તમને આપવુ અને તેની જ સાથે સર્વોત્તમને આપણામાં ટકાવી રાખવુ એ છે

* * * * * *

જે મનુષ્ય કાંઇ પણ કાર્ય કરવાને શક્તિમાન છે તે મનુષ્યપ્રતિ જગત્ કદાપિ ઉપેક્ષા કરે એમ નથી જે કંઈ સર્વોત્તમ હોઇ શકે તે તેવુ જ થઇ રહે તેમ છે, અને તે તેને પૂર્ણ આનદપૂર્વક આપવામાં આવશે જ તે તેનો અધિકારી જ છે, કેમકે તેનાથી બનતુ સર્વોત્તમ કરવાથી, તેણે પ્રત્યેક વસ્તુમાં જે કંઇ સર્વોત્તમ છે, તેને તેણે પોતાનુ કરી લીધુ હોય છે, અને તેથી જો આપણે પોતે જ આપણા માર્ગમાં પ્રતિરોધ કરનાર થઇને આડે આવતા નથી તો જે કંઈ આપણું છે તે અવશ્ય, આપણને પોતાને જ પ્રાપ્ત થશે તેથી મુખ્ય બાબત એ છે કે સારી વસ્તુઓને પ્રાપ્ત કરવાના અધિકારિ થવુ, આપણને પોતાને ઉત્તમ વસ્તુની પ્રાપ્તિને યોગ્ય કરવા અને પછી નિરતર સર્વોત્તમનો જ આકાંક્ષા રાખીને આપણા જીવનને કેવળ સર્વોત્તમપ્રતિ જ અભિમુખ રાખવુ, અને નિશ્ચય માનજો કે કશી પણ નિષ્ફલતવના સર્વોત્તમ તમારાપ્રતિ જ આકર્ષાઇ આવશે

* * * *

જેને માટે ગંજાવર રકમ અપાય એવી જગતમાં અનેક કરવા યોગ્ય કઠિન વસ્તુઓ છે એ વસ્તુઓ સિદ્ધ કરનારના ચરણઆગળ અનર્ગળ દ્રવ્યસંપત્તિ અથવા વૈભવ કે સત્તા આણીને ઢળે એમ છે પરંતુ તે વસ્તુને સિદ્ધ કરવાને યોગ્ય પ્રકારના મગજને તથા દાક્ષિણ્યને જોઇતા પ્રમાણુમા પ્રાપ્ત એવા પુરુષો જ બહુ થોડા છે, અને પ્રિય બધુ! આ જ જગાએ તમારી તકની જગા છે. આ પ્રસગ એ તમારે માટે ખરેખરો પ્રસગ છે. તેથી તમારી પોતાની જાતમાં અને તમારા પોતાના મનમાં મગજનો અને દાક્ષિણ્યનો વિકાસ કરવાને માટે તમારામા રહેલાં સૂક્ષ્મ સામર્થ્યોનો ઉપયોગ કરો અને તમે તેવાં કઠિન કાર્યોમાંના એક કે બે કાર્યો સિદ્ધ કરવા સમર્થ થશો, અને તેનો તમને બાદશાહી બદલો અવશ્ય મળશે.

\+ \+ \+

ઘણા મનુષ્યો એમ માનતા હોય છે કે મનુષ્યમા જે કંઇ ગૂઢ અથવા અગમ્યસરખાં સામર્થ્યો મનાયાં છે, તેનો તો કોઇ મહાન્ અને એકાએક વા ઓચીતો ઉપયોગ જ થઇ શકે છે, પરંતુ એવી ભ્રાતિને આપણા અતઃકરણમાંથી દૂર કરવામા જરા પણ વિલબ કરવાની અગત્ય નથી આપણામાં રહેલા એ સૂક્ષ્મ સામર્થ્યોનો આપણી પોતાની જ અલૌકિક બુદ્ધિ અને શક્તિઓનો વિકાસ કરવામાં ઉપયોગ થઇ શકે એમ છે, અને એ વિકાસ અધિક પ્રમાણુમા કરી શકતો હોવાથી આપણી કાર્ય કરવાની કુશળતા પણ તેજ પ્રમાણુમા વિકાસને પામતી જાય છે તેમ થતા આપણે પછી અધિક પ્રમાણુમાં અને અધિક મહાન્ કાર્યોને કરી શકવાના, અને શકાશીલ અથવા નિર્વેદવાદી ગમે તે કહે તો પણ કોઇ ભાગ્યવાન્ કાર્યનું જે ક્ષણે યથાર્થ મત્ય અથવા યથાર્થ માહાત્મ્ય શોધી કહાડવામા આવે છે કે તત્કાલ જગતે તેને તેટલા જ પ્રમાણુમા તેનો બદલો આપ્યો હોય છે, અને આપે છે માટે એવું મહાન્ કાર્ય કરવુ એ જ મનુષ્યનુ કર્તવ્ય છે. પરતુ મનુષ્ય તે કરી શકે એમ છે, ને કેવલ મનુષ્ય જ તે કરી શકે એમ છે તમે મનુષ્ય છો. તમે તેવુ મહત્વનુ કાર્ય કરશો એવી અમારે શામાટે આશા ન રાખવી ?

# उन्नतिनो राजमार्ग.

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સઘની ]

એવુ કોઇ પણ પ્રાણી હશે કે જે પોતાની દશા સુધારવા ન ચાહે? સર્વ કોઇ પોતાની ઉન્નતિને માટે અભિલાષા રાખે છે દરેક વાતમાં ઉન્નતિની વાતો કર્યા કર, પરંતુ જેવી ઇચ્છા કરે તેવો ઉપાય શોધી કાઢી તેના સમ્પાદનાર્થ તન–મન–ધનથી જોડાઇ જાય એવા મનુષ્ય થોડા જ છે ફક્ત 'ઉન્નતિ, ઉન્નતિ,'ની બુમો મારવાથી કોઇને કાંઇ પણ લાભ થતો નથી. પરંતુ યોગ્ય સાધન મેળવી તે પ્રમાણે વર્તવાથી ઇચ્છા પૂર્ણ થાય છે આ બાબતમા "વિદ્યા એ જ દરેક પ્રકારની ઉન્નતિનો રાજમાર્ગ છે" એમ આજકાલ વૃદ્ધથી બાળક સુધીના દરેક સારી રીતે સમજે છે

श्लोक—श्रुत्वा धर्मं विजानाति, श्रुत्वा त्यजति दुर्मतिम् ।
श्रुत्वा ज्ञानमवाप्नोति, श्रुत्वा मोक्षमवाप्नुयात् ॥

અર્થાત્—શ્રુત જ્ઞાનથી જ પોતાનું ધર્મ કર્મ અથવા કર્તવ્ય કર્મ જાણી શકાય છે વિદ્યાથીજ સર્વ ખરાબ કામ ત્યજી દઇ સર્વોત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે સર્વોત્તમ અને સર્વશ્રેષ્ટ સુખ પણ વિદ્યાથી જ પ્રાપ્ત થાય છે, સિવાય સુખ પ્રાપ્ત કરવાનો બીજો સીધો રસ્તો એકે છે જ નહિ.

સુખ બે પ્રકારનુ છે—એક લૌકિક, અને બીજુ પારલૌકિક હવે સુખનુ સાધન વિદ્યા છે. જેથી વિદ્યા પણ બે જાતની છે એક લૌકિક વિદ્યા કે જેથી આ લોકમાંજ સુખ મળે છે, અને બીજી પારલૌકિક વિદ્યા કે જેથી પરલોકમા સુખ મળે છે આગળના વખતમા કામધેનુથી જે વસ્તુની ઇચ્છા થાય તે મળી શકતી હતી. કામધેનુ સર્વ ઇચ્છિત ફળ દેવાવાળી હતી, પરંતુ હવે તે કામધેનુ પ્રથમ જેવા વેશમાં નથી, તેનુ સ્વરૂપ બદલાઇ ગયું છે, અને તેનુ નામ પણ ફરી ગયું છે વળી તે કામધેનુએ સર્વ દુખી પ્રાણિઓના હીતને માટે અદ્ભુત અવતાર ધારણ કરેલ છે હવે તે હરવખત અને હરઘડી દરેક પ્રાણીનુ પુત્રવત્ પાલન કરવાને કમર કસી ઉભી રહી છે, પરંતુ અજ્ઞાન પ્રાણિઓને તે દેખાતી નથી તેઓ સમજે છે કે, કામધેનુ હાલના દુખમય વખતમા અંહીંથી પલાયન કરી ગઇ છે, પરંતુ તે તેમની મોટી ભૂલ છે તે સર્વ પ્રાણીયોની ધર્મમાતા હમેશા દરેકના સેવાને માટે તૈયાર રહે છે તે કોણ છે? તે માત્ર વિદ્યાજ છે

श्लोक—कामधेनु गुणा विद्याह्यकाले फलदायिनी ।
प्रवासे मातृसदृशी विद्या गुप्तं धनं स्मृतम् ॥

અર્થાત્—કામધેનુના સર્વ ગુણનો વિદ્યામાં સમાવેશ થઇ જાય છે વળી કામધેનુમાં મોટામાં મોટો ગુણ એ છે કે, દુખમય સ્થિતિમા પણ તે ઉત્તમ ફળ દેવાવાળી છે. પરલોકમા અને પરદેશમાં પણ તે માતાની માફક રક્ષણ કર છે, અને તે ગુપ્ત ધનરૂપ છે

પૂર્વકાળમાં તે કામધેનુથી સાંસારિક તુચ્છ વિષયભોગોની પ્રાપ્તિ થતી હતી, પરંતુ હવે વિદ્યારૂપી કામધેનુ આલોક અને પરલોકમાં ઉત્તમોત્તમ સુખ પ્રાપ્ત કરાવે છે. 'अजरामरवत्

प्राज्ञो विद्यामर्थंच चिंतयेत्' અર્થાત્-સજ્જન જ્ઞાનવાન બુદ્ધિમાન પુરૂષોએ પોતાને અજર અને અમર સમજી વિદ્યા અને ધનનો હમેશા સંચય અથવા સંગ્રહ કરવાની ચિંતા અંતસમય સુધી કરવી જોઇએ

દોહરો—સુખ ચાહો વિદ્યા પઢો, વિદ્યા હૈ સુખ હેતુ.
ભવસાગરકે તિરનેકો, વિદ્યા હૈ દઢ સેતુ.

રાત્રિદિવસ એવું જોવામાં અને સાંભળવામાં આવે છે છતાં મૂર્ખ માણસો ફક્ત ધનને જ પ્રાણથી અધિક સમજે છે, પૈસા-ચાંદી સોનાના કકડાને જ યથાર્થ કામધેનુ સમજી રહ્યા છે, અને કંઠી, દોરા, કડું, વેઢ, વીંટી વગેરેથી શરીરને શોભાયમાન કરવામાંજ પોતાને કૃતકૃત્ય સમજે છે, પરંતુ જો ભાગ્યવશાત્ કદાચ ઘરમાં ચોરી થાય અગર દીવાળુ કાઢવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો મૂર્ખ માણસોની કામધેનુ, જેમ પંચમ કાળમાં આ દુનિયામાંથી અંતર્ધ્યાન થઇ ગઈ તેમ અંતર્ધ્યાન થઇ જાય છે. સત્ય છે કે, મૂર્ખ માણસો તુચ્છ ધનસંપદા ચાંદી સોનાના કકડાને જ યથાર્થ સુખસાધન માની બેઠેલ છે. ખરી રીતે,

धनहीनो न हीनश्च धनिक स सुनिश्चय ।
विद्यारत्नेन यो हीन स हीन. सर्ववस्तुषु ॥

અર્થાત્—જેની પાસે ધન નથી તે ધનહીન અથવા નિર્ધન નથી, પણ ધનવાનજ છે. પરંતુ વિદ્યારૂપી રત્ન જેની પાસે નથી તે નિર્ધન અર્થાત્ કંગાલ છે, તેમજ

विद्वान् प्रशस्यते लोके, विद्वान् सर्वत्र गौरवम् ।
विद्यया लभते सर्वं, विद्या सर्वत्र पूज्यते ॥

અર્થાત્—વિદ્વાન્ માણસની સર્વ ઠેકાણે તારીફ થાય છે, અને આદરસત્કાર મળે છે વિદ્યાથી સર્વ કાંઇ પ્રાપ્ત થાય છે, અને વિદ્વાનનું જ સર્વ માણસો પૂજન કરે છે

બંધુઓ ! આથી આપ જાણી ચૂક્યા હશો કે સુખ અને ઉન્નતિનો રાજમાર્ગ વિદ્યા જ છે દરેકનું કર્તવ્ય છે કે, હમેશાં વિદ્યાભ્યાસ-વિદ્યાની પ્રાપ્તિ-માટે તલ્લિન રહી મનુષ્યજન્મનું સાર્થક કરવું. (દોલતરામજી)





## दीपोत्सवीनुं आध्यात्मिक रहस्य.

उपजातिवृत्तम् ।

परात्परं यत्प्रवदन्ति सत्त्वम्, पराविद्यायां प्रसरश्च यस्मात् ।
यद् दृश्यते सूक्ष्ममतिप्रसारे, नमाम्यहं तन्नृहरिस्वरूपम् ॥

પૃથ્વીઉપરથી પ્રત્યેક પ્રજાઓ પોતાની દેશ, કાળ, વાતાવરણ ઋતુઆદિ પરિસ્થિતિને અનુકૂળ પડતા પ્રસંગોને ઉત્સવરૂપ ગણે છે, અને તે તે દિવસોને પવિત્ર માનીને સ્નેહી, સગાંસબંધીઓને એકત્ર કરીને, પરદેશમાં હોય તો ત્યાંથી વતનમાં આવીને સવિશેષ સમુદાયિક આનંદને અનુભવે છે પ્રત્યેક ઋતુમાં અમુક અમુક દિવસો આ પ્રમાણે નિર્ણિત કરેલા હોય છે તે દિવસોમાં પવિત્રતા સાચવીને, પોતપોતાના ઉપાસ્ય દેવોની આરાધના કરીને, વિવિધ વિધિપ્રમાણે વ્રતોનું પાલન કરીને, નિષિદ્ધ ક્રિયાઓથી નિવૃત્ત રહીને પુણ્યપ્રાપ્ત કરવામાં આવે છે, અને તે પુણ્યવડે

ધન, બલ, યશ, આરોગ્ય, આયુષ, સતતિ આદિ લૌકિક-અનૌકિક નાનાવિધ સુખસપત્તિ કર્મફ્લપ્રવર્તક સત્તાદ્વારા પ્રાપ્ત થાય છે એવું સર્વે અનાદિકાળથી માનતા આવ્યા છે આ અનેક ઉત્સવોમાં નવીન વર્ષના ઉત્સવને સવિશેષ પ્રાધાન્ય અર્પવામાં આવે છે ખ્રિસ્તિ પ્રજામાં ક્રિસ્ટમસ (નાતાલ), યાહુદીઓમા રોશહેશાના, પારસીઓમાં પતેતી, અને હિંદુઓમાં દીવાળી આ પ્રમાણે મોટા ઉત્સવરૂપ લેખાય છે

ઋતુઓથી થતા વાતાવરણના ફેરફારથી વનસ્પતિ અને પ્રાણીવર્ગ ઉપર શરીરના બધ રણ તથા નિર્વાહમબધમા અનેક જાતના ફેરફાર થાય છે એ ન્યૂનાધિક અંશે સર્વ કોઇને અનુભવનો વિષય છે. શિયાળો, ઉન્હાળો અને ચોમાસામાં પડી ગરમી અને શરદી શરીરને સ્પષ્ટ રીતે સમજાય છે હીમ પડવાથી શિયાળામાં ખેતરોમાં પાક બળી જાય છે એ કોણ નથી જાણતું! ચોમાસામાં વધારે વર્ષાદથી ધાન્ય કોહી જાય છે અને ઉન્હાળામાં નદી નળાવનાં પાણી સુકાવાથી પ્રાણીઓ અને વનસ્પતિનું જીવન જતું રહે છે એ ક્યાં અજાણ્યુ છે? અત્યત ઠડીથી લોહી ફરવું બધ થવાથી જીવન અટકે છે અને અત્યત તાપથી લોહી ઉકળી જવાથી મગજે ગરમી ચઢતા લુક (Sun stroke) લાગી મરણ થાય છે, તેમ શરદી વધવાથી 'ઇન્ફ્લ્યુએનઝા' વગેરે રોગથી પણ મૃત્યુવશ થવાય છે એ પણ ક્યાં અજાણ્યુ છે? આ પ્રમાણે મુખ્ય ઋતુઓમાં વાતાવરણમાં થતી સ્થુળ વિક્રિયાથી સચેતન અચેતન પ્રાણી વનસ્પતિઆદિ સૃષ્ટિમા જેમ સ્થૂલ વિક્રિયાઓ અને પરિણામો સ્પષ્ટ સમજાય છે તેમ શરીરોમા અને અંત કરણસુધી પણ સૂક્ષ્મ વિક્રિયાઓ ઋતુઓના અવાંતર ભેદને લઇને થાય છે એ સૂક્ષ્મવિચાર કરતાં ન સમજાય તેમ નથી શિયાળામાં લોહીની ગતિ વધવાથી મનની ગતિ વધે છે, શરીર અને મનમા ક્રિયા કરવાનો ઘણો વેગ પ્રકટે છે, શરીર તથા મન વધારે ક્રિયા કરવાથી જઠર વધારે આહારને માગે છે, તેમજ પાચન કરી શકે છે, અને તેથી જ શરીર તથા મગજની પુષ્ટિ કરવા સારૂ પાક, વસાણાં આદિ સગીન ખોરાક ખાવાનો રીવાજ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે શીત કટિબધનાં પ્રાણી અને પ્રજા ઉષ્ણ કટિબધ કરતાં શરીર અને માનસ બળમાં અધિક ચઢિયાતા હોવામાં ઠંડીની શરીર તથા અંત કરણઉપર ક્રિયાનો વેગ વધારવાની અસાધારણ શક્તિ એ જ પ્રધાન કારણ છે. આથી ઉલટુ ઉન્હાળામાં ગાત્રો શિથિલ થઇ જાય છે, પાણી પીવા છતાં તૃષા શમતી નથી અને તરફડાટ થાય છે નિદ્રા આવતી નથી, બેચેની વધે છે અને રૂચિ ઘટે છે, કામકાજ કરવામાં ઉત્સાહ મદ થાય છે, અને શરીર તથા માનસ બળ ઘટે છે એ સુપ્રસિદ્ધ છે

મોટા ફેરફારો સર્વને અનુભવમાં આવતા હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે વર્ષમાં ત્રણ ઋતુઓ ગણાય છે, પણ વિકારોનું વર્ગીકરણ કરતાં ક્રિયાભેદથી ૭ ઋતુઓ પૂર્વપુરુષોએ સ્વીકારી છે તે આ છે—૧ હેમત, ૨ શિશિર, ૩ વસત, ૪ ગ્રીષ્મ, ૫ વર્ષા, ૬ શરદ આ ૭ ઋતુઓ દ્વારા શ્રીસવિતાનારાયણ આ બ્રહ્માંડમાં નાનાવિધ કાર્યોને યથાનિયમ કરે છે. **सुर्य आत्मा जगतस्तस्थुषश्च**—આ વિશ્વમાં સ્થાવર જગમ સર્વ પદાર્થોના આત્મા શ્રીસૂર્યભગવાન છે પ્રાણતત્ત્વ પરિપોષક હોઇ સર્વ પ્રાણીપદાર્થોને ભિન્ન ભિન્ન સમયે ભિન્નભિન્ન રૂપે જીવનના વિઘાતક હેતુઓને વિદારીને નવજીવન અર્પે છે વનસ્પતિ જો કે અચેતન ગણાય છે તો પણ પોતાના જીવનને શ્રીઆદિત્ય ભગવાનના રશ્મિદ્વારાજ પ્રાપ્ત કરે છે અને ઇતર પ્રાણીઓનુ પણ તેમ જ છે

વાત, પિત્ત અને કફની સમતા સચવાઇ રહેતાં શરીરયત્ર સરળતાથી ચાલે છે વૈદકશાસ્ત્ર પ્રમાણે ઋતુઓની શરીરઉપર જૂદી જૂદી અસર થાય છે હેમતમાં કફનો સચય અને શિશિરમાં પ્રકોપ, વસતમાં વાતનો સંચય અને ગ્રીષ્મમાં પ્રકોપ અને વર્ષામાં પિત્તનો સચય અને

શરદમાં પ્રકોપ થાય છે, અને આવી વિષમતાના પ્રતીકારતરીકે આહારવિહારમાં યોગ્ય ફેરફાર કરવાથી શરીરપ્રકૃતિ સચવાઇ રહે છે જેમ આખા વર્ષમાં ૭ ઋતુઓ છે તેમ એક દિવસમાં પણ ૭ ઋતુઓ બદલાય છે, અને તેથી એક દિવસમાં પણ સવાર, બપોર અને સાંજના ખાવા-પીવાના પદાર્થો હલકા ભારે હોઇને-એક જ પ્રકારના નહિ રાખતાં તેમાં ફેરફાર કરવામાં આવે છે અને તેથી આરોગ્ય સુસ્થિર રહે છે, આ ૭ ઋતુઓમાં પણ શરદ્ ઋતુ વ્યષ્ટિ અને સમષ્ટિમાં ભારે વિકારોને પ્રકટાવે છે, વર્ષા ઋતુ વીતતાં તેનો આરંભ થતો હોવાથી વર્ષામાં સંચય પામેલા પિત્તનો શરદમાં પ્રકોપ થાય છે, આનું શમન કરવાના હેતુથી શરીરમાં વાત, પિત્ત અને કફનું સમાનપણું સાચવી રાખવાને આષાઢાદિ ચાતુર્માસમાં અનેક વ્રતઉપવાસાદિનું વિધાન પૂર્વપુરુષોએ કરેલું જણાય છે વર્ષાઋતુના ભેજથી મચ્છર વગેરે જંતુઓની ઉત્પત્તિથી, તેમના દંશથી વિવિધ પ્રકારના વિષનો શરીરમાં પ્રવેશ થવાથી આ શરદ ઋતુમાં આવતો જ્વર શરીરને બહુ પીડાકારી ગણાય છે, એટલું જ નહિ પણ પ્રસંગે પ્રાણઘાતક પણ થાય છે. આ રીતે તે ભયંકર હોવાથી આ ઋતુમાં જેનું આરોગ્ય સચવાઈ રહ્યું તેનું આખું વર્ષ સારૂં ગયું એમ મનાય છે અને તેથી જ **शतं जीव शरदः ।** વદીને શ્રુતી ભગવતી શતાયુ થવાને-સો વર્ષના આયુષ્યને અર્પવાનું કહે છે આવા પ્રાણઘાતક સંકટના સમયમાંથી મુક્ત થવાથી, નદીઓના જળ નિર્મળ થવાથી, મેઘાચ્છાદિત આકાશ નિરભ્ર થવાથી, સૂર્ય ભગવાન્ નિર્બાધ રીતે વાતાવરણને શુદ્ધ કરીને નવજીવન અર્પવાથી, આ સમયને સર્વ પ્રજાઓ મુખ્ય ઉત્સવરૂપ સ્વીકારે છે એ સર્વથા યોગ્ય જ છે વળી જીવનની સ્થૂલ શરીરની પોષક ધાન્યાદિ સંપત્તિ પૃથ્વીમાંથી પકવ થઇને બહાર આવે છે, ડાંગર, બાજરી, મકાઇ વગેરે પાકીને નવું ધાન્ય ભરવાનું હોવાથી, અને આ સંગ્રહ પુનઃ બારે માસસુધી ચાલી શકે એ પ્રમાણે ભંડાર ભરવાથી સ્થળે સ્થળે ન્યૂનાધિક અંશે લોકોમાં પૂર્ણતાનું અને તૃપ્તિનું ભાન થાય છે, રેલ્વે તથા સ્ટીમર વગેરે સાધનો હાલ પ્રાપ્ત હોવા છતાં પણ ચાતુર્માસમાં વ્યાપાર બંધ અથવા મંદ થવાથી તે મંદ ઋતુ ( slack season ) ગણાય છે તેનો હવે અવધિ આવવાથી નવીન વ્યાપારનો પુનઃ આરંભ થાય છે અને સમુદ્ર શાન્ત થવાથી આ ખુલી મોસમમાં વહાણના વેપારીઓ પોતાના વહાણ ચાલુ કરે છે ચાતુર્માસમાં વળી એક સ્થાનમાં નિવાસ કરી રહેલા સંન્યાસી અને ઇતર સાધુ પુરુષો પુનઃ પર્યટન કરવાનો હવે આરંભ કરે છે, તાત્પર્ય કે મંદતા મટીને જ્યાં ત્યાં જાગ્રતિ જન્મ પામેલી જણાય છે, અને તે કારણથીજ આજ પર્વને પ્રથમ ઉત્સવરૂપ સ્વીકારવામાં પૃથ્વી ઉપરની સર્વ પ્રજાઓ આગ્રહ ધરે છે અને તે વાસ્તવિક છે.

આ દીવાળીના દિવસોમાં અનેક દીપકો પ્રકટાવી પ્રકાશ કરવામાં આવે છે, તેમ નાના પ્રકારનું દારૂખાનું ફોડી આનંદ માનવામાં આવે છે, વળી મેરમેરૈયાં કરી ઘરના બધા ભાગમાં ખાસ કરીને ઓરડામાં-ખૂણેખાંચરે ફેરવી બહાર અમુક સ્થળે મૂકી આવવામાં આવે છે આનો હેતુ અલક્ષ્મી-દારિદ્ર્યને ઘરમાંથી હાંકી કાઢવાનો છે, અર્થાત્ ખુલ્લી મોસમ શરુ થયાથી ચોમાસાનો ખૂણેખાંચરે ભરાઇ રહેલો ભેજ તથા જંતુઓ દૂર કરીને હવાને સ્વચ્છ કરવામાં આવે છે દારૂખાનું ફોડવામાં પણ અનેક રાસાયનિક સંયોગોથી હવાની શુદ્ધિ થાય છે પ્રકાશનો ધર્મ અંધકાર-તમસ્-જાડ્યને દૂર કરવાનો છે તેથી દીપકોના તેમ દારૂખાનાના એકદમ સાથે લાગા પ્રકાશ અને ઉષ્ણતાથી વાતાવરણની મલિનતા જડતા, શરદી અને ભેજ દૂર થઇ શુદ્ધિ, લઘુતા અને શુષ્કતા આવે છે, અને તેને પરિણામે આરોગ્યની અભિવૃદ્ધિ થાય છે.

સ્થૂલ ક્રિયા અને વિનોદથી આનંદ પામવા ઉપરાંત શ્રદ્ધાભક્તિસંપન્ન અંતઃકરણમાં સકામ-ઉપાસનાદ્વારા પોતાના ઇષ્ટદેવની આરાધના કરીને, મંત્રાદિના વિધિવત્ અનુષ્ઠાનદ્વારા મંત્રસિદ્ધિ સાધીને મનોરથોને પ્રાપ્ત કરવા ઘણા લોકો આજ દિવસોનો વિશેષે કરીને કાળીચૌદશ (આસો

વદ ૧૪ ) નો ઉપયોગ કરે છે અને આ રીતે વૃશ્ચિક, સર્પ, ભૂત, પિશાચ આદિના મંત્ર સાધનારા ઘણા જોવામાં આવે છે. કૃષ્ણપક્ષમાં અમૃતઆદિત્યદ્વારી પ્રત્યેક કળાનું પાન કરવાથી ચતુર્દશી અને અમાવાસ્યાએ તે લોપ થતાં પોતાના શીત રશ્મિદ્વારા પ્રકાશ પૃથ્વી ઉપર આપી શકતો નથી અને સંપૂર્ણ અંશમાં દેવોએ તે અમૃતનું પાન કરેલું હોવાથી, તે સંપૂર્ણ પરિતૃપ્તિને અનુભવતા હોવાથી પોતાના ઉપાસકો ઉપર પૂર્ણ પ્રસન્નતાથી પ્રસાદને અર્પી શકે છે અને તેથી જ ઉપાસનાદ્વારા ઉપાસ્યદેવના સર્વોત્તમ પ્રસાદ અને સામર્થ્યને પ્રાપ્ત કરવાને આ સમયને શ્રેષ્ઠ ગણેલો છે પિતૃઓની તૃપ્તિમાટે શ્રાદ્ધની અમાવાસ્યાની તિથી સ્વીકારવામાં પણ આ જ આશય રહેલો છે અમાવાસ્યા શબ્દની વ્યુત્પત્તિ જોતાં પણ જણાય છે કે **अमा (सह) वसत सुर्याचंद्रमसौ यस्या ( तिथौ ) सा अमावास्या**-જે તિથિમાં સૂર્ય અને ચંદ્ર સાથે રહે છે અર્થાત્ એકત્ર રહેવાથી ચંદ્રનો ગૌણ પ્રકાશ સૂર્યના મુખ્ય પ્રકાશથી અભિભવને પામે છે ચંદ્રમા સ્વયંપ્રકાશ નથી પણ પરપ્રકાશ્ય હોવાથી, સૂર્યના પ્રકાશથી પોતે પ્રકાશને પામતા હોવાથી અમાવાસ્યાને દિવસે સૂર્યની અત્યંત સન્નિકૃષ્ટ હોય છે તેથી અદૃશ્ય હોય છે, અને જેમ જેમ વિપ્રકૃષ્ટ થાય છે-વેગળા વેગળા જતા જાય છે-દરેક તિથિમાં સમીપથી દૂર દૂર જતા જાય છે-તેમ તેમ તેની કળા વૃદ્ધિંગત થતાં શીતલતા, પ્રકાશ આદિ ધર્મોને પ્રકટાવે છે એ સુપ્રસિદ્ધ છે

ધનતેરસને દિવસે લક્ષ્મીપૂજન અને દિવાળીને દિવસે શારદાપૂજન કરવાનો રીવાજ હોય છે. અને તે પ્રમાણે વ્યાપારીઓમાં નિયમિત પૂજન કરવાનો પ્રચાર ચાલે છે દીવાળી બાકી ચૂકવી લહેણાં દેવાનો હિસાબ પતાવી દઇ વર્ષ આખરે ચોપડો બંધ કરવામાં આવે છે અને નવા વર્ષથી નવા ચોપડામાં હિસાબ લખવાનો આરંભ થાય છે

આશ્વિનની દીવાળીની અમાવાસ્યા અને કાર્તિક શુદ પ્રતિપદાના દિવસો વળી આ વિશ્વપ્રપંચનાવિલય અને વિસ્ફૂર્તિના દ્યોતક છે પ્રલયમાં કારણાકાર પરિણામને પામેલા પ્રકૃતિપ્રદેશમાં નિઃસ્પંદ અને નિષ્ક્રિય થયેલું પ્રકૃતિદ્રવ્ય પુન ક્ષોભને પામી નવીન સર્ગનો આરંભ થાય છે

આખો દિવસ કામ કરીને થાકી ગયેલો મનુષ્ય રાત્રિએ પોતાને ઘેર જઇને શાન્ત થઇને નિદ્રાવશ થાય છે અને બીજે દિવસે સવારે પુન નવીન બલ અને ઉત્સાહને પ્રાપ્ત કરતો કામે લાગે છે, તેમ કાર્યાકાર પરિણામને પામેલી સૂક્ષ્મ થઇ ગયેલી પ્રકૃતિ પોતાના અધિષ્ઠાનરૂપ ચૈતન્ય રસાર્ણવમાં પ્રલયકાળે લીન થઇને પડી રહે છે, અને તેના સાન્નિધ્યથી નવીન બલને પ્રાપ્ત કરીને પુન સર્ગકાળે જગત્નો આરંભ કરે છે પ્રકૃતિતત્ત્વનો આ પ્રકારનો પ્રલય અથવા વિનાશ પુનર્જન્મ પામવાને અર્થે જ છે વેદાન્તમતપ્રમાણે નાશ એ અભાવરૂપ નથી પણ કાર્યગત અણુઓ વિશીર્ણ થઈ કારણાકાર થાય છે તે જ છે ( **नाश कारणलय** )-*Destruction* is reconstruction જૂના ઘરના અણુઓ પોતાના કારણરૂપ મૃત્તિકાકાર થયા વિના નવીન ઘટોત્પત્તિ સંભવતી નથી, તેમ પ્રકૃતિગત અણુઓને વિશીર્ણ કરનારી શ્રીરુદ્રભગવાનની સંહારક શક્તિ ખરૂં જોતાં તે તે અણુઓને નવીન જ્ઞાન, ઐશ્વર્યાદિ સામર્થ્યયુક્ત કરીને પુન સૃષ્ટિચક્રમાં સ્થાપે છે, તેથી કલ્યાણજનની છે અને તેથી જ શ્રીરુદ્રને સદાશિવ કહે છે, અને આ પ્રમાણે દ્વિવિધ શક્તિયુક્ત હોવાથી તે **ની**લલોહિત, વામમૂર્તિ, દક્ષિણામૂર્તિ એ નામોથી જગત્માં પૂજ્યત્વને પામેલા છે અને બ્રાહ્મણોના પરમ દૈવતરૂપ છે **શ્રીસદાશિવ**ની આ ઇચ્છા અને ક્રિયા શક્તિની અધિષ્ઠાત્રી દેવી **લક્ષ્મી** અને **સરસ્વતી** પોતપોતાના અભિમાની સહિત અનુક્રમે રુદ્રમાં લીન થાય છે ધનતેરશે લક્ષ્મીપૂજન અને દીવાળીને દીવસે શારદાપૂજનનું વિધાન પુન જ્ઞાન, ઐશ્વર્યાદિ સંપત્તિ પ્રાપ્ત થવા અર્થે કરેલું છે તે આ રીતે સહેતુક છે એમ સ્પષ્ટ સમજાય છે

" અમાસની રાત્રિ, પડવેનું વહાણું.

સપરમે દહાડે, સબરસ સબરસ." એમ બોલતા નાના છોકરાઓ પાછલી રાતના ઉઠીને સબરસ વેચવા ફરે છે સબરસ એટલે મીઠું મીઠું એ જો કે ક્ષાર હોવાથી ખારૂં લાગે છે તો-પણ અન્નમા મિષ્ટતા લાવવાનો તેમા ગુણ હોવાથી તે મીઠું કહેવાય છે મધુર, અમ્લ, લવણ, કટુ, કષાય અને તિક્ત એ ષડ્ રસમા લવણ એટલે મીઠું તે સર્વોપરિ રસ મનાયેલો છે. અન્નની ખરી મિઠાશ મીઠાથી જ આવે છે. આંબાને મિઠાશ લાવવાને મીઠાનું ખાતર નાંખવામા આવે છે કેરીના રસમાં સરાશ લાવવાને મીઠું જ વપરાય છે મળને ગાળી નાખવાનો અને વિષમય જંતુઓનો નાશ કરવાનો તેમાં ગુણ રહેલો છે વાગ્યાથી કચ્ચર થયું હોય તો મીઠું લસોટી ભરવાથી, તેમ મીઠાની પોટલીનો શેક કરવાથી આરામ થાય છે. મીઠા વિનાની રસોઇ મોળી અથવા નિર્માલ્ય ગણાય છે, તેમ નરમ સ્વભાવવાળો નિર્બળ માણસ પણ ઉપચારથી મીઠાવિનાનો અર્થાત્ મોળો ગણાય છે આ રીતે ખાવાપીવામા, ચોપડવામા, શેકવાના એમ સ્વાદમાટે તથા ઔષધ તરીકે તેનો ઉપયોગ થતો હોવાથી મીઠાને સર્વ રસમા શ્રેષ્ઠ ગણ્યો છે, અને તેથી વર્ષના આરંભને દિવસે "સબરસ" વેચવાથી સર્વ જાતના વ્યાપારધંધામાં રસકસ આવવાથી લાભ થાય છે એમ મનાય છે વળી નવા વર્ષને દિવસે પ્રાતઃકાળે વહેલા ઉઠીને સ્નાન કરીને દેવપૂજાદિ કરી માતાપિતા આદિ કુટુંબના વડિલ વર્ગને નમસ્કારવિધિ કરી તેમના આશિર્વાદ મેળવવામા આવે છે અન્ય સ્નેહી સ્વજનો પરસ્પરને ભેટે છે, નોકરો પોતાના ઉપરીને સલામ કરવા જાય છે, આ દિવસે પોતપોતાની વૃત્તિ પ્રમાણે પોતાની પ્રિય ગણાતી વસ્તુ અન્યોન્યને અર્પણ કરવામા માન ગણાય છે માળી પોતાના ગ્રાહકને ઘેર જઇને ફુલ આપી આવે છે, નાપિક દર્પણ બતાવે છે, વાદિત્રવાળા વાજા વગાડી આવે છે, અને આના બદલામા કઇ દ્રવ્ય મેળવે છે પરગામમા રહેલા પોતાના સ્નેહી સ્વજનોને સાલમુબારકના સુંદર કાર્ડ મોકલવામાં આવે છે વ્યાપારી સારા ગ્રાહકને જ પોતાનો માલ પહેલવહેલા જ રોકડથી વેચે છે. કાર્તિક શુદ ૫ (લાભપાંચમ) સુધીમા ધાતુનાં નવા વાસણ ખરીદી લાવવા એ શુકન ગણાય છે, અને વેપારીઓ નવા માલની ખરીદી પણ આ દિવસોમા જ કરીને આખા વર્ષમા સારો લાભ મેળવવાની આશા રાખે છે આ રીતે પોતપોતાના ધંધા રોજગારમાં આખા વર્ષમા લાભ મળે એવા હેતુથી આ દિવસે લોકો પોતપોતાની પ્રાપ્ત ક્રિયાઓ કરે છે અને આખો દિવસ આનંદમા વીતાવે છે

વર્ષાન્ત અને વર્ષારંભના દીપોત્સવના દિવસોને મુખ્ય પર્વતરીકે સ્વીકારવામાં તથા તે સમયે નિર્દોષ આનંદોત્પાદક ક્રિયાઓ કરવામા શો હેતુ સમાયલો છે તે ઉપરના વિવેચનથી સ્પષ્ટ થયું હશે. આ ઉપરાંત સૂક્ષ્મ અવલોકન કરતા તેના અંતર્ભૂત આધ્યાત્મિક રહસ્ય પણ રહેલું છે એ વિચારવું અવશિષ્ટ રહે છે.

બાહ્ય પ્રદેશમાં સ્થૂલ પ્રવૃત્તિનું સેવન કરતા સ્થૂલ આનંદને અનુભવવામાં જ કૃતકૃત્યતા નથી, પરંતુ આ કરતા ઉચ્ચ પ્રકારની પ્રવૃત્તિને આંતર પ્રદેશમાં આચરતાં ઉચ્ચ પ્રકારના નાનાવિધ સુખોને અનુભવવાને પ્રયત્ન આદરવો ઘટે છે એટલું તો સુસ્પષ્ટ સમજાય એમ છે કે સુખ એ કોઇ બાહ્ય પદાર્થનિષ્ઠ નથી પણ સામાન્ય રીતે બાહ્ય પદાર્થોના સંનિકર્ષથી અંતરમાં અનુભવાતી અનુકૂલતાનું ભાન કરતી અંતઃકરણની વૃત્તિવિશેષ છે જો તેમ ન હોય તો એક વસ્તુ એકને સુખજનક ભાસે છે તો અન્યને દુઃખોત્પાદક થાય છે, એક વસ્તુ એક કાળે સુખરૂપ જણાય છે તે, તે જ વસ્તુ તે જ વ્યક્તિને અન્ય કાળે દુઃખરૂપ લાગે છે તેમ થવું ન જોઇએ, અર્થાત્ બાહ્ય પદાર્થ અંતરમા સુખનું ભાન કરવામાં માત્ર નિમિત્તરૂપ અથવા ઉદ્દીપક હેતુરૂપ થાય છે

અંતઃકરણ ત્રિગુણાત્મક પ્રકૃતિના કાર્યરૂપ હોવાથી તેમા ત્રણે ગુણો ન્યૂનાધિક પ્રમાણમાં રહેલા છે, અને चलं हि गुणवृत्तम् એ ન્યાયે ચાંચલ્ય એ એનો સ્વભાવસિદ્ધ ધર્મ છે. હાલતા

દર્પણમા અથવા જળમા આપણા મુખનું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાતું નથી, પણ સ્થિર હોય છે ત્યારે જ યથાવત્ જણાય છે; તેમ જ મલિન દર્પણમાં આપણું મુખ મલિન જણાય છે, અને તે સ્વચ્છ થાય ત્યારે પ્રતિબિંબ પણ સ્વચ્છ સ્પષ્ટ જણાય છે, તે પ્રમાણે અંતઃકરણ જે ક્ષણે નિર્મળ અને સ્થિર હોય છે ત્યારે સુખસ્વરૂપ ચિદાત્માના પ્રતિબિંબને તે ગ્રહણ કરતું હોવાથી આ પ્રતિબિંબિત સુખનું ભાન થાય છે, કારણ કે બિંબભૂત આનંદ તો આત્માવ્યતિરિક્ત કોઈ સ્થાને નથી બાહ્ય પદાર્થ ઘણું ઘણું તો અનુકૂલવેદનીય અંતઃકરણની સ્થિરતાવાળી સ્થિતિવિશેષને પ્રકટાવે છે અને ત્યારે જ ઉક્ત આનંદનું ભાન થાય છે. જેટલો સમય ચિત્તચાંચલ્ય શમે છે તેટલો સમય સુખાનુભવ થાય છે, અને આ સુખાવિર્ભાવના હેતુરૂપ ચિત્તસ્થૈર્યને સાધવા સત્શાસ્ત્રો અનેક ઉપાયોને પ્રબોધે છે, અને મુખ્યત્વે કરીને આ હેતુને લક્ષીને જ યોગશાસ્ત્રની પ્રવૃત્તિ છે

આ જ તત્ત્વનું સમર્થન કરતા હૃદયંગમ વાણીથી યોગીન્દ્રમણિ શ્રીશંકરાચાર્ય વદે છે-

आत्माऽकंप· सुखात्मा स्फुरति तदपरात्वन्यथैव स्फुरन्ती
स्थैर्यं वा चंचलत्वं मनसि परिणतिं याति तत्रत्यमस्मिन् ।
चांचल्यं दुःखहेतुर्मनस इदमहो यावदिष्टार्थलब्धि-
स्तस्यां तावत् स्थिरत्वं मनसि विषयजं स्यात्सुखं तावदेव ॥

( शतश्लोकी )

આત્મા નિષ્કંપ અને સુખસ્વરૂપ છે, તેનાથી ભિન્ન માયા તેથી અન્યરૂપે, અર્થાત્ સકંપ અને દુઃખરૂપ ભાસે છે. આ ઉભયનું સ્થૈર્ય અને ચાંચલ્ય મનમા પરિણામ પામે છે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતા સુધી મનનું ચાંચલ્ય દુઃખના હેતુરૂપ થાય છે, અને તેની પ્રાપ્તિ થયા પછી જ્યા સુધી ચિત્તમા સ્થિરતા રહે છે ત્યા સુધી જ વિષયજન્ય સુખનું ભાન થાય છે

આ વિશ્વમાં જડ ચૈતન્યનું સર્વાંશે પૃથક્કરણ થતું સંભવતું નથી ચૈતન્યવિરહિત જડ દ્રવ્ય ઉપલબ્ધ થઇ શકતું નથી (Matter and motion are never found apart) પણ સદા સંયુક્તદશામાં જ રહે છે જડ દ્રવ્યમાં ચિત્ શક્તિની અભિવ્યક્તિનું તારતમ્ય જડચૈતન્યના ભેદનું નિયામક હોય છે. આ નિયમથી જીવ એ એક સંયોગી કાર્ય છે (Nature sleeps in stone, dreams in plant and wakes in man) પાષાણાદિ જડ દ્રવ્યમા પ્રકૃત સુષુપ્તિમા છે, વનસ્પતિમા સ્વપ્નમા અર્થાત અર્ધ જાગ્રત્ છે અને મનુષ્ય પ્રાણીમાં જાગ્રત છે, તાત્પર્ય કે ચૈતન્યાત્મા પૂર્ણાંશે માનવ તનુમાં વ્યક્ત થાય છે પામર અને વિષયી જીવોને આ સત્યનું ભાન થતું નથી, પણ મુમુક્ષુને પોતાની બદ્ધાવસ્થાનું ભાન હોવાથી, પોતે અલ્પજ્ઞ અને અલ્પશક્તિમાન્ હોવાનું ભાન હરાવી, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્માસાથે અભિન્ન થવા તે પ્રયત્નવાન થાય છે આ પ્રયત્ન અથવા સાધન અંતઃકરણના અનંત અધિકારભેદથી અનંત ભેદવાળાં છે, પરંતુ મુખ્યત્વેકરીને તેના ત્રણ વિભાગ પાડવામા આવે છે, અને તે કર્મ, જ્ઞાન અને ભક્તિ અથવા ઉપાસના માર્ગ છે આ ત્રણે પરસ્પર કેવલ ભિન્ન અથવા વિરોધી નથી પણ પરસ્પર ઉપકારક છે પ્રત્યેકમાં ઇતર ઉભયના અંશો સમાયલા છે અને ગમે તે મુખ્ય માર્ગનું અવલંબન કરનારને પરિણામે ફલ આત્યંતિકી દુઃખનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ એ એકજ છે

આ પરમાત્મતત્ત્વ अवाङ्· मनसगोचरम् । सत्यं ज्ञानमनन्तम् । विज्ञानमानंदं ब्रह्म મન વાણીથી અજ્ઞેય, સત્ય જ્ઞાન અને અનંત, વિજ્ઞાન અને આનંદરૂપ બ્રહ્મ છે, તેમ જ જેમાંથી ભૂતમાત્રની ઉત્પત્તિ થાય છે, ઉત્પન્ન થયેલા જીવે છે અને જેમાં અંતે લયને પામે છે- यतो वा इमानि भूतानि जायंते, येन जातानि जीवन्ति, यत् प्रयन्त्यभिसंविशंति ;

तद्विजिज्ञासस्वतद् ब्रह्मेति श्रुतिः । એમ કહીને જેના સ્વરૂપની લક્ષણા કરાવી છે તે તત્ત્વ સર્વ ભૂતમાત્રના આધારભૂત છે આ ભૂત પ્રપંચના ઉપાદાનકારણરૂપ આ તત્ત્વને અનેક સમર્થ વિચારકોએ અનેક રૂપે ઓળખવા પ્રયત્ન કર્યો છે દ્વૈતવાદીના મતપ્રમાણે પુરુષ અને પ્રકૃતિ એમ બે તત્ત્વોનો સ્વીકાર કરવામા આવે છે. પુરુષ કેવળ ચિતિરૂપ છે અને પ્રકૃતિ સ્વત સિદ્ધ હોઇને પુરુષને અર્થે પ્રવૃત્તિ કરે છે કેવળ જડ પ્રકૃતિ સ્વતંત્ર રીતે ક્રિયા કરી શકે એ સભવનું નથી, પરંતુ પુરુષના સબધથી જ ક્રિયાવતી થાય છે જેમ અંધ અને પંગુ સંયુક્ત થાય ત્યારે જ પ્રવાસ કરી શકે છે, એકલા નહિ, અયસ્કાન્ત મણિ લોહચુંબકની મર્યાદામાં આવતાં લોહમાં ગતિ ઉત્પન્ન થઈ તે નાના પ્રકારની ચેષ્ટા કરે છે, અને લોહના સૂક્ષ્મ અણુઓ નાના આકૃતિઓને રચે છે એ પ્રસિદ્ધ છે દૃષ્ટાંતમાત્ર એકદેશી જ હોય છે સાદૃશ્ય સર્વાંશમાં ઘટતું નથી. પણ વસ્તુસ્થિતિની લક્ષણા કરાવવાને બસ હોય છે, કેવળ ભિન્ન ધર્મવાળા પ્રકૃતિ અને પુરુષ પોતપોતાના રૂપમા પૂર્ણ જ છે અને તેથી પરસ્પરના આશ્રયની અપેક્ષા દૃષ્ટાન્તમાં બતાવ્યા પ્રમાણે નથી. કેવળ સ્વતંત્ર વિજ્ઞાનમય પુરુષના સબધથી પ્રલયકાળે લીન થયેલી પ્રકૃતિના એક દેશમાં एकोऽहं बहु स्यां प्रजायेय પ્રકારે હું એક છુ તે અનેક રૂપ થાઉં એવા શ્રી મહેશ્વરના સકલ્પથી આદિમ ક્ષોભ થઇ સર્જનના આરભ થાય છે. આવો સકલ્પ શા કારણથી થાય છે તે અતિપ્રશ્ન છે કારણ કે देवस्यैव स्वभावोऽयं आप्तकामस्य का स्पृहा-એ વસ્તુનો સ્વભાવ જ છે. કેમકે નિત્યતૃપ્ત હોવાથી તેમને સ્પૃહા હોઈ સભવતી નથી, વ્યાકૃત પરિણામને પામતી પ્રકૃતિ પ્રદેશના યથેચ્છ નિર્વાહ અને સુસ્થિતિઅર્થે તે સમયે શ્રી મહેશ્વરનું લીલાતનુ પ્રકટ થાય છે, અમર્યાદ, વિભુ, અનાદિ અને અનત પરમાત્મતત્વ આ પ્રમાણે સ્વત મર્યાદાને ધારણ કરીને એક છતાં અનેક નામરૂપથી વ્યવહરાય છે. વસ્તુત જેમ આકાશ વિભુ અને અમર્યાદ છે, છતાં ઘટની ઉત્પત્તિ થતાની સાથે તદ્ગત ઘટાકાશ એવી મર્યાદાવાળી સંજ્ઞાને પામે છે અને તેથી મહદાકાશથી ભિન્નરૂપે ઓળખાય છે તેમ સમકાળે પ્રકૃતિસ્થ ચૈતન્ય મહેશ્વર, સદાશિવ આદિ નામથી ઓળખાય છે અને તદનુસાર તેમના ગુણધર્મ ક્રિયાનો અધ્યારોપ કરવામા આવે છે

કોઇ પણ કાર્ય ઉત્પન્ન કરતા પૂર્વે તેના ઉપાદાનકારણરૂપ મૂળ દ્રવ્યને અત્યત શુદ્ધ રૂપમાં તૈયાર કરવુ પડે છે ઘટ ઉત્પન્ન કરનાર કુંભારને પ્રથમ મૃત્તિકાને કાંકરા, મૂળીઆ, ઘાસ વગેરે નિરૂપયોગી વસ્તુઓ કાઢી નાંખીને પલાળીને સ્વચ્છ કરવી પડે છે, પટ ઉત્પન્ન કરનારને રૂમાંથી કપાસ, કાંચાં, કીટી, કોતરાં વગેરે કાઢી નાંખી શુદ્ધ તાર તૈયાર કરવા પડે છે, અર્થાત સંમિશ્રિત થયેલા વસ્તુસમુદાયને વિચ્છિન્ન કરીને, ખડિત કરીને, ઇષ્ટાર્થની પ્રાપ્તિઅર્થે નિરુપયોગી વસ્તુનું પૃથક્કરણ કરી વિનાશ અથવા સહાર કરવો પડે છે, અને તે રુદ્રસત્તાનું કાર્ય છે. પ્રકૃતિના સામ્યભાવનો ભગ કરનાર આ જ્ઞાનપ્રવાન શક્તિદ્વારા શ્રી રુદ્રભગવાન પ્રકૃત દ્રવ્યનું પૃથક્કરણ કરીને શ્રી સદાશિવના સકલ્પને અનુકૂલ સૃષ્ટિ રચવાનો વેગ આપે છે (ईशानः सर्व विद्यानां, ईश्वर सर्वभूतानाम् । ऋग्वेद) પ્રતિકૂલ અણુઓનો સહાર થતો હોવાથી તેમને રુદન કરાવે છે માટે તે रुद्र કહેવાય છે (रोदयतीति रुद्र) ઋગ્વેદમાં રુદ્રને મરુત્ કહીને વર્ણ્યે છે (Tempest Winds) તોફાની પવનના પ્રચડ વેગથી મોટા શહેરનાં શહેર નાશ પામે છે, સમુદ્રમા મોટી આગબોટો અને વહાણ ઉધા પાડી તોફાની પવન જ જાનમાલની ભારે હાનિ કરે છે, રેતીના રણમાં મુસાફરોને તેજ પવન રેતીના ચક્કરમાં ઘેરી લઇ દાટી દઈ ગુગળાવીને મારી નાખે છે વનમાં મોટાં મોટા વૃક્ષોને જડ નાળમાથી તેજ પવન ઉખાડી નાખે છે, આ રીતે શ્રી રુદ્રસત્તાનાં ભિન્ન ભિન્ન કાર્યો સુવિદિત છે

શ્રીરુદ્ર ભગવાનની આતર સપત્તિ જેના તેઅત સત્ત્વ અને બહિસ્તમગુ ગુણવાળા વર્ણાય છે-અને શરીરનો વર્ણ અતરનું સત્ત્વ બહાર ઝળકતું હોવાથી શ્વેત ગણાય છે પ્રકૃતિના અધ્યા-

કૃત દ્રવ્યમાંથી પરમાણુઓનું પૃથક્કરણ થયા પછી શ્રી મહેશ્વરની ઇચ્છાપ્રધાનશક્તિ વિશ્વની અમુક પ્રકારની રચના થવાનો સંકલ્પ કરે છે, પરમાણુઓનું સંયોજન અમુક રચનાવિશેષને જન્મ આપે છે આ સંકલ્પ કરનાર શ્રી બ્રહ્મા ભગવાન્ સંકલ્પમાત્ર કરીને વિરમે છે અને તે સંકલ્પ-સંકેત ભાવના-( Design ) પ્રમાણે અવાન્તર સહાયક દેવોદ્વારા વિશ્વની સ્થૂલ રચના રચાય છે નિરંતર સંકલ્પ એ પ્રધાન ધર્મ હોવાથી બ્રહ્મા ભગવાન્ અંતર્‌બહિર્ રજસ ગુણવાળા અને તેથી રક્તવર્ણવાળા મનાય છે કેવળ સર્જનભાવના કરીને નિવૃત્ત થાય છે અને કોઈ સ્થૂલ ક્રિયા તેમનાથી થતી ન હોવાથી વેદમાં તેમને ત્વષ્ટા ( architect ) કહેવા છતાં તેમની અમુક પ્રકારની આકૃતિ-મૂર્તિ-માનવામાં આવતી નથી વ્યવહારમાં પણ એમ જોવામાં આવે છે કે ભવ્ય મહાલયો અને નગરોની કલ્પના-ઘટના-( Plans and designs ) પ્રથમ થયા પછી જ તદનુસાર રચના કરવામાં આવે છે આ રચના અથવા ઘટના શ્રી મહેશ્વરની ક્રિયાપ્રધાનશક્તિદ્વારા શ્રી વિષ્ણુભગવાનને આધીન છે પરમાણુઓનું સંયોજન થતાં નામ રૂપાત્મક દૃશ્ય આકૃતિવાળું વિશ્વ રચાય છે અણુઓને સુવ્યવસ્થિત રાખીને શ્રી મહેશ્વરના સંકલ્પનો નિર્વાહ થવા અર્થે સતત ઉદ્યુક્ત રહેતા શ્રી વિષ્ણુ ભગવાનની રક્ષક સત્તા આ સમગ્ર વિશ્વનું અને તદ્‌ગત પ્રાણીપદાર્થોનું યથાવત્ પાલન કરે છે અંતર તમસ્ અને બહિર્ સત્ત્વ ધર્મ હોવાથી તેમના શરીરનો નીલ વર્ણ ગણાય છે નીલ વર્ણનો ધર્મ સુરક્ષિત રાખવાનો છે સૂર્યના તાપ અને પ્રકાશથી નેત્રને શીતલતા અર્પી સુરક્ષિત રાખવાને નીલ-આશમાની ( Blue ) રંગમાં ચસમા ઉપયોગમાં આવે છે વાદળી રંગની શીશીમાં પાણી ભરીને સૂર્યના કિરણો તેમાં પ્રવેશ પામતાં તે જળથી જ્વર, તાપ, વાંછીનો દંશ વગેરે મટે છે એ જાણીતું છે

બ્રહ્માદિરૂપ ત્રિમૂર્ત્તિના સ્વરૂપ, ગુણ, ધર્મ આદિનો આ રીતે વિચાર કર્યા પછી વિશેષ એમ પણ જણાય છે કે વ્યષ્ટિ શરીરમાં સ્થૂલના અભિમાની વિશ્વ, સૂક્ષ્મના તૈજસ અને કારણના પ્રાજ્ઞ છે, તે જ પ્રમાણે સમષ્ટિમાં સ્થૂલના વિરાટ્ આત્મા, સૂક્ષ્મના હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા અને કારણના ઈશ્વર અભિમાની ગણાય છે આથી પર મહેશ્વર અથવા મહાશિવનું સ્વરૂપ છે અને તે જ શબલ બ્રહ્મ અથવા સગુણ બ્રહ્મ છે અને તે પ્રયુક્તમનના પુરુષસ્થાને છે [ વિશેષ સ્વરૂપની લક્ષણા તેમને સદા કાયમ બની રહેલી હોવાથી ત્યાં અખંડાનંદ અથવા સદ્જ્ઞાનંદ સિદ્ધ હોય છે નાટકમાં પાત્ર રંગભૂમિ ઉપર આવતાં રાજા અથવા ભિક્ષુકનો વેષ ભજવતી વખતે તદ્રૂપ થયેલો હોય છે, અને શૃંગાર, કરુણ, વીર આદિ રસનિષ્પત્તિ કરી શકે છે, છતાં મનુષ્ય તરીકે પોતે અમુક અમુક નામ રૂપવાળો છે એવું સહસા વિસ્મરણ થતું નથી-લક્ષણા કરતાં જ તે જાણી શકે છે, તે જ પ્રમાણે બ્રહ્માદિમાં સ્વરૂપાનુસંધાન કાયમ રહીને નાના વ્યવહાર થાય છે અને તેથી તે યુક્તયોગી કહેવાય છે તેથી ઉલટું સૂત્રધાર નાટકનું સકલ તંત્ર ચલાવતાં છતાં પોતાના સ્વરૂપનું અખંડ જ્ઞાન ક્ષણવાર પણ વિસરતો નથી, તેમ માયા-પ્રકૃતિ-પ્રદેશની પ્રાન્ત-ભૂમિઉપર સ્થિતિ હોવાથી શ્રી મહેશ્વરનો બ્રહ્મપદનો અખંડ આનંદ કાયમ રહેતાં સ્વસ્વરૂપથી કદાપિ પ્રચ્યુતિ થતી નથી.

વ્યાકૃત પ્રકૃતિપ્રદેશના અનંત બ્રહ્માંડોમાં એક બ્રહ્માંડમાં મુખ્ય આધારભૂત શ્રી સૂર્યનારાયણ છે, અને તેમાં આ નવ મહાદિ ગોળોમાં આપણી પૃથ્વીનો પણ સમાવેશ થાય છે સૂર્યમાંથી જ વનસ્પતિ અને પ્રાણીવર્ગ ચૈતન્યને પ્રાપ્ત કરે છે સૂર્યનો પ્રકાશ ન પહોંચતો હોય તેવા સ્થાનમાં વનસ્પતિ સૂકાઈ જાય છે મલિન પરમાણુઓનો નાશ કરીને વૃદ્ધિ અને બળ તેમાથી જ પ્રાપ્ત થાય છે અગ્નિ અને વિદ્યુત્ તેની શક્તિવિશેષ છે, અને અર્વાચીન વૈજ્ઞાનિકો તેના સેવનથી કેવાં અસાધારણ અને ચમત્કારિક કાર્યો કરે છે એ આ ઠામે સીમા અજાણ્યું નથી. एष वा अश्वमेधो य एष तपति तस्य संवत्सर आत्मा એમ કહીને શ્રીમદ્‌બૃહદારણ્યક

શ્રુતિ મહાકાલ અથવા મહેશ્વરરૂપ અશ્વમેધના આત્મારૂપે સંવત્સરને સ્વીકારે છે, અર્થાત્ સંવત્સરથી અમર્યાદ કાળની ગણના થાય છે, અને તેના અંગઉપાંગરૂપે ઋતુ, માસ, પક્ષ, અહોરાત્રાદિ છે

અત્રસ તેમ પાશ્ચિમાત્ય જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે આપણા બ્રહ્માંડ ( Solar system ) માં સૂર્ય એ મધ્યબિંદુ હોવાથી પૃથ્વીઆદિ ગ્રહો પોતાના ઉપગ્રહોસહિત તેની આસપાસ વર્તુલમાં ભ્રમણ કરે છે, અને ગતિના અનંત ભેદથી રાત્રિદિવસથી આરંભી કાળની ગણનામાં ભેદ પડે છે. સૂર્યમંડળમાં સૂર્ય ઇતર ગ્રહાદિની અપેક્ષાએ ગતિરહિત સ્થિર રહે છે પ્રકાશ, ઉષ્ણતા, જીવન આદિ અન્યને અર્પે છે-અને પોતે સદા પૂર્ણ અને નિર્લેપ છે—

सूर्यो यथा सर्व लोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्य दोषैः ।
एकस्तथा सर्व भूतान्तरात्मा न लिप्यते लोकदु:खेन बाह्य ॥

એ શ્રી કાઠક શ્રુતિ શ્રી સૂર્ય ભગવાનના તટસ્થ સાક્ષીપદદ્વારા લોકદુઃખથી અસ્પૃષ્ટ, સર્વ ભૂતમાત્રમાં વ્યાપક આત્મતત્ત્વની લક્ષણા કરાવે છે

પિંડ અને બ્રહ્માંડની વ્યવસ્થા એક જ પ્રકારની હોવાથી સમષ્ટિની પેઠે વ્યષ્ટિ શરીરમાં પણ ચૈતન્યનું જ્ઞાપક ચિન્હ સૂર્યનું અગ્નિ રૂપ ભિન્ન તત્વ છે જડથી ચૈતન્ય વિવિક્ત કરવાને, સચેતન અને અચેતન ઓળખવાને મુખ્ય સાધન ઉક્ત અગ્નિની ઉષ્ણતા છે, અને આ અગ્નિની મુખ્ય અભિવ્યક્તિ એ પ્રાણવાયુથી છે પ્રાણતત્વના સ્પંદનવિના અગ્નિનો આવિર્ભાવ થતો નથી ભૌતિક ઉત્પત્તિક્રમમાં પણ आकाशाद्वायु वायोरग्नि —એમ કહી પ્રાણતત્વને જ ચૈતન્યની અભિવ્યક્તિનું મુખ્ય સાધન માન્યુ છે—प्राणा वै यशो वीर्यं, तत्प्राणेषूत्क्रान्तेषु शरीरं श्वयितुमध्रियत ( बृहदारण्यक ) આ પ્રાણતત્વના પ્રભાવથી જ યશ, બળ આદિ સંપત્તિ પ્રાપ્ત થાય છે અને તે નીકળી જતાં શરીર ફુલીને તેના અણુઓ વિશીર્ણ થાય છે પ્રાણની સ્પંદરૂપ ક્રિયાથી જ ગર્ભમાં આત્માનો આવિર્ભાવ અનુભવાય છે ચૈતન્યની પ્રતીતિ અને સદ્ભાવનું જ્ઞાપક ચિન્હ એ કેવળ પ્રાણ જ છે. સચેતન શરીરોમાં સર્વથી પ્રથમ પ્રાણ પ્રવેશે છે અને સર્વથી અંતે પ્રાણનું ઉત્ક્રમણ થાય છે અગ્નિની ઉષ્ણતા શરીરમાંથી જતી રહ્યા છતાં ચેતન પારખું જાય છે " પ્રાણ ઉપર આરૂઢ થઈ, જે ક્ષણ ત્યજાતું આ ધામ, " એમ શ્રીમુખે પ્રસિદ્ધવાણીનિવાસમાં પ્રાણતત્વદ્વારા લિંગ શરીરની લોકાન્તરમાં ગતિ થવાના નિયમને સ્ફુટ કર્યો છે સમગ્ર બ્રહ્માંડમાં પ્રાણતત્વ અનુસ્યૂત રહેલું હોવાથી પિંડ બ્રહ્માંડથી એકતા પણ તત્વ દ્વારા સાધવા સત્શાસ્ત્ર પ્રબોધે છે

યથાનિયમ પ્રવૃત્તિ કરવાથી જેમ સમષ્ટિમાં વિરાટ પ્રજાપતિનું શરીર સુસ્થિર રહે છે, તેમ વ્યષ્ટિ શરીરની સુસ્થિતિ સચવાવા અર્થે વિરાટ આત્માને અનુકૂલ રહીને વર્તવાની અપેક્ષા રહે છે વૈદ્યશાસ્ત્રના ઔપચારિક પ્રયોગો પ્રકૃતિ (Nature) ને અનુકૂલ રહીને જ શરીરની સ્થિતિ સાચવવા, વિશ્રાંતિ આપી નિરામય થવા અર્થે કુદરતને કામ કરવા દેવાના આશયથી જ નિર્મિત થયેલા હોય છે કુદરતની સાથે અત્યંત અવિરોધિપણે (Line of least resistance ) રહેવામાં સુખ સમાયેલું છે તેથી પિંડગત પ્રાણનું બ્રહ્માંડગત પ્રાણસાથે સામ્ય સાધી ગુરુપ્રદત્ત યુક્તિવડે એકતા અનુભવવાથી અખંડ, અનાદિ, અજરામર, આનંદઘન, પરમાત્મતત્વનો અભેદ સાક્ષાત્કાર અનુભવાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સૂર્યમંડળના મધ્યબિંદુ અને કેન્દ્રસ્થાનભૂત શ્રીસવિતાનારાયણની આસપાસ ફરતી પૃથ્વી પોતાની ધરી ઉપર ચોવીશ કલાકમાં ફરી રહે છે, તેથી રાત્રિ દિવસ થાય છે સૂર્યના ઉદયાસ્તસમયથી દિવસ તથા રાત્રિ થાય છે એમ વ્યવહારમાં કહેવાય છે તે સર્વાંશે સત્ય નથી પૃથ્વીનો ગોલાર્ધ સૂર્યસન્મુખ હોય ત્યાં પ્રકાશ હોય છે તેથી ત્યાં દિવસ ગણાય છે. તે જ

# कार्यसिद्धिना अंते थतो आनन्द.

[ અનુવાદક—વાડીલાલ કાળુભાઇ સંઘવી ]

---

કોઇ પણ કામ સફળતાપૂર્વક કરવાથી આનન્દ થાય એ સ્વાભાવિક છે શરૂ કરેલ કામ પૂર્ણ થવાથી હમેશા સુખ અને શાન્તી મળે છે જ્યારે મનુષ્ય પોતાના કર્તવ્યથી મુક્ત થાય છે, ત્યારે તેનું હૃદય હલકુ અને મન પ્રસન્ન થઇ જાય છે, એમ સન્ત પુરુષનું કહેવુ છે, કામ ભલે નજીવું હોય પણ જો તે તન–મનથી કરવામાં આવે તો સંતોષ પ્રાપ્ત થાય છે

કામથી ડરનાર માણસ સર્વથી દુ ખી સમજવો! જે આવશ્યક કામમાં પરિશ્રમ અને ઉદ્યોગની જરૂર છે, તેથી દૂર રહેવામાં સુખ અને આનન્દ સમજનારનું ચિત્ત હમેશા વ્યાકુળ અને ચચળ રહે છે તે પોતાની આન્તરિક લજ્જાના ભારથી દબાયલો રહે છે, અને મનુષ્યત્વ અથવા પુરુષાર્થને ગુમાવી બેસે છે જેઓ પોતાની યોગ્યતાનુસાર કામ કરતા નથી તેમને તેમની મરજી પ્રમાણે વર્તવા દો એમ કારલાઇલનું કહેવુ છે. જે માણસ પોતાના કર્તવ્યાનુસાર વર્તતા નથી, જે પોતાની પૂર્ણ શક્તિનો ઉપયોગ કરતા નથી, તેઓ પ્રથમ આચરણથી અને છેવટ શરીર અને દશાથી ભ્રષ્ટ થાય છે, એ નૈતિક નિયમ છે જીવન અને કર્તવ્ય સમાનાર્થક છે જે પ્રમાણે મનુષ્ય દૈહિક અથવા માનસિક અધ્યવસાયથી દૂર જવાની કોશિશ કરે છે, તે પ્રમાણે તેના નાશનો આરભ થાય છે

જે મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે માનસિક અથવા દૈહિક પરિશ્રમથી પોતાની ફરજ બજાવે છે, તેના પુરુષત્વની હમેશા વૃદ્ધિ થયાં જ કરે છે.

એક બાળક કે જે પોતાના તમામ પાઠ બરાબર વાંચી લીધા પછી કેવો ખુશ મીજાજ રહે છે ?

જેણે પોતાના શરીરને કેટલાય મહિના અથવા વર્ષો સુધીના પરિશ્રમથી બળવાન બનાવેલ છે, તે પહેલવાન [illegible] છે જ્યારે તે અખાડામાંથી [illegible] આનદ સહિત ઘર તરફ પાછો ફરે છે, ત્યારે મિત્રોની વધાઇથી તે ગદ્‌ગદ્‌ થઇ જાય છે વર્ષો સુધીના કઠિન પરિશ્રમથી વિદ્યા પ્રાપ્ત કર્યાં બાદ વિદ્યાર્થીનુ હૃદય આનદથી ઉભરાઇ જાય છે. વ્યાપારી લોકો પોતાની મુશ્કેલીઓ અને અડચણોને નફો પ્રાપ્ત થયે જતી કરે છે, અને ગૃહસ્થ મુશ્કેલીથી પ્રાપ્ત કરેલ પૈસાથી જમ્યા બાદ પૂર્ણ સંતોષ માને છે.

સંસારિક અથવા આધ્યાત્મિક સર્વ કામ, મનુષ્યના પરિશ્રમનો બદલો સફળતાના રૂપમાં આપે છે. આધ્યાત્મિક ઉદ્દેશ પૂર્ણ થવાથી જે આનદ થાય છે, તે સત્ય, ગભીર અને ચિરસ્થાયી રહે છે. જ્યાર પોતાના આચરણના કોઈ પણ દોષને સસારની સન્મુખ રાખે છે, ત્યારે તેને અસીમ આનન્દ થાય છે જે ધર્મપ્રેમી સજ્જન સદાચરણના નિયમ બનાવવાના પવિત્ર કાર્યમાં જોડાયલા રહે છે તે આત્મશાસનની પ્રત્યેક સીડીપર અપૂર્વ આનન્દ લૂટે છે તે આનન્દ તેના જીવનની સાથે છે પરતુ તેના આધ્યાત્મિક સ્વભાવનો તે એક મુખ્ય ભાગ જ છે.

જીવન યુદ્ધમય છે–બાહ્ય અને અભ્યંતર બન્ને દશાઓમાં મનુષ્યે યુદ્ધ કરવુ આવશ્યક છે.

સંસારમાં પોતાની સ્થિતિ બનાવી રાખવી એ જ પ્રયત્ન અને સફળતાનો એક ક્રમ છે. મનુષ્ય સમાજનું એક લાભદાયક અંગ બની રહેવું, તે બાહ્ય પ્રાકૃતિક તત્વોથી અને અભ્યંતર ધર્મ અને સત્યના દ્રોહિયોથી સફળતાપૂર્વક લડવાની શક્તિપર અવલંબીત છે.

મનુષ્યનો એવો એક પ્રાકૃતિક સ્વભાવ છે, કે તે હમેશા સારામાં સારી ચીજો, ઉચ્ચ કામનાઓ અને મોટા મોટા ઉદ્દેશોને પ્રાપ્ત કરવામાં જોડાઇ રહે છે તેને પ્રાપ્ત કરી લેવામાં જ મનુષ્યને આનન્દ થાય છે. જે શીખવાને માટે તત્પર રહે છે, જાણવાને અભિલાષી છે, તે પ્રયત્ન કરવાથી અવસ્ય જાણીતો થાય છે, અને અનુપમ આનન્દનો અનુભવ કરે છે.

શરૂઆતમાં નાની નાની ચીજની પ્રાપ્તિ માટે, પછી મોટીને માટે, ત્યાર બાદ તેથી પણ મોટીને માટે મનુષ્યે અવસ્ય પ્રયત્ન કરતા રહેવું જોઇએ અને તે પ્રયત્ન જ્યાં સુધી સર્વથી શ્રેષ્ટ પ્રયત્ન બરાબર ન બને ત્યાં સુધી બરાબર શરૂ રાખવો જોઇએ. છેવટે તેમાં સત્યને માટે પ્રયત્ન કરવો જોઇએ, જેમાં સફળતા મળે તે પૂર્ણ આનન્દ પ્રાપ્ત કરશે.

જીવનનું મુખ્ય પ્રયત્ન છે, પ્રયત્નનો ઉદ્દેશ સફળતા છે, અને સફળતા આનન્દનું મુખ્ય સાધન છે જે મનુષ્ય વિના સ્વાર્થ સફળતાનો આનંદ ઉઠાવે છે, તેને ધન્ય છે।

(મહેન્દ્ર)



## वैद्यक प्रयोगो.

( લેખક–આર્યવૈદ મયારામ સુંદરજી )

### મધુર સુદર્શન ચુરણ.

આંબળાં હરડાં; સુંઠ, મરી, પીંપર. ગળો, નિંબ પત્ર, પીતપાપડો–ખડસળીઓ, મોથ, ઇંદ્રજવ, અતિવિષ, વાળો, વજ કાકચીઆનાં મીજ; ચંદન દેવદાર, કાળીજીરી, તે બરાબર કરીયાતાની પાઉડીને કઠુંસો, એ સર્વનું બારીક ચુરણ કરવુ તેમાંથી સાંજસવાર ાા ભાર ાા ભાર લેવુ, તેથી સર્વ તાવ અને તેથી થએલી ઉપદ્રવ એ સર્વ મટી જાય છે એક સાતું લેવામાં રાખવુ થડા પાણીથી ફાકી ઉતારવી.

### વાયુ શર્દી વિનાશકલેપ.

રાઇ, સરગવાના મુળ, ધતુરો, વછનાગ, સારોડી એરંડમુળ, સુખડ, દેવદાર તેલીઓ, ને કપુરકાચની, કપુરને તલ એટલાં વાનાં બહુજ બારીક જાસમાં વાટીને વાએ રહી ગએલ ભાગમાં નિત્ય ચોપડે છે તેથી સર્વ જાતના વાયુ, શર્દી, ઉનટી, ગડીયું, દુખાવો, વેદના એ સર્વ આરામ પામે છે સંધી વા, કડનો વા, માથાનો દુખાવો એ સર્વ મટે છે. ચસક બંધ થાય છે આ ઉપાયમાં વછનાગ છે તેને બદલે કોઇ વાળો નાખે છે, અને કોઈ તો બઉને બદલે અફીણ નાખે છે, અને કોઈ તો આ લેપને બદલે થોર ચીરટેજ વાએ રહી ગએલ ભાગ ઉપર લગાવે છે આથી જરા જરા ભાગ બળે, તેની ચિંતા નહીં. પણ તડતડી જાય તો પછી આ લેપ ન કરવો. આરામ થશે. ઉપર પછી ઘી લગાવવું.

### ધાધર ઉપર લેપન [ સદ્ય છે ]

ગંધક, રાળ, સાકર, ટંકણખાર ને ગુગળ તથા ભીલામાનાં ડીટીઆં એટલાં વાનાં સરખે ભાગે લઇ વાટી, લીંબુના રસમાં ચોપડ કરવો. એટલે ત્રણ લેપમાંજ ધાધર મટે છે જેમ બહુ જ બારીક વટાય અને ધાધર સાબુવડે ધોઇ તાજી કરીને લગાવાય, તેમ વીશેષ ફાયદો ધાધર ખોલવી નહી. ખરજવા ઉપરે પણ ગુણ કરે છે. ખસ મટે છે, ખસને તેલમાં ઘુંટીને ચોપડવામાં એવુ ઉપાય સારો છે

### પારદ મલમ વિચર્ચીકા ઉપર.

પારો ૧ ભાગ, ચાક બે ભાગ, એરડુ ઘી ૪ ભાગ તેને ત્રણ કલ કરવું મરદન કરવુ તેમાં જોઇતું ઘી ઉમેરવુ તે આછુ ચોપડવાથી ખર્જવુ ધાધર ને ખસ તથા બીજા ચામડીના દર્દ જુઓ સવા, એ સર્વ મટે છે વિસ્ફોટક ચાંદી દુર થાય છે.

### કેશકલ્પ–કેશકાળા થવાનો ઉપાય

હીરાકસી, મોરથુથુ, ફટકડી, એક એક ભાગ, હરડાં બે ભાગ, આંબળાં ૨ ભાગ, કાટાળુ માયુ ૨ ભાગ, ગળીના પાંદડાં ૬ ભાગ, તે સર્વને બહુજ બારીક વાટી તેની સોગઠી વાળી લેવી તેમાંથી ઘસી ધોળા કેશને લગાડવાથી તે શ્યામને સદઢ થાય છે ધોળા કોઢ ઉપર લગાડવાથી ફાયદો થાય છે. શ્વેત કુષ્ટ ઉપર બીયો શીશમનો છાડીઆં બાવચી એ ગંધક સહીત લગાડતાં ફાયદો થાય છે ખરછાલ, આંબળાનો ઉકાળો બાવચી ચુરણ ૪ વાલ નાખી પીવાથી શ્વેત કુષ્ટ મટે છે

### आरोग्यता संरक्षक साधन

पक्षेच वमनं कुर्यात् । मासे मासे विरेचनं
नस्यं त्याग्नी मासेस्मी । षष्टे षष्टे प्रमोक्षण ॥
सप्तान्हे घृत पानंच । पक्षे पक्षे चलंघनं ॥
अर्पं विधाने मनुषि । आरोग्य प्रभयास्थिरा ।

### શીળસ ઊપર

સરપંખો, રણધોકલો, રાતી સારોડી, ભાંગ, અરણી, કાળીપાટ, કડવું ઇંદ્રાવણું, કરઢીયુ, બાજવણી, બાટ, એમાંથી કોઇનુ પણ મુળ તીખા સાથે જરા જરા બે ત્રણ દિવસ પીવાથી શીળસ મટે છે

### હરેક તાવ ઉપર

महाजमनुश चे भाग फोड्मन एक भाग पम मेळवीने तेमाथी ९ नयमेन ताय आवया अगाउ अर्धे पोरे के पा पोरे દહી સાકરમા ભેળવી देवाथी चे त्रण वारामा सर्व टाढीआ ઉનીઆ ताव जाय छे. પથ્ય દહી ભાત, ખીર દુધ

# गुरु गोविंदसिंह.

( અનુસંધાન ગતાંકથી )

ગુરૂજીને આથી દુખ થયું કારણ કે તે જાણતા હતા કે આપણો વિજય છે જો આ રીતે પાંચ દસ દિવસ કહાડી નાંખવામાં આવે તો મુસલમાનોને ઘેરો ઉઠાવવો જ પડશે પરંતુ માતાજીના બોલવાથી તેમણે શિખોને બોલાવી કહ્યું કે જે શિખોને પોતાનો જીવ બચાવવો હોય ને જવું હોય તેમણે બેધાશક જવું અને આ દસ્તાવેજ ઉપર સહી કરતા જવું આથી ઘણા ગુરૂનો ત્યાગ કરી ગુરૂશિષ્યનો સંબંધ તોડવા ખુશી થયા ઘણા સાચા સેવકો તો ગુરૂની સાથે જ અડગ રહ્યા તે વીરસિંહ પુત્રો કહેતા કે ગુરૂની સાથે મરવું એ જીવતા કરતાં પણ વધુ મૂલ્યવાન છે તે પછી માતા ગુજરીએ જે જનાર શિખો હતા તેમને કહ્યું કે—"તમે ભલે જાવ અને ગુરુ ગોવિન્દની સ્ત્રી અને પુત્રોને પણ સાથે લેઇ જઇ કોઇ સારા સ્થળે મૂકજો.' ગુરૂજીએ પોતાની આજ્ઞાની વિરૂદ્ધ વર્તનારને એટલું જ કહ્યું કે —'જે માર્ગનું ગ્રહણ કરવામાં આવે છે તે માત્ર આત્મઘાતક માર્ગ છે. તેનાથી દુખ જ મળશે. જો તમે બે ત્રણ દિવસે દુખ સહન કરી લીધું હોત તો દુખનો અંત પ્રતિષ્ઠાને પૂર્ણ સુખ સાથે આવત.

ગુરૂજીની વાત કેટલાક શિખોએ અને માતા ગુજરીએ પ્રથમથી જ વિપરીત માની લીધી હતી. શીખો જવાને તૈયાર થયા, સ્ત્રીઓ અને બાળકોની તૈયારી થવા લાગી. જેટલી મિલ્કત લેવાય તેટલી લઇ સ્ત્રીઓ રથમાં બેસી ગઇ ગુરૂના લાડલા અને અન્ય વિશ્વાસપાત્ર યોદ્ધાઓમાંથી કેટલાક રથની આગળ રહ્યા ને કેટલાકે પાછળ ચાલવા માંડયું જમણી બાજુ ગુરૂદેવ જાતે અને તેમના કેટલાક મહારથી લોકો રહ્યા. આ રીતે સ્ત્રીઓના રથનું રક્ષણ કરતા શિખોએ વ્યવસ્થા સાથે પ્રસ્થાન કર્યું જ્યાં તે લોકો ગઢની બહાર નીકળ્યા કે દેશદ્રોહિ પહાડી રાજાઓના કહેવાથી દુરાચારી મુસલમાન સેનાધ્યક્ષોએ શિખો ઉપર હુમલો કરવાનો હુકમ આપ્યો અને મુસલમાની સેનાએ મારા કરવાની શરૂઆત કરી આથી શીખોએ પણ પોતાની તલવારોથી સામો ઉત્તર વાળ્યો રાજકુમાર અજીતસિંહે આગળ આવી મોરચો લીધો જેથી કેટલાક વખત સુધી તો મુસલમાની સેના આગળ આવી શકી નહિ અને ગુરૂગોવિન્દસિંહ ,સ્ત્રી અને બાળકોનું રક્ષણ કરતા કેટલેક ગાઉ દૂર આગળ નીકળી ગયા પણ મુસલમાની લાખો સૈનિકો આગળ મુઠ્ઠીભર શિખોને રણભૂમિ છોડવી પડી કેટલાક શિખો માર્યા ગયા, કેટલાક ઘાયલ થયા, થોડા નાસી ગયા, પણ માર્ગમાં પહાડી રાજાઓએ કેટલાકને મારી નાંખ્યા ગુરૂગોવિન્દદેવ અને બીજા થોડાઘણા સાથેના શિખો ચામ્કોરની તરફ ગયા. રસ્તામાં સિરસ્તા નદીમાં પુર આવવાથી તે ઓળગી શકયા નહિ. અને તેવામા પાછળથી મુસલમાની સેના આવી પહોંચી, યુદ્ધ કરવાનું સંભવ જોતાં યોગ્ય ન લાગવાથી ગુરૂગોવિન્દસિંહ પોતાના બે કિશોર પુત્ર અજીત અને જુઝારની સાથે નદીમાં ઘોડા નાંખી નિર્વિઘ્ને પાર નીકળી ગયા તેમની બન્ને સ્ત્રીઓ પુરૂષના વેશમાં પૂર્વ દિલ્હી તરફ ચાલી ગઇ. અને ત્યાં એક જવાહરસિંહ નામના શિખનું શરણ લીધું. માતા ગુજરીએ બે નાનાસિંહ—બાળક જોરાવર અને ફતેસિંહ સાથે એક ગુફામાં સતાઇ જઇ પોતાના પ્રાણ બચાવ્યા.

માતા ગુજરીની સાથે પુરોહિત ગંગારામ કરીને એક બ્રાહ્મણ હતો. તે ગુરૂસાહેબના ઘરનો જુનો નોકર હોવાથી વિશ્વાસ પાત્ર હતો. તેણે માતાગુજરી અને બંને બાળકોને પોતાના ગામ ખેરીમાં લઇ જઇને પોતાના ઘરમાં શરણ આપ્યું. માતાજીએ સઘળો સામાન, જેમાં ઘણું ધન, વસ્ત્ર, રત્નો, ઘરેણાં હતા તે સુરક્ષિત રાખવાને માટે ગંગારામને સોપ્યા કારણ કે તેના સિવાય બીજું કોઇ સાચવનાર ન્હોતું. ગંગારામે ધનના લોભથી આ બધુ ધન સતાડી દીધુ અને સવાર થતાં તો ચોરી થયાની બૂમ પાડી.

માતા ગુજરી આખી રાત જાગી ન્હોતી. કોઇકને વૃદ્ધાવસ્થામાં સ્વભાવથી જ ઉંઘ ઓછી હોય છે અને તેમા વળી બાળકોને ધનની ચિંતા અને દર વખત તેને શત્રુના આવવાના ભણકારા થતા તેથી ઉંઘ શાની આવે? તેણે ગંગારામને આમ કહેતો જાઇ સરળભાવે કહ્યું—"બેટા તું અમારા ઘરનો જુનો નોકર છુ. હું આખી રાત ઉંઘી નથી, અહીં કઇ ચોર આવ્યા નથી, હા તું તો ચાર પાંચ વખત રાત્રે આવ્યો હતો, આથી નાહક ચોરીનો શોર બકોર કરવો એ મિથ્યા છે ચોર આવત તો, મને અવશ્ય ખબર પડત જો કોઇ મુસલમાન સાંભળશે તો મારાં બાળકોનાં જીવ જશે. અને લાભ કંઇ નહિ થાય મને ધનની પરવા નથી તું ખા ને ખુશી રહે મુગલાની પાસે જાય તેના કરતા આ ધન તારી પાસે રહે એ ઘણું સારૂં છે તું અમારો પોતાનો છે કંઇ પારકો નથી માટે ચુપ રહે ને મિથ્યા ઘોંઘાટ કરી લોકો ભેગા ન કર. જો મારૂં કહેવુ માન, મને કોઇ ઓળખી જશે તો મારા બાળકો માર્યા જશે"

આ સાંભળી પરાજ ભોગી પુરોહિત પુત્ર દયાને બદલે ક્રૂરતા વ્યાપી ગઇ તેણે કહ્યું, વાહ, મે તમારા પ્રાણ બચાવા ઘરમાં રાખ્યા ને ચાકરી કરી તેનો બદલો કે, મારે માથે ચોરી મૂકો છો? આમ કહી તેણે તેમને મુસલમાન અધિકારીને સોંપી દીધાં.

એ અધિકારીઓએ તે બાળકોને વૃદ્ધ માતાજી સાથે સરહિન્દના ભોગ પતિ વજીરખાંની પાસે મોકલી દીધા તે દુષ્ટ નિર્દયી એ મુસલમાની ધર્મ શિક્ષાના પ્રતાપથી તે પાંચ ૭ વર્ષના બાળકોને પોતાના આજ્ઞા કહી સંભળાવી કે—જુવો, કાફરો તમે કલમો પઢીને સાચા ધર્મ ઇસ્લામ પર ઇમાન રાખો નહિ તો પ્રાણદંડના સ્વિકાર કરો તે સિંહ શાવકોએ ઉત્તર આપ્યા કે અમને મૃત્યુ જ વધુ પ્રિય છે

વજીર તેમને અનેક પ્રકાર શારીરિક કષ્ટ આપ્યુ અને સતાવ્યા છતા તેમણે ન માનવાથી હુકમ કર્યો કે તેમને જીવતા જ ભીતમાં ચણી દો આ રાક્ષસી આજ્ઞાનુ પાલન સધર્મી મુસલમાનોએ હર્ષથી કરવા માંડ્યુ જ્યારે ભીત ચણાતાં કાન સુધી ચણાઇ ત્યાર ફરી મહમ્મદી ધર્માવલમ્બી વજીરખાએ સરહિન્દના ભોગ પતિને કહ્યુ કે—"જુવો હવે પણ કલમો પઢીને ઇસલામ કબુલ કરો કે જેથી તમારા પ્રાણ બચે. અમારૂં કહેવુ માનો અમે તમને સાચી સલાહ આપીએ છીએ. મુસલમાની ધર્મ જ સાચો ધર્મ છે"

ગુરૂપુત્ર રાજકુમાર જોરાવરસિંહે કહ્યુ —'એમ બને? અમે ગુરૂગોવિન્દસિંહના પુત્રો છીએ. અમને મોતનો શુ ડર બતાવો છો?' હિન્દુ જાતને માટે નાનાભાઇ ફતેસિંહે કહ્યું કે—'અમે જરૂર પ્રાણને હોમીશુ. આ રક્ત દ્વારા આર્યાવર્તના સાથે જે અન્યાય અને અત્યાચાર થયા છે તેનો બદલો લેવાશે. હે દુષ્ટ! તું તારી રક્તના પ્યાસ બુઝાવી લે, જુવે છે શુ?"

આ બાળકોની વાર્તામાં સત્યતા, વીરતા, દેશ ભક્તિ અને ઇશ્વર શ્રદ્ધા હતી કઠોર હૃદયનો વજીરખાં જેવા મુસલમાન પણ એકવાર શાંત થઇ બાળકોના મો સામુ તાકી રહ્યો. એટલામા મલિરકોટલાના હાકમે વજીરને સમજાવીને કહ્યું કે આ બાળકોનો વધ કરવો એ

નિર્દયતાનુ કામ છે, અને સસારમા અપકિર્તિ થશે. આપ તેમનો વધ ન કરો! પરંતુ તેવામાં વજીરના મુસાહેબ આવા એક સાચો ક્ષત્રી એનકાબને ફરી પોતાનો વિચાર દઢ કરવાને કહ્યું, આ બાળકોને છોડવા એ ઠીક નથી આથી વજીરખાં જાતે ધર્મ પાલન કરવાને તૈયાર થયા. અને તેવામા પેલા બ્રાહ્મણે પણ રહી સહી પૂરી કરી

જલ્લાદોએ પાપીષ્ટના મુખમાથી ' મારો ' શબ્દ નીકળતા જ બાળકોના માથાં ધડથી જુદાં કરી દીધાં. આથી પ્રજા વર્ગમા–હિદુ અને મુસલમાન સર્વમાં આ નિર્દયતાના દશ્યને જોઇ દુ ખ થયું વજીરના ઉપર તિરસ્કાર છૂટ્યો અને નગરમા હાહાકાર વર્તાઇ ગયો જ્યારે આ ખબર ચાર માતા ગુજરીને મળ્યા ત્યારે તેણે જાણ્યુ કે ગુરુની આજ્ઞાને પુત્ર સમજીને ન માનવાથી આ પરિણામ આવ્યું તેમણે દુ ખ અને આન્તરિક શોકથી કારાગારના કોટ ઉપરથી નીચે પડી પ્રાણનો ત્યાગ કર્યો. આ સમાચાર દેશમાં બધે ફેલાઈ ગયા. અપૂર્ણ.




( દર્શાવનાર—આર્યવૈદ મયારામ સુંદરજી )

નીચે પ્રમાણે વૈદ કે વૈદક ઉપાય કરાવનાર જો વૈદ્યપ્રત્યે-તેના અર્થ જાણવા પૂછે છે તેવે ઊલટ પ્રશ્ન પૂછશે અને જો તેના ઉત્તર કુશળ શાસ્ત્રીવૈદ પાસેથી જાણ્યા પ્રમાણે તેના ઉત્તર આપે તો જાણવું કે તે ઉટવૈદ નહિં પણ આયુર્વેદ જાણનાર આર્યવૈદ છે. અને તેમ કુશળ વૈદ્યની પાસે રોગોપચાર કરવાથી હાની ન થતાં રોગ મટાડવાનો ફાયદો મેળવી શકાશે

૧. આર્યવૈદકની ઉત્પત્તિ પ્રથમ કેનાથી થઇ ?

૨ આર્યવૈદકના બ્રહત્રયી ગ્રથ કયા અને લઘુત્રયી ગ્રથ ક્યા ?

૩ શલ્યચિકિત્સા અને કર્ષણ ચિકિત્સામાં શું ભેદ છે ?

૪ વાયુ, પિત્ત ને કફના કેટલા પ્રકાર ભેદ છે ?

૫. આદાન, નિદાન અને ચિકિત્સા કોને કહે છે ?

૬. સાધ્ય, કષ્ટ સાધ્ય ને અસાધ્ય રોગ કેમ કહેવાય ?

૭ નવ મહાવિષ અને ઉપ્રી ૯ ઉપવિષ કેને કહે છે ?

૮. નિરૂહણ, અનુવાસન અને સ્નેહન બસ્તીમાં ભેદ શું ?

૯ ઓષધોના દીપનપાચનાદિ ગુણ ભેદ કેટલા છે ?

૧૦ આંખને માટે લેખન, તર્પણ વિગેરે કેટલાં અંજન ભેદ છે ?

૧૧ રસાયન ઔષધી કેવા ગુણવાળા દવાને કહે છે ?

૧૨. કાસ, શ્વાસ અને હિક્કાનો પ્રાકૃત નામ શુ છે ?

૧૩. આશ્ચોતન, પ્રતિસારણ ને પ્રક્ષેપન શેને કહે છે ?

૧૪. અવપીડન, અવપાટન અને પ્રસમનમાં ભેદ શું છે ?

૧૫. પંચમૂળ, દશમૂળ, ત્રુપણ, પંચોષણ, પચતિક્ત પંચાંગ, ત્રિસુગંધી, અષ્ટવર્ગ કેવી ઔષધીને કહે છે ?

૧૬. ઔષધીનું વીર્ય, વિપાક, પ્રભાવ આદિના ગુણુમાં શુ ભેદ છે ?

૧૭ કલ્પ એટલે શુ ? અનુપાન એટલે શુ ? અને માત્રા એટલે શુ ?

૧૮. રોગના નામની નામાવળી માધવમાની ગોઢે છે ?

૧૯ ઉર્દ્ધનળીકા યત્રથી શું શુ ઔષધીકાય થાય છે ?

૨૦ ભુધરયત્ર, દોલાયત્ર, કચ્છપયત્ર કેવી રીતે હોય છે ?

૨૧ ધનુર્વાયુ, આક્ષેપકવાયુ, અને ઝેરોચવાની ખેંચ ( મોટા વજનથી થાય છે ) તેમાં શું ભેદ હોય છે ?

૨૨ અષ્ટિલા, તુની અને પ્રતિનું રોગ પ્રાકૃતમાં શેને કહે છે ? તેનાં પ્રાકૃત નામ ન હોય તો તેનો પ્રકાર સમજાવો ?

૨૩. સુવર્ણમાક્ષિક એ શું છે ? તથા તેને શોધ મારે છે કે કેમ ?

૨૪ જળોદર–સોજામાં મીઠુ નખાવુ તેનું શુ કારણુ ?

૨૫. મનુષ્યની પ્રકૃતિ કેટલા પ્રકારની હોય છે ?

ઇત્યાદિ આવા આર્યવૈદકના પ્રશ્નો કરવાથી તેના ખરા ઉત્તર શાસ્ત્રોયવૈદ્ય પ્રમાણે ન આપે તો જાણવું કે ભાઇઞધ શાસ્ત્રીયવૈદ્ય નથી પણ મોટા દભી ઉંટવૈદ–અપદ છે અને એવા પાસે રોગ ઉપાય કરાવવો તે મોત વેચાથી લેવા જેવુ છે

## તાવના વપરાતા ઉપાય

૧ જો તાવમાં મળ કબજીયત હોય તો પ્રથમ રેચ દેવો અને પછી સ્વેદક ઉપાય તથા જ્વરઘ્ન ઉપાય આપવા

૨ જ્વરઘ્ન ગુટીકા—( રેચ ) પારો ગધક, ટકણખાર, હરડાં બહેડાં આંબળાં, સુંઠ, પીપર, મરી અને સેદ્ધલ નેપાળો એ સરખે ભાગે લઈ પ્રથમ પારા ગધકની કજળી કરી પછી બીજા બારીક કરેલાં ઔષધ એ સાથે મેળવી બિજુ રસથી લઢી તેની વાલવાલની ગોળીઓ કરવી તે દરદની કબજીયત મુજબ ૧ થી ૨ ગોળી, ગોળ કેરીની ગોટલી જેટલાના પાણી સાથે મેળવીને પાવી તેથી બે ત્રણ રેચ થાય એટલે તેને ઘી ખીચડી ખવરાવી વાળી લેવો તેમ ન વળે તો દહીં ૧ વાટકો સાકર મેળવીને પીવુ-એટલે વળી જાય છે. લિંબુ ૧ થી ૨ સાકર જળમાં નીચોવી પાવાથી પણ વળે છે ૧ રતી અફીણ દેવાથી વળે છે

૩ અષ્ઠાંગ જ્વરહર ચુરણ—કડુ, ત્રિફળા, ત્રિકટુ, સૈંધવ, સચળ, વડાગરૂં, સાજીખાર ને ફટકડી સમાનભાગે લઇ ખાંડી એકત્ર મેળવી ચાળી ૧ શીસામાં કે ડબામાં ભરવુ તેમાંથી ૨ ૦ા ભાર બબ્બે પહોરે આપવાનું જારી રાખવાથી સર્વ પ્રકારના જ્વર મટે છે, દસ્ત સાફ આવે છે

૪ અમૃતાદિ ચુરણુ—ગળો, ઇંદ્રજવ, મોથ, કરીયાતું, લીંબડાનાં પાન, અતિવિષ, સુંઠ, અને મરી સમભાગે લઇ તેને ખાંડી બારીક ચુરણ કરવુ તે ૨ ૦ા, ૦ા ભાર બબ્બે પહોરે દેવુ

૫ સૌરાષ્ટ્યાદિ ચુરણુ—કુલવેની ફટકી, પાપડખાર ( સોડા ) અતિવિષ ને મરી, સમભાગે લઇ ખાંડી ચુરણ કરવુ તે નિત્ય સવારે ૭ બજે ને નવ બજે બબ્બે આની ભાર ૩–૪ દિવસ દેવાથી નિત્ય આવનાર, એકાંતરા, તરીઆ, કે ચોથીઆ તાવ, તથા ઝડાડો, મરડો ને અજીર્ણાદિ મટે છે.

૬. ડોલર–ફૂલઝાડના પાનડાંનું ચુરણુ ૨ ૦ા, ૦ા ભાર બબ્બે પહોરે ૩–૪ દિવસ દેવાથી સર્વ વિષમજ્વર મટે છે.

૭ સાતિવન છાલ, કડાછાલ, દારૂ હળદર, અતિવિષ, કરંજબીજ, કડુ, કરાકચીયાના મીજ, નિંબપત્ર, ગળો, બપૈયાના પાન, હાર સગારના પાન (ગુ૦ શીયાળીના પાન–ને ફુસઝાડ બાગમાં થાય છે) કીડામારી, આમેજવો અને મરી એ દરેકનું કે તેમાંથી એકેકનું ચુરણ કરી તે બન્ને પહોરે ટકાની ટકાનીભાર ચાર ૭ દિવસ સેવન કરવાનું જારી રાખવાથી સર્વ પ્રકારના મલેરીયન–સતત ને વિષમ જ્વર મટે છે

૮. જ્વરહર જ્વરાંકુશ—હીંગળો, મનશીલ, વચનાગ, કનકબીજ, સુંઠ, મરી ને પીપર, સમભાગે લઇ નોખનોખાં બારીક કરી પછી એકત્ર મેળવી ખુબ ઘુંટીને છેવટ લિંબુનો ને આદુના રસનો એક એક પટ દઇને તેની રતી રતીની ગોળીઓ વાળવી તે બન્ને પહોરે કે સવાર સાંજ જરા દહીં ભાત કે ખીર ખીચડીનું ભોજન કરાવી ૩ થી ૬ દિવસ એક એક આપવી જારી રાખવાથી સર્વ પ્રકારના ટાઢીઆ–ઉનીઆ તાવ મટે છે.

૯ જ્વરહર શ્વાસકુઠાર—પારો ગંધક, વચનાગ, ટંકણખાર, મનશીળ, સુંઠ, પીપર, ને મરી, સમભાગે લઇ પ્રથમ પારા ગંધકની કજળી કરી પછી બીજા બારીક કરેલા વસાણા સાથે મેળવી લિંબુ રસની અને આદુરસની એક એક ભાવના દઇ સુકવી છેવટ ગોળા વળે તેમ બને ત્યારે તેને ખુબ લઢી રતી રતીની ગોળીઓ વાળવી તે તાવ કે દમ માટે ત્યાં સુધી હમેશ ભોજન કર્યાં પછી સવાર સાંજ એક એક ગોળી બે આની ભાર ત્રિકટુ ચુરણ અને ૨ ૦ા ભાર ઘી કે મધ સાથે મેળવીને લેવી.

૧૦. કુકનાઇન—ગ્રેન ૧૨, ડાલ્યુટ સલ્ફ્યુરીક એસિડ ટીપાં ૧૨ નિર્મળ પાણી ઔંસ ૪ એકત્ર ૧ શીશીમાં મેળવી તેમાંથી બન્ને પહોરે એક એક ઔંસ ૩–૪ દિવસ પીવાનું જારી રાખવાથી સર્વ પ્રકારના તાવ તથા તેના ઉપદ્રવ મટે છે

૧૧ સેદરડી (અરમાની ફુલની) અને તિખા વાટીને સવાર સાંજ પાવાથી તાવ મટે છે.

૧૨. સુદર્શન ચુરણ–હમેશ બન્ને પહેર ૦ા થી ૦ાા રૂપીઆભાર ૧ અડવાડીયુ જળ વડે લેવાનું જારી રાખવાથી તાવ તથા તાવના સર્વ ઉપદ્રવ મટે છે

૧૩ ખડસળીઓ પિત્ત પાપડો અને સેદરડી ખાંડી તેનો રૂ ૨ાા ભારનો ઉકાળો કરી તેમાં બે આનીભાર સુરોખાર તથા બે આનીભાર તિખાંનું ચુર્ણ મેળવી સવાર સાંજ ૪–૬ દિવસ પાવાથી સર્વ ઉનીઆ–ટાઢીઆ તાવ મટે છે

## પારાના અતિવર્જનથી થતા અવગુણ.

પારાના ઔષધોના વધુ પ્રમાણ વડે જે અવગુણ ઉપજે છે તે જેમકે શ્વાસ ગંધાય છે, રૂચીમાં ધાતુનો સ્વાદ આવે છે, ઉપકા ને ફિકી થઇ આવે છે દરદી નિસ્તેજ મુખ ને ઉદાસીન થાય છે, આંખોએ તમર આવે છે આંખો સતમ થાય છે, શરીર જડ જેવુ થાય છે ને દુખે છે, મોઢું આવે છે, તથા ગંધાતી લાળ વહેવા લાગે છે, પેઢાં સુજી પોચાં થઇ દાંત હલવા લાગે છે, જીભ સુજે છે, યકૃત (લિવર)માં બગાડ થાય છે અને ચામડીના વ્રણાદિ વિકાર પણ ઉદ્‌ભવે છે, હોજરી અને આંતરડામાં શોજે ને મરડો થઇ આવે છે ઝાડાડા રક્ત ને આમ મિશ્રિત થાય છે, માથું દુખે છે ને અજીર્ણ થઇ આવે છે ઇત્યાદિ ઉપદ્રવ પારદ દવા અતિ માત્રા (વજન) રૂપે દેવાથી થતાં જોવામાં આવે છે અનાડી વૈદ્ય અર્થાત્ કાચા ઊંટ વૈદ્યના હાથથી પારદ દવા જ્યારે વધુ વજને આપવામાં આવે છે ત્યારે આવા અવગુણ ઉપજે છે, અને પારદ જેવી અમુલ્ય દિવ્યૌષધીને આવા બદનામ કરે છે અને વધુ ખવાય તો તેનાથી ઉપદ્રવ થાય છે તો આવા પરાક્રમિ પારદ ઔષધ વડે ગુણને બદલે અવગુણ ઉપજે તેમાં તો પછી કહેવું જ શું!

જેનામાં અલ્પ વજનમાં ગુણ ચોક્કસ તેમ જ તેના અતિ હદ બાહેર વજનમાં અવગુણ પણ ચોક્કસ ઉપજે એ દેખાતુ જ છે.

પારદ ઔષધ નાના વજનમાં પણ ઘણો દીર્ઘકાળ આપીને તેનો વજન ઉપરથી શરીરમાં જમાવ થવાથી જે અવગુણ થવા પામે છે તે જેમકે–રક્ત બગાડ થાય છે, શરીર નબળું પડે છે, જીર્ણ તાવ આવે છે, શરીરમાં ચુટ થાય છે ને કળે છે, ચામડી નિસ્તેજ બને છે, ચામડી ૫ર અવસર વ્રણ થઈ આવે છે, નિદ્રા નાશ થાય છે, શરીરના સાંધા ઢીલા પડે છે ને દુખે છે, શરીર કંપે છે, વખતે પક્ષાઘાત ( લકવો ) થઇ આવે છે, મન મગજ નિર્બળ બને છે ઇત્યાદિ અવગુણ ઉપજે છે પરંતુ ઉપર કહ્યા રોગી લક્ષણ પારાની દવાથી ન થએલ હોય પણ પોતાની મેળે બીજા કારણોથી થએલ હોય ને જો તે સાથ જાત રોગ લક્ષણ મટાડવાં હોય તો તે નાને વજને પારદ ઔષધ અમુક મુદત આપવાથી તે સર્વ પારદના અતિ વજન સેવન વડે જે રોગી ચિન્હો થાય છે તેવા જ પારદ દવા વિના સ્વતંત્ર રીતે થએલા રોગને તેજ પારદ દવાના નાના વજને દવા વડે મટે છે તેમ હોમીઓપેથી ( રોગ સદૃશ ચિકિત્સા ) વિસ્તારનાર ડૉ. હૅનીમાનનું કહેવુ છે

જો ઉપર પ્રમાણે પારદૌષધથી અતિવજને લાંબોકાળ દવાવડે તેના અવગુણ ઉપજેલ જોવામાં આવે તો તેનો રક્તમાં થએલો અધિક સંચય દુર કરવા તેવા દરદીને પ્રથમ એકાદ રેચ દેવો. તથા તે માટે વજનસર કનકપત્ર ચુરણ (સવાર સાંજ ૦॥, ૦॥ રતી ) આપવુ તથા મુખ આવેલું હોય તો ટંકણખાર ને ફટકડીના કોગળા કરાવતા રહેવું ખેરીયા કે બાવળીયા કાથાના પાણીના કોગળા કરાવવા, તથા સાકર ટંકણખાર જેઠીમધ ને કાથાની ગોળી મુખમાં પણ રખાવવી ને ચગળી તેનો રસ ગળે ઉતારી જવો. તેથી પારદના અતિ સેવનથી થએલ ઉપદ્રવ કમ થઇ મટી જાય છે આવા ઉપદ્રવ ઉપર સાકર, ધીમજ, સોનામુખી ને વરીયાળીની ફાકી ૨ ૦॥ કે ૦॥॥ ભાર હમેશ રાત્રે સુતી વખતે અમુક મુદત તે લક્ષણો શાંત થાય ત્યાં સુધી સેવન કરવી ગુણકારક છે

ઉપદંશ–ચાંદી વિકારની ગરમીના રોગ ઉપર પારદ ઔષધ સર્વોત્તમ–રામબાણ જણાએલ છે પરંતુ ઉપદંશીક ગરમી વિકાર મટાડવા માટે મોટા વજનમા પારદ દવા ( સુક્ષ્મપારદ, ) પારદભસ્મ ( કૅલોમેલ) કે રસકપુર અતિ મોઢુ આવે તેમ ન દેતા બનતાં સુધી તીવ્ર દરદ હોય તો ફુલ મોઢુ આવે તેવે વજને અને દીર્ઘ કે મંદ દરદ હોય તો બનતાં સુધી મોઢુ ન આવે તેવે વજને પારદ દવા ગોળી રૂપે નિત્ય રોગ કમ થાય ત્યાં સુધી ગળાવાય છે પારદ કલ્પ થોડા દિવસ પણ મોટે વજને બહુ મુખ આવે તેમ દેવાથી તેનાથી જે જે ગુણ સાથે અવગુણ જણાય છે તે જો એ નાને વજને મુખ ન આવે તેમ વધુ દિવસ આપવાથી શીઘ્ર ને દીર્ઘ બેઉ પ્રકારના રોગ મુખ આવવા આદી અવગુણ ન ઉપજતાં તેનાથી ઉપદંશ વિકાર આદિ રોગ મટે છે. ઉપદંશ વિકારના રોગ ચિન્હ અને પારદના અતિ સેવનના રોગ ચિન્હ સદૃશ ઉપજતાં હોય છે, અને તેથી જ ઉપદંશ વિકારમાં પારદ ઔષધ નાને વજને આપવાથી તે સામે તે તે વિકાર સહનને આલ્ય કરવાની શરીરને સહનતા (રેવ) ઉભી થવાથી તેવા રોગ મટે છે સીવાય ઉપદંશ વિકાર કે બીજા પ્રકારે પારદ દવાથી જે જે રોગો મટે છે તેમાંના મુખ્ય નીચે પ્રમાણે લેખાય છે. જેમકે—માથાનાં, આંખનાં, કાનનાં, નાકનાં, મુખનાં, જીભનાં, ગળાનાં અને ચામડીનાં ગરમો મય કે વ્રણમય દરદ, કોઢ, અંદરનાં દરદ, યકૃત રોગ, પ્રદર, પ્રમેહ નાડીવ્રણ, સંધીવા, પગના નળાનો દુખાવો, લિંગ ને ગુદા ઉપરના સદાહ ગરમીના મસા, હાથપગના તળાની ગરમી, બદ, બાબલાઇ, દંતિમંદના, ગરમીજન્ય, અપસ્માર, ધાતુસ્રાવ, અતિસાર, થનો ક્ષત, દમરોગ, અજપો, ઉન્માદ, મુખ, જીભ ને ગળાનાં તથા ચામડી ને હાથપગના તળાના વ્રણ (અનસુરા) વધું જલોદર જુનો ઝહાડો, જુનો મરડો (સંગ્રહણી) પિત્ત, કમળો, હાડકજ્વર, નપુંસકત્વ ઇત્યાદિ ઇત્યાદિ

પારાના ઘણા ઓષધી કલ્પ છે, પણ તેમાં ઘણા ખરા ઉપર દર્શાવ્યા રોગમાં મુખ્ય વાપરવા માટે, આજના યુરોપ વર્ગના તાજા રોગમાં પારદભષ્મ કજલી, પર્પટી, હીંગળો, (રસસિંદુર), ભાંડ કપુર, ૪૦ કપાસો મેલ-અને તે જીર્ણ રોગોમાં રસકપૂર નાને વજને યોજવામાં આવે છે, ભાંડકપૂર (કમાલોમેલ) પિત્તાદી રેચ થવા માટે ૩ થી ૪ ગ્રેન સાકર સાથે રાત્રે જળ વડે સેવરાવવાથી પાછલી રાતરે ૨ ના ભાર મીઠી ઉકાળી ગોળ મેળવી પાવાથી બે ચાર અચ્છા રેચ થાય છે ને પિત્ત મળાવરોધ ને ગર્મી કમ થાય છે. અને પછી તિવ્ર ગરમી વિકાર શાંત કરવાને મટાડવા માટે કમાલોમેલ ૧૦ રતી અને અફીણ ૨ વાલ એકત્ર મેળવી તેની ૨૦ ગોળી બનાવી દરદના બળાબળ મુજબ બન્ને પહોરે કે સવાર સાંજ એકક ગોળી જળ વડે ગળાવવામાં આવે છે. અને તેથી ઘણું કરી મુખ ન આવતાં કે કુંત મોઢું જ આવતાં જ ઉપર કહેલા ઉપદંશ વિકારજન્ય ગર્મીનાં સર્વ તિવ્ર દરદ શાંત થઇ જાયને મટે છે. અને ઉપરનાં મદ ને દિર્ઘ (વિલબી) દરદને માટે રસકપૂરવટી કે કેસરાદિ રસવટીનું અમુક સમય-દરદ મટે, ત્યાં સુધી બન્ને પહોરે કે સવાર સાંજ ભોજન લિધા પછી જળ વડે એકાદ ગળાવવી જારી રાખવામાં આવે છે શોધેલ રસકપુર, કાથો, ઘસેલ સુખડ જાવત્રી, લવિંગ અને કેસર, એટલાં વાનાં સમભાગે લઇ નોખનોખાં બારીક કરી પછી એકત્ર મેળવી સરપખાના મૂળના ઘાટા ઉકાળાનો ૧ પટ દઇ વાટી તેની ०॥, ०॥ રતીની ગોળીઓ કરવી, અને છાંયે સુકવીને બંધ બુચની શીશીમાં ભરી સાચવવી અને પછી ઉપર કહ્યા મુજબના રોગોમાં તેને યોજવી. પારદ દવા બાહેર ત્વચાનાં દરદ ઉપર લગાવવા માટે નીચે મુજબ મલમ બનાવવો જેમકે

પારો ૧ ભાગ, ભેસનું થીજું ઘી ૨ ભાગ અને કોકમ ઘી (કોકાબટર) ૪ ભાગ પ્રથમ ખરલમાં કોકમ ઘી વાટી પછી તેમાં પારો નાખી ઘુંટતા જવું ને ભેસનું ઘી સમાવતા જવુ. એથી ૧ કલાક ઘુંટવાથી તેમાં પારો અદસ્ય થઇ અસમાની રંગનો મલમ બનશે તે ઉપદંશ ગર્મી આદિના ત્વચા રોગમાં આછો આછો લગાડી નિત્ય એકાદ વાર ० કે ०॥ દ્રામ ચોળવો

---

# खरो साधु.

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સંઘવી ]

આજકાલ ભારતમાં લગભગ ૭૦ થી ૮૦ લાખ સાધુઓ છે, પરંતુ તેથી સમાજનું કલ્યાણ થવાને બદલે અકલ્યાણ જ થાય છે હિંદુ ધર્મમાં પાતિવ્રત્યનું ભારે મહત્વ છે સાધુઓથી મોટામાં મોટી જો ધર્મહાનિ થતી હોય તો તે એજ છે કે, તેઓ ભોળી ભોળી સાધ્વી ઓઓને ચેલીઓ બનાવી તેના સતીત્વનો નાશ કરે છે ધાર્મિક બહેનોએ આવા ધૂર્ત સાધુઓથી બહુ જ સાવધાન રહેવાની જરૂર છે. 'ગુરૂ વિના જ્ઞાન નહિ અને જ્ઞાન વિના મુક્તિ નહિ' એ ખરૂં છે અને તે હિંદુમાત્રનું માનવું છે, પરંતુ મુક્તિદાન કરાવવાવાળા ગુરૂ આ કલિયુગમાં બહુ જ દુર્લભ છે ફક્ત ગુરૂમંત્ર દેવાથી કોઇ કોઇને મુક્ત કરી શકતું નથી ચારિત્ર્યવાન ત્યાગી સાધુઓથી દેશનો ઉદ્ધાર થાય છે, પરંતુ એવા સાધુઓ હાલ ક્યાં છે? હાલના સાધુઓ તો ગૃહસ્થો કરતાં પણ વધારે પ્રપંચી અને ધનધાન્ય પુત્રપૌત્રાદિથી ભરપુર હોય છે.

પ્રાચીન કાળમાં એક સાધુ મહાત્મા અખંડ બ્રહ્મધ્યાનમાં તલ્લીન રહેતા હતા. તેમના તપોબળના પ્રસન્ન થઇ એક દિન દેવ તેના પાસે આવી પૂછવા લાગ્યા કે, મહાત્મન્! તમારી શું ઇચ્છા છે? શું તમારી એવી ઇચ્છા છે કે, તમોને જે સ્પર્શ કરે તેના રોગ માત્ર દૂર થાય?

સાધુ કહે, નહિ, તે કામ ઇશ્વરનું છે હું તેમના કાર્યમાં શા માટે આડાખીલરૂપ થાઉં?

દેવ કહે, ત્યારે શું તમે એમ ઇચ્છો છો કે, તમારી કૃપાથી પતિત આત્માઓનો ઉદ્ધાર થાય?

સાધુ—કૃપા સાગર! પરમાત્માના આ સર્વોત્તમ અધિકારને પ્રાપ્ત કરવાની દુર્બુદ્ધિ કદી પણ મને ન થાય એમ ઇચ્છુ છુ.

દેવ—ત્યારે શુ તમારી એવી ઇચ્છા છે કે, હુ ક્ષમાની મૂર્તિરૂપ બની લોકોનું ચિત્ત ખેંચી લઇ ભગવાનના વૈભવને વધારૂં?

સાધુ—ભગવાનનો વૈભવ વધારવાનો મને શુ અધિકાર છે! તેઓ પોતે જ સર્વ શક્તિમાન્ હોવાથી પોતાના વૈભવ વધારવાને સમર્થ છે હું એવી અભિલાષા કદી ન કરૂં, કે જેથી લોકોનું ધ્યાન ભગવાનને બદલે મારા તરફ આકર્ષાય

દેવ—ત્યારે તમારો તપ કરવાનો ઉદ્દેશ શુ છે?

સાધુ—હુ મારૂં કર્તવ્યપાલન કરૂં છુ. મારાપર ભગવાનની કૃપા થાય તેથી વધારે હું કાંઇ પણ ઇચ્છતો નથી

દેવ—તે ખરૂં, પરંતુ હુ તમને કોઇ પણ જાતનું વરદાન દીધા વગર અહીંથી નહિ ખસું

સાધુ—જો આપની એવી ઇચ્છાજ છે તો મને એવુ વરદાન આપો કે, જેથી મારાથી લોકોનું કલ્યાણ થતુ જાય, પરંતુ આ સર્વ મારાથીજ થાય છે, એમ મારા જાણવામાં ન આવવુ જોઇએ.

દેવતાએ સાધુને એજ વરદાન આપ્યુ સાધુની છાયાના સ્પર્શથી લોકોનાં દુ:ખ, કલેશ સર્વ દૂર થવા લાગ્યા. જે વનમા તે સાધુ જાય તે વન લીલુછમ થઇ જતુ, સુકાઇ ગયેલાં વૃક્ષો, ફળ, ફુલ, અને પાંદડાંવાળા થઇ જતા, પાણીના ઝરણા નીકળવા લાગતા અને ક્રૂર વાઘ આદિ હિંસક પશુઓ પ્રેમી બની જતા. જે ગામમા તે સાધુ જતા તે ગામના દુર્બળ બાળકોના ચહેરા પુષ્પોની માફક ખીલી ઉઠતા, દુ:ખી સ્ત્રીઓનુ દુ:ખ અકાએક દૂર થવાના સાથે તે પ્રફુલ્લિત બની જતી અને યુવક તથા વૃદ્ધોના સર્વ ઇચ્છાઓ તેજ ક્ષણે પૂર્ણ થઇ જતી. થોડા દિવસોમાં તો લોકોએ તે સાધુનું નામ 'પવિત્ર છાયા' રાખી લીધુ, આ પ્રમાણે થવા છતાં પણ તે સાધુ મહાત્મા તો બ્રહ્માનન્દમાં જ મગ્ન રહ્યા કરતા હતા, તેમને ક્યા શું થાય છે, તે બાબતની બીલકૂલ ખબર જ થતી નહિ

ખરા સાધુ તેજ છે, કે જેના હૃદયમા કોઇ પણ જાતની વાસના રહી ન હોય. એવા જ સાધુ સદ્ગુરૂ કહેવા લાયક છે, અને તે માટે જ ભગવાને કહ્યુ છે કે,—

'दृष्टान्तो नैव दृष्टस्त्रि भुवनजठरे सद्गुरोर्ज्ञानदातु ।'

અર્થાત્—જ્ઞાનદાતા સદ્ગુરૂ સમાન ત્રિભુવનમાં કોઇ પણ શ્રેષ્ઠ નથી આશા છે કે, દરેક બહેનો આ કલિકાળમાં સાધુરૂપધારી દુરાચારી નરપશુના ચક્રરૂપી કંદમાં ફસાતી બચશે અને પોતાના પવિત્ર ધર્મની રક્ષા કરશે.

(निगमागमचन्द्रिकामांथी.)

# ગુરદાની પથરીના ઇલાજો અને તેની માવજત.

( લખક—વૈદ્ય કાનદાસ વિ. પોપટભાઇ શાસ્ત્રી—જામનગર )

---

वातपित्तकफैस्तिस्रश्चतुर्थी शुक्रजापरा
प्राय. श्लेष्माश्रया. सर्वा अश्मर्य स्युर्यमोपमा ( माधवनिदान )

ભાવાર્થ—પથરી, વાત પિત્ત અને કફ એ ત્રણ દોષોથી અને ચોથી વીર્યથી ઉત્પન્ન થાય છે, ઘણું કરીને પથરીના રોગ કફપ્રધાન હોય છે. બધા જાતની પથરી યમસમાન કામ કરે છે અર્થાત્ મૃત્યુને નિપજાવે છે.

પથરીનું દરદ ભયંકર તેમજ દુશ્ચિકિત્સ્ય છે એમ વિદ્વાન્ વૈદ્યો અને ડોક્ટરો કહે છે તે સર્વાંશે સત્ય છે. પથરીનું દરદ કેટલેક અંશે શસ્ત્રસાધ્ય છે અને તેમાં પણ ગુરદાની પથરીનું દરદ એ વધારે ભયંકર છે સુશ્રુત સંહિતામાં પથરીનું ઓપરેશન કરવા સંબંધે લખ્યું છે કે પથરીનું ઓપરેશન કરવામાં ગુદા, બસ્તિ અને બીજા મહાનમાતા વચ્ચે શસ્ત્ર કર્મ કરવું પડે છે માટે વૈદ્યે દરદી પાસેથી લખાવી લઇ અથવા તો રાજાના પરવાના મેળવી શસ્ત્રકર્મની શરૂઆત કરવી એ વધારે હિતકર છે. કર્મમાં સિદ્ધ થવી એ ઇચ્છાવાન છે.

પુરૂષોના શરીરમાં પથરી મોટી હોય તો નીકળવી એ ઘણી મુશ્કેલ છે. કારણ કે માર્ગ ઘણો લાંબો અને સાંકડો છે. બધેક શાસ્ત્રના કટુનાશક ઉપાયો પથરીને અંદરના દ્વારાને ધીમે ધીમે ઓગાળી નાખે અથવા ઝીણી રેતીના રૂપમાં નાળાને બહાર કાઢી દે એવા લખેલા જણાય છે. પરંતુ આપણે બધા ધીરજના અને હિંમતવાળા એક પછી બીજા એમ અનુક્રમ બધા ઉપાયો અજમાવી જોતા નથી. તેમજ દરદીઓ પણ ધીરજના લાંબા દિવસો સુધી દવાનું સેવન કરતા નથી. લાંબા દિવસોને છેડે આરામ થાય એવા ભયંકર દરદમાં તેઓ આઠ દિવસોમાંજ આરામ થઇ જાય એવું ઇચ્છે છે દરદીના આવી જાતના માન્યતાને ટેકો આપી કેટલાક વૈદ્યો ઉપચાર કરવો શરૂ કરે છે પરંતુ ટુંક મુદતમાં આરામ થવો એ તદ્દન અસંભવિત છે.

કહે છે કે પ્રાતઃસ્મરણીય મહાત્મા બધેરાજ ઝંડુ ભટ્ટજીએ કેટલાએક માણસોની પથરી માત્ર ચંદ્રપ્રભાની ગોળીઓ વર્ષો સુધી ખવરાવીને રેતીના રૂપમાં બહાર કાઢી હતી વરૂણાદિગણ અને વીર તરૂઆદિ ગણ કે જેઓ પથરી જેવા દરદો માટે ઘણા જ સારા ગણાય છે છતાં આ દેશના વૈદ્યોમાં ઘણુ ભાગે આ દવાઓ પ્રચારમાં નથી અને આયુર્વેદશાસ્ત્રમાં બીજી પણ ઘણી અકસીર દવાઓ છે કે, જેનો પ્રચાર તદ્દન ઓછા પ્રમાણમાં છે.

મે વાંચ્યું છે કે ત્રિકંટકના બીજ સાત દિવસ સુધી પીવાથી પથરી તદ્દન ઓગળી જાય છે આપણી ભાષામાં ત્રિકંટક એટલે ગોખરૂ કહેવાય છે યદ્યપિ ગોખરૂની મૂત્રકૃચ્છ્ર, ઉનવા અને પેશાબના દરદ ઉપર સારી અસર છે પરંતુ સાત દિવસમાં પથરી ગાળવાનું કામ તે દવા કરતી હોય એમ લાગતું નથી તે સિવાયની બીજી ત્રિકંટક નામની બીજવાળી ઔષધીને આપણે ઓળખતા નથી. ગોખરૂમાં બીજ નથી એ વધારે જાણતા હશે! આવી જાતનું કેટલુંક અંધેર ચાલ્યું જાય છે પરંતુ તેમાંની કોઇ એકાદ ઔષધી આપણને હાથ લાગી જાય તો પથરી ઉપર આશ્ચર્યકારક અસર થાય એમાં કાંઇ નવાઇ જેવું નથી.

કેટલીક વાર કેટલાએક વિદ્વાન્ વઇદ્ય હોય, અને તેઓને પોતાનાં ઓષધો ઉપર પણ વિશ્વાસ હોય પરંતુ બધામાં હોય છે એવી બીજાની દરમ્યાનગીરી ન ખમી શકાય એ જાતની ખોટને લીધે ઘણીવાર તેઓ પોતાના ઉપાયો બતાવતા નથી અથવા બીજાને દરમ્યાન રાખીને પણ આપવા ખુશી હોતા નથી આ તેઓની મોટામાં મોટી ભૂલ છે દેશનાં કલ્યાણના ખાતર તેઓએ એવી જાતની દવાઓ બતાવી દેવી જોઇએ, પરંતુ કોણ જાણે શા કારણથી તેઓ બતાવતા નહિ હોય ?

પથરીના દરદ સબંધે મને જે અનુભવ થયો છે તે રજુ કરું છું નીચે લખેલી સૂચનાઓ પ્રમાણે દરદીની આવજત કરવી જોઇએ તેની સાથે આ બે નીચે લખેલા ઉકાળાઓ લખું છું તેને ઉકાળાની રીત પ્રમાણે ઉકાળી દરદીને ચંદ્રપ્રભા અથવા એવી બીજી કોઇ પણ દવા સાથે આપવામાં આવે તો પણ સારો ફાયદો થવા સંભવ છે

## ઉપચારો.

(૧) દરદીને દરરોજ ગરમ પાણીના પીપમાં એક બે વખત બેસાડવો બની શકે તો દરદીને બેસારવાનું પાણી ગરમ કરતી વખતે તેમાં સરગવાનાં તથા વાયવરણાનાં પાન નાખી ગરમ કરવું એનિમાબસ્તિ ચાર દિવસને અંતરે આપવી.

(૨) ઉત્તરબસ્તિ એટલે પેશાબને રસ્તે પિચકારી શાસ્ત્રમા મૂત્રકૃચ્છ વગેરે રોગોને માટે લખી હોય તે પ્રમાણે આપવી

(૩) બનતાં સુધી દસ્ત કબજ રહે એવો કોઇ પણ જાતનો ખોરાક દરદીને ખાવા આપવો નહિ.

(૪) સખ્ત કઠોળ એટલે વાલ, વટાણા એવી ચીજો દરદીને ખાવા આપવી નહિ.

(૫) દિવસમાં એક બે વખત દરદીને અળમાની ચાહ પીવા આપવી.

(૬) ખોરાકમાં દુધ, જવની કાંજી, કળથીનું પાણી, મસુરની દાળ અને બીજો ભાત શાક વગેરે હલકો ખોરાક ખાવા આપવો

(૭) ઉતાવળ કરીને કોઈ દિવસ પણ પથરીના દરદીને કોઇ પણ પ્રકારનો મૂત્રલ જુલાબ (પેશાબ આવે તેવો) આપવો નહિ

(૮) હમેશાં દરદીનો પેશાબ તપાસતાં રહેવું અને તેમાં રેતી, પરુ કે લોહી જેવો કોઈ પદાર્થ આવે છે કે નહિ તે ઉપર ખાસ ધ્યાન રાખ્યે જવું

(૯) દરદીએ બની શકે તો ચાલવાની, ઘોડે બેસવાની અથવા તો ખાંચોવાળા રસ્તામા કમાન વગરની ગાડીમાં બેસીને મુસાફરી કરવાની કસરત કરી જોવી. એવી જાતની કસરતથી ઘણે ભાગે પથરી સરકીને ધીમે ધીમે મૂત્રાશયમાં આવતી રહેશે

(૧૦) ગુરદા પાસેથી મૂત્રાશય તરફ સારી રીતે ભાર દઇને હમેશાં મીઠું તેલ ચોળાવવું

## ઉકાળાઓ.

પાષાણભેદ, અરડુસાના પાન, ગોખરૂ પંચાંગ, કાશીપાટ, હરડે, સુંઠ, પીપર, મરી, ન્યુરો, નમોતર, ઇદ્રજવ, કાકડીના બીજ, ચીભડાંના બીજ, ત્રપુસ એટલે ઇંદ્રવારૂણીના બીજ, જટામાંસી, અજમો, ઉત્કુંચિકા એટલે કાળીજીરી અથવા કલોંજી જીરૂ, હિંગ, અમ્લવેતસ, બે જાતની ભોરીંગણીનાં મૂળ, હપુષા અને વજ, ઉપરની ત્રેવીશ દવાઓને ઉકાળો અંદર દવા પીતી વખતે થોડું ઘી નાખીને પીવી, અથવા આ દવાઓના ઉકાળા સાથે ચાર ભાગ ગાયનું મૂત્ર તેમાં ½ ભાગ

ઘી પકવ્યુ હોય તો તે પણ ઘણોજ સારો ફાયદો કરે છે આ દવાનું ચૂર્ણ પણ લઇ શકાય છે વરૂણાદિગણનો કવાથ કરી તેમાં જરા હિંગ નાખીને પીવાથી પણ ઘણોજ સારો ફાયદો થાય છે. ઉપર્ લખેલી સૂચનાઓ ધ્યાનમાં લઇ તેની સાથે નીચે લખ્યા પ્રમાણે દરદીની માવજત કરવા, પણ પથરીના દરદીને માટે શ્રેયસ્કર છે

(૧) દરદીને હમેશા સરગવાનાં પાન, અને મુળાનુ શાક, અદર દહીનું પાણી, હિંગ અને મીઠું નાખીને ખાવા આપવુ અથવા સરગવાનાં પાનને બાફી ઘી અને તેલના વઘારમાં વઘારવાં, અદર હીંગ, મીઠુ અને દહીંનું પાણી નાખીને તેની કઢી તૈયાર કરીને દરદીને ખાવા આપવી

(૨) દરદીને જુનો આસવ પીવા આપવામા અડચણ નથી. ખપે તેને પક્ષીઓના માંસનુ યૂષ પણ આપી શકાય છે.

(૩) કેટલીકવાર એકલી નિર્મળી ઘસીને પાવાથી પણ પથરીના દરદીને સારો લાભ થાય છે.

(૪) ઘણું કરીને શુક્રાશ્મરી સિવાયના દરદોમાં દરદીએ સ્રીસંગ કરવો ન જોઇએ.

(૫) વેગ રોકવો નહિ, સુકો ખોરાક ખાવો નહિ આટાના પદાર્થો, વેશણ, ભજીયાં, વડાં વગેરે ખાવાં નહિ, કસરત કરવી નહિ, અને મનને હમેશાં આનંદમાં રાખવુ

ઉપર પ્રમાણે માવજત કરવાથી અને દવાનુ સેવન કરવાથી પથરીના દરદીને ઘણે અંશે આરામ થવા સંભવ છે






[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સઘવી ]

" मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो "

મન એજ મનુષ્યોને બન્ધ અને મોક્ષનું કારણ છે મનને અનુકુળ માર્ગમાં જો મનુષ્ય લઇ જાય, તો તે મુક્ત અને પ્રતિકુલ માર્ગમાં લઇ જાઇ બદ્ધ થઇ શકે છે. મનની આ વિચિત્ર શક્તિ જોઇ કહેવામાં આવે છે કે, આ અનાદિ અનન્ત સૃષ્ટિ રાજ્યનું કારણ મન જ છે મનની જે વૃત્તિઓથી જેને એવી ભારે શક્તિ પ્રાપ્ત થઇ છે, તે વૃત્તિઓ પણ ગણત્રીમાં અનન્ત હોય એમાં શું સંદેહ ? મનોવૃત્તિ અનન્ત હોવાથી તેના ભાવ અને ગુણોના પરિણામાનુસાર મોટી મોટી વૃત્તિઓની શોધ ધાર્મિકોએ અવશ્ય કરવી જોઇએ. કેમકે તેના વિચાર દ્વારા તે પોતાના અન્તઃકરણની ઉન્નતિ કરી શકે છે સાધારણ રીતે મનુષ્યમાં સ્વાભાવિક ત્રણ પ્રકારની વૃત્તિઓ હમેશા જાગ્રત રહ્યા કરે છે. અન્તઃકરણની પ્રથમ વૃત્તિને મૂઢ કહે છે તે વૃત્તિ તમોગુણની છે. અર્થાત જ્યારે મન સત્ અસત્ વિચારરહિત બની નિદ્રા, આળસ, અને વિસ્મૃતિને આધિન રહી કામને ટાંઇ કર્યા કરે છે. જેમ લગામ વગરનો ઘોડો અથવા આળસુ મનુષ્યનું ચિત્ત ઉન્મત્ત બની જ્યાં ત્યાં દોડતું ફરે છે, તેમ જ્યારે મન ચંચળ બની, જ્યા ત્યા ફર્યાં કરે છે, ત્યારે તે વૃત્તિનું નામ 'મૂઢવૃત્તિ' કહેવામા આવે છે.

બીજી વૃત્તિનું નામ 'ક્ષિપ્ત' છે તે વૃત્તિ રજોગુણની છે અર્થાત્ જ્યારે મન કોઇ એક કાર્યમાં જોડાઇ બુદ્ધિની સહાયથી વિચાર કરી કોઇ લક્ષ્યનું સાધન કરતું રહે છે. જેમ લગામના

ઘોડાની તેમજ વિચારવાન અથવા કોઇ કાર્યમાં તત્પર પુરૂષના મનની અવસ્થા થાય છે, ત્યારે તે વૃત્તિને ક્ષિપ્તવૃત્તિ કહેવામાં આવે છે.

ત્રીજી વૃત્તિનું નામ વિક્ષિપ્ત છે આ વૃત્તિ સત્ત્વગુણથી ઉત્પન્ન થાય છે અર્થાત્ જ્યારે મન સુખ અને દુઃખના વિચાર અથવા આળસ, તમોગુણ અને રજોગુણની વૃત્તિઓથી રહિત થઈ શૂન્ય થઇ જાય છે, ત્યારે તે સત્ત્વગુણની વૃત્તિમાં આવે છે આ વૃત્તિ સાંસારિક મનુષ્યોમાં ઘણી વારે વખતે વખતે થયા કરે છે

આ ત્રણ પ્રકારની વૃત્તિઓ સર્વ મનુષ્યોમાં ગુણના ભેદ પ્રમાણે સાધારણ રીતે થયા કરે છે, અને પોતપોતાના ગુણાનુસાર ન્યૂનાધિક થાય છે આ ત્રણ વૃત્તિઓ સર્વ જીવોમાં સ્વાભાવિક રૂપે હોય છે, અને તેના અતિરિક્ત સાધનને માટે બે અસાધારણ વૃત્તિઓ છે

ઉપર કહ્યા પ્રમાણે ત્રણે પ્રકારની વૃત્તિઓથી જ્યારે મનુષ્યોનું ચિત્ત વિરક્ત થાય અર્થાત્ ચિત્તમાં કોઇ પ્રકારની વૃત્તિ જ જાગ્રત ન થાય ત્યારે તે અવસ્થાને ચિત્તની નિરૂદ્ધાવસ્થા કહેવામાં આવે છે, અને તે જ યોગનુ લક્ષ્ય છે એ નિરૂદ્ધાવસ્થાને પ્રાપ્ત કરવાને માટે જે ઉપાય શાસ્ત્રોમાં બતાવવામાં આવેલા છે, અર્થાત્ ચિત્તની સ્વાભાવિક વૃત્તિઓથી જૂદી જ એક નવી જાતની વૃત્તિ કે જે સદ્ગુરૂના ઉપદેશાનુસાર સાધન કરવાથી પ્રાપ્ત થાય છે, તે વૃત્તિને એકાગ્રવૃત્તિ કહેવામાં આવે છે જ્યારે ચિત્તમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણ પદાર્થોને અતિરિક્ત ચોથો પદાર્થ વગેરે કાંઈ પણ રહેતું નથી, અને ધ્યાન દ્વારા ધ્યેય પદાર્થમાં જ ધ્યાતાનુ લક્ષ્ય ચોંટી જાય છે ત્યારે તે વૃત્તિ પ્રાપ્ત થાય છે

આ પ્રમાણે ક્ષિપ્ત, વિક્ષિપ્ત અને મૂઢ અંતઃકરણની એ ત્રણ સાધારણ વૃત્તિઓ તથા એકાગ્ર અને નિરૂદ્ધ એ બે અસાધારણ વૃત્તિઓ મળીને અંતઃકરણની પંચવિધ વૃત્તિઓ થાય છે પરંતુ પ્રથમની ત્રણ વૃત્તિઓ તો સર્વ મનુષ્યોનાં સાધન કર્યા વગર જ પોતપોતાના અંતઃકરણ અનુસાર રહ્યા કરે છે, અને પાછલી બે વૃત્તિઓ સદ્ગુરૂના ઉપદેશદ્વારા મુમુક્ષુ સાધકોને જ પ્રાપ્ત થયા કરે છે એકાગ્રવૃત્તિ સાધન અવસ્થાની છે અને નિરૂદ્ધવૃત્તિ સિદ્ધ અવસ્થાની છે, આવી નિરૂદ્ધ વૃત્તિની અવસ્થામાં સાધકને સમાધિની પ્રાપ્તિ થાય છે

સૂક્ષ્મદર્શી યોગિઓએ જાતિ વિચારથી વૃત્તિઓના પાંચ ભાગ પાડેલ છે, તેના નામ—પ્રમાણ, વિપર્યય વિકલ્પ નિદ્રા અને સ્મૃતિ પ્રથમની પ્રમાણ વૃત્તિના યોગિરાજ મહર્ષિ પતંજલિજીએ ત્રણ ભાગ પાડેલ કે—૧ પ્રત્યક્ષ પ્રમાણ, ૨ અનુમાન પ્રમાણ અને ૩ આગમ પ્રમાણ. જ્યારે જ્ઞાનેન્દ્રિઓ સાથે કોઇ વસ્તુનો પ્રત્યક્ષ અથવા વ્યવધાન રહિત સંબંધ થાય અથવા જ્ઞાનેન્દ્રિ તે વસ્તુનો સાક્ષાત્ અનુભવ કરે તેને પ્રથમ પ્રમાણ કહે છે દાખલા તરીકે—આંખો સામે દીવાનો પ્રકાશ જ્યારે કોઇ વસ્તુનુ પૂર્વનું જ્ઞાન થાય અથવા તે વસ્તુના લક્ષણોનું પણ જ્ઞાન થાય તેને અનુમાન પ્રમાણ કહે છે

વસ્તુને જોયા વિના ફક્ત તેના લક્ષણપરથી જ તેના અનુમાનથી પ્રમાણ કરવામાં આવે, જેમકે—દૂર પર્વતમાં ધૂમાડાને જોઇ અગ્નિનુ પ્રમાણ કરવામાં આવે અને આપ્ત અર્થાત્ ભ્રમરહિત સત્ય પદાર્થને જાણવાવાળા પુરૂષ જે મહવાક્યોનો ઉપદેશ કરે, અને તેના મહવાક્યોને પ્રમાણ માની લેવ તેને આગમ પ્રમાણ કહે છે આગમ પ્રમાણથી પણ વેદનુ પ્રમાણ પણ સિદ્ધ થાય છે કેમકે વેદ એ ઇશ્વરનુ વાક્ય છે, અને તેટલા માટે તે પ્રમાણ છે

જેથી પદાર્થના યથાર્થસ્વરૂપમાં અને મનથી અનુભવ થવાવાળા સ્વરૂપમા ભેદ થાય તે મિથ્યાજ્ઞાનને વિપર્યય કહે છે. જેમ રાત્રિના વખતે રસ્તામાં ચાલતા મનુષ્યને દોરડું જોઇ સર્પની

ભ્રાન્તિ થાય છે, તેમ ભ્રમપૂર્ણ જ્ઞાનને વિપર્યય કહે છે સંન્દેહપૂર્ણ જ્ઞાનને પણ વિપર્યય જ્ઞાન સમજવુ ઉચિત છે, કેમકે તે જ્ઞાન પણ ભ્રમથી શૂન્ય નથી. પ્રમાણ જ્ઞાનથી વિપર્યય જ્ઞાનનું ખંડન થઇ જાય છે.

• ફક્ત શબ્દ સાંભળી વિચારદ્વારા જ અસભવિત પદાર્થને સભવિત માનવુ તેને વિકલ્પજ્ઞાન કહે છે કોઇ બાબતની વાત સાંભળી તે બાબતની સત્યતા અને અસત્યતાનો વિચાર કર્યા વગર જેવુ સાંભળ્યુ તેવું જ માની લેવું તેને વિકલ્પ કહે છે દાખલા તરીકે—જેમ, કહેવામા આવે છે કે, "પ્રાતકાળમાં સૂર્યદેવ બહાર નીકળે છે, અને સાંજે સતાઇ જાય છે." આ વાતને સાંભળી સૂર્યની નીકળવાનો અને સંતાઇ જવાની વાતનો સ્વીકાર કરી લેવો તે જ વિકલ્પ જ્ઞાન થયું કહેવાય, કેમકે ખરી રીતે સૂર્યદેવ બહાર નીકળતા નથી અને સતાઇ જતા પણ નથી. પરતુ પૃથિવીની ગતિથી જ એવુ અનુમાન થાય છે આ વિકલ્પ જ્ઞાન પણ પ્રમાણ જ્ઞાનથી નાશ થાય છે

વૃત્તિઓના અવલબનના અભાવને નિદ્રા કહે છે. જ્યાં સુધી મનની સાથે વિષયરૂપ અવલબન બની રહે ત્યાં સુધી અતકરણની વૃત્તિઓ જાગ્રત રહી શકે છે અતકરણમાં તમોગુણ જ્યારે વધી જવાથી વૃત્તિઓ અવલબનથી હટી જાય છે, ત્યારે તે વૃત્તિઓની અવલંબન શૂન્યતાને નિદ્રા કહે છે, અર્થાત સ્વપ્ન રહિત ગાઢી નિદ્રામાં અંતકરણની વૃત્તિઓનું જરાપણ અવલંબન રહેતું નથી અને તે નિષ્ક્રિય થઇ જાય છે પરંતુ આ પૂર્ણ નિરૂદ્ધ અવસ્થાથી એમ નહિ સમજવુ કે, તે વખતે વૃત્તિઓનો લોપ થઇ જાય છે કેમકે જાગ્રત થયા બાદ જીવને 'મે સારી રીતે નિદ્રા લીધી' એમ જે જ્ઞાન થાય છે, તે જ્ઞાનથી નિદ્રાવસ્થામાં પણ વૃત્તિઓનુ નિરવલમ્બન અવસ્થામાં ઉપસ્થિત રહેવાનું પ્રમાણિત થયુ, કેમકે સારી રીતે નિદ્રા લેતી વખતે જો અતકરણમાં વૃત્તિઓ ઉપસ્થિત ન રહે તો સારી નિદ્રા લેવાનો અનુભવ કોણ કરાવે? પરતુ નિદ્રામાં જે સ્વપ્ન અવસ્થા થઇ જાય છે, તે યથાર્થ નિદ્રા નથી. સ્વપ્ન અવસ્થા જાગવા અને સુવાના વચ્ચેની એક એવી અવસ્થા છે કે જેમાં જાગ્રત અવસ્થાની પ્રત્યક્ષ વિપર્યય અને વિકલ્પ એ ત્રણે જાતની વૃત્તિઓનો અનુભવ અતકરણના ગુણ ભેદથી થયા કરે છે અને આ પ્રમાણેના સ્વપ્ન પણ મનુષ્યોને ત્રણ રીતે થયા કરે છે તે ત્રણના નામ—૧ સાત્વિક સ્વપ્ન, ૨ રાજસિક સ્વપ્ન, અને ૩ તામસિક સ્વપ્ન જે સ્વપ્નનું ફળ સાચુ થાય તેને સાત્વિક સ્વપ્ન કહે છે, અને તેજ સ્વપ્નની ઉત્તમ અવસ્થા છે જે વખતે સ્વપ્ન અવસ્થામાં રજોગુણ વધારે હોય તે વખતે જોવામાં આવેલ પદાર્થજ દેખાય છે, અને તે અવસ્થાજ સ્વપ્નની મધ્યમ અવસ્થા છે, અને જ્યારે સ્વપ્નમાં તમોગુણ વધારે પ્રમાણમાં હોય છે, ત્યારે કાંઇક વિચિત્ર સ્વપ્ન જોવામાં આવે છે, ઘણે ભાગે જીવને આવા સ્વપ્નજ વધારે આવે છે અને તેજ સ્વપ્નની અધમ અવસ્થા છે. તાત્પર્ય એજ છે કે, સ્વપ્નાવસ્થા પ્રમાણ, વિપર્યય અને વિકલ્પ એ ત્રણ વૃત્તિઓથી રહિત નથી, પરતુ નિદ્રાવસ્થા એક સ્વતન્ત્ર વૃત્તિ છે, જેમાં એ ત્રણ વૃત્તિઓ હોતી નથી.

અનુભવ કરેલ પદાર્થોને અતકરણથી દૂર નહિ કરવાની વૃત્તિને સ્મૃતિ કહે છે પ્રમાણ, વિપર્યય અને વિકલ્પ એ ત્રણ જાગ્રત અવસ્થાની વૃત્તિઓ છે, અને જે વખતે એ ત્રણે જાગ્રત અવસ્થાની વૃત્તિઓ અંતકરણમાં ઉઠતી નથી તે વખતનું નામ નિદ્રા છે, પરંતુ સ્મૃતિ એ ચારે અવસ્થાઓને સ્મરણમાં રાખવાવાળી વૃત્તિ છે, અર્થાત એ ચારે અવસ્થાઓ પ્રાપ્ત થયે પણ અતકરણને જે સ્વતત્ર અનુભવ થયેલ તેને પોતાનો અનુભવ માની અતકરણથી દૂર ન કરવા દેવું તેનું જ નામ સ્મૃતિ છે, અથવા અતકરણમાં જે કાંઇ અનુભવ થયા કરે છે, તેના સસ્કારને સ્મરણમાં રાખવાનું નામ સ્મૃતિ છે, અને તેજ પાંચમી વૃત્તિ છે.

ત્રણ ગુણોની માફક ત્રણ સ્વાભાવિક વૃત્તિઓ અને પાંચ જાતિગત વૃત્તિઓ એ સર્વ સ્વાભાવિક મનોવૃત્તિઓ છે. પરંતુ સત્ય અને અસત્યના ભેદથી અને પાપ-પુણ્ય રૂપી ફળના ભેદથી મનોવૃત્તિઓના બે ભેદ છેઃ—

૧ ક્લિષ્ટ, અને ૨. અક્લિષ્ટ. જેથી અંતઃકરણને દુઃખ થાય તે પાપજનક વૃત્તિને ક્લિષ્ટ વૃત્તિ કહે છે જેમકે હિંસા, દ્વેષ, ક્રોધ વગેરે. જેથી અંતઃકરણને સુખ થાય તે પુણ્યજનક વૃત્તિને અક્લિષ્ટ વૃત્તિ કહે છે જેમકે, વૈરાગ્ય, દયા, સરળતા વગેરે, પરંતુ આ બન્નેમાં એટલું છે કે, જ્યારે અક્લિષ્ટ વૃત્તિ જાગ્રત થાય છે, ત્યારે ક્લિષ્ટ વૃત્તિ દબાઇ જાય છે. જેથી જે માણસમાં ક્લિષ્ટ વૃત્તિઓ વધારે પ્રમાણમાં હોય છે, તે માણસ પાપી કહેવાય છે પરંતુ જ્યારે મોક્ષના રસ્તે જવાનું થશે ત્યારે અક્લિષ્ટ વૃત્તિઓને તો દબાવી દેવી જ પડશે, એટલું જ નહિ પણ સર્વ જાતની વૃત્તિઓને અર્થાત્ અક્લિષ્ટ વૃત્તિઓને પણ વૈરાગ્યથી દબાવી દેવી પડશે. ક્લિષ્ટરૂપી તામસિક વૃત્તિથી જીવગણની અધોગતિ થાય છે, અને અક્લિષ્ટ રૂપી સાત્વિક વૃત્તિઓ દ્વારા જીવગણની ક્રમોન્નતિ અર્થાત્ ઉર્ધ્વગતિ થાય છે આ બન્ને વૃત્તિઓના નામ આસુરી સમ્પત્તિ અને દૈવી સમ્પત્તિ એમ ગીતાશાસ્ત્રમાં શ્રી ભગવાને કહેલ છે ક્લિષ્ટ વૃત્તિઓ જ પાપરૂપી છે અને અક્લિષ્ટ વૃત્તિઓ સાક્ષાત્ પુણ્ય ફળ ઉત્પન્ન કરાવનાર છે આ બન્ને વૃત્તિઓના ભેદથી કદાચાર, સદાચાર, પાપ-પુણ્ય, અને અધર્મ-ધર્મનો વિચાર કરવામાં આવેલ છે પુણ્યાત્મા મનુષ્યગણ, સાધકગણ, અને ધાર્મિકગણ પોતાના પ્રયત્ન દ્વારા પાપજનક ક્લિષ્ટ વૃત્તિઓને પુણ્યજનક અક્લિષ્ટ વૃત્તિઓથી હમેશાં દબાવ્યા કરે છે, અને ક્રમશઃ આ પ્રમાણે વર્તવાથી તે પુણ્યાત્મા બની જાય છે, ને તેના અંતઃકરણમાંથી પાપજનક ક્લિષ્ટ વૃત્તિઓનો અભાવજ થઇ જાય છે એજ વૃત્તિ સાધનનું રહસ્ય છે *

* ( નિગમાગમચન્દ્રિકામાંથી. )

૯૯ સંસારરૂપી સમુદ્ર તરવા ઇચ્છતા પુરૂષને પ્રભુની કૃપારૂપી રસ્તો સેવનવિના બીજો કોઇ ઉપાય નથી.

૧૦૦ સુખની ઇચ્છાવાળા મનુષ્યે સંતોષી મનોવૃત્તિ આમ કરીને અને આત્મનિગ્રહ ધારણ કરવા સદા પ્રયાસ કરવો.

૧૦૧ સત્કીર્તિ એજ સારી અને સાચી વસ્તુ છે, બાકી બધું નાશવંત છે.

૧૦૨ હર્ષ વગેરેનો આરામ ભોગવવાની ખોટી લાલચનો સર્વથા ત્યાગ કરવો.

૧૦૩ હું અને મારાપણાનો અહંભાવ દૂર કરીને જિતેંદ્રિયપણું શીખો એટલે સ્વર્ગીય આનંદ અનુભવશો

૧૦૪ હમેશાં ઉંચા આશયથી કામ કરો. ગરીબાઇમાં પણ ઉત્તમ ઉદ્દેશ રાખો.

૧૦૫ હૃદયને પોષણ આપનાર સત્સમાગમ જેવું બીજું એક પણ પ્રબળ સાધન નથી.

૧૦૬ ક્ષમા એ શરવીરનું અને ઉદારતા એ ધર્મિષ્ટ પુરૂષનું આભુષણ છે

૧૦૭ જ્ઞાનના મંદિરને ખોલવાની અને તેના શુભ ભંડારને જીજ્ઞાસુ માટે ખુલ્લા કરવાની કુંચી તે ઇચ્છાશક્તિ છે.

૧૦૮ જ્ઞાનના સદુપયોગથી સંસારબંધન કપાશે અને ગેરઉપયોગથી માથું કપાશે

---

## વિષયાનુક્રમણિકા.



---

આ માસિક જેઠાલાલ દેવશંકર દવેએ અમદાવાદ-ખાડીઆમાં આવેલા પોતાના "આરોગ્યોદય-પ્રીન્ટીંગ પ્રેસમાં" પોતાને માટે છાપીને તેજ ઠેકાણેથી પોતે પ્રસિદ્ધ કર્યું.

# ભાગ્યોદય.

પુસ્તક ૭ મું.] ઑક્ટોબર-નવેમ્બર સને ૧૯૧૯. [અંક ૮-૯


## श्रीसद्गुरुवाग्माहात्म्य.

( જય શ્યામસુંદર સુખકારી રે, એ લય. )

જય સદ્ગુરુવનવિહારિણિરે; જય અમૃતવર્ષિણિ વાણિ !<br>
જય અમૃતવાપણિ વાણિરે, જેને સેવે ઋષિમુનિધ્યાનિ<br>
નવજીવનમય કરી દે જેની, જી-વનવલ્લિ કરમાણીરે —જય<br>
જેના આસ્વાદનથી ઉદ્ધરે, મદધી પામર પ્રાણીરે, જય<br>
નવઉત્સાહતણું બલ અંતર, સહજે આપે આણીરે, જય<br>
તાપમાત્ર ટાળીને ઉરના, આપે શાંતિની લ્હાણીરે; જય.<br>
તુજને શ્રવણ કર્યું એ અમ જીવનની સાચી કમાણીરે; જય<br>
શ્રવણથી અનુભવમાં આવી ઠર, યાચીએ એ કલ્યાણિ ! રે, જય

## परार्थ जीवित पुरुषोनुं जीवन धन्य छे.

( જીવનના જીવનનું જીવન, એ લય )

ધન્ય ત્રિભુવનમાં તેનું જનન, સ્વાર્થથી ઉપરતિ પામી મન,<br>
છે વિશ્વે જેનું પરાર્થ જીવન,<br>
અનુપમ રસભર્યું એહ જીવન, ન લૌકિક, એ તો દૈવી સુજન.<br>
એવા એક-જીવનથી અનેક જીવન વાસ્તવ જીવન પામે,

## પ્રાસંગીક-નોંધ.

પ્રિય વાચક! આ વખતનો અંક તમારા હાથમાં વિલંબે આવે છે. જો કે તેથી તમને કાંઇક અસંતોષ થાય એ સ્વાભાવિક છે. પણ અંક તમારા હાથમાં આવતાં અને તેને વાચતાં તમને કાંઈક સંતોષ થવા સંભવ છે આ વખતે સપ્ટેમ્બર અને ઓકટોબર એ માસના અંકો ભેગા તમને મળશે આ વખતના અંકમાં તેમાં તમને કાંઇક નવીનતા તેમજ સુંદરતા પણ જણાશે હવે પછી ભાગ્યોદય ગ્લેઝ કાગળોમાં છપાશે કવર પણ આજ પ્રમાણે આર્ટ પેપર ઉપર છપાશે, વળી કોઇ કોઇ વખતે ચિત્રો પણ આપવામાં આવશે

પોતાનો ભાગ્યોદય કરવાની દરેક માણસ ઇચ્છા રાખે છે અને તે ઈચ્છાને સિદ્ધ કરવા પ્રયત્ન પણ તે કરતો હોય છે પણ કેટલીકવાર તે પોતાનો ભાગ્યોદય શી રીતે થાય તે જાણતો ન હોવાથી અવળે માર્ગે પ્રયત્ન કરતાં તેમાં નિષ્ફળતાને મેળવે કે જે મનુષ્યે પોતાના સ્વપ્રયત્ને પોતાના ભાગ્યનો ઉદય કરવો હોય તેમણે પ્રથમ પોતાનો કેવા પ્રકારનો ઉદય થાય તો સુખ મળે તેમ છે, તે નક્કી કરવું જોઇએ અને પછી તે માર્ગે વળવા કેવા પ્રકારનો પ્રયત્ન કરવો; તેને માટે પોતાના અંતરાત્મા પ્રતિ એકાગ્ર થઈ અંતરાત્માનું કાંઈક સ્ફુરણ સાંભળવાની ઇચ્છા રાખવી. જો તેને પોતાના આત્મ સામર્થ્યમાં શ્રદ્ધા હશે તો તો તેને એકાગ્રતાની સિદ્ધિ થશે પ્રયત્નનો માર્ગ અંતરાત્માના સ્ફુરણદ્વારા જડવાનો જ અને આ પ્રકારે અંતરાત્મા તરફથી થએલા સ્ફુરણ પ્રમાણે પ્રયત્ન કરવાથી તે પોતાના ભાગ્યનો ઉદય કરી શકે છે આવો પ્રયત્ન સેવવાની મનુષ્ય માત્રની ફરજ છે

આ વખતના પુઠા ઉપર જોઇ તમારા મનમાં કેવો વિચાર થાય છે! તે ચિત્ર ઉપરથી તમે શું કલ્પી શકો છો? તે ચિત્રની કલ્પનાના અર્થમાં જ ભાગ્યોદય કરવાનો માર્ગ સમાઈ જાય છે પ્રત્યેક મનુષ્યને પોતાનો ભાગ્યોદય કરવાને માટે સરસ્વતિ, લક્ષ્મી, અને શ્રી પરમાત્માની કૃપા મેળવવાની જરૂર છે પરમાત્માની કૃપા થતા સરસ્વતી અને લક્ષ્મીની પણ કૃપા થવાની જ અને આ પ્રમાણે જો મનુષ્ય પોતાના ભાગ્યનો ઉદય કરવા માટે પરમાત્માની કૃપા મેળવવા પ્રયત્ન સેવે તો પછી તેના ઉપર સરસ્વતી અને લક્ષ્મીની કૃપા થતાં તેના ભાગ્યનો ઉદય થવાને જરા પણ વિલંબ લાગતો નથી.

ભાગ્યોદયમાં હવે પછી તેના નામ પ્રમાણે મનુષ્ય માત્રના ભાગ્યનો ઉદય કરી શકે તેવા જ સંગીન વિષયો આપવાનો તંત્રીએ નિશ્ચય કર્યો છે. જેમ લેખ સંગીન અને મનુષ્યનું હિત કરી શકે તેવા આવશે, તેમ તેની સુંદરતામાં પણ કાંઇક વિશેષતા જોવામાં આવશે. તેમાં હવે પછી રફ કાગળ ન વપરાતાં ગ્લેઝ કાગળો વપરાશે પુઠું આર્ટ પેપર ઉપર છપાશે અને તેથી જો કે ખર્ચ વિશેષ આવશે, તોપણ અમારા ગ્રાહકોને તેથી સંતોષ થશે તો અમે અમારા તે ખર્ચનો હિસાબ ન ગણતાં અમારી ઇચ્છા પુરી થએલી સમજીશું.

ભાગ્યોદયને સચીત્ર કરવાની ઘણા ગ્રાહકોની ઇચ્છા છે અને તેથી અમે તેને આઠમા વર્ષથી સચીત્ર કરવાનો નિશ્ચય કર્યો છે, અને તેમ છતાં પણ માસીક સચીત્ર કરી લવાજમ બીજા

માસિકોની માફક આઠ નવ રૂપિઆ ન રાખતાં માત્ર ચાર જ રૂપિઆ રાખવાનો વિચાર કર્યો અને આશા છે કે તેથી ગ્રાહકો સંતોષ પામશે.

નવીન વર્ષારંભે આપણામાં એકબીજા સ્નેહિ સબંધીયો પ્રતિ શુભેચ્છાસૂચક પત્રિકાઓ મોકલવાનો રીવાજ પડી ગયો છે અને તેથી એ પત્રિકાઓદ્વારા અન્યનું શુભ ઇચ્છવાની ભાવના ફેલાવવાનો ઘણો જ સારો પ્રયત્ન થાય છે આ માસીકના તંત્રીએ પણ તેના ગ્રાહક બધુનું શુભ ઇચ્છાની આ વર્ષારંભે પત્રિકા મોકલવી જોઇએ પણ તેના ત્રણ હજાર ઉપરાંત ગ્રાહકોને તે પ્રમાણે પ્રથક્ પ્રથક્ પત્રિકાઓ તે લખી શકે કે તેમ નથી અને તેથી તે ભાગ્યોદય દ્વારા જ પોતાના દરેક બધુનું શુભ કરવાની ઇચ્છાને વેગ આપે તો તે કાંઇ ખોટું ગણાશે નહિ.

ભાગ્યોદય દરેક માસે નિયમિત નિકળતું હોવાથી આ માસીકને પ્રકટ થવામાં થોડો વિલંબ થતાં ઘણા ગ્રાહકો તલપાપડ થઇ બબે ત્રણ ત્રણ પત્ર લખી ચૂકયા છે તેમને અમે સ્વતંત્ર જુદા જુદા જવાબ આપી શકયા નથી. તેમની ભાગ્યોદય વાંચવાની આ પ્રકારની તીવ્ર જીજ્ઞાસાને જોઇ અમે તેમના ઉપર પ્રસન્ન થયા છીએ, અને દરેક મનુષ્યને તેવી જીજ્ઞાસા પ્રકટો એવી ઇચ્છા રાખીએ છીએ પણ તેઓ હવે જાણી શકશે કે ભાગ્યોદય પ્રકટ થવામાં વિલંબ થવાનાં પણ અનેક કારણો હતાં એક તો દીવાળી ઉપર આ અંક પ્રકટ થાય અને દરેક બંધુના હાથમાં તંત્રીની શુભેચ્છાનો સંદેશો લઇ બેસતા વર્ષના દિવસે જાય, તેવી પણ ઇચ્છા હતી વળી આ અંકને માટે ટાઇટલ પેજ ઉપરની ડીઝાઇન નવી તૈયાર કરાવવામાં, તેનો બ્લોક તૈયાર કરાવવામાં અને તેને આર્ટપેપર ઉપર છપાવવામાં વધુ વિલંબ થાય એ પણ સ્વાભાવિક, એ ઉપરાંત આ અંકને વિલંબ થવામાં કેટલાંક દૈવિ કારણો પણ હતાં જેવાં કે તંત્રીની એકાએક ઘણી જ સખ્ત માંદગી, અને તેની એક મહિના સુધી પથારીવશ જેવી સ્થિતિ, સાધારણ પત્રવ્યવહાર પણ ન થઇ શકે તેવી અશક્તિ, અને તેવાં કારણોથી આ અંક નીકળવામાં વિલંબ થાય એ સ્વાભાવિક છે હજુ પણ તંત્રીને લેખો લખવાની ડૉકટરોની મનાઇ છતાં પણ આ અંકમાં માત્ર આ એક જ લેખ લખી પોતાના ગ્રાહક બંધુઓને પોતાના હૃદય પૂર્વક પોતાની શુભેચ્છા આ પત્રદ્વારા મોકલવાની પ્રબળ ઇચ્છા તેની વૃત્તિમાં થતાં આ એક જ લેખ લખવા તેની ઇચ્છા થઇ છે ઇશ્વરે તેનામાં ફરી નવુ જીવન, નવી શક્તિ અને નવા બળ સાથે આયુષ્યનો વધારો કરેલો હોવાથી તે હવે પછીના અંકથી ગ્રાહકોનું હિત કરી શકે તેવા લેખો લખી શકવા શક્તિમાન થશે

આ આખા અંકમા તંત્રીના લેખો જો કે નથી તો પણ ગુજરાતના સમર્થ વિદ્વાનોના લેખો તેમાં તમે જોશો, અને હવે પછીના અંક સુધી કાંઇક ધીરજને ધારણ કરશો તો તેના નવીન લેખો વાંચી શકશો.

આપ આ નવીન વર્ષના આરંભમા આપના જીવનને ઉચ્ચ કરવા શુ કોઈ પણ એક નિશ્ચયને નહિ ધારણ કરી શકો ! હું ધારું છું કે જેમ અનેક મનુષ્યો અનેક પ્રકારનાં વ્રતને ધારણ કરે છે, અનેક પ્રકારની દેવની બાધાઓ રાખે છે, તેમ આપણે પણ આજે આ નવીન વર્ષના આરંભે કોઇ પણ એક પ્રકારના નિશ્ચયને આપણા પ્રયત્નમાં, અને આચારમાં ધારણ કરવાને પ્રયત્નશીલ થઇ શકીશું. આપણા આચારની શુદ્ધિ અર્થે, જીવનને ઉચ્ચ કરવા માટે, અને

દૈવી બળ પ્રકટાવવા માટેનાં અનેક વ્રતો હોય છે. તેમાં સત્યનું પાલન કરવું, શાંતિ રાખવી, પ્રાણિ માત્ર પ્રતિ પ્રેમ રાખવો, અને આનંદને ધારણ કરવો આવા અનેક વ્રતો છે જેમાના કોઇ પણ એક વ્રતને પાલન કરવાનો ચાલો આપણે આજે નિશ્ચય કરીએ. તમામ વ્રતો સામટાં ન પાળી શકીએ પણ તેમાંનું એક તો પાળી જ શકીશું અને જો તમે આમાંના કોઇપણ એક વ્રતને યથાર્થ રીતે સાવધાનતા પૂર્વક આજથી પાળી શકો તો આ વર્ષના અંતે તમારામા ઘણો ફેરફાર થઇ ગએલો તમને જણાશે તમારો વ્યવહાર સુધરશે, સુખ મળશે, નિશ્ચિત થઈ શાંતિને ભોગવશો. કહો ત્યારે તમે આમાના કયા વ્રતને ધારણ કરવાનો નિશ્ચય કર્યો ? મનમાં નિશ્ચય કરો, તે નિશ્ચયને હમેશને માટે વળગી રહેવાનું તમારામાં બળ છે કે કેમ તેની ખાત્રી કરો તમારા અંતરાત્માને પૂછો, અને પછી એક નિશ્ચય ઉપર આવો

જો સત્યનું પાલન કરવાની પ્રતિજ્ઞા લેશો, સત્યાગ્રહ બનશો તો હમેશાં તમારે સત્યને જ પાલન કરવુ પડશે તમારા વેપાર રોજગારમાં પણ સત્ય જ બોલવુ પડશે, અને વર્તન પણ સત્ય જ રાખવુ પડશે.

તમારે સત્યાગ્રહિ થતા ભડકવાનું કે રાજ્યનો ભય રાખવાનું કાંઇ પણ કારણ નથી કારણ આ સત્યાગ્રહિને કાયદાનો ભંગ કરવાનો હોતો નથી એતો શ્રીયુત ગાંધીજીના નિશ્ચયો પ્રમાણે સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઉપર સહી કરનારને માટે છે, આપણે તો આચારે અને વ્યવહારે સત્યનું પાલન કરવાનું છે અસત્યનો જરા પણ સમ સેવવાનો નથી જો આ પ્રમાણે તમે એક વર્ષ સુધી સત્યને પાલન કરવાના ટેકને વળગી રહેશો તો તમે તમારી જીંદગી આ વર્ષના અંતે બદલાઇ ગએલી જોશો તે પછી બીજે વર્ષે બીજું વ્રત લેજો.

હવે જો તમારે શાંતિ ધારણ કરવાનું વ્રત લેવું હોય તો હમેશાં શાંત રહેવું. ક્રોધને જરા પણ ધારણ કરવો નહિ ગમે તે થાય, તમારા દુશ્મનો તમારા ઉપર ગમે તે કરે. તમારા ઘરમાં સ્ત્રી કે છોકરાંથી ગમે તેટલું નુકશાન થાય, ગમે તેટલા ક્રોધને ઉપજાવનાર પ્રસંગો બને, તમારાં સ્ત્રી, છોકરાં કે સંબધીઓને અન્યની સાથે લડવાડ ટંટો થાય, કોઈ તમને ગાળો ભાંડે, તમારૂં ખરાબ કરવાનું ધારે તોપણ તમે તેના ઉપર ગુસ્સે થઈ જતા નહિ. તમારે તમારા ક્રોધને ખાઇને પચાવી જવો જોઇએ, અને હમેશાં શાંતિને ધારણ કરી રાખવી જોઇએ. આચારમાં શાંતિ, ધંધામાં શાંતિ, જ્યાં જાવ ત્યાં અખંડ તમારી સાથે શાંતિનો સમાગમ થવો જોઇએ જો આ પ્રકારે તમે શાંતિને ધારણ કરવાનું બળ મેળવશો અને તેને ધારણ કરવાનો આ નવીન વર્ષે નિશ્ચય કરશો તો વર્ષના અંતે તમો તમારી જીંદગી બદલાઇ ગએલી જોશો

ત્રીજી રીતે પ્રાણિમાત્ર પ્રતિ પ્રેમ રાખવાનું પણ એક વ્રત છે તમે આજે જો દરેક મનુષ્ય પ્રતિ પ્રેમ રાખવાના નિશ્ચયને ધારણ કરી શકો તેમ હો ગમે તે થાય, ગમે તેટની પ્રતિકુળતા નડે તોપણ જો પ્રેમ રાખવાના નિશ્ચયથી ન ડગી શકો તેમ હો તો તે વ્રતને ધારણ કરવું એ ઉત્તમ છે પ્રેમ રાખવાથી આપણે મનુષ્ય માત્રને આપણા ભાઇ, સબધી કે સ્નેહિ ગણી શકીએ છીએ દુશ્મન હોય તે પણ ભાઇ, યુરોપીઅન પણ ભાઇ, અને મુસલમાન પણ ભાઇ બની શકે છે. કોઇ પણ પ્રતિ વૈર દષ્ટિ રહી શકતી નથી કોઇનું પણ અહિત કરવાની ઇચ્છા થતી નથી. આપણે આપણા આત્મા ઉપર જેટલો પ્રેમ રાખીએ તેટલો જ અન્ય સર્વ ઉપર રાખવો જોઇએ. જો આ વ્રતને ધારણ કરીશુ તોપણ આપણી ઉન્નતિ એકજ વર્ષમાં થઇ જવાની

આનંદને અહર્નિશ આપણા હૃદયમાં ધારણ કરી રાખવો એ પણ એક વૃત્ત છે સત્ ચિત્ અને આનંદ એ ઇશ્વરનાં ગુણ ધર્મો છે આનંદને પાલન કરવાનું વૃત લેવાથી આપણે હમેશાં આનંદમાં રહી શકીએ છીએ. ઉદ્વેગ, ચિંતા, શોક કે ગ્લાનિ થવાનો અવકાશ રહેતો નથી. ગમે તેટલા પ્રતિકુળ પ્રસંગો બને, ગભરાવી નાંખનારા ઉલ્કાપાતો થાય, છાતી ફાટી જાય તેવા બનાવો બને તોપણ આપણે આપણા આનંદનો જરા પણ ત્યાગ કરી શકતા નથી, પણ અખંડ સ્મિત વદને હૃદયમાં પ્રસન્નતાને ધારણ કરી શકીએ છીએ આ જગતમા બનતા અનુકુળ, પ્રતિકુળ પ્રસંગોના દ્રષ્ટા બની, સર્વ પ્રસંગોનો નહિવત અનુભવ કરી શકીએ છીએ અને હમેશાં આપણા હૃદયની પ્રસન્નતામાં મસ્ત બનીને મ્હાલી શકીએ છીએ આ પ્રકારના આનંદને પાલન કરવાનું જો આપણે વૃત લઇએ તોપણ આ વર્ષના અંતે આપણે આપણા જીવનને બદલાઈ ગએલું જોઈ શકીશુ

આ પ્રકારે અનેક પ્રકારના સંનિશ્ચયો છે કે જેમાંના એક એકનુ દર વર્ષ પાલન કરવાની પ્રતિજ્ઞા કરવાથી આપણે આપણા જીવનને બહુ઼ી ઉચ્ચ બનાવી શકીએ છીએ. આશા છે કે આપ મારી આ ઇચ્છાને માન આપી આ વર્ષથી જ કોઇ એક નિશ્ચયને ધારણ કરી તેનું સાવધાનતાથી પાલન કરશો.

પરમાત્મન્ ! આ નવીન વર્ષના આરંભમાં મનુષ્ય માત્રનુ હિત થાય તેવા પ્રયત્નો તેમના અંતઃકરણમાં સ્ફુરાવો, જગતમાં વ્યાપી રહેલા અંધકારને જેમ સૂર્ય ભગવાન નિવૃત્ત કરે છે તેમ આ સત્ વર્ષમાં વ્યાપી રહેલા દુઃખરૂપી અંધકારને આપ આપના પ્રકાશથી નિવૃત્ત કરો, અને સર્વ સ્થળે શાંતિ અને આનંદ સ્થપાય તેવી આ હૃદયપૂર્વક કરેલી વિનતિનો સ્વિકાર કરો એજ શુભેચ્છા છે

બંધુઓ ! આપ પણ આપના હૃદયમા વ્યાપી રહેલા પરમાત્માને આ વર્ષના આરંભમાં પ્રકટ કરવાનો નિશ્ચય કરો અન્યની સહાયની ઇચ્છા ન રાખતા પરમાત્માની સહાય મેળવવાનો પ્રયત્ન કરો, જેમ બને તેમ અન્યને સુધારવા પહેલાં તમે પોતે સુધરવા પ્રયત્ન કરો, જાણો તેટલું આચારમાં ઉતારો, નવુ નવુ જાણવાની વનવમનાનો ત્યાગ કરીને સત્ય હોય તેનું પાલન કરતાં શીખો, સદા આનંદમાં મસ્ત બનો, શાંતિને ધારણ કરો, ઘરમાં સ્ત્રી, બાળકોના આનંદના સુખનો અને ઉચ્ચ જીવનનો અનુભવ કરતાં શીખો અને તેમને શીખવાડો ધન કમાવામાં લક્ષ આપવા કરતાં દરરોજ અર્ધો કલાક કે કલાક તમારા ઇષ્ટદેવની ઉપાસનામાં ગાળવાની વધુ અગત્ય માનો, આર્થિક ઉન્નતિ કરવાને માટે સદા સત્યનું પાલન કરતાં શીખો, દરરોજ અર્ધો કલાક કે કલાક—તમારા આચાર અને વિચારને ઉન્નતગામી બનાવનાર પુસ્તક કે માસીકનુ મનનપૂર્વક અધ્યયન કરી તે પ્રમાણે વર્તન રાખવા યત્નશીલ થાવ અને અંતે અનંત સામર્થ્ય સંપન્ન પરમાત્માનાં અખંડ સુખ સામર્થ્યોને પ્રાપ્ત કરો એજ આ વર્ષારંભે શુભેચ્છા છે

# "પ્રજાનો આત્મા ઘરમાં વસે છે."

લેખક—મી એન્ડ્રુઝ

એક ટુંકા લેખની નવજીવનના અધિપતિની માગણીનો હું ખુશીથી સ્વીકાર કરૂં છું નવજીવન મને ખાસ કરીને આકર્ષે છે કેમકે હું સમજુ છું તે પ્રમાણે તેનો આશય હિંદુસ્તાનના પ્રત્યેક ઘરમાં—ખરા ઘરમાં—સદેશો મોકલવાનો છે જે અંગ્રેજ જેવા બની ગએલા હિંદીઓ ઘરમાં ખુરસી ટેબલો રાખે છે, પોતાની દિવાલો ઉપર કદરૂપી છબીઓ ટાંગે છે અને બર્મીંગહામનો અહીં ન છાજે એવો ફરનીચર મૂકે છે તેવાઓને નહિ પણ નવજીવન પોતાનો સંદેશો એવાં સાદા ઘરમાં પહોંચાડવા માગે છે કે જ્યાં રહેનાર સરળ રીતે, કરકસરથી અને સ્વદેશીવ્રતનું પાલન કરીને રહે છે સ્વદેશી રહેણિ આડંબરની વિરોધી છે અને પરદેશની પૂજા કરવાને બદલે દેશ પ્રત્યે માન જાળવનારી છે.

હું ઉમેદ રાખું છું કે નવજીવન હિંદુસ્તાનનાં ઘરોમાં અસલની સુંદર સાદાઇ ફરી દાખલ કરવામાં મોટી શક્તિ રૂપ થઇ પડશે, હિંદુસ્તાનનો આત્મા હિંદુસ્તાનનાં ઘરોમાંજ હોઇ શકે અને જો ઘર સાચું ન હોય તો હિંદ મહાન નજ થઇ શકે. પણ જો ઘર સાચું રહે, જો દરેક હિંદવાસી હિંદીને છાજે તેવી જ રીતે પોતાનું જીવન ગુજારે અને બીજા મુલકના લોકો રહેતા હોય તેમ રહેવાનો પ્રયત્ન ન કરે તો આવું ઘર બળ અને દ્રઢતા ઉત્પન્ન કરશે અને જ્યારે આ બન્ને ગુણો ઘણાં ઘરોમાં વાસ કરશે ત્યારે હિંદુસ્તાન પણ બળવાન અને દ્રઢ થશે. હિંદુસ્તાનનાં સંતાનોને જગતમાં માન મળશે, હિંદુસ્તાનના ધર્મ અને હિંદુસ્તાનની રહેણીની પૂજા થશે અને પશ્ચિમના મહાન પુરૂષો હિંદુસ્તાનની સલાહ માંગશે આજે તો હિંદુસ્તાનની પાસે જગતને આપવા જેવું કાંઇ છે એવું તેઓને જ્ઞાન પણ નથી પણ પશ્ચિમની પ્રજાઓ પ્રાચીન શિક્ષણ ઝીલી લેવા હજુ તૈયાર નથી, એ જો ખરૂં હોય તો હિંદુસ્થાને પોતેજ એ શિક્ષણ ફરી પાછું લેવું જોઇશે એ પણ શું ખરૂં નથી? હિંદને જે ઘણું યાદ હોવું જોઇએ એ હિંદ પોતેજ ભૂલી નથી ગયું? અને જો હિન્દ પોતેજ ભૂલી ગએલું હોય તો તે બીજાને કેમ શીખવી શકશે? હિંદ કને દુનિઆને સારૂ કંઇ સંદેશો છે એમ હિંદના આગેવાનો કહે છે એ ખરૂં હોવાનો સંભવ છે પણ જો તે સંદેશાને સારૂ જગતની પાસેથી આવકાર મેળવવામાં હિંદ વિજયવાન થવા ઇચ્છતું હોય તો હિંદનાં સ્ત્રી પુરૂષોએ સર્વાર્પણ પણ કરવું જોઇએ એવું હિંદને સ્મરણ કરાવવા નવજીવન હસ્તીમાં આવ્યું છે હિંદ દેવીને સંતોષ થાય. એવા ઉમદા વારસાને શોભાવનારા સંતાન પેદા થાય એવા પ્રકારનું જીવન સદાયે કેમ ગાળી શકાય. એ પ્રત્યેક હિંદીએ શોધવાનો પ્રયત્ન કરવો જોઇએ. સર્વાર્પણ કરેલું વિશુદ્ધ સ્વદેશાભિમાની જીવન કોઇ પણ વ્યક્તિ ગાળી રહેલ છે કે નહિ એ જાણવાનો એક સારામાં સારો રસ્તો તો એ છે કે તે વ્યક્તિ પોતાનો બોજો પોતે

+ મી એન્ડ્રુઝે નવજીવનના તંત્રીને મોકલેલ લેખનો ગુજરાતી અનુવાદ—નવજીવનમાંથી

ઉચકી લેવા સમર્થ છે કે નહિ, અને પોતાનાં કપડાં સમારી શકે છે કે નહિ એ જોવું, પોતાનાં કપડાં પોતેજ બનાવી શકે એ મારૂજ કહેવાય જો હિન્દુસ્થાનના પ્રત્યેક ઘરમાં થોડા માણસો પણ હાથની સાળ ચલાવી કુટુમ્બની જરૂરીઆત જેટલાં સારાં કપડાં વણવામાં રોકાઇ જાય તો મારી ખાતરી છે કે નવજીવનના તંત્રી બહુ રાજી થશે દરેકને પોતપોતાના કપડાં બનાવવાની ફરજ પડે એ જરૂર ઇચ્છવા જેવુ નથી ભલે વધારે અગત્યનુ જ નહિ તો પણ બીજું કામ કરવાની આવશ્યકતા હોય છે છતાં પોતાને જોઇતી વસ્તુઓ બનાવતા જાણવુ, સ્વાશ્રયી બનવુ, નોકરોના પણ ગુલામ નહી રહેવુ એમાં ખરી બાદશાહી છે રાજાને સારૂ અંગ્રેજીમાં જે શબ્દ છે તેનો અર્થ "કરી શકનાર" એવો છે જેને બીજાની ઉપર આધાર રાખવો પડે છે તે આવો સ્વાશ્રયી રાજા ના થઇ શકે એટલે હમણા મતાન્ધો તે ગુણ શહેરીઓમાં આગળ પડતો હોવો જોઇએ.

જે પુરૂષ અથવા સ્ત્રી જરૂર જણાયે રસોઇઆ, ધોબી, દરજી અને ચાકરો વિના રહી શકે તે હાલના ઘણા માણસોની ગુલામગીરી સ્થિતિમાંથી મુક્ત રહે. જેઓ દાસમણી સ્થિતિમાં રહે છે તેઓ પોતાની નબળાઇ વધારે છે અને પ્રજાતેજને ઝાંખુ પાડે છે આપણા રોજના કાર્યને સારૂ આપણે જે વખત ગાળવો જોઇએ તે વખતનો આપણે વધારે સારો ઉપયોગ કરી શકીએ એ બનવાજોગ છે એવે સમયે બીજાઓની સેવા આપણે સાભાર સ્વીકારીએ પણ સ્વાશ્રયનો પાઠ જે હિંદુસ્તાનને હજુ શીખવવો રહ્યો છે તે આપણે તો શરૂ કરી દેવો જોઇએ બને ત્યા સુધી ઉવટ જીંદગીની જરૂરીઆતોને વિષે અને તે ઉત્પન્ન કરવાના સાધનોને વિષે હિંદુસ્તાન બહારની મદદ વિના ચલાવી શકે એટલે દરજ્જે તે સ્વાશ્રયી બને એમ આપણે બધા ઇચ્છીએ પણ આવુ થઇ શકે તેને સારૂ આપણે પ્રજાજીવનનો એકડો જે ઘર છે ત્યાંથી શરૂઆત કરવી જોઇએ એક તાલીમને ખાતર પણ ઘણે ભાગે પોતાની મહેનતથી ઉત્પન કરેલી વસ્તુઓ ઉપર નભી શકવાની કળા દરેક માણસે શીખવી જોઇએ, અને તેથી અમારી રાષ્ટ્રીય શાળાઓમાં અમે છોકરાઓને વણતાં, ઝાડ ઉછેરતાં અને સામાન્ય ખેતી કરતાં, સાધતાં, કપડાં ધોતાં અને સમારતાં શીખવીએ છીએ, અને બીજા ઉપયોગી અને આનંદદાયી ધંધાનું જ્ઞાન આપીએ છીએ તેઓને પોતાના શરીરની બરોબર સભાળ રાખવાની શક્તિ મેળવવા દો અને પછી તેઓ પ્રજાશરીરની સભાળ રાખવા વધારે શક્તિમાન થશે, અને તેથી હું ઉમેદ રાખુ છુ કે નવજીવન એ ઘણાં ઘરમાં આવા સંદેશાનો દૂત બનશે અને કાળે કરીને હિંદુસ્તાનની બધી ભાષામાં નવજીવનની આવૃત્તિઓ નીકળશે કે જેથી સાદાઇ સ્વપૂર્ણતા સ્વાશ્રય અને આત્મોન્નતિના પાઠ મળશે અને પોતાની સત્તા વધતાં, જગતમાં કીર્તિ મળતાં અને જગત પ્રત્યેની પોતાની ફરજ બજાવતાં પ્રાચીન સમયથી ઉતરેલા સિદ્ધાંતો હિંદુસ્તાન સુંદર સ્વરૂપમાં જાળવી રાખશે કેમકે જો તે સિદ્ધાંતો ખોઇ બેસે તો પ્રજા દુર્બળ થાય અને જો તે વખતસર પાછા ન મેળવાય તો પ્રજાનો નાશ થાય

---

# श्री हंस स्वामी.*

( લેખક—રા. મોતીલાલ જેઠાલાલ મહેતા )

આપણા આર્યદેશના આર્યોમાં ખાસ સ્વભાવ એ છે કે તેની દૃષ્ટિ અબાધિત પરમ સત્ય તરફ એકદમ આકર્ષાય છે, અને કોઇ કોઇ તે સત્ય પ્રાપ્ત કરવાનો આગ્રહ એટલો બધો રાખે છે કે તેના વિકટ સંકટ વેઠીને પણ તે સત્ય પોતાનું કરે છે એવા સત્યાગ્રહી આર્યોને આપણે મહાત્મા કહીએ છીએ. તેવા કેટલાકના જીવન આપણા ઇતિહાસમાં પ્રસિદ્ધ છે હરિશ્ચંદ્રનો ટેક, પ્રહ્લાદનો પ્રભુપ્રેમ, બલિરાજાનું બલિદાન, ધ્રુવનું તપ, સીતા અને સાવિત્રીની પતિભક્તિ વિગેરે સત્યાગ્રહનાં દ્રષ્ટાંત છે તેઓ અનેક સંકટો વેઠી પોતાના સત્યાગ્રહથી દુર્લભ વસ્તુ સુલભ કરી શક્યાં હતાં એવા એક સત્યનિષ્ઠ મહાત્મા સ્વામી હંસનું વર્તમાન જીવન—આત્મબળ કેટલું કામ કરી શકે છે તે પ્રત્યક્ષ બતાવે છે અને તે લોકોપયોગી હોવાથી અત્રે તેનું વૃત્તાંત આપવુ યોગ્ય લાગે છે

પૂર્વાશ્રમમાં સ્વામી હંસનું નામ ગજાનન પાંડુરંગ નારેકર હતું તેમનો જન્મ શકે ૧૮૦૦ માં થયેલ છે તેથી હમણાં તેમની ઉમર ૪૧ વર્ષની છે તેમના પિતા પાંડુરંગ નારેકર ધુળીઆના એક પ્રસિદ્ધ વકીલ હતા તેઓ પરમ સાત્વિક વૃત્તિના હતા. ગજાનનરાવની બાલ્યાવસ્થામાં જ તેમનાં માતુશ્રી સ્વર્ગવાસી થવાથી તેમના નિર્ધરૂપ પિતા તથા તેમના મોટા ભાઇને માથે તેમનો બધો ભાર આવી પડયો ગજાનનરાવ પોતાની ન્હાની ઉમરમાં બહુ જ બિકણ હતા પણ તે જ મ્હોટી ઉમરે હિમાલયના ઘોર અરણ્યમાં હિંસક પશુઓના સહવાસમાંથી કૈલાસ માનસ સરોવર અને ગૌરીકુંડ જેવા નિર્જન સ્થળોની તિર્થયાત્રા કરી આવી શક્યા છે તેનું કારણ તેમને પોતાનામાં આત્મવિશ્વાસ હતો

રા ગજાનનરાવનો અભ્યાસ અંગ્રેજી સાતમા ધોરણ સુધી થયો હતો તે વખતે તેમના પિતા સ્વર્ગવાસી થયા મેટ્રીકની પરીક્ષામાં નાપાસ પડવાથી તેમણે તે અભ્યાસ છોડી તારનું કામ શિખવાનું શરૂ કર્યું તારની પરીક્ષાને બે ત્રણ મહિનાની વાર હતી તેવે સમયે પુનામાં પ્લેગ હોવાથી તે દેહુક્ષેત્ર કે જે ભૂમિ શ્રીતુકારામ મહારાજના પગથી પાવન થયેલ છે ત્યાં ગયા. ત્યાં દરરોજ ઇદ્રાયણી નદીના ઝરા ઉપર સાંયકાળે જવાની એમને ટેવ હતી. રોજની માફક એક દીવસ ત્યાં જઇ બેઠા'તા તે વખતે ત્યાંનો દેખાવ જોઈ સંસાર મૃગજળ માફક નશ્વર લાગવાથી તે વિચારનું એકદમ જોર થયું. અસાર વસ્તુનો ત્યાગ કરવાનો નિશ્ચય થયો તેથી સાથે લાવેલ કપડાં પુસ્તક વિગેરે જે જે નશ્વર ચીજો સાથે હતી તે બધી ઇંદ્રાયણી નદીમાં તેમણે અર્પણ કરી એવી રીતે બધો પરિગ્રહ સંત તુકારામ મહારાજના ચરણમાં મુકી પોતે તેનાથી મુક્ત થયા. આવી મનોવૃત્તિ એકદમ થવાનું મુખ્ય કારણ તેમના આગલા જન્મનું પુણ્ય સ્ફુરી આવેલ હશે અથવા તે પુણ્યભૂમિ અને પવિત્ર નદીના સાન્નિધ્યનો પ્રતાપ હશે ૧૮—૧૯ વર્ષની ઉમરે રા. ગજાનનરાવને આમ દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન થયો

વૈરાગ્ય ઉત્પન્ન થવાના પ્રસંગો માણસને ઘણીવાર આવે છે પણ ઘણાને તેની અસર તેમના મન ઉપર કાયમ રહેતી નથી. અભ્યાસથી મતિ શુદ્ધ થાય છે અને વિવેક અને વૈરાગ્યથી સ્થિર

* આ જીવન ચરિત્ર આત્મશોધકના જુન સને ૧૯૧૯ના અંકમાં આવેલ તે વાચકોને જ્ઞાન સેવા યોગ્ય હોવાથી અત્રે લીધું છે

એ પ્રમાણે ત્રણ વખત અવાજ આવ્યા પછી પોતે પુછ્યું કે " મે ગૌરીકુંડ જોયો નથી " તે ઉપરથી એક નકશો તેમની નજર આગળ આવ્યો કે જેમા જોયુ કે મુમ્બાઇથી કાથગોદામ રસ્તે હિમાલયમા જઇ માયાવતી તરફથી જતા કૈલાસ માનસ સરોવરની નજીક ગૌરીકુંડ આવેલ છે તે ઉપરથી તેમણે ત્યાં જવાનો નિશ્ચય કર્યો.

એ પ્રમાણે નિશ્ચય કરી ગિરીનારથી મુમ્બાઇ આવી, મુંબાઇથી દિલ્હી એકસપ્રેસમાં બીજા સ્ટેશને બીજે દિવસ પહોંચ્યા ત્યાથી પન્જાબ મેલમાં કાનપોર અને ત્યાંથી લખનૌ ગયા લખનૌથી બરેલી થઈ કાથગોદામ સ્ટેશન જઇ પહોચ્યા ત્યાંથી હિમાલયના પહાડ ચડવાની શરૂઆત કરી તે કહે છે કે " હિમાલયમા મારા જેવા હાલ થયા તે લખવા બેસું તો મારા ઉપર અતિ શયોક્તિનો આરોપ આવશે આમ છતા મારા ઉપર જે સંકટ આવી ગયાં છે તેની સામા થવાને ગુરૂ મહારાજની દયાથી મને શક્તિ પણ આવી હતી."

એક વખત એક જંગલી હાથી તેમની પછવાડે પડયો હતો તે વખતે તેમની સાથે એક ભોમીઓ હતો હાથી અને સર્પમાં એક સ્વભાવ એવો હોય છે કે તે જ્યારે રતિક્રિડા કરતા હોય તે વખતે જો તેમને કોઇ જુએ તો તેની ઉપર ખીજી તેની પછવાડે દોડે છે એવા એક વખતે એક હાથીના જોડા તરફ અજાણતા દૃષ્ટિ પડતા હાથી ખીજવાઇને તેમને મારવા દોડયો તેમના ભોમીઆએ બુમ પાડી કે " મહારાજ ભાગો, પીછે એ હત્તી આ રહા હૈ " તે ઉપરથી તેઓ એક ભેખડ સુધી દોડયા હાથી બહુ જ નજીક આવી પહોચવાથી અને બીજે કોઇ વળીને ભગી જવાનો રસ્તો ન હોવાથી તેમણે અને તેમના ભોમીઆએ તે ભેખડ ઉપરથી નીચે કુદકો માર્યો. હાથી ભેખડના કાંઠા ઉપર આવીને ક્રોધથી સુંઢ આગળ લબાવીને ફુફાડા મારવા લાગ્યો પરંતુ નિરાશ થઇને શાન્ત ઉભો હતો સ્વામીજીએ પોતાના હિમાલયના પ્રવાસનું એક પુસ્તક મરાઠીમાં લખેલ છે તેમાં જણાવે છે કે " તે ખાઇ ઘણી ઉંડી હતી ભેખડ ઉપરથી પડતાં જ અમને મૂર્છા આવી હતી ભોમીઆને દશ અગ્યાર કલાકે શુદ્ધિ આવી હતી હું બે દિવસ બેશુદ્ધ રહ્યો મારી કેડ સુજી ગઇ હતી પરંતુ હાડકાને કાંઇ ઇજા થઈ ન હોતી હું દશ પંદર દિવસે સાજો થયો પણ શક્તિ આવતાં ઘણા દિવસ લાગ્યા. ભેખડ ઉપરથી કુદકો માર્યો તે જ વખતે મહારાજના ચરણારવિંદનું ધ્યાન ધરીને દેહ ફેંકયો હતો મને લાગ્યુ કે પ્રભુની ઈચ્છા એટલી હશે કે વધારે ઇજા ન થતા અમે બચીએ એ પ્રમાણે વાઘરીછ વિગેરે હિંસક પશુના સપાટામાથી પણ અમે બચ્યા હતા તરશ, ભુખ, ઠંડી વિગેરેથી મને અને મારા ભોમીઆને ઘણો જ ત્રાસ થતો. એક વખતે એક મ્હોટા અરણ્યમાં અમે રસ્તો ભૂલ્યા અને સાત દિવસ સુધી કોઇ મનુષ્ય કે પ્રાણી અમને નજરે પડયુ નહી ત્રણ દિવસ અમને ઝાડના પાલા સિવાય કંઇ જ આહાર મળ્યો ન હોતો."

શ્રી કૈલાસ માનસ સરોવરની યાત્રાએ નિકળતાં કાથગોદામ સ્ટેશન છોડી રસ્તામા ભીમતાલ, ધારી, મોરનૌલી, દેવીધુરા, ધુના ઘાટ વગેરે સ્થળો જોતાં જોતાં તે માયાવતી પહોંચ્યા ત્યાં કેટલાક સન્યાસી અને બીજા માણસો તેમને કહેવા લાગ્યા કે તમે જે પ્રવાસ કરવા ધારણા રાખો છો તે બહુ જ કઠણ કામ છે તમારા શરીરનો બાંધો બહુ જ નબળો છે તો તમે આખો હિમાલય કેવી રીતે ઓળગી શકશો તેની અમને બહુ ચિંતા રહે છે પણ તેનો તે એક જ ઉત્તર આપતા કે मैं सद्गुरुका बच्चा कभी नहीं हुंगा दिलका कच्चा

માયાવતીથી નીકળી ગર્ભાંગ ગયા, ત્યાંથી ગોરન્યા, ત્યાંથી પીઠોરાગઢ ત્યાંથી નાવર, કનાલી છીના અને અસ્કોટ પહોચ્યા. અસ્કોટ નીકળી તીન્ના ગામ પહોચ્યાં ત્યા એક વખત પોતે પર્વતના સુંદર દેખાવો જોતા હતા એવામા ચારપાંચ જુવાન છોકરીઓ તેમની આસપાસ આવીને બેઠી અને તેમની સામુ જોઇ રહી તે બધી અન્દર અન્દર પોતાની ભાષામા વાતો કરવા લાગી. સ્વામીજી પોતાના પ્રવાસવર્ણનના પુસ્તકમાં લખે છે કે " મારૂં લક્ષ તે છોકરી તરફ જરાએ ન હોતું.

ત્યાં ઝુપડાની અન્દર એક શાળામાસ્તર તે છોકરીઓનું ભાષણ સાંભળતો હતો. તે છોકરીઓ મોટેથી હસી અને તે માસ્તર પણ હસતો હસતો બહાર આવ્યો અને મને કહ્યું 'સ્વામીજી આ છોકરીઓનો તમારા ઉપર પ્રેમ થયેલ છે તમે અહિંઆજ રહો એવી તેમની ઇચ્છા છે' માસ્તરને મે કાંઈ જવાબ આપ્યો નહીં શાળામાસ્તરનું મન તે છોકરીઓને નાચવા ગાવાને કહેવાનુ હતું પરંતુ મે તેની ઇચ્છા દર્શાવી નહી તેથી તે વાત પડી રહી"

એક દિવસ એક રાતના ઘોર જંગલમાં એક વૃક્ષ તળે સ્વામીજી અને તેમનો ભોમીઓ કામળી પાથરી ઝાડના થડનુ ઓશીકુ કરી પડયા હતા અને ટાઢ મટાડવા એક લાકડું સળગાવી બનેની વચમાં રાખ્યું હતું. તે વખતના પ્રસંગ વિશે સ્વામીજી લખે છે કે "સુતી વખતે શ્રી સદ્‌ગુરુનુ ધ્યાન ધરી મે વાંસો ઢાળ્યો, પેટમા મુદ્દલે અન્ન ન હોવાથી અને સાવ થાકી જવાથી સુતાવારજ મને નિંદ્રાદેવીએ ઘેરી લીધો. એકના સુમારે હું જાગ્યો. આ વખતે અમારી ધુણી સતેજ બળતી હોવાથી અન્ધારામાં તેનો પ્રકાશ આજુબાજુમાં સારી રીતે પડતો હતો સુતાં સુતાં મારી નજર સહેજ મારા પગ આગળ ગઇ ત્યાં જોવુ માથુ ભોમિયાના પગ આગળ અને પુછડી મારા પગ આગળ એવી રીતે એક વિકાળ વાઘ લાંબો થઇ ધુણીનો શેક લેતો મે જોયો મે અરધી ઉઘાડી આખથી મારા ભોમીઆ તરફ નજર કરી. એણે પણ તેવી જ રીતે મારી સામુ જોયું અને નેત્રના સંકેતથી મને દર્શાવ્યુ કે જેમ પડયા છો તેમજ પડી રહો બીલકુલ હાલશો નહી વાઘને જોતાં જ ભયથી મારા ટાંટીઆ સાવ ગળી ગયા આખા શરીરે ઘામ ઘામ થઇ ગયો, અને સાત ગભગલીત થઇ મનમા મહારાજનુ નામસ્મરણ કરતો નિશ્ચિન્ત પડી રહ્યો, થોડીવારે તે વાઘે ઉઠી ઉભો થઇ ભયંકર ગર્જના કરી પોતાની લાંબી પુંછડી જોરથી પૃથ્વીપર પછાડી તે વખતે મે મારા પ્રાણની આશા છોડી મનમાં ને મનમા નામસ્મરણ ચાલુ જ રાખ્યુ હતું સુંદર પણ આ ભયંકર અને ઉગ્ર પ્રાણીએ મારા ભોમીઆનો વાસ લીધો પછી મારો આગળ આવી ઉભો રહી મારા પગ સામુ થોડી વાર નિરખી જોઈ અમારા બને ઉપરથી એકદમ ફલાગ મારી કુદી ગયો. એવી રીતે ત્રણચાર વાર ફલાંગ મારી નિમિશ વારમા વાયુ વેગે ત્યાથી અદ્દસ્ય થઇ ગયો. આ વખતે પ્રભાતકાળના ત્રણચાર વાગ્યા હતા વાઘ અમારી પાસેથી દૂર ગયો એવુ જોતાં જ મારા ભોમિઆએ કહ્યુ "મહારાજ, અબ ઉસે જલદી ચલો, યહાં ઠહરના ધોખેકા હોગા, કારણ વો શેર એક ઘન્ટે બાદ જરૂર યહાં આવેગા" પછી અંધારામા ઠોકરો ખાતા ત્રણ ચાર મૈલ દૂર જઈ અમે મુકામ કર્યો પરમેશ્વરની દયાથી અમે સાક્ષાત મૃત્યુથી છુટયા. આવા સંકટમાંથી ભગવાન નારાયણે અમને મુક્ત કર્યા એ જ્યારે યાદ આવે છે ત્યારે હરિના ચરણકમળ ઉપર પ્રેમાશ્રુ આવ્યા વગર રહેતા જ નથી "જાકો રામ રખવાલે જગમેં રૂઠેસે ક્યા હુના" એ ભગવદ્‌ભક્ત તુલશીદાસની વાણી અક્ષરશ ખરી પડી.

એ પ્રમાણે અનેક વિકટ માર્ગને રસ્તે તેને જવુ પડ્યુ હતુ "નીન્ય"થી અલ્તાગડ અને ત્યાંથી માલવા ગયા તે રસ્તો અગોચર અને પથરાવાળો હતો. આ દશ માઇલનો પ્રવાસ જીવના જોખમવાળો હોવાથી આઠનવ કલાક લાગ્યા કઠીન રસ્તો, સીધી ચઢાઇ, અને લપસી જવાય તેવો ઢોળાવ હોવાથી તેમને બહુ કષ્ટ પડયું પરન્તુ શ્રીનારાયણની કૃપાથી કઇપણ વિઘ્ન ન નડતાં ૧૨ વાગે માલવા પહોચ્યાં. અને ત્યાથી ગાંભમાગ ગયા કાથગોદામ સ્ટેશન છોડયા પછી ગંભિમાગ પહોંચતા બે મહિના લાગ્યા હિમાલયમાં અનેક રમણીક એકાન્ત અને પવિત્ર સ્થળે શ્રીસદ્‌ગુરુનુ શાન્ત મનથી પ્રાતઃકાળે ચિંતન કરતાં સ્વામીજી ઘણીવાર દેહભાન ભૂલી સમાધિસ્થ થઇ જતા. તે કહે છે કે "આવ સમયે મને કેટલો અને કેવા પ્રકારનો આનંદ થતો હતો તેની ખરેખરી કલ્પના તો વાચકને કેવળ અનુભવથી જ થઇ શકે" તેમ કેટલાક પ્રાણઘેણુ સંકટમાંથી પણ પસાર થવુ પડયુ હતું એક વખત ચિત્તવૃત્તિ શાંત થઇ જવાથી અધારામાં એક પથ્થર

જોઇ તેના ઉપર ધ્યાનમાં બેઠા. તેમના ભોમીઆએ જોયું તો તે પથ્થર ન હોતો પણ એક મ્હોટો અજગર કુંડાળુવાળો બેઠો હતો અને તેના ઉપર સ્વામીજી ધ્યાન ધરી બેઠા હતા. ભોમીઆએ સ્વામીજીને પોતાની પાસે બોલાવી પુછ્યું કે તમે ક્યાં બેઠા હતા ? ત્યારે સ્વામીજીએ પોતે જેને પથ્થર માન્યો હતો તે સ્થાન બતાવ્યું તે પછી ભોમીઆએ તેમને બતાવ્યું કે તે મ્હોટો અજગર છે. તેની આંખોના ડોળા મ્હોટા અને બીહામણા હતા

• એક વખત સાયંકાળની શોભાનું અવલોકન કરતાં અને સદ્ગુરૂના ચરણનું મનન કરતાં સ્વામીજીનો પગ એક મ્હોટા સર્પ ઉપર પડયો પોતે બીકથી એક બે હાથ પાછળ હઠયા પણ તે સર્પ તેમની પછવાડે પડયો અને તેની મ્હોટી ફેણ સ્વામીજીના જમણા ગાલ ઉપર મારી મારીને સર્પ એકદમ ભાગ્યો અને આગળ જરા નીચે પડી મૃત્યુ પામ્યો ને તેના છુંદેછુંદા થઈ ગયા. તે આઠ નવ હાથ લાંબો હતો અને પાંચ છ ઇંચ જાડો હતો તેની ફેણ સ્વામીજીના ગાલ ઉપર લાગવાથી તેમને ઉલટી થઇ અને જરા ચક્કર આવી ગઇ પણ પછી તરત આરામ વળ્યો

ગર્બિયાંગ સુધી ઈંગ્રેજી રાજ્યની હદ છે ત્યાંથી ટિબેટમાં તાકલાકોટ ગયા તાકલાકોટમાં શુંપન નામના સુબ્બીએ તેમને કૈલાસ, ખેચરનાથ, તીર્થપુરી, માનસ સરોવર વિગેરે સ્થળે જવાનો પરવાનો લખી આપ્યો હતો તાકલાકોટથી કર્દમખાર ગયા કર્દમખારથી આગળ જતાં એક નિર્જન સ્થળમાં વિશ્રાંતિ લેવા બેઠા ત્યાં ટાઢ તડકામાં બહુ હેરાન થયા હતા પણ તે સાથે અનેક સુંદર રમ્ય દેખાવો જોઈ અત્યંત આનંદ થયો હતો ત્યાંથી નીકળી થોડે દૂર એક ડુંગર ચડવાનો આરંભ કરતા હતા એટલામાં આગળ અને પાછળ ટેકરીઓની બાજુથી ઘોડાનો અવાજ તેમને કાને પડયો સ્વામીજી પ્રવાસ વર્ણનમાં લખે છે કે "કોણ આવે છે" તે જોવા માટે અમે પાછળથી જોયું તો અમારી આસપાસ વીસ પચીસ ઘોડેસ્વારો આવી ખડા થઇ ગયા અને તેમની વચ્ચે અમે સપડાઇ ગયા તે પ્રસંગ વાણીનો ન હોતો અમને હથીયારબંધ લુટારાએ ઘેરી લીધા છે એ લક્ષમાં આવતાં જ અમે સર્વ યમના દરબારમાં જઇશું એ કલ્પના મનમાં આવી ઉભી રહી, પછી વિચાર શું કરવો, પ્રથમ તો હું મૃત્યુની કલ્પનાથી ગભરાયો શરીરમાં ધ્રુજ વછુટી અને પગથી માથા સુધી પસીનાથી નાહી ગયો પરન્તુ તુરત જ ભાનમાં આવ્યો અને નેત્ર બંધ કરી મે શ્રીસદ્ગુરૂ મહારાજના ચરણકમળનું ધ્યાન કર્યું અને મનથી સાષ્ટાંગ નમસ્કાર કરીને મહારાજની મૂર્તિ હૃદયમાં સ્થિર કરીને શ્રીકૈલાસ અને માનસરોવર તરફ મુખ કરીને જમીન ઉપર પદ્માસન કરીને હું સ્વસ્થ બેઠો મારા કુલીની, ભોમીઆની અને ગુરૂનાદ બાવાની શી અવસ્થા થઈ તે તરફ મારૂં લક્ષ ન હોતું તથા મને તેની ખબર રહી નહીં. કેટલીક વારે તેઓમાંથી એક આશરે પાંત્રીશ વર્ષના ઉમરનો મજબુત બાંધાનો અને રાક્ષસી મુદ્રાવાળો મનુષ્ય તરવાર કાઢી અતિ ક્રોધથી મારી નજીક આવ્યો અને તેણે ઇશારતથી મને પુછ્યું કે "તું કોણ છે ! ક્યાં જાય છે ! તારીપાસે શું છે !" વિગેરે. મે પણ ઇશારતથી કહ્યું કે "હું સાધુ છું, કાશીથી આવ્યો છું અને કૈલાસ જાઉં છું અમારી પાસે ખાવાને માત્ર જવનો લોટ છે, પૈસા વિગેરે એવું અમારી પાસે કંઇ જ નથી" તે પછી તલવાર હલાવી તેણે ઇશારતથી મને કહ્યું કે તમો સર્વને ઠાર મારીને અમે તમારાં કપડાં અને ખાવાનો સર્વ સામાન લુંટી લઇશું, આમ બોલતાં બોલતાં તેણે ચાર જણને ઘોડા ઉપરથી ઉતરી તરવાર કાઢવાની ઇશારત કરી તે વખતે મને લાગ્યું કે મારૂં મૃત્યુ ચોક્કસ સમીપ આવ્યું છે ફરી એકવાર શ્રીસદ્ગુરૂના નામનો જયજયકાર કરી મનથી જ મહારાજને, શ્રીકૈલાસનાથને અને માનસ સરોવરને સાષ્ટાંગ નમસ્કાર કર્યો અને આંખ મીચી ડોક થોડીક આગળ કરી બેઠો પછી શું થયું તે શ્રીનારાયણ પ્રભુને માલુમ. સુમારે વીશેક મીનીટે હું શુદ્ધિમાં આવ્યો મારા નેત્ર પ્રેમાશ્રુથી ભરાઇ આવ્યાં અતિશય પ્રેમથી હ૬

ભરાઈ આવ્યો અને શરીરમાં રોમાંચ ઉભા થઇ ગયા અને શરીર ડોલવા લાગ્યુ મે ખૂબ જોરથી રોવાનો પ્રયત્ન કર્યો પરંતુ ગળા બહાર અવાજ આવ્યો જ નહી ફરી વાર હું બેશુદ્ધ થઇ ગયો. સુમારે પાંચ મીનીટે મે નેત્ર ઉઘાડી સામું જોયુ તો મારી દૃષ્ટિએ શુ પડયુ ? જે મનુષ્ય તરવાર કાઢી મને ઠાર મારવા માટે હાથ ઉંચે કરી મારી નજીક ઉભો હતો તે મારી સમીપ ધુંટણીએ પડીને બે આંગળી ઉપર કપાળ રાખીને જમીન ઉપર માથુ ર ખીને બેઠો હતો, તેના હાથની તરવાર નીચે પડી હતી અને જે ચાર જણુ તરવાર કાઢી ઘોડા ઉપરથી ઉતરતા મે જોયા હતા તેમણે પોતાની તરવાર મ્યાનમાં નાખી હતી અને મારા ભોમીઆને અને ગુરુનાદ બાવાને પગન નાખતા તેઓ બેઠા હતા. બીજા લુંટારા સાશ્ચર્ય પણુ નમ્રપણે પોતપોતાના ઘોડાની લગામ હાથમાં ઝાલી જમીન ઉપર ઉભા હતા મે આંખો ઉઘાડી આનન્દિત ચહેરાથી એકવાર સર્વ દિશામાં જોયુ અને હું ઉભો થયો. મે પેલા ડાકુના મુખીને ઇશારાથી પુછયુ કે તે મને કેમ મારી ન નાખ્યો ! ત્યારે તેણે ઇશારાથી મને કહ્યુ "તમે જ્યારે આંખો બંધ કરી સ્વસ્થ બેઠા ત્યારે મારી દૃષ્ટિ તમારા મુખ તરફ પડી એટલે તમે મને એક ન્હાના બાળક જેવા દેખાયા તેથી મારા હાથમાંથી તરવાર પડી ગઇ તમારા ચ્હેરા તરફ જોઇ મને મોહ ઉત્પન્ન થયો મારૂં અંતકરણુ ભરાઇ આવ્યુ" આ સાંભળતા મારા મનની કેવી સ્થિતિ થઇ હશે ! હું ફરીથી ક્ષણુવાર દેહભાન ભૂલી ગયો. **अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥** એ ભગવદ્વચનનો મને પૂર્ણ અનુભવ થયો, ત્યાર પછી સર્વ ડાકુ પોતપોતાના ઘોડા ઉપર બેઠા અને તેમના મુખ્ય માણુસ મારી આગળ જમીન ઉપર જ ઉભો રહ્યો અને ઇશારાથી મને કહ્યુ કે "તમે હવે જરા પણુ બીશો નહીં, અમારા દોષ માટે માફી આપશો." એમ કહીને તેણે અમને ચહાનો ડબો, સત્તુ, અને માસની ભેટ આપી અને આગળ જવા પોતાનું ઘોડુ દીધુ. પરંતુ મારે યાત્રા પગે ચાલીને જ કરવાની હતી તેથી "ઘોડાનો મારે કાંઈ ઉપયોગ નથી માસ હું ખાતો નથી તેથી માસ મારે ઉપયોગનુ નથી. ચહા મારી પાસે પુષ્કળ છે એટલે ચહા પણુ નહી જોઇએ" એમ મે ઇશારતથી જણાવ્યુ. માત્ર સત્તુ લીધો

પછી ડાકુ લોકની ટોળી કર્દમખાર તરફ ગઇ એક ડાકુ માનસ સરોવરની દિશામા ઘોડો દોડાવતો દોડાવતો ગયો પછી હું મારા કુલી પાસે ગયો તે સર્વ જણુ હજુ થોડી બેશુદ્ધિમાં હતા કુલીને મે ખૂબ ધુમ મારીને હલાવ્યો એટલે ચારેજણુ ઉઠી બેઠા થયા અને ' ડાકુ લોક ગયા કે ? મૃત્યુના મુખમાથી બચ્યા કે ?' એવુ પૂછવા લાગ્યા મે તેમને ધીરજ આપીને કહ્યું કે પરમેશ્વરના મનમા આપણુને મારવાનુ નહી હોય નહીં તો આપણા મનુષ્યનુ શુ ચાલે તે સાંભળી સૌને ધીરજ આવી, કાળ આવ્યો હતો પણુ સમય આવ્યો ન હોતો, આ ડાકુલોક અતિ શય ક્રૂર અને નિર્દય હોય છે તે આગળ નરમાસ ખાતા હતા એમ કહેવાય છે માણુસ તેને સઘળી વસ્તુ સ્વાધીન કરી દે તોપણુ તે તેને જીવતો મુકે નહીં તેઓની માન્યતા છે કે સાધુ સંત વ્યાપારી કે કોઇ મળે તેને લુંટવા અને મનુષ્યવધના પાપમાંથી મુક્ત થવા કૈલાસપર્વતની પ્રદક્ષિણા કરવી

આત્મબળ અથવા સત્યાગ્રહ કેટલુ કામ કરી શકે છે તે આ પ્રસંગથી વાંચનાર સહજ સમજી શકે તેમ છે

ત્યાંથી જરા આગળ ચાલતા કૈલાસના દૂરથી દર્શન થયા. તે જોઇ સૌએ પ્રાર્થના કરી ત્યાંથી આગળ ચાલતા રાવણહૃદ સરોવરને કાંઠે તેઓ આવી પહોચ્યા ત્યા વિશ્રાંતિ લીધી ત્યાંથી નીકળી જરા આગળ મુસાફરી કરતાં માનસરોવર દૃષ્ટિએ પડયુ. તેથી તે પુણ્ય અને પવિત્ર સ્થળને સર્વેએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા. સર્વને અત્યંત આનંદ થયો. સર્વ શ્રમનુ અને એકંદર જીવિતનુ સાર્થક થયુ હોય તેમ તેમને લાગ્યુ. સુમારે ૫॥ વાગે તેઓ માનસ સરોવરને કાંઠે ગયા. ત્યાં સ્નાન કરી પ્રભુને નૈવેદ્ય અર્પણુ કરી સૌએ આનન્દથી ભોજન કર્યુ ત્યા તેઓ દશ બાર દીવસ

રહ્યા અને ત્યાં અનેક સુંદર દસ્યો જોઇ તેમને અત્યંત આનન્દ થયો. એક વખતે હંસ પક્ષીનું એક જોડુ જલક્રીડા કરતું તેમની દૃષ્ટિએ પડ્યુ હતું હંસ પક્ષીના ટોળા દિવસભર માનસ સરોવરમાં ક્રિડા કરે છે અને રાત્રે માળામા જાય છે માનસ સરોવર એટલુ રમ્ય છે કે તેનુ વર્ણન કરી શકાય તેમ નથી તેનુ વિસ્તૃત વર્ણન સ્વામીજીએ પોતાના પ્રવાસ વર્ણનના પુસ્તકમાં આપેલ છે

• રા ગજાનનરાવ ઉર્ફે સ્વામી હંસ માનસ સરોવર પહોચ્યા તે પહેલા એક મહિના પહેલાં જર્મન પ્રવાસી ડાક્ટર સ્વેન હેડીન ત્યાં ગયા હતા તેમણે તેનુ વર્ણન તેમના પ્રવાસ વર્ણનમાં, લખતા લખ્યુ છે કે " Oh, what a wonderful lake it was! I have no words to describe it, till my dying day, I shall not forget it × × It seemed as though it no longer belonged to this earth but lay on the borders of the world, nearer to heaven, the region of dreams and fantasies, of hopes and longings, a mysterious fairy land rather than this earth or man and sinners of worldliness and vanity"

માનસ સરોવર ઉપર સવારે પાંચ વાગે સ્વામીજીને એવો ભાસ થયો કે પશ્ચિમ દિશા તરફ કોઇ સુન્દર સરોવર સ્વરે ગાયન કરે છે તે લખે છે "હુ ગાયન બરાબર ધ્યાન દઇ સાંભળવા લાગ્યો, મને લાગ્યુ કે કોઇ સ્ત્રી ગાતી હોવી જોઇએ પણ કેટલેક વખત પછી મને લાગ્યુ કે શ્રી માંડુક્ય ઉપનિષદનું ગાયન ચાલે છે પણ ત્યાં કોઇ મનુષ્ય દેખાયુ નથી ગાયન સુમારે અર્ધો કલાક ચાલ્યુ હશે મારા મસ્તકમાં વિચારતરંગનું વાવાઝોડુ ઉત્પન્ન થયુ, આ નિર્જન પ્રદેશમાં આવા મધુર અવાજથી કોણ આવી સરસ રીતે ઉપનિષદ ભણતું હશે? ઘણી તપાસ પછી કોઇ મનુષ્યના પગલાં રેતી ઉપર જણાયા તે ઉપરથી કોઈ મહા તપસ્વી ત્યાં આવેલ હશે એમ લાગ્યું તેથી તે પગલાને આધારે આગળ ચાલ્યો. એવી રીતે રા માઇલ ચાલ્યા પછી પગલાં પણ અદશ્ય થયાં દશ દિવસ સુધી ચહા સીવાય મારા પેટમાં કશુ નહોતું તેથી અને હવે શું કરવુ તેની નિરાશાથી હુ બેશુદ્ધ થઇ પડયો, ત્યાં મળેલ વિશ્રાંતિથી ફરી ચાર માઇલ ચાલી ડુંગરની સપાટી ઉપર મુકામ કર્યો."

ત્યાંથી નીકળી જે વર્ખાનર્જન નામના ગામે ગયા માનસ સરોવરથી તે આશરે પન્દર વીશ માઇલ છે, ત્યાંથી નીકળી દર્ચીન ગયા અને ત્યાંથી કૈલાસની પ્રદક્ષિણા શરૂ કરી કૈલાસની પ્રદક્ષિણા કરતાં સુમારે ૩૦-૩૨ માઇલ ચાલવું પડે છે કૈલાસપર્વતની આસપાસ ત્રણ નદી વહે છે તેમાંની બે સિન્ધુ અને બ્રહ્મપુત્રા છે ત્યાંથી ચાલતા પૂર્વાભિમુખે રહેલ એક ગુફા જોઇ તેના લામીઆએ કહ્યું કે તેમાં એક મોટો હિન્દ તપસ્વી રહે છે ગુફા એક હજાર ફુટની ઉંચાઇએ હતી, ત્યાં જવુ બહુ જ મુશ્કેલ હતું સ્વામીજી લખે છે કે "પણ તે સાધુપુરૂષના દર્શનની તીવ્ર ઇચ્છા થવાથી હું એકલો જ આગળ ચાલ્યો વચ્ચે હિમપ્રવાહ ઓળગવાનો હોવા છતાં હિમ્મત કરી પણ ત્રણ-ચાર વખત બરફ ઉપરથી લપસી પડયો, છતાં વારવારના પ્રયત્નથી અનેક સંકટ વેઠી હું ગુફા સુધી પહોંચ્યો અન્દર તદ્દન અન્ધારૂં હતું અને ગુફામાં જતાં કેડપુર ઉંડો ખાડો હોવાથી તેમાં પટકાઇ પડયો ત્યાંથી ઉઠી ગુફામા આગળ ચાલવા લાગ્યો ઘણી વાર સુધી કશાનો સ્પર્શ થયો નહી પણ પછી કોઇના માથા સાથે મારૂં માથુ અટકાયું હોય મને લાગ્યું, મે તપાસ કરી જોયુ તો તે માથુ એક માણસનું હતું કારણ કે મારા હાથમાં તેના વાળ આવ્યા, ત્યાં મહેજ અજવાળુ લાગતા મનુષ્યાકૃતિ દેખાવા લાગી. હું તેને સાષ્ટાંગ નમસ્કાર કરી त्राहि माम्, त्राहि माम् કરીને જમીન પર પડી રહ્યો. આથી તેણે તરત જ પુછ્યુ કે तुम कौन है यहाँ कैसे आये ! મેં જવાબ આપ્યો કે "મહારાજ, ભગવાન્, આપણી કૃપાદૃષ્ટિએ આ આપનો દાસને આપના ચરણ પાસે આણ્યો છે" ત્યારે કોઈ હસ્યુ હોય એમ મને જણાવ્યુ. "અચ્છા, વત્સ, ઉઠ કર

બેઠ" એમ તે બોલ્યા હું ઉભો થયો મેં આંખો ઉઘાડી જોયું તો મન્દ મન્દ દીવો બળતો બળતો હતો મારી સમક્ષ વ્યાઘ્રચર્મપર એક સુંદર ગંભીર પુષ્ટ આકૃતિ પદ્માસનવાળી બેઠી હતી. તેને મે ફરીથી પ્રેમથી નમન કર્યું અને **ત્રાહિ મામ્, ત્રાહિ મામ્**, એવી પ્રાર્થના કરી. પછી હું દેહભાન ભૂલી ગયો તે પ્રેમનો આવેશ પુરો થાય પછી હું તેને નિહાળીને જોવા લાગ્યો તો તેવું અતિસુન્દર અને તેજસ્વી સ્વરૂપ મારા જોવામાં આગળ કોઇ વખત આવેલું ન હોતું. શું પ્રેમની ખાણ, વાણીની મધુરતા ! મે તે મહારાજનું જન્મસ્થાન, નામ વિગેરે પૂછવા માંડ્યાં તેમણે એવા પ્રશ્નો પુછવાની ના પાડી. પછી મે ધ્યાનયોગ સમ્બન્ધી કેટલીક માહીતી પુછી તે તેમણે આપી મારી સમાધાની કરી. હું મરાઠી ભાષામા પ્રશ્ન કરતો હતો તે બધા મરાઠી ભાષામાં જવાબ આપતા હતા શુદ્ધ મરાઠી ભાષા મે અહી જ સાંભળી તેમણે કહ્યું જગતમાં જેટલી ભાષા છે તેટલી મને આવડે છે ગમે તે ભાષામાં બોલ તેથી અમે અંગ્રેજીમાં પણ વાત કરતા હતા અંગ્રેજી વાતચીત વખતે તે બીજી ભાષાનો એક શબ્દ પણ બોલતા નહોતા મને ખાત્રી થઇ કે તેઓએ પૂર્ણ યોગબળ મેળવ્યુ છે અને ખરેખર બ્રહ્મવેત્તા છે ત્રણ દિવસ હું તેમના સમાગમમાં રહ્યો એ ત્રણ દિવસ હુ ફકત જળપાન કરીને જ રહેતો રાત દિવસ એક જ આસન ઉપર બેસતો, માનસ સરોવર ઉપર જે ગાયન સાંભળ્યું હતું તે આ મહાત્માનુ હતું એ બાબત તેમણે પોતે જ મને કહી, ત્રણ દિવસ સુધીની બધી વાતચિત હું લખી શકવાને સમર્થ નથી એત્રણ દિવસના જળપાન ઉપર પણ મારી શક્તિ એવી ને એવી જ રહી હતી મારી પાસે સુવાનું કંઇ સાધન નહોતું તેથી તે મહાપુરૂષ મને પોતાનું વ્યાઘ્રચર્મ આપી પોતે જમીન ઉપર બેસતા રાત્રે ઉંઘમાં મારા માથા નીચેથી મારો હાથ કાઢીને, મારૂ પોતાના ખોળામાં રાખી પોતે સચ્ચિદાનંદ સ્વરૂપમાં મગ્ન થઈ બેસતા. તે પ્રેમાળ મહાત્માએ 'અમી' કરી મને બોલાવ્યો હતો તે યથાર્થ હતું "

ત્યાંથી નીકળી સ્વામીજીએ ગૌરીકુંડ જવાનો નિશ્ચય કર્યો ત્યાં જતાં રસ્તામાં અનેક વિકટ માર્ગ અને મુસ્કેલી ઓળંગ્યા સીવાય જવાય તેમ ન હોતું છતાં માત્ર આત્મશ્રદ્ધાના બળથી ત્યાં પહોંચ્યા, ગૌરીકુંડ સમુદ્રથી ૨૦૦૦૦ ફુટ ઉંચો છે તેનો પરિઘ ત્રણ ચાર ફર્લાંગનો છે ત્યાં પહોંચતા તેની મનોવાચ્છના પૂર્ણ થઇ તેમને ત્યાંથી શ્રીગુરૂ શ્રીદત્તાત્રયના દર્શન થવા પહેલાં ગુરૂજી જરા દર્શન આપી ચાલ્યા જતા હોય તેવો દેખાવ થવાથી સ્વામિજીએ તેમના ચરણ પોતાના બે હાથે પકડી રાખ્યા તેનું તપ સફળ થયું અને બહુ જ આનંદ થયો સ્વામીજી જણાવે છે કે "તે આનંદ વ્યક્ત કરવાને હું અસમર્થ છુ શ્રીકૈલાસ ગૌરીકુંડ અને માનસ સરોવર એ ત્રિસ્થળીનુ દર્શન કરવાથી મારો બધો થાક ઉતરી ગયો ચિત્ત પ્રસન્ન થયું અને જન્મારાનું સાર્થક થયુ એમ લાગ્યુ અંતઃકરણસહ ચિત્તમાં વિરામ પામ્યુ ચિત્ત અંતઃકરણ અને મન બંને સાથે બુદ્ધિમાં વિરામ પામ્યું અને બુદ્ધિ અંતઃકરણ મન અને ચિત્ત એ ત્રણેની સાથે અહંકારમાં લય પામી અને અહંકાર અંતઃકરણ મન અને બુદ્ધિ બધા સાથે સ્વરૂપમાં મળી ગયો જ્યાં ત્યાં આનંદ આનંદ, જ્યાં ત્યાં પ્રેમજ પ્રેમ, જ્યાં ત્યાં જ્ઞાનજ જ્ઞાન ત્યાં દ્વૈત ભાવ શો અને બીજું શુ ! આખુ બ્રહ્માંડ સચ્ચિદાનંદમય ભર્યું પછી થોડીવારે મને દેહભાન આવ્યુ "

ગૌરીકુંડ ઉપર તેમણે શ્રીગુરૂદત્તાત્રેય સાથે અરધો કલાક વાતચિત કરી હતી તે દરમ્યાન ગુરૂજીએ સ્વામીજીને જણાવ્યુ કે,આ તેનો પુરૂષાર્થ ૧૩ જન્મનો હતો ૧૩ જન્મથી ગુરૂના દર્શનની ઇચ્છા તેમને થઈ હતી અને ગયા છેલ્લા જન્મમાં તો તે એક જ ઇચ્છા રાખી શરીર છોડયું હતું અને આ જન્મમાં તેમનો તે અધિકાર પૂર્ણ થવાથી પ્રભુએ પોતે જ દર્શન આપ્યાં. દર્શન આપ્યા પહેલાં પણ અનેક સંકટ વચમાં રાખી તેમનો દેહભાન છોડાવ્યો હતો જે ચિત્ર સ્વરૂપ ઉપર સ્વામીજીએ ૧૦-૧૨ વર્ષ સુધી ધ્યાન ધર્યું હતું તે જ સન્મુખ વાતચિત કરતું પ્રત્યક્ષ

થયું ત્યાં ૪ કુતરા પણ હતા અને ગાય પણ જરા આગળ ઉભી હતી તે ચિત્ર ઉપરથી લીધેલ ફોટો અહીં પ્રગટ કરેલ છે

આત્મબળ અને તેમાં દૃઢવિશ્વાસ અથવા જેને સત્યાગ્રહ કરે છે તે કેટલું કામ કરી શકે છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે જેમ પ્રલ્હાદ જેવા એક જ સત્યાગ્રહીના સત્યાગ્રહ આગળ હિરણ્યકશિપુની આખી રાજસત્તા નિર્બળ થઇ ગઇ હતી તેમ શ્રી હંસસ્વામીએ સત્યજીવન પ્રાપ્ત કરી સત્યને વળગી શ્રીગુરુદત્તાત્રેયના દર્શન કરી તેની પાસેથી ગુરુમંત્ર લેવા માટે અખંડ તપ કરવાથી અને તેને માટે પોતાના પ્રાણ દેવાની પણ અનેક વખત તૈયાર રહી પોતાનો પુરુષાર્થ સફળ કરી શક્યા છે સત્યાગ્રહ સર્વત્ર ફળિભૂત થાય છે કે નહીં તે વિચાર ખરા સત્યાગ્રહીને આવતો જ નથી તેમાં જેને પૂર્ણ વિશ્વાસ છે તેને તે સફળ જ થયો છે એક માણસના આત્મબળથી પણ જગતની શક્તિ તાબે થઇ શકી છે એવા પુરાવા આપણા પુરાણોમાં અનેક છે

એ પ્રમાણે શ્રીકૈલાસ માનસ સરોવર અને ગૌરીકુંડની તીર્થયાત્રા પુરી કરી સ્વામીજી પાછા આવેલ છે તે સફરમાં તેમને એકંદર ૭ માસ અને સાત દિવસ લાગ્યા અને ૧૨૫ રૂપીઆનું ખર્ચ થયું હતું જીવનેજ સંકટો આવ્યા તેમાંથી એ બચ્યા અને પોતાનો મનોરથ પૂર્ણ કરી મુંબાઇ સુખરૂપ પહોંચ્યા તે કેવળ શ્રીમદ્‌ગુરુ મહારાજની કૃપાદ્રષ્ટિનું જ ફળ હતું જેમ હંસ દુધ અને પાણી જુદા કરી દુધ પીએ છે તેમ સ્વામીજી અનેક સંકટ વેઠીને પણ સત્ય અસત્ય જુદા કરી સત્યનિષ્ઠ થઇ શક્યા છે

તેમને સત્ય ઉપર એટલો બધો પ્રેમ છે કે ઘણી વખત જ્યારે જ્યારે ઇશ્વરના ભજન કીર્તન તેમના કાન ઉપર પડે છે કે તરત તે દેહભાન ભૂલી સમાધિસ્થ થાય છે તેમની એવી સ્થિતિ જોવાનું ભાગ્ય મને ઘણી વખત પ્રાપ્ત થએલ છે એટલું જ નહીં પણ, ઘણી વખત કોઇ પ્રશ્ન પૂછવાની ઇચ્છા થતાં તેનો જવાબ પોતે તે પહેલાં જ મને આપેલ છે. એક વખત તે ઘાટકુપર ભિક્ષામાટે આવેલ ત્યારે એક માણસે તેમને પૂછ્યું કે તેણે શું કરવું ત્યારે પોતે ટુંકામાં જવાબ આપ્યો કે ' Know thyself, control thyself, be honest to thyself " એટલે તું તને ઓળખ, તું તારો સ્વભાવ નિયમમાં રાખ અને સત્યનો આગ્રહ રાખ બીજા કોઇએ એવો જ પ્રશ્ન પુછ્યો હતો તેને કહ્યું કે સત્ય અને બ્રહ્મચર્ય પાળ સ્વામીજીને જેટલો સત્ય ઉપર આગ્રહ છે તેટલો જ બ્રહ્મચર્ય ઉપર પણ છે તે કહે છે કે બ્રહ્મચર્યથી શરીર તંદુરસ્ત રહેવાથી આ જન્મનું સાર્થક થાય છે એટલું જ નહીં પણ પરમ પુરુષાર્થ એટલે પરમ સત્ય પોતાનું કરવા માટે પણ શક્તિ આવે છે

એવા મહાત્માનું પરિપૂર્ણ જીવન જાણી શકાતું નથી કારણ કે તે સામાન્ય માણસની પેઠે પોતાના ગુણ ગાતા ફરતા નથી, વળી બાહ્યાચારમાં પણ તે સ્વતંત્ર એટલે અનેક રૂપે અને અનેક સ્વભાવે રહે છે તેથી સામાન્ય માણસ મહાત્માનું જીવન સમજી શકતા નથી બાહ્ય સ્વરૂપ ગમે તેવું રાખવા છતાં જેનામાં પૂર્ણ આનંદ અને નિષ્કપટતા હોય તે જ મહાત્મા કહી શકાય અને તે લક્ષણ ઉક્ત સ્વામીજીમાં સ્પષ્ટ જણાવાથી અને આત્મવિશ્વાસથી એક મનુષ્યમાં કેટલું બળ આવે છે અને તે કેટલું કામ કરી શકે છે તેનો આ પ્રત્યક્ષ દૃષ્ટાંત લોકોપયોગી હોવાથી આ જીવન લખતાં આનંદ થાય છે જેમને તેમનું જીવન વધારે જાણવા ઇચ્છા હોય તેમણે મરાઠી ભાષામાં સ્વામીજીએ લખેલ 'શ્રીકૈલાસ માનસ સરોવર દર્શન' એ નામનું પુસ્તક જોવું. તેનો ગુજરાતી અનુવાદ રા. ગિરજાશંકર ભગવાનજી બધેકાએ કરેલ છે પણ તે હજુ પુસ્તકરૂપે મોંઘવારીના કારણે પ્રગટ થઇ શક્યું નથી તેથી પણ વધારે હકીકત જેમને જાણવા ઇચ્છા હોય તેમને સ્વામીજી રૂબરૂ પણ મળી શકે છે સ્વામીજી ગુજરાતમાં ઘણો સમય ગાળે છે અને અનેક જીવોનું કલ્યાણ કરે છે.

---

# મુગ્ધા મીનાક્ષી

અથવા

## પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !

( લે શ્રીયુત નારાયણજી વિશનજી ઠક્કુર. )

[ અનુસંધાન ગતાંકથી ]

" જયન્તી બહેન, આ પ્રત્યક્ષ હિંસ્ર પશુઓના ચીત્કારોને મનુષ્યબુદ્ધિના એક સાધારણ ચમત્કાર અને મનુષ્યની નકલ કરતાના એક સામાન્યથી પણ સામાન્ય સાક્ષાત્કાર તરીકે ઓળખાવીને તમો શું કહેવા માગો છો અને તમારા બોલવાનો શો આશય છે, એ હું તો લેશ માત્ર પણ સમજી શકતી નથી. ભયથી મારો જીવ અડધો થઈ જાય છે અને મારા ધૈર્યનો હવે અંત આવતો જાય છે " જયન્તીને મે મારી સત્ય આંતરિક અવસ્થાનો પરિચય કરાવ્યો.

" મીનાક્ષી બહેન, મારા બોલવાનો આશય એ છે કે પરમાત્માએ મનુષ્યજાતિને એવી તો વિલક્ષણ બુદ્ધિ આપેલી છે કે મુગ્ધ મનુષ્ય પોતાની તે બુદ્ધિના પ્રભાવથી જે ધારે તે કરી શકે છે આ પ્રવાલદ્વારમાં જોરાવરસિંહે પોતાના વિશ્વાસપાત્ર જે આઠેક મનુષ્યોને રાખેલા છે તેમાંના ચાર સિપાહી છે અને ચાર મનુષ્યો સર્વ પ્રકારના પશુ તથા પક્ષી આદિની ભાષાનું કિંવા પશુ પક્ષીઓના ધ્વનિઓનું અનુકરણ કરવાની વિદ્યા કિંવા કળામાં એટલાબધા નિષ્ણાત છે કે તેઓ આ પાસેના ઓરડામાં બેઠા બેઠા જો પશુઓનો ધ્વનિ કરતા હોય, તો પણ આપણાથી તેમને મનુષ્ય તરીકે ઓળખી શકાય તેમ નથી, તો પછી જો તેઓ દૂર રહીને એવા ધ્વનિ કરતા હોય, તો તો પછી તેમને કોઇ પણ મનુષ્ય મનુષ્ય તરીકે ક્યાંથી જ ઓળખી શકે વારૂ ! તેઓ રાત્રિના સમયમાં આ જનશૂન્ય નગરના ભિન્ન ભિન્ન ભાગોમાં તેમ જ કેટલીકવાર નગરના બાહ્ય ભાગમાં ભ્રમણ કરીને આવા પ્રકારના ધ્વનિઓ કર્યા કરે છે અને તેમના એ ધ્વનિ રાત્રિની નિસ્તબ્ધતામાં દૂર પર્યન્ત સંભળાતા હોવાથી લોકો આ સ્થાનમાં સિંહ તથા વ્યાઘ્ર આદિ ક્રૂર પશુઓનો નિવાસ છે એમ ધારીને ભયને લીધે આ સ્થાનથી દૂર અને દૂર જ રહ્યા કરે છે, માત્ર એટલું જ નહિ, પણ એ જ મનુષ્યો કેટલીકવાર આ નગરદુર્ગના શિખરપર તેમજ આસપાસની ખાઈમાં રાત્રિના સમયમાં દારૂખાનાની સહાયતાથી આગના ભડકા પણ કર્યા કરે છે અને તેથી આ નિર્જનગામમાં ભૂતાવળ હોવા વિશેનો લોકોનો એટલો બધો દૃઢ વિશ્વાસ થઈ ગયો છે કે કોઇ મનુષ્ય આ નગરની દિશામાં દૃષ્ટિપાત પણ નથી કરતું અને જો કોઇ અજાણ્યા વટેમાર્ગુ આ સ્થાનની નિકટમાં આવી લાગે છે તો તેઓ એટલા બધા ભયભીત થાય છે કે અન્તે ભયના પરિણામે તેમનામાથી કોઈ માંદુ થઈ જાય છે તો કોઇ મરી પણ જાય છે અને તેથી ભૂતાવળ વિશેનો લોકોનો નિશ્ચય વધારે અને વધારે દૃઢ થતો જાય છે એ પશુધ્વનિ નિપુણોમાંના બે મનુષ્યો અત્યારે આપણા આ સ્થાનની આસપાસમાં હોવાથી તેમનો ધ્વનિ નિકટના સ્થાનમાંથી

આવતાં આટલો સ્પષ્ટ સંભળાય છે અને તેથી તમારા હૃદયમાં ભયનો સંચાર થાય એ સ્વાભાવિક છે, પરંતુ વાસ્તવિકતાથી ભયને હૃદયમાં સ્થાન આપવાનું કોઈ પણ કારણ નથી" જયન્તીએ વ્યાઘ્ર તથા સિંહ આદિ હિંસ્ર પશુઓના ધ્વનિઓના સત્ય રહસ્યનો સ્ફોટ કરીને મારા હૃદયમાં નિર્ભયતાને ઉપજાવવાનો પ્રયત્ન કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી કહ્યું કે "જો મારા આ કથનમાં તમારો વિશ્વાસ ન બેસતો હોય, તો એ મનુષ્યોને હમણાં જ હું અહીં નીચે બોલાવું છું અને તેમના મુખમાંથી મધુર તથા સપ્તના ધ્વનિઓ તમને સંભળાવું છું" આમ બોલીને જયન્તી બારી પાસે ગઈ અને નીચેના પ્રહરીને તેણે કહ્યું કે "વીરમ અને ઉકા આટલામાં જ હોય એમ જણાય છે તો તેમને અહીં બોલાવો અને અમારા મનોરંજનમાટે અમને મધુર તથા સપ્તના ધ્વનિઓ સંભળાવો." તે પ્રહરીએ વીરમ તથા ઉકાને તત્કાળ ત્યાં બોલાવ્યા અને તેઓ નીચે ઊભા રહીને મધુર તથા સપ્તના ધ્વનિ કરવા લાગ્યા હવે ચંદ્રનો પ્રકાશ સર્વત્ર વ્યાપેલો હોવાથી વીરમ તથા ઉકાના મુખમંડળોને અમો સ્પષ્ટ જોઈ શકતાં હતાં અને તેથી તેમની આ અદ્ભુત વિદ્યાને જાણીને મારા આશ્ચર્યનો અવધિ થઈ ગયો થોડીવાર પછી તેઓ ચાલ્યા ગયા અને દુર્ગના શિખરપર અમને અગ્નિની જ્વાળાઓ દેખાવા લાગી, પરંતુ મારા ભયનું નિવારણ થયેલું હોવાથી હું શાંત ચિત્ત તથા સ્થિર દૃષ્ટિથી તે જ્વાળાઓનું નિરીક્ષણ કરવા લાગી અને મારા મુખમાંથી એક પણ આશ્ચર્યદર્શક ઉદ્ગાર ન નીકળ્યો

લગભગ એક પ્રહર જેટલી રાત્રિ વીતી ગયા પછી જયન્તીએ મને એક શેર જેટલું ગાઢ તથા કેસર નાખીને કઢેલું દૂધ લાવી આપ્યું અને તે દૂધ પીધા પછી અડધા કલાકમાં મારી આંખોમાં ઘેન આવતાં હું શય્યામાં પડી અને થોડીવારમાં જ નિદ્રાવશ થઈ ગઈ. જયન્તી પણ દ્વારને અંદરથી સાંકળ ચઢાવીને મારી પાસે જ કોચપર સૂતેલી હોવાથી અને તેના પોતાના કહેવા પ્રમાણે તેની નિદ્રા શ્વાન નિદ્રા અથવા તો કાકનિદ્રા સમાન હોવાથી હું તેના છાયામાં એક પ્રકાર નિર્ભય હતી અને તેથી જ નિદ્રાધીન થવાની હિંમત કરી શકી હતી જો આવી પરિસ્થિતિ ન હોત અને તે સાથે જયન્તીમાં મારો વિશ્વાસ ન બંધાયો હોત, તો આવા ભયંકર સ્થાનમાં ભાગ્યે જ મારાથી નિદ્રાધીન થવાનું સાહસ કરી શકાયું હોત.

નિદ્રામાં મારો કેટલો સમય વીત્યો હતો અને કેટલા વાગ્યા હતા એનું જો કે મારાથી યથાર્થ અનુમાન કરી શકાય તેમ નહોતું, છતાં પણ મારી ધારણા પ્રમાણે રાત્રિનો તૃતીય પ્રહરનો લગભગ અંત થવા આવ્યો હતો તે સમયે મારા શરીરને જાણે કોઈ પુરુષના હસ્તનો સ્પર્શ થયો હોયની! એવો મને ભાસ થયો, હું એકદમ જાગી અને મારી શય્યામાં બેઠી થઈ ગઈ અને ત્યારપછી આમતેમ ચકિત જોયું તો મારા બિછાના પાસે મેં એક પુરુષને ઊભેલો જોયો અને થોડાક અંતર પર રાઉન્ડ ટેબલની પાસે બેસાડેલી બત્તી પણ ઊભેલી મારા જોવામાં આવી મારી શય્યાપાસે ઊભેલો એ પુરુષ તે અન્ય કોઈ નહિ પણ મને મારા ગામમાંથી ઉપાડીને પ્રતાપપુરમાં પહોંચાડનાર જાગીરદાર જોરાવરસિંહ પોતે જ હતો, એ નિવેદન કહેવાની આવશ્યકતા નથી

જોરાવરસિંહને તે અમારા ગામમાં વારંવાર આવતા હોવાથી હું સારી રીતે ઓળખતી હતી, તથાપિ મારા પાઠક તથા પાઠિકાઓ કુતૂહલશમનમાટે અહીં તેના બાહ્ય સ્વરૂપ આદિના તથા તેની દાંભિકતાના કેટલાક વિવેચનની આવશ્યકતા અનિવાર્ય હોવાથી મારે એ વિવેચન અનિચ્છાપૂર્વક કરવું પડે છે જોરાવરસિંહ લગભગ પિસ્તાળીસ વર્ષની અવસ્થાનો એક પૂર્ણ પ્રૌઢ પુરુષ હતો અને તેના શ્યામવર્ણ તથા ભરાવદાર મુખમંડળમાં મોટી આંકડાદાર મૂછો અને હડપચી આગળથી વિભક્ત કરીને બે કાનોપર ચઢાવેલી લાંબી દાઢીનો વધારે ભરાવ થવાથી તેની એ આકૃતિ ઘણી જ ભયંકર દેખાવમાં જ સમયમાં લીના કરી બતાવી હોય! એવી જ ભાસ થતી

હતો. અત્યારે તેણે ઓખાઇ જોડા, ઇજાર, અંગરખું, ભેટ અને માથાપર માળિયાના મિયાણા બાંધે છે તેવી મોરબીશાઇ પાઘડી આદિ વસ્ત્રો ધારણ કરેલા હોવાથી તે માળિયાના મિયાણા જેવો જ દેખાતો હતો. તેના કમરપટાના આધારે ડાબી બાજૂએ સોનાની મૂઠવાળી તલવાર લટકેલી હતી અને ભેટમાં એક તમંચો તથા એક કટાર એ બે હથિયારો જોવામાં આવતા હતા. તેણે પોતાના ભાલપ્રદેશને તે પોતે શંકરનો ભક્ત હોવાથી ત્રિપુંડ્રવડે દીપાવેલો હતો અને તેના ગળામાં સુવર્ણ કિંવા મૌક્તિક આદિની માળાને બદલે સુવર્ણના તારમાં પરોવેલી રુદ્રાક્ષની એક બહુ જ સુંદર માળા દૃષ્ટિગોચર થતી હતી. સારાંશ કે તેના આ રૂપરંગ તથા વેશ આદિને જોતાં જાણે તે કોઇ એક મહાપવિત્ર અને સદાચારી પુરુષ હોયની! એવો જ કોઇપણ અજ્ઞ મનુષ્યને ભાસ થઇ જાય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. પરંતુ વાસ્તવિકતાથી જોતાં તેનું એ બાહ્ય સ્વરૂપ તે એક પ્રકારનું સર્વથા ભ્રામક સ્વરૂપ હતું, કારણ કે, તેનું આંતરિક સ્વરૂપ એથી સર્વથા ભિન્ન એટલે કે અત્યંત મલિન તથા ઘૃણોત્પાદક હતું અને પોતાના તે અભ્યંતર મલિનતાને છુપાવવામાટે તથા નિર્દોષ નરનારીઓને પોતાના અનર્થકારક પ્રપંચજાળ તથા કપટજાળમાં ફસાવવામાટે જ સ્વાર્થસિદ્ધિના એક ઉત્કૃષ્ટ સાધન તરીકે તેણે પવિત્રતાના આ બાહ્ય આડંબરને સ્વીકારી લીધો હતો. સમાજમાં જો કે તે એક ધર્માત્મા જાગીરદાર તથા શંકરભક્ત પુણ્ય પુરુષના નામથી ઓળખાતો હતો, પરંતુ વસ્તુતઃ તે એક વર્ણશંકર પાપાત્મા, ધર્મહીન જાગીરદાર અને પુરુષના આકારમાં પિશાચ હતો, એમ કહેતાં મને લેશ માત્ર પણ સંકોચ થતો નથી અને થવાનો પણ નથી.

એમજ હું માનુ છુ." આની રીતે જયન્તીના ઉપદેશ અનુસાર સ્ત્રી જાતિના નિસર્ગદત્ત પાંડિત્યને વ્યવહારમાં યોજીને મે તે ફૂલણજીને ખુશામદના ફૂલાવવાના કોશશ કરતા આ પ્રમાણેના વચનો ઉચ્ચાર્યા અને ત્યારપછી અતિશય વિનયશીલતાથી પૂછ્યુ કે "શ્રીમાન, એ તો જાણે જે કાંઇ પણ થયુ છે તે ઠીક જ થયુ છે, પરંતુ હુ એટલુ જાણવા માગુ છુ કે આપ મારી સાથે પુનર્લગ્ન કરીને મને પોતાની અર્ધાંગનાની પદવીથી વિભૂષિત કરી પોતાના અંતઃપુરમાં બેસાડવા માગો છો કેમ ?"

"નહિ, હુ તને મારી અંતઃપુરવાસિની અર્ધાંગનાની પદવીથી વિભૂષિત કરીને નિરપરાધિની કારાગૃહવાસિની બનાવવા નથી ઇચ્છતો. કિન્તુ તને મારી એક ઉપપત્ની અથવા રખાયત તરીકે રાખવાની જ મારી ઇચ્છા છે" જોરાવરસિંહે ગંભીરતા પૂર્વક ઉત્તર આપ્યું.

"આપ શ્રીમાનની મારામા આટલી બધી આસક્તિ હોવા છતા આપ મને પોતાની ધર્મપત્ની ના પદથી શૃંગારીને પોતાના અંતઃપુરમાં રાખવાને બદલે એક રખાયત તરીકે રાખવાની ઇચ્છા ધરાવો છો, એ જાણીને મને આશ્ચર્ય થાય છે અને એનુ કારણુ શુ હશે તે હુ સમજી શકતી નથી." મે તેના અંતઃકરણના મલિનતાને વિશેષ પ્રમાણમા જાણવા તથા જાણવાની ઇચ્છાથી આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા

મારા આ શબ્દોને સાંભળીને જોરાવરસિંહ મને રખાયત તરીકે રાખવાનાં કારણોને દર્શાવતો કોચપર બેસીને કહેવા લાગ્યો કે "મીનાક્ષી, તુ અદ્યાપિ એક મુગ્ધા હોવાથી આ બાબતના કારણોને તત્કાળ ન સમજી શકે એ સ્વાભાવિક છે, પરન્તુ ખરી રીતે એમ કરવાના અનેક કારણો છે અને તે આ પ્રમાણે—પ્રથમ તો હુ સમાજમા એક પરમધાર્મિક પુરુષ તથા ભક્તજન તરીકે ઓળખાતો હોવાથી જો તારી સાથે પુનર્લગ્ન કરીને તને મારી અર્ધાંગના બનાવી મારા અંતઃપુરમા બેસાડુ તો સમાજમા મારી નિન્દા થાય અને મારી આજસુધીની મેળવેલી પ્રતિષ્ઠા ધૂળમા મળી જાય અને જો અનાતિષ્ઠા થાય તો બધ ધાર્મિક જાય અને બુઢાપો બગડી જાય, એટલે આ પગલુ તો મારાથી કદાપિ ન જ ભરી શકાય, બીજુ કારણુ એ છે કે, મારા અંતઃપુરમા મારી ચાર પરણેતર ગરાશણીઓ બાપડીઓ છે, પરન્તુ તેમાંની એક પણ તારા જેવી રૂપસુંદરી ન હોવાથી જો તને હુ અંતઃપુરમા લઇ જઇશ અને તારામા અધિક સ્નેહ રાખીશ, તો અવશ્ય તેઓ તારો દ્વેષ કરશે અને લાગ મળતા કદાચિત્ તને ઝેર ખવડાવીને મારી નાખવાનો પણ પ્રયત્ન કરશે એવો મારો દૃઢ નિશ્ચય છે અને તેથી પણ એ પગલુ ભરતા મારૂં મન અચકાય છે, કારણ કે, અમારા ગરાશિઆના જનાનખાનામા હમેશા ભયાનક ખટપટનો ખટાટોપ ચાલ્યા જ કરે છે-અને તેથી ગરાશણીઓના રાણીવાસમાં ન આવવુ એ જ તારામાટે વધારે સારૂં છે, ત્રીજુ કારણુ એ છે કે, જો હું તારા સાથે પુનર્લગ્ન કરીને ખુલ્લી રીતે તને મારા ઘરમાં બેસાડું તો તારાં માબાપ તથા ભાઇબહેન એ વાત જણાવ્યા વિનાં રહી ન શકે એ સ્વાભાવિક હોવાથી જો તારા માતા પિતા કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ પાસે જઇને મારા વિશે ફરિયાદ કરે, તો મારામાટે જવાબ આપવાનુ પણ ભારે થઇ પડે અને મારા જાગીરદારી જવાનો પ્રસંગ પણ આવી લાગે અને ચોથુ કારણુ એ છે કે, આ એકાંત તથા સર્વથા નિર્ભય સ્થાનમાં આપણે જેટલા પરિમાણમાં નિરંકુશ આનંદ વિલાસ ભોગવી શકાશુ તેટલા પરિમાણમા મારા અંતઃપુરમા આપણાથી યથેચ્છ આનંદ વિલાસ ભોગવી શકાય તેમ નથી અને જો તે ઇચ્છા પુરી ન થાય તો તો આ વડ માથે પડવા જેવુ જ કહેવાય ત્યારે હવે કહે કે તને હું મારી રખાયત તરીકે ગણુ, એ જ તારામાટે અને મારામાટે વધારે સારૂ છે ખરૂં કે નહિ ?"

"આ સર્વ કારણોનો વિચાર કરતાં તો હું આપની રખાયત તરીકે રહું એજ આપણા માટે વધારે સારૂં છે" આવી રીતે તેનો હામા_હા મેળવીને પછી ધીમેથી મે એક શંકા દર્શાવી કે "આ બધી વાત તો જાણે સાચી, પરંતુ હું આવા અજ્ઞાનવાસમાં આપની રખાયત તરીકે રહું અને કાલ સવાર મને છૈયાં છોકરાં થાય, તો તેઓ બાપ કહીને કોને બોલાવે અને તેમને વરાના પરણાવવાની વ્યવસ્થા કઇ જાતમાં કરી શકાય, અમારી બ્રાહ્મણ જાતિમાં કે આપની ગરાશિયા જાતિમાં? આ એક ગંભીર પ્રશ્ન હોવાથી જો આપ એ પ્રશ્નનું નિરાકરણ કરશો, તો મારાપર આપનો મોટો ઉપકાર થશે"

"મીનાક્ષી, હું આજસુધી મને પોતાને બૃહસ્પતિ તુલ્ય બુદ્ધિમાન માનતો હતો અને અનેક ચાલાક ચપળાઓને વાદમાં પરાજિત કરીને મે મારી સેવિકાઓ બનાવેલી હોવાથી મને કોઇ પણ આ, અરે સાક્ષાત્ સરસ્વતી પણ, વાદમાં હરાવી શકે તેમ નથી, એવો જ મારો નિશ્ચય થયો હતો, પણ તારા આ પ્રશ્નને સાંભળીને મારા માટે પણ જરાક વિચારમાં પડી જવાનો પ્રસંગ આવી લાગ્યો છે અને તેથી હું એમ જ માનું છું કે મારી બુદ્ધિપર તારી બુદ્ધિએ વિજય મેળવી લીધો છે" ચાલાક જોરાવરસિંહે પ્રશંસાના સાધનથી મને પુલકિત કરવાના ઉદ્દેશથી આવા પ્રકારના ઉદ્ગારો કાઢ્યા અને ત્યાર પછી કેટલીકવાર સુધી જાણે તે મહાગંભીર વિચારમાં પડી ગયો હોયની તેવો ડોળ બતાવીને અંતે કહેવા લાગ્યો કે "મીનાક્ષી, હું તો ધારતો હતો કે આ વિષમ પ્રશ્નનું નિરાકરણ મારાથી નહિ જ કરી શકાય, પરંતુ પરમેશ્વરની કૃપાથી અને દેવી શારદાની સહાયતાથી એ પ્રશ્નનું સમાધાનકારક ઉત્તર મળી આવ્યું છે અને તે એ કે મારી જાગીરના ગામોમાં તારી જાતના બ્રાહ્મણો મોટી સંખ્યામાં વસે છે અને તેમાંના કેટલાક બ્રાહ્મણો તો મારી દલાલી કરનારા હોવાથી જ્યારે તારા માતા થવાનો પ્રસંગ આવશે ત્યારે, તમારી જાતિમાં હવે ધીમે ધીમે પુનર્લગ્ન અથવા નાતરાના રૂઢિનો પ્રવેશ થતો હોવાથી, તારી જાતના કોઇ એક સાધારણ સ્થિતિના બ્રાહ્મણ સાથે હું તારૂં પુનર્લગ્ન કરાવી આપીશ એટલે તારાં છૈયાં છોકરાં તે બ્રાહ્મણને પિતા કહીને બોલાવી શકશે અને તેથી તમારી જાતિમાં જ તે સંતાનોને વરાવવા પરણાવવાની વ્યવસ્થા પણ કરી શકાશે. આવા પ્રકારનો પ્રબંધ કરવાથી આ પણો ગુપ્ત પ્રેમસંબંધ અબાધ્ય ચાલતો રહેશે, તને નિર્વાહનાં સાધનો તથા વસ્ત્રાલંકાર આદિ મારી પાસેથી મળતાં રહેશે અને તે સાથે આપણી જાતની પ્રતિષ્ઠા જળવાશે. કેમ કેવી વાત કહી?"

"વાહ વાહ! ઘણી જ સારી વાત કહી અને એથી મારી સઘળી શંકાઓ જતી રહી!" મે જોરાવરસિંહને આકાશપર ચઢાવવાની ચેષ્ટા કરી

'ત્યારે હવે તારી યૌવનમદથી છલકાતી પ્રણયની સરિતાને આ તારા પ્રેમી સાગર પ્રતિ વહેવરાવ ભિન્નતાના સૂત્રને તોડી નાખ અને એકતાના તારને સાધી બતાવ! કારણ કે, મારો મદ છલકાય છે અને મારૂં ચંચળ મન વધારે અને વધારે અધીર થતું જાય છે" જોરાવરસિંહે પોતાના પશુવૃત્તિને તોષવાની ઇચ્છા સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી.

હવે મારા સત્ત્વ તથા બુદ્ધિવૈભવની પરીક્ષાનો એટલે કે અણીનો સમય આવી લાગ્યો અને નિમેષમાત્રને માટે હું ચિન્તામાં પડી ગઈ, પરંતુ તત્કાળ પરમાત્માએ મને એક યુક્તિ સુઝાડી દીધી અને તે યુક્તિનો પ્રયોગ કરતી હું શાલીનતાથી કહેવા લાગી કે "પુરુષ કરતાં પણ મહા-ન્મત્તા નવયૌવના નારીના અંગમાં મદનજ્વાળા અધિક બીલવત્તાથી પ્રજ્વળ્યા કરે છે અને તેથી રતિસુખના આસ્વાદમાટે મારૂં મન આપના મન કરતા પણ વિશેષ અધીર તથા આતુર થઈ રહ્યું

છે પરંતુ એ સુખના ઉપભોગમાટે આજનો દિવસ નિર્માણ થયેલો ન હોવાથી આપણા એ સુખોપભોગના માર્ગમાં આજે એક નૈસર્ગિક બાધા આવી પડી છે "

"એટલે ?" જોરાવરસિંહે જરાક આંખ ફેરવીને પૂછ્યું

"એટલે એ જ કે સંધ્યાકાળ પછી હું રજસ્વલા થયેલી છું અને તેથી હજી બીજા બે દિવસ પર્યન્ત હું અસ્પર્શ્યા હોવાથી મારાથી આપના સ્પર્શ સુખનો લાભ લઈ શકાય તેમ નથી" મેં નૈસર્ગિક બાધાના નામનો સ્પષ્ટ ઉચ્ચાર કરી સંભળાવ્યો

"ચિન્તા નહિ વસ્તુ આપણા હસ્તમાં છે તો તેનો બે દિવસ પછી પણ ઉપભોગ લઈ શકાશે મને આવી ખબર હોત, તો હું તને સ્પર્શ ન કરત કારણ કે અત્યારે હવે મારે માથા-બોળ ન્હાવું પડશે અને આ બધાં કપડાં પણ બોળવાં પડશે પણ એમાં તારો દોષ નથી કારણ કે તું નિદ્રાધીન હતી તે વેળાએ જ મેં તને સ્પર્શ કર્યો હતો એટલે આ વાર્ત્તાને વ્યક્ત કરવાનો અવકાશ જ તને મળી શક્યો નહોતો " આ પ્રમાણેના ઉદ્ગારો કાઢીને જોરાવરસિંહે વાલીને આજ્ઞા સંભળાવી કે "તું જલદી નીચે જઈને પાણી ગરમ કરી લે અને જયન્તીને ઉપર મોકલીને મારાં સ્નાન તથા સેવા પૂજાની સામગ્રી તૈયાર કરી રાખ કારણ કે, ઉષ:કાળની સમાપ્તિ થવા આવી છે અને અરુણોદયમાં હવે વિશેષ વિલંબ નથી "

વાલી તત્કાળ નીચે જવામાટે ચાલતી થઈ અને તેના જવા પછી પાંચ કે સાત મિનિટમાં જ જયન્તી ઉપર આવી લાગી જોરાવરસિંહે જયન્તીને પોતાના પગ દાબવામાટે બેસારી અને અડધા કલાકમાં વાલીએ ઊનું પાણી તથા પૂજાસામગ્રી આદિ તૈયાર હોવાની સૂચના આપી એટલે ધર્મદંભી જોરાવરસિંહ ત્યાંથી નીચે જવામાટે રવાના થયો અને તેથી મને તથા જયન્તીને એકાન્તિક વાર્ત્તાલાપનો યોગ્ય અવસર મળી ગયો

મેં મંદ સ્વરથી જયન્તીને પૂછ્યું કે "જયન્તી બહેન, જે વેળાએ જોરાવરસિંહ અને વાલી અચાનક આ ઓરડામાં આવ્યાં તે વેળાએ તમો ક્યાં ગયાં હતાં વારુ ? તમને અહીં ન જોવાથી, બાઈ, મારો તો જીવ જ ઊડી ગયો હતો એ તો સારું થયું કે જોરાવર મારા મીઠા શબ્દોથી ભોળવાઈ ગયો અને મારા સમજાવ્યાથી સમજી ગયો નહિ તો જો તે મારાપર બળાત્કાર કરવાને તૈયાર થયો હોત તો મારાથી મારી પવિત્રતાની રક્ષા કરી શકાત નહિ અને જો મારી પવિત્રતાની ભ્રષ્ટતાનો પ્રસંગ આવી લાગ્યો હોત તો આત્મહત્યાના અવલંબન વિના મારા ઉદ્ધારનો બીજો કોઈ પણ માર્ગ હતો ખરો કે ?"

"મીનાક્ષી બહેન, જો તમારાપર એવો જ પ્રસંગ આવ્યો હોત, તો તમારી રક્ષામાટે આ તમંચો લઈને આ પાસેના ઓરડામાં તૈયાર જ ઊભી હતી પરંતુ પરમાત્માની કૃપાથી એવો પ્રસંગ ન આવ્યો અને હત્યાકાંડ ન થયો, એમાટે પરમાત્માનો આપણે જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે જોરાવર સાથેના તમારા સમસ્ત સંભાષણને મેં ધ્યાનપૂર્વક શ્રવણ કર્યું છે અને તમારી ધૈર્યશીલતા તથા સમયસૂચકતાયુક્ત બુદ્ધિમત્તાના અવલોકનથી હું એટલી બધી પ્રસન્ન થઈ છું કે મારાથી તમને મુક્તકંઠે ધન્યવાદ આપ્યાવિના રહી શકાતું નથી બે દિવસનો સમય મેળવવામાટે રજસ્વલા હોવાનું તમોએ બહુ જ સારું નિમિત્ત દર્શાવ્યું છે અને તેથી હવે જો પરમાત્મા કરશે તો તમારા ઉદ્ધારના કાર્યમાં કાંઈ પણ વિઘ્ન આવવાનું નથી." જયન્તીએ મારી દક્ષતાની પ્રશંસા કરીને પુન: મને યોગ્ય આશ્વાસન આપ્યું

"આવા કટોકટીના પ્રસંગમાં મને તમોએ જે સહાનુભૂતિપૂર્ણ સહાયતા આપી છે અને મારા ઉદ્ધારનું બીડું ઝડપ્યું છે તે માટે હું તમારી ભવોભવની ઋણિની રહીશ " મેં કૃતજ્ઞતા દર્શાવી અને ત્યાર પછી પૂછ્યું કે "પણ, જયન્તી બહેન, જોરાવરસિંહ અને વાલી આ ઓર-

ડામાં આવ્યાં તે તમોએ દ્વાર ઊઘાડયા પછી જ આવ્યા હતા કે દ્વાર ઉઘાડાં હોવાથી અચાનક આવી લાગ્યા હતા ? આમ પૂછવાનું કારણ એ છે કે દ્વાર ઊઘડવાનો ખખડાટ મારા સાંભળ વામાં આવી શક્યો નહિ તો, નહિ તો હું કદાપિ જાગ્યા વિના રહેત નહિ કારણ કે, મારી નિદ્રા ગાઢ કિવા અર્ધમૃત્યુ તુલ્ય નથી એવો મારો દૃઢ વિશ્વાસ છે અને તેથી એ ઘટનાનો ચમત્કા- રથી મને ગંભીર વિચાર થયા કરે છે આ ઘટનામાં જો કાંઇ પણ ભેદ કિંવા રહસ્ય હોય, તો તે કૃપા કરીને મને જણાવશો અને મારા સંશયનું નિરસન કરી બતાવશો ?"

"જોરાવરસિંહ અને વાની મેં દ્વાર ઊઘાડયા પછી આ ઓરડામાં આવ્યા નહોતાં કિન્તુ જે ગુપ્તમાર્ગથી અત્યારસુધી હું પોતે પણ અજ્ઞ હતી તેવા એક ગુપ્તમાર્ગમાંથી જ તેમણે આ ઓરડામાં અચાનક પ્રવેશ કર્યો હતો, પરન્તુ પરમાત્માની કૃપાથી તે વેળાએ હું જાગતી હોવાથી તેમણે જે ગુપ્તમાર્ગના ગુપ્તદ્વારને મેં સારી રીતે ધ્યાનમાં રાખી લીધું છે અને હવે તમારા ઉદ્ધાર માટે એ જ ગુપ્ત દ્વારનો ઉપયોગ કરવાની મારી મનોભાવના છે કારણ કે, એ ગુપ્તમાર્ગ આ સ્થાનમાંથી ભૂમિમાં ઊતરીને દુર્ગના કોઇ પણ બાહ્ય ભાગમાં નીકળતો હોવો જોઇએ એટલે કે એ ગુપ્તમાર્ગનું બીજું મુખ દુર્ગના બાહ્ય ભાગમાં હોવું જોઇએ, એવી મારી માન્યતા છે વિશેષ નિશ્ચય પછીથી કરી શકશે" જયન્તીએ એક વિષમ રહસ્યનો સ્ફોટ કર્યો

"ત્યારે આ ઓરડામાં પણ આપણે સર્વથા નિર્ભય તો નહોતાં જ, કેમ ખરું કે નહિ ?" મેં ભય દર્શાવીને પૂછ્યું

"વસ્તુસ્થિતિ આવી હતી ખરી પરન્તુ જેનાપર ઈશ્વરની કૃપા હોય છે તે કોઇ પણ સ્થા- નમાં અને સર્વ સમયમાં સદા સર્વદા નિર્ભય જ રહ્યા કરે છે અને દુષ્ટાત્માઓથી તેની કશી પણ હાનિ કરી શકાતી નથી કારણ કે, મારવા આવનારના બે હાથ હોય છે અને તારનાર પરમે- શ્વરના હજાર હાથ હોય છે, એ આપણે કદાપિ ભૂલી જવાનું નથી અર્થાત્ અત્યાર સુધી જે પરમાત્માએ તમારી સર્વ પ્રકારે રક્ષા કરી છે તે જ પરમાત્મા ભવિષ્યમાં પણ તમારી રક્ષા કરતો રહેશે, એ નિર્વિવાદ સત્ય હોવાથી ભયભીત થવાનું લેશ માત્ર પણ પ્રયોજન નથી." જયન્તીએ પરમેશ્વરની રક્ષકતાનું મને દર્શન કરાવ્યું

જોરાવરસિંહ પુજા આદિના કાર્યથી નિવૃત્ત થયા પછી પાછો ઉપર આવ્યો અને તેણે પો તાના પ્રહરીઓને બોલાવીને જયન્તી સાથે તેમજ વાની સાથે નિર્જન પ્રતાપપુરના કોઈ પણ આંતરિક ભાગમાં યથેચ્છ ભ્રમણ કરતાં ન અટકાવવાની અને મારી સાથે બહુ જ સભ્યતાપૂર્વક વર્તીને મારા મુખમાંથી પડતા શબ્દને ઝીલી લેવાની કઠિન આજ્ઞા આપી દીધી અને ત્યાર પછી વાની તથા જયન્તીની ઉપસ્થિતિમાં મને સંબોધીને તે ગંભીરતાથી કહેવા લાગ્યો કે "મીનાક્ષી, આજના મારી સાથેના તારા સંભાષણ તથા વર્ત્તનથી મારો બહુધા એવો દૃઢ વિશ્વાસ બંધાયો છે કે વૈધવ્યની વેદનાથી સ્વાભાવિક તું કંટાળેલી હોવાથી તારું મેં બળાત્કારે હરણ કરાવ્યું છે એ મારું કૃત્ય તને અયોગ્ય કિંવા અપરાધમય જણાયું નથી, કિન્તુ અચિન્ત્ય આવી ઉત્તમ પરિ સ્થિતિમાં આવી પડવાથી એક પ્રકારે તારા અન્તઃકરણમાં આનન્દનો જ આવિર્ભાવ થયો છે એટલે હવે તું અહીંથી પલાયન કરી જવાની ઇચ્છા કિંવા ચેષ્ટા કરે, એ સર્વથા અશક્ય હોવાથી મેં તને એક બંદિની તરીકે અહીં ન રાખતાં આ નિર્જન નગરમાં વાની અથવા જયન્તી સાથે યથેચ્છ ભ્રમણ કરવામાટેની સ્વતંત્રતા આપી દીધી છે અને તને એ સ્વતંત્રતા આપીને મારી ઉદારતાનો મેં સંપૂર્ણ પરિચય કરાવ્યો છે, એમ જ હું માનું છું કારણ કે, આવી ઉદારતા મેં અત્યાપૂર્વે કોઈ પણ અન્ય સ્ત્રીના સંબંધમાં દર્શાવી નથી તો પણ મારે એટલી સૂચના તો તને આપવી જ જોઇએ કે જો તું મારી આ અનન્ય ઉદારતાનો દુરુપયોગ કરીને આ પ્રવાસ

પુરના દુર્ગની સીમાને ઉલ્લંઘી બાહ્યભાગમાં જવાની કિંવા અદૃશ્ય થવાની લેશમાત્ર ચેષ્ટા કરીશ અને મારા પ્રહરીઓને તારી એવી ચેષ્ટાનો લેશ માત્ર પણ સંશય આવશે તો તે ક્ષણે જ તેઓ કાં તો તને ગુપ્તકારાગૃહ બન્દિનીની અવસ્થામાં રાખવાનો પ્રબન્ધ કરશે અને કાં તો તારા જીવન-નાટકની સમાપ્તિ પણ કરી નાખશે અર્થાત્ જો આ સંસારનાં સુખોને ભોગવવામાટે જીવવાની તારી લેશમાત્ર પણ લાલસા હોય તો મારા વિશ્વાસનો ભંગ કરીશ નહિ એવું કોઈ પણ અવિચારમય પગલું ભરીશ નહિ હું અને વાલી મધ્યાન્હ ભોજન કર્યા પછી અહીંથી રવાના થઇશું અને પરમદિવસ સંધ્યાકાળે પાછાં આવીશું ત્યાં સુધી જયન્તી સર્વ પ્રકારે તારી સંભાળ રાખશે, હું આવીશ ત્યારે તારામાટે ઉત્તમ વસ્ત્રાલંકારો પણ લેતો આવીશ ”

મે વળી પણ મારાં નમ્ર વચનોથી જોરાવરસિંહનો મારામાં વિશેષ વિશ્વાસ બંધાવ્યો અને મારાં વચનોથી અત્યંત પ્રસન્ન થઇને મધ્યાન્હ ભોજન પછી વાલી સહિત જોરાવરસિંહ પ્રવાલ-પુરમાંથી પ્રયાણ કરી ગયા. જયન્તી પણ એ વેળાએ તેમને વળાવવામાટે ગામના બાહ્ય ભાગ પર્યન્ત તેમની સાથે ગયેલી હોવાથી હું મારા ઓરડાનાં બારણાંને અંદરથી બંધ કરીને જે ગુપ્તદ્વારમાંથી જયન્તીના કહેવા પ્રમાણે જોરાવરસિંહ તથા વાલીએ એ ઓરડામાં પ્રવેશ કર્યો હતો તે ગુપ્તમાર્ગના ગુપ્તદ્વારને શોધવાનો પ્રયત્ન કરવા લાગી પરંતુ લગભગ એક કલાક સુધી માથાકૂટ કરવા છતાં મારો તે પ્રયત્ન સફળ ન થયો એટલે પછી થાકીને તથા નિરાશ થઇને હું કોચપર બેસી ગઇ

કોચપર પડીને અરધો કલાક વિશ્રાંતિમાં વીતાડયા પછી ' જયન્તી અદ્યાપિ કેમ અને શા કારણથી પાછી નહિ આવી હોય અને તૃતીય પ્રહરની સમાપ્તિ થવા આવી છે છતાં મારામાટે ભોજન લાવવાનું સ્મરણ તેને કેમ નહિ રહ્યું હોય ? ' એ પ્રશ્નનો મારા હૃદયમાં ઉદય થવાથી મારૂં મન એક પ્રકારની ચિન્તામાં પડી ગયું અને જયન્તીની હું અત્યંત અધીરતા તથા આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગી ઘણીવાર એવું જ બને છે કે જે વસ્તુની આપણે અતિશય અધીરતાપૂર્વક પ્રતીક્ષા કરતાં હોઇએ છીએ અને જે વસ્તુની પ્રાપ્તિમાટે આપણું મન અત્યન્ત આતુર થયેલું હોય છે, તે વસ્તુની પ્રાપ્તિમાં આપણી ધારણા કરતાં અવશ્ય અધિક વિલંબ થાય જ અને તે વિલંબ બહુધા આપણને નિરાશાનો જ ભાસ કરાવી દે છે છેવટે પાંચ વાગતાં સુધી પણ જ્યારે જયન્તીના આગમનનાં ચિન્હો ન દેખાયાં એટલે મારા મનમાં ભીષણ ચિન્તા તથા અનેક પ્રકારના તર્ક વિતર્કોનો ઉદ્‌ભવ થવા લાગ્યો અને હું નિરાશાથી રડવા જેવી થઇ ગઇ પરંતુ એ જ સમયે હું જે ઓરડામાં હતી તે ઓરડાની પાછળની દીવાલમના વિશાળ પાષાણો આલીમ ચોરોની તિલસ્મી ગુફાના દરવાજા પ્રમાણે અંદરની બાજૂએ ઊઘડી ગયા, ત્યાં એક દરવાજા જેવો આકાર થઈ ગયો અને નિમેષમાત્રમાં તે ગુપ્ત માર્ગમાંથી જયન્તીને મે મારી પાસે આવતી જોઇ

જયન્તીનો શ્વાસ એ વેળાયે બહુ જ ઊતાવળો ચાલતો હોવાથી અને તેનું સમસ્ત શરીર પ્રસ્વેદવડે તરબોળ થયેલું હોવાથી તેને કોઇ પણ પ્રકારનો અસહ્ય તથા ભીષણ પરિશ્રમ થયેલો હોવો જોઇએ એવી મે મારા મનમાં કલ્પના કરી લીધી અને તેથી શીતળ વાયુની લહરીના સ્પર્શથી તે જરાક શાંત થઇ એટલે મે તેને પૂછ્યું કે " જયન્તી બહેન, આટલો બધો પરિશ્રમ વેઠીને તમો અત્યારે ક્યાંથી આવો છો અને જે ગુપ્તમાર્ગ તમારાથી પણ અત્યારસુધી અજ્ઞાત હતો તે ગુપ્તમાર્ગમાં થઇને જ અત્યારે તમો આવ્યાં છો તો હું આ માર્ગને શોધી કાઢવામાટે તમારે આટલોબધો પરિશ્રમ કરવો પડયો છે ? મને તો એમ જ ભાસે છે, છતાં તમારા પરિશ્રમનું બીજું કારણ હોય તો પરમાત્મા જાણે ” (અપૂર્ણ)

---



# जींदगीनो आनंद.

( અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સંઘવી )

જીંદગીનું સુખ એ શું વસ્તુ છે, અને તે ક્યાં છે, એમ જો કોઇને પૂછવામાં આવે તો પ્રત્યેક મનુષ્ય ઘણે ભાગે જૂદો જૂદો જવાબ આપશે દુનિયામાં દરેક પ્રાણી પોતપોતાના મતાનુસાર અને શક્તિ અનુસાર સુખની સામગ્રી મેળવવામાં તત્પર હોય છે કોઈ લૌકિક કોઈ પારલૌકિક, કોઇ શારીરિક, કોઇ માનસિક વિષયોમાં, કોઇ નીતિ, કોઇ ન્યાય, કોઇ સ્વાર્થ, કોઇ પરાર્થ, કોઇ ભોગ-વિલાસ, કોઈ વૈરાગ્ય ઇત્યાદિ જેને જે ધુન લાગી તે, તે ક્ષેત્રમાં, કાર્ય-સાફળના પ્રાપ્ત કરવામાં, સુખ સમજે છે એમ તો પોતપોતાની ધુનમાં મર્દ મસ્ત છે, પરંતુ પ્રશ્ન એ છે કે, કોઇ પણ મનુષ્યે કદી પોતાના મનોરથ સફળ કરેલ છે, અથવા કોઇએ પોતાનો આદર્શ આનન્દ પ્રાપ્ત કરેલ છે ? જો પૌરાણિક વાર્તાઓને સર્વમાન્ય ન સમજી એક બાજુ રાખ દેવામાં આવે તો જવાબમાં ઘણે ભાગે દરેક તરફથી નકારજ નીકળશે કારણ એ કે, જેનું જેટલું બળ, અને બુદ્ધિ એ પ્રમાણે વૈભવ છે આનન્દનો અર્થ સીમા તે પણ તેટલીજ ગહન તથા વિસ્તૃત થઇ ચાલી જાય છે, અર્થાત્ જેમ જેમ સુખની સીમા સુધી પહોંચવાનો પ્રયત્ન કરવામ આવે છે, તેમ તેમ તે ખુદબખુદ દુર્ગમ અને દુષ્પ્રાપ્ય થતી જાય છે, જેથી કોઇએ કહ્યું છે કે, " सब ते भल है मूढ, जिनहिं न व्यापै जगत गति ", પણ એ જવાબ સન્તોષપ્રદ નથી, પરંતુ જેમ કોઇ ગણિતનો વિદ્યાર્થી કોઇ પ્રશ્નનો ખુલાસો નહિ મળવાથી તેમાં ભૂલ જાણી પુસ્તકને દિવાસળી લગાવવા તૈયાર થઇ જાય, અથવા કોઈ મનુષ્ય સંસાર-કર્મક્ષેત્રમાં સફળતા ન મળવાથી આત્મહત્યા કરવા તૈયાર થાય, એના જેવો એ જવાબ છે અસ્તુ !

દરિદ્રી અથવા લોભીના વિચારાનુસાર અતુલ ધન મેળવવામાંજ સુખ છે, અને કહેવામાં પણ આવે છે કે, " सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते " । દુનિયામાં અગણિત લક્ષાધિપતિ અને કરોડાપતિ ધનાઢ્ય પુરૂષ પડ્યા છે અને અનેક ઐતિહાસિક જગત-પ્રસિદ્ધ પુરૂષ થઇ ગયા છે કે, જેની પાસે અસંખ્ય ધન હોવા છતાં તેઓ સુખી ન થયા અને જીંદગી સુધી તેમની ધન-સંબંધી પિપાસા પરિતૃપ્ત ન થવાથી તે સબંધીની ક્ષુધા તેમને પૂર્ણ સંતાપ આપી રહી આથી સિદ્ધ થાય છે કે પૈસો એ જીંદગીનું સુખ નથી એક વખત ચોર લોકોએ એક ધનાઢ્યનું સર્વ દ્રવ્ય ચોરી લીધું, જેથી તેની પાસે કાંઇ પણ રહ્યું નહિં, એવી સ્થિતિમાં તે જમીન પર જાગ્યો અને ઘણોજ ખુશી થયો ધન-રક્ષાના અનેક સંકટોથી પોતે મુક્ત થયાનું જાણી, તે પ્રસન્ન ચહેરે કહેવા લાગ્યો કે, તું આજ સ્વતન્ત્ર થયો, અને પછી તે નિર્ધનતામાંજ આનન્દ માનવા લાગ્યો

કદાચ કોઇનું એમ કહેવું હોય કે, સુખ તો માત્ર મણિરત્નજડિત મુકુટધારીઓનેજ હોય છે, અને સંપત્તિ અને સ્વતન્ત્રતા જેની પરિચારિકા છે તો ઇંગ્લેંડમાં મહારાજા હેનરીએ એક વખત એક મલિન વસ્ત્રવાળી ભીખના મજુરને જોયો જે આખા દિવસના કઠિન પરિશ્રમ બાદ આનન્દમાં મશગુલ બની ગાતો ગાતો નદી-કીનારા પર થઇ પોતાના ઘર તરફ જતો હતો આ જોઇ મહારાજાને ભારે આશ્ચર્યતા ઉત્પન્ન થઇ અને તેને પોતાની પાસે બોલાવી કહ્યું કે, તું એક

ગરીબ મજુર છતા આટલો સુખી છે, અને હું ઈગ્લેંડનો મહારાજા હોવા છતાં તારા જેટલો સુખી નથી। છેવટે મહારાજાએ પણ મજુરના જેવો આનંદ પોતાને પ્રાપ્ત થાય એવી ઇચ્છા કરી।

" હરચ બાદા બાદ, મા કિસ્તી દર આબ અન્દાખ્તૂ' તેમ, અલવિદાઓ, અલવિદાઓ, ,અલવિદા " શહેનશાહી જીવન–યાત્રાનું એ છેવટનુ વચન છે, કે જેનાથી પશ્ચાતાપ જારી રહ્યો છે

હિંદુઓમા તો એવા અનેક ચક્રવર્તિ થઇ ગયા છે કે, જેમને પોતાના રાજત્વકાળમા જ એ ભુલ પ્રત્યક્ષ જણાઇ છે મહાત્મો બુદ્ધ જેવા ઘણાં પ્રતિભાવાન્ આ ભારતભૂમિ પર થઇ ગયાં છે, કે જેને રાજ્ય ઘણુંજ દુ:ખમય જણાયું હતું અને મુકુટ—મણિમાળા આદિ આભરણોને તૃણવત્ જાણી ત્યાગી દીધાં હતાં. જાત અનુભવ વિના તે સંબધી ચિન્તાનુ અનુમાન દૂરથી જોનારને થઇ શકતું નથી. આથી સિદ્ધ થાય છે કે, છત્રધારી થવાથી પણ આનંદ પ્રાપ્ત થતો નથી, પરંતુ ચિન્તારૂપી ઘટાઓ ચોતરફ ફરી વળે છે

ઘણે ભાગે એમ કહેવામા આવે છે કે, રાજ્યમા ભલે સદાય સુખ ન મળે, પરંતુ ગરીબ અવસ્થામાં માત્ર દુ:ખજ છે, જેથી રાજપદ ઇચ્છવા યોગ્ય છે. ગરીબાઇ ખરાબ છે, એ એક માની લીધેલી વાત છે, પરંતુ ગરીબાઈમાં આનંદ નથી એ સર્વથા માન્ય નથી.

મજુરનું દૃષ્ટાન્ત ઉપર જણાવવામાં આવેલ છે, વળી સાધારણ જીંદગીમાં એવાં ઘણા દૃષ્ટાન્તો મળી આવે છે. દાખલા તરીકે, શહેરની બહાર એક ભંગીનું ઝુંપડું હતું તેમા તે અને પોતાની–સ્ત્રી એમ ફક્ત બે જણાજ રહેતા હતા, અને તેઓ ઘણાજ ગરીબ હતા. એવી દશામા સુખ ક્યાંથી મળે અને એવે ઠેકાણે રહેવાનું કોણ પસંદ કરે ? પરંતુ તેઓ આખા દિવસનું નિત્ય કર્મ કરી, કઠિન પરિશ્રમથી મેળવેલ ઉચ્છિષ્ટ ભોજન લીધા બાદ બન્ને રાત્રે દીવો કરી ગાયનમાં મશગુલ રહેતા હતા, તે ધીમી દીપક–જ્યોતિમા બેસી પુરુષ એક સાધારણ તારવાળું વાજીંત્ર વગાડતો હતો અને તેની સ્ત્રી ગાયન ગાતી હતી, ઘણાંખરા માણસો તે તરફ ફરવા નીકળતા, તેઓ આ દામ્પત્ય સુખ જોઈ ઇર્ષ્યાની નજરથી જોતા હતાં. ટૂંકામા શું આ જોડીના તે સમયના સુખ આગળ એક સામ્રાજ્ય તુચ્છ નથી ? નાઇનિવાસી ફિલોસોફર ડાયોજનીજ ( Philosopher Diogenis ) તરફ તેજસ્વી ચક્રવર્તી ઇર્ષ્યાની નજરથી જોતો હતો.

હવે જો એમ કહેવામા આવે કે, સુખ માત્ર ત્યાગ અને વૈરાગ્યમાંજ છે,—

न चेन्द्रस्य सुखं किञ्चिद् न सुखं चक्रवर्तिनः ।
सुखमस्ति विरक्तस्य मुनेरेकान्तजीविन. ॥

તો ફકીરીમાં જીંદગીની મજા ક્યાં ? " તુલસી વે નર મર ચુકે જો કહું માંગન જાય " । સન્યાસી લોકો પોતાનુ દાહ–કર્મ વૈરાગ્ય દશા સ્વિકાર્યા પહેલાંજ કરી લે છે કાનુન (કાયદા) ની દૃષ્ટિએ, તે સામાજિક મૃતક ( Civilly dead ) છે વિરક્તતામાં જીવનાનન્દ ક્યાં, પણ એ વાત ચાલુ વિષય બહારની છે

વેદાન્ત (Philosophical)ની દૃષ્ટિએ સુખ–દુઃખ એ કોઇ વસ્તુજ નથી, પરંતુ માત્ર કલ્પના રૂપ છે. ઠીક છે, પરંતુ અહિ પ્રશ્ન એ છે કે, સુખ–જેને જે પ્રકારે સંસારી લોકો માને છે તે વસ્તુ—ક્યા છે ? સુખ અને દુ:ખના અસ્તિત્વ ( Existence ) પર વિચાર કરવો એ ચાલુ વિષયની બહારની વાત છે. પરંતુ એ વેદાન્તનો ઉત્તર નથી તેને મળતા એવા વેદાન્તના જવાબથી શાન્તિ થતી નથી " मन मोदक नहिं भूख बुझाई " ક્ષુધાતુરને ભોજન મળવાથીજ તૃપ્તિ પ્રાપ્ત થાય છે, પરંતુ 'મનમોદકો'થી ઘણે ભાગે ક્ષુધાની પીડામા તીવ્રતા પ્રાપ્ત થતી જાય છે.

Boling.—
O, who can hold a fire in his hand
By thinking on the frosty Caucasus ?
Or Wallow naked in December Snow,
By thinking on fantastic summer's heat ?
O, No ! the apprehension of the good
Gives but the greater feeling to the worse
Fell sorrow's tooth doth never rankle more
Than when he bites, but lanceth not the sore.

—Richard II Shakes.

અર્થાત્—પાલાનો વિચાર કરી પોતાના હાથમાં અગ્નિ કોણ રાખે અથવા ઉનાળાની ભયંકર ઉષ્ણતાના ધ્યાનમાં મગ્ન બની ઠંડા બરફમાં કોણ આળોટે ! ભલાઇનો વિચાર કરવાથી બુરાઇનો ભાન વધારે પ્રબળ થાય છે, અને દુઃખમાં દુઃખ વધતુંજ જાય છે

ત્યારે ભોગ-નિવાસ ( Eat, drink and be merry ) કે જે પ્રાણિમાત્રમાં સ્વાભાવિક છે, તેને જીંદગીનુ સુખનુ સાધન કેમ ન માને ?

केचिद् वदन्त्यमृतमस्ति सुरालयेषु
केचिद् वदन्ति वनिता वरपल्लवेषु ।
ब्रूमो वयं सकलशास्त्र विचारदक्षा
जम्बीर-नीर-परिपूरित-मत्स्यखण्डे ॥

આ ચાર્વાક નીતિનું સભ્ય સમાજ ક્યાં સુધી માન રાખે છે, તેનું વાચક પોતેજ અનુમાન કરી લેવું પ્રકૃતિ ( Nature ) જાતેજ બતાવે છે, કે તેમાં જીવનનો આનન્દ કેવી રીતે છે. ભોગોપરાન્ત આત્મિક ખિન્નતા ( Seediness after debauch ) પ્રત્યેક પદ પર આગળથી દુઃખનો અનુભવ કરાવે છે, ને સુખની અસ્થિરતા તેના ભ્રમનું એક બીજું પ્રમાણ છે

भोगा क्षणेनैव वियोगरोगा
विभूतयः स्वप्न विवाह तुल्या ।
वाताहता दीप शिखा सुखश्री—
स्तनमस्तनूत्थं भुवि वृत्तमेतत् ॥

જીવનાનન્દની આગમન ( Induction )ની મીમાંસામાં કદાચ મૂળનો પત્તો મળી આવશે. ભય, દુઃખ વગેરે કષ્ટથી દૂર રહેવામાં ક્યાં સુધી સુખ ? દુઃખનો અભાવ તથા ન્યૂનતામાંજ સુખનો આભાસ અને આધિક્ય છે. કહેવત છે કે, જો દોડવામાં ન આવે તો પડી જવાનો ભય નથી. જો રોગના ભયથી કુપથ્યથી દૂર રહેવામાં આવે તો નિર્વિકારી રહી શકાય, પરંતુ દુનિયાના અમૂલ્ય ભક્ષ્ય પદાર્થોથી જીંદગી સુધી દૂર રહેવામાં કેટલું આનંદ માનશે ? ચરી પાળનારને જીંદગીની મજા ક્યાં સુધી ? જો વૈદક-નિયમાનુસાર બરાબર વર્તવામાં આવે તો ઘરથી બહાર નીકળવું મુશ્કેલ થઇ પડે, કેમકે અભ્યંતર કરતાં બહારના તાપ-માન (Temperance)માં ઘણોજ તફાવત હોય છે, અને એક તાપમાન ( temperence ) થી ન્યૂનાધિક તાપમાનમાં પ્રવેશ કરવો એ હાનિકારક છે જેવું તાપમાન ( ટેમ્પરેચર ) ઉત્તરોત્તર ઘણે ભાગે એક સરખું હોય તેજ મનુષ્ય ધીમે ધીમે ઠેકાણે આવે. વસ્ત્રાદિ પણ એજ નિયમાનુસાર હોવા જોઇએ 'દાખલા તરીકે એક મુસાફર કે જે,

" घूप की तरनि तेज सहसों किरनि तपै
ज्वालानि को जाल विकराल बरसत है ।
तचति धरनि जगु झुरत्तु झुरनि सीरी
* * धमका विषम जो न पात खरकत है । + + "

ઉનાળાની સખ્ત ગરમીથી વ્યાકુળ થયેલ પરસેવાયુક્ત શરીર અનાયાસે કોઇ ઝાડની ઘટાથી આચ્છાદિત ઝરણા પાસે પહોચી જાય તો ત્યાં તાપમાનમા એકદમ કેટલો ફેરફાર થઈ જાય છે! ધીમે ધીમે ઉષ્ણતામાં પ્રવેશ કરવાવાળા તથા આ ઝરણાની પાસે આવવાવાળા એ બન્ને મુસાફરોમાંથી સુખ કોને પ્રાપ્ત થયુ, જીવનના આનન્દનો અનુભવ કોને મળ્યો?

ભયથી ડરી જઈ નાસી જનાર ભયથી મુક્ત થતો નથી, પરંતુ સામે ટક્કર ઝીલનારને જ આનન્દનો અનુભવ થાય છે

સાહસી લોક ભયથી દુખી થતા નથી એમ દૂરથી જોતા જણાય છે જ્વાળામુખી પર્વતની નજીક રહેનારનો ખ્યાલ કરો, તેઓ કાળના કોળીયા તરીકે જ ગણાય છે, છતા પણ તેઓ ગાવુ-બજાવવુ, લગ્ન-વિવાહાદિ કાર્યોમાં મગ્ન રહે છે

કષ્ટની પરાકાષ્ઠા મૃત્યુ છે. મહેનતમા પણ એક જાતની મજા મળી આવે છે હાલતા દાંતમા પીડા થઇ આવે છે, તોપણ જીભ અને હાથ હમેશા તેને છેડયા કરે છે, કેમકે તે સુખદ દુઃખ છે દર્દમાં પણ મિઠાશ છે ઉમર લાયક પુરૂષ જ્યારે બાળકને સાધુતા સબધી ઉપદેશ આપે છે ત્યારે તે પોતાની તે અવસ્થાને ભૂલી જાય છે જો કષ્ટમાં યથાર્થ ભય હોય તો બાળક કદી પુરૂષ જ નહિ થાય. બાળક જો પડી જવાનો ભય રાખ્યા કરે તો તે કદી ઉભા થવાનું અને ચાલવાનું શીખી નહિ શકે. પડી જવા સબધીના દુખ તરફ તે બિલકુલ ધ્યાન નહિ દેતાં વારવાર ઉભા થવાનો અને ચાલવાનો પ્રયત્ન કર્યાંજ કરે છે

સસારની વિદ્યા, બુદ્ધિ, બળ, વૈભવ, અને સભ્યતા વગેરે તે સાહસના ફલ-સ્વરૂપ છે. ખરૂં સુખ તે સાહસ-કર્મિયોને મળે છે, અને તેનુંજ ગૌરવ અને અસ્તિત્વ હમેશા રહે છે, અને રહેશે.

સુખ મેળવવાની ઇચ્છા થાય અને દુખ આવે દૂર નાસી જવુ એ યોગ્ય નથી સમદૃષ્ટિથી જોઇએ તો રણરગ અને રસરગમાં બરાબર સાહસ છે. ષટ્રસ ભોજન બહુજ આનદપૂર્વક લોકો સ્વિકારે છે, પરંતુ દરેક કોળીયો પેટમા જઈ અસખ્ય રોગનું કારણ બને છે, અને શરીરના રોમેરોમમાં અનન્ત દુખનુ સ્થાન થઈ શકે છે, તેનો તે વખતે વિચાર માત્ર પણ આવતો નથી. " शरीरं व्याधि मन्दिरम् । "

ટૂંકામાં દુખથી ડરવુ એ કાયરતા તથા અકર્મણ્યતા જ નથી પરંતુ જીંદગીમાં સુખથી દૂર રહેવુ પણ છે કર્મણ્યતામાં જ જીદગીનો આનદ છે જેણે દિવસે ઘણોજ પરિશ્રમ કરેલ હોય છે તેને જ રાત્રે મીઠી ઉંઘ આવે છે જેણે ભૂખની પીડા સહન કરેલ હોય છે, તેનેજ ભોજનનો સ્વાદ જણાય છે.

ચેતનતા ( Activity )જ જીવનનું લક્ષણ છે. જડ પદાર્થ ( Inanimate )જ નિષ્કર્મ રહી શકે છે, જીવમાં શક્તિ ( Energy ) હોય છે અને શક્તનો સ્વભાવ ચેતનતા છે અને ચેતનતાનું બીજુ નામ કર્મણ્યતા છે જેથી અકર્મણ્યતાપ્રકૃત વિરૂદ્ધ (Unnatural) છે, એટલે દુખદાયક છે, અને કર્મણ્યતા સ્વાભાવિક ( Natural ) છે, એટલે સુખદાયક છે

ગીતાનો ઉપદેશ-સાર કર્મણ્યતા જ છે. " कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । "

સસારના જે વિષય કે જેમા મનુષ્ય જોડાયેલ છે તે સર્વમા સુખની પ્રતિભા છે આનદનો આભાસજ મનુષ્યને કાર્ય-તત્પરતાથી હઠવા દેતો નથી. રાજા અને રંક સર્વ પોતપોતાની ધુનમાં

મસ્ત છે. વિલાસી અને વિરક્ત બન્ને સુખ માની રહ્યા છે, કર્મણ્યતા બન્નેમાં છે ખરી રીતે સુખ કર્મણ્યતાનું છે, કેમકે વિલાસિતા અને વિરક્તતામાં વિરોધ છે. એટલે બન્નેનું ફળ એક થતું નથી. બીજી દરેક વસ્તુની માફક કર્મણ્યતાનો સદુપયોગ અને દુરૂપયોગ બન્ને થઇ શકે છે એટલું અવસ્ય કહેવુ જોઇએ કે, જે જેટલા કર્મવીર છે તેનામા જીવનાનન્દની માત્રા અથવા ડીગ્રી પણ તેટલીજ અધિક હોય છે બાજઠને બેસવા કરતાં ઉભા થવામા વિશેષ આનંદ થાય છે, ચાલવામાં ઉભા રહેવાનો અને ચાલવાનો એમ બન્ને જાતનો આનંદ મળે છે, અને દોડવામાં ઉભા રહેવાનો, ચાલવાનો અને દોડવાનો એમ ત્રણ જાતના આનંદ થાય છે તે પ્રમાણે ઘોડાપર સ્વારી કરનારને તેથી પણ વધારે આનંદ થાય છે, આ બાબત સર્વ કોઇના જાણવામાં હોય છે. આનંદનો આભાસ આ પ્રમાણે મનુષ્યને આગળ લઇ જાય છે અને જેમ જેમ તે આગળ વધતો જાય છે, તેમ તેમ સુખની સીમા વિસ્તૃત તથા વિશદ થતી જાય છે અકર્મણ્યતામા એ નથી.

સુખ એ કોઇ વસ્તુ નથી કે જેનો સંચય કરવામાં આવે, અને કર્મણ્યતા એ કોઇ બીજ નથી કે જે વાવવામાં આવે જેવાં કર્મ તેવુ ફળ, એ વાત જૂદી છે એ સદુપયોગ અને દુરૂપયોગની મીમાંસા છે જીવનનો સ્વાભાવિક ગુણ કર્મણ્યતા છે, અને કર્મણ્યતાનો અનુચર જીવનાનન્દ છે જીવમાં હંમેશા જીવન છે, અને જીવનની સાથે કર્મણ્યતા લાગી રહી છે, જેમ હીંડોળા પર બેસનાર દરેક ક્ષણે હીંચકવાનો આનન્દ મેળવે છે, અને જ્યાં સુધી હીંડોળો ચાલે છે, ત્યાં સુધી તેનો અનુભવ કર્યા કરે છે, અને પાટ પરથી નીચે ઉતર્યા બાદ આનન્દ મળતો નથી, તેમ જીવનમાં ક્ષણે ક્ષણે તેનો અનુભવ થયા કરે છે (સરસ્વતી)



सद्विचार लहरिओ.

(લેખક—શ્રી ઉપેન્દ્ર ભગવાન.)

(અનુસંધાન ગતાંકથી)

જો તમારે નિરાશાને છોડીને તમારામાં ધૈર્યનો ઉદય કરવો હોય, મનને શ્રદ્ધામય બનાવવું હોય તો એ લક્ષમાં રાખજો કે તમને જે કંઈ પ્રસંગ આવી મળે તેના સંમુખ ઉભા રહેવાને તમે પૂરેપુરા બળીયા છો, અને વળી એ પણ સ્મરણમાં રાખજો કે જે કોઇ પણ સમો નિર્બલતાને આદર નથી આપતો, દુર્બલતાને આવકાર નથી દેતો, તેને સઘળી વસ્તુ મનુષ્ય કે પદાર્થ-સામર્થ્ય ધારવાને માટે તત્પર છે તમારા અભ્રના ઉપરના પટઉપર સૂર્ય પ્રકાશ ન જણાતો હોય તો તે અભ્રના પૃષ્ઠ ભાગમાં-તેના અંતર્ભાગમાં ..દૃષ્ટિ કરો તમે દૃષ્ટિ નાંખી શકશો વળી એજ પ્રમાણે તમે તમારા પોતાના પ્રકાશને સર્જી શકો એમ છે, તમારા પોતાનામાંથી પ્રકાશને ઉપજાવી શકો એમ છે અને તમે સર્જેલા તે પ્રકાશ ઉપર સંયમ કરવાથી, તેનાઉપરજ તમારા સમગ્ર લક્ષને સ્થાપવાથી, તમારા વિચારો અધિક પ્રકાશિત થાય છે અને તેવા વિચારો તમારા મનના સમગ્ર પ્રદેશમાં પ્રકાશને પ્રસારશે અને તમારા મનને એવું તો વિશુદ્ધ તથા શુભ્ર કરી મૂકશે કે જેથી તમારા આગળ જવાના માર્ગને બહુ જ સુગમપણે જોઇ શકશો મનની આ તેજસ્વિતાને પામનાર મનુષ્ય પોતાના ઉન્નતિપથને એવો તો સ્પષ્ટ રૂપમાં જુએ છે કે જે જોતાં તેને પછી કશી જ શંકા, ભ્રમપણું કે ભ્રાંતિ રહેતી નથી.

* * * * *

ઘોર સમય અથવા વિકટ પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે તમારાથી જેટલા સર્વોત્તમ બની શકાય એટલા બનો જો તમે તમારાથી બને તેટલા સર્વોત્તમ બનશો તો પ્રત્યેક પ્રસંગ-તમારા સંબંધમાં આવતી સઘળી વસ્તુ-વધારે સારી બનવા તરફ વળશે પણ જો તમે જ અધઃપતન શરૂ કરશો, તમે જ જો નીચે અને નીચે ગતિ કર્યા કરવાનું કાયમ રાખ્યા કરશો તો સઘળી વસ્તુઓ પણ તમારી સાથે નીચે અને નીચે જ ઉતરતી જશે, અને પરિણામે સઘળું વિનાશ પામશે તમને પ્રાપ્ત થયેલા પ્રસંગ અથવા સ્થિતિના નિયામક તમે છો એવાત તે સમયે લેશ પણ ભૂલશો નહિ એ ભૂલવાથી જ તમે દુર્બલ બનો છો, અને દુર્બલ બનવાથી તમે નીચે પડતા જાઓ છો તમને પ્રસંગો ગમે તેવા પ્રાપ્ત થાય, તમારા આસપાસના સંજોગો ગમે તેવા પ્રકારના જણાય તોપણ જેવી રીતે તમે જાઓ છો તેવી જ રીતે તમને પ્રાપ્ત પ્રસંગ વા સ્થિતિ પણ જાય છે તમે નીચે નીચે જાઓ છો, તો તે પોતાની વિકટતાના ભયંકરરૂપને પ્રકટાવતી નીચે અને નીચે અર્થાત્ વધારે અને વધારે દુર્ઘટ રૂપમાં તમારી સાથે આવે છે અને જો તમે ઉંચે જાઓ છો તો એ જ પ્રસંગ યા સ્થિતિ પોતાનામાં રહેલી ઉત્તમતાને તથા અપૂર્વતાને પ્રકટાવતી તમારી સાથે ઉંચે આવે છે. ક્યાં જવું તે તમારી ઇચ્છાની વાત છે તમારા હિતની વાત તો એ જ છે કે તમારે ઉચ્ચ દિશામાં અધિક જીવનપ્રતિ, અધિક બળપ્રતિ મનની અધિક તેજસ્વિતાપ્રતિ, અધિક દયાર્દ્રપ્રતિ અધિક ધૈર્યપ્રતિ, અધિક પ્રસન્નતાપ્રતિ અને અધિક શ્રદ્ધાપ્રતિ જવું જે કાલે શ્રદ્ધા નિષ્ફલ થતી અથવા ડગતી જણાય તે સમયે પૂર્વના કરતાં પણ અધિક શ્રદ્ધાને ધારણ કરો. ઉંચે ચઢો અને ઉચ્ચતર વિચારમાં અને ઉત્તમતર વિચારમાં રહો અને મનની તથા આત્માની બલવત્તમ સત્તાપ્રતિ અત્યંત પૂર્ણતાથી અભિમુખ થાઓ, અને એ ઉપરાંત અનંત તત્ત્વમાં વિશ્વાસવાળા થાઓ તથા તેના જ આધારને ગ્રહણ કરો જ્યાંસુધી મનુષ્ય જે કંઇ પૂર્ણ પરમ અગ્રના સર્વોત્કૃષ્ટ છે તેમાં મન વાણી અને ક્રિયાવડે અખંડ જોડાએલો નથી રહેતો ત્યાંસુધી તે કોઇ પણ રીતે સર્વોત્તમ બની શકતો નથી આ માત્ર કલ્પના અથવા અંધ મંતવ્ય નથી, પણ તે સમગ્ર અંશથી સશાસ્ત્ર ( Scientific ) છે

\+ + × × × ×

આ વ્યાવહારિક સૃષ્ટિમાં કે જ્યાં આપણે અનેક પ્રકારની ક્રિયા કરીએ છીએ, તેમાં કાંઇપણ સિદ્ધ કરવાને માટે આપણે થોડા અથવા ઘણા પ્રમાણમાં પણ માનવ જાતિઉપર કંઇક પણ આધાર રાખવો પડે છે, અને તે પ્રમાણે આપણે રાખીએ પણ છીએ તેથી જેની સાથે આપણે કંઇ પણ સંબંધમાં આવીએ તે પ્રત્યેકની સાથે આપણે યોગ્ય રીતે સંબંધને જાળવી રાખવો એ ઘણું અગત્યનું છે જ્યારે આપણે જગતની સાથે સંબંધમાં આવીએ ત્યારે આપણે આપણાથી થવાય એટલા સર્વોત્તમ થવું-બનવું-જોઇએ, નહિ તો આપણને બદલામાં સર્વોત્તમ આવી મળતું નથી જો આપણે અન્યને સર્વોત્તમ આપતા નથી તો અન્ય આપણને સર્વોત્તમ આપતું નથી, આપણે સામાના અથવા અન્યના વિશ્વાસને આપણામાં ઉપજાવવો જોઇએ, અને આપણે પ્રત્યેકને પ્રત્યક્ષ કરી બતાવવું જોઇએ કે આપણે યોગ્ય છીએ-આપણામાં યોગ્યતા છે પરંતુ જે મુખ અપ્રસન્ન, દમામ ભરેલું અને દંભાળ જેવું છે તે અન્યમાં વિશ્વાસને પ્રકટાવી શકતું નથી, તેમ જ જાણે તે પ્રત્યેક મનુષ્યમાટે અણગમતાવાળો, સર્વ પ્રતિ તુચ્છ બુદ્ધિ અથવા ધિક્કારના ભાવવાળો હોય એમ વાર્તામાં અથવા ક્રિયામાં કરી અને કરી બનાવવાથી, અને જાણે પોતે બધાથી ન્યારોજ છે-તેને કોઇની દરકાર નથી અને તેને કશામાં સ્પૃહા નથી એમ ઇચ્છવાથી કે વાણી તથા વર્તનવડે જણાવી આપવાથી તે મનુષ્ય પોતાના મૂલ્યને જગતમાં વધારતો નથી તેમ એ રીતે પોતાની મહત્તા અન્ય આગળ પ્રત્યક્ષ કરી શકતો નથી.

તેથી શરીરની અને મનની બંને આકૃતિને સર્વોત્તમ પ્રકારની અને આપણા વસ્તવ સામર્થ્યને, મહાત્મ્યને તથા મૂલ્યને પ્રત્યક્ષ દર્શાવનારી કરવી જોઇએ.

*　　*　　*　　*　　*　　*

જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જેનામાં શ્રદ્ધા છે, જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જે દમાઇને ઢીલા થઇને બેસવાના સ્વભાવને કદાપિ સ્વીકારતો નથી, જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જે તેને જે કંઇ જોઇતું હોય તે જે કાળે ન મળે ત્યારે પૂર્વના કરતાં પણ અધિક આશાવાન્ અને અધિક દઢાગ્રહી રહે છે, અને જગતને એવા મનુષ્યની અગત્ય છે કે જે નિષ્ફલ થવા છતાં પણ અધિક મહાન્ પારિતોષિકને પ્રાપ્ત કરવામાટે ઇચ્છાસહિત પ્રયત્ન કરે છે. તમે તેવા જ થશો.

*　　*　　*　　*　　*

મહત્વના પ્રશ્નનો મહત્વનો ઉત્તર એ જ છે કે વિશાળ અથવા અધિક જીવનને ભોગવવું સઘળું જીવનતત્ત્વમાંથી જ આવે છે, તેથી અધિક અને અધિક વિશાલ જીવન ભોગવવાથી સઘળું આવી મળે એમ છે અપૂર્ણમાંથી સઘળું અશુભ પ્રગટે છે, અને એ ન્યૂનતા અથવા અપૂર્ણતા જીવનની ન્યૂનતા અથવા અપૂર્ણતામાંથી જ આવે છે તેથી અશુભની નિવૃત્તિને માટે જીવનની અધિકતાને ઉપજાવવાની અગત્ય છે આ સત્ય હોવાથી વિશાલતર અને ઉચ્ચતર જીવનમાં અખંડ પ્રગતિ થતાં અર્થાત્ જીવનમાં આપણું પોતાનું અધિક વિધાન ( application ) થતાં અને તેનો અધિક અધિકાર થતાં અશુભમાંથી નિવૃત્તિ થઇ જાય છે કેમકે જીવનમાં અખંડ પ્રગતિ થવાથી તે પ્રગતિ અધિક અને અધિક જીવનનો અનુભવ કરાવે છે

*　　*　　*　　*

વિચારમાં જો ભેદ પડતો નથી તો જીવનસંબંધી કંઇ નિર્ણય કરવાનું કામ બહુ સુગમ થઇ રહે છે પણ ખરી વાત એ છે કે વિચાર એક પ્રકારનો સ્થિર વા સ્થાયી રહી શકતો જ નથી, ભલે તેને સ્થિર રાખવાનો આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ, તેથી એ નિર્ણય કરવો એ કઠનમરણ જણાય છે જે ક્ષણે આપણે કંઇ પણ વિચાર કરીએ છીએ તે જ ક્ષણે આપણી જાગ્રત સૃષ્ટિની સઘળી વસ્તુની એક નાનમ કુંચી અથવા કળા આપણને પ્રાપ્ત થાય છે આપણી ભાનાવસ્થા ( Consciousness ) વિસ્તારને પામે છે, વિચારોનું રૂપાંતર થાય છે, કોઇ નવીન દષ્ટિબિંદુ આપણને પ્રાપ્ત થાય છે, અને આપણે કોઇ અત્યંત વિશાલ વિશ્વમાં આવ્યા હોઇએ એવું વિસ્તૃતતાનું ભાન થાય છે તે સમયે જીવનસંબંધી પૂર્વના કરેલા નિર્ણયો અપૂર્ણ અને અયોગ્ય જણાય છે અને આ વિશાલ વિશ્વના નવીન જીવનની સાથે તે એકભાગવાળા થઇ રહે એમ જણાતું નથી પૂર્વનું સંકુચિત જીવન બદલાતાં, તેની સાથેજ તેના સંકુચિત વિચારો તેના નિમિત્ત કરેલા સંકુચિત નિર્ણયો વગેરે પણ બદલાય છે, અને તેથી નિર્ણયો અથવા કોઇ પણ બાબતનું પૂર્વનું કરેલું નિરાકરણ આ નવીન જીવનના અનેક પ્રસંગોનું નિરાકરણ કરી શકતા નથી મનુષ્યોમાં જે અનેક પ્રસંગે ભેદ જોવામાં આવે છે તેનું કારણ આ જ છે એક મનુષ્ય પૂર્વના જ જીવનમાં અને તેને અનુરૂપ નિર્ણયામાં રહ્યા હોય છે, અને બીજો મનુષ્ય વિશાલ અને નવીન જીવનમાં પ્રવેશ્યો હોય છે તેથી તે ઉભયનાં નિરાકરણોમાં નિર્ણયોમાં તથા બીજી અનેક બાબતોમાં ભેદ જણાયા કરે છે તોપણ તથા શરીર, માનસ જીવનના સઘળા નિયમો રૂપાંતર થવાના નિયમ ઉપર રચાયા છે જીવન પોતે પણ નિરંતર રૂપાંતર પામે છે એ

ત્યારે શીખ કહાડીએ છીએ. મનુષ્ય અખંડ થતા રૂપાંતરની સાથે આગળ અને આગળ વધવાનો પ્રયાસ કરવાનો આરંભ કરે છે ત્યારે જીવન સબંધના પ્રશ્નનું સહસા નિરાકરણ થઈ જાય છે

* * * *

જીવન એ જ્યારે એક પ્રકારનો અખંડ થયા કરતો ફેરફાર અથવા રૂપાંતર છે, ત્યારે તે સંબંધના સઘળા વિચાર, આ નિરંતર થતા રૂપાંતરના સ્વરૂપનુ જ્ઞાન પામીને તે ઉપર રચવા જોઇએ, અથવા તે ઉપર કોઇ પણ પ્રકારનો નિર્ણય બાંધવો જોઇએ જીવનને એક સ્થિર વસ્તુ માનીને તે સબંધી અમુક પ્રકારના કાયમના ( Fixed ) નિર્ણયો બાંધવા યત્ન કરવો એ અયોગ્ય અથવા ખોટા વિચારોના મૂલ કારણને કાયમ રાખવા સરખુ છે તેથી તે નિર્ણયો અનેક પ્રસંગે અસત્ય જણાય છે, અને તેમ થતાં વારંવાર વ્યામોહ થવાનો પ્રસંગ આવે છે જીવન એ અખંડ પ્રગતિને પામતી વસ્તુ છે, અને તેથી અખંડ પ્રગતિના નિયમથી જે કંઇ વિરુદ્ધ વિચાર, ચિંતન અથવા નિર્ણય છે, તે બધા અયોગ્ય વિચારો છે અખંડ રૂપાંતરને પામતા મનમાં આગળ વૃદ્ધિ પામતા માનસ ક્રમમાંથી જે સાક્ષાત્પણે વિચારો સ્ફુરે છે તે સઘળા વિચારો યોગ્ય છે અર્થાત્ જે મન કુંઠિત ન રહેતાં જીવનને બદ્ધરૂપે ન માની નિત્ય નિરંતર બદલાતારૂપે જોઇ જાણીને એ ક્રમને અનુસાર ચિંતન, નિર્ણયઆદિ કરતું રહે છે તે ચિંતન નિર્ણય અધિક યોગ્ય પ્રકારના થાય છે

* * *

વિચારોને નિત્ય બદ્ધરૂપમાં રાખી મૂકવા, મર્યાદામાં જ વિચારોને અટકાવેલા રાખવા, અથવા વિચારોને ત્યાંના ત્યાં—એકની એક જ જગાએ રહેવા દેવા એ રૂપાંતર (change) પામવાના ક્રમ વા નિયમનો ભંગ કરવાસરખું છે અને એ નિયમનો ભંગ કરવો એ પરોક્ષ વા અપરોક્ષપણે જીવનના નિયમનો ભંગ કરવા તુલ્ય છે પરંતુ જ્યારે સત્પુ ચિંતન વધારે સારા થવાના રૂપમાં અખંડ બદલાયા કરતું હોય છે ત્યારે રૂપાંતર થવાના નિયમની સાથે આપણું મન એકરાગવાળુ રહે છે, અને તેથી જીવનના જે જે નિયમો છે તે યથાયોગ્યરૂપમાં જ્યાં લગાડવા ઘટે ત્યાં લગાડી શકાય છે—તેનુ યોગ્ય રૂપમાં વિધાન ( Application ) કરી શકાય છે આ હેતુને લીધે રચનાત્મક ( Constructive ) શાખામાં અથવા સુખસાધક શાખામાં વિચારનું અખંડ રૂપાંતર કર્યા કરવાથી વ્યતીત પ્રસંગમાં થયેલી ભૂલો વા દોષો અને તેની અસર ટળતા જશે, અને ભવિષ્યમાં થનાર ભૂલો અથવા દોષો અટકશે આપણા વિચારની કુંઠિતાવસ્થાને લીધે અનેક પ્રકારના વ્યામોહ પ્રકટતા હોય છે, અને તેથી તે મનને યોગ્ય દિશા આપીને પછી તેને જેમ જેમ મુક્તત્વ આપીએ છીએ, એ યોગ્ય દિશામાં તેને આનુક્રમે વિસ્તરવા દઇએ છીએ, તેમ તેમ તે અનેક દોષો તથા ભ્રમ અને વ્યામોહને નિવૃત્ત કરતું જાય છે

\+ + + +

મનુષ્ય જ્યારે કોઇ પણ વસ્તુની પ્રગતિને માટે સુધારાને માટે તથા વૃદ્ધિને માટે જ કાર્ય કરવાનો આરંભ કરે છે ત્યારે તે વસ્તુના યથાર્થ સત્યની તેને ઝાંખી થઈ છે અથવા તેની વાસ્તવ મહત્તા તેના સમજમાં આવી છે, એમ આપણે નિર્ભ્રાંતપણે કહી શકીએ એમ કહીને તે ખરું જોતાં જીવનને—યથાર્થ જીવનને—પ્રગતિમાન્—જીવનને—શોધવાનો ઉપક્રમ કરે છે, અને પછી તે પ્રગતિની અધિકાધિક વૃદ્ધિ થાય છે એવા પ્રકારે તે સ્વાભાવિક રીતે જ પોતાનું જીવન ગાળવા માંડે છે તેથી શરીર, મન તથા આત્માએ સત્ના પ્રગતિમાન્ જીવનને ભોગવવું, એ સર્વ પ્રગતિ પામતાં રહેતાં હોય એવાં તેમનો ઉપભોગ કરવો, એજ યથાર્થ અથવા ભોગવવા યોગ્ય

જીવન છે, એ આપણને સમજાશે આપણા જીવનમાં ઉપભોગ કરાવનાર ત્રણ સાધનો—શરીર, મન તથા આત્મા—એ સર્વમાં પ્રગતિ હોવી જોઇએ, એકમાં નહિ અને એ ત્રણે સાધનો જેમ જેમ પ્રગતિમાન્ થતાં હોય તેમ તેમ તેનો ઉપભોગ પૂર્ણ આનંદ આપે છે, અને તેનો ઉપભોગ કરવો એ જ પૂર્ણ જીવનને અનુભવવું એ છે

\+ + + + •

વિચારની પાછળ પાછળ ક્રિયા ચાલી આવે છે વિચારનું નિયમન કરવું એ ક્રિયાનું નિયમન કરવા સરખું છે અને વિચારનું નિયમન કરવું અથવા વિચારને કાબુમાં રાખવા એટલે જેવા પ્રકારના વિચાર તમારે કરવા હોય તેવા જ પ્રકારના વિચાર તમે કરી શકો. જે મનુષ્ય તેને પોતાને જેવા વિચાર કરવા હોય તેવા જ વિચાર કરી શકે છે, તે મનુષ્ય તેને પોતાને જેવા પ્રગરનું ભાન કરવું હોય અથવા તેને જેવો અનુભવ કરવો હોય તેવા પ્રકાર ભાન અથવા તેવા પ્રકારનો અનુભવ તે કરી શકે છે અને તેણે જેવા પ્રકારથી વર્તવું હોય તેવા પ્રકારથી તે વર્તી શકે છે તમારે જેવા પ્રકારના વિચાર કરવાની ઇચ્છા હોય તેવા જ પ્રકારના વિચાર કરવાને માટે પ્રત્યેક વિષયમાં પ્રથમ લક્ષ્યો (Ideals)ને રચો, અને પ્રત્યેક વિષયનાં લક્ષ્યોને તમારા મનઆગળ અખંડિતપણે ધરી રાખો—પ્રકટ રાખ્યા કરો પછી તમારા સમગ્ર મનને એ લક્ષ્યોઉપર માગથી પ્રકટાવાય તેટલી અત્યંત ઉંડાણવાળી અને અત્યંત બલવાન્ ઇચ્છાપૂર્વક એકાગ્ર થવાનું—લક્ષ આપવાનું—કેળવો એ લક્ષ્યોને પ્રત્યક્ષ કરવાની તમારી જેટલી પ્રબળ ઇચ્છા હશે, તેટલા સત્વર પ્રમાણમાં એ લક્ષ્યોના રૂપને અનુસાર તમારા સમગ્ર વિચારો ઘડાશે, અને તેમ થવું એજ તમારૂં દષ્ટિબિંદુ છે કેમકે તમારી ઇચ્છાનુસાર વિચાર કરવા એ તમારો ઇપ્સિત વિષય હતો. જ્યારે તમારા સઘળા વિચારો તમારાં લક્ષ્યોને અનુરૂપ થઇ રહે છે, ત્યારે તમે જે વિચારવા ઇચ્છો છો, જે પ્રકારનું ચિંતન કરવા માગો છો, તેવા જ વિચાર કરી શકો છો, તેવા જ પ્રકારનું ચિંતન સેવી શકો છો, અને તેમ થતાં તમે સહજમાં તમારા મનઉપર પૂર્ણ અંકુશ આણી શકો છો અને તે મનઉપર બલાત્કાર વાપરીને કે મનને દબાવી દબાવીને નહિ, પણ મનને પ્રસન્ન રાખીને, મનને રમાડીને તેના ઉપર અંકુશ સ્થાપી શકો છો

* * * * * *

તમારાં લક્ષ્યોમાંથી મન બહિર્મુખ થયા કરતું હોય એમ જ્યારે તમને લાગે, અને મોટી વસ્તુને બદલે નાની અથવા ક્ષુદ્ર વસ્તુમાં જ તમારૂં મન વધારે કાળજીવાળું અને ચોટેલું રહેલું હોય એમ લાગે ત્યારે તમારૂં ધ્યાન આંતરપ્રતિ વાળજો અર્થાત્ તેને અંતર્મુખ કરજો, અને તમારા અંતરમાં રહેલું જે કંઇ મહાન્ છે, તેને જાગ્રત્ કરવા યત્ન કરજો. તમારા આત્માના ઐક્યત્વનું ભાન તમારી વૃત્તિમાં આરૂઢ કરવા યત્ન કરજો. તેને પુનઃ પુનઃ ઉપસ્થિત કરવાને માટે બનતો પ્રયત્ન સેવજો, અને તમારા સઘળા વિચારોને ઉન્નત ભૂમિકાઉપર સ્થાપવાનો યત્ન કરજો તમારા પોતાનામાં જે ઉચ્ચ પ્રદેશ રહેલો છે તેમાં તમારા સમગ્ર વિચારોને સ્થિર કરવાનો યત્ન સેવજો. જે કંઇ તમારે પ્રત્યક્ષ કરવું છે તેનું સ્થિરતાથી અને દઢતાપૂર્વક ચિંતન કરજો, અને તમારે જે કંઇ પ્રત્યક્ષ કરવું છે તે જ્યાં પ્રત્યક્ષ થઇ શકે એમ છે તે સ્થિતિએ તમારૂં મન તત્કાલ ચઢવા માંડશે આ એક સિદ્ધ નિયમ જ છે, અને એ નિયમનું આગ્રહપૂર્વક પાલન કરવાથી તે કોઇ પણ મનુષ્યને તેની નીચી ભૂમિકા અથવા કક્ષામાંથી ઉચ્ચ ભૂમિકાના સ્વામીત્વને ભાનપૂર્વક પ્રાપ્ત કરવાના કાર્યમાં સહાયક થઇ પડશે તેથી તેવા પ્રસંગે મનના ગમે તે સ્થાનમાં વહેવાના વલણને દુર્બલની પેઠે જવા ન દેતાં, બને તેટલા ઉત્તમ પ્રયત્નથી તેને અંતર્મુખ કરવાનો અભ્યાસ પાડજો.

* * * * * *

બીજાને હલકા પાડી દેવાનો કે તેમને છિન્નભિન્ન કરી નાખવાનો પ્રયત્ન કરશો નહિ, પણ તમને પોતાને ઉન્નત કરવાનો, તમને પોતાને રચવાનો જ યત્ન કરજો—બીજાને ભાગી પાડવાનો યત્ન કરવાને બદલે તમને પોતાને રચવાનો જ યત્ન કરજો. પ્રયત્નના પ્રત્યેક પ્રદેશમાં જે પ્રયત્નનો પરિણામ સ્થાયી, પૂર્ણ તૃપ્તિ આપનાર, અને જેવો જોઇએ તેવો જ પૂર્ણ - અંશમાં પ્રકટે એમ થવામાં આ એક મહાન્ રહસ્યરૂપ અથવા એક ગોપ્ય વાર્તારૂપ છે તમારા પોતાનામા રહેલી એ પ્રકારની રચવાની શક્તિ માત્ર જોઇતી વસ્તુઓને મેળવી આપે છે અથવા તમારી આસપાસ એકઠી કરી આપે છે એમ નથી, પણ સુખ પણ ઉપજાવી આપે છે, જ્યારે જેનું તેનું ભાગી પાડવુ એ પ્રકારનું જેના મનનું વલણ છે તે મનુષ્યને, બીજા કોઇના લાભના ભોગ વિના, કોઇ પણ રીતે લાભ થતો નથી. અને તેવો લાભ કદાપિ સુખજનક હોવો નથી તેમ સ્થાયી વા અખંડ પણ રહેતો નથી. માટે પારકાને હાનિ કરવાના કે તેને તોડી પાડવાના વિચાર સેવવા કરતાં, તમને પોતાને જ રચવાના વિચારને નિત્ય કરજો, અને ક્રિયા પણ તેવા જ પ્રકારની કરજો વ્યાપારી મનુષ્યે તથા સ્પર્ધા, ( Compitition ) વાળા ધંધા કરનારે આ વિચાર ખાસ કરીને લક્ષમા લેવો ઘટે છે.

* * * * * *

ક્રિયાના કોઇ પણ ક્ષેત્રમા જો તમારે વિજયી થવુ હોય તો તમે જાતે સુધરો અને તમારા કામને વધારે સારી રીતે કરો વધારે સારી ઉપજ ઉત્પન્ન કરો—ઉપજાવો, પણ તમારી સાથે સરખામણી કે સ્પર્ધા કરનાર વિષે કશુ જ અઘટિત વા હલકુ બોલશો નહિ બીજા વિરુદ્ધ કહેવુ એ, તમારા મનમાં અવ્યવસ્થાન ઉત્પન્ન કરવા સરખુ છે, અને એવા સ્થિતિમાં કોઇ પણ મન પોતાનાથી બનતું સર્વોત્તમ કાર્ય કરી શકતુ નથી તેથી કોઇના વિરુદ્ધ કહવુ, કોઇની ટીકા કરવી અથવા કોઇને તોડી પાડવા પ્રયત્ન કરવો એ તમને પોતાને જ તોડી પાડવા જેવુ છે તમને પોતાને ઉચી અને ઉચી પંક્તિના રચવાની સાથે તમારામાં રહેલા બળના બીજાની આશાને તોડી પાડવામા અને તેના જે જે સંભવો ( Prospects ) હોય તેનો વિનાશ - કરવામાં ક્ષય કરો એ બની શકે તેવુ નથી. તમારે ઉચી પંક્તિના થવુ હોય તો તમારા સમગ્ર બળનો તમારા કાર્યમાજ વ્યય કરવો જોઇએ. તેનો ક્ષય કરવાથી તમે કદાપ ઉચ્ચ પંક્તિમાં આવી શકો એમ નથી

* * * * * *

જગત્ સર્વોત્તમને જ માગે છે તમારામાંથી સર્વોત્તમને જ પ્રકટાવો અને તમે લાભ લઇ શકો તેના કરતાં પણ લાભ લેવાના અધિક પ્રસંગો તમને આવી મળશે. પરંતુ સર્વોત્તમને પ્રકટાવવાને માટે તમારાં મનને અખંડ રચવાની ( Building ) સ્થિતિને જાગતી રાખવી જોઇએ તમારા પોતાનાં સઘળાં દ્રવ્યો વા તત્વો અને શક્તિ વા સામર્થ્યો તમારા પોતાનામા મહત્પણાને વધારવામાં જ એક સાથે કામ કરતાં હોવાં જોઇએ. તમને પોતાને વધારે મહાન્ સામર્થ્યરૂપ થવાને માટે તમારા વિચારના બલનો પૂર્ણ ઉપયોગ કરો, અને તમારા વિચારના તથા જીવનનાં સઘળાં સામર્થ્યોને, તમારા મનના તથા તમારા સ્વત્વ ( Personality ) ના સામર્થ્યની વૃદ્ધિ કરવાના ઇચ્છાપૂર્વક, તમારા પોતાના ઉપર વાળો આ પ્રમાણે કરવાથી તમારામા જે કઇ છે તે સઘળુ સન્માર્ગમા વળશે, અને તમને પોતાને દાક્ષિણ્ય—( ability ) ની, ઉપયોગિતાની તથા સામર્થ્યની વ્યક્તિરૂપે બનાવવામાં તે કામમાં આવશે અર્થાત્ એ વડે તમે અપૂર્વ સામર્થ્યમય, અને અત્યંત કાર્યદક્ષ થઇ શકશો અને તમારા એ સામર્થ્યનો—વિચારબલનો—દુરુપયોગ કરવાથી અન્યને હાનિ કરવા પૂર્વે તમે પોતે કેટલી હાનિને ભોગવો છો એ આથી સહજમાં સ્પષ્ટ થાય એમ છે.

* * * * * *

જો તમને એમ લાગતું હોય કે તમને બહુ ઉત્તમ અને ઉન્નત વિચારો પ્રાપ્ત છે, અને બીજાઓ તેને અનુસરે એમ તમે ઇચ્છતા હો તો, તેમ કરવાને માટે બીજાઓના વિચારોનું ખંડન કે ટીકા કરશો નહિ. એમ કરવાથી કંઇ તમારા વિચારો બીજાનું લક્ષ ખેંચવાના નથી. બીજાઓના વિચારો તમારા કરતાં નિકૃષ્ટ પ્રકારના છે એમ સાબીત કરી બતાવવાનો પ્રયત્ન કરવામાં તમારો સમય ગાળશો નહિ. સાક્ષાત્ અને પ્રત્યક્ષ પરિણામને પ્રકટાવે એવો પ્રયત્ન કરવામાં, અને તેમ કરીને તમારા વિચારો બીજાના કરતાં ચઢીઆતા છે, એમ બતાવી આપવામાં—બીજાઓને બતાવી આપવામાં—તમારા સમય અને બળનો વ્યય કરો. જેમાં ઉત્તમતા વા મૂલ્ય રહેલું છે તે તેની મેળે જ તેનું મૂલ્ય વા મહત્તા સાબીત કરી આપે એમ છે. કસ્તુરીના સુગંધમાટે સોગન ખાવાની અગત્ય રહેતી નથી. પરંતુ નિકૃષ્ટતાનું હાસ્ય કરવામાં ઉત્કૃષ્ટતાનો સમાવેશ થતો નથી. એ કંઇ ઉત્કૃષ્ટતાનું ચિહ્ન નથી. મોટા હોય છે તે નાના સાથે કોઇ પણ પ્રકારની સ્પર્ધા કરતા જ નથી. જે કંઇ મહાન્ છે તેનું માત્ર દર્શન જ કરાવવા, જગતને તે માત્ર જોવા જ દે, અને અધમ અથવા નિકૃષ્ટનો પછી કોઇ ભાવ પણ પૂછનાર નથી.

*   *   *   *   *   *

જગતમાં જો તમારે ઉચ્ચ પદવીએ વિરાજવું હોય, અથવા ઉત્તમ અધિકારને પ્રાપ્ત કરવો હોય તો હાલ જે તેવા ઉચ્ચ પદવીએ વિરાજિત હોય, અથવા હાલ જેમને ઉચ્ચ અધિકાર પ્રાપ્ત હોય તેમને તોડી પાડવાનો લેશ પણ પ્રયત્ન કરશો નહિ, તમે પોતે ઉચ્ચ પંક્તિમાં આવો. જણાવી આપો, તમને પોતાને ઉચ્ચ પ્રકારના રચો, અને તમને પોતાને હજી પણ વધારે ઉચ્ચ પંક્તિને યોગ્ય કરો, અને કોઇ પણ પ્રકારે નિષ્ફલ થયા વિના પરિણામે તે ઉચ્ચ પદવી અને ઉત્તમ અધિકાર તમને જ મળશે. જે પોતાને ઉચ્ચ કહી બતાવે છે અથવા બીજા ઉચ્ચોને અયોગ્ય રીતિથી તોડી પાડવા માગે છે, તે પુરુષ જગતની વિવેક ભરી દૃષ્ટિમાં કદાપિ ઉચ્ચ લેખાતો નથી. તેનું કર્તવ્ય એક જ છે, અને તે એ કે તેનાં કૃત્યોને પોતાની ઉચ્ચતાની સાક્ષી પૂરવાનો અવકાશ કરી આપવો. તમારાં કાર્યો જે સમયે ઉચ્ચતાનું નિદર્શન કરાવશે તે પ્રહરે તે ઉચ્ચતાપ્રતિ જગતનું લક્ષ ખેંચાયા વિના રહેશે જ નહિ.

*   *   *   *   *   *

સર્વને માટે અથવા સર્વનું સર્વોત્તમ ઇચ્છવાથી તમારામાં રહેલાં સઘળાં દ્રવ્યો અથવા સામર્થ્યો તમારૂં સર્વોત્તમ કરવાનો પ્રયત્ન કરશે, કેમકે જેવું આપણે ઇચ્છીએ છીએ તેવું જ આપણે સર્જીએ છીએ. સર્વનું સર્વોત્તમ ઇચ્છવું, એ સર્વોત્તમને અત્યંત પ્રમાણમાં સર્જવાસરખું છે. તેથી સર્વનું સર્વોત્તમ ઇચ્છવું એ સર્વોત્તમને આપણાપ્રતિ અધિક અને અધિક પ્રમાણમાં આકર્ષવા જેવું છે, તોપણ આપણે પોતેજ કેવળ તેનો લાભ લેનાર નથી સર્વોત્તમને સર્જવું એટલે સર્વોત્તમને આપવું અને તેની જ સાથે સર્વોત્તમને આપણામાં ટકાવી રાખવું એ છે

* * * * * *

જે મનુષ્ય કાંઇ પણ કાર્ય કરવાને શક્તિમાન છે તે મનુષ્યપ્રતિ જગત્ કદાપિ ઉપેક્ષા કરે એમ નથી જે કંઈ સર્વોત્તમ હોઇ શકે તે તેનું જ થઇ રહે તેમ છે, અને તે તેને પૂર્ણ આનંદપૂર્વક આપવામાં આવશે જ. તે તેનો અધિકારી જ છે, કેમકે તેનાથી બનતું સર્વોત્તમ કરવાથી, તેણે પ્રત્યેક વસ્તુમાં જે કંઇ સર્વોત્તમ છે, તેને તેણે પોતાનું કરી લીધું હોય છે, અને તેથી જો આપણે પોતે જ આપણા માર્ગમાં પ્રતિરોગ કરનાર થઇને આડે આવતા નથી તો જે કંઈ આ પણું છે તે અવશ્ય, આપણને પોતાને જ પ્રાપ્ત થશે તેથી મુખ્ય બાબત એ છે કે સારી વસ્તુઓને પ્રાપ્ત કરવાના અધિકારિ થવું, આપણને પોતાને ઉત્તમ વસ્તુની પ્રાપ્તિને યોગ્ય કરવા અને પછી નિરંતર સર્વોત્તમનો જ આકાંક્ષા રાખીને આપણા જીવનને કેવળ સર્વોત્તમપ્રતિ જ અભિમુખ રાખવું, અને નિશ્ચય માનજો કે કશી પણ નિષ્ફલતવના સર્વોત્તમ તમારાપ્રતિ જ આકર્ષાઇ આવશે

* * * *

જેને માટે ગંજાવર રકમ અપાય એવી જગતમાં અનેક કરવા યોગ્ય કઠિન વસ્તુઓ છે એ વસ્તુઓ સિદ્ધ કરનારના ચરણઆગળ અનર્ગળ દ્રવ્યસંપત્તિ અથવા વૈભવ કે સત્તા આવીને ઢળે એમ છે. પરંતુ તે વસ્તુને સિદ્ધ કરવાને યોગ્ય પ્રકારના મગજને તથા દાક્ષિણ્યને જોઇતા પ્રમાણમાં પ્રાપ્ત એવા પુરુષો જ બહુ થોડા છે, અને પ્રિય બંધુ! આ જ જગાએ તમારી તકની જગા છે. આ પ્રસંગ એ તમારે માટે ખરેખરો પ્રસંગ છે. તેથી તમારી પોતાની જાતમાં અને તમારા પોતાના મનમાં મગજનો અને દાક્ષિણ્યનો વિકાસ કરવાને માટે તમારામાં રહેલા સૂક્ષ્મ સામર્થ્યોનો ઉપયોગ કરો અને તમે તેવાં કઠિન કાર્યોમાંના એક કે બે કાર્યો સિદ્ધ કરવા સમર્થ થશો, અને તેનો તમને બાદશાહી બદલો અવશ્ય મળશે.

\+ \+ \+

ઘણા મનુષ્યો એમ માનતા હોય છે કે મનુષ્યમાં જે કંઇ ગૂઢ અથવા અગમ્યસરખાં સામર્થ્યો મનાયાં છે, તેનો તો કોઇ મહાન્ અને એકાએક વા ઓચીંતો ઉપયોગ જ થઇ શકે છે, પરંતુ એવી ભ્રાંતિને આપણા અંતઃકરણમાંથી દૂર કરવામાં જરા પણ વિલંબ કરવાની અગત્ય નથી આપણામાં રહેલા એ સૂક્ષ્મ સામર્થ્યોનો આપણી પોતાની જ અલૌકિક બુદ્ધિ અને શક્તિઓનો વિકાસ કરવામાં ઉપયોગ થઇ શકે એમ છે, અને એ વિકાસ અધિક પ્રમાણમાં કરી શકતો હોવાથી આપણી કાર્ય કરવાની કુશળતા પણ તેજ પ્રમાણમાં વિકાસને પામતી જાય છે તેમ થતાં આપણે પછી અધિક પ્રમાણમાં અને અધિક મહાન્ કાર્યોને કરી શકવાના, અને શંકાશીલ અથવા નિર્વેદવાદી ગમે તે કહે તો પણ કોઇ મૂલ્યવાન્ કાર્યનું જે હાલે યથાર્થ મૂલ્ય અથવા યથાર્થ માહાત્મ્ય શોધી કઢાડવામાં આવે છે કે તત્કાલ જગતે તેને તેટલા જ પ્રમાણમાં તેનો બદલો આપ્યો હોય છે, અને આપે છે માત્ર એવું મહાન્ કાર્ય કરવું એ જ મનુષ્યનું કર્તવ્ય છે. પરંતુ મનુષ્ય તે કરી શકે એમ છે, તે કેવળ મનુષ્ય જ તે કરી શકે એમ છે તમે મનુષ્ય છો તમે તેવું મહત્વનું કાર્ય કરશો એવી અમારે શામાટે આશા ન રાખવી ?

# उन्नतिनो राजमार्ग.

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સંઘવી ]

એવુ કોઇ પણ પ્રાણી હશે કે જે પોતાની દશા સુધારવા ન ચાહે? સર્વ કોઇ પોતાની ઉન્નતિને માટે અભિલાષા રાખે છે દરેક વાતમાં ઉન્નતિની વાતો કર્યા કરે, પરંતુ જેથી ઇચ્છા કરે તેવો ઉપાય શોધી કાઢી તેના સમ્પાદનાર્થે તન-મન-ધનથી જોડાઇ જાય એવા મનુષ્ય થોડા જ છે. ફક્ત 'ઉન્નતિ, ઉન્નતિ,'ની બુમો મારવાથી કોઇને કાંઇ પણ લાભ થતો નથી. પરંતુ યોગ્ય સાધન મેળવી તે પ્રમાણે વર્તવાથી ઇચ્છા પૂર્ણ થાય છે આ બાબતમાં "વિદ્યા એજ દરેક પ્રકારની ઉન્નતિનો રાજમાર્ગ છે" એમ આજકાલ વૃદ્ધથી બાળક સુધીના દરેક સારી રીતે સમજે છે

શ્લોક—श्रुत्वा धर्मं विजानाति, श्रुत्वा त्यजति दुर्मतिम ।
श्रुत्वा ज्ञानमवाप्नोति, श्रुत्वा मोक्षमवाप्नुयात् ॥

અર્થાત્—શ્રુત જ્ઞાનથી જ પોતાનુ ધર્મ કર્મ અથવા કર્તવ્ય કર્મ જાણી શકાય છે વિદ્યાથીજ સર્વ ખરાબ કામ ત્યજી દઇ સર્વોત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. સર્વોત્તમ અને સર્વથી શ્રેષ્ટ સુખ પણ વિદ્યાથીજ પ્રાપ્ત થાય છે, સિવાય સુખ પ્રાપ્ત કરવાનો બીજો સીધો રસ્તો એક છેજ નહિ.

સુખ બે પ્રકારનુ છે—એક લૌકિક, અને બીજુ પારલૌકિક. હવે સુખનુ સાધન વિદ્યા છે. જેથી વિદ્યા પણ બે જાતની છે એક લૌકિક વિદ્યા કે જેથી આ લોકમાંજ સુખ મળે છે, અને બીજી પારલૌકિક વિદ્યા કે જેથી પરલોકમાં સુખ મળે છે આગળના વખતમાં કામધેનુથી જે વસ્તુની ઇચ્છા થાય તે મળી શકતી હતી. કામધેનુ સર્વ ઇચ્છિત ફળ દેવાવાળી હતી, પરંતુ હવે તે કામધેનુ પ્રથમ જેવા વેશમાં નથી, તેનુ સ્વરૂપ બદલાઇ ગયું છે, અને તેનુ નામ પણ ફરી ગયું છે વળી તે કામધેનુએ સર્વ દુખી પ્રાણિઓના હીતને માટે અદ્ભુત અવતાર ધારણ કરેલ છે હવે તે હરરખત અને હરઘડી દરેક પ્રાણીનુ પુત્રવત્ પાલન કરવાને કમર કસી ઉભી રહી છે, પરંતુ અજ્ઞાન પ્રાણિઓને તે દેખાતી નથી તેઓ સમજે છે કે, કામધેનુ હાલના દુખમય વખતમાં આંહથી પલાયન કરી ગઇ છે, પરંતુ તે તેમની મોટી ભૂલ છે તે સર્વ પ્રાણીઓની ધર્મમાતા હમેશાં દરેકની સેવાને માટે તૈયાર રહે છે. તે કોણ છે! તે માત્ર વિદ્યાજ છે

શ્લોક—कामधेनु गुणा विद्याह्यकाले फलदायिनी ।
प्रवासे मातृसदृशी विद्या गुप्तं धनं स्मृतं ॥

અર્થાત્—કામધેનુના સર્વ ગુણનો વિદ્યામાં સમાવેશ થઇ જાય છે વળી કામધેનુમાં મોટામાં મોટો ગુણ એ છે કે, દુખમય સ્થિતિમાં પણ તે ઉત્તમ ફળ દેવાવાળી છે પરદેશમાં અને પરદેશમાં પણ તે માતાની માફક રક્ષણ કરે છે, અને તે ગુપ્ત ધનરૂપ છે

પૂર્વકાળમાં તે કામધેનુથી સાંસારિક તુચ્છ વિષયભોગોની પ્રાપ્તિ થતી હતી, પરંતુ હવે વિદ્યારૂપી કામધેનુ આલોક અને પરલોકમાં ઉત્તમોત્તમ સુખ પ્રાપ્ત કરાવે છે. 'अजरामरवत्

प्राज्ञो विद्यामर्थंच चिंतयेत्' અર્થાત્—સજ્જન જ્ઞાનવાન બુદ્ધિમાન પુરૂષોએ પોતાને અજર અને અમર સમજી વિદ્યા અને ધનનો હમેશા સંચય અથવા સંગ્રહ કરવાની ચિંતા અંતસમય સુધી કરવી જોઇએ

દોહરો—સુખ ચાહો વિદ્યા પઢો, વિદ્યા હૈ સુખ હેતુ,
ભવસાગરકે તિરનકો, વિદ્યા હૈ દ્રઢ સેતુ.

રાત્રિદિવસ એવું જોવામાં અને સાંભળવામાં આવે છે કે ઘણા મૂર્ખ માણસો ફક્ત ધનને જ પ્રાણથી અધિક સમજે છે, પૈસા—ચાંદી સોનાના કકડાને જ યથાર્થ કામધેનુ સમજી રહ્યા છે, અને કંઠી, હારો, કડું, વેઢ, વીંટી વગેરેથી શરીરને શોભાયમાન કરવામાંજ પોતાને કૃતકૃત્ય સમજે છે, પરંતુ જો ભાગ્યવશાત્ કદાચ ઘરમાં ચોરી થાય અગર દીવાળુ કાઢવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો મૂર્ખ માણસોની કામધેનુ, જેમ પંચમ કાળમાં આ દુનિયામાંથી અંતર્ધ્યાન થઇ ગઈ તેમ અંતર્ધ્યાન થઇ જાય છે સત્ય છે કે, મૂર્ખ માણસો તુચ્છ ધનસંપદા ચાંદી સોનાના કકડાને જ યથાર્થ સુખસાધન માની બેઠેલ છે. ખરી રીતે,

धनहीनो न हीनश्च धनिक स सुनिश्चय ।
विद्यारत्नेन यो हीन. स हीन. सर्ववस्तुषु ॥

અર્થાત્—જેની પાસે ધન નથી તે ધનહીન અથવા નિર્ધન નથી, પણ ધનવાનજ છે. પરંતુ વિદ્યારૂપી રત્ન જેની પાસે નથી તે નિર્ધન અર્થાત્ કંગાલ છે, તેમજ

विद्वान् प्रशस्यते लोके, विद्वान् सर्वत्र गौरवम् ।
विद्यया लभते सर्व, विद्या सर्वत्र पूज्यते ॥

અર્થાત્—વિદ્વાન્ માણસની સર્વ ઠેકાણે તારીફ થાય છે, અને આદરસત્કાર મળે છે વિદ્યાથી સર્વ કાંઇ પ્રાપ્ત થાય છે, અને વિદ્વાનું જ સર્વ માણસો પૂજન કરે છે

બંધુઓ ! આથી આપ જાણી ચુક્યા હશો કે સુખ અને ઉન્નતિનો રાજમાર્ગ વિદ્યા જ છે. દરેકનું કર્તવ્ય છે કે, હમેશા વિદ્યાભ્યાસ—વિદ્યાની પ્રાપ્તિ—માટે તલ્લિન રહી મનુષ્યજન્મનું સાર્થક કરવું   ( દોલતરામજી )





# दीपोत्सवीनुं आध्यात्मिक रहस्य.

उपजातिवृत्तम् ।

परात्परं यत्प्रवदन्ति तत्त्वम्, पराविद्यायां प्रसरच्च यस्मात् ।
यद् स्फुरयते सूक्ष्ममतिप्रसारे, नमाम्यहं तन्नृहरिस्वरूपम् ॥

પૃથ્વીઉપરથી પ્રત્યેક પ્રજાઓ પોતાની દેશ, કાળે, વાતાવરણ ઋતુઆદિ પરિસ્થિતિને અનુકૂળ પડતા પ્રસંગોને ઉત્સવરૂપ ગણે છે, અને તે તે દિવસોને પવિત્ર માનીને સ્નેહી, સગાંસબંધીઓને એકત્ર કરીને, પરદેશમાં હોય તો ત્યાંથી વતનમાં આવીને સવિશેષ સમુદાયિક આનંદને અનુભવે છે, પ્રત્યેક ઋતુમાં અમુક અમુક દિવસો આ પ્રમાણે નિર્ણીત કરેલા હોય છે તે દિવસોમાં પવિત્રતા સાચવીને, પોતપોતાના ઉપાસ્ય દેવોની આરાધના કરીને, વિવિધ વિધિપ્રમાણે વ્રતોનું પાલન કરીને, નિષિદ્ધ ક્રિયાઓથી નિવૃત્ત રહીને પુણ્યપ્રાપ્ત કરવામાં આવે છે, અને તે પુણ્યવડે

ધન, બલ, યશ, આરોગ્ય, આયુષ, સંતતિ આદિ લૌકિક અલૌકિક નાનાવિધ સુખસંપત્તિ ક્રમંદ્દક્ષ-પ્રર્તક સત્તાદ્વારા પ્રાપ્ત થાય છે એવુ સર્વે અનાદિકાળથી માનતા આવ્યા છે આ અનેક ઉત્સવોમાં નવીન વર્ષના ઉત્સવને સવિશેષ પ્રાધાન્ય અર્પવામાં આવે છે ખ્રિસ્તિ પ્રજામા ક્રિસ્ટમસ (નાતાલ), યાહુદીઓમાં રોશહોશાના, પારસીઓમાં પતેતી, અને હિંદુઓમાં દીવાળી આ પ્રમાણે મોટા ઉત્સવરૂપ લેખાય છે '

ઋતુઓથી થતા વાતાવરણના ફેરફારથી વનસ્પતિ અને પ્રાણીવર્ગ ઉપર શરીરના બંધારણ તથા નિર્વાહસંબંધમાં અનેક જાતના ફેરફાર થાય છે એ ન્યૂનાધિક અંશે સર્વ કોઇના અનુભવનો વિષય છે. શિયાળો, ઉન્હાળો અને ચોમાસામાં પડી ગરમી અને શરદી શરીરને સ્પષ્ટ રીતે સમજાય છે હીમ પડવાથી શિયાળામા ખેતરોમાં પાક બળી જાય છે એ કોણ નથી જાણતું ? ચોમાસામાં વધારે વર્ષાથી ધાન્ય કોહી જાય છે અને ઉન્હાળામાં નદી તળાવનાં પાણી સુકાવાથી પ્રાણીઓ અને વનસ્પતિનું જીવન જતું રહે છે એ ક્યાં અજાણ્યું છે ? અત્યંત ટાઢથી લોહી ફરતું બંધ થવાથી જીવન અટકે છે અને અત્યંત તાપથી લોહી ઉકળી જવાથી મગજે ગરમી ચઢતાં લુક (Sun stroke) લાગી મરણ થાય છે, તેમ શરદી વધવાથી ' ઇન્ફ્લુએનઝા ' વગેરે રોગથી પણ મૃત્યુવશ થવાય છે એ પણ ક્યાં અજાણ્યુ છે ? આ પ્રમાણે મુખ્ય ઋતુઓમાં વાતાવરણમાં થતી સ્થુલ વિક્રિયાથી સચેતન અચેતન પ્રાણી વનસ્પતિઆદિ સૃષ્ટિમાં જેમ સ્થૂલ વિક્રિયાઓ અને પરિણામો સ્પષ્ટ સમજાય છે તેમ શરીરોમાં અને અંતઃકરણસુધી પણ સૂક્ષ્મ વિક્રિયાઓ ઋતુઓના અવાંતર ભેદને લઇને થાય છે એ સૂક્ષ્મવિચાર કરતાં ન સમજાય તેમ નથી શિયાળામાં લોહીની ગતિ વધવાથી મનની ગતિ વધે છે, શરીર અને મનમા ક્રિયા કરવાનો ઘણો વેગ પ્રકટે છે શરીર તથા મન વધારે ક્રિયા કરવાથી જઠર વધારે આહારને માગે છે, તેમજ પાચન કરી શકે છે, અને તેથી જ શરીર તથા મગજની પુષ્ટિ કરવા સારૂ પાક, વસાણાં આદિ સંગીન ખોરાક ખાવાનો રીવાજ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે શીત કટિબંધના પ્રાણી અને પ્રજા ઉષ્ણ કટિબંધ કરતાં શરીર અને માનસ બળમાં અધિક ચઢિયાતાં હોવામાં શૈત્યની શરીર તથા અંતઃકરણઉપર ક્રિયાનો વેગ વધારવાની અસાધારણ શક્તિ એ જ પ્રધાન કારણ છે આથી ઉલટુ ઉન્હાળામા ગાત્રો શિથિલ થઇ જાય છે, પાણી પીતા છતાં તૃષા શમતી નથી અને તરફડાટ થાય છે નિદ્રા આવતી નથી, બેચેની વધે છે અને રૂચિ ઘટે છે, કામકાજ કરવામાં ઉત્સાહ મંદ થાય છે, અને શરીર તથા માનસ બળ ઘટે છે એ સુપ્રસિદ્ધ છે

મોટા ફેરફારો સર્વને અનુભવમાં આવતા હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે વર્ષમાં ત્રણ ઋતુઓ ગણાય છે, પણ વિકારોનું વર્ગીકરણ કરતાં ક્રિયાભેદથી ૭ ઋતુઓ પૂર્વપુરુષોએ સ્વીકારી છે તે આ છે—૧ હેમંત, ૨ શિશિર, ૩ વસંત, ૪ ગ્રીષ્મ, ૫ વર્ષા, ૬ શરદ્ આ ૭ ઋતુઓ દ્વારા શ્રીસવિતાનારાયણ આ બ્રહ્માંડમાં નાનાવિધ કાર્યોને યથાનિયમ કરે છે. **सूर्य आत्मा जगतस्तस्थुषश्च**—આ વિશ્વમાં સ્થાવર જંગમ સર્વ પદાર્થોના આત્મા શ્રીસૂર્યભગવાન છે પ્રાણતત્ત્વ પરિપોષક હોઇ સર્વ પ્રાણીપદાર્થોને ભિન્ન ભિન્ન સમયે ભિન્નભિન્ન રૂપે જીવનના વિઘાતક હેતુઓને વિદારીને નવજીવન અર્પે છે. વનસ્પતિ જો કે અચેતન ગણાય છે તો પણ પોતાના જીવનને શ્રીઆદિત્ય ભગવાનના રશ્મિદ્વારાજ પ્રાપ્ત કરે છે અને ઇતર પ્રાણીઓનુ પણ તેમ જ છે

વાત, પિત્ત અને કફની સમતા સચવાઇ રહેતાં શરીરયંત્ર સરળતાથી ચાલે છે વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે ઋતુઓની શરીરઉપર જૂદી જૂદી અસર થાય છે હેમંતમાં કફનો સંચય અને શિશિરમાં પ્રકોપ, વસંતમાં વાતનો સંચય અને ગ્રીષ્મમાં પ્રકોપ, અને વર્ષામાં પિત્તનો સંચય અને

શરદ્‌માં પ્રકોપ થાય છે; અને આવી વિષમતાના પ્રતીકારતરીકે આહારવિહારમાં યોગ્ય ફેરફાર કરવાથી શરીરપ્રકૃતિ સચવાઇ રહે છે જેમ આખા વર્ષમાં ૭ ઋતુઓ છે તેમ એક દિવસમાં પણ ૭ ઋતુઓ બદલાય છે, અને તેથી એક દિવસમા પણ સવાર, બપોર અને સાંજના ખાવાપીવાના પદાર્થો હલકા ભારે હોઇને-એક જ પ્રકારના નહિ રાખતાં તેમાં ફેરફાર કરવામાં આવે છે-અને તેથી આરોગ્ય સુસ્થિર રહે છે, આ ૭ ઋતુઓમાં પણ શરદ ઋતુ વ્યષ્ટિ અને સમષ્ટિમાં ભારે વિકારોને પ્રકટાવે છે, વર્ષા ઋતુ વીતતાં તેનો આરંભ થતો હોવાથી વર્ષામાં સંચય પામેલા પિત્તનો શરદ્‌મા પ્રકોપ થાય છે, આનું શમન કરવાના હેતુથી શરીરોમાં વાત, પિત્ત અને, કફનું સમાનપણું સાચવી રાખવાને આષાઢાદિ ચાતુર્માસમાં અનેક વ્રતઉપવાસાદિનું વિધાન પૂર્વપુરુષોએ કરેલું જણાય છે વર્ષાઋતુના ભેજથી મચ્છર વગેરે જંતુઓની ઉત્પત્તિથી, તેમના દંશથી વિવિધ પ્રકારના વિષનો શરીરમાં પ્રવેશ થવાથી આ શરદ ઋતુમાં આવતો જ્વર શરીરને બહુ પીડાકારી જણાય છે, એટલું જ નહિ પણ પ્રસંગે પ્રાણઘાતક પણ થાય છે. આ રીતે તે ભયંકર હોવાથી આ ઋતુમાં જેનું આરોગ્ય સચવાઈ રહ્યું તેનું આખું વર્ષ સારૂં ગયું એમ મનાય છે અને તેથી જ **शतं जीव शरदः** । વદીને શ્રુતી ભગવતી શતાયુ થવાને-સો વર્ષના આયુષ્યને અર્પવાનું કહે છે આવા પ્રાણઘાતક સંકટના સમયમાંથી મુક્ત થવાથી, નદીઓના જળ નિર્મળ થવાથી, મેઘાચ્છાદિત આકાશ નિરભ્ર થવાથી, સૂર્ય ભગવાન્ નિર્બાધ રીતે વાતાવરણને શુદ્ધ કરીને નવજીવન અર્પવાથી, આ સમયને સર્વ પ્રજાઓ મુખ્ય ઉત્સવરૂપ સ્વીકારે છે એ, સર્વથા યોગ્ય જ છે. વળી જીવનની સ્થૂલ શરીરની પોષક ધાન્યાદિ સંપત્તિ પૃથ્વીમાંથી પકવ થઇને બહાર, આવે છે, ડાંગર, બાજરી, મકાઇ વગેરે પાકીને નવું ધાન્ય ભરવાનું હોવાથી, અને આ સંગ્રહ પુનઃ બારે માસસુધી ચાલી શકે એ પ્રમાણે ભંડાર ભરવાથી સ્થળે સ્થળે ન્યૂનાધિક અંશે લોકોમાં પૂર્ણતાનું અને તૃપ્તિનું ભાન થાય છે. રેલ્વે તથા સ્ટીમર વગેરે સાધનો હાલ પ્રાપ્ત હોવા છતાં પણ ચાતુર્માસમાં વ્યાપાર બંધ અથવા મંદ થવાથી તે મંદ ઋતુ ( slack season ) ગણાય છે તેનો હવે અવધિ આવવાથી નવીન વ્યાપારનો પુનઃ આરંભ થાય છે અને સમુદ્ર શાન્ત થવાથી આ ખુલી મોસમમાં વહાણના વેપારીઓ પોતાનાં વહાણ ચાલુ કરે છે ચાતુર્માસમાં વળી એક સ્થાનમાં નિવાસ કરી રહેલા સંન્યાસી અને ઈતર સાધુ પુરુષો પુનઃ પર્યટન કરવાનો હવે આરંભ કરે છે, તાત્પર્ય-કે મંદતા મટીને જ્યાં ત્યાં જાગ્રતિ જન્મ પામેલી જણાય છે, અને તે કારણથીજ આજ પર્વને પ્રશસ્ય ઉત્સવરૂપ સ્વીકારવામાં પૃથ્વી ઉપરની સર્વ પ્રજાઓ આગ્રહ ધરે છે અને તે વાસ્તવિક છે.

આ દીવાળીના દિવસોમાં અનેક દીપકો પ્રકટાવી પ્રકાશ કરવામાં આવે છે, તેમ નાના પ્રકારનું દારૂખાનું ફોડી આનંદ માનવામાં આવે છે, વળી મેરમેરૈયાં કરી ઘરના બધા ભાગમાં ખાસ કરીને ઓરડામાં-ખૂણેખાચરે ફેરવી બહાર અમુક સ્થળે મૂકી આવવામાં આવે છે આનો હેતુ અલક્ષ્મી-દારિદ્ર્યને ઘરમાંથી હાંકી કાઢવાનો છે, અર્થાત્ ખુલ્લી મોસમ શરુ થયાથી ચોમાસાનો ખૂણેખાચરે ભરાઇ રહેલો ભેજ તથા જંતુઓ દૂર કરીને હવાને સ્વચ્છ કરવામાં આવે છે દારૂખાનું ફોડવામાં પણ અનેક રાસાયનિક સંયોગોથી હવાની શુદ્ધિ થાય છે. પ્રકાશનો ધર્મ અંધકાર-તમસ્-જાડ્યને દૂર કરવાનો છે. તેથી દીપકોના તેમ દારૂખાનાના એકદમ સાથે લાગા પ્રકાશ અને ઉષ્ણતાથી વાતાવરણની મલિનતા જડતા, શરદી અને ભેજ દૂર થઇ શુદ્ધિ, લઘુતા અને શુષ્કતા આવે છે, અને તેને પરિણામે આરોગ્યની અભિવૃદ્ધિ થાય છે.

સ્થૂલ ક્રિયા અને વિનોદથી આનંદ પામવા ઉપરાંત શ્રદ્ધાભક્તિસંપન્ન અંતઃકરણમાં સકામ ઉપાસનાદ્વારા પોતાના ઇષ્ટદેવની આરાધના કરીને, મંત્રાદિના વિધિવત્ અનુષ્ઠાનદ્વારા મંત્રસિદ્ધિ સાધીને મનોરથોને પ્રાપ્ત કરવા ઘણા લોકો આજ દિવસોનો વિશેષે કરીને કાળીચૌદશ (આસો

ચ૬ ૧૪ ) નો ઉપયોગ કરે છે અને આ રીતે વૃશ્ચિક, સર્પ, ભૂત, પિશાચ આદિના મંત્ર સાધનાર, ઘણા જોવામાં આવે છે. કૃષ્ણપક્ષમાં અમૃતસાવિચન્દ્રની પ્રત્યેક કલાનું પાન કરવાથી ચતુર્દશી અને અમાવાસ્યાએ તે લોપ થતાં પોતાના શીત રશ્મિદ્વારા પ્રકાશ પૃથ્વી ઉપર આપી શકતો નથી અને સંપૂર્ણ અંશમાં દેવોએ તે અમૃતનું પાન કરેલું હોવાથી, તે સંપૂર્ણ પરિતૃપ્તિને અનુભવતા હોવાથી પોતાના ઉપાસક ઉપર પૂર્ણ પ્રસન્નતાથી પ્રસાદને અર્પી શકે છે અને તેથી જ ઉપાસનાદ્વારા ઉપાસ્યદેવના સર્વોત્તમ પ્રસાદ અને સામર્થ્યને પ્રાપ્ત કરવાને આ સમયને શ્રેષ્ઠ ગણ્યો છે પિતૃઓની તૃપ્તિમાટે શ્રાદ્ધની અમાવાસ્યાની તિથી સ્વીકારવામાં પણ આ જ આશય રહેલો છે અમાવાસ્યા શબ્દની વ્યુત્પત્તિ જોતાં પણ જણાય છે કે अमा (सह) वसतः सूर्याचंद्रमसौ यस्यां (तिथौ) सा अमावास्या—જે તિથિમાં સૂર્ય અને ચંદ્ર સાથે રહે છે અર્થાત્ એવા રહેવાથી ચંદ્રનો ગૌણ પ્રકાશ સૂર્યના મુખ્ય પ્રકાશથી અભિભવને પામે છે ચંદ્રમા સ્વયંપ્રકાશ નથી પણ પરપ્રકાશ્ય હોવાથી, સૂર્યના પ્રકાશથી પોતે પ્રકાશને પામતા હોવાથી અમાવાસ્યાને દિવસે સૂર્યની અત્યંત સન્નિકૃષ્ટ હોય છે તેથી અદૃશ્ય હોય છે, અને જેમ જેમ વિપ્રકૃષ્ટ થાય છે—વેગળા વેગળા જતા જાય છે—દરેક તિથિમાં સમીપથી દૂર દૂર જતા જાય છે—તેમ તેમ તેમની કળા વૃદ્ધિંગત થતાં શીતલતા, પ્રકાશ આદિ ધર્મોને પ્રકટાવે છે એ સુપ્રસિદ્ધ છે

ધનતેરશને દિવસે લક્ષ્મીપૂજન અને દિવાળીને દિવસે શારદાપૂજન કરવાનો રીવાજ હોય છે અને તે પ્રમાણે વ્યાપારીઓમાં નિયમિત પૂજન કરવાનો પ્રચાર ચાલે છે. દીવાળી બાકી ચૂકવી લહેણા દેવાનો હિસાબ પતાવી દઇ વર્ષ આખરે ચોપડા બંધ કરવામાં આવે છે અને નવા વર્ષથી નવા ચોપડામાં હિસાબ લખવાનો આરંભ થાય છે.

આશ્વિનની દીવાળીની અમાવાસ્યા અને કાર્તિક શુદ્ધ પ્રતિપદાના દિવસો વળી આ વિષયપર ... ચનાવિષય અને ઉત્પત્તિના દ્યોતક છે પ્રલયમાં કારણાકાર પરિણામને પામેલા પ્રકૃતિપ્રદેશમાં નિસ્પંદ અને નિષ્ક્રિય થયેલું પ્રકૃતિદ્રવ્ય પુન ક્ષોભને પામી નવીન સર્ગનો આરંભ થાય છે

આખો દિવસ કામ કરીને થાકી ગયેલો મનુષ્ય રાત્રિએ પોતાને ઘેર જઇને શાન્ત થઇ નિદ્રાવશ થાય છે અને બીજે દિવસે સવારે પુનઃ નવીન બલ અને ઉત્સાહને પ્રાપ્ત કરતો કામે લાગે છે, તેમ કાર્યાકાર પરિણામને પામેલી રુક્ષ થઇ ગયેલી પ્રકૃતિ પોતાના અધિષ્ઠાનરૂપ ચૈતન્ય રસાર્ણવમાં પ્રલયકાળે લીન થઇને પડી રહે છે, અને તેના સાન્નિધ્યથી નવીન બળને પ્રાપ્ત કરીને પુન સર્ગકાળે જગતનો આરંભ કરે છે પ્રકૃતિતત્ત્વનો આ પ્રકારનો પ્રલય અથવા વિનાશ પુનર્જન્મ પામવાને અર્થે જ છે વેદાન્તમતપ્રમાણે નાશ એ અભાવરૂપ નથી પણ કાર્યગત અણુઓ વિશીર્ણ થઇ કારણાકાર થાય છે તે જ છે ( नाश कारणलय )-Destruction is reconstruction જૂના ઘરના અણુઓ પોતાના કારણરૂપ મૃત્તિકાકાર થયા વિના નવીન ઘટોત્પત્તિ સંભવતી નથી, તેમ પ્રકૃતિગત અણુઓને વિશીર્ણ કરનારી શ્રીરુદ્રભગવાનની સંહારશક્તિ ખરૂં જોતાં તે તે અણુઓને નવીન જ્ઞાન, ઐશ્વર્યાદિ સામર્થ્યયુક્ત કરીને પુન સૃષ્ટિકાર્યે સ્થાપે છે, તેથી કલ્યાણજનની છે અને તેથી જ શ્રીરુદ્રને મંગલશિવ કહે છે, અને આ પ્રમાણે દ્વિવિધ શક્તિયુક્ત હોવાથી તે નીલલોહિત, વામદેવ, દક્ષિણામૂર્તિ એ નામોથી જગતમાં પ્રખ્યાતિને પામેલા છે અને બ્રાહ્મણોના પરમ દૈવતરૂપ છે શ્રીસદાશિવની આ ઇચ્છા અને ક્રિયા શક્તિની અધિષ્ઠાત્રી દેવી લક્ષ્મી અને સરસ્વતી પોતપોતાના અભિમાની શક્તિ અનુક્રમે રુદ્રમાં લીન થાય છે ધનતેરશે લક્ષ્મીપૂજન અને દીવાળીને દીવસે શારદાપૂજનનું વિધાન પુનઃ જ્ઞાન, ઐશ્વર્યાદિ સંપત્તિ પ્રાપ્ત થવા અર્થે કરેલું છે તે આ રીતે સહેતુક છે એમ સ્પષ્ટ સમજાય છે.

" અમાસની રાત્રિ, પડવેનું વહાણું,

સપરમે દહાડે, સબરસ સબરસ " એમ બોલતા નાના છોકરાઓ પાછલી રાતના ઉઠીને સબરસ વેચવા ફરે છે સબરસ એટલે મીઠું મીઠું એ જો કે ક્ષાર હોવાથી ખારૂ લાગે છે તો પણ અન્નમા મિષ્ટતા લાવવાનો તેમા ગુણ હોવાથી તે મીઠું કહેવાય છે મધુર, અમ્લ, લવણ, કટુ, કષાય અને તિક્ત એ ષડ્ રસમાં લવણ એટલે મીઠું તે સર્વોપરિ રસ માનેલો છે અન્નની ખરી મિઠાશ મીઠાથી જ આવે છે. આંબાને મિઠાશ લાવવાને મીઠાનું ખાતર નાંખવામાં આવે છે કેરીના રસમાં સરાશ લાવવાને મીઠું જ વપરાય છે મળને ગાળી નાખવાનો અને વિષમય જન્તુઓનો નાશ કરવાનો તેમાં ગુણ રહેલો છે વાગવાથી કચ્ચર થયુ હોય તો મીઠું લસોટી ભરવાથી, તેમ મીઠાની પોટલીનો શેક કરવાથી આરામ થાય છે. મીઠા વિનાની રસોઇ મોળી અથવા નિર્માલ્ય ગણાય છે, તેમ નરમ સ્વભાવવાળો નિર્બળ માણસ પણ ઉપચારથી મીઠાવિનાનો અર્થાત્ મોળો ગણાય છે આ રીતે ખાવાપીવામા, ચોપડવામા, શેકવામાં એમ સ્વાદમાટે તથા ઔષધ તરીકે તેનો ઉપયોગ થતો હોવાથી મીઠાને સર્વ રસમા શ્રેષ્ઠ ગણ્યો છે, અને તેથી વર્ષના આરંભને દિવસે " સબરસ " વેચવાથી સર્વ જાતના વ્યાપારધધામા રસકસ આવવાથી લાભ થાય છે એમ મનાય છે વળી નવા વર્ષને દિવસે પ્રાત:કાળે વહેલા ઉઠીને સ્નાન કરીને દેવપૂજાદિ કરી માતાપિતા આદિ કુટુંબના વડિલ વર્ગને નમસ્કારવિધિ કરી તેમના આશિર્વાદ મેળવવામા આવે છે અન્ય સ્નેહી સ્વજનો પરસ્પરને ભેટે છે, નોકરો પોતાના ઉપરીને સલામ કરવા જાય છે, આ દિવસે પોતપોતાની વૃત્તિ પ્રમાણે પોતાની પ્રિય ગણાતી વસ્તુ અન્યોન્યને અર્પણ કરવામા માન ગણાય છે માળી પોતાના ગ્રાહકને ઘેર જઇને ફુલ આપી આવે છે, નાપિક દર્પણ બતાવે છે, વાદિત્રવાળા વાજા વગાડી આવે છે, અને આના વસવાઇઓ બદલામા કઇ દ્રવ્ય મેળવે છે પરગામમા રહેલા પોતાના સ્નેહી સ્વજનોને સાલમુબારકના સુંદર કાર્ડ મોકલવામાં આવે છે વ્યાપારી સારા ગ્રાહકને જ પોતાનો માલ પહેલવહેલો જ વેચવો પસંદ કરે છે. કાર્તિક શુદ ૫ ( લાભપાંચમ ) સુધીના ધાતુના નવા વાસણ ખરીદી લાવવા એ શુકન ગણાય છે, અને વેપારીઓ નવા માલની ખરીદી પણ આ દિવસોમાં જ કરીને આખા વર્ષમાં સારો લાભ મેળવવાની આશા રાખે છે આ રીતે પોતપોતાના ધધા રોજગારમાં આખા વર્ષમાં લાભ મળે એવા હેતુથી આ દિવસે લોકો પોતપોતાની પ્રાપ્ત ક્રિયાઓ કરે છે અને આખો દિવસ આનદમા વીતાવે છે

વર્ષાન્ત અને વર્ષારંભના દીપોત્સવીના દિવસોને મુખ્ય પર્વતરીકે સ્વીકારવામા તથા તે સમયે નિર્દોષ આનદોત્પાદક ક્રિયાઓ કરવામાં શો હેતુ સમાયેલો છે તે ઉપરના વિવેચનથી સ્પષ્ટ થયુ હશે. આ ઉપરાંત સૂક્ષ્મ અવલોકન કરતાં તેના અંતર્ભૂત આધ્યાત્મિક રહસ્ય પણ રહેલું છે એ વિચારવુ અવશિષ્ટ રહે છે

બાહ્ય પ્રદેશમાં સ્થૂલ પ્રવૃત્તિનુ સેવન કરતા સ્થૂલ આનંદને અનુભવવામા જ કૃતકૃત્યતા નથી, પરંતુ આ કરતા ઉચ્ચ પ્રકારની પ્રવૃત્તિને આંતર પ્રદેશમાં આચરતાં ઉચ્ચ પ્રકારના નાનાવિધ સુખોને અનુભવવાને પ્રયત્ન આદરવો ઘટે છે. એટલુ તો સુસ્પષ્ટ સમજાય એમ છે કે સુખ એ કાંઇ બાહ્ય પદાર્થનિષ્ઠ નથી પણ સામાન્ય રીતે બાહ્ય પદાર્થોના સંનિકર્ષથી અંતરમા અનુભવાતી અનુકૂલતાનું ભાન કરતી અંત:કરણની વૃત્તિવિશેષ છે જો તેમ ન હોય તો એક વસ્તુ એકને સુખજનક ભાસે છે તો અન્યને દુ:ખોત્પાદક થાય છે, એક વસ્તુ એક કાળે સુખરૂપ જણાય છે તો તે જ વસ્તુ તે જ વ્યક્તિને અન્ય કાળે દુ:ખરૂપ લાગે છે તેમ થવુ ન જોઇએ, અર્થાત્ બાહ્ય પદાર્થ અંતરમા સુખનુ ભાન કરવામા માત્ર નિમિત્તરૂપ અથવા ઉદ્દીપક હેતુરૂપ થાય છે.

અંત:કરણ ત્રિગુણાત્મક પ્રકૃતિના કાર્યરૂપ હોવાથી તેમા ત્રણે ગુણો ન્યૂનાધિક પ્રમાણમાં રહેલા છે, અને चल हि गुणवृत्तम् એ ન્યાયે ચાંચલ્ય એ એનો સ્વભાવસિદ્ધ ધર્મ છે. હાલતા

દર્પણમાં અથવા જળમાં આપણા મુખનું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાતું નથી, પણ સ્થિર હોય છે ત્યારે જ યથાવત્ જણાય છે, તેમ જ મલિન દર્પણમાં આપણું મુખ મલિન જણાય છે, અને તે સ્વચ્છ થાય ત્યારે પ્રતિબિંબ પણ સ્વચ્છ સ્પષ્ટ જણાય છે, તે પ્રમાણે અંતઃકરણ જે ક્ષણે નિર્મળ અને સ્થિર હોય છે ત્યારે સુખસ્વરૂપ ચિદાત્માના પ્રતિબિંબને તે ગ્રહણ કરતું હોવાથી આ પ્રતિબિંબિત સુખનું ભાન થાય છે, કારણ કે બિંબભૂત આનંદ તો આત્માવ્યતિરિક્ત કોઈ સ્થળે નથી બાહ્ય પદાર્થ ઘણું ઘણું તો અનુકૂલવેદનીય-અંતઃકરણની સ્થિરતાવાળી સ્થિતિવિશેષને પ્રકટાવે છે અને ત્યારે જ ઉક્ત આનંદનું ભાન થાય છે. જેટલો સમય ચિત્તચાંચલ્ય શમે છે તેટલો સમય સુખાનુભવ થાય છે, અને આ સુખાવિર્ભાવના હેતુરૂપ ચિત્તસ્થૈર્યને સાધવા સત્શાસ્ત્રો અનેક ઉપાયોને પ્રબોધે છે, અને મુખ્યત્વે કરીને આ હેતુને લક્ષીને જ યોગશાસ્ત્રની પ્રવૃત્તિ છે

આ જ તત્ત્વનું સમર્થન કરતાં હૃદયંગમ વાણીથી યોગીન્દ્રમણિ શ્રીશંકરાચાર્ય વદે છે કે-

आत्माऽकल्पः सुखात्मा स्फुरति तदपरात्वन्यथैव स्फुरन्ती
स्थैर्यं वा चंचलत्वं मनसि परिणतिं याति तन्नत्यमस्मिन् ।
चाञ्चल्यं दुःखहेतुर्मनसइदमदो यावदिष्टार्थलब्धि-
स्तस्यां तावत् स्थिरत्वं मनसि विषयजं स्यात्सुखं तावदेव ॥

( शतश्लोकी. )

આત્મા નિષ્કંપ અને સુખસ્વરૂપ છે, તેનાથી ભિન્ન માયા તેથી અન્યરૂપે, અર્થાત્ સકંપ અને દુઃખરૂપ ભાસે છે. આ ઉભયનું સ્થૈર્ય અને ચાંચલ્ય મનમાં પરિણામ પામે છે. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતા સુધી મનનું ચાંચલ્ય દુઃખના હેતુરૂપ થાય છે, અને તેની પ્રાપ્તિ થયા પછી જ્યાં સુધી ચિત્તમાં સ્થિરતા રહે છે ત્યાં સુધી જ વિષયજન્ય સુખનું ભાન થાય છે

આ વિશ્વમાં જડ ચૈતન્યનું સર્વાંશે પૃથક્કરણ થવું સંભવતું નથી. ચૈતન્યવિરહિત જડ દ્રવ્ય ઉપલબ્ધ થઈ શકતું નથી. (Mattor and motion are novor found apart) પણ સદા સંયુક્તદશામાં જ રહે છે. જડ દ્રવ્યમાં ચિત્ શક્તિની અભિવ્યક્તિનું તારતમ્ય જડચૈતન્યના ભેદનું નિયામક હોય છે. આ નિયમથી જીવ એ એક સંયોગી કાર્ય છે. (Nature sleeps in stono, dreams in plant and wakos in man) પાષાણાદિ જડ દ્રવ્યમાં પ્રકૃતિ સુષુપ્તિમાં છે, વનસ્પતિમાં સ્વપ્નમાં અર્થાત અર્ધ જાગ્રત્ છે અને મનુષ્ય પ્રાણીમાં જાગ્રત છે; તાત્પર્ય કે ચૈતન્યાત્મા પૂર્ણાંશે માનવ તનુમાં વ્યક્ત થાય છે. પામર અને વિષયી જીવોને આ સત્યનું ભાન થતું નથી, પણ મુમુક્ષુને પોતાની બદ્ધાવસ્થાનું ભાન હોવાથી, પોતે અલ્પજ્ઞ અને અલ્પશક્તિમાન્ હોવાનું ભાન હોવાથી, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્માકારે અભિન્ન થવા તે પ્રયત્નવાન થાય છે. આ પ્રયત્ન-અથવા સાધન અંતઃકરણના અનંત અધિકારભેદથી અનંત ભેદવાળાં છે, પરંતુ મુખ્યત્વેકરીને તેના ત્રણ વિભાગ પાડવામાં આવે છે, અને તે કર્મ, જ્ઞાન અને ભક્તિ અથવા ઉપાસના માર્ગ છે આ ત્રણે પરસ્પર કેવલ ભિન્ન અથવા વિરોધી નથી પણ પરસ્પર ઉપકારક છે પ્રત્યેકમાં ઇતર ઉભયના અંશો સમાયલા છે અને ક્રમે તે મુખ્ય માર્ગનું અવલમ્બન કરનારને પરિણામે ફલ આત્યંતિકી દુઃખનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ એ એકજ છે

આ પરમાત્મતત્ત્વ अग्राह्यं मनसागोचरम्। सत्यं ज्ञानमनन्तम्। विज्ञानमानंदं ब्रह्म મન વાણીથી અગેય, સત્ય જ્ઞાન અને અનંત, વિજ્ઞાન અને આનંદરૂપ બ્રહ્મ છે, તેમ જ્યાં જેમાંથી ભૂતમાત્રની ઉત્પત્તિ થાય છે, ઉત્પન્ન થયેલા જીવે છે અને જેમાં અંતે લયને પામે છે- यतो वा इमानि भूतानि जायंते, येन जातानि जीवंति, यत् प्रयन्त्यभिसंविशंति

**तद्विजिज्ञासस्वतद् ब्रह्मेति श्रुतिः** । એમ કહીને જેના સ્વરૂપની લક્ષણા કરાવી છે તે તત્ત્વ સર્વ ભૂતમાત્રના આધારભૂત છે આ ભૂત પ્રપચના ઉપાદાનકારણરૂપ આ તત્ત્વને અનેક, સમર્થ વિચારકોએ અનેક રૂપે ઓળખવા પ્રયત્ન કર્યો છે દ્વૈતવાદીના મતપ્રમાણે પુરુષ અને પ્રકૃતિ એમ બે તત્ત્વોનો સ્વીકાર કરવામા આવે છે પુરુષ કેવળ ચિતિરૂપ છે અને પ્રકૃતિ સ્વત સિદ્ધ હોઇને પુરુષને અર્થે પ્રવૃત્તિ કરે છે કેવળ જડ પ્રકૃતિ સ્વતત્ર રીતે ક્રિયા કરી શકે એ સંભવતું નથી, પરંતુ પુરુષના સબધથી જ ક્રિયાવતી થાય છે જેમ અધ અને પગુ સંયુક્ત થાય ત્યારે જ પ્રવાસ કરી શકે છે, એકલા નહિ, અયસ્કાન્ત મણિ લોહચુબક—ની મર્યાદામાં આવતાં લોહમાં ગતિ ઉત્પન્ન થઈ તે નાના પ્રકારની ચેષ્ટા કરે છે, અને લોહના સૂક્ષ્મ અણુઓ નાના આકૃતિઓને રચે છે એ પ્રસિદ્ધ છે દૃષ્ટાંતમાત્ર એકદેશી જ હોય છે સાદૃશ્ય સર્વાંશમાં ઘટતું નથી. પણ વસ્તુસ્થિતિની લક્ષણા કરાવવાને બસ હોય છે, કેવળ ભિન્ન ધર્મવાળા પ્રકૃતિ અને પુરુષ પોતપોતાના રૂપમાં પૂર્ણ જ છે અને તેથી પરસ્પરના આશ્રયની અપેક્ષા દૃષ્ટાન્તમાં બતાવ્યા પ્રમાણે નથી. કેવળ સ્વતત્ર વિજ્ઞાનમય પુરુષના સબધથી પ્રલયકાળે લીન થયેલી પ્રકૃતિના એક દેશમાં **एकोऽहं बहु स्यां प्रजायेय** પ્રકારે હું એક છુ તે અનેક રૂપ થાઉં એવા શ્રી મહેશ્વરના સકલ્પથી, આદિમ ક્ષોભ થઇ સર્જનનો આરભ થાય છે આવો સકલ્પ શા કારણથી થાય છે, તે અતિપ્રશ્ન છે કારણ કે **देवस्यैष स्वभावोऽयं आप्तकामस्य का स्पृहा**—એ વસ્તુનો સ્વભાવ જ છે, કેમકે નિત્યતૃપ્ત હોવાથી તેમને સ્પૃહા હોવી સભવતી નથી. વ્યાકૃત પરિણામને પામતી પ્રકૃતિ પ્રદેશના યથેચ્છ નિર્વાહ અને સુસ્થિતિઅર્થે તે સમયે શ્રી મહેશ્વરનુ લીનાતનુ પ્રકટ થાય છે અમર્યાદ, વિભુ, અનાદિ અને અનત પરમાત્મતત્ત્વ આ પ્રમાણે સ્વત મર્યાદાને ધારણ કરીને એક છતાં અનેક નામરૂપથી વ્યવહરાય છે. વસ્તુત જેમ આકાશ વિભુ અને અમર્યાદ છે, છતાં ઘટની, ઉત્પત્તિ થતાની સાથે તદ્દગત ઘટાકાશ એવી મર્યાદાવાળી સજ્ઞાને પામે છે અને તેથી મહદાકાશથી ભિન્નરૂપે ઓળખાય છે તેમ સર્ગકાળે પ્રકૃતિસ્થ ચૈતન્ય મહેશ્વર, સદાશિવ આદિ નામથી ઓળખાય છે. અને તદનુસાર તેમના ગુણધર્મ ક્રિયાનો અધ્યારોપ કરવામાં આવે છે.

કોઇ પણ કાર્ય ઉત્પન્ન કરતા પૂર્વે તેના ઉપાદાનકારણરૂપ મૂળ દ્રવ્યને અત્યત શુદ્ધ રૂપમાં તૈયાર કરવુ પડે છે ઘટ ઉત્પન્ન કરનાર કુભારને પ્રથમ મૃત્તિકાને કાંકરા, મૂળીઆં, ઘાસ વગેરે નિરૂપયોગી વસ્તુઓ કાઢી નાંખીને પલાળીને સ્વચ્છ કરવી પડે છે, પટ ઉત્પન્ન કરનારને રૂમાંથી કપાસ, કાલાં, કીટી, ફોતરાં વગેરે કાઢી નાખી શુદ્ધ તાર તૈયાર કરવા પડે છે, અર્થાત સંમિશ્રિત થયેલા વસ્તુસમુદાયને વિચ્છિન્ન કરીને, ખડિત કરીને, ઇષ્ટાર્થની પ્રાપ્તિઅર્થે નિરુપયોગી વસ્તુનું પૃથક્કરણ કરી વિનાશ અથવા સહાર કરવો પડે છે, અને તે રુદ્રસત્તાનું કાર્ય છે પ્રકૃતિના સામ્યભાવનો ભગ કરનાર આ જ્ઞાનપ્રધાન શક્તિદ્વારા શ્રી રુદ્રભગવાન પ્રકૃતિ દ્રવ્યનું પૃથક્કરણ કરીને શ્રી સદાશિવના સકલ્પને અનુકૂલ સૃષ્ટિ રચનાનો વેગ આપે છે ( **ईशानः सर्व विद्यानां, ईश्वरः सर्वभूतानाम् । ऋग्वेद** ) પ્રતિકૂલ અણુઓનો સહાર થતો હોવાથી તેમને રુદન કરાવે છે માટે તે **रुद्र** કહેવાય છે ( **रोदयतीति रुद्रः** ) ઋગ્વેદમાં રુદ્રને મરુત્ કહીને વર્ણે છે.(Tempest Winds ) તોફાની પવનના પ્રચડ વેગથી મોટા શહેરનાં શહેર નાશ પામે છે, સમુદ્રમા મોટી આગબોટો અને વહાણ ઉંધા પાડી તોફાની પવનજ જાનમાલની ભારે હાનિ કરે છે, રેતીના રણમાં મુસાફરોને તેજ પવન રેતીના ચક્રમા ઘેરી લઇ દાટી દઈ ગુંગળાવીને મારી નાંખે છે વનમા મોટા મોટાં વૃક્ષોને જડ મૂળમાંથી તેજ પવન ઉખાડી નાંખે છે. આ રીતે શ્રી રુદ્રસત્તાનાં ભિન્ન ભિન્ન કાર્યો સુવિદિત છે

શ્રીરુદ્ર ભગવાનની આંતર સપત્તિ જોતાં તેઅત સત્ત્વ અને બહિસ્તમસ્ ગુણવાળા વર્ણવે છે અને શરીરનો વર્ણ અતરનું સત્ત્વ બહાર ઝળકતુ હોવાથી શ્વેત ગણાય છે. પ્રકૃતિના અભ્યા-

કૃત દ્રવ્યમાંથી પરમાણુઓનું પૃથક્કરણ થયા પછી શ્રી મહેશ્વરની ઇચ્છાપ્રધાનશક્તિ વિશ્વની અમુક પ્રકારની રચના થવાનો સંકલ્પ કરે છે, પરમાણુઓનું સંયોજન અમુક રચનાવિશેષને જન્મ આપે છે. આ સંકલ્પ કરનાર શ્રી બ્રહ્મા ભગવાન્ સંકલ્પમાત્ર કરીને વિરમે છે અને તે સંકલ્પ-સંજન ભાવના-( Design ) પ્રમાણે અવાન્તર સહાયક દેવોદ્વારા વિશ્વની સ્થૂલ રચના રચાય છે નિરંતર સંકલ્પ એ પ્રધાન ધર્મ હોવાથી બ્રહ્મા ભગવાન્ અંતર્બહિર્ રજસ્ ગુણવાળા અને તેથી રક્તવર્ણવાળા મનાય છે કેવળ સંજનભાવના કરીને નિવૃત્ત થાય છે અને કોઇ સ્થૂલ ક્રિયા તેમનાથી થતી ન હોવાથી વેદમાં તેમને ત્વષ્ટા ( architect ) કહેલા છતા તેમની અમુક પ્રકારની આકૃતિ-મૂર્તિ-માનવામાં આવતી નથી. વ્યવહારમાં પણ એમ જોવામાં આવે છે કે ભવ્ય મહાલયો અને નગરોની કલ્પના-ઘટના-( Plans and designs ) પ્રથમ થયા પછી જ તદનુસાર રચના કરવામાં આવે છે આ રચના અથવા ઘટના શ્રી મહેશ્વરની ક્રિયાપ્રધાનશક્તિદ્વારા શ્રી વિષ્ણુભગવાનને અધીન છે પરમાણુઓનું સંયોજન થતા નામ રૂપાત્મક દૃશ્ય આકૃતિવાળુ વિશ્વ રચાય છે અણુઓને સુવ્યવસ્થિત રાખીને શ્રી મહેશ્વરના સંકલ્પનો નિર્વાહ થવા અર્થે સતત ઉદ્યુક્ત રહેતા શ્રી વિષ્ણુ ભગવાનની રક્ષક સત્તા આ સમગ્ર વિશ્વનું અને તદ્ગત પ્રાણીપદાર્થોનું યથાવત્ પાલન કરે છે અંતર તમસ્ અને બહિર્ સત્ત્વ ધર્મ હોવાથી તેમના શરીરનો નીલ વર્ણ ગણાય છે નીલ વર્ણનો ધર્મ સુરક્ષિત રાખવાનો છે સૂર્યના તાપ અને પ્રકાશથી નેત્રને શીતલતા અર્પી સુરક્ષિત રાખવાને નીલ-આસ્માની ( Blue ) રંગમાં ચસ્માં ઉપયોગમાં આવે છે વાદળી રંગની સીસીમાં પાણી ભરીને સૂર્યના કિરણો તેમાં પ્રવેશ પામતા તે જળથી જ્વર, તાપ, વાછીનો દંશ વગેરે મટે છે એ જાણીતું છે

ઇશકોટિરૂપ ત્રિમૂર્તિના સ્વરૂપ, ગુણ, ધર્મ આદિનો આ રીતે વિચાર કર્યા પછી વિશેષ એમ પણ જણાય છે કે વ્યષ્ટિ શરીરમાં સ્થૂલના અભિમાની વિશ્વ, સૂક્ષ્મના તૈજસ અને કારણના પ્રાજ્ઞ છે, તે જ પ્રમાણે સમષ્ટિમાં સ્થૂલના વિરાટ્ આત્મા, સૂક્ષ્મના હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા અને કારણના ઇશ્વર અભિમાની ગણાય છે આથી પર મહેશ્વર અથવા સદાશિવનું સ્વરૂપ છે અને તે જ શબલ બ્રહ્મ અથવા સગુણ બ્રહ્મ છે અને તે પ્રકૃતિમંડળમાં પુચ્છસ્થાને છે ત્રિવિધ સ્વરૂપની લક્ષણા તેમને સદા કાયમ બની રહેલી હોવાની ત્યાં અખંડાનંદ અથવા સદ્જાનંદ સિદ્ધ હોય છે નાટકમાં પાત્ર રંગભૂમિ ઉપર આવતાં રાજા અથવા ભિક્ષુકનો વેષ ભજવતી વખતે તદ્રૂપ થયેલો હોય છે, અને શૃંગાર, કરુણ, વીર આદિ રસનિષ્પત્તિ કરી શકે છે, છતાં મનુષ્ય તરીકે પોતે અમુક અમુક નામ રૂપવાળો છે એવું સહસા વિસ્મરણ થતું નથી-લક્ષણા કરતાં જ તે જાણી શકે છે, તે જ પ્રમાણે ઇશકોટિમાં સ્વરૂપાનુસંધાન કાયમ રહીને નાના વ્યવહાર થાય છે અને તેથી તે યુક્તયોગી કહેવાય છે તેથી ઉલટુ સૂત્રધાર નાટકનું સકલ તંત્ર ચલાવતાં છતાં પોતાના સ્વરૂપનું અખંડ જ્ઞાન ક્ષણવાર પણ વિસરતો નથી, તેમ માયા-પ્રકૃતિ-પ્રદેશની પ્રાન્તભૂમિઉપર સ્થિતિ હોવાથી શ્રી મહેશ્વરનો દ્રષ્ટાપદનો અખંડ આનંદ કાયમ રહેતાં સ્વસ્વરૂપથી કદાપિ પ્રચ્યુતિ થતી નથી

વ્યાકૃત પ્રકૃતિપ્રદેશનાં અનંત બ્રહ્માંડોમાં એક બ્રહ્માંડમાં મુખ્ય આધારભૂત શ્રી સૂર્યનારાયણ છે, અને તેમાં આ નવ મહાદિ ગોલકોમા આપણી પૃથ્વીનો પણ સમાવેશ થાય છે સૂર્યમાંથી જ વનસ્પતિ અને પ્રાણીવર્ગ ચૈતન્યને પ્રાપ્ત કરે છે. સૂર્યનો પ્રકાશ ન પહોંચતો હોય તેવા સ્થાનમાં વનસ્પતિ સૂકાઇ જાય છે મલિન પરમાણુઓનો નાશ કરીને વૃદ્ધિ અને જાગ તેમાથી જ પ્રાપ્ત થાય છે અગ્નિ અને વિદ્યુત્ તેની શક્તિવિશેષ છે, અને અર્વાચીન વૈજ્ઞાનિકો તેના સેવનથી કેવાં અસાધારણ અને ચમત્કારિક કાર્યો કર છે એ આ વીસમી સદીમાં અજાણ્યું નથી. यष वा अश्वमेधो य एष तपति तस्य संवत्सर आत्मा એમ કહીને શ્રીબૃહદારણ્યક

શ્રુતિ મહાકાલ અથવા મહેશ્વરરૂપ અશ્વમેધના આત્મારૂપે સંવત્સરને સ્વીકારે છે, અર્થાત્ સંવત્સરથી અમર્યાદ કાળની ગણના થાય છે, અને તેના અંગઉપાંગરૂપે ઋતુ, માસ, પક્ષ, અહોરાત્રાદિ છે.

અત્રસ તેમ પાશ્ચિમાત્ય જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે આપણા બ્રહ્માંડ ( Solar system ) માં સૂર્ય એ મધ્યબિંદુ હોવાથી પૃથ્વીઆદિ ગ્રહો પોતાના ઉપગ્રહોસહિત તેની આસપાસ વર્તુલમાં ભ્રમણ કરે છે, અને ગતિના અનંત ભેદથી રાત્રિદિવસથી આરંભી કાળની ગણનામાં ભેદ પડે છે. સૂર્યમંડળમાં સૂર્ય ઇતર ગ્રહાદિની અપેક્ષાએ ગતિરહિત સ્થિર રહે છે પ્રકાશ, ઉષ્ણતા, જીવન આદિ અન્યને અર્પે છે અને પોતે સદા પૂર્ણ અને નિર્લેપ છે —

सूर्यो यथा सर्व लोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्य दोषैः ।
एकस्तथा सर्व भूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्य ॥

એ શ્રી કાઠક શ્રુતિ શ્રી સૂર્ય ભગવાનના તટસ્થ સાક્ષીપદદ્વારા લોકદુઃખથી અસ્પૃષ્ટ, સર્વ ભૂતમાત્રમાં વ્યાપક આત્મતત્વની લક્ષણા કરાવે છે.

પિંડ અને બ્રહ્માંડની વ્યવસ્થા એક જ પ્રકારની હોવાથી સમષ્ટિની પેઠે વ્યષ્ટિ શરીરમાં પણ ચૈતન્યનું જ્ઞાપક ચિન્હ સૂક્ષ્મનું અગ્નિ રૂપ ભિન્ન તત્વ છે જેથી ચૈતન્ય વિવિક્ત કરવાને, સચેતન અને અચેતન ઓળખવાને મુખ્ય સાધન ઉક્ત અગ્નિની ઉષ્ણતા છે, અને આ અગ્નિની મુખ્ય અભિવ્યક્તિ એ પ્રાણવાયુથી છે પ્રાણતત્વના સ્પંદનવિના અગ્નિનો આવિર્ભાવ થતો નથી. ભૌતિક ઉત્પત્તિક્રમમાં પણ आकाशाद्वायु वायोरग्नि —એમ કહી પ્રાણતત્વને જ ચૈતન્યની અભિવ્યક્તિનું મુખ્ય સાધન માન્યું છે—प्राणा वै यशो वीर्यं, तत्प्राणेपूत्क्रान्तेषु शरीरं श्वयितुमध्रियत ( बृहदारण्यक ) આ પ્રાણતત્વના પ્રભાવથી જ યશ, બળ આદિ સંપત્તિ પ્રાપ્ત થાય છે અને તે નીકળી જતાં શરીર ફુલીને તેના અણુઓ વિશીર્ણ થાય છે. પ્રાણની સ્પંદરૂપ કળાથી જ ગર્ભમાં આત્માનો આવિર્ભાવ અનુભવાય છે ચૈતન્યની પ્રતીતિ અને સદ્ભાવનું જ્ઞાપક ચિન્હ એ કેવળ પ્રાણ જ છે સચેતન શરીરોમાં સર્વથી પ્રથમ પ્રાણ પ્રવેશે છે અને સર્વથી અંતે પ્રાણનું ઉત્ક્રમણ થાય છે અગ્નિની ઉષ્ણતા શરીરમાંથી જતી રહ્યા છતાં ચેતન ચાલ્યું જાય છે " પ્રાણ ઉપર આરૂઢ થઈ, જે ક્ષણ ત્યજાતું આ ધામ," એમ શ્રીમુખે નૃસિંહવાણીવિલાસમાં પ્રાણતત્વદ્વારા લિંગ શરીરની લોકાન્તરમાં ગતિ થવાના નિયમને સ્ફુટ કર્યો છે સમગ્ર બ્રહ્માંડમાં પ્રાણતત્વ અનુસ્યૂત રહેલું હોવાથી પિંડ બ્રહ્માંડથી એકતા પણ તત્વદ્વારા સાધવા સત્શાસ્ત્ર પ્રબોધે છે

યથાનિયમ પ્રવૃત્તિ કરવાથી જેમ સમષ્ટિમાં વિરાટ પ્રજાપતિનું શરીર સુસ્થિર રહે છે, તેમ વ્યષ્ટિ શરીરની સુસ્થિતિ સધાવા અર્થે વિરાટ આત્માને અનુકુલ રહીને વર્તવાની અપેક્ષા રહે છે વૈદકશાસ્ત્રના ઓષધાદિ પ્રયોગો પ્રકૃતિ (Nature) ને અનુકુલ રહીને જ શરીરની સ્થિતિ સાચવવા, વિશ્રાંતિ આપી નિરામય થવા અર્થે કુદરતને કામ કરવા દેવાના આશયથી જ નિર્મિત થયેલા હોય છે કુદરતની સાથે અત્યંત અવરોધિપણે (Line of least resistance) રહેવામાં સુખ સમાયેલું છે તેથી પિંડગત પ્રાણનું બ્રહ્માંડગત પ્રાણસાથે સામ્ય સાધી ગુરુપ્રદત્ત યુક્તિવડે એકતા અનુભવવાથી અખંડ, અનાદિ, અજરામર, આનંદઘન, પરમાત્મતત્વનો અભેદ સાક્ષાત્કાર અનુભવાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સૂર્યમંડળના મધ્યબિંદુ અને કેન્દ્રસ્થાનભૂત શ્રીસવિતાનારાયણની આસપાસ ફરતી પૃથ્વી પોતાની ધરી ઉપર ચોવીશ કલાકમાં ફરી રહે છે, તેથી રાત્રિ દિવસ થાય છે સૂર્યના ઉદયાસ્તમયથી દિવસ તથા રાત્રિ થાય છે એમ વ્યવહારમાં કહેવાય છે તે સર્વાંગે સત્ય નથી. પૃથ્વીનો ગોલાર્ધ સૂર્યસંમુખ હોય ત્યાં પ્રકાશ હોય છે તેથી ત્યાં દિવસ જણાય છે. તે જ

સમયે બીજા અર્ધમાં તે ન દેખવાથી અંધકાર હોવાથી રાત્રિ હોય છે—તાત્પર્ય કે નેત્રના આ પ્રકારના આવરણને લીધે સૂર્ય ન દેખવાથી અસ્ત થયેલો મનાય છે વસ્તુત સૂર્ય અનસ્તમિત છે—ઉદયાસ્તમયથી રહિત છે, ઉદય નથી અને અસ્ત નથી, આપણો આધ્યારોપમાત્ર છે. તે તો સ્વરૂપે જેવા છે તેવા જ છે, અને તેમના ચૈતન્યમય જીવનપ્રદ રશ્મિઓ સર્વ દિશામાં અવિચ્છિન્નપણે પ્રસરી રહેલાં છે વ્યષ્ટિશરીરમાં આદિત્યાત્માનાં રશ્મિ મસ્તિષ્કઉપર મૂર્ધામાં બ્રહ્મરંધ્રદ્વારા પ્રવેશ પામે છે પરંતુ આદિત્યાત્માપાસેથી સવિશેષ ચૈતન્યબળને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ઉપાસકો ભક્તિ વા ઉપાસનાના બળવડે સુષુમ્ણાદ્વારા એકતારપણું સિદ્ધ કરતાં અનુક્રમે ૧ સાલોક્ય, ૨ સામીપ્ય, ૩ સારૂપ્ય અને ૪ સાયુજ્ય મુક્તિને પ્રાપ્ત કરે છે યોગસાધનસેવન કરનાર સાધકો વ્યષ્ટિશરીરમા સકલ નાડીતન્ત્રમા સમાનપણે વ્યાપી રહેલા પ્રાણતત્ત્વને ઇડા અને પિંગળા અથવા સૂર્ય અને ચંદ્ર નામની નાડીમા પ્રાણાયામના સાધનવડે સંશોધન કરીને, નાભિથી નીચેના પ્રદેશમાં આવેલા મૂલાધાર ચક્રપાસે સુષુમ્ણા નાડીનું મુખ કુંડલિની નામની શક્તિએ બંધ કરેલું છે ત્યાં પ્રાણવાયુના ઘર્ષણજન્ય યોગાગ્નિ પ્રકટવાથી બંધ છૂટી જતાં તેમ પ્રવેશ પમાડે છે, અને ત્યાંથી ઊર્ધ્વ ગતિ કરતાં ક્રમપૂર્વક મૂર્ધામાં તે પ્રાણને સ્થાપે છે. તેમ કરતાં ષટ્ ચક્રમાં ગતિ કરતાં પાંચ તત્ત્વોઉપર વિજય મેળવે છે પાંચ તત્ત્વોની વ્યવસ્થા શરીરમા આ પ્રકારની છે—(૧) મૂલાધારથી સ્વાધિષ્ઠાનસુધીના પ્રદેશમાં પૃથ્વીતત્ત્વ, (૨) સ્વાધિષ્ઠાનથી મણિપૂરસુધી જલતત્ત્વ (નાભિથી ગુદા સુધીના સ્થાનમાં મૂલાધાર, સ્વાધિષ્ઠાન અને મણિપૂર ચક્રો રહેલાં છે) (૩) મણિપૂરથી અનાહત (છાતીના વિભાગમાં) સુધી તેજસ્ તત્ત્વ, (મણિપૂરને Solar Plexus કહે છે અને ત્યાં સૂર્યની સ્થિતિ માને છે) (૪) અનાહતથી વિશુદ્ધ (કંઠ દેશમા) સુધી વાયુતત્ત્વ, અને (૫) વિશુદ્ધિથી ઉપર મૂર્ધાપર્યન્ત આકાશતત્ત્વ છે (મૂર્ધામાં મધ્યે આજ્ઞાચક્ર અને તેના ઉપરિભાગમાં સહસ્રદલપદ્મ અને બ્રહ્મરંધ્ર છે.) આ પ્રમાણે એક એક તત્ત્વનો જય કરતો એક એક ચક્રમાં અનુક્રમે સ્થિતિ કરતો સાધક મૂર્ધામાં રહેલા સોમાખ્ય ચક્રમાંથી સ્રવતા અમૃતરસનું પાન કરતાં બ્રહ્મરંધ્રમાં ફરી આદિત્યાત્માસાથે ઐક્યને અનુભવતો સાક્ષિરૂપ થઇ રહે છે, અને સામાન્ય જીવોની પેઠે તેના પ્રાણ ઉત્ક્રાન્તિને પામતા નથી, પરંતુ ત્યાં જ પોતાના કારણમાં વિલયન પામે છે—न तस्य प्राणा उत्क्रामन्ति इहैव विलीयन्ते ।

વિષયાન્તર થવાના ભયથી અધિક વિસ્તાર નહિ કરતાં પ્રસંગ પ્રાપ્ત થતાં અને મૂલ વિષયનો સંબંધ હોવાથી જણાવવું અગત્યનું છે કે ઉત્તરાયનમાં મૃત્યુ પામનારની ઊર્ધ્વ ગતિ થાય છે એમ લોકમાં જે મનાય છે તે વ્યષ્ટિશરીરમાં યોગ્ય પ્રકારે ઘટી શકે છે. યોગક્રિયાદ્વારા શરીરસ્થ પ્રાણતત્ત્વની અધ અર્થાત્ દક્ષિણ પ્રદેશમાંથી આરોહક્રમથી ઊર્ધ્વ અર્થાત્ ઉત્તર પ્રદેશમા ગતિ કરાવવી અને તે પણ બ્રહ્મરંધ્રમાં વિલીન કરવા એ જ પરમસ્થિતિ મનાય છે—सा काष्ठा सा परा गतिः । તત્ત્વોનો જય ક્રમશ કરતાં કરતાં સહસ્રદલ પદ્મમાં પહોંચતાં સુધીમાં દેહ પ્રારબ્ધનો ક્ષય થતાં મધ્યે જ કદાપિ મૃત્યુ આવે તોપણ પ્રાણનું સ્તંભન કરીને રોકી રાખવા યોગી પુરૂષ પ્રવર્તે છે ઉત્તરાયન થતા સુધી કુરુક્ષેત્રની રણભૂમિઉપર શ્રીભિષ્મપિતામહે બાણશય્યાઉપર છતાં પોતાના પ્રાણને રોકયા હતા એ આ પ્રક્રિયાથી અધિક સ્પષ્ટ થશે સૂર્યની ઉત્તરાયન અથવા દક્ષિણાયનની ગતિને આ સાથે સાક્ષાત્ સંબંધ નથી, પરંતુ એટલું તો ખરૂં જ કે ઉત્તરાયનમાં સૂર્યનાં રશ્મિનું બલ અપ્રતિબદ્ધ રીતે પ્રસારને પામતું હોવાથી જીવોને તે અધિક પ્રમાણમાં પ્રાપ્ત થાય છે અને તેથી પ્રાણતત્ત્વનો સંબંધ અધિક સરળતાથી થઇ શકે છે વળી નવદ્વારવાળા આ દેહમાં સપ્તદ્વાર અથવા છિદ્રો મુખસુધીમાં આવી રહેલાં છે અને માત્ર બે છિદ્રો અધ પ્રદેશમાં છે તેથી અધોભાગમાંથી પ્રાણ નીકળી જવા કરતાં ઉત્તર અથવા ઊર્ધ્વ પ્રદેશનાં દ્વાર—અને તેમાં પણ નાસિકા અને નેત્રમાંથી પ્રાણ જાય તે જીવની શુભ ગતિ આપણામાં મનાય છે.

ષડ ઋતુઓવડે જેમ સંવત્સરરૂપ પ્રજાપતિ અથવા વિશ્વાત્માના સ્વરૂપસામર્થ્યનું જ્ઞાન થાય છે અને તે દ્વારા તેના અન્તરસ્થાનરૂપ તટસ્થ સાક્ષી આત્મારૂપ શ્રી સૂત્રભગવાનનું જ્ઞાન થાય છે, તેમ વ્યષ્ટિશરીરમાં પંચ જ્ઞાનેન્દ્રિયો અને મનરૂપ ષડંગના સંચનદ્વારા તે કરણગ્રામના ચાલકરૂપ, પૂર્ચકોષના અંતરતમ પ્રદેશમાં રહેતા પ્રદેશમાં રહેના, સ્થૂલ સૂક્ષ્મ અને કારણ શરીરથી પર સાક્ષી આત્માની અભિવ્યક્તિરૂપ જ્ઞાન થાય છે.

પૂર્વે જણાવ્યાપ્રમાણે પ્રતિવર્ષે, નિત્ય નહિ તો આ ગણને દિવસે પ્રતીકોપાસનાની ઉચ્ચ કોટિમાં પ્રવેશેલા સાધકોને સંવત્સરરૂપ વિરાડાત્માની ઉપાસના કરવાને અને તે દ્વારા અનુક્રમે શ્રી મહેશ્વરના વ્યાપક સ્વરૂપમાં વૃત્તિનો લય કરવાનો સૂક્ષ્મ આશય આ વિચારશ્રેણી જોતાં અધિક વિચારવાનને સ્પષ્ટ જણાય છે. સમષ્ટિના અને તદ્ગત ચેતનના સ્થૂલ સૂક્ષ્મ સંસ્કારો વ્યષ્ટિમાં રહેલા છે તેમને વિવિધ યુક્તિદ્વારા વ્યક્ત કરવા, અપ્રતીત હોય તેને પ્રતીતિમાં લાવવા, ગર્ભરૂપ હોય તેને પ્રાદુર્ભાવને પમાડવા એ જ વર્ષારંભનો ઉત્સવ ( Outing ) વસ્તુવિચારથી કરે છે. જ્યારે પામર અને વિષયી જીવો વિષયજન્ય સ્વલ્પકાલીન ક્ષણિક આનંદથી જ તૃપ્તિને અનુભવે છે ત્યારે નિજાનન્દની અખંડ પ્રતીતિઅર્થે જ મુમુક્ષુની પ્રવૃત્તિ છે—एको वशी सर्वभूतान्तरात्मा, एकं रूपं बहुधा यः करोति । तमात्मस्थं येऽनुपश्यंति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ એ શ્રી કાઠક શ્રુતિપ્રમાણે સર્વ ભૂતમાત્રમાં વ્યાપી રહેલા સૂત્રાત્મા, એક છતાં નાનારૂપે પ્રતીત થાય છે અને તેનો અજ્ઞાનાત્મક અને અભાનાત્મક આવરણનો ભંગ થતાં પોતાના શરીરમાં સાક્ષાત્કાર કરનાર ધીર વીર પુરુષો પૂર્વે જણાવેલા અખંડ આનંદને અનુભવતા શાશ્વત અવિનાશી સુખને પામે છે. આ અનુત્તમ સ્થિતિને પ્રાપ્ત કરનાર અંતર્નિષ્ઠ મુમુક્ષુના સ્વરૂપનું વર્ણન કરતાં ભગવાન્ શ્રી શંકર વદે છે કેઃ—

> वैराजं व्यष्टिरूपं जगदखिलमिदं नामरूपात्मकं स्यात्
> अतस्थप्राणमुख्यात्प्रचलति च पुनर्वेत्ति सर्वान्पदार्थान् ।
> नायं कर्ता न भोक्ता सवितृवदितियो ज्ञानविज्ञानपूर्णः
> साक्षादित्थं विजानन् व्यवहरति परात्मानुसंधानपूर्वम् ॥
> ( शतश्लोकी )

ગુરુઆજ્ઞાના અનુગ્રહથી પ્રાપ્ત કરેલું આત્મસ્વરૂપનું જ્ઞાન અને તેના અનુભવરૂપ વિજ્ઞાનથી યુક્ત પુરુષ આ પ્રકારના વિચાર કરતો આત્માનુસંધાનપૂર્વક વ્યવહાર કરે છે—ઇદંરૂપે પ્રતીતિમાં આવતું સમગ્ર નામરૂપાત્મક જગત્ સ્થૂલ સમષ્ટિરૂપ વિરાટ પરમાત્માની વ્યષ્ટિરૂપે જુએ છે તે વ્યષ્ટિરૂપ જગત્ સૂત્રની પેઠે અંતર બહિર ઓતપ્રોત થયેલા પ્રાણતત્ત્વથી ક્રિયાયુક્ત હોઈ નાના પ્રકારના વ્યાપારને કરે છે, અને તે જ તત્ત્વ ચિદ્રૂપ જ્ઞાનરૂપ હોવાથી આ નામરૂપાત્મક પ્રપંચગત પદાર્થોનું જ્ઞાન થાય છે, એમ સમજીને વ્યવહાર કરે છે અને ચાલક હોવા છતાં કર્તૃત્વાભિમાનશૂન્ય રહે છે, અને પદાર્થોને ગ્રહણ કરતા છતાં, ભોક્તૃત્વાભિમાનરહિત રહે છે આ પ્રકારની ભાવના કરવી અને તે દ્વારા તેવી સ્થિતિને પ્રાપ્ત કરવી એ આપણું નિત્યનું કર્તવ્ય તો છે જ પણ સવિશેષે સંવત્સરના આરંભના સુદિને તો અવશ્ય કર્તવ્ય છે. ઇતિ ૐ । *

ચિમનલાલ ખુશાલરાય મહેતા

---

* સદુપદેશશ્રેણી પુસ્તક ૨૮ માંથી.

# कार्यसिद्धिना अंते थतो आनन्द.

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સઘવી ]

કોઇ પણ કામ સફળતાપૂર્વક કરવાથી આનન્દ થાય એ સ્વાભાવિક છે. શરૂ કરેલ કામ પૂર્ણ થવાથી હમેશા સુખ અને શાન્તી મળે છે. જ્યારે મનુષ્ય પોતાના કર્તવ્યથી મુક્ત થાય છે ત્યારે તેનું હૃદય હલકુ અને મન પ્રસન્ન થઇ જાય છે, એમ સન્ત પુરુષનું કહેવુ છે, કામ ભલે નજીવુ હોય પણ જો તે તન-મનથી કરવામાં આવે તો સતોષ પ્રાપ્ત થાય છે

કામથી ડરનાર માણસ સર્વથી દુ ખી સમજવો. જે આવશ્યક કામમાં પરિશ્રમ અને ઉદ્યોગની જરૂર છે, તેથી દૂર રહેવામાં સુખ અને આનન્દ સમજનારનું ચિત્ત હમેશા વ્યાકુળ અને ચચળ રહે છે તે પોતાની આન્તરિક લજ્જાના ભારથી દબાયલો રહે છે, અને મનુષ્યત્વ અથવા પુરુષાર્થને ગુમાવી બેસે છે. જેઓ પોતાની યોગ્યતાનુસાર કામ કરતા નથી તેમને તેમની મરજી પ્રમાણે વર્તવા દો એમ કારલાઇલનું કહેવુ છે. જે માણસ પોતાના કર્તવ્યાનુસાર વર્તતા નથી, જે પોતાની પૂર્ણ શક્તિનો ઉપયોગ કરતા નથી, તેઓ પ્રથમ આચરણથી અને છેવટે શરીર અને દશાથી ભ્રષ્ટ થાય છે, એ નૈતિક નિયમ છે. જીવન અને કર્તવ્ય સમાનાર્થક છે જે પ્રમાણે મનુષ્ય દૈહિક અથવા માનસિક અધ્યવસાયથી દૂર જવાની કોશિશ કરે છે, તે પ્રમાણે તેના નાશનો આરભ થાય છે

જે મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે માનસિક અથવા દૈહિક પરિશ્રમથી પોતાની ફરજ બજાવે છે, તેના પુરુષત્વની હમેશા વૃદ્ધિ થયાં જ કરે છે.

એક બાળક કે જે પોતાના તમામ પાઠ બરાબર વાંચી લીધા પછી કેવો ખુશ મીજાજ રહે છે ?

જેણે પોતાના શરીરને કેટલાય મહિના અથવા વર્ષો સુધીના પરિશ્રમથી બળવાન બનાવેલ છે, તે પહેલવાન ઘણોજ સુખી છે જ્યારે તે અખાડામાંથી ફતેહ મેળવી આનદ સહિત ઘર તરફ પાછો ફરે છે, ત્યારે મિત્રોની વધાઇથી તે ગદ્ગદ થઇ જાય છે વર્ષો સુધીના કઠિન પરિશ્રમથી વિદ્યા પ્રાપ્ત કર્યા બાદ વિદ્યાર્થીનું હૃદય આનદથી ઉભરાઇ જાય છે વ્યાપારી લોકો પોતાની મુશ્કેલીઓ અને અડચણોને નફો પ્રાપ્ત થયે જતી કરે છે, અને ગૃહસ્થ મુશ્કેલીથી પ્રાપ્ત કરેલ પૈસાથી જમ્યા બાદ પૂર્ણ સતોષ માને છે.

સાંસારિક અથવા આધ્યાત્મિક સર્વ કામ, મનુષ્યના પરિશ્રમનો બદલો સફળતાના રૂપમાં આપે છે આધ્યાત્મિક ઉદ્દેશ પૂર્ણ થવાથી જે આનદ થાય છે, તે સત્ય, ગભીર અને ચિરસ્થાયી રહે છે જ્યારે પોતાના આચરણના કોઈ પણ દોષને સસારની સન્મુખ રાખે છે, ત્યારે તેને અસીમ આનન્દ થાય છે જે ધર્મપ્રેમી સજ્જન સદાચરણના નિયમ બનાવવાના પવિત્ર કાર્યમાં જોડાયલા રહે છે તે આત્મશાસનની પ્રત્યેક સીડીપર અપૂર્વ આનન્દ લૂટે છે તે આનન્દ તેના જીવનની સાથે છે પરતુ તેના આધ્યાત્મિક સ્વભાવનો તે એક મુખ્ય ભાગ જ છે

જીવન યુદ્ધમય છે બાહ્ય અને અભ્યંતર બન્ને દશાઓમાં મનુષ્યે યુદ્ધ કરવું આવશ્યક છે,

સસારમાં પોતાની સ્થિતિ બનાવી રાખવી એ જ પ્રયત્ન અને સફળતાનો એક ક્રમ છે મનુષ્ય સમાજનું એક લાભદાયક અગ બની રહેવુ, તે બાહ્ય પ્રાકૃતિક તત્ત્વોથી અને આભ્યતર ધર્મ અને સત્યના દ્રોહિયોથી સફળતાપૂર્વક લડવાની શક્તિપર અવલબીત છે

મનુષ્યનો એવો એક પ્રાકૃતિક સ્વભાવ છે, કે તે હમેશા સારામાં સારી ચીજો, ઉચ્ચ કામ નાઓ અને મોટા મોટા ઉદ્દેશોને પ્રાપ્ત કરવામાં જોડાઇ રહે છે તેને પ્રાપ્ત કરી લેવામાં જ મનુષ્યને આનન્દ થાય છે. જે શીખવાને માટે તત્પર રહે છે, જાણવાને અભિલાષી છે, તે પ્રયત્ન કરવાથી અવશ્ય જાણીતો થાય છે, અને અનુપમ આનન્દનો અનુભવ કરે છે

શરૂઆતમાં નાની નાની ચીજની પ્રાપ્તિ માટે, પછી મોટીને માટે, ત્યાર બાદ તેથી પણ મોટીને માટે મનુષ્યે અવશ્ય પ્રયત્ન કરતા રહેવુ જોઇએ અને તે પ્રયત્ન જ્યાં સુધી સર્વથી શ્રેષ્ટ પ્રયત્ન બરાબર ન બને ત્યાં સુધી બરાબર શરૂ રાખવો જોઇએ. છેવટે તેમાં સત્યને માટે પ્રયત્ન કરવો જોઇએ, જેમાં સફળતા મળે તે પૂર્ણ આનન્દ પ્રાપ્ત કરશે.

જીવનનુ મૂલ્ય પ્રયત્ન છે, પ્રયત્નનો ઉદ્દેશ સફળતા છે, અને સફળતા આનદનુ મુખ્ય સાધન છે જે મનુષ્ય વિના સ્વાર્થ સફળતાનો આનદ ઉઠાવે છે, તેને ધન્ય છે!

( મહેન્દ્ર. )

---




( લેખક—આર્યવૈદ મયારામ સુદરજી )

---

### મધુર સુદર્શન ચુરણ.

આંબળાં હરડાં. સુંઠ, મરી, પીપર, ગળો, નિંબપત્ર, પીતપાપડો—ખડસળીઓ, મોથ, ઇંદ્રજવ, અતિવિષ, વાળો, વજ કાકચીઆના બીજ, ચદન દેવદાર, કાળીજીરી, તે બરાબર કરીયાતાની પાદ-ડીને કહુંબો, એ સર્વનું બારીક ચુરણ કરવુ. તેમાંથી સાંજસવાર ૦ા ભાર ૦ા ભાર લેવુ, તેથી સર્વ તાવ અને તેથી થએલી ઉપદ્રવ એ સર્વ મટી જાય છે એક સાતુ લેવામાં રાખવુ મગ પાણીથી ફાકી ઉતારવી.

### વાયુ શર્દી વિનાશકલેપ.

રાઇ, સરગવાના મુગ, ધતુરો, વછનાગ, સાટોડી, એરકમુળ, સુખડ, દેવદાર વેલીઓ, ને કપુરકાચલી, કપુરને તલ એટલાં વાનાં બહુજ બારીક છાસમાં વાટીને વાએ રહી ગએલ ભાગમાં નિત્ય ચોપડે છે તેથી સર્વ જાતના વાયુ, શર્દી, ઉલટી, ગડીયું, દુખાવો, વેદના એ સર્વ આરામ પામે છે સંધી વા, કડનો વા, માથાનો દુખાવો એ સર્વ મટે છે. ચસકા બંધ થાય છે આ ઉપાયમાં વછનાગ છે તેને બદલે કોઇ વાળો નાખે છે, અને કોઇ તે બઉને બદલે અફીણ નાખે છે, અને કોઇ તો આ લેપને બદલે થોર ચીરતેજ વાએ રહી ગએલ ભાગ ઉપર લગાવે છે આથી જરા જરા ભાગ બળે, તેની ચિતા નહીં પણ તડતડી જાય તો પછી આ લેપ ન કરવો. આરામ થશે. ઉપર પછી ઘી લગાવવુ.

## ધાધર ઉપર લેપન [ સદ્ય છે. ]

ગધક, રાળ, સાકર, ટંકણખાર ને ગુગળ તથા શીલામાંની ડીટીઆં એટલાં વાનાં સરખે ભાગે લઇ વાટી, લીંબુના રસમાં ચોપડ કરવો. એટલે ત્રણ લેપમાંજ ધાધર મટે છે જેમ બહુ જ બારીક વટાય અને ધાધર સાબુવડે ધોઇ તાજી કરીને લગાવાય, તેમ વીશેષ ફાયદો ધાધર ઉખલતી નહી. ખરજના ઉપર પણ ગુણ કરે છે. ખસ મટે છે, ખસને તેલમાં ઘુટીને ચોપડવામાં સેવુ ઉપાય સારો છે

## પારદ મલમ વિચર્ચીકા ઉપર

પારો ૧ ભાગ, ચાક બે ભાગ, ભેંશનુ ઘી ૪ ભાગ તેને ત્રણ કલ કરવુ મરદન કરવુ તેમાં જોઈતું ઘી ઉમેરવુ. તે આ ચોપડવાથી ખર્જવુ ધાધરને ખસ તથા બીજા ચામડીનાં દર્દ જુએ સવા, એ સર્વ મટે છે વિસ્ફાટક ચાંદી દૂર થાય છે

## કેશકલ્પ-કેશકાળા થવાનો ઉપાય

હીરાકશી, મોરથુથુ, ફટકડી, એક એક ભાગ, હરડાં બે ભાગ, આંમળાં ૨ ભાગ, કાટાળુ માયુ ૨ ભાગ, ગળીના પાદડાં ૬ ભાગ, તે સર્વને બહુજ બારીક વાટી તેની સોગડી વાળી લેવી. તેમાથી ઘસી ધોળા કેશને લગાડવાથી તે સ્થાનને સદઢ થાય છે ધોળા કોઢ ઉપર લગાડવાથી ફાયદો થાય છે સ્વેત કુષ્ટ ઉપર બીયો વીશમનો છાંદીઆં બાવચી એ ગધક સહીત લગાડતાં ફાયદો થાય છે ખરછાલ, આમળાનો ઉકાળો બાવચી ચુરણ ૪ વાલ નાખી પીવાથી સ્વેત કુષ્ટ મટે છે

## आरोग्यता संरक्षक साधन

पक्षेच वमनं कुर्यात् । मासे मासे विरेचनं<br>
नस्यं त्वान्नी मासेस्मी । षष्टे षष्टे प्रमोक्षणं॥<br>
सप्तान्हे घ्रत पानंच । पक्षे पक्षे चलंघनं ॥<br>
सर्व विधाने मनुपि । आरोग्य प्रभया.स्परा ।

## શીળસ ઉપર.

સરપખો, રણધોડલો, રાતી સારોડી, બાંગ, અરણી; કાળીપાટ, કડવુ ઇંદ્રાવણું, કરદીયુ, ખાજવણી, બાટ, એમાંથી કોઇનુ પણ મુળ તીખા સાથે જરા જરા બે ત્રણ દિવસ પીવાથી શીળસ મટે છે

## દરેક તાવ ઉપર

महाजमनुश्च घे भाग फोइनन पक भाग पम मेळयोने तेमाथी ९ नवग्रेन ताघ आघवा अगाउ अंधे पोरे के पा पोरे दही साकरमा भेगरी देवायो घे त्रण वारामा सर्वे टादीआ ઉનીઆ ताघ जाय छे પથ્યં દહી ભાત, ખીર દુધ

# गुरु गोविंदसिंह.

( અનુસંધાન ગતાંકથી )

ગુરૂજીને આથી દુ:ખ થયુ કારણ કે તે જાણુતા હતા કે આપણો વિજય છે જો આ રીતે પાંચ દસ દિવસ કહાડી નાંખવામાં આવે તો મુસલમાનોને ઘેરો ઉઠાવવો જ પડશે પરંતુ માતાજીના બોલવાથી તેમણે શિખોને બોલાવી કહ્યું કે જે શિખોને પોતાનો જીવ બચાવવો હોય ને જવુ હોય તેમણે બેલાશક જવુ અને આ દસ્તાવેજ ઉપર સહી કરતા જવુ. આથી ઘણા ગુરૂનો ત્યાગ કરી ગુરૂશિષ્યનો સબંધ તોડવા ખુશી થયા ઘણા સાચા સેવકો તો ગુરૂની સાથે જ અડગ રહ્યા તે વીરસિંહ પુત્રો કહેતા કે ગુરૂની સાથે મરવુ એ જીવવા કરતાં પણ વધુ મૂલ્યવાન છે તે પછી માતા ગુજરીએ જે જનાર શિખો હતા તેમને કહ્યું કે—"તમે ભલે જાવ અને ગુરૂ ગોવિન્દની સ્ત્રી અને પુત્રોને પણ સાથે લેઇ જઇ કોઇ સારા સ્થળે મૂકજો.' ગુરૂજીએ પોતાની આજ્ઞાની વિરૂદ્ધ વર્તનારને એટલું જ કહ્યું કે—'જે માર્ગનું ગ્રહણ કરવામા આવે છે તે માત્ર આત્મઘાતક માર્ગ છે તેનાથી દુઃખ જ મળશે. જો તમે બે ત્રણ દિવસ દુ:ખ સહન કરી લીધુ હોત તો દુ:ખનો અંત પ્રતિષ્ઠાને પૂર્ણ સુખ સાથે આવત.

ગુરૂજીની વાત કેટલાક શિખોએ અને માતા ગુજરીએ પ્રથમથી જ વિપરીત માની લીધી હતી, શીખો જવાને તૈયાર થયા, સ્ત્રીઓ અને બાળકોની તૈયારી થવા લાગી. જેટલી મિલ્કત લેવાય તેટલી લઇ સ્ત્રીઓ રથમાં બેસી ગઇ. ગુરૂના લાડલા અને અન્ય વિશ્વાસપાત્ર યોદ્ધાઓમાંથી કેટલાક રથની આગળ રહ્યા ને કેટલાકે પાછળ ચાલવા માંડયુ જમણી બાજુ ગુરૂદેવ જાતે અને તેમના કેટલાક મહારથી લોકો રહ્યા. આ રીતે સ્ત્રીઓના રથનું રક્ષણ કરતા શિખોએ વ્યવસ્થા સાથે પ્રસ્થાન કર્યું જ્યાં તે લોકો ગઢની બહાર નીકળ્યા કે દેશદ્રોહ પહાડી રાજાઓના કહેવાથી દુરાચારી મુસલમાન સેનાધ્યક્ષોએ શિખો ઉપર હુમલો કરવાનો હુકમ આપ્યો અને મુસલમાની સેનાએ બાર કરવાની શરૂઆત કરી. આથી શીખોએ પણ પોતાની તલવારોથી સામો ઉત્તર વાળ્યો રાજકુમાર અજીતસિંહે આગળ આવી મોરચો લીધો જેથી કેટલાક વખત સુધી તો મુસલમાની સેના આગળ આવી શકી નહિ અને ગુરૂગોવિન્દસિંહ સ્ત્રી અને બાળકોનું રક્ષણ કરતા કેટલેક ગાઉ દૂર આગળ નીકળી ગયા પણ મુસલમાની લાંબા સૈનિકો આગળ મુઠ્ઠીભર શિખોને રણભૂમિ છોડવી પડી કેટલાક શિખો માર્યા ગયા, કેટલાક ઘાયલ થયા, થોડા નાસી ગયા પણ માર્ગમા પહાડી રાજાઓએ કેટલાકને મારી નાખ્યા ગુરૂગોવિન્દદેવ અને બીજા ચોડાઘણા સાથેના શિખો ચામ્કારની તરફ ગયા રસ્તામાં સિરસ્તા નદીમા પુર આવવાથી તે ઓળંગી શકયા નહિ અને તેવામાં પાછળથી મુસલમાની સેના આવી પહોંચી, યુદ્ધ કરવાનુ સમય જોતાં યોગ્ય ન લાગવાથી ગુરૂગોવિન્દસિંહ પોતાના બે કિશોર પુત્ર અજીત અને જુઝારની સાથે નદીમાં ઘોડા નાંખી નિર્વિઘ્ને પાર નીકળી ગયા તેમની બને સ્ત્રીયો પુરૂષના વેશમાં પૂર્વ દિલ્હી તરફ ચાલી ગઇ. અને ત્યાં એક જવાહરસિંહ નામના શિખનું શરણ લીધુ માતા ગુજરીએ બે નાનાસિંહ—શાવક જોરાવર અને ફતેસિંહ સાથે એક ગુફામા સંતાઇ જઇ પોતાના પ્રાણ બચાવ્યા.

માતા ગુજરીની સાથે પુરોહિત ગંગારામ કરીને એક બ્રાહ્મણ હતો તે ગુરૂસાહેબના ઘરનો જુનો નોકર હોવાથી વિશ્વાસ પાત્ર હતો. તેણે માતાગુજરી અને બને બાળકોને પોતાના ગામ ખેરીમાં લઇ જઇને પોતાના ઘરમાં શરણ આપ્યુ માતાજીએ સઘળો સામાન, જેમા ઘણું ધન, વસ્ત્ર, રત્નો, ઘરેણાં હતાં તે સુરક્ષિત રાખવાને માટે ગંગારામને સોંપ્યાં કારણ કે તેના સિવાય બીજુ કોઇ સાચવનાર ન્હોતું ગંગારામે ધનના લોભથી આ બધુ ધન સતાડી દીધું અને સવાર થતાં તો ચોરી થયાની બૂમ પાડી.

માતા ગુજરી આખી રાત જાગી ન્હોતી કોઇકને વૃદ્ધાવસ્થામા સ્વભાવથી જ ઉંઘ ઓછી હોય છે અને તેમા વળી બાળકોને ધનની ચિંતા અને દર વખત તેને શત્રુના આવવાના ભણકારા થતા તેથી ઉંઘ શાની આવે ? તેણે ગંગારામને આમ કહેતો જોઇ સરળભાવે કહ્યું —"બેટા તું અમારા ઘરનો જુના નોકર છુ હું આખી રાત ઉંઘી નથી, અહીં કઇ ચોર આવ્યા નથી, હા તું તો ચાર પાંચ વખત રાત્રે આવ્યો હતો, આથી નાહક ચોરીનો શોર બકોર કરવો એ મિથ્યા છે ચોર આવત તો મને પ્રથમ ખબર પડત. જો કોઇ મુસલમાન સાંભળશે તો મારાં બાળકોના જીવ જશે. અને લાભ કંઇ નહિ થાય મને ધનની પરવા નથી તું ખા ને ખુશી રહે મુસલોની પાસે જાય તેના કરતા આ ધન તારી પાસે રહે એ પણું સારૂં છે તું અમારો પોતાનો છે કંઇ પારકો નથી. માટે ચુપ રહે ને મિથ્યા ઘોંઘાટ કરી લોકો ભેગા ન કર જો મારૂં કહેવુ માન, મને કોઇ ઓળખી જશે તો મારા બાળકો માર્યા જશે."

આ સાંભળી પરાન્ન ભોગી પુરોહિત પુત્ર દયાને બદલે ક્રૂરતા વ્યાપી ગઇ તેણે કહ્યું, વાહ, મે તમારા પ્રાણ બચાવા ઘરમાં રાખ્યા ને ચાકરી કરી તેનો બદલો કે, મારે માથે ચોરી મૂકો છો ! આમ કહી તેણે તેમને મુસલમાન અધિકારીને સોંપી દીધાં

એ અધિકારીઓએ તે બાળકોને વૃદ્ધ માતાજી સાથે સર હિન્દના ભોગ પતિ વજીરખાની પાસે મોકલી દીધા તે દુષ્ટ નિર્દયી એ મુસલમાની ધર્મ શિક્ષાના પ્રતાપથી તે પાંચ ૭ વર્ષના મા બાળકોને પોતાના આગ્રહ કહી સમજાવા કે —જુવો, કાફરો તમે કલમો પઢીને સાચા ધર્મ ઇસ્લામ પર ઇમાન રાખો નહિ તો મૃત્યુદંડના સ્વીકાર કરો તે સિંહ શાવકોએ ઉત્તર આપ્યો કે અમને મૃત્યુ જ વધુ પ્રિય છે

વજીર તેમને અનેક પ્રકારે વારંવાર કષ્ટ આપ્યુ અને સતાવ્યા છતાં તેમણે ન માનવાથી હુકમ કર્યો કે તેમને જીવતા જ ભીંતમાં ચણી દો આ રાક્ષસી આજ્ઞાનુ પાલન સ્વધર્મી મુસલમાનોએ હર્ષથી કરવા માંડ્યુ જ્યારે ભીંત ચણાતાં કાન સુધી આવી ત્યારે ફરી મહમ્મદી ધર્મોત્સાહી વજીરખાએ સર હિન્દના ભોગ પતિને કહ્યું કે —"જુવો હવે પણ કલમો પઢીને ઇસલામ કબુલ કરો કે જેના તમારા પ્રાણ બચે. અમારૂં કહેવુ માનો અમે તમને સાચી સલાહ આપીએ છીએ. મુસલમાની ધર્મ જ સાચો ધર્મ છે "

ગુરૂપુત્ર રાજકુમાર જોરાવરસિંહે કહ્યું —"એમ બને ! અમે ગુરૂગોવિન્દસિંહના પુત્રો છીએ અમને મોતનો શું ડર બતાવો છો ?" ફતેહ સિંહ માટે નાનાભાઇ ફતેસિંહે કહ્યું કે.—"અમે જરૂર પ્રાણને હોમીશું. આ રક્ત દ્વારા આર્યાવર્તના સાથે જે અન્યાય અને અત્યાચાર થયા છે તેનો બદલો લેવાશે. હે દુષ્ટ ! તુ તારી રક્તની પ્યાસ બુઝાવી લે, જુવે છે શું !"

આ બાળકોની વાર્તામાં સત્યતા, વીરતા, દેશ ભક્તિ અને ઇશ્વર શ્રદ્ધા હતી કઠોર હૃદય નો વજીરખાં જેવા મુસલમાન પણ એકવાર ચકિત થઇ બાળકોના મો સામુ તાકી રહ્યો એટલામાં મલિકશેરખાંના ભાઇએ વજીરને સમજાવીને કહ્યું કે આ બાળકોનો વધ કરવા એ

નિર્દયતાનુ કામ છે, અને સંસારમાં અપકિર્તિ થશે આપ તેમનો વધ ન કરો ! પરંતુ તેવામાં વઝીરના મુસાહબ આલા એક સાચો ક્ષત્રી એનકાબને ફરી પોતાનો વિચાર દંડ કરવાને કહ્યું, આ બાળકોને છોડવા એ ઠીક નથી. આથી વઝીરખા જાતે ધર્મ પાલન કરવાને તૈયાર થયા. અને તેવામાં પેલા બ્રાહ્મણે પણ રહી સહી પૂરી કરી

જલ્લાદોએ પાપીષ્ટના મુખમાંથી ' મારો ' શબ્દ નીકળતાં જ બાળકોના માથાં ધડથી જુદાં કરી દીધાં આથી પ્રજા વર્ગમાં—હિંદુ અને મુસલમાન સર્વમાં આ નિર્દયતાના દશ્યને જોઇ દુઃખ થયું વઝીરના ઉપર તિરસ્કાર છુટયો અને નગરમાં હાહાકાર વર્તાઇ ગયો. જ્યારે આ કુસમાચાર માતા ગુજરીને મળ્યા ત્યારે તેણે જાણ્યુ કે ગુરૂની આજ્ઞાને પુત્ર સમજીને ન માનવાથી આ પરિણામ આવ્યુ તેમણે દુ:ખ અને આન્તરિક શોકથી કારાગારના કોટ ઉપરથી નીચે પડી પ્રાણનો ત્યાગ કર્યો આ સમાચાર દેશમાં બધે ફેલાઈ ગયા અપૂર્ણ.

## शास्त्रीय वैद्यनी परीक्षा अने खात्री.

( દર્શાવનાર—આર્યવૈદ મયારામ સુંદરજી )

નીચે પ્રમાણે વૈદ કે વૈદક ઉપાય કરાવનાર જો વૈદ્યપ્રત્યે તેના અર્થ જાણવા પૂછે છે તેવે રૂપે પ્રશ્ન પૂછશે અને જો તેના ઉત્તર કુશળ શાસ્ત્રીવૈદ્ય પાસેથી જાણવા પ્રમાણે તેના ઉત્તર આપે તો જાણવું કે તે ઉંટવૈદ્ય નહિં પણ આયુર્વેદ જાણનાર આર્યવૈદ છે અને તેમ કુશળ વૈદની પાસે રોગોપચાર કરવાથી હાની ન થતાં રોગ મટાડવાનો ફાયદો મેળવી શકાશે.

૧ આર્યવૈદકની ઉત્પત્તિ પ્રથમ કોનાથી થઇ ?
૨. આર્યવૈદકના બ્રહત્રયી ગ્રંથ ક્યા અને લઘુત્રયી ગ્રંથ ક્યાં ?
૩ સ્વહણચિકિત્સા અને કર્પણ ચિકિત્સામાં શુ ભેદ છે ?
૪. વાયુ, પિત ને કફના કેટલા પ્રકાર ભેદ છે ?
૫. આદાન, નિદાન અને ચિકિત્સા કોને કહે છે ?
૬ સાધ્ય, કષ્ટ સાધ્ય ને અસાધ્ય રોગ કેમ કહેવાય ?
૭ નવ મહાવિષ અને ૭–થી ૯ ઉપવિષ કેને કહે છે ?
૮ નિરૂહણ, અનુવાસન અને સ્નેહન બસ્તીમાં ભેદ શું ?
૯ ઔષધોના દીપનપાચનાદિ ગુણ ભેદ કેટલા છે ?
૧૦ આંખને માટે લેપન, તર્પણ વિગેરે કેટલાં અજન ભેદ છે ?
૧૧. રસાયન ઔષધી કેવા ગુણવાળી દવાને કહે છે ?
૧૨ કાસ, શ્વાસ અને હિક્કાનાં પ્રાકૃત નામ શું છે ?
૧૩. આશ્ચોતન, પ્રતિસારણ ને પ્રક્ષેપન શેને કહે છે ?
૧૪. અવપીડન, અવપાટન અને પ્રસમનમાં ભેદ શુ છે ?
૧૫ પંચમૂળ, દશમૂળ, ત્રુષણ, પંચોષણ, પંચતિક્ત પંચકોળ, ત્રિસુગંધી, અષ્ટવર્ગ કેવી ઔષધીને કહે છે ?

૧૬. ઔષધીનું વીર્ય, વિપાક, પ્રભાવ આદિના ગુણમાં શું ભેદ છે?

૧૭ કલ્પ એટલે શું? અનુપાન એટલે શું? અને માત્રા એટલે શું?

૧૮ રોગના નામની નામાવળી માધવમાંની મોઢે છે?

૧૯. ઉર્દ્ધનળીકા યન્ત્રથી શું શું ઔષધીકાય થાય છે?

૨૦. ભુધરયંત્ર, દોલાયંત્ર, કચ્છપયંત્ર કેવી રીતે હોય છે?

૨૧ ધનુર્વાયુ, આક્ષેપકવાયુ, અને ઉરોસ્થનાની ખેચ (મોટા વજનથી થાય છે) તેમાં શું ભેદ હોય છે?

૨૨. અષ્ટિલા, તુની અને પ્રતિતુ રોગ પ્રાકૃતમાં શેને કહે છે? તેનાં પ્રાકૃત નામ ન હોય તો તેનો પ્રકાર સમજાવો?

૨૩ સુવર્ણમાક્ષિક એ શું છે? તથા તેને શોધ મારે છે કે કેમ?

૨૪ જળોદર-સોજામાં મીઠું નખાવું તેનું શું કારણ?

૨૫ મનુષ્યની પ્રકૃતિ કેટના પ્રકારની હોય છે?

ઇત્યાદિ આવા આર્યવૈદકના પ્રશ્નો કરવાથી તેના ખરા ઉત્તર શાસ્ત્રીયવૈદ પ્રમાણે ન આપે તો જાણવું કે ભાઇમજ શાસ્ત્રીયવૈદ્ય નથી પણ મોટા દભી ઉટવૈદ-અપઢ છે અને એવા પાસે રોગ ઉપાય કરાવવો તે મોત વેચાથી લેવા જેવું છે

## તાવના વપરાતા ઉપાય

૧. જો તાવમાં મળ કબજીયત હોય તો પ્રથમ રેચ દેવો અને પછી સ્વેદક ઉપાય તથા જવરઘ્ન ઉપાય આપવા.

૨ જ્વરઘ્ન ગુટીકા—(રેચ) પારો ગંધક, ટંકણખાર, હરડાં બહેડાં આંબળાં, સુંઠ, પીપર, મરી અને સોન નેપાળો એ સરખે ભાગે લઇ પ્રથમ પારા ગંધકની કજળી કરી પછી બીજા બારીક કરેલાં ઔષધ એ સાથે મેળવી લિંબુ રસથી ઘુટી તેની વાલવાલની ગોળીઓ કરવી તે દરદની કબજીયત મુજબ ૧ થી ૨ ગોળી, ગોળ કેરીની ગોટલી જેટલાના પાણી સાથે મેળવીને પાવી તેથી બે ત્રણ રેચ થાય એટલે તેને ઘી ખીચડી ખવરાવી વાળી લેવો તેમ ન વળે તો દહીં ૧ વાટકો સાકર મેળવીને પીવું એટલે વળી જાય છે. લિંબુ ૧ થી ૨ સાકર જળમાં નીચોવી પાવાથી પણ વળે છે ૧ રતી અફીણ દેવાથી વળે છે

૩ અષ્ટાંગ જ્વરહર ચુરણ—કડુ, ત્રિફળા, ત્રિકટુ, સૈંધવ, સચળ, વડાગરૂં, સાજીખાર ને ફટકડી સમાનભાગે લઇ ખાંડી એકત્ર મેળવી ચાળી ૧ શીસામાં કે ડબામાં ભરવું તેમાંથી ૨. ના ભાર બન્ને પહોરે આપવાનું જારી રાખવાથી સર્વ પ્રકારના જ્વર મટે છે, દસ્ત માફ આવે છે

૪ અમૃતાદિ ચુરણ—ગળો, ઇંદ્રજવ, મોથ, કરીયાતું, લીંમડાનાં પાન, અતિવિષ, સુંઠ, અને મરી સમભાગે લઇ તેને ખાંડી બારીક ચુરણ કરવું તે ૨ ના, ના ભાર બન્ને પહોરે દેવું.

૫. સૌરાષ્ટ્યાદિ ચુરણ—ફુલવેલી ફટકી, પાપડખાર (સોડા) અતિવિષ ને મરી, સમભાગે લઇ ખાંડી ચુરણ કરવું તે નિત્ય સવારે ૭ બજે ને નવ બજે બબે આની ભાર ૩-૪ દિવસ દેવાથી નિત્ય આવનાર, એકાંતરા, તરીઆ, કે ચોથીઆ તાવ, તથા ટાઢોડો, મરડો ને અજીર્ણાદિ મટે છે.

૬. ઊમર-ગુલરાકના પાનડાંનું ચુરણ ૨ ના, ના ભાર બન્ને પહોરે ૩-૪ દિવસ દેવાથી સર્વ વિષમજ્વર મટે છે

૭ સાતવિણ છાલ, કડાછાલ, દારૂ હળદર, અતિવિષ, કરંજો, કડુ, કરંજગીયાના બીજ, નિંબપત્ર, ગળો, બપોરીયાના પાન, હાર સીંગારના પાન (શુ૦ નાયાળોના પાન—કે કુસઆંડ બાગમાં થાય છે) કીડામારી, આમેજવો અને મરી એ દરેકનું કે તેમાંથી એકનું ચુર્ણ કરી ને બન્ને પહોરે દુકાની દુકાનીભાર ચાર ૭ દિવસ સેવન કરવાનું જારી રખાવાથી સર્વ પ્રકારના મલેરીયલ-સતત ને વિષમ જ્વર મટે છે.

૮ જ્વરહર જ્વરાંકુશ—હીંગળો, મનશીલ, વચનાગ, કનકબીજ, સુંઠ મરી ને પીપર, સમભાગે લઇ નોખનોખા બારીક કરી પછી એકત્ર મેળવી ખુબ ઘુંટીને ઉપર બિજોરા ને આદુના રસનો એક એક પટ દઇને તેની રતી રતીની ગોળીઓ વાળવી ને બન્ને પહોરે કે સવાર, સાંજ જરા દહીં ભાત કે ખીર ખીચડીનું ભોજન કરાવી ૩ થી ૬ દિવસ એક એક આપવી જારી રાખવાથી સર્વ પ્રકારના ટાઢીઆ-ઉનીઆ તાવ મટે છે.

૯ જ્વરહર શ્યામકુઠાર—પારો ગંધક, વચનાગ, ટંકણખાર, મનશીળ સુંઠ, પીપર ને મરી, સમભાગે લઇ પ્રથમ પારા ગંધકની કજળી કરી પછી બીજા બારીક દરેલ વસાણા સાથે મેળવી લિંબુ રસની અને આદુરસની એક એક ભાવના દઇ સકરી છેવટ ગોળી વળે તેમ બને ત્યારે તેને ખુબ લઢી રતી રતીની ગોળીઓ વાળવી તે તાવ કે દમ મટે ત્યાં સુધી હમેશ ભોજન કર્યા પછી સવાર સાંજ એક એક ગોળી બે આની ભાર ત્રિકટુ ચુરણ અને ૨ ના ભાર ઘી કે મધ સાથે મેળવીને લેવી.

૧૦ કુઇનાઇન—ગ્રેન ૧૨, ડાઇલ્યુટ સલ્ફ્યુરીક એસિડ ટીપાં ૧૨ નિર્મળ પાણી ઔંસ ૪ એકત્ર ૧ શીશીમાં મેળવી તેમાંથી બન્ને પહોરે એક એક ઔંસ ૩-૪ દિવસ પીવાનું જારી રાખવાથી સર્વ પ્રકારના તાવ તથા તેના ઉપદ્રવ મટે છે.

૧૧ સેદરડી (અસમાની ફુલની) અને તિખાં વાટીને સવાર સાંજ પાવાથી તાવ મટે છે.

૧૨ સુંદર્શન ચુરણ—હમેશ બન્ને પહોર ના થી ાા રૂપીઆભાર ૧ અડવાડીયું જળ વડે લેવાનું જારી રાખવાથી તાવ તથા તાવના સર્વ ઉપદ્રવ મટે છે.

૧૩. ખડમગઓ પિત્ત પાપડો અને સેદરડી ખાંડી તેનો રૂ. રાા ભારનો ઉકાળો કરી તેમાં બે આનીભાર સુરોખાર તથા બે આનીભાર તિખાંનું ચુર્ણ મેળવી સવાર સાંજ ૪-૬ દિવસ પાવાથી સર્વ ઉનીઆ-ટાઢીઆ તાવ મટે છે.

## પારાના અતિવજનથી થતા અવગુણ.

પારાનાં ઔષધોના વધુ પ્રમાણ વડે જે અવગુણ ઉપજે છે તે જેમકે શ્વાસ બંધાય છે, રૂમીમાં ધાતુનો સ્વાદ આવે છે, ઉબકા ને ઉલટી થઇ આવે છે દરદી નિસ્તેજ સુસ્ત ને ઉદાસીન થાય છે, આંખોએ તમર આવે છે આંખો સતમ થાય છે, શરીર જડ જેવું થાય છે ને દુખે છે, મોઢું આવે છે, તથા મોંમાંથી લાળ વહેવા લાગે છે, પેઢાં સુજી પોચાં થઇ દાંત હલવા લાગે છે, જીભ સુજે છે, યકૃત (લિવર)માં બગાડ થાય છે અને ચામડીના ચાઠાંદિ વિકાર પણ ઉદ્ભવે છે, હોજરી અને આંતરડામાં શોજો ને મરડો થઇ આવે છે. ઝાડાડા રક્ત ને આમ મિશ્રિત થાય છે, માથું દુખે છે ને અજંપો થઇ આવે છે ઇત્યાદિ ઉપદ્રવ પારદ દવા અતિ માત્રા (વજન) રૂપે દેવાથી થતા જોવામાં આવે છે અનાડી વૈદ્ય અર્થાત્ ઊંટ વૈદના હાથથી પારદ દવા જ્યારે વધુ વજને આપવામાં આવે છે ત્યારે આવા અવગુણ ઉપજે છે, અને પારદ જેવી અમૂલ્ય દિવ્યૌષધીને આવા બદનામ કરે છે અન્ન વધુ ખવાય તો તેનાથી ઉપદ્રવ થાય છે તો આવા પરાક્રમિ પારદ ઔષધ વડે ગુણને બદલે અવગુણ ઉપજે તેમાં તો પુછવું રહેવું જ શું!

જેનામાં અલ્પ વજનમાં ગુણ ચોક્કસ તેમ જ, તેના અતિ હદ બહાર વજનમાં અવગુણ પણ ચોક્કસ ઉપજે એ દેખીતું જ છે

પારદ ઔષધ નાના વજનમાં પણ ઘણો દીર્ઘકાળ આપીને તેનો વજન ઉપરથી શરીરમાં જમાવ થવાથી જે અવગુણ થવા પામે છે તે જેમકે—રક્ત બગાડ થાય છે, શરીર નબળું પડે છે, ઝીણું તાવ આવે છે શરીરમાં ચુટ થાય છે ને કળે છે, ચામડી નિસ્તેજ બને છે, ચામડી પર અનસર વગ થઈ આવે છે, નિદ્રા નાશ થાય છે, શરીરના સાંધા ઢીલા પડે છે ને દુખે છે, શરીર કંપે છે, વખતે પક્ષાઘાત ( લકવો ) થઇ આવે છે, મન મગજ નિર્બળ બને છે ઇત્યાદિ અવગુણ ઉપજે છે પરંતુ ઉપર કથા રોગી લક્ષણ પારાની દવાથી ન થએલ હોય પણ પોતાની મેળે બીજા કારણોથી થએલ હોય ને જો તે સાધ્ય જાત રોગ લક્ષણ મટાડવાં હોય તો તે નાને વજને પારદ ઔષધ અમુક મુદત આપવાથી તે સર્વ પારદના અતિ વજન સેવન વડે જે રોગી ચિન્હો થાય છે તેવા જ પારદ દવા વિના સ્વતંત્ર રીતે થએલા રોગને તેજ પારદ દવાના નાના વજને દવા વડે મટે છે તેમ હોમીઓપેથી ( રોગ સદશ ચિકિત્સા ) વિસ્તારનાર ડૉ. હૅનીમાનનું કહેવું છે

જો ઉપર પ્રમાણે પારદૌષધી અતિવજને લાંબોકાળ દવાવડે તેના અવગુણ ઉપજેલ જોવામાં આવે તો તેનો રક્તમાં થએલો અધિક સંચય દુર કરવા તેવા દરદીને પ્રથમ એમ૦ રેચ દેવો. તથા તે માટે વજનસર કનકપત્ર ચુરણ ( સવાર સાંજ ાા, ાા રતી ) આપવું. તથા મુખ આવેલું હોય તો ટંકણખાર ને ફટકડીના કોગળા કરાવતા રહેવું ખેરીયા કે બાવળીયા કાથાના પાણીના કોગળા કરાવવા, તથા સાકર ટંકણખાર જેઠીમધ ને કાથાની ગોળી મુખમાં પણ રખાવવી ને ચગળી તેનો રસ ગળે ઉતારી જવો તેથી પારદના અતિ સેવનથી થએલ ઉપદ્રવ કમ થઇ મટી જાય છે આવા ઉપદ્રવ ઉપર સાકર, હીમજ, સોનામુખી ને વરીયાળીની ફાકી રૂ ાા કે ાાા ભાર હંમેશ રાત્રે સુતી વખતે અમુક મુદત તે લક્ષણો શાંત થાય ત્યાં સુધી સેવન કરવી ગુણકારક છે

ઉપદંશ—આદી વિકારની ગરમીના રોગ ઉપર પારદ ઔષધ સર્વોત્તમ—રામબાણ જણાએલ છે પરંતુ ઉપદંશીક ગરમી વિકાર મટાડવા માટે મોટા વજનમાં પારદ દવા ( સુક્ષ્મપારદ, ) પારદ ભસ્મ ( કપાલોમેલ ) કે રસકપુર અતિ મોઢું આવે તેમ ન દેતા બનતાં સુધી તીવ્ર દરદ હોય તો ફક્ત મોઢું આવે તેવે વજને અને દીર્ઘ કે મંદ દરદ હોય તો બનતાં સુધી મોઢું ન આવે તેવે વજને પારદ દવા ગોળી રૂપે નિત્ય રોગ કમ થાય ત્યાં સુધી ગળાવાય છે. પારદ કલ્પ થોડા દિવસ પણ મોટે વજને મહું મુખ આવે તેમ દેવાથી તેનાથી જે જે ગુણ સાથે અવગુણ જણાય છે તે જો એ નાને વજને મુખ ન આવે તેમ વધુ દિવસ આપવાથી શીઘ્ર ને દીર્ઘ બેઉ પ્રકારના રોગ મુખ આવવા આદી અવગુણ ન ઉપજતાં તેનાથી ઉપદંશ વિકાર આદિ રોગ મટે છે. ઉપદંશ વિકારના રોગ ચિન્હ અને પારદના અતિ સેવનના રોગ ચિન્હ સદશ ઉપજતાં હોય છે, અને તેથી જ ઉપદંશ વિકારમાં પારદ ઔષધ નાને વજને આપવાથી તે સામે તે તે વિકાર સહન ને આત્મ્ય કરવાની શરીરને સહનતા (ટેવ) ઉભી થવાથી તેવા રોગ મટે છે સીવાય ઉપદંશ વિકાર કે બીજા પ્રકારે પારદ દવાથી જે જે રોગો મટે છે તેમાંના મુખ્ય નીચે પ્રમાણે લેખાય છે જેમકે—માથાનાં, આંખનાં, કાનનાં, નાકનાં, મુખનાં, જીભનાં, ગળાનાં અને ચામડીનાં ગરમો મય કે વણમય દરદ, કોઢ, અદરનાં દરદ, યકૃત રોગ, પ્રદર, પ્રમેહ નાડીવ્રણ, મંદાગ્નિ, પગના નળાનો દુખાવો, લિંગ ને ગુદા ઉપરના સદાહ ગરમીના મસા, હાથપગના તળાની ગરમી, મદ, બાબલાઇ, દષ્ટિમંદતા, ગરમીજન્ય, અપસ્માર, ધાતુસ્રાવ, અતિસાર, ધનુર્વાત, દમરોગ, અજીર્ણ, ઉન્માદ, મુખ, જીભ ને ગળાનાં તથા ચામડી ને હાથપગના તળાના ચાંદું (અનસર) ઘણું જલોદર જુનો ઝાડો, જુનો મરડો (સંગ્રહણી) પિત્ત, કમળો, હાડજ્વર, નપુંસકતા ઇત્યાદિ ઇત્યાદિ.

પારાના ઘણા ઔષધી કલ્પ છે, પણ તેમાં ઘણા ખરા ઉપર દર્શાવ્યા રોગમાં મુખ્ય વાપરવા માટે, આજના યુરોપિ વૈદકમાં તેવા તાજા રોગમાં પારદભસ્મ કજ્જલી, પર્પટી, હીંગુલ, (રસસિંદુર), ભાંડ કપુર, ૪૦ કયાલો મેલ અને તે જીર્ણ રોગોમા રસકર્પૂર નાને વજને યોજવામા આવે છે, ભાંડકર્પૂર (કેલોમેલ) પિત્તાદી રેચ થવા માટે ૩ થી ૪ ગ્રેન સાકર સાથે રાત્રે જળ વડે લેવરાવવાથી પાછલી રાતરે ૨ વા બાર મીઠી ઉકાળી ગોળ મેળવી પાવાથી બે ચાર અચ્છા રેચ થાય છે ને પિત્ત મળાવરોધ ને ગર્મી કમ થાય છે અને પછી તિવ્ર ગરમી વિકાર શાંત કરવાને મટાડવા માટે કેલોમેલ ૧૦ રતી અને અફીણ ૨ વાલ એકત્ર મેળવી તેની ૨૦ ગોળી બનાવી દરદના બળાબળ મુજબ બબે પહોરે કે સવાર સાંજ એકેક ગોળી જળ વડે ગળાવવામાં આવે છે. અને તેથી ઘણું કરી મુખ ન આવતાં કે કુવ મોઢુ જ આવતાં જ ઉપર કહેલા ઉપદંશ વિકારજન્ય ગર્મીનાં સર્વ તિવ્ર દરદ શાંત થઇ જઇને મટે છે. અને ઉપરનાં મદ ને દિર્ઘ (વિલંબી) દરદને માટે રસકર્પૂરવટી કે કેસરાદિ રસવટીનું અમુક સમય—દરદ મટે ત્યાં સુધી બબે પહોરે કે સવાર સાંજ ભોજન લિધા પછી જળ વડે એકાદ ગળાવવી જારી રાખવામાં આવે છે. શોધિત રસકપુર, કાથો, ઘસેલ સુખડ, જાવત્રી, લવિંગ અને કેસર, એટલાં વાનાં સમભાગે લઇ નોખનોખાં બારીક કરી પછી એકત્ર મેળવી સરપખાના મૂળના ઘાટા ઉકાળાનો ૧ પટ દઇ વાટી તેની ાા, ાા રતીની ગોળીઓ કરવી, અને છાયે સુકવીને બંધ મુખની શીશીમા ભરી સાચવવી અને પછી ઉપર કહ્યા મુજબના રોગોમાં તેને યોજવી, પારદ દવા બાહેર ત્વચાનાં દરદ ઉપર લગાવવા માટે નીચે મુજબ મલમ બનાવવો જેમકે

પારો ૧ ભાગ, ભેસનું થીજું ઘી ૨ ભાગ અને કોકમ ઘી (કોકોબટર) ૪ ભાગ પ્રથમ ખરલમાં કોકમ ઘી વાટી પછી તેમાં પારો નાખી ઘુંટતા જવું ને ભેસનું ઘી સમાવતા જવું. એથી ૧ કલાક ઘુંટવાથી તેમાં પારો અદૃશ્ય થઇ અસ્માની રંગનો મલમ બનશે તે ઉપદંશ ગર્મી આદિના તાજા રોગમાં આછો આછો લગાડી નિત્ય એકાદ વાર ૦। કે ૦ાા દ્રામ ચોળવો.

# खरो साधु.

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સંઘવી ]

આજકાલ ભારતમાં લગભગ ૭૦ થી ૮૦ લાખ સાધુઓ છે, પરતુ તેથી સમાજનું કલ્યાણ થવાને બદલે અકલ્યાણ જ થાય છે હિંદુ ધર્મમા પાતિવ્રત્યનું ભારે મહત્વ છે સાધુઓથી મોટામાં મોટી જો ધર્મહાનિ થતી હોય તો તે એજ છે કે, તેઓ ભોળી ભોળી સાધ્વી સ્ત્રીઓને ચેલીઓ બનાવી તેના સતીત્વનો નાશ કરે છે ધાર્મિક બહેનોએ આવા ધૂર્ત સાધુઓથી બહુ જ સાવધાન રહેવાની જરૂર છે 'ગુરૂ વિના જ્ઞાન નહિ અને જ્ઞાન વિના મુક્તિ નહિ' એ ખરૂં છે અને તે હિંદુમાત્રનું માનવુ છે, પરતુ મુક્તિજ્ઞાન કરાવનારાવાળા ગુરૂ આ કલિયુગમાં બહુ જ દુર્લભ છે ફક્ત ગુરૂમન્ત્ર દેવાથી કોઇ કોઇને મુક્ત કરી શક્તું નથી બ્રહ્મચર્યવાન ત્યાગી સાધુઓથી દેશનો ઉદ્ધાર થાય છે, પરતુ એવા સાધુઓ હાલ ક્યાં છે? હાલના સાધુઓ તો ગૃહસ્થો કરતાં પણ વધારે પ્રપંચી અને ધનધાન્ય પુત્રપાત્રાદિથી ભરપુર હોય છે

પ્રાચીન કાળમાં એક સાધુ મહાત્મા અખંડ બ્રહ્મધ્યાનમાં તલ્લીન રહેતા હતા, તેમના તપોબળથી પ્રસન્ન થઇ એક દેવ તેના પાસે આવી પુછવા લાગ્યા કે, મહાત્મન્! તમારે શું ઇચ્છા છે ? શું તમારે એવી ઇચ્છા છે કે, તમારા જે સ્પર્શ કરે તેના રોગ માત્ર દૂર થાય ?

સાધુ કહે, નહિ, તે કામ ઇશ્વરનું છે હું તેમના કાર્યમાં શા માટે આડાખીલરૂપ થાઉં ?

દેવ કહે, ત્યારે શું તમે એમ ઇચ્છો છો કે, તમારી કૃપાથી પતિત આત્માઓનો ઉદ્ધાર થાય ?

સાધુ—કૃપા સાગર! પરમાત્માના આ સર્વોત્તમ અધિકારને મારો કરવાની દુર્બુદ્ધિ કદી પણ મને ન થાય એમ ઇચ્છું છુ.

દેવ—ત્યારે શુ તમારી એવી ઇચ્છા છે કે, હું ક્ષમાની મૂર્તિરૂપ બની લોકોનું ચિત્ત ખેંચી લઇ ભગવાનના વૈભવને વધારૂં ?

સાધુ—ભગવાનનો વૈભવ વધારવાનો મને શું અધિકાર છે ? તેઓ પોતે જ સર્વ શક્તિમાન્ હોવાથી પોતાના વૈભવ વધારવાને સમર્થ છે. હું એવી અભિલાષા કદી ન કરૂં, કે જેથી લોકોનું ધ્યાન ભગવાનને બદલે મારા તરફ આકર્ષાય

દેવ—ત્યારે તમારો તપ કરવાનો ઉદ્દેશ શું છે ?

સાધુ—હું મારૂં કર્તવ્યપાલન કરૂં છું. મારાપર ભગવાનની કૃપા થાય. તેથી વધારે હું કાંઇ પણ ઇચ્છતો નથી

દેવ—તે ખરૂં, પરંતુ હું તમને કોઇ પણ જાતનું વરદાન દીધા વગર અહીંથી નહિ ખસું

સાધુ—જો આપની એવી ઇચ્છાજ છે તો મને એવુ વરદાન આપો કે, જેથી મારાથી લોકોનું કલ્યાણ થતુ જાય, પરંતુ આ સર્વ મારાથીજ થાય છે, એમ મારા જાણવામાં ન આવવું જોઇએ.

દેવતાએ સાધુને અજબ વરદાન આપ્યું સાધુની છાયાના સ્પર્શથી લોકોનાં દુઃખ, ક્લેશ સર્વ દૂર થવા લાગ્યાં જે વનમાં તે સાધુ જાય તે વન લીલુછમ થઇ જતુ, સુકાઇ ગયેલાં વૃક્ષો, ફળ, ફુલ, અને પાંદડાંવાળા થઇ જતા, પાણીના ઝરણા નીકળવા લાગતા અને ક્રૂર વાઘ આદિ હિંસક પશુઓ પ્રેમી બની જતા જે ગામમાં તે સાધુ જતા તે ગામના કુમળા બાળકોના ચહેરા પુષ્પોના માફક ખીલી ઉઠતા, દુઃખી આત્માનું દુઃખ અકાએક દૂર થવાના સાથે તે પ્રફુલ્લિત બની જતાં અને સુનક તથા વૃદ્ધોના સર્વ ઇચ્છાઓ તેજ ક્ષણે પૂર્ણ થઇ જતી. થોડા દિવસમાં તો લોકોએ તે સાધુનું નામ 'પવિત્ર છાયા' રાખી લીધુ, આ પ્રમાણે થવા છતા પણ તે સાધુ મહાત્મા તો બ્રહ્માનન્દમાં જ મગ્ન રહ્યા કરતા હતા, તેમને ક્યાં શું થાય છે, તે બાબતની બીલકુલ ખબર જ થતી નહિ

ખરા સાધુ તેજ છે, કે જેના હૃદયમાં કોઇ પણ જાતની વાસના રહી ન હોય. એવા જ સાધુ સદ્ગુરૂ કહેવા લાયક છે, અને તે માટે જ ભગવાને કહ્યું છે કે,—

'दृष्टान्तो नैव दृष्टस्त्रि भुवनजठरे सद्गुरोर्ज्ञानदातुः ।'

અર્થાત—જ્ઞાનદાતા સદ્ગુરૂ સમાન ત્રિભુવનમાં કોઇ પણ શ્રેષ્ઠ નથી આશા છે કે, દરેક બહેનો આ કળિકાળમાં સાધુરૂપધારી દુરાચારી નરપશુના ચક્રરૂપી કીચડમાં ફસાતી બચશે અને પોતાના પવિત્ર ધર્મની રક્ષા કરશે.

( निगमागमचन्द्रिकामांथी )

# ગુરદાની પથરીના ઇલાજો અને તેની માવજત.

( લેખક—વૈદ્ય કાલીદાસ વિ. પોપટભાઇ શાસ્ત્રી—જામનગર )

---

वातपित्तकफैस्तिस्त्रश्चतुर्थी शुक्रजापरा
प्रायः श्लेष्माश्रयाः सर्वा अश्मर्यः स्युर्यमोपमाः ( माधवनिदान. )

ભાવાર્થ—પથરી, વાત પિત્ત અને કફ એ ત્રણ દોષોથી અને ચોથી વીર્યથી ઉત્પન્ન થાય છે, ઘણું કરીને પથરીના રોગ કફપ્રધાન હોય છે બધા જાતની પથરી યમસમાન કામ કરે છે અર્થાત્ મૃત્યુને નિપજાવે છે

પથરીનું દરદ ભયકર તેમજ દુશ્ચિકિત્સ્ય છે એમ વિદ્વાન્ વૈદ્યો અને ડોક્ટરો કહે છે તે સર્વાંશે સત્ય છે પથરીનુ દરદ કેટલેક અંશે કષ્ટસાધ્ય છે અને તેમા પણ ગુરદાની પથરીનું દરદ એ વધારે ભયકર છે સુશ્રુત સંહિતામા પથરીનુ ઓપરેશન કરવા સબધે લખ્યુ છે કે પથરીનુ ઓપરેશન કરવામા ગુદા, બસ્તિ અને બીજા મહામર્મોની વચ્ચે શસ્ત્ર કર્મ કરવુ પડે છે માટે વૈદ્યે દરદી પાસેથી લખાવી લઇ અથવા તો રાજાના પરવાના મેળવી શસ્ત્રકર્મની શરૂઆત કરવી એ વધારે હિતકર છે કર્મમાં સિદ્ધિ થવી એ યદૃચ્છાધીન છે.

પુરૂષોના શરીરમા પથરી મોટી હોય તો નીકળવી એ ઘણી મુશ્કેલ છે. કારણ કે માર્ગ ઘણો લાંબો અને સાંકડો છે. વૈદક શાસ્ત્રમા કેટલાએક ઉપાયો પથરીના અંદરના ક્ષારોને ધીમે ધીમે ઓગાળી નાખે અથવા ઝીણી રેતીના રૂપમા ગાળીને બહાર કાઢી દે એવા લખેલા જણાય છે પરંતુ આપણા બધા ધીરજથી અને હિંમતથી એક પછી બીજા એમ અનુક્રમે બધા ઉપાયો અજમાવી જોતા નથી તેમજ દરદીઓ પણ ધીરજથી લાંબા દિવસો સુધી દવાનું સેવન કરતા નથી. લાંબા દિવસોને છેડે આરામ થાય એવા ભયકર દરદોમા તેઓ આઠ દિવસોમાજ આરામ થઇ જાય એવું ઇચ્છે છે દરદીની આવી જાતની માન્યતાને ટેકો આપી કેટલાક વૈદ્યો ઉપચાર કરવા શરૂ કરે છે પરંતુ ટુંક મુદતમા આરામ થવો એ તદ્દન અસંભવિત છે.

કહે છે કે પ્રાતઃસ્મરણીય મહાત્મા વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજીએ કેટલાએક માણસોની પથરી માત્ર ચંદ્રપ્રભાના ગોળાઓ વર્ષો સુધી ખવરાવીને રેતીના રૂપમા બહાર કાઢી હતી વરૂણાદિગણ અને વીરતર્વાદિ ગણ કે જેઓ પથરી જેવા દરદો માટે ઘણા જ સારા ગણાય છે છતા આ દેશના વૈદ્યોમાં ઘણો ભાગ આ દવાઓ પ્રચારતા નથી અને એવી વૈદકશાસ્ત્રમા બીજી પણ ઘણી અકસીર દવાઓ છે કે, જેનો પ્રચાર તદ્દન ઓછા પ્રમાણમા છે

મે વાચ્યુ છે કે ત્રિકંટકના બીજ સાત દિવસ સુધી પીવાથી પથરી તદ્દન ઓગળી જાય છે આપણી ભાષામાં ત્રિકંટક એટલે ગોખરૂ કહેવાય છે યદ્યપિ ગોખરૂની મૂત્રકૃચ્છ, પ્રમેહ અને પેશાબના દરદ ઉપર સારી અસર છે. પરંતુ સાત દિવસમા પથરી ગાળવાનુ કામ તે દવા કરતી હોય એમ લાગતુ નથી તે સિવાયની બીજી ત્રિકંટક નામની બીજવાળી ઔષધીને આપણે ઓળખતા નથી ગોખરૂમા બીજ નથી એ વૈદ્યો જાણતા હશે ? આવી જાતનુ કેટલુંક અંધેર ચાલ્યુ જાય છે. પરંતુ તેમાંની કોઇ એકાદ ઔષધી આપણને હાથ લાગી જાય તો પથરી ઉપર આશ્ચર્યકારક અસર થાય એમાં કાંઇ નવાઇ જેવુ નથી.

કેટલીક વાર કેટલાએક વિદ્વાન્ વઇદો હોય, અને તેઓને પોતાનાં ઓષધો ઉપર પણ વિશ્વાસ હોય પરંતુ બધામાં હોય છે એવી બીજાની દરમ્યાનગીરી ન ખમી શકાય એ જાતની એોટને લીધે ઘણીવાર તેઓ પોતાના ઉપાયો બતાવતા નથી અથવા બીજાને દરમ્યાને રાખીને પણ આપવા ખુશી હોતા નથી આ તેઓની મોટામાં મોટી ભૂલ છે દેશનાં કલ્યાણના ખાતર તેઓએ એવી જાતની દવાઓ બતાવી દેવી જોઇએ, પરંતુ કોણ જાણે શા કારણથી તેઓ બતાવતા નહિ હોય ?

પથરીના દરદ સબંધે મને જે અનુભવ થયો છે તે રંજુ કરૂં છું. નીચે લખેલી સુચનાઓ પ્રમાણે દરદીની માવજત કરવી જોઇએ તેની સાથે આ બે નીચે લખેલા ઉકાળાઓ લખું છું તેને ઉકાળાની રીત પ્રમાણે ઉકાળી દરદીને ચંદ્રપ્રભા અથવા એવી બીજી કોઇ પણ દવા સાથે આપવામાં આવે તો પણ સારો ફાયદો થવા સંભવ છે

## ઉપચારો.

(૧) દરદીને દરરોજ ગરમ પાણીના પીપમાં એક બે વખત બેસાડવો. બની શકે તો દરદીને બેસાડવાનું પાણી ગરમ કરતી વખતે તેમાં મરગવાના તથા વાયવરણાનાં પાન નાખી ગરમ કરવું એનિમાબસ્તિ ચાર દિવસને અંતરે આપવી.

(૨) ઉત્તરબસ્તિ એટલે પેશાબને રસ્તે પિચકારી શાસ્ત્રમાં મૂત્રકૃચ્છ્ર વગેરે રોગોને માટે લખી હોય તે પ્રમાણે આપવી

(૩) બનતાં સુધી દસ્ત કબજ રહે એવો કોઇ પણ જાતનો ખોરાક દરદીને ખાવા આપવો નહિ.

(૪) સખ્ત કઠોળ એટલે વાલ, વટાણા એવી ચીજો દરદીને ખાવા આપવી નહિ

(૫) દિવસમાં એક બે વખત દરદીને બળસાની ચાહ પીવા આપવી.

(૬) ખોરાકમાં દુધ, જવની કાંજી, કળથીનું પાણી, મસુરની દાળ અને બીજો ભાત શાક વગેરે હલકો ખોરાક ખાવા આપવો

(૭) ઉતાવળ કરીને કોઈ દિવસ પણ પથરીનો દરદીને કોઇ પણ પ્રકારનો મૂત્રલ જુલાબ (પેશાબ આવે તેવો) આપવો નહિ.

(૮) હમેશાં દરદીનો પેશાબ તપાસતાં રહેવું અને તેમાં રેતી, પરુ કે લોહી જેવો કોઇ પદાર્થ આવે છે કે નહિ તે ઉપર ખાસ ધ્યાન રાખ્યે જવું.

(૯) દરદીએ બની શકે તો ચાલવાની, ઘોડે બેસવાની અથવા તો ધચકાવાળા રસ્તામાં કમાન વગરની ગાડીમાં બેસીને મુસાફરી કરવાની કસરત કરી જોવી. આવી જાતની કસરતથી ઘણે ભાગે પથરી સરકીને ધીમે ધીમે મૂત્રાશયમાં આવતી રહેશે.

(૧૦) ગુરદા પાસેથી મૂત્રાશય તરફ સારી રીતે ભાગ દઇને હમેશાં મીઠું તેલ ચોળાવવું

## ઉકાળાઓ.

પાષાણભેદ, અરડુસાનાં પાન, ગોખુડાનું પંચાંગ, કાળીપાટ, હરડે, સુંઠ, પીપર, મરી, કસુંરો, નસોતર, ઇંદ્રજવ, કાકડીના બીજ, ચીભડાંના બીજ, ત્રપુસ એટલે ઇંદ્રવારૂણીનાં બીજ, જટામાંસી, અજમો, ઉત્કુંચિકા એટલે કાળીજીરી અથવા કલોંજી જીરૂં, હિંગ, અમ્લવેતસ, બે જાતની સારીવણીના મૂળ, હપુષા અને વજ, ઉપરની ત્રેવીશ દવાઓને ઉકાળી અંદર દવા પીતી વખતે થોડું ઘી નાખીને પીવી, અથવા આ દવાઓના ઉકાળા સાથે ચાર ભાગ ગાયનું મૂત્ર તેમાં ¼ ભાગ

ની પડ્યુ હોય તો તે પણ ઘણોજ સારો ફાયદો કરે છે આ દવાનુ ચૂર્ણ પણ લઇ શકાય છે. વરૂણાદિગણનો ક્વાથ કરી તેમાં જરા હિંગ નાખીને પીવાથી પણ ઘણોજ સારો ફાયદો થાય છે ઉપર લખેલી સૂચનાઓ ધ્યાનમા લઇ તેની સાથે નીચે લખ્યા પ્રમાણે દરદીની માવજત કરવી, પણ પથરીના દરદીને માટે શ્રેયસ્કર છે

(૧) દરદીને હમેશાં સરગવાનાં પાન, અને કુળથનુ શાક, અદર દહીનું પાણી, હિંગ અને મીઠુ નાખીને ખાવા આપવું અથવા સરગવાના પાનને બાફી ઘી અને તેલના વઘારમાં વઘારવાં, અદર હીંગ, મીઠું અને દહીંનું પાણી નાખીને તેની કઢી તૈયાર કરીને દરદીને ખાવા આપવી

(૨) દરદીને જુનો આસવ પીવા આપવામા અડચણ નથી. ખપે તેને પક્ષીઓના માંસનુ યૂષ પણ આપી શકાય છે

(૩) કેટલીકવાર એકલી નિર્મળી ઘસીને પાવાથી પણ પથરીના દરદીને સારો લાભ થાય છે.

( ) ઘણું કરીને શુક્રાશ્મરી સિવાયના દરદોમાં દરદીએ સ્રીસંગ કરવો ન જોઇએ

(૫) વેગ રોકવો નહિ, સુકો ખોરાક ખાવો નહિ આટાના પદાર્થો, વેશણ, ભજીયાં, વડાં વગેરે ખાવાં નહિ, કસરત કરવી નહિ, અને મનને હમેશાં આનંદમાં રાખવુ.

ઉપર પ્રમાણે સારવાર કરવાથી અને દવાનુ સેવન કરવાથી પથરીના દરદીને ઘણે અંશે આરામ થવા સંભવ છે






[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સંઘવી ]

"मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो "

મન એજ મનુષ્યોને બન્ધ અને મોક્ષનું કારણ છે. મનને અનુકૂળ માર્ગમાં જો મનુષ્ય લઇ જાય, તો તે મુક્ત અને પ્રતિકુલ માર્ગમાં લઈ જઇ બદ્ધ થઇ શકે છે મનની આ વિચિત્ર શક્તિ જોઇ કહેવામાં આવે છે કે, આ અનાદિ અનન્ત સૃષ્ટિ રાજ્યનું કારણ મન જ છે મનની જે વૃત્તિઓથી જેને એવી ભારે શક્તિ પ્રાપ્ત થઇ છે, તે વૃત્તિઓ પણ સંખ્યામાં અનન્ત હોય એમાં શું સંદેહ ? મનોવૃત્તિ અનન્ત હોવાથી તેના ભાવ અને ગુણોના પરિણામાનુસાર મોટી મોટી વૃત્તિઓની શોધ ધાર્મિકોએ અવસ્ય કરવી જોઇએ કેમકે તેના વિચાર દ્વારા તે પોતાના અંતઃકરણની ઉન્નતિ કરી શકે છે સાધારણ રીતે મનુષ્યમાં સ્વાભાવિક ત્રણ પ્રકારની વૃત્તિઓ હમેશા જાગ્રત રહ્યા કરે છે અંતઃકરણની પ્રથમ વૃત્તિને મૂઢ કહે છે તે વૃત્તિ તમોગુણની છે, અર્થાત જ્યારે મન સત્ અસત્ વિચારરહિત બની નિદ્રા, આળસ, અને વિસ્મૃતિને આધિન રહી કાંઇને કાંઇ કર્યા કરે છે જેમ લગામ વગરનો ઘોડો અથવા આળસુ મનુષ્યનુ ચિત્ત ઉન્મત્ત બની જ્યાં ત્યાં દોડતું ફરે છે, તેમ જ્યારે મન ચંચળ બની, જ્યાં ત્યાં ફર્યા કરે છે, ત્યારે તે વૃત્તિનું નામ 'મૂઢવૃત્તિ' કહેવામાં આવે છે

બીજી વૃત્તિનું નામ 'ક્ષિપ્ત' છે તે વૃત્તિ રજોગુણની છે. અર્થાત્ જ્યારે મન કોઇ એક કાર્યમાં જોડાઇ બુદ્ધિની સહાયથી વિચાર કરી, કોઇ લક્ષ્યનું સાધન કરતું રહે છે, જેમ લગામના

યોદ્ધાની તેમજ વિચારવાન અથવા કોઇ કાર્યમા તત્પર પુરૂષના મનની અવસ્થા થાય છે, તે વૃત્તિને ક્ષિપ્તવૃત્તિ કહેવામા આવે છે.

ત્રીજી વૃત્તિનું નામ વિક્ષિપ્ત છે આ વૃત્તિ સત્ત્વગુણથી ઉત્પન્ન થાય છે અર્થાત્ જ્યારે સુખ અને દુ ખના વિચાર અથવા આળસ, તમોગુણ અને રજોગુણની વૃત્તિઓથી રહિત શૂન્ય થઇ જાય છે, ત્યારે તે સત્ત્વગુણની વૃત્તિમા આવે છે આ વૃત્તિ સાસારિક મનુષ્યોમાં વારે વખતે વખતે થયા કરે છે

આ ત્રણ પ્રકારની વૃત્તિઓ સર્વ મનુષ્યોમાં ગુણના ભેદ પ્રમાણે સાધારણ રીતે થયા છે, અને પોતપોતાના ગુણાનુસાર ન્યૂનાધિક થાય છે આ ત્રણ વૃત્તિઓ સર્વ જીવોમાં ન્ રૂપે હોય છે, અને તેના અતિરિક્ત સાધનને માટે બે અસાધારણ વૃત્તિઓ છે

ઉપર કહ્યા પ્રમાણે ત્રણે પ્રકારની વૃત્તિઓથી જ્યારે મનુષ્યોનું ચિત્ત વિરક્ત થાય ચિત્તમા કોઇ પ્રકારની વૃત્તિ જ જાગ્રત ન થાય ત્યારે તે અવસ્થાને ચિત્તની નિરૂદ્ધાવસ્થા આવે છે અને તે જ યોગનુ લક્ષ્ય છે એ નિરૂદ્ધાવસ્થાને પ્રાપ્ત કરવાને માટે જે ઉપાય શાસ્ત્રે બતાવવામાં આવેલ છે, અર્થાત્ ચિત્તની સ્વાભાવિક વૃત્તિઓથી જૂદી જ એક નવી જાતની વૃત્તિ કે જે સદ્‌ગુરૂના ઉપદેશાનુસાર સાધન કરવાથી પ્રાપ્ત થાય છે, તે વૃત્તિને એકાગ્રવૃત્તિ કહેવામા આવે છે, જ્યારે ચિત્તમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણ પદાર્થોને અતિરિક્ત ચોથો પદાર્થ વગેરે કાંઈ પણ રહેતું નથી, અને ધ્યાન દ્વારા ધ્યેય પદાર્થમાં જ ધ્યાતાનુ લક્ષ્ય લાગી જાય છે ત્યારે તે વૃત્તિ પ્રાપ્ત થાય છે

આ પ્રમાણે ક્ષિપ્ત, વિક્ષિપ્ત અને મૂઢ અંત કરણની એ ત્રણ સાધારણ વૃત્તિઓ તથા એકાગ્ર અને નિરૂદ્ધ એ બે અસાધારણ વૃત્તિઓ મળીને અંત કરણની પંચવિધ વૃત્તિઓ થાય છે પરંતુ પ્રથમની ત્રણ વૃત્તિઓ તો સર્વ મનુષ્યોનાં સાધન કર્યાં વગર જ પોતપોતાના અંત કરણ અનુસાર રહ્યા કરે છે, અને પાછલી બે વૃત્તિઓ સદ્‌ગુરૂના ઉપદેશદ્વારા મુમુક્ષુ સાધકોને જ પ્રાપ્ત થયા કરે છે એકાગ્રવૃત્તિ સાધન અવસ્થાની છે અને નિરૂદ્ધવૃત્તિ સિદ્ધ અવસ્થાની છે, આવી નિરૂદ્ધ વૃત્તિની અવસ્થામાં સાધકને સમાધિની પ્રાપ્તિ થાય છે

સૂક્ષ્મદર્શી યોગિઓએ જાતિ વિચારથી વૃત્તિઓના પાંચ ભાગ પાડેલ છે, તેના નામ—પ્રમાણ, વિપર્યય, વિકલ્પ નિદ્રા અને સ્મૃતિ પ્રથમની પ્રમાણ વૃત્તિના યોગિરાજ મહર્ષિ પતંજલિજીએ ત્રણ ભાગ પાડેલ છે—૧ પ્રત્યક્ષ પ્રમાણ, ૨ અનુમાન પ્રમાણ અને ૩ આગમ પ્રમાણ જ્યારે જ્ઞાનેન્દ્રિયો સાથે કોઇ વસ્તુનું પ્રત્યક્ષ અથવા વ્યવધાન રહિત સંબંધ થાય અથવા જ્ઞાનેન્દ્રિ તે વસ્તુનો સાક્ષાત્ અનુભવ કરે તેને પ્રથમ પ્રમાણ કહે છે દાખલા તરીકે—આંખો સામે દીવાનો પ્રકાશ જ્યારે કોઇ વસ્તુનું પૂર્ણ જ્ઞાન થાય અથવા તે વસ્તુના લક્ષણોનું પણ જ્ઞાન થાય તેને અનુમાન પ્રમાણ કહે છે

વસ્તુને જોયા વિના ફક્ત તેના લક્ષણપરથી જ તેનુ અનુમાનથી પ્રમાણ કરવામાં આવે. જેમો—દૂર પર્વતમાં ધુમાડાને જોઇ અગ્નિનુ પ્રમાણ કરવામાં આવે. અને આપ્ત અર્થાત્ ભ્રમ રહિત સત્ય પદાર્થને જાણવાવાળા પુરૂષ જે મહત્વાનોઓનો ઉપદેશ કરે, અને તેના સદ્‌વાક્યોને પ્રમાણ માની લેવ તેને આગમ પ્રમાણ કહે છે આગમ પ્રમાણથી પણિમાએ વેદનુ પ્રમાણ પણ સિદ્ધ થાય છે કેમકે વેદ એ ઈશ્વરનુ વાક્ય છે, અને તેટલામાટે તે પ્રમાણ છે

જેથી પદાર્થના યથાર્થસ્વરૂપમાં અને મનથી અનુભવ થવાવાળા સ્વરૂપમાં ભેદ થાય તે મિથ્યાજ્ઞાનને વિપર્યય કહે છે જેમ રાત્રિના વખતે રસ્તામાં પડેલ દોરડાને દોરડું જોઇ સર્પની

ભ્રાન્તિ થાય છે. તેમ ભ્રમપૂર્ણ જ્ઞાનને વિપર્યય કહે છે સન્દેહપૂર્ણ જ્ઞાનને પણ વિપર્યય જ્ઞાન સમજવુ ઉચિત છે, કેમકે તે જ્ઞાન પણ ભ્રમથી શૂન્ય નથી પ્રમાણ જ્ઞાનથી વિપર્યય જ્ઞાનનું ખંડન થઇ જાય છે

કેવલ શબ્દ સાંભળી વિચારદ્વારા જ અસંભવિત પદાર્થને સંભવિત માનવુ તેને વિકલ્પજ્ઞાન કહે છે કોઇ બાબતની વાત સાંભળી તે બાબતની સત્યતા અને અસત્યતાનો વિચાર કર્યા વગર જેવુ સાંભળ્યુ તેવુ જ માની લેવું તેને વિકલ્પ કહે છે દાખલા તરીકે–જેમ કહેવામા આવે છે કે, " પ્રાતઃકાળમા સૂર્યદેવ બહાર નીકળે છે, અને સાંઝે સંતાઇ જાય છે " આ વાતને સાંભળી સૂર્યની નીકળવાની અને સંતાઇ જવાની વાતનો સ્વીકાર કરી લેવો તે જ વિકલ્પ જ્ઞાન થયુ કહેવાય, કેમકે ખરી રીતે સૂર્યદેવ બહાર નીકળતા નથી અને સંતાઇ જતા પણ નથી. પરંતુ પૃથ્વીની ગતિથી જ એવું અનુમાન થાય છે આ વિકલ્પ જ્ઞાન પણ પ્રમાણ જ્ઞાનથી નાશ થાય છે

વૃત્તિઓના અવલંબનના અભાવને નિદ્રા કહે છે. જ્યાં સુધી મનની સાથે વિષયરૂપ અવલંબન બની રહે ત્યાં સુધી અંતઃકરણની વૃત્તિઓ જાગ્રત રહી શકે છે અંતઃકરણમાં તમોગુણ જ્યારે વધી જવાથી વૃત્તિઓ અવલંબનથી રહી જાય છે, ત્યારે તે વૃત્તિઓની અવલંબન રહિતતાને નિદ્રા કહે છે, અર્થાત્ સ્વપ્ન રહિત ગાઢી નિદ્રામાં અંતઃકરણની વૃત્તિઓનુ જરાપણ અવલંબન હોતું નથી અને તે નિષ્ક્રિય થઇ જાય છે પરંતુ આ પૂર્ણ નિદ્રાવસ્થાથી એમ નહિ સમજવુ કે તે વખતે વૃત્તિઓનો લોપ થઇ જાય છે કેમકે જાગ્રત થયા બાદ જીવને 'મે સારી નીદ્રા લીધી ' એમ જે જ્ઞાન થાય છે, તે જ્ઞાનથી નિદ્રાવસ્થામાં પણ વૃત્તિઓનુ નિરવલંબન અવસ્થામા ઉપસ્થિત રહેવાનું પ્રમાણિત થયુ, કેમકે સારી રીતે નિદ્રા લેતી વખતે જો અંતઃકરણમાં વૃત્તિઓ ઉપસ્થિત ન રહે તો સારી નિદ્રા લેવાનો અનુભવ કોણ કરાવે ? પરંતુ નિદ્રામાં જે સ્વપ્ન અવસ્થા થઇ જાય છે, તે યથાર્થ નિદ્રા નથી. સ્વપ્ન અવસ્થા જાગવા અને સુવાના વચ્ચે ની એક એવી અવસ્થા છે કે જેમાં જાગ્રત અવસ્થાની પ્રત્યક્ષ વિપર્યય અને વિકલ્પ એ ત્રણે જાતની વૃત્તિઓનો અનુભવ અંતઃકરણના ગુણ ભેદથી થયા કરે છે અને આ પ્રમાણેના સ્વપ્ન પણ મનુષ્યોને ત્રણ રીતે થયા કરે છે તે ત્રણના નામ–૧ સાત્વિક સ્વપ્ન, ૨ રાજસિક સ્વપ્ન, અને ૩ તામસિક સ્વપ્ન જે સ્વપ્નનું ફળ સાચુ થાય તેને સાત્વિક સ્વપ્ન કહે છે, અને તેજ સ્વપ્નની ઉત્તમ અવસ્થા છે જે વખતે સ્વપ્ન અવસ્થામાં રજોગુણ વધારે હોય તે વખતે જોવામાં આવેલ પદાર્થજ દેખાય છે, અને તે અવસ્થાજ સ્વપ્નની મધ્યમ અવસ્થા છે, અને જ્યારે સ્વપ્નમાં તમોગુણ વધારે પ્રમાણમાં હોય છે, ત્યારે કાંઇક વિચિત્ર સ્વપ્ન જોવામા આવે છે, ઘણે ભાગે જીવને આવા સ્વપ્નજ વધારે આવે છે અને તેજ સ્વપ્નની અધમ અવસ્થા છે તાત્પર્ય એજ છે કે, સ્વપ્નાવસ્થા પ્રમાણ, વિપર્યય અને વિકલ્પ એ ત્રણ વૃત્તિઓથી રહિત નથી, પરંતુ નિદ્રાવસ્થા એક સ્વતન્ત્ર વૃત્તિ છે, જેમાં એ ત્રણ વૃત્તિઓ હોતી નથી

અનુભવ કરેલ પદાર્થોને અંતઃકરણથી દૂર નહિ કરવાની વૃત્તિને સ્મૃતિ કહે છે પ્રમાણ, વિપર્યય અને વિકલ્પ એ ત્રણ જાગ્રત અવસ્થાની વૃત્તિઓ છે, અને જે વખતે એ ત્રણે જાગ્રત અવસ્થાની વૃત્તિઓ અંતઃકરણમાં હોતી નથી તે વખતનું નામ નિદ્રા છે પરંતુ સ્મૃતિ એ ચારે અવસ્થાઓને સ્મરણમા રાખવાવાળી વૃત્તિ છે અર્થાત્ એ ચારે અવસ્થાઓ પ્રમાણે અંતઃકરણને જે સ્વતંત્ર અનુભવ થયેલ તેને પોતાનો અનુભવ માની અંતઃકરણથી દૂર ન કરવા દેવુ, તેનુ જ નામ સ્મૃતિ છે, અથવા અંતઃકરણમાં જે કાંઇ અનુભવ થયા કરે છે, તેના સંસ્કારને સ્મરણમાં રાખવાનું નામ સ્મૃતિ છે, અને તેજ પાંચમી વૃત્તિ છે.

ત્રણ ગુણોની માફક ત્રણ સ્વાભાવિક વૃત્તિઓ અને પાંચ જાતિગત વૃત્તિઓ એ સર્વ સ્વાભાવિક મનોવૃત્તિઓ છે. પરંતુ સત્ય અને અસત્યના ભેદથી અને પાપ-પુણ્ય રૂપી ફળના ભેદે મનોવૃત્તિઓના બે ભેદ છે.—

૧ ક્લિષ્ટ, અને ૨. અક્લિષ્ટ. જેથી અંતઃકરણને દુઃખ થાય તે પાપજનક વૃત્તિને વૃત્તિ કહે છે. જેમકે હિંસા, દ્વેષ, ક્રોધ વગેરે. જેથી અંતઃકરણને સુખ થાય તે પુણ્યજનક અક્લિષ્ટ વૃત્તિ કહે છે જેમકે, વૈરાગ્ય, દયા, સરળતા વગેરે, પરંતુ આ બન્નેમાં એટલું છે જ્યારે અક્લિષ્ટ વૃત્તિ જાગ્રત થાય છે, ત્યારે ક્લિષ્ટ વૃત્તિ દબાઇ જાય છે જેથી જે મા... ક્લિષ્ટ વૃત્તિઓ વધારે પ્રમાણમાં હોય છે, તે માણસ પાપી કહેવાય છે પરંતુ જ્યારે મોક્ષ રસ્તે જવાનું થશે ત્યારે અક્લિષ્ટ વૃત્તિઓને તો દબાવી દેવી જ પડશે, એટલુંજ નહિ પણ જાતની વૃત્તિઓને અર્થાત્ અક્લિષ્ટ વૃત્તિઓને પણ વૈરાગ્યથી દબાવી દેવી પડશે ક્લિષ્ટરૂપી તા... સિક વૃત્તિથી જીવગણની અધોગતિ થાય છે, અને અક્લિષ્ટ રૂપી સાત્વિક વૃત્તિઓ દ્વારા ... ગણની ક્રમોન્નતિ અર્થાત્ ઉર્ધ્વગતિ થાય છે. આ બન્ને વૃત્તિઓના નામ આસુરી સમ્પત્તિ અ... દૈવી સમ્પત્તિ એમ ગીતાશાસ્ત્રમાં શ્રી ભગવાને કહેલ છે. ક્લિષ્ટ વૃત્તિઓ જ પાપરૂપી છે અક્લિષ્ટ વૃત્તિઓ સાક્ષાત્ પુણ્ય ફળ ઉત્પન્ન કરાવનાર છે આ બન્ને વૃત્તિઓના ભેદથી કદાચા... સદાચાર, પાપ-પુણ્ય, અને અધર્મ-ધર્મનો વિચાર કરવામાં આવેલ છે પુણ્યાત્મા ... સાધકગણ, અને ધાર્મિકગણ પોતાના પ્રયત્ન દ્વારા પાપજનક ક્લિષ્ટ વૃત્તિઓને પુણ્યજનક અક્લિષ્ટ વૃત્તિઓથી હમેશા દબાવ્યા કરે છે, અને ક્રમશઃ આ પ્રમાણે વર્તવાથી તે પુણ્યાત્મા બની જાય છે, ને તેના અંતઃકરણમાંથી પાપજનક ક્લિષ્ટ વૃત્તિઓનો અભાવજ થઇ જાય છે એજ વૃત્તિ સાધનનું રહસ્ય છે *

* ( નિગમાગમચન્દ્રિકામાંથી. )

---

# હિત વચન.

[ સંશોધક—વાડીલાલ મનુભાઇ સંઘવી—અમદાવાદ. ]



૨૨. કરકસરથી બમણું થાય અને કંજુસાઇથી ચોગણું જાય એ યાદ રાખવું

૨૩ ખરૂં સુખ ઝાઝા સોનામાં-પૈસામાં નથી, પણ જરૂર જેટલું મળે તેમાં જ છે

૨૪ ગર્વ અને ઉદ્ધતાઇ જેમ હાનિકારક છે, તેમ ખુશામત કે હાજીહાપણું પણ હાનિકારક છે

૨૫. ગુમાવેલા પૈસા પાછા મળી શકે છે, પણ ગયો વખત પાછો મળતો નથી.

૨૬ ગરીબોને અર્થે પરમાર્થના કામો કરવા સારૂ કદી અપમાન સહન કરવું પડે તોપણ મહાન્ પ્રભુને ખાતર તે સહન કરવું

૨૭ ચોર બનીને ધનવાન થવું તે કરતાં ધર્મના માર્ગે ચાલી ગરીબ રહેવું વધારે સારૂં છે,

૨૮ જ્યાંસુધી આપણને વિરૂદ્ધ માનવાને કારણ ન મળે ત્યાં સુધી દરેક મનુષ્યને સારો માનવો.

૨૯. જે સારી સલાહ સાંભળે છે, તે સલાહ આપનાર કરતાં પણ વધારે ડાહ્યો છે.

૩૦. જે બીજાને સુધારવા ઇચ્છે છે તેણે પ્રથમ જાતે સુધરવું જોઇએ.

૩૧. જે ગરીબ પણ નીતિવાન છે તેજ ખરેખરો શ્રીમંત છે.

૩૨. જેઓ ભલાઇ કરવાને ભૂલી જાય છે, તેઓ મોટી કમાઇ ખોઇ બેસે છે

૩૩ જે વર્તણુક હું બીજા પ્રત્યે ચલાવવા ઇચ્છું છું તે વર્તણુક મારા પ્રત્યે ચલાવવામાં આવે તો મને કેમ થાય એ નિરંતર વિચારવાથી હમેશાં પાપથી બચાશે

૩૪ જે સુખના સમયમાં ભવિષ્યમાં દુઃખનો વિચાર કરીને પ્રથમથી જ ગોઠવણ કરે છે, તે સર્વદા સુખી રહે છે

૩૫. જેણે ભૂખ્યાને ભોજન અને નિરાશ્રીતને આશ્રય આપ્યો તેને પુણ્યમાં કોઇ પ્રકારની ખામી રહેતી નથી

૩૬. જે પોતાના ધનનો યથાશક્તિ સદુપયોગ કરે છે તેજ ખરો ધનવાન છે.

૩૭. જે અવ્યવસ્થિત રીતે કામ કરે છે, તે છેવટની ઘડી સુધી કામ કરવાનું મુલતવી રાખે છે અને આખરે નિરાશ થવાનો પ્રસંગ આવે છે.

૩૮ જ્યારે પુરૂષ કોઇ પણ પ્રાણી ઉપર ખરાબ અભિપ્રાય ન રાખે અને સમદ્રષ્ટિવાળો થાય ત્યારે તેને સઘળી દિશાઓ સુખમય થાય છે

૩૯. જેની ઇચ્છાઓનો અંત નથી તે ખરેખર નિર્ધન જ છે

૪૦. જેઓ ગરીબ અને અભાગી છે તેમને તેમના માગ્યા કરતાં વધુ આપો.

૪૧. જો સાચું સુખ મેળવવું હોય તો પોતાપણું ભૂલી જવું જોઇએ.

૪૨ જ્યારે જ્ઞાનથી પ્રભુને ઓળખાય અને શ્રદ્ધાથી હૃદયમાં તેમનો સાક્ષાત્કાર થાય ત્યારે જ ઉદ્ધાર થઇ શકે છે.

૪૩ જેની દરકાર કરવાની છે તેને છોડીને માયામાંથી ઉત્પન્ન થયેલાં અને માયામાં મળી જનારાં શરીરના કલ્પિત સુખની દરકાર ન કરો.

૪૪. જેમ જેમ સુખને માટે વધારે તરફડીયા મારશો તેમ તેમ માયામાં વધારે બંધાતા જશો

૪૫. જો પ્રભુએ આપ્યું હોય તો પ્રભુને અર્થે ખરચવામાં હાથ સંકોચશો નહિ, અને જો ન આપ્યું હોય તો તન-મનથી મહેનત કરવામાં પછાત પડશો નહિ

૪૬ જો ધર્મ નહિ કરો તો ઓચિંતો કોઇક એવો મોટો ધક્કો વાગી જશે કે જિંદગી સુધી યાદ કર્યા કરશો.

૯૯ સંસારરૂપી સમુદ્ર તરવા ઇચ્છતા પુરૂષને પ્રભુની કૃપારૂપી રસના સેવનવિના બીજો કોઇ ઉપાય નથી

૧૦૦ સુખની ઇચ્છાવાળા મનુષ્યે સંતોષી મનોવૃત્તિ પ્રાપ્ત કરવા અને આત્મનિગ્રહ ધારણ કરવા સદા પ્રયાસ કરવો

૧૦૧ સત્કીર્તિ એજ સારી અને સાચી વસ્તુ છે, બાકી બધું નાશવંત છે

૧૦૨ દક્ષ વગરનો આરામ ભોગવવાની બેગી આળસનો સર્વથા ત્યાગ કરવો.

૧૦૩ હું અને મારાપણાનો અહંભાવ દૂર કરીને જિતેંદ્રિયપણું શીખો એટલે સ્વર્ગીય આનંદ અનુભવશો

૧૦૪ હમેશા ઉંચા આશયથી કામ કરો. ગરીબાઇમાં પણ ઉત્તમ ઉદ્દેશ રાખો.

૧૦૫ હૃદયને પોષણ આપનાર સત્સમાગમ જેવું બીજું એક પણ પ્રબળ સાધન નથી

૧૦૬ ક્ષમા એ શરીરનું અને ઉદારતા એ ધનિષ્ટ પુરૂષનું આભુષણ છે

૧૦૭ જ્ઞાનના મંદિરને ખોલવાની અને તેના ગુપ્ત ભંડારને જીજ્ઞાસુ માટે ખુલ્લા કરવાની કુંચી તે ઇચ્છાશક્તિ છે

૧૦૮ જ્ઞાનના સદુપયોગથી સંસારબંધન કપાશે અને ગેરઉપયોગથી માથું કપાશે.

---

## વિષયાનુક્રમણિકા.

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ૧ પદ્ય. (શ્રી રૂ) | ૨૬૫-૨૭૨ |
| ૨ શ્રી. હંસ સ્વામી (રા. મોતીલાલ જેઠાભાઇ મહેતા) | ૨૭૩ |
| ૩ મુગ્ધા મીનાક્ષી (રા. નારાયણ વિશ્વનાથ ઠાકુર) | ૨૮૨ |
| ૪ જીંદગીનો આનંદ (રા. વાડીલાલ સાંકળચંદ સંઘવી) | ૨૯૦ |
| ૫ સદ્વિચાર શર્કરિકાઓ (શ્રી ઉપેન્દ્ર ભગવાન) | ૨૯૪ |
| ૬ ઉન્નતિનો રાજમાર્ગ (રા. વાડીલાલ સાંકળચંદ સંઘવી) | ૩૦૨ |
| ૭ દીપોત્સવીનું આધ્યાત્મિક રહસ્ય (રા. ચિમનલાલ ખુશાલરાય મહેતા.) | ૩૦૩ |
| ૮ કાર્યસિદ્ધિના અંતે થતો આનંદ (રા. વાડીલાલ સાંકળચંદ સંઘવી) | ૩૧૪ |
| ૯ વૈદ્યક પ્રયોગો (આર્યવૈદ્ય મયારામ સુંદરજી) | ૩૧૫ |
| ૧૦ ગુરૂ ગોવિંદસિંહ (તંત્રી) | ૩૧૭ |
| ૧૧ શાસ્ત્રીય વૈદ્યની પરીક્ષા અને ખાત્રી (આર્યવૈદ્ય મયારામ સુંદરજી) | ૩૧૯ |
| ૧૨ ખરો સાધુ (વાડીલાલ સાંકળચંદ સંઘવી) | ૩૨૩ |
| ૧૩ ગુરદાની પથરી ને તેના ઉપાયો (વૈદ્ય શંકરલાલ વિ. પેથવાલ) | ૩૨૫ |
| ૧૪ મનોવૃત્તિ (વાડીલાલ સાંકળચંદ સંઘવી) | ૩૨૭ |
| ૧૫ વિનવચન | ૩૩૨ |

આ માસિક જોરાવરસિંહ દરબાર દેવીએ અમદાવાદ-બાગીઆમાં આવેલ પોતાના "આર્યોદય-પ્રીન્ટીંગ પ્રેસમાં" પોતાને માટે છાપીને તેજ ઠેકાણેથી પોતે પ્રસિદ્ધ કર્યું

# ભાગ્યોદય.

પુસ્તક ૭ મું ] ફેબ્રુઆરી સને ૧૯૨૦ [ અંક ૧૨ મો.

## મને કેવા થવું ગમે છે

( મન એવો પરણ્યો ભાવે, એ લય )

મુજને એવા થાવું ગમતું, જેને વિશ્વે કોઇ ન દમતું,
જેમાં આવી જે કોઇ શમતું, [તે] નિર્ભય થાય, થાય, થાય—
વિષયે રહે ન મન આ ભ્રમતું, સંતત રહે સ્વરૂપમા રમતું,
જાણી સઉને હરિમય નમતું, પ્રભુ ગુણ ગાય, ગાય, ગાય —
ઇચ્છું અન્યનું હિત કરવાની જાગ્રત્ વૃત્તિ મુજમાં,—
અપૂર્વ શાંતિ સઉને દઉં હું [જેથી] જાયે શમી સહજમાં,—
ત્રિતાપ લાહ્ય, લાહ્ય, લાહ્ય —
ઇચ્છું વેગ વધે પ્રતિદિન, પ્રભુ પદ પ્રાપ્ત ગતિ કરવામાં,
ઇશ્વરાભિમુખ કરૂં ત્વરિત હું, પતિત જનોને જ્યાં ત્યાં,—
આપી સ્હાય, સ્હાય, સ્હાય.—
સુખની સઉને લ્હાણી કરીને, પછી સુખ હું પામું,
કદી વહું ના કૃત-મન-વચને, ઇન્દ્રિચ્છાની સ્હામું,
એમ ન મ્હાય, મ્હાય, મ્હાય !—
આત્મોદ્ધાર કરી સત્સંગ કરી જનને ઉદ્ધારૂં,
પરિણામે શમવાનું ઇચ્છું, જ્યાં નથી મારૂં તારૂં,
તે પદ માંહ્ય, માંહ્ય, માંહ્ય —

શ્રી ઉ,

## જ્ઞાનીનો માહિમા.

( ધન્યાશ્રી )

આવું જીવન સાર, જગતમાં, આવું જીવન સાર. ટેક
પરમાનંદ-સ્વરૂપે રહેવું, ભમવું ન દ્દશ્ય મોઝાર— જગ૦ ૧
પરજ્યોતિનું દર્શન નિત્યે, થાય ભૂલી સંસાર— જગ૦ ૨
મન દૈવી સંપતથી ભરેલું થાય પ્રતીત સુખકાર— જગ૦ ૩
આસુર ભાવનો લેશ ન દીસે, જેમ રવિમાં અંધકાર— જગ૦ ૪
શુદ્ધ સત્વના સૌ ધર્મોથી, શોભે ચિત્ત અપાર— જગ૦ ૫
રજસ્તમો ગુણના ધર્મોનું, બલ નવ રહે લગાર— જગ૦ ૬
લય એક વિલીન થયા થઈ, આનંદનો વિસ્તાર— જગ૦ ૭
દ્દશ્ય અસાર સૂવે, મૂકવું, ગ્રહ્યું બ્રહ્મ અતિસાર— જગ૦ ૮

શ્રીમન્નથુરામશર્મા

# सद्विचार लहरीओ.

[ અનુસંધાન ગતાંકથી. ]

વિચાર પણ એવી વસ્તુ છે, અને અત્યંત બલવાન તથા અત્યંત ઉંડાણથી ગ્રહણ કરાયેલો વિચાર આપણા દિવસના સઘળા સમય ઉપર પોતાની સત્તા પ્રવર્તાવે છે, અર્થાત તે વિચારને જ આખો દિવસ મન વિચાર્યા કરે છે. તેથી જ્યારે મન સઘળું આપણા હિતનું જ કાર્ય કરી રહ્યું છે એ પ્રકારના સબલ [ Positive ] વિચારમાં જ અખંડ રહ્યા કરે છે, ત્યારે જે વસ્તુઓ હિતને બદલે કાંઈ બીજું જ કાર્ય કરતી હોય છે તે પેલા વિચારના—મનના—ચેપને તત્કાલ ગ્રહણ કરે છે, અને પછી તે પણ બલવાન્ મનની પેઠે હિતનું કાર્ય કરવામાં એટલા જ બળ તથા આગ્રહપૂર્વક મચી પડે છે. જે મન નિશ્ચયપણે અને અડગપણે હિતને માટે જ વિચારાદિ ક્રિયા કર્યા કરે છે તે મનને પછી સઘળી જ વસ્તુઓ પોતાના પ્રદેશમાં પોતાના ધારેલા વિશાલ લક્ષ્યને જ સિદ્ધ કરવા તરફ વળી હોય અને તેને અનુસાર જ કાર્ય કરતી હોય એમ લાગે છે

* * * *

જીવનનાં દુર્બલ તત્ત્વો બલવાન્ પ્રવાહની અંદર તણાઇ જાય છે તેથી જો સઘળાને તમારા ધારેલા માર્ગે જ વળેલાં રાખવાં હોય તો, અને સઘળું તમને જ અનુકૂલ રહે એ પ્રકારનું સર્વનું વલણ કરવું હોય તો તમારા ઉદ્દેશમાં જ તમારૂં સમગ્ર જીવન હોમી દો જે વડે તે ઉદ્દેશ સિદ્ધ થાય એમ હોય તે જ સિદ્ધાંત ઉપર દૃઢતાથી ઉભા રહો, અને બલવાન્ બનો તમારી વીરહાક અશુભના હાંજા ગગડાવી દેશે, તમારો અડગ નિશ્ચય ક્ષણભર પણ અશુભના દ્રવ્યને ટકવા નહિ દે તમારૂં મન અહિતના કોઈ જ સંસ્કારને ગ્રહણ નહિ કરે, અને તમારો સંકલ્પ—સબલ સંકલ્પ—અન્ય કશાનો જ સ્વીકાર નહિ કરે તમારા પોતાનામાં એ સઘળું બળ છે તેને યત્નથી બહાર કાઢો.

* * * *

જ્યારે કંઈ વિલક્ષણ પ્રસંગ બને છે અથવા કાંઈ કટોકટીનો સમય આવી જાય છે, ત્યારે તેના સન્મુખ થવાને કાંઇ થોડા મનુષ્યો યત્ન કરતા નથી, અને તે પણ થોડો યત્ન કરતા નથી. સર્વે મનુષ્યો ઘણો યત્ન કરે છે. પરંતુ એ પ્રમાણે કરવું એ બળને જ્યારે આપણા અંતરના ગર્ભભાગમાં રાખવાની—પ્રકટાવવાની—અગત્ય છે, ત્યારે તેને આપણે ઉપરના પડમાં આણી દઇએ છીએ એ બળનો આપણે બહારથી ઉપયોગ કરવા માંડીએ છીએ, જ્યારે ખરૂં જોતાં તે ...ન પ્રદેશમાંથી આપણા માનસ પ્રદેશમાંથી—ઉપયોગ થવો જોઇએ જ્યાંથી તે બળને ... લાવવામાં આવે છે, ત્યાં તેને આંતર પ્રદેશમાં જ રહેવા દો, અને તેને ત્યાં જ ... દો. અસમત્ત. તેને નિષ્ક્રિય પડ્યું રહેવા ન દેશો, પણ જ્યાં તેની ક્રિયાની અગત્ય છે, ... કરવા દો તેને બહારનાં સ્થૂલ સાધનોમાં યોજીને, તેના બળને નકામું ... સામું આ સ્થૂલ સાધન વાપરૂં અને પેલું સ્થૂલ સાધન વાપરૂં, એવા

વિચારમાં અને એ સાધનોમાં તે બળને ભળવા ન દેશો, પ્રથમ તેને અન્તરમાં જ તમારા મનમાં જ પ્રકટાવો, અને મનવડે જ એ બળનો ઉપયોગ કરો. મનની અમુક પ્રકારની સ્થિતિ જાળવી રાખવામાં એ બળનો ઉપયોગ થવા દો. મનને દુર્બલ કરી બહારના સાધનોમાં કોઇ પણ બળને વાપરવા અગત્ય નથી. એક વખતે જ્યાં મન બરાબર બલવાન્ થશે એટલે પછી તમે ગમે તે સ્થુલ સાધનમાં તે બળનો ઉપયોગ કરશો તો અડચણ નથી. એમ કરવાથી જ્યાં જેની જરૂર છે ત્યાં તે રહેશે અને તેથી થોડા જ સમયમાં તે સ્થળે તે પોતાનો પ્રતાપ દાખવશે—તે નવીન જીવનને પ્રકટાવશે, મન અધિક બલવાન અને તેજસ્વી થશે, અને જે કાર્ય કરવાનું છે તે એ બળનો ગમે તેમ ઉપયોગ કરવાથી જે પ્રકારે થયું હોત તેના કરતાં વધારે સારી રીતે થશે એટલું જ નહિ, પરન્તુ તે બહુ જ અલ્પ આયાસથી થતું જણાશે અને પરિણામ લાભમાં જ આવશે.

× × × ×

વૃદ્ધિ પામવાના ક્રમઉપર ચાલતા મનને અનેક પ્રસંગોમાં કેટલાક સમયે એવું લાગે છે કે જાણે સામર્થ્યનું અને સિદ્ધિનું સઘળું ભાન જતું રહ્યું હોય. શરીરમાં તેને સઘળું ખાલી ખાલી અને નિ:સત્વજેવું જણાય છે, અને જાણે તે પોતે કાંઇ જ ન હોય અને જાણે તેનો કશો જ ઉપયોગ ન હોય—તે કશા કામનો ન હોય—એવું ભાસે છે. આ પ્રકારનું ભાન માત્ર ઉપરઉપરનું અને ભ્રમ પ્રકટાવી અયોગ્ય માર્ગે દોરી જનારૂં હોય છે, અને તેથી તેને લેશ પણ આદર આપવાની અગત્ય નથી. આવો સમય એ જ સૂચવે છે કે ઉપરના પડ [Surface] ના જીવનને—બાહ્ય વ્યાપાર કરતી જીવનની કક્ષાને—શાંત થવાની અગત્ય છે. કેમકે તેમ થવામાં હેતુ એ હોય છે કે તે કાલે આપણા અંતરના પ્રદેશમાં કઇ અગત્યની ક્રિયા થતી હોય છે, અને એ મહાન્ કાર્યને સાહાય્ય કરવા જીવનનાં સઘળાં સામર્થ્યો આપણા અંતરની ઉંડાણના ભાગપ્રતિ વળ્યાં હોય છે, અને ત્યાં કાંઇ સાહાય્ય આપી રહ્યાં હોય છે. આવા સમયે જો બાહ્ય મનને શાંત રહેતા દઇએ છીએ તો અંતરમાં ચાલતા મહત્ કાર્યમાં કશો વિક્ષેપ નડતો નથી, અને જ્યારે તે કાર્ય થઇ રહે છે, ત્યારે પૂર્વે નહિ અનુભવાયેલું એવું વિલક્ષણ મહત્ સામર્થ્ય અંતરમાંથી બહાર ભભુકા મારતું નીકળી આવે છે. તેથી તેવા પ્રસંગે ઉપર કહ્યું તે એક જ કર્તવ્ય છે કે આપણે બાહ્ય પ્રદેશમાં શાંત થઇ રહેવું, અને બાહ્ય વિચારોને અનુમોદન ન આપતાં સ્થિરતાને ધારણ કરી રાખવી.

× × × +

સઘળી વસ્તુઓ શુભને માટે જ એકત્ર થઇને ક્રિયા કરી રહી છે, એ પ્રકારના બલવાન્ નિશ્ચયમાં રહેવાથી તમારા શરીરમાં રહેલાં સઘળાં તત્ત્વો તથા સામર્થ્યો તમારા પોતાનામાં રહીને શુભ પ્રયાસ કરશે, અને તેમાં તમારૂં પોતાનું જ હિત કરશે. આનો અર્થ એ છે કે તમે તમારા સામર્થ્યને, ગ્રહણધારણશક્તિને તથા તમારી યોગ્યતાને અત્યંત વધેલી જોશો. અને જે મનુષ્ય પોતાને સામર્થ્ય, ગ્રહણધારણ શક્તિ તથા મૂલ્ય વા યોગ્યતામાં અખંડિતપણે વધતો જતો જુએ છે, તે મનુષ્ય પૂર્વના કરતાં પણ અધિક સારા સંજોગોને પ્રકટાવનારો દ્વારો—સાધનો—તે સહજમાં જોઈ શકે છે.

* * * *

તમારાથી બનતું સર્વોત્તમ કરવાના નિશ્ચયવાળા થાઓ અને જ્યારે તમને એમ લાગે કે તમે કંઇ ભૂલ કરી છે, ત્યારે પૂર્વના કરતાં પણ અધિક સારૂં કાર્ય કરવાના નિશ્ચયને કરો. ભૂલ જોઇ ગભરાશો નહિ. ભૂલ આપણને ગભરાવવાને માટે આવતી નથી, પણ આપણને સુધારવાને

માટે, આપણી પાસે વધારે મારૂં કરાવવાને માટે આવે છે જ્યારે તમે આ નિયમને અનુસરશો ત્યારે તમારાથી બહુ ઓછા દોષો થશે, અને જ્યારે થશે ત્યારે તેનો કોઈ પણ હાનિકારક પરિણામ પ્રકટવા પૂર્વે જ તેને તમે સુધારી શકશો. જે કંઇ આપણને જોઇએ છે, તેના પ્રતિ જ્યારે આપણા જીવનના સમગ્ર અંશસહિત ધસારો કરીએ છીએ, ત્યારે આપણે તેને સત્વર મેળવી શકીએ છીએ અને જીવનના સમગ્ર અંશસહિત ધસારો કરવો, એટલે જે કામ કરતા હોઇએ તેને સંપૂર્ણ અંશે સર્વોત્તમ કરવું એ છે

*  *  *  *

તમારે જો અધિક અને અધિક કાર્યદક્ષ ( *Competent* ) થવું હોય તો સૌથી અગત્યનું એ છે કે તમારા સ્વભાવ વા પ્રકૃતિમાં જે કંઇ ગુપ્તરૂપે સર્વોત્તમ રહ્યું હોય તેને બહાર પ્રકટમાં આણવું અને એ પ્રકારે તમારામાં રહેલા સર્વોત્તમનો આવિષ્કારમાં અત્યંત સરલ માર્ગ એ છે કે તમે હાલ જે કાર્ય કરતા હો તેમાં રસ ઉપજાવવો કોઇપણ મનુષ્ય તેના કાર્યમાં બેદરકાર રહીને પોતના કર્તવ્યને પ્રંટત ન્યાય આપે છે, એમ કહી શકાતું નથી જે મન બેદરકાર, ઉદ્ધત અથવા લક્ષ વિનાનું હોય છે, તે પોતાનીજ શક્તિઓને દુર્બલ કરે છે, અને પોતાની ગ્રહણધારણશક્તિને ઘટાડે છે એથી ઉલટું જે મનુષ્ય તેણે સ્વીકારેલા ઉદ્યમમાં અત્યંત રસવૃત્તિ રાખે છે તે તેની તનમનની સઘળી શક્તિઓની વૃદ્ધિ કરે છે પોતે જે જે કાર્ય કરતો હોય તે સર્વમાં તીવ્ર રસને પ્રકટાવવાથી એકાગ્રતાનું બલ પણ વધે છે, ખરૂં જોતાં એકાગ્રતાને સિદ્ધ કરવાની તે એક કુદરતી પદ્ધતિ હોય છે તે હમેશાં સર્વોત્તમ હોય છે.

*  *  *  *

ગમે તે આવે અથવા ગમે તે ન આવે તોપણ તમારે કોઇ પણ રીતે ધારેલું કાર્ય કરવું જ છે, એવા નિશ્ચયને અડગપણે ધારણ કરી રાખો, અને તેમાંથી લેશ પણ ચસો નહિ. જે ઉચ્ચ ઉદ્દેશને તમે સ્વીકાર્યો હોય તેને કોઇ પણ ઉપાયે કરીને સિદ્ધ કરવો એ આગ્રહનું અત્યંત તીવ્રપણે પાલન કરજો નીચે ઉતરી આવવાની કશી અગત્ય નથી તમારા પોતાનામાં વિશ્વાસવાળા થજો તમારામાં જે કંઇ સર્વોત્તમ જણાય, તેમાં વિશ્વાસનીય બનજો અને આજ સુધી તમારૂં કરેલું સર્વસ્વ નિષ્ફલતામાં પરિણામને પામ્યું હોય તો પણ એક ક્ષણભર પણ તમારા પોતાનામાંથી શ્રદ્ધાને હઠાવશો નહિ તમારા સમગ્ર અંશમાં સર્વનો જય કરવાનું, સર્વ સિદ્ધ કરવાનું અને સર્વને અનુભવવાનું પૂર્ણ પ્રમાણમાં બળ છે તેથી દિવસ અને રાત્રિ તમારી પોતાની સાથે-તમારા સમગ્ર અંશની સાથે-અખંડિતપણે રહો, અને તમારો તે સમગ્ર અંશ તમારી સાથે રહેશે. અને થોડા જ સમયમાં તમે ઉભય ઉન્નતિના પરાવધિને પામશો

---

# परोपकार अने सहृदयता.

( અનુવાદક—વાડીલાલ કાકુભાઈ સંઘવી )

જરૂર પડે ઉત્સાહ બતાવી જેટલું કામ લેવું હોય તેટલું કામ પોતાના માણસ પાસેથી લઇ શકાય છે, અને વેથી તે માણસને કદી ખોટું પણ નહિ લાગે. તેથી વળી એક મોટો લાભ એ થાય છે કે બીજાનો ઉત્સાહ વધારવાથી, તેની પ્રશંસા કરવાથી અને તેના સદ્‌ગુણો વારવાર યાદ કરવાથી પોતાના મનમાં ખરાબ વિચારોનો પ્રવેશ થઇ શકતો નથી, હૃદયપર કષાય અને વાસનાનો કાળો પડદો પડતો નથી, આત્મા ઉન્નતિના શિખરપર ચઢે છે અને મુક્તિનું દ્વાર સન્મુખ દેખાય છે

જે મહાપુરૂષોનું હૃદય ઉદાર છે, અને જે હમેશા બીજા પ્રત્યે ઉપકાર કર્યા કરે છે, તેને સંસારી લોકો પોતાનો રક્ષક સમજે છે, અને તેના પ્રતિ પ્રેમ અને માનની નજરથી જુએ છે તેને જોઇ નિર્બળથી નિર્બળ મનુષ્યમાં પણ બળ આવે છે, તેનો અફસોસ દૂર થાય છે, અને હૃદય આનંદયુક્ત બની જાય છે, અને તે એમ સમજે છે કે, તેની રક્ષાને માટે ઇશ્વરનો અવતાર તેના દ્વાર પર આવેલ છે, અને હવે તેથી કોઈપણ જાતનો ભય રહ્યો નથી.

પરંતુ ખેદની વાત છે કે, દુનિયામાં આજના વખતમાં આવા માણસો બહુજ થોડા હોય છે. આજકાલ એવા માણસોજ જોવામાં આવે છે કે, જે એક બીજાની નિંદા કરવામાજ પોતાનું મહત્વ સમજે છે આવી સ્થિતિ જોઇનેજ એક વિદ્વાને કહ્યું હતું કે, અમે કલિયુગની નકામી નિન્દા કરીએ છીએ. નાના જીવમાં પણ પરમાત્માની શક્તિ વિદ્યમાન છે, અને કાયરમાં કાયર મનુષ્યમાં પણ અનન્ત બળ ભરેલું હોય છે તો આજેજ ફરી આ દુનિયાપર સત્યયુગ ફેલાઈ શકે છે

ફક્ત કોઇ માણસની બાહ્ય આકૃતિને જોઇ તેની બાબતમાં ખરાબ વિચાર કરવા એ મૂર્ખતા છે કોઇ માણસે ફાટયાતૂટયા કપડાં પહેર્યાં હોય, રૂપરંગમાં મલીન હોય પરંતુ તેના વિચાર ઉચ્ચ અને ઉત્તમ હોય છે તેના હૃદયમાં દયા અને પરોપકારિતાના ભાવ હોય તે શુદ્ધ હૃદયથી મનુષ્ય જાતિનો શુભ ચિંતક હોય છે

માટે એટલું તો અવશ્ય ધ્યાનમાં રાખવું કે, કોઇની બાબતમાં પણ મનમાં ખરાબ વિચાર ન લાવવા યાદ રાખો કે, મનુષ્ય એ ઇશ્વરનું રૂપ છે ઇશ્વરે મનુષ્યને પોતાનાજ સ્વરૂપ પ્રમાણે બનાવેલ છે. અને ઇશ્વર પ્રમાણેજ દરેક મનુષ્યે થવું જોઇએ જે માણસો બીજાની નિંદા કરે છે, તેના દોષ ખોળતો ફરે છે, અને તેના પ્રત્યે તુચ્છ દૃષ્ટિથી જુએ છે, તે ઇશ્વરની આજ્ઞાનું ઉલંઘન કરે છે અને મનુષ્ય જાતને કલંકિત કરે છે

સર્વ સાથે પ્રેમથી વર્તો મનુષ્ય માત્રને પોતાના મિત્ર તરીકે ગણો નિર્ધનમાં નિર્ધન અને દુર્બળમાં દુર્બળ માણસને પણ બનતી મદદ કરો, બીજાને મદદ કરવી અને તેને લાભ થાય તેમ

કરવું એ પોતાનું ખાસ કર્તવ્ય સમજો. જે નિર્ધન હોય તેને ધન આપી, જે નિર્બળ હોય તેને બળ આપી અને જે અસહાય હોય તેને સહાયતા આપી પોતાના ધર્મનું પાલન કરો જે લોકો દુખી અને વિપત્તિથી ઘેરાએલ હોય તેનાં દુ ખ દૂર કરો ઇશ્વરે માણસને ઉદાર હૃદયવાળા બનાવેલ છે, જેથી તેણે ઉદાર રહેવું જોઇએ. તેની દ્રષ્ટિમાં સસાર અને સસારનાં પ્રાણી સુંદર હોવાં જોઇએ અને સર્વત્ર પ્રેમનુજ સામ્રાજ્ય જણાતું હોવું જોઇએ જ્યારે મનુષ્યની આવી અવસ્થા થઇ જશે ત્યારે તેનું જીવન આનંદમય થઇ જશે, અને તે તુરતજ મુક્તિના માર્ગપર આરૂઢ થઇ બ્રહ્મમાં લીન થઇ જશે આથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, બીજાનું કલ્યાણ કરવામાંજ પોતાનું કલ્યાણ થાય છે, તથા બીજાનું સારૂ ઇચ્છવામાંજ પોતાનુજ સારૂ થાય છે "કર ભલા, હોગા ભલા" એ કહેવત જગ પ્રસિદ્ધ છે મહાત્માઓએ કહ્યું છે કે, જો તમારી પાસે કોઇને દેવા જેટલું ધન ન હોય તો કાંઇ નહિ, પરંતુ પોતાની જાતથી બને તેટલી મદદ કરો, કદાચ શરીરથી પણ ન બને તો માત્ર શબ્દથી પણ બીજાને લાભ થાય તેમ કરો, અને તેમ પણ ન બને તો પોતાના મનમાં બીજાનું સારૂં થાય તેવી ભાવના અને તેનું સારૂં થાય તેવું ચિંતવન કર્યા કરો.

[ ચા० दयाचन्द्र. बी ए. ]

---

# मनुष्ये हंमेशां आगळ वधवुं जोईए.

અનુસંધાન ગતાકથી

મનુષ્ય પોતાના પ્રયત્નમાં જો તે શ્રદ્ધાપૂર્વક મંડયો રહે છે તોજ ટકી શકે છે તેનું મન છગડગ હોય છે તો તે કોઇપણ કામ કરી શકતો નથી શ્રદ્ધા જ આપણા ઉમંગને કાયમ ટકાવી શકે છે કાર્ય કરવાનું ખરૂં સામર્થ્ય પણ શ્રદ્ધાજ આપી શકે છે મહાન કાર્યો જે અસંભવિત સરખા જણાય છે તે પણ શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કરવાથી સિદ્ધ થઇ શકે છે

આગળ વધવાની ઇચ્છા રાખનાર મનુષ્યે પોતાના પ્રયત્નમાં શ્રદ્ધા રાખવી જોઇએ મનુષ્યનામાં કોઇપણ કઠીન કાર્યને સિદ્ધ કરવાનું બળ હોય છે, શ્રદ્ધા એ મનુષ્યને પોતાના કાર્ય ઉપર દૃઢતાપૂર્વક જમાવી શકે છે શ્રદ્ધાથી મનુષ્ય નિરાશામય અંધકારમાં રહેતા છતાં પણ આશાના પ્રકાશની ઝાંખી જોયાં કરે છે શ્રદ્ધા મનુષ્યને વિપત્તિને સહન કરવાનું ધૈર્ય આપે છે તે દુ:ખમાં પણ મનુષ્યને આનંદના સુખનું સ્વપ્ન બતાવે છે તે દરિદ્રતાના પંઝામાં ફસેલા મનુષ્યને આશ્વાસન આપ્યા કરે છે, મનુષ્ય જ્યારે દરિદ્ર થઇ જાય છે અને તેના ઇષ્ટમિત્રો પણ તેના તરફ જોતા નથી અને તેનું હૃદય છિન્નભિન્ન થઇ જાય છે, તે વખતે તેને તે સ્થિતિમાંથી શ્રદ્ધા બચાવે છે તેથી તે લાખો વિપત્તિથી ઘેરાવા છતાં પણ તેનામાં નવું બળ પામે છે પણ જે કાર્ય કરવાનું હાથમાં લીધું હોય તે કાર્ય અવશ્ય સિદ્ધ થશેજ એવી દૃઢ શ્રદ્ધા હોવી જોઇએ

શ્રદ્ધાજ મનુષ્યને પોતાના કાર્યપ્રતિ દોરવાના વેગને પ્રકટાવે છે તે આપણી આત્મઇન્દ્રિય છે, તેજ આપણી આધ્યાત્મિક અંતર્દષ્ટિ છે તે આપણા માર્ગને બતાવનાર છે, તેજ આપણા માર્ગમાં આવનાર વિઘ્નોને દુર કરે છે

આ જગતમાં જે જે મહાન આવિષ્કારો થયા છે, નવી નવી વાતો નીકળેલી છે, અદ્ભૂત કાર્યો થઇ રહ્યાં છે તે સર્વ શ્રદ્ધાનાજ ફળરૂપ છે જે મનુષ્યના અંત:કરણમાં શ્રદ્ધા દૃઢ થએલી હોય છે તેના ભવિષ્યની ચિંતા હોતી જ નથી આત્મવિશ્વાસવાળો માણસ હજારો વિપત્તિઓની સામે થઇ તેના ઉપર જય મેળવી શકે છે દ્રવ્યહીન મનુષ્ય શ્રદ્ધાયુક્ત પ્રયત્નથી દ્રવ્યવાન બને છે. જ્યારે કેટલાક શ્રદ્ધાહીન મનવાળો, શ્રદ્ધા વગર પાયમાલ બની જાય છે, આપણે જો એમ માનતા હોઇએ કે અમે મહાન કાર્ય કરી શકીશું જ તો આપણે કાંઇ કરી શકીએ છીએ

જ્યારે આપણે ઇશ્વરના અંશરૂપ છીએ, આપણામાં આત્મા વિરાજી રહેલ છે એમ માનીએ છીએ તો પછી આપણે સકલસામર્થ્યસંપન્ન પરમાત્માના અનંત સામર્થ્યને આપણામાં કેમ પ્રકટ ન કરી શકીએ માત્ર આપણા સામર્થ્યમાં આપણને શ્રદ્ધા હોવી જોઇએ. શ્રદ્ધાથી સર્વ કાંઇ સિદ્ધ થાય છે આપણામાં આ સામર્થ્યોને પ્રકટ કરવાનું બળ રહેલું છે પણ માત્ર અશ્રદ્ધા હોવાથી જ આપણે તે પ્રકટ કરી શકતા નથી

ઘણા મનુષ્યો કંગાલ અને દુ:ખી જોવામાં આવે છે તેઓ પોતાને હીન અને દરીદ્રી જ માનતા હોવાથી આગળ વધી શકતા નથી મનુષ્યે હંમેશાં ઉચ્ચાશયી બનવું જોઇએ તે હાલ જે સ્થિતિમાં હોય તેના કરતાં કાંઇ ઉત્તમ સ્થિતિને માટે તે લાયકજ છે એમ માનીને આગળ પ્રયત્ન કર્યા કરવો જોઇએ જ્યારે અન્ય મનુષ્યો મહાન કાર્યો કરી શકે છે તો પછી આપણે આપણો અધિકાર ઓછો કેમ આંકવો ! આપણે પણ મહાન કાર્યો કરવાને શક્તિમાન છીએ એમ માનીને પ્રયત્ન કરવો જોઇએ. દિન પ્રતિદિન શ્રદ્ધાયુક્ત પ્રયત્ન કરતા રહેવાથી મનુષ્ય આ-

ગળ વધી શકે છે. ઘણા માણસો એમ સમજે છે કે સર્વ પ્રારબ્ધાધિન બન્યા જાય છે, આપણે આજ સ્થિતિને લાયક છીએ તેથી આગળ વધી શકીએ તેમ નથી આમ નિરાશ થઇ પોતાની સ્થિતિ સુધરી શકેજ નહિ એમ માની હાથ જોડી બેસી રહી હમેશા દુઃખનાજ ઉદગારો કહાડયા કરે છે, આવા માણસો જ્યાં હોય છે ત્યાના ત્યાં જ રહે છે તેઓ જરા પણ આગળ વધી શકતા નથી

મનુષ્ય જે પ્રમાણમાં પોતાના આત્મા ઉપર શ્રદ્ધા રાખતો હોય છે તે પ્રમાણમાં આગળ વધી શકે છે. નિયમસર શ્રદ્ધાયુકત પ્રયત્ન કરવાથી જ મનુષ્ય પોતાની વર્તમાન સ્થિતિને બદલી શકે છે. તેણે પોતાને હલકા કે નીચ કલ્પવા ન જોઇએ પોતાનામા કાંઇ બળ નથી, હવે શો ઉપાય કરવો, આ કામ મારાથી બની શકશે નહિ, વિગેરે વિચારો કર્યા કરવાથી મનુષ્ય નિરાશ થઇ ઢીલો ઢબ થઇ જાય છે પણ જો આપણે આપણા આત્મબળ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખતા હોઇશુ અને આપણામાં ઉચી શકિત અને યોગ્યતા છે જ એમ માનતા હોઇશુ તો આપણી માનસીક શકિતઓ ઉપર મહા ઉદાર અને દિવ્ય પ્રભાવ પડયા વિના રહેવાનો જ નહિ

આપણે જોઇશુ તો આજે જગતમાં ઘણા માણસો દુઃખી સ્થિતિમાં રખડતા જણાશે તે માત્ર અશ્રદ્ધાથી જ ઘણા માણસોમા કામ કરવાની શકિત તો હોય છે પણ માત્ર આત્મશ્રદ્ધાની ખામીને લીધે કાંઈ કરી શકતા નથી અને તેથી ઘણી વાર કાર્ય કરવા છતાં તેમાં તેમને નિષ્ફળતા મળ્યા કરે છે મનુષ્યે માત્ર પોતાના આત્મામાં વિશ્વાસ રાખતાં શીખવુ જોઇએ મહાન કાર્યો કરવાની પોતાનામાં શકતી છે જ એમ દઢ શ્રદ્ધાપૂર્વક માનવુ જોઇએ આથી પોતાનામાં શ્રદ્ધા રાખ્યા કરવાથી આપણી માનસીક શકિતઓ વિકાશ પામે છે, અને ગમે તેવું કઠીન કાર્ય પણ આપણે કરી શકીએ છીએ

આપણે આપણને જેવા માનતા હોઇએ છીએ તેવુ જ આપણામાં સામર્થ્ય પ્રકટ થાય છે જો કોઇ બળવાન અને પ્રતિભાશાળી મનુષ્ય પણ પોતાને ક્ષુદ્ર માનવા માંડશે તો તે જ ક્ષણથી તેની શકિત પણ ક્ષુદ્ર થઇ જશે અને જે મહાના કાર્યો તે પ્રથમ કરતો હતો તે પછી કરી શકશે નહિ જ્યાં સુધી તે પોતપોતાને મહાન માની શકતો નથી ત્યાં સુધી તેને અધોગતિ થયાં જ કરે છે માણસ પોતાનામાં જેટલી યોગ્યતા માને છે તે પ્રમાણમાં જ ફળને પ્રકટ કરે છે. જે કાર્ય કરવુ તે શ્રદ્ધાપૂર્વક કરવુ જોઇએ, અને કાર્યનું ફળ પ્રકટતાં સુધી ધૈર્ય રાખી પ્રયત્નો કર્યાં જ કરવા જોઇએ

જેમ બને તેમ આપણા વિચારો ઉચ્ચ કરવા, બોલવુ તેવુજ વર્તવું. વર્તન આદર્શમય હોવુ જોઇએ આપણી વર્તણુક એવી હોવી જોઇએ કે જેનુ અનુકરણ કરવાની અન્યને ઇચ્છા થાય તોજ આપણે જે કાંઇ બોલીએ તેનો અન્યના ઉપર પ્રભાવ પડી શકે છે. હમેશાં આપણે આગળ વધવાનો નિશ્ચય અડગ કરી રાખવો જોઇએ. આગળ વધનાર મનુષ્યજ યથાર્થ સુખ ને મેળવી શકે છે, પોતાના પ્રયત્નમાં શ્રદ્ધા અને ઉત્સાહ રાખવાથીજ તે સિદ્ધ થઈ શકે છે.

જે મનુષ્યે આગળ વધવુ જ હોય તેમણે હમેશા પોતાના પાપી વ્યવહારને નિયમસર શ્રદ્ધા પૂર્વક સાધ્યા કરવા અને વ્યવહારની સાથે પરમાર્થને પણ સિદ્ધ કરવા યત્નશીલ થવુ. જો વ્યવહાર ઉચ્ચપણે આપણ સિદ્ધ કરી શકીએ તોજ પરમાર્થ ઉત્તમપણે સાધી શકીએ છીએ બંને પ્રકારના પ્રયત્નમાં મનુષ્યે પોતાના આત્મબળ ઉપર વિશ્વાસ રાખવો જોઇએ અને આ પ્રમાણે વિશ્વાસ રાખી હમેશાં નિયમસર આગળ પ્રયત્ન કરવાથી મનુષ્ય કોઇપણ કાર્ય સહેલાઇથી સિદ્ધ કરી શકે છે અને પ્રાપ્ત સ્થિતિમાંથી આગળ વધી શકે છે



# सन्ध्योपासनातुं रहस्य.

विश्वंभरो ज्ञानमय परेशो । जगन्मयोऽनन्तगुणप्रकाश ।
नाराधितो नाऽपि धृतो न योगे । वृथा गतं तस्य नरस्य जीवितम् ॥

—श्रीशुकाचार्य

વૈદિક ધર્મના હેતુ સાધ્ય કરી લેવા સારૂ ધર્મશાસ્ત્રોએ જે કર્મો આવશ્યક તરીકે કહેલાં છે તેમાં સંધ્યા એ પ્રત્યેક જીવનું મુખ્ય તેમજ અવશ્ય કર્તવ્યકર્મ છે

'ऋषयो दीर्घसन्ध्यात्वाद्दीर्घमायुरवाप्नुयु. ।
प्रज्ञा यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च ॥'

—मनुस्मृति-४-९४

એટલે, ઋષિઓએ દીર્ઘકાળ પર્યંત સંધ્યોપાસન કરવાથી તેમને, દીર્ઘાયુષ્ય, આરોગ્ય, અમોઘજ્ઞાન, યશ, કીર્તિ અને બ્રહ્મતેજ અથવા બ્રાહ્મીસ્થિતિનો લાભ થયો, એવો ધર્મશાસ્ત્રમાં આ કર્મના ફળ સંબંધેનો નિર્ણય છે। અને ઐહિક અથવા પારમાર્થિક ઉત્કર્ષને આ બાબત વિશેષ મહત્વની હોવાને લીધે તેની પ્રાપ્તિ કરી લેવી એજ જીવનુ ખરૂં સાફલ્ય છે। વૈદિક ધર્મશાસ્ત્રની રચના નિસર્ગના તાત્વિક અને ત્રિકાલાબાધિત સિદ્ધાંતો ઉપર થએલી છે અતએવ, આ લાભ ગમે ત્યારે અને ગમે તેનાથી મેળવી શકાય। અર્થાત્ આ ઉદ્યોગ સશાસ્ત્ર માર્ગે થવો જોઇએ।

'સંધ્યા' એ પરબ્રહ્મોપાસના હોઇ 'ધ્યાન' એ તેનો માર્ગ છે એનેજ ધ્યાનયોગ અથવા રાજયોગ કહે છે ધ્યાનોપાસનાની તમામ ઇમારત શુદ્ધાંતકરણના શુદ્ધ ચિત્તના-પાયા ઉપર ઉભી કરવાની હોય છે "અંતકરણ પૂર્ણ એકાગ્ર અને સ્થિર થયા સિવાય પરમાત્મ-સ્વરૂપનો યથાર્થ બોધ થતો નથી, અને આ એકાગ્રતા અથવા સ્થિરતા, અંતકરણ શુદ્ધ થયા સિવાય થવી શક્ય નથી "—આવો ઉપાસના શાસ્ત્રનો નિર્ણય છે આથી પ્રથમ અંતકરણની શુદ્ધિ કરવી એ ઉપાસનાસિદ્ધિને અત્યંત આવશ્યક છે, 'અંતકરણ આ સાત્વિક, રાજસ અને તામસ આ ત્રિગુણાત્મક વૃત્તિજન્ય ઊર્મિઓનો જાણે એક સમુદ્ર હોઇ, તે વૃત્તિને અનુકૂળ એવા નાનાવિધ વિષયોનો અથવા વિષય-વાસનાઓનો ક્ષણેક્ષણે તેના ઉપર આઘાત થઇ, તેના ઉપર વૃત્તિરૂપ તરંગ ઉઠે છે અને એથી તે અસ્થિર-ક્ષુબ્ધ-થાય છે, અર્થાત સ્થિર અને એકાગ્ર થતો નથી. તેમાં સત્વગુણ આ જ્ઞાન, વિવેક અને આનંદનો ઘોતક અતએવ હિતકર, અને રજોગુણ તેમજ તમોગુણ એ અનુક્રમે અંતકરણમાં વિક્ષેપ અને મૂઢતા ઉત્પન્ન કરનારા અતએવ ઘાતક છે, એમ શાસ્ત્રોએ કહ્યું છે—(ભ ગીતા ૧૪) ઉપાસનાસિદ્ધિના માર્ગમાં સત્વગુણનો ઉપયોગ આંધળાની લાકડીના જેવો હોય છે આથી અંતકરણને સત્વગુણ પ્રધાન બનાવવુ એ ઉપાસના શાસ્ત્રમાં ઇષ્ટ માન્યું છે અને શાસ્ત્રોએ તેનેજ અંતકરણની શુદ્ધિ કહી છે।

ચિત્તની ઉપર ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતી વૃત્તિનો વિશિષ્ટ ઉપાયે નિરોધ કરવો-રોકવી અથવા એકાગ્ર કરવી-આ 'યોગ' (યુજ=મળવું, મેળવવુ જોડવુ) યોગના અભ્યાસથી ચિત્ત નિર્દોષ અને સત્વગુણસંપન્ન બની, વિવેક જ્ઞાનની જ્યોત પ્રદીપ્ત થાય છે. (પાત-યોગ) પતંજલીએ યોગ સિદ્ધિને માટે—" યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ " આ આઠ અંગોનો અથવા પાયરીઓનો એક સર્વમાન્ય એવો સાધન માર્ગ અભ્યાસકને આવશ્યક તરીકે બતાવેલો છે ક્રમશ આ પાયરીઓ વડે અભ્યાસ કરવાથી ચિત્ત કાર્યક્ષમ બની યોગની સિદ્ધિ થાય છે 'સંધ્યા' આ રાજયોગજ હોવાથી મૂળ ગ્રંથના આધારે આ બાબતમાં થોડીક માહિતી

(૪) પ્રાણાયમ —( પ્રાણ+આયામ ) શ્વાસોચ્છ્વાસગતિની સદાવતાથી શરીરમાંના પ્રાણવાયુનું યથાસ્ત્ર નિયમન અથવા નિરોધ કરવો એને પ્રાણાયામ એવી સંજ્ઞા છે 'પ્રાણ' એ સર્વવ્યાપી વિશ્વાત્માની મૂળશકિત હોઇ, પ્રાણીઓના શરીરમા શ્વાસોચ્છ્વાસ દ્વારા તે સચાર કરતી હોય છે શ્વાસોચ્છ્વાસ એ, આ શકિતના સચારને લીધે ફેફસાં ઉપર થનારા આઘાતનુ સ્થુલ પરિણામ છે ચિત્ત વિક્ષેપને બે કારણો કહ્યાં છે એક પ્રાણસ્પદ એટલે પ્રાણવાયુનું ચલન વલન અથવા શ્વાસોચ્છ્વાસ, અને બીજું વિષયવાસના શ્વાસોચ્છ્વાસ અને મનનો એક બીજાની સાથે નિકટ સબધ છે મન એ વિચાર શક્તિનુ એક મહત્વનુ સાધન હોવાથી આ સાધન શાંત અથવા સ્થિર હોવા શિવાય, વિચારનો ઓઘ સરળ અને અવ્યગ્ર ચાલી શકતો નથી અર્થાત યોગાભ્યાસને એ અનિષ્ઠ છે તેથી આ સ્થિતિ સાધ્ય થવા સારૂ શ્વાસોચ્છ્વાસની ગતિ શાંત-મદ-કરવા સારૂ પ્રાણાયામની આવશ્યકતા રાજયોગમાં માનેલી છે પૂરક, રેચક અને કુભક એવા પ્રાણાયામના ત્રણ ભાગ છે બહારના વાયુને અદર લેવો આ પૂરક, અદરના વાયુને બહાર છોડવો આ રેચક, અને અદર લીધેલા વાયુને સ્થિર કરવો આ કુભક. કુભક એજ પ્રાણાયામ હૃદયમા 'મનશ્ચક્ર' નામનુ સામાન્યત બીડેલુ એવુ એક દેદીપ્યમાન કમળ છે. રેચક વડે તે ઉર્ધ્વમુખ થવા લાગી પૂરકથી તે ખીલવા લાગે એટલે તેમાંની 'જ્યોતિષ્મતિ'-વૃત્તિ જાગૃત થવા લાગી મન પ્રસન્ન અને એકાગ્ર થવા લાગે છે તેવીજ રીતે બરડાની કરોડના નીચના છેડે આવેલા 'મૂલાધાર' ચક્રમાં કુડલિની નામક જ્ઞાન શક્ત-જે સામાન્યત. નિદ્રિત હોય છે તે, પ્રાણાયામના સયુક્ત અભ્યાસ વડે જાગૃત થવા લાગી અતકરણમા વિવેકજ્ઞાનનો શુદ્ધ પ્રકાશ પડવા લાગે છે!

પ્રાણાયામનો અભ્યાસ શરૂ કરતા પહેલાં, પ્રથમ કેટલાક દિવસ દરરોજ થોડો થોડો વખત શ્વાસોચ્છ્વાસ નિયમિતપણે અને સરળ રીતે લેવાનો અને છોડવાનો અભ્યાસ ( ભસ્ત્રિકા વિધિ ) કરવો, આને લીધે ફેફસાં અને જ્ઞાનતતુ નિર્દોષ અને કાર્યક્ષમ થશે પછી મહિના પદર દિવસે પ્રાણાયામના અભ્યાસની શરૂઆત કરવી. ક્રિયા (૧) પ્રથમત રેચક-ક્રિયાવડે શરીરમાંના વાયુને શાતપણે બહાર કાઢીને પેટ બની શકે તેટલુ ખાલી કરવુ, પછી, થોડો વખત તેવીજ રીતે રહીને પૂરક વિધિથી વાયુને ધીમે ધીમે અદર ખેચી લેવો, અને પછી તેને બની શકે તેટલો વખત અદર સ્થિર કરવો=કુભક (પુન પૂર્વવત ) ( ૨ ) પ્રથમ જમણું નસકોરૂં જમણા હાથના અગુઠા વડે બધ રાખીને, ડાબાં નસકોરાંથી [ એટલે 'ઇડા' નાડી વડે ] પૂરક કરીને, કુભક કરવો પછી ડાબુ નસકોરૂ હાથની છેલ્લી ત્રણ આંગળી વડે બધ રાખી, જમણાં નસકોરાવડે ('પિંગલા' નાડી વડે) રેચક કરવો પછી જમણાં નસકોરે પૂરક અને ડાબાં નસકોરે રેચક એવી ઉલટ-સુલટ ક્રિયા કઇ નિયમિત વખત સુધી કરવી આ પ્રમાણે આ બન્ને રીતો વિશેષ સહેલી અને વિના જોખમની હોવાથી આપી છે, આ પૈકી ગમે તે એક રીત અભ્યાસમાં લેવી ( યોગ ગ્રથમા આવી બીજી પણ કેટલીક ક્રિયાઓ આપી છે ) પ્રાણાયામનો અભ્યાસ દેહમાની શક્તિની સાક્ષી ચ્યથી તેમજ શાતપણેજ કરવો જોઇએ ઉતાવળાપણાથી આ અભ્યાસ કદી પણ કરવો નહી. વિશેષત રેચક ક્રિયા ઉતાવળથી કરવી બહુ ઘાતક છે પૂરકને એક ગણું,-કુભકને ચાર ગણું-રેચકને બમણું, આવુ એક સામાન્ય કાળમાંનનું કોષ્ટક પ્રાણાયામને માટે કહેલું છે અભ્યાસને માટે પરોઢીયાનો અને સાયકાળનો પ્રશાન્ત કાળ વિશેષ હિતાવહ છે. દરરોજ ઓછામાં ઓછા ૨૪ પ્રાણાયામ કરવા, અને પોતાની શક્તિનું પ્રમાણ જોઇને એમા ક્રમે ક્રમે વખતનું પ્રમાણ વધારતા જવુ શરૂઆતમાં દર વેળાએ પાચ મિનીટ સુધી બસ થશે પછીથી ધીમે ધીમે એક પાવરી સ્થિર કર્યા બાદ બીજી પાવરીએ પહોચવુ, ભોજન વગેરે થયું હોવ અથવા થાક લાગ્યો હોય તો આ અભ્યાસ કરવો નહી અભ્યાસમાં શરીરની અને મનની સ્થિતિ બીલકુલ શાત અને સ્થિર હોવી જોઇએ છે આરોગ્યની દ્રષ્ટિથી 'પ્રાણાયામ' આ એક ઉત્કૃષ્ટ ઉપાય છે પૂરક વડે શરીરમાં એકઠો કરેલો પ્રાણવાયુ. કુભક સ્થિતિમા સતત થઇને રેચક ક્રિયાવડે તેની સ થે સાથ શરીરમાના ઝેર બહાર ફેંકી દેવાય છે. અને આવી ગતે શરીર

નિર્દોષ થઇ, આરોગ્યને પોષક એવી જીવનશક્તિનો ભરપૂર સગ્રહ આપણા શરીરમાં કરી લઇ શકાય છે આપણું જીવન (આયુષ્ય) એટલે કેટલાક ઠરાવિક શ્વાસોચ્છ્વાસ છે પ્રાણાયામ વડે તેની કાળમર્યાદા વધારતાં આપણાથી વધારે કાળ જીવવું શક્ય છે !

રાજયોગમાં ચિત્તની શુદ્ધિને માટે અને એકાગ્રતાને માટે પ્રાણાયામનો વિધિ સર્વોત્કૃષ્ટ તરીકે લીધો છે પ્રાણાયામના અભ્યાસથી શ્વાસોચ્છ્વાસની ગતિ મદ થઇ ચિત્ત સ્થિર થાય છે, અને આવીજ સ્થિતિમાં તેની એકાગ્રતા કરી શકાય છે આ અભ્યાસ કરતી વેળા શરીરની અંદરના અથવા બહારના એકાદા ભાગ ઉપર અથવા બીજા એકાદા પવિત્ર ઠેકાણે લક્ષ્ય નિશ્ચલ કરીને, અને ત્યાં આપણા ઇષ્ટ દેવતાની ભાવના રાખીને આ અભ્યાસ કરવો ચિત્તની એકાગ્રતાને માટે પ્રાણાયામના જેવું બીજું જાલીમ ઔષધ નથી એવું યોગશાસ્ત્રનુ મત છે

(૫) પ્રત્યાહાર —[ પ્રતિ+આહાર ] ઇન્દ્રિયોનો બાહ્ય વિષયો સાથેનો સબંધ તોડી નાખી તેને સ્વાધીન રાખવી અથવા અતર્મુખ કરવી શ્રોત્ર, ત્વચા, રસના, ચક્ષુ અને ઘ્રાણ આ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે, એની સહાયતાથી અતરાત્માને અથવા ચિત્તને બાહ્ય વસ્તુનું જ્ઞાન થાય છે તેથી તેને જ્ઞાનેન્દ્રિયો એવી સજ્ઞા છે, અને શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગધ એ અનુક્રમે આ ઇન્દ્રિયોના વિષય છે. આ વિષયોને માટે આ ઇન્દ્રિયો હમેશાં બુભુક્ષિત હોય છે અને તેનો સ્પર્શ અથવા આઘાત થતાંજ મનની મારફતે ચિત્ત ઉપર તેની અસર થતાં ચિત્ત એ વિષયમાં આસક્ત થઈ રહે છે, વિષય એ જાતેજ ચચળ અને ક્ષણભગુર સ્વભાવના છે અર્થાત, ચિત્તની તેને ઠેકાણે થનારી આસક્તિ પણ ચચળ અને ક્ષણિક એવી હોય છે, અને ચિત્તની આવી સ્થિતિ હોય એટલે અર્થાત, તે ધ્યેય વિષયને ઠેકાણે પૂર્ણપણે એકાગ્ર અથવા સ્થિર હોવું અશક્ય થાય છે 'પરમાત્મા આ વસ્તુ, અખડ ચિંતન વિના અથવા તદ્વિષયક "ભાવના" પૂર્ણ તદાકાર થયા શિવાય પ્રાપ્ત થતી અથવા પ્રતીતિમાં આવવી શકય નથી'—આવો શ્રુતિશાસ્ત્રનો નિર્ણય છે અને જ્યાંસુધી ચિંતનનાં સાધનો—ચિત્ત, બુદ્ધિ અને મન—ધ્યેય વિષયને ઠેકાણે નિર્વિકારપણે સ્થિર રહી શકતાં નથી, ત્યાંસુધી ચિંતનની ક્રિયા અખડ ચાલુ રહેવી અશક્ય છે !

'वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता।'
(भ गीता. २-६१)

એટલે જેની ઇંદ્રિયો સ્વાધીન હોય છે તેનીજ બુદ્ધિ એકાગ્ર અથવા સ્થિર થાય છે, આવો ધ્યાનયોગ શાસ્ત્રનો અભિપ્રાય છે અતએવ, બુદ્ધિ અથવા ચિત્ત પોતાના ધ્યેય વિષયના ઠેકાણે પૂર્ણપણે એકાગ્ર થવા સારૂ તેને વારવાર અડચણ કરનારી ઇંદ્રિયો સ્વાધીનમાં હોવી, એ ધ્યાનયોગસિદ્ધિને માટે અત્યાવશ્યક છે,

"મન, બુદ્ધિ અને ચિત્ત આ વસ્તુત એકજ ચિત્તરૂપી વસ્તુનાં જૂદી જૂદી અવસ્થાનાં નામો છે, વિષયના આઘાતની કેવળ પહોંચ લેવી, એ મનનું કામ મનની મારફતે આવેલી પહોંચ નિશ્ચિત કરવી એ બુદ્ધિનું કામ અને બુદ્ધિને અથવા મનને ચૈતન્ય શક્તિ પૂરી પાડવી એ ચિત્તનું કામ. બુદ્ધિ અથવા મનને ચિત્તના જ વિકાર કહ્યા છે એકાદી વસ્તુ નજરે પડતાંજ તેની બાબતમા પ્રથમત' ચિત્તની જે સકલ્પવિકલ્પાત્મક અર્થાત્ અનિશ્ચિત એવી ભાવના—વૃત્તિ થાય છે તે મન અને પછી તે વસ્તુની બાબતમાં જે નિશ્ચયાત્મક ભાવના થાય છે તેજ બુદ્ધિ આ ઉપરથી પરસ્પરનો સબધ સમજાઇ આવશે ચિત્ત એ આ સર્વાનું મૂળ ઠેકાણું હોઇ તે આકાશરૂપી છે, અને ત્યાંજ ચૈતન્ય સ્વરૂપી એવું ગૂઢ 'પરમાત્મ તત્ત' પોતાના સ્વયસિદ્ધ તેજથી પ્રકાશીત થઇ રહેલું હોય છે-એમ શ્રુતિમાં કહ્યું છે જોવાનું મૂળ તે આજ છે ! બુદ્ધિ નિર્વિકાર થઇને જો તે આ પોતાના ઠેકાણે એકાગ્રપણે આરૂઢ થાય તો તેને પરમાત્મ—વસ્તુ દેખાશે—અર્થાત સાક્ષાત અનુભૂત થશે !! (કઠોપનિષદ ૪) આવા પ્રકારનો સાક્ષાત અનુભવ થવો એજ યોગ સિદ્ધિ અને એટલાજ સારૂ યોગાભ્યાસ કરવાનો હોય છે ! અસ્તુ

પૂર્વોક્ત ઉપાયોથી પ્રત્યાહાર સ્થિતિ પર્યંત મજલ આવી પહોંચી—ચિત્ત પોતાના ધ્યેય વિષયના ઠેકાણે સ્થિર અને એકાગ્ર થવાની સ્થિતિમાં આવ્યુ—એટલે પછી 'ધારણા—ધ્યાન—સમાધિ'

આ મુખ્યાંગોનો અભ્યાસ કરવો પડે છે પૂર્વોક્ત યમ-નિયમાદિ પાંચ અંગો એ યોગાભ્યાસનાં બાહ્યાંગ સાધનો છે અને ધારણાદિ આગળના ત્રણ અંગો એ અંતરંગ સાધનો છે. બાહ્યાંગના કરતાં અંતરંગનું મહત્વ વિશેષ હોય છે, આ સામાન્ય નિયમ અહીં લાગુ છે અર્થાત્ યોગ સિદ્ધિની મુખ્ય જવાબદારી આજ અંગો ઉપર અવલંબી રહેલ હોય છે। ચિત્તની સ્થિતિ આ વેળા બિલકુલ શાંત, પ્રસન્ન અને અપેક્ષિત કાર્યની બાબતમાં અત્યંત ઉત્કંઠીત એવી હોવી જોઇએ

(૬) ધારણા —અપેક્ષિત વિષયના—( અર્થાત્, પ્રસ્તુત વિષયમાં પરમાત્માના ) ઠેકાણે તેના વિશિષ્ઠ ગુણધર્મનું ગ્નાન રાખીને, અનુસંધાન કરવો એ ' ધારણા ' 'ભાવના' રાજયોગમાં પ્રધાન છે। ધારણાનો અભ્યાસ સુલભ થવા સારૂ પ્રથમ એકાદી સાકાર વસ્તુ દ્રષ્ટિ સામે રાખીને અથવા તેની કલ્પના કરીને ' તેજ આપણું ધ્યેય ' એવી ભાવનાથી ચિત્તની એકાગ્રતાનો અભ્યાસ કરવો.

(૭) તે ધારણા કંઇ વિશિષ્ઠ કાળ પર્યંત નિશ્ચલ અથવા અખંડ થઇ, ધ્યેય વસ્તુની સાથે થએલી ચિત્તની એકાગ્રતા ઘણા કાળપર્યંત એક સરખી ટકવી એ ' ધ્યાન '

[ ૮ ] અને ધ્યાનમાંથી ધ્યેય વસ્તુનું સ્થૂલ રૂપ અલોપ થઇ જઇ તેના અંતરંગમાં ચિત્તનું એકરૂપ થવું આ ' સમાધિ '

' સમાધિ ' આજ યોગ. આ સ્થિતિમાં ધ્યેય વસ્તુના ગૂઢ સ્વરૂપની અંદર ચિત્તનો નિઃશેષ લય થઇ તે ' તદ્રુપ ' બની જાય છે

" यं लब्ध्वा चापरं लाभं मन्यते नाऽधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते ॥ "

આવો આ સ્થિતિ સંબંધે શાસ્ત્રોનો અભિપ્રાય છે એટલે જે સ્થિતિમાં, ધ્યેય વિષય શિવાય બીજો કોઇ પણ લાભ મહત્વનો જણાતો નથી, અને જ્યાં દુઃખશોકાદિ વિકારોનો ફટકોએ આઘાત ચિત્તને કિંચિત પણ સ્પર્શ કરી શકતો નથી, તે આ [ સમાધિ ] સ્થિતિ છે। અચલ દીપ જ્યોતિ પ્રમાણે આ સ્થિતિમાં ચિત્તની બીલકુલ નિર્વિકાર એકાગ્રતા થઇ જાય છે।]

આ અભ્યાસ કરતી વેળા નાસિકાગ્રે, ભ્રૂમધ્યમાં, હૃદયમાં અથવા ઊચિત મૂર્ત્યાદિકનાં ઠેકાણે લક્ષ્ય નિશ્ચલ કરીને, પ્રત્યાહારપૂર્વક યોગ સાધવો ભ્રૂમધ્ય સ્થાન ઘણાઓને માન્ય છે

' સંધ્યા ' આ રાજ્યયોગજ હોવાથી અને ચિત્તશુદ્ધિની અપેક્ષા એમાં પણ હોવાથી ઉપરના યમ-નિયમાદિ યોગાંગોની સંધ્યોપાસનામાં પણ જરૂર ગરજ હોય છે ' ગાયત્રી-જપ ' આ કર્મ સંધ્યામાં પ્રધાન છે ગો=બુદ્ધિ, ઇંદ્રિયો, સૃષ્ટિ. ઇત્યાદિનું ત્રાણ-તારણ-રક્ષણ કરનારી તે ' ગાયત્રી'-અર્થાત્ પરમાત્મા.' સર્વ ચરાચર સૃષ્ટિના ઉત્પાદક, સહુના નિયંતા અને સહુની બુદ્ધિના પ્રકાશક એવા પરમેશ્વરના અત્યંત શુદ્ધ, શ્રેષ્ટ અને તેજસ્વી સ્વરૂપનું અમે ધ્યાન અથવા ઉપાસના કરીએ છીએ।" આવો ગાયત્રી મંત્રનો સ્પષ્ટાર્થ છે આ ધ્યાન કેવળ તે મંત્રના શબ્દનું કરવાનું ન હોઇ તેમાંની તત્વાર્થ વાચક વસ્તુનું કરવાનું હોય છે ' मननात् त्रायते ' એટલે જેનું મનન અથવા ચિંતન કરવાથી રક્ષણ કરે છે તે મંત્ર जप्येनैव तु संसिध्येद् ब्राह्मणो नाऽत्र संशयः । ગાયત્રી મંત્રની આવી સ્તુતિ ધર્મશાસ્ત્રમાં કહેલી છે (મનુ ૨-૮૭) એટલે કેવળ એના જપથી જ બ્રાહ્મણ્યની-બ્રહ્મજ્ઞાનની સિદ્ધ થાય છે આ ઉપરથી ' સંધ્યા ' એટલે શું અને તેના હેતુ શા એની સહજ કલ્પના થશે।

સકળ વિશ્વના મૂળ બીજભૂત જે **પરમાત્મા** તેની બાબતમાં વૈદિક ધર્મશાસ્ત્રનો નિર્ણય આવો છે -एतावानस्य महिमा । अतो ज्यायांश्च पूरुषः । पादोऽस्य विश्वा भूतानि । त्रिपादस्यामृतं दिवि ॥ " " पतिं विश्वस्यात्मेश्वरं शाश्वतं शिवम् । नारायणं महाज्ञेयं । विश्वात्मानं परायणम् ॥ "सहस्रशीर्षं देवं विश्वाक्षं विश्वशंभुवम् । विश्वं नारायणं देवमक्षरं परमं पदम् ॥ " ऋचोअक्षरे परमे व्योमन् यस्मिन् देवा अधि विश्वे निषेदुः ।" हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । सदाधार पृथिवीं द्यामुतेमाम्-" "गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् । प्रभवः प्रलयः

स्यान विधानं बीजमव्ययम् ॥ "हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् । तच्छुभ्रं ज्योतिषां ज्योति —॥ " इ०

ભાવાર્થ —આ સર્વ વિશ્વ તે અવ્યક્ત અને અનંત એવા પરમાત્માનોજ મહિમા છે પૃથ્વી ચન્દ્ર, સૂર્ય, આકાશ ઇત્યાદિ સર્વ લોકોને તેણે પૂર્ણપણે વ્યાપી નાખેલા હોઇ આ સૃષ્ટિ તેનો કેવળ એક અલ્પાંશ છે. સર્વ ભૂતોનો અથવા વિશ્વનો જનિતા, ધારના અને સંહારક તેજ છે. એનું સ્વરૂપ અત્યંત દિવ્ય, આકાશના કરતાંયે સૂક્ષ્મ, સત્તારૂપ ચૈતન્યમય, જ્ઞાનમય, સર્વવ્યાપી, વિરાટ અને ઉત્કૃષ્ટ જ્યોતિરૂપ ज्योतिषां ज्योति'। હોઇ, સંપૂર્ણ વિશ્વને નિયંત્રિત અને વ્યવહારક્ષમ કરનારો એવો એજ સહુનો 'આત્મા' અર્થાત સ્વામી છે। સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, આકાશ ઇત્યાદિકોને વસ્તુત તેજ પ્રકાશિત બનાવીને વ્યવહાર સંપન્ન કરે છે. તેવીજ રીતે સહુ કોઇને– પ્રાણીમાત્રને તેનોજ મુખ્ય આધાર હોઇ વિશ્વને બીજભૂત–કારણ રૂપ એવો આજ સચ્ચિદાનંદરૂપ 'મહેશ્વર અને વિશ્વનું શાશ્વત અને દિવ્ય અધિષ્ઠાન છે આ સંપૂર્ણ વિશ્વમાં કાષ્ટમાંના અગ્ની પ્રમાણે, આ જગજ્જીવન પરમાત્મા ઓતપ્રોત ભરેલા છે ! !

સંધ્યાનું આવું આ દિવ્ય અને સર્વ શ્રેષ્ટ સાધ્ય હોવાથી અને પ્રત્યેક જીવનું પણ તેજ પરમ કલ્યાણ હોવાથી, સંધ્યોપાસન એ સર્વેનું આદ્ય તેમજ પવિત્ર કર્તવ્ય કર્મ છે એ ઉઘાડું છે સંધ્યા કર્મમાં આચમન, પ્રાણાયમ, માર્જન, સંકલ્પ, અઘમર્ષણ, અર્ઘ્ય, પરિષેચન, આસન, ધ્યાન, ગાયત્રી–જપ, ઉપસ્થાન અને અભિવાદન આટલા વિધિનો સામાન્યત સમાવેશ થાય છે એમા આચમનથી તે પરિષેચન પર્યંતના બધા વિધિ ચિત્તશુદ્ધિકારક તરીકે છે આચમન વડે કંઠસ્થ કફાદિ દોષોની નિવૃત્તિ થઇને શરીરમાના સ્નાયુ સ્નિગ્ધ થાય છે અને ચિત્તને શાંતિ મળે છે. 'ઉદક' એ સર્વ શુદ્ધિકારક વસ્તુમાં શ્રેષ્ટ અને પવિત્ર હોવાથી તેને સંધ્યા જેવા પવિત્ર કર્મમા લીધુ છે પ્રાણાયામ વડે શરીર અને ચિત્ત નિર્દોષ થઇ ચિત્તની એકાગ્રતા થાય છે અને બળ, તેજ, તેમજ આરોગ્ય ઇત્યાદિકનો લાભ થાય છે. માર્જનને બ્રાહ્મસ્નાન કહ્યુ છે મૃજ=શુદ્ધ કરવુ આ વિધિ વડે શરીરના જૂદા જૂદા ભાગ ઉપર અને વિશેષત મસ્તક ઉપર જલસિંચન કરવાનું હોય છે અને એથી કરીને આળસ, ગ્લાનિ ઇત્યાદિ દોષનો પરિહાર થઇ મન પ્રસન્ન તેમજ કાર્યક્ષમ બને છે, સંકલ્પ–કર્તવ્ય કર્મને માટે નિશ્ચય કરવો અઘમર્ષણ–અઘ= પાતક, મર્ષણ=ધોઇ નાખવુ, અર્થાત પાપમુક્ત થવુ 'હું પાપી છુ' 'અપાપ છુ' આ ભાવના નિશ્ચય થયા શિવાય મન સત્કર્મમા એકનિષ્ઠ થતુ નથી 'આત્મ વિશ્વાસ' એ કાર્યસિદ્ધિનું બીજ છે અર્ઘ્યપૂજા અથવા સત્કાર ઉપાસ્યના વિષયમા મનની આદર શ્રદ્ધા દ્રઢ થાય એ આ વિધિનો હેતુ 'શ્રદ્ધા શિવાય સિદ્ધિ થતી નથી એવો ધર્મશાસ્ત્રનો નિયમ છે પરિષેચન–આસપાસ જલસિંચન કરવુ કોઇપણ કર્મને માટે મન નિર્ભય અને શંકારહીત થયા શિવાય તે એકાગ્ર અને કર્મનિષ્ઠ થતું નથી. આથી 'अधश्चोर्ध्वं च प्रसृत ब्रह्मैवेदं' આ શ્રુતિ વચન પ્રમાણે, આપણી આસપાસ આપણુ સંરક્ષણ કરવાને સમર્થ એવું પરમાત્મ તત્વ' સર્વત્ર ભરેલું છે એવી ભાવના નિશ્ચિત કરીને અને નિર્ભય થઇને કર્મનિષ્ઠ થવુ એ આ વિધિનો હેતુ છે. આ અહીં સુધી સંધ્યોપાસનાની પૂર્વ તૈયારી થઇ આ બધા વિધિનો હેતુ ચિત્ત પ્રસન્ન થઇને તે કાર્યક્ષમ બને એજ છે। ત્યારબાદ આસન વિધિ કરીને પ્રત્યાહાર પૂર્વક, 'ब्रह्मकर्म समारम्भे।' અર્થાત બ્રહ્મોપાસનાનો–સંધ્યાનો આરંભ કરવાનો હોય છે, આ કર્મ એટલે ગાયત્રી મંત્રનો જપ, આ વેળાએ વિવેક બુદ્ધિથી પરમાત્માના શુદ્ધ સ્વરૂપનું ધ્યાન (સંયમ) કરીને 'તદ્રૂપ' થવાનો યથાકાલ અભ્યાસ કરવો. આજ સંધ્યા ! અને એનોજ જેટલો વધારે કાળ જાય તેટલોજ વિશેષ મહત્વનો અથવા પરમાર્થનો છે ! !

યથાશક્તિ આ અભ્યાસ થયા પછી, ઉપસ્થાન એટલે નજીક જવું, અર્થાત સર્વ સાક્ષી પરમાત્માના સાનિધ્યની બાબતમાં હમેશા જાગૃત હોવું અને છેવટે, અભિવાદન એટલે પરમાત્માને શરણ જવું આત્મસમાપત થવું અથવા, તત્સ્વરૂપમાં વિલીન થવું !!

સંધ્યા કર્મમાં ઉપાસનાના સાધન તરીકે સૂર્ય–સવિતા આ ભૌતિક દ્રવ્ય દેવતા શાસ્ત્રકારોએ સર્વોત્કૃષ્ટ ઠરાવી છે. વસ્તુત, અધ્યાત્મશાસ્ત્રમાં આત્માનેજ 'સવિતા' અથવા 'સૂર્ય' એમ કહે છે 'सुर्य आत्मा जगतस्तस्थुषश्च ।' (વેદ) એટલે આ સ્થાવર જંગમ સૃષ્ટિને આધારભૂત એવો આ 'આત્મા' સૂર્યજ છે આ આત્મસૂર્યનાજ યોગથી આપણે અથવા આ આખું જગત વ્યવહાર સંપન્ન થએલું છે 'સવિતા' એટલે નીર્મિતા અર્થાત પરમાત્મા પણ 'પરમાત્મા' આ વસ્તુ અસત સૂક્ષ્મ, અવ્યક્ત અને ઈંદ્રિયોને અગોચર એવી હોવાથી ચર્મચક્ષુ વડે તે પ્રત્યક્ષ બોધ થઇ શકતો નથી તેનું ધ્યાન અથવા ઉપાસના કરવી એ સામાન્ય બુદ્ધિની શક્તિની બહાર છે [ભ. ગીતા. ૧૨–૫] અને તેથીજ

### સગુણનાજ આધારે નિર્ગુણ ખાત્રીથી પમાય છે

આ નિર્ગુણોપાસનાની સુલભ વાટ શાસ્ત્રોએ બતાવી છે આ રાજમાર્ગે સગુણનો પ્રથમ આધાર લઇને, છેવટે નિર્ગુણને પહોંચવું એ વિશેષ મગત્વવાળું છે! 'ભાવના' એ રાજયોગમાં અથવા ઉપાસના કર્મમાં પ્રધાન હોવાથી असौ आदीत्य ब्रह्म । આ આદિત્ય પ્રત્યક્ષ પરબ્રહ્મ જ છે એવી ભાવના રાખીને સંધ્યોપાસના કરવાની હોય છે भाविका देव यथार्थ । એવો ઉપાસના શાસ્ત્રનો સિદ્ધાંતજ છે શિવાય બીજી પણ અનેક દ્રષ્ટિથી સૂર્યોપાસના હિતાવહ ગણેલી છે. આ સૂર્યગોલ પ્રાણશક્તિનું, સૌભાગ્યનું અથવા સામર્થ્યનું મૂર્તિમંત અધિષ્ઠાન હોઇ આપણા લૌકિક ઉત્કર્ષને તેજ આધારભૂત છે आदित्येन धाय सर्वे लोका महीयन्ते । એટલે સહુ કોઇનો મહિમા વધવાને આ આદિત્યજ કારણ છે એવું આ બધનમાં ઉપનિષદનો અંદર કહેલું છે અને ઉપાસનાનો અથવા યોગનો ધર્મ ઉપાસ્ય વસ્તુના ગુણધર્મ સાધકને પ્રાપ્ત કરાવી આપવાનો–તદ્રુપ કરવાનો–હોવાથી સૂર્યોપાસનાથી સામર્થ્ય, સૌભાગ્ય, આરોગ્ય, તેજ, કીર્તિ ઇત્યાદિ બાબતોનો લાભ ઉપાસકને નિ:સંશય થશે! 'भुवनज्ञान सुर्ये संयमात् ।' સૂર્યને ઠેકાણે સંયમ સધાતા ત્રિભુવનનું જ્ઞાન થાય છે એમ પાતંજલ યોગશાસ્ત્રમાં પણ કહ્યું છે સારાંશ, ઐહિક અથવા પારમાર્થિક એવા બન્ને ઐશ્વર્યની પ્રાપ્તિ સૂર્યોપાસનાથી થાય તેમ હોવાથી. સંધ્યા જેવા શ્રેષ્ઠ અને દિવ્ય કર્મને સૂર્ય એ સામર્થ્ય સંપન્ન સાધન વિશેષ ઉપયુક્ત માન્યું છે 'સૂર્ય' એ સાધન અને તદ્વારા 'પરબ્રહ્મ પ્રાપ્તિ' એ સંધ્યોપાસનાનું ધ્યેય છે, એ માત્ર વિસરવું જોઇએ નહી આત્મસ્વરૂપનો બોધ કરાવી દેતા "સૂર્ય ગોલમા પ્રત્યક્ષ દેખાતી જે દિવ્ય અને સચેતન જ્યોતિ તેજ પરમાત્માનું શુધ્ધ સ્વરૂપ છે" એમ બૃહદારણ્યકાદિ શ્રુતિયામાં કહેલું છે.

આપણને ઉપલબ્ધ એવી વસ્તુઓમાં ઉદક એ બધાના કરતા વિશેષ શુદ્ધિકારક હોઇ તત્કાળ શાંતિ, તુષ્ટિ અને આરોગ્ય આપનારૂં છે શિવાય તે ગમે ત્યાં મોટા જથ્થામાં મળી શકે એવું હોવાથી, સંધ્યા જેવા પવિત્ર કર્મને માટે શુધ્ધોદકની આવશ્યકતા માનેલી છે બીજા સાધનોની સંધ્યામાં વિશેષ ગરજ હોતી નથી કિંબહુના ચિત્તભ્રમ કરનારી અનાવશ્યક વસ્તુઓનો અથવા વિષયોનો પસારો આવા કામની વેળાયે દૃષ્ટિની સામે જેટલો ઓછો હોય તેટલો હિતાવહ છે. પ્રસંગ વિશેષે, ઉદક પણ ન મળે તો પત્ર પુષ્પ ફલ ઇત્યાદિ વખતપર જે મળે તે વિનય પૂર્વક પરમાત્માને અર્પણ કરીને સંધ્યોપાસના કરવામાં પ્રત્યવાય નથી ભારતીય યુદ્ધ પ્રસંગે એક વેળા રણભૂમિ ઉપરના આર્યોએ રેતીનો અર્ધ્ય આપીને સંધ્યોપાસન કર્મ કર્યું એવો ઇતિહાસમાં દાખલો છે! ઉપાસનાનું મુખ્ય સાધન ચિત્ત અથવા અંતઃકરણ છે તે શુદ્ધ અને કર્મક્ષમ હોય એટલે પછી બીજાં સાધનોની વિશેષ કિંમત નથી ઇતર સાધનો એ કેવળ અંતઃકરણની શુદ્ધિને માટે જ લેવા પડે છે એ હમેશાં લક્ષમા રાખવું.

સંધ્યાને માટે જગો એકાંતમાં અને રમ્ય એવી હોવી જોઇએ જે ઠેકાણે મન આલ્હાદક રીતેજ એકાગ્ર અને પ્રસન્ન થાય એવીજ જગો આ કર્મને પ્રશસ્ત છે. 'નિર્જન અરણ્યમાં અથવા નદી કિનારે જઇને એકાંતમાં સંધ્યાપાસન કરવું' એમ શ્રુતિસ્મૃતિમાં કહેલું છે વિશિષ્ટ પ્રકારની ભાવના ઉદ્દિપિત થવા સારૂ તે ભાવનાઓને અનુકૂળ એવા વિશિષ્ટ વાતાવરણની બહુ જરૂર છે સાંપ્રત, રમ્ય અરણ્ય જેવી પ્રશાંત–એકાંત જગો સામાન્યત બહુ દુર્મિળ થએલી છે અર્થાત આ લાભ આજ સહુનેજ મળવા જેવો નથી આવા વખતે આસપાસ નજીકમાં હોય તો બાગની કિંવા મેદાનની અથવા સ્વચ્છ એકાંત અને રમ્ય ઘરની એકાદી સ્વતંત્ર જગો નક્કી કરી લેઇને ત્યાં સંધ્યા કરવી. अधिकस्य अधिकं फल આ ન્યાય લક્ષમાં રાખીને મળે તેટની રમ્ય એકાંત જગો એટલી સૂચના કરવી અહીં આવશ્યક લાગે છે

તેવીજ રીતે, સંધ્યોપાસનની વેળા પણ નિયમિત હોવી જોઇએ. સૂર્યોદય અને સૂર્યાસ્ત આ બે સંધીકાળ સંધ્યોપાસનાને અથવા યોગાભ્યાસને માટે શાસ્ત્રમાં ઉત્કૃષ્ટ માન્યા છે આ વેળાએ સૃષ્ટિ સ્વરૂપ નિસર્ગતજ શાંત અને રમણીય થતું હોવાને લીધે સ્વાભાવિકપણેજ ચિત્તની સ્થિતિ પ્રસન્ન તેમજ અનુકૂળ હોય છે અને ચિત્તની સ્થિતિ પ્રસન્ન તેમજ અનુકૂળ હોય છે અને ચિત્તની આવીજ સ્થિતિ આ સંધ્યોપાસન કર્મને હિતાવહ છે એકાદ વેળા, કંઇ અપરિહાર્ય કારણને લીધે આ બાબતમાં કાલાતિક્રમ થતાં, સગવડ મેળવીને કેટલાક વેળા પછી પણ આ અભ્યાસ કરવો જ, અભ્યાસમાં ખંડ પડે એને શાસ્ત્રમાં દોષ માનેલો છે કારણ એનાથી ચિત્તની પૂર્વ તૈયારીને થોડો પણ ધક્કો લાગી અભ્યાસમાં શિથિલતા આવવાનો ભય છે

યોગાભ્યાસ કરનારાને બીજી મહત્વની બાબત, આહારવિહારની મર્યાદા પાળવી એ છે [યમ–નિયમમાં એનો સમાવેશ થાય છે] આહાર વિહારનું પરિણામ ચિત્ત ઉપર થયા શિવાય રહેતું નથી. તે શુદ્ધ–સાત્વિક હોય તો ચિત્ત સ્થિતિ પણ શુદ્ધ–સાત્વિક બનીને તે યોગાભ્યાસને અનુકૂળ એવી થાય છે જેને પોતાનું બૌધ્ધિક અથવા 'આત્મિક' સામર્થ્ય વધારવાની અપેક્ષા હોય તેણે આહાર વિહારની તેમજ જેણે કરીને ચિત્તની પવિત્રતા વૃદ્ધિગત થાય એવી જ બાબતોનો મહત્વામ નિશ્ચય. રાખવાની મર્યાદા દક્ષતાથી પાળવીજ જોઇએ 'आहारशुध्धो सत्वशुद्धिः सत्वशुद्धौ ध्रुव स्मृति ।' આમ છાંદોગ્યોપનિષદમાં કહ્યું છે એટને શુદ્ધ અથવા સાત્વિક આહારથી અંત:કરણ–ચિત્ત સત્વગુણી થઇને, બુદ્ધિની ધારણાશક્તી નિર્દોષ અને નિશ્ચીત થાય છે અતિ નિદ્રા, અતિ જાગરણ, નિષિદ્ધ પદાર્થોનું સેવન [કડુ તીક્ષ્ણ, ખાટું. ટાઢું ઇત્યાદી] દુરાચરણ. દુર્જનની સંગતિ, કામ ક્રોધ લોભના પ્રસંગ, ઇત્યાદિ બાબતો યોગાભ્યાસને ઘાતક થાય છે, જીજ્ઞાસુ ઓએ આ બાબતમાં વિશેષ માહિતી ભગવદ્ગીતાના ૧૬ મા અધ્યાયમાંથી જરૂર મેળવી લેવી. અસ્તુ

ઉપલા વિવેચન ઉપરથી, સંધ્યાનું ધ્યેય શું છે અને તે ધ્યેય સાધી લેવાને કયા કયા પ્રકારના સાધન સામગ્રીની આવશ્યકતા હોય છે એ ધ્યાનમાં આવશેજ જીવના દુખમુલક પ્રાપંચિક બંધનો તુટી જઇને છેવટે તેને 'મુક્તસ્થિતિ' અર્થાત 'પૂર્ણ સ્વાતંત્ર્ય સ્થિતિ' પ્રાપ્ત થાય અને એથી જીવનનું શાશ્વત તેમજ ખરૂં કલ્યાણ થાય, એજ સંધ્યા કર્મનો અંતિમ હેતુ છે। અને એ હેતુ સાધી લેવો એજ જીવિતનું ખરૂં સાફલ્ય છે, એવો આજ પર્યંત જગતમાંના સર્વ શ્રેષ્ટ અને વંદ્ય પુરૂષોનો સ્વાનુભવ છે।। અતએવ આવું આ પરમ હિતકારી અને પવિત્ર કર્તવ્ય કર્મ પ્રત્યેક જણાએ, ચિકિત્સક પણ આદરપૂર્ણ બુદ્ધિથી આચરણમાં આણીને આત્મહિત સાધવું. અને સ્વાભિમાન દ્રષ્ટિએ "स्वधर्मे निधन श्रेय ।" આ ભગવતની આજ્ઞાને અનુસરી, અત્યંત ઉજ્વળ એવી આપણી આર્યોની સંસ્કૃતિ જીવંત રાખવી, એવી સર્વ બંધુઓપ્રત્યે લેખકની પ્રેમભરી પ્રાર્થના છે

(चिन्मय जगतमाधी)

# મુગ્ધા મીનાક્ષી

અથવા

## મતિહિંસાની યજ્ઞભૂમિ !

( લે શ્રીયુત નારાયણજી વિશનજી ઠક્કુર. )

[ અનુસંધાન ડીસેંબરના અંકથી ]

" મને અહીં મોકલતી વેળાયે જોરાવરે સપ્તાહમાં એકવાર મારી પાસે આવવાનું મને વચન આપ્યું હતું, પણ પોતાના તે વચન અનુસાર તે બે સપ્તાહવીતી જવા છતાં પણ મારી પાસે ન આવ્યો ત્યારે મારા મનમાં શંકા થવા લાગી અને 'તેઓ ક્યારે આવશે ?' એમ હું તે બે અનુચરોને તથા વાલીને વારવાર પૂછવા લાગી થોડાક દિવસ તો તેમણે 'આજે આવશે, કાલે આવશે, એવા ઉડાવનારા જવાબો આપ્યા, પણ છેવટે વાલીએ કંટાળીને મને જણાવી દીધું' કે જોરાવર અહીં તારી પાસે ન આવે એમાં જ તારૂં કલ્યાણ છે, કારણ કે જે દિવસ તે અહીં આવશે તે દિવસ તારા જીવનનો છેલ્લો દિવસ થશે, એમ તારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે તારાપર મને તો ઘણીયે દયા આવે છે, પણ જો તને બચાવવાનો પ્રયત્ન કરૂં, તો મારૂં મોત થઇ જવાનો સંભવ હોવાથી મારાથી તારા ઉદ્ધારનો લેશ માત્ર પણ પ્રયત્ન કરી શકાય તેમ નથી બાઇ, તારૂં તો હવે આવી જ બન્યું છે એટલે પારલૌકિક કલ્યાણમાટે તું તારા પોતાનાં પાપોની ક્ષમા માગતી રહે અને પરમેશ્વરનું ભજન કરતી રહે કે જેથી પરલોક તો સુધરે, કારણકે, તારૂં આ લોકમાંનું જીવન તો બગડી જ ચૂક્યું છે ' વાલીના આ શબ્દોએ મારા કોમળ હૃદયમાં કેવો વજ્ર સમાન અસહ્ય આઘાત કર્યો હશે, એની કલ્પના તમો સહજ કરી શકો તેમ છે

" આ સ્થાનમાં મને એક બંદીનીની અવસ્થામાં રાખવામાં આવી હતી અને ખાવામાટે દિવસમાં એકવાર માત્ર બાજરાનો રોટલો અને મીઠું જ અપાતાં હતાં, અને કોઇ કોઇ વાર તેલ-માં તળેલાં લાલ મરચાં અને લસણવાળું રીંગણાંનું શાક પણ આવતું હતું આ ખાદ્ય વસ્તુઓ આપવાનું કારણ એ હતું કે એ સર્વ ઉષ્ણ પદાર્થો હોવાથી જો મારા ગર્ભનો પાત થઇ જાય, તો મને જીવતી આ સ્થાનમાં જ રાખવી અને મારા પ્રેમનો ઉપભોગ લીધા કરવો, એવી જોરાવરની ઇચ્છા હતી અને તેની એ ઇચ્છા તે જ્યારે એક મહિના પછી મારી પાસે આવ્યો ત્યારે તેના જ મુખથી મારા જાણવામાં આવી હતી પરંતુ એ ઉપાયથી મારા ગર્ભનો પાત ન થયો તેમજ તેના જેવા દગી અને વિશ્વાસઘાતક પુરુષ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ન રાખવા માટેનો મારો નિશ્ચય દર્શાવીને મેં તેની નિર્ભર્ત્સના પણ કરવા માંડી એટલે અન્તે તે છેલ્લા પાટલાપર બેસીને મારી હત્યા કરી નાખવાના નિશ્ચયપર આવી ગયો તેણે પોતાના બન્ને અનુચરોને બોલાવીને તલ્વારોના પ્રહારથી મને મારી નાખવા માટેની આજ્ઞા આપી દીધી હું નાચપર બેઠી હતી. અને મરણને નેત્રો સમક્ષ આવી ઊભેલું જોઇને થરથર કંપતી હતી જીવન રક્ષાની આશાથી મેં જોરાવરનાં ચરણોમાં મસ્તક મૂકીને આર્જવતાથી કહ્યું કે ' મને પ્રાણદાન આપો અને અ-

હીથી કાઢી મૂકો હું આ દેશને ત્યાગીને કોઇ બીજા દેશમાં ચાલી જઇશ, ત્યાં સવાવડ કરીશ અને મારા સતાનને ઉછેરીને મોટુ કરી આપની આ ઉદારતામાટે આપને આશીર્વાદ આપતી રહીશ. મારાપર ધ્યાન આવતી હોય તો મારા ઉદરમાં જે તમારો જ ગર્ભ છે તેના પર દયા કરો અને સ્ત્રીહત્યા તથા બાલહત્યાના પાતકથી લિપ્ત ન થાઓ ! ' મે મારાં આસુથી તેનાં ચર ણોને ભીજાવી નાખ્યાં, પણ તેનું પાષાણ હૃદય ન પીગળ્યું અને વાલી આ ભયાનક દૃશ્યને ન જોઇ શકવાથી અન્યત્ર ચાલી ગઇ નિર્દય અનુચરોએ મારા શરીરપર તલ્વારોના પ્રહાર કરવા માંડયા, મારા શરીરના ભિન્ન ભિન્ન ભાગોમાંથી લોહીની ધારા વહી નીકળી, હું નિશ્ચેષ્ટ થઇને થોડીવારમાં જ ભૂમિ પર પછડાઇ પડી અને ત્યાર પછી મારા પ્રાણ દેહમાંથી નીકળી ગયા, મારૂં મરણ થઈ ગયુ. મારા શબને આ ભૂમ્યતર્ગત ગુપ્ત માર્ગમાંના એક કક્ષમાં નાંખી દેવામાં આવ્યું કે જયાં મારા શરીરનાં અસ્થિઓ અદ્યાપિ પડેલાં છે જે વેળાયે મારા જીવનનો અત થયો હતો તે વેળાયે મારા નિર્જીવ શરીરની સ્થિતિ આ પ્રમાણેની હતી —"

આ વાકય ઉચ્ચારતાં જ આત્મિકા મગળાએ પોતાના સ્વરૂપનું પરિવર્ત્તન કરી નાખ્યું અને તેનું જે પરિવર્ત્તિત સ્વરૂપ અમારા જોવામાં આવ્યું તેને જોઈને અમારાં હૃદયો કપવા લાગ્યાં અને અમારા શરીરમાં રોમાંચ ખડાં થયાં મગળાનો કેશકલાપ મુક્ત થઇને તેના મુખ તથા પૃષ્ઠ ભાગમાં પ્રસરી ગયો હતો અને તે વિખરાયલા વાળોમાંથી અખડ રક્ત ધારા વહ્યા કરતી હતી, અર્થાત્ તેના મસ્તકમાં અસિના ભયાનક પ્રહારો થયેલા હોવાથી તેમાંથી જ એ રક્તની ધારા નીકળી રહી હતી મસ્તક ઉપરાંત તેના સ્કધોપર અને હસ્તો પર પણ તલ્વારના ઊંડા ઘા જોવામાં આવતા હતા અને તેના ઉદરમાં પણ તલ્વારો ખોસાયલી હોવાથી તેના આં-તરડા બહાર નીકળી આવ્યા હતા હું અને જયન્તી એ ઘૃણાજનક દૃશ્યને વધારે વાર જોઇ શકી નહિ અને તેથી થોડીવારમાં જ અમોએ અમારી આંખોને બધ કરી લીધી. અમોએ જ્યારે આંખો ઉઘાડી ત્યારે મગળાના તે ભયાનક રૂપના સ્થાનમાં તેનું પૂર્વ પ્રમાણેનુ રમણીય રૂપ જ અમારા જોવામાં આવ્યુ અને તે રમણીય રૂપને જોયા પછી અમારાં હૃદયો કાંઇક સ્વસ્થ થયાં.

" ત્યારે શું પ્રેત યોનિમાં વિચરતા આત્મિકો તથા આત્મિકાઓમાં રૂપપરિવર્દ્ધનની શક્તિ પણ રહેલી હોય છે ? તેઓ જ્યારે ધારે ત્યારે પોતાની ઇચ્છાનુસાર કોઈ પણ પ્રકારના રમણીય કિવા ભયકર સ્વરૂપને ધારી શકે છે ? " મે સ્વાભાવિક સહજ ભાવથી આ પ્રશ્ન પૂછ્યો

" હા, આત્મિકો તથા આત્મિકાઓ અવસ્થા વિશેષમાં, પ્રયોજન અનુસાર, કોઇ કોઈવાર ઉચ્ચ સ્થિતિના રાસાયનિક ક્ષમતાપન્ન આત્મિકોની સહાયતાથી પાર્થિવ શરીરની આ ભ્યાને દર્શા વનારી મૂર્ત્તિને ધારણ કરી શકે છે તેઓ સાંસારિક મનુષ્યોને પોતાનો પરિચય કરાવવા માટે અથવા તો પોતાની કોપ એક વિશિષ્ટ અવસ્થાને દર્શાવવામાટે રૂપ પરિવર્ત્તન કરતાં રહે છે પ્રા ચીન આર્ય ઋષિઓ એવી મૂર્ત્તિને કામરૂપ એટલે કે કામનાને અનુરૂપ રૂપના નામથી ઓળખે છે. આ કારણથી મારી આ રૂપ પરિવર્ત્તન કારિણી શક્તિને જોઇને તમારે લેશ માત્ર પણ આશ્ચર્ય-ચકિત થવાનું નથી " આ પ્રમાણે મારા પ્રશ્નનુ ઉત્તર આપીને તે પોતાના વૃત્તાન્તમાં આગળ વધીને કહેવા લાગી કે —

" મારી હત્યાની ઘટનાને આજે પાચ વર્ષ જેટલો સમય વીતી ગયો છે, છતાં હું કોધ તથા પ્રતિહિંસાની જ્વાળાથી દિવસ અને રાત બળ્યા કરૂં છું, મારો આત્મા જોરાવર અને તેના બે અનુચરોના પ્રાણ લેવામાટે તલપી રહ્યો છે ,અને આવતી કાલે મારા હસ્તથી તે ત્રણે નરપિ શાચોના ભીષણ જીવનનાટકની સદાનેમાટે પરિસમાપ્તિ થવાની હોવાથી કદાચિત્ આવતી કાલે મારી જ્વાળા શમી જશે અને મારા આત્માને ચિર શાંતિનો અનુભવ થશે ! "

" ત્યારે શું આવતી કાલે જ જોરાવરના જીવન નાટકની તમારા હસ્તથી સમાપ્તિ થવાની છે ? આવતી કાલનો દિવસ તેના જીવનનો અંતિમ દિવસ થવાનો છે ? " જયન્તીએ ભય તથા આશ્ચર્યને દર્શાવનારા ભાવથી પૂછ્યું.

" આત્મિક અથવા આત્મિકાની વાણી કદાપિ અસત્ય હોતી જ નથી અને તેટલા માટે વચનમાં લેશ માત્ર પણ અવિશ્વાસ રાખવાનુ તમોને કાંઇ પણ પ્રયોજન નથી જે વેળાયે મારો દેહ યમરાજનો ગ્રાસ થયો હતો તે વેળાયે મારી એ જ તીવ્રતમ વાસના હતી કે મારા પતિના મરણથી મારી જેવી દુર્દશા જોરાવરે કરી છે તેવી જ તેના પોતાના મરણથી તેની સ્ત્રીઓની દુર્દશા થાય, તેની સ્ત્રીઓ વિધવા થયા પછી વ્યભિચારિણી થઇ જાય, ગર્ભવતી થાય અને પ્રેત-યોનિમાં ભટકતા જોરાવરના આત્માને પોતાના ગૃહની તે ભયાનક અપ્રતિષ્ઠા તથા દુર્દશાને જોઇને પશ્ચાત્તાપના પાવકથી પ્રજળવાનો શાશ્વત હેતુ પ્રાપ્ત થતાં પ્રેતયોનિમાં પણ તેને કદાપિ શાંતિનો સાક્ષાત્કાર ન થઇ શકે જોરાવરના ગૃહની આ અપ્રતિષ્ઠા તથા દુર્દશા જોરાવરના પોતાના મરણ વિના થઇ શકે તેમ ન હોવાથી આવતી કાલે આ ઓરડામાં જ જોરાવરના પ્રાણનુ બલિદાન લેવાનો મેં દૃઢ નિશ્ચય કરી લીધો છે અને જો તમારામાં હિંમત હોય તો આવતી કાલે તે ભયાનક દશ્યને તમો પણ તમારી પોતાની આંખોથી જોઇ શકો તેમ છે " આત્મિકા મંગળાએ આ પ્રમાણેનુ ઉત્તર આપ્યુ, પરંતુ એ ઉત્તર આપ્યા પછી અચાનક તે કાંઇક ગંભીર વિચારમાં પડી ગઇ અને થોડીવાર પછી ગંભીરતાથી કહેવા લાગી કે " પણ નહિ, જોરાવરના મરણના મહાભયાનક દશ્યને જોવાથી તમોને કશો પણ લાભ થવાનો સંભવ નથી, કિં બહુના જો તે વેળાયે તમારાં સુકોમળ હૃદયોમાં ભયનો ભીષણ આઘાત થઇ જાય તો તેથી કદાચિત્ તમને કાઇ પ્રકારની હાનિ થવાની જ સંભાવના છે અને તેટલામાટે તમો અહીંથી આજે હમેશને માટે ચાલ્યા જાઓ એમાજ તમારૂં અધિક શ્રેય સમાયલું છે " આવા પ્રકારનો અમો ઉભયને ઉપદેશ આપ્યા પછી તેણે એકલી જયન્તીને સંબોધીને અતિશય ગંભીર ભાવથી કહેવા માંડ્યું કે, " જયન્તી, પ્રેતયોનિમાં ગયા પછી આત્માને એક પ્રકારની દિવ્ય દૃષ્ટિની પ્રાપ્તિ થતી હોવાથી તે કોઇ પણ મનુષ્યના ભૂતકાળ તથા ભવિષ્યકાળના જીવનને જાણી શકે છે અને તેથી તારા ભૂતકાળ તથા ભવિષ્યકાળના જીવનની સ્થિતિનુ જો મને જ્ઞાન હોય તો તે સર્વથા સ્વાભાવિક જ છે તું કાઠિયાવાડમાંના જુનાગઢ નામક નગરની નિવાસિની વડનગરા નાગર જાતિના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થની કન્યા હોવાથી તને કેટલુંક શિક્ષણ પણ અપાયલું હતું અને એક યોગ્ય વર સાથે તારો લગ્ન સંબંધ પણ કરી આપવામાં આવ્યો હતો, પરંતુ દુર્ભાગ્યની પ્રબળતાથી લગ્ન થયા પછી એક વર્ષમાં જ તું વિધવા થઈ હતી અને શિક્ષણના પરિણામે પોતાના જીવનને તું પવિત્રતામાં જ વીતાડતી હતી. પરંતુ તું એક અતિશય રૂપવતી અને લાવણ્યવતી લલના હોવાથી અનેક કામાતુર પુરુષો તારા પ્રેમ રસનું પાન કરવાને તલપી રહ્યા હતા કે જેમનામાં તારો એક નિકટનો આત્મીય સંબંધી ભાનુશંકર નામનો તારો સમવયસ્ક તરુણ પણ હતો એ તો તારા સ્મરણમાં હોવુ જ જોઇએ. એકવાર તું ભાનુશંકરના ગ્રામમાં તારી માતા સાથે ગઇ હતી અને એ દિવસ તારે ત્યાં જ રહેવુ પડ્યુ હતું તે પ્રસંગનો લાભ લઇને રાત્રિના સમયમાં ભાનુશંકરે બળાત્કારથી, તારી ઇચ્છા ન હોવા છતાં, તને ભ્રષ્ટ કરી હતી અને પ્રતિષ્ઠા જવાના ભયથી તેના બળાત્કારથી, તેના બળાત્કારને તે મુખથી કાંઇ પણ ન બોલતાં સહન કરી લીધો હતો તે વેળાયે તો તું અનિચ્છાપૂર્વક ભ્રષ્ટ થઇ હતી, પરંતુ પછીથી એ ભ્રષ્ટતામાં કાંઇક અપૂર્વ સ્વાદ જણાયાથી ભાનુશંકર સાથેના એ ભ્રષ્ટતામય સંબંધને તેં ચાલુ રાખ્યો હતો, માત્ર એટલું જ નહિ, પણ અચાનક ગર્ભવતી થવાથી અને તેવામાં જ ગિરિનારાયણની યાત્રાએ આવેલા જોરાવર સાથે તારો

પરિચય તથા સમાગમ થવાથી પોતાની લજ્જા તથા પ્રતિષ્ઠાના સરક્ષણ માટે તું પોતાના પિતૃ ગૃહ તથા શ્વસુર ગૃહને સદાને માટે ત્યાગીને તેની સાથે અહીં ન્હાસી આવી હતી જોરાવરે તને આ સ્થાનમાં લાવીને રાખ્યા પછી ૭ મહિના કેડે તે એક પુત્રને જન્મ આપ્યો હતો, પરતુ તે બાળક આઠ દિવસનું સ્વલ્પ આયુષ્ય ભોગવીને જ મરી ગયો હતો ત્યાર પછી તે અહીંથી અન્યત્ર જવાનો વિચાર જ નથી કર્યો અને જોરાવરનો તારામાં વિશ્વાસ હોવાથી તેણે તને ગમે ત્યાં જવા આવવાની સ્વતંત્રતા આપી દીધી છે, પરતુ એ સ્વતત્રતાનો પણ તે કામા તુરતાથી કેટલેક અંશે દુરુપયોગ કર્યો છે, કારણ કે, જોરાવર નિરતર તારી પાસે ન રહેતો હોવાથી તેમજ તે અનેક કુસુમોનો રસભોક્તા ભ્રમર હોવાની વાર્ત્તા તારો જાણમાં હોવાથી તે અહીંથી થોડા જ અતર પર આવેલા એક ગામડાના એક તરુણ કૃષિકાર સાથે પ્રેમ સબધ સાંધ્યો છે કે જેની સહાયતાથી આજે તે આ મીનાક્ષીને અહીંથી નસાડવા માટેની વ્યવસ્થા કરેલી છે, જયતી, તુ તારી પોતાની લજ્જા તથા પ્રતિષ્ઠાના સરક્ષણમાટે તારા પિતૃગૃહ તથા શ્વસુરગૃહને ત્યાગીને જોરાવર સાથે અહીં ન્હાસી આવી હતી, પરતુ તારા પલાયનથી તારાં ઉભય કુળોનો પ્રતિષ્ઠાનો લોપ થયો છે એ વાર્ત્તા તારા લક્ષમાં આવી શકી નથી અને તારા જેવા એક સુશિક્ષિતા સુદરીનો એ પ્રમાદ સર્વથા અક્ષમ્ય છે એવી જ મારી માન્યતા છે માત્ર તારામાં જ કોઇ પણ અત્યત પ્રશસનીય સદ્‌ગુણ રહેલો હોય તો તે એ જ છે કે તું પોતે એક પતિતા અને પાપીયસી પ્રમદા હોવા છતા પોતાના દુરાચારમાટે તારા હૃદયમાં નિરતર પશ્ચાત્તાપ થયા કરે છે, જો બાજી કોઇ સ્ત્રી સદાચારિણી હોય છે તો તેના વિશે તારા મનમાં સમાનની ભાવના વસતી રહે છે અને તે સદાચારિણી આને દુરાચારની ગર્તામાં ગબડાવી દેવાનો તું નીચ પ્રયત્ન નથી કરતી કિંતુ તેને સદાચારના માર્ગમાં આગળ વધવાના કાર્યમાં પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપતી રહે છે અને તારો આ સદ્‌ગુણ તારા ઉત્કૃષ્ટ ભવિષ્યકાળને સૂચવનારો છે, એ નિર્વિવાદ છે. કેમ જયતી, મે તારા ભૂતકાલિક જીવનનો સક્ષેપમાં જે વૃત્તાંત કહી સભળાવ્યો છે તે અસત્ય તો નથી ને ?"

આત્મકા મગળા જે વેળાયે જયન્તીના ભૂતકાલિક જીવનને વર્ણવતી હતી તે વેળાયે જયતીનુ મુખમડળ લજ્જા તથા આત્મગ્લાનિથી અવનત થઇ ગયુ હતું અને તેના અતઃકરણમાં ભયાનક પશ્ચાત્તાપ થતો હોય એવી સ્પષ્ટ કલ્પના કરી શકાતી હતી મગળાનો આ પ્રશ્ન સાંભળીને તે રુદ્ધ કઠ તથા અશ્રુપૂર્ણ નયનોથી કહેવા લાગી કે "પરલોકવાસિની મગળાદેવી, મારા ભૂત કાલિક જીવનનો જે સક્ષિપ્ત વૃત્તાંત તમોએ કહી સભળાવ્યો છે તે અક્ષરશઃ સત્ય છે અને વૃત્તાંતને તમારા મુખથી સાંભળીને આત્મિક તથા આત્મિકાઓની દિવ્ય જ્ઞાનદૃષ્ટિમાં મારી સપૂર્ણ શ્રદ્ધા બધાઇ ગઇ છે હવે તમારા શ્રીમુખથી હુ મારા ઉદ્ધારના માર્ગને જાણવામાટે ઉત્સુક થઇ રહી છુ અને તેથી આશા છે કે મને તમો મારા ઉદ્ધારનો ઉત્કૃષ્ટ માર્ગ અવશ્ય બતાવશો અને મારા હવે પછીના જીવનને સુધારશો"

"જયન્તી, પ્રથમ હુ તને આ મીનાક્ષીને કેટલોક યોગ્ય ઉપદેશ આપવા ઇચ્છું છુ અને ત્યાર પછી હું તને તારા ઉદ્ધારનો માર્ગ પણ બતાવીશ" આમ કહીને મગળા મને તથા જયન્તીને સબોધીને મૃદુતા, મધુરતા તથા મનોહારિણી ગભીરતાથી કહેવા લાગી કે "આપણાં સનાતન આર્ય ધર્મશાસ્ત્રોમાં નારી જાતિની પદવી અત્યત શ્રેષ્ઠ મનાયલી છે અને તેથીજ ઉત્તમ પુરુષોના એવા ઉદ્‌ગારો સર્વના સાંભળવામાં આવ્યા કરે છે કે 'ગૃહ પોતે ગૃહ નહિ, કિન્તુ ગૃહિણી જ ગૃહ છે અને તેટલા માટે ગૃહિણી વિનાનું ગૃહ અરણ્ય કરતાં પણ અધમ હોય છે.

*'જે સ્ત્રીઓ અમૃતના કુંડો સમાન છે, રત્નના રાશિઓ જેવી છે અને પ્રેમના ભંડારો સદશ છે, તે યોષિતાઓ—સ્ત્રીઓ કોના વડે નિર્માયેલી છે વારૂ ?'× 'સ્ત્રી પવિત્રતાની પ્રતિમા છે' તેમજ 'પુરૂષ બળ છે અને સ્ત્રી સાક્ષાત્ સુન્દરતા છે' ઇત્યાદિ. પરંતુ જેની પદવી જેટલી શ્રેષ્ઠ હોય છે તેટલીજ તે પદવીમાં સંકટપરંપરાયણ અધિક સમાયલી હોય છે, એ તત્ત્વને આપણે કદાપિ ભૂલી જવાનું નથી, કારણ કે, જેના ભંડારમાં ધન તથા રત્નરાશિનો અધિક સંચય હોય છે તેનાપર ચોર અને લુંટારાની અધિક તીવ્ર દ્રષ્ટિ રહ્યા કરે છે અને તેથી જો ધનાઢ્ય મનુષ્ય પોતાના ધન ભંડારની યોગ્ય રક્ષા ન કરે તો તેના ધનને લુંટાઇ જતાં નિમેષ માત્રનો પણ વિલંબ નથી થતો આ કારણથી કેટલીક વાર જેમ લક્ષ્મી હિતકારિણી થઇ પડે છે તેમજ કેટલીક વાર પ્રાણહારિણી પણ થઇ પડે છે, એ સર્વત્ર જ્ઞાત હોવાથી એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી સારાંશ કે, સુંદરતા તથા પવિત્રતા એ નારી જાતિનો કુબેરના ધન ભંડાર કરતાં પણ વિશેષ ઉચ્ચ તથા આકર્ષક ધનભંડાર છે અને એ ધનભંડાર જેવી રીતે નારી જાતિના ગૌરવને વધારનારો છે તેવીજ રીતે જો એની યથાર્થ રક્ષા ન કરી શકાય તો નારી જાતિના ગૌરવને મટાડનારો પણ છે, એ નવીનતાથી કહેવું પડે તેમ નથી આ કારણથીજ કહેવામાં આવ્યું છે કે નારી જાતિનો જો કોઈ પણ પ્રબળ શત્રુ હોય તો તેનું અપ્રતિમ સૌન્દર્ય અથવા લાવણ્ય જ છે, કારણ કે સહસા એ સૌન્દર્યના યોગેજ નારી જાતિનો ભયાનક અધઃપાત થઇ જાય છે આ સર્વ સાધક બાધક કારણોનો વિચાર કરીને આપણા મહા બુદ્ધિમાન શાસ્ત્રકારોએ પોતાના ઉદર માંથી ઉત્પન્ન થયેલા પુત્ર સાથે પણ એકાંતવાસમાં ન રહેવા માટેની નારી જાતિને જે આજ્ઞા આપેલી છે તે આજ્ઞા નારી જાતિ માટે અત્યંત હિતકારિણી છે, એમાં તો લેશ માત્ર પણ સંશય છે જ નહિ મનુસ્મૃતિના ૯ મા અધ્યાયમાં સ્ત્રી જાતિમાં વ્યભિચાર દોષ ઉત્પન્ન થવાનાં જે કારણો દર્શાવ્યાં છે તે આ પ્રમાણે છે—" મદિરા પાન, દુષ્ટ મનુષ્યોનો સંગ, પતિથી દૂર રહેવું અથવા પતિનો વિરહ, ગમે ત્યાં રખડયા કરવું, કુસમયમાં શયન કરવું અને અન્યના ગૃહમાં નિવાસ એ ૭ કારણો મુખ્યત, નારીજાતિમાં વ્યભિચાર દોષનો ઉદ્ભવ થાય છે જોરાવરના ગ્રહમાં એક રાંધનારી તરીકે રહેવાથી સારામાં વ્યભિચાર દોષનો ઉદ્ભવ થયો હતો અને ભાનુશંકરના ગૃહમાં અતિથી તરીકે વસવાથી જયન્તીમાં વ્યભિચાર દોષની ઉત્પત્તિ થઇ હતી, એથી પણ સ્પષ્ટ જણાઈ આવે છે કે પરગૃહનિવાસ અને દુષ્ટજન સંસર્ગ નારીજાતિમાટે કેટલી સીમા પર્યંત ભયંકર થઇ પડનારા પદાર્થો છે માત્ર એટલું જ નહિ પણ એમાં વિશિષ્ટતાથી લક્ષમાં રાખવા યોગ્ય ઘટના તો એ છે કે ભાનુશંકર જયન્તીની સગી માસીનો પુત્ર હોવાથી એક રીતે બંધુ જ હતો અને બંધુના હસ્તથી જ ભગિનીના વૈધવ્ય ધર્મનો નાશ થયો હતો એટલા માટે બંધુ કે તરુણ પુત્ર સાથે પણ નારી જાતિનો એકાંતવાસ નિષિદ્ધ માનવામાં આવ્યો છે અને તે યોગ્ય જ છે મીનાક્ષી, તું પ્રભુની કૃપાથી પવિત્ર છે અને તેટલા માટે આ ઉપદેશને અને આપણી ધર્મ શાસ્ત્રગત આજ્ઞામયી ધર્મપ્રણાલિકાને તારે વિશિષ્ટતાપૂર્વક ધ્યાનમાં રાખી લેવાનાં છે, પરંતુ નહિ, એક વાર તો ભાવિ તને અવશ્ય ભૂલાવશે અને ઠોકર લાગશે ત્યારેજ બુદ્ધિ ઠેકાણે આવશે એટલે અત્યારે તને વિશેષ ઉપદેશ આપવાનું કાર્ય નિરર્થક હોવાથી હું જયન્તીને એના ઉદ્ધારનો માર્ગ બતાવવાના કાર્યનો આરંભ કરવા ઇચ્છું છું."

---

* "न गृहं गृह मित्याहु र्गृहिणी गृह मुच्यते ।
गृहं तु गृहिणीहीनं कान्तारादतिरिच्यते " ॥

× " अमृतस्येव कुंडानि रत्नानामिव राशय ।
रतेरिव निधानानि निर्मिता केन योषित. " ॥

આત્મિકા મગળાની આવી કઠોર ભવિષ્યવાણીને સાંભળીને હું ભયથી કંપવા લાગી અને કેટલીકવાર સુધી ચિન્તામાં નિમગ્ન રહ્યા પછી મે તેને વિનીત ભાવ તથા કાતર સ્વરથી પૂછ્યું કે "આ ભવિતવ્યતા કિંવા ભાવિ ઘટનાને ટાળી દેવા માટેનો પણ કોઇ ઉપાય છે ખરો કે નહિ ? અને જો તેનો કોઇ ઉપાય હોય તો એ ભવિતવ્યતાને મારાથી ટાળી શકાય તેમ છે કે કેમ ?"

મારા એ પ્રશ્નના ઉત્તરમાં મગળાની છાયામૂર્તિએ પૂર્વવત્ ગભીરતાથી જ કહેવા માંડયુ કે " હા, ભવિતવ્યતાને ટાળી શકાય છે અને તારાથી તેને અવશ્ય ટાળી શકાય તેમ છે, કારણ કે, આ વિશ્વમાં જેને ટાળી ન શકાય તેવી કોઇ વસ્તુ છે જ નહિ તુ સ્વાધીના છે, પોતાના કર્મ ફળોની અધિકારિણી આત્મિકા છે, એક પરમ ધર્માવતાર દપતીની ધર્મશીલા દુહિતા છે, સુશિક્ષિતા છે, અનન્તશક્તિની એક અસ્ફુટ કલિકા છે. અનતધામની યાત્રિણી છે અને અનંત મગલની અધિકારિણી છે એટલા માટે તારૂ પોતાનું ભવિતવ્ય અનેક અશે નરા પોતાના હસ્ત માંજ રહેલું છે જો તું દૃઢ સકલ્પ કરીને તનુ મનથી પ્રયત્ન કરતી રહીશ, તો પોતાના એ ભાગ્ય અથવા ભવિતવ્યનું અવશ્ય પરિવર્ત્તન કરી શકીશ પરતુ એ કાર્ય બહુજ કઠિન છે જો તું ચિત્ત સયમ દ્વારા તે યુવકના સમાગમ સુખને મેળવવાના લોભનું સવરણ કરી શકીશ, તો તેથી તારા ભાગ્યની ગતિ અવશ્ય બદલાઇ જશે અને તારી સમસ્ત ભાવિ આપત્તિઓનો અત આવી જશે, કિન્તુ તું એ નથી જાણતી કે તે સમયમાં તારી ભોગ વિલાસ માટે અત્યત પ્રબળ થયેલી તૃષ્ણા તથા પ્રેમ પરિરભણાતમા તને તારા અત્યાના વિચારમાં દૃઢ રહેવા દેશે નહિ અને સશક્ત તથા દુર્દમનીય વિકારો તને અવશ્ય અધોગતિની ગહન ગર્ત્તામાં પછાડી નાખશે. જોરાવરમાં તારા મનને મુગ્ધ કરવા જેટલી મોહકતા ન હોવાથી જ આ સ્થાનમાં તું આટલી પર્યન્ત દૃઢ રહી શકી છે, પરતુ તે યુવકની મોહકતા તારા ચચળ મનને નિમેષ માત્રમાં જ ચળાવી દેશે અને તે કઠોર પરીક્ષાના પ્રસગે તારે પરાજિતા જ થવુ પડશે બસ, તારા સબધમાં મારા આત્માના અધિકારી દેવ પુરૂષે આથી વિશેષ મને કાંઇ પણ જણાવ્યુ નથી અને આથી વિશેષ બોલવાની આજ્ઞા પણ આપી નહિ છતાં, પણ એક વાર્ત્તા હું તને દૃઢતા પૂર્વક જણાવી દઉ છુ કે તારો અધ પાત થયા પછી ઇશ્વરમાંથી તારી શ્રદ્ધા ઓછી થતી દેખાશે, પરતુ આપત્તિના અવસરમાં પણ જો તું ધર્મ તથા ઇશ્વરમાં અવિશ્વાસ રાખીને અશ્રદ્ધાના ભાવોનું પોષણ કરતી રહીશ, તો તેથી પરલોકમાં પણ તારી દુર્ગતિની સીમા રહેશે નહિ, એટલા માટે હું તને વચ વાર કહું છું કે, સાવધાન, સાવધાન અને સાવધાન ! પરમેશ્વરમાં અટળ વિશ્વાસ રાખીને જીવનમાર્ગમાં અગ્રગામિની થતી રહેજે, કારણ કે, માનવજીવન મૃગજળ અથવા તો મનકલ્પિત સ્વપ્ન નથી."

અપૂર્ણ

---

ભાગ્યોદયનું લવાજમ રૂ. ૩-૦-૦ અને ભેટના પુસ્તકનું પોસ્ટેજ ૦-૨-૦ મળી રૂ. ૩-૨-૦ નું વી પી કરીને સુખી ગૃહસંસાર નામનું આઠમા વર્ષનું ભેટનું પુસ્તક મોકલવામાં આવશે આ પુસ્તક જ્યારે તમારા હાથમાં આવશે ત્યારેજ તેની કીંમત આપને સમજાશે. તેની અંદર સ્વર્ગના જેવું સંસારમાં સુખ શી રીતે મળી શકે તેમજ હમેશાં ઘરમાં શાંતિ અને આનંદ પ્રવર્તી રહે તે માટે એક કુટુંબની આત્મકથા રૂપે ઘણુંજ સરળ વર્ણન છે ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રી પોતાના અભણ અને વિષયી પતિને શી રીતે સુધારી સદ્વર્તનશાળી તેમજ ગરીબાઇમાંથી તવંગર બનાવી શકે છે તે વાંચતાં આનંદાશ્રુ આવ્યા વગર રહેશેજ નહિ દરેક સ્ત્રીએ તે પુસ્તકનું મનન કરવું જોઇએ, ગમે તેવી કંકાસ કરનારી સ્ત્રી હશે તો પણ આ પુસ્તક વાંચી આનંદ પ્રવર્તાવનાર અને પતિને સુખ આપનાર તથા ઘરનો ભાર ઉપાડી લેનાર થશે આવા એકજ પુસ્તકથી લવાજમ રૂ ૩-૦-૦ તો વસુલ થઇ શકે તેમ છે તો પછી માસીકતો મફતજ પડે છે રૂ. ૩-૦-૦ જેવા નજીવા લવાજમમાં આ માસીકના ગ્રાહક રહેવાથી અનેક લાભ મળે છે

નાનાં છોકરાં ઉપર નાનપણથીજ સારા સંસ્કાર નાંખવાથી તે ભવિષ્યમાં મહાન થઇ શકે છે જો છોકરાંને નાનપણથી આ માસીક વંચાવવામાં આવે તો તે ભવિષ્યમાં મહાન થઇ શકે છે સ્ત્રીઓ વાંચે તો તે ગૃહસંસારને સુખરૂપ બનાવનાર થઇ શકે છે અને પોતે વાંચવાથી પોતાના અને વ્યવહાર અને પરમાર્થમાં સહાય રૂપ થઇ પડે છે દરમાસે નિયમસર આ માસીક વાંચનાર માણસ ભાગ્યેજ ચિંતા અને દુઃખમાં રહી શકે છે. તો આવા ઉપયોગી વાંચનને માટે બાર માસે ૩) જેવા નજીવું લવાજમ ખર્ચવું એ કોઇને પણ ભારે પડે તેમ નથી જેમ મનુષ્યને શરીરની સંભાળ વાસ્તે અને તેને ટકાવી રાખવાને માટે અન્ન અને વસ્ત્રની જરૂર પડે છે તેમ મનના પોષણ માટે આવા શુભવિચારને ફેલાવનાર વાંચનની પણ જરૂર છે. અને તેને માટે ખર્ચ કરવું એ કંઇ નિરૂપયોગી નથી દરમાસે નિયમસર ભાગ્યોદય વાંચકોના હાથમાં આવે છે અને તેમને કંઇ પર સુવિચારરૂપી ખોરાક પુરો પાડે છે વળી તે ઉપરાંત વૈદકના ઘેર બની શકે તેવા મફતના ઉપચારો તેમ આરોગ્યનું પોષણ કરતી ઉન્નતિ થઇ શકે તેવા ઉપયોગી લેખો અને મહાન પુરૂષોનાં ચરીત્રો તેમાં [illegible] લાભકર્તા થઇ પડે તેમ છે આમ છતાં લવાજમ માત્ર રૂ ૩ [illegible] માટે હું તેને નમ્ર [illegible] કરૂં છું કે, આ વર્ષે પણ દર વર્ષની માફક ગ્રાહકમાં કાયમ રહી અમારા ઉપર વિશ્વાસ રાખીને ઉત્તમમાર્ગમાં [illegible] રહેશે, [illegible] તો મન [illegible] નથી ”

[illegible]

શીયાળામાં ખાવા લાયક, શરીરને પુષ્ટ કરી બુદ્ધિ અને શક્તિને વધારી મગજને શાંતિ આપનાર

**ચ્યવન.**

દરેક મનુષ્યે શીયાળામાં ખાવું જોઇએ તેથી શક્તિ આવશે ધાતુ સબંધી નબળાઇ મટશે, ઉધરસ ને કફ મટાડશે મગજની શક્તિને વધારી નેત્રમાં તેજ વધારશે. કીંમત રતલ ૧ ના રૂ ૩-૦-૦

દવે કેમીકલ વર્કસ-અમદાવાદ



# गुरु गोविंदसिंह

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૭ મું.

એવામાં એક મુસલમાન સાધુ કે જે જાતે સય્યદ હતો તેણે શિખ ધર્મનો અંગીકાર કર્યો, ગુરુ મહારાજે તેનું નામ અજમેરાસિંહ રાખ્યું આ વખતે વજીરખાં જો કે નાસી ગયો પણ તેના મનમાં ગુરુ સાહેબનો ભય લાગવા માંડયો જ્યારે તેણે જાણ્યું કે માલવાના મોટા મોટા સર, સામન્ત અને સરદારો પણ ગુરુ મહારાજ પાસે દીક્ષા લે છે, તેમના પથમાં જાય છે, તેમની સાથે હૃદયનો પ્રેમ રાખે છે ત્યારે તેનું હૃદય કંપવા લાગ્યું

આ તરફ ગુરુ સાહેબે આદિ ગ્રન્થની નવી આવૃત્તિ પોતાની સ્મરણશક્તિથી કરાવી કેમકે બાબા ધીરમલની પાસે મૂળ ગ્રન્થ હતો તેમણે તે ન આપ્યો, અને ગુરુ મહારાજ ઉપર કાંઇક અશ્રદ્ધા જણાવીને કહેવરાવ્યું કે આપને આપની બુદ્ધિ અને સ્મરણશક્તિને માટે અભિમાન છે તો એવો ગ્રન્થ કેમ બનાવતા નથી આથી ગુરુ મહારાજની સ્મરણશક્તિ એવી હતી કે જેમણે તમામ ગ્રન્થ ફરી લખાવીને તૈયાર કર્યો આ વખતે ગુરુ મહારાજની બને સ્ત્રીઓ પણ દિલ્હીથી આવી ગઇ હતી તે બને સ્ત્રીઓ પુરુષના વેશમાં દિલ્હી જઇને પોતાના એક શિષ્યને ત્યાં રહી હતી, અહીં આવતાં તેમને પોતાની સાસુ તથા ચારે પુત્રોના સ્વર્ગવાસની ખબર મળી સ્ત્રીઓના સ્વભાવાનુસાર તેમણે બહુજ વિલાપ કર્યો પણ ગુરુ મહારાજે નિશ્ચલ હૃદયે તેમને સંસારની અસારતા સમજાવી શાંત કરી

આ તરફ વજીરખાએ ગુરુ ગોવિન્દ ઉપર ચઢાઇ કરવાને માટે ઓરંગજેબની આજ્ઞા અને મદદ માગી. તેવામાં ગુરુ મહારાજનો પત્ર ઓરંગજેબની પાસે ગયો. ગુરુ મહારાજનો પત્ર લઇને દયાસિંહ ગયા હતા. ગુરુમહારાજના લખાણથી ઔરંગજેબ મુગ્ધ થઇ ગયો જો કે ઔરંગજેબ ધર્માંધ હતો છતાં તેને પોતાના સોગપતિયો અને અધિકારિયોની ભૂલને માટે દયાસિંહની આગળ પશ્ચાતાપ કરવો પડ્યો આ સર્વ પહાડી રાજાઓની દુષ્ટતાનુંજ પરિણામ છે. ઔરંગજેબે તરતજ સરહિન્દના સોગપતિને આજ્ઞા મોકલી કે ગુરુ મહારાજને તેમની ઇચ્છાનુસાર જ્યાં રહેવું હોય ત્યાં રહેવા દો અને તેમને સતાવવા નહિ સાથે વજીરખાની પ્રાર્થનાના જવાબમાં ઓરંગજેબે વજીરખાંને જવાબ આપ્યો કે તમે પહાડી રાજાઓના ચઢાવવાથી ગુરુ મહારાજની સાથે વિરોધ કર્યો તેમના વધના બહાને કચરી નાંખીને અકારણ મુસલમાની રાજ્ય સામે પ્રજાનો આટલો તિરસ્કાર ઉત્પન્ન કર્યો

ઔરંગજેબે ગુરુ મહારાજની પાસે પત્ર લખીને તેમને દીલ્હી બોલાવ્યા ગુરુ મહારાજે તેમને જવાબ આપ્યો કે હવે હું કપટી મુગલોના સોગનોનો વિશ્વાસ રાખતો નથી તેથી ઔરંગજેબે પત્ર લખ્યો, અને તેમાં લખ્યું કે જે કાંઇ આપને વિનાકારણે દુઃખ આપવામાં આવ્યું છે તેનો બદલો આપવામાં આવશે આથી ગુરુમહારાજ ઓરંગજેબને મળવાને દક્ષિણ તરફ ગયા અને સ્ત્રીઓને પાછી દિલ્હીમાં મોકલી દીધી. પણ રસ્તામાંજ ઔરંગજેબના મરી ગયાના સમાચાર

# वैदक टुचका संग्रह.

**રક્તપીત**—લોહીપડતું સાકર, મેંદીની શાન અને દ્રાક્ષ સરખેભાગે લઇ ખાંડી તેનું બે રૂપીઆભાર ચૂર્ણ માખણમાં મેળવી ચાટવાથી પડતું લોહી અટકી જાય છે

**હેડકી**—રાસ્ના, ભોંયરીંગણી, ચીત્રકમૂળ અને બહેદાણા એ ઔષધાનો ઉકાળો કરી દુધ નાંખી પીવરાવવાથી હેડકી આવતી હોય તે બંધ થાય છે

**ઉલટી**—બેઆનીભાર ફુલાવેલો ટંકણખાર પીલુડીના રસસાથે પીવાથી ઉલટી મટી જાય છે

**હરસ**—૧ તોલો વજ, ૨ તોલા ફુલાવેલીહીંગ, ૩ તોલા વાવડીંગ, ૪ તોલા સીંધવ, ૫ તોલા જીરૂં, ૬ તોલા સુંઠ, ૭ તોલા મરી, ૮ તોલા પીંપર, ૯ તોલા કુઠ, ૧૦ તોલા હરડે, ૧૧ તોલા ચિત્રક ૧૨ તોલા બોડી અજમોદ એ બધાં સરખે ભાગે લઇ ખાંડી કપડછાણ કરી તેમાં ચૂર્ણથી બમણો ગોળ નાંખી એકેક તોલાની ગોળીઓ કરવી તેમાંથી હમેશાં અર્ધીગોળી સવારે અને અર્ધી સાંજે ઉના પાણી સાથે ખાવાથી વાયુના હરસ મટે છે

**સોજા**—શરીરે સોજા આવ્યા હોય તો સુરોખાર ૫ પૈસાભાર, સોનાગેરૂ ૫ પૈસાભાર, બંનેને વાટીઘુટી ૫ પડીકાં કરવાં એક પડીકું કોરા ઘડામાં નાંખી તેમાં ૧૧॥ શેર પાણી ભરી રાત્રે છાપરા ઉપર મુકવું સવારે તે ઘડામાંનું ઉપરનું નીતર્યું પાણી લઇ આખા દીવસમાં પાંચથી સાત વાર પીવું આમ પાંચેક દિવસ પીવાથી અને ખાવામાં માત્ર ચણાના લોટની રોટલી ઘીમાં બનાવીને ખાવી, બીજું કાંઇ ખાવું નહિ તેથી દરેક પ્રકારના સોજા મટે છે

**પથરી**—જવખાર મધ સાથે વાલ ૧ રોજ ચાટવાથી પથરી મટે છે

**મધુમેહ**—મીઠો પ્રમેહ હોયતો—ગરમાળાનો ગોળ, આસોંદરાનું ચૂર્ણ સરખે ભાગે લઇ તેમાં તેના અર્ધભાગે બંગભસ્મ ઉમેરી તેમાંથી રોજ ૧ વાલ દવા સાકર સાથે ખવરાવવાથી મધુ પ્રમેહ મટે છે

**પ્રમેહ**—કાળા તલના કલ્કને છાસમાં પકાવી ખવરાવવાથી અને હીંગ ખાવા ન દેવાથી ઘી પણ વધુ ન ખાવાથી અને જમવામાં તેલનો વધુ ઉપયોગ કરવાથી પ્રમેહ મટે છે

**વિદ્રધિ**—સરગવાની છાલ, દુધીયોવજ અને પીંપળાની છાલનો ક્વાથ કરી તેમાં હીંગ અને સીંધવનું ચૂર્ણ નાંખી પીવાથી વિદ્રધી રોગ મટે છે

**બરોળ**—કુકડવેલના પંચાંગનું ચૂર્ણ હમેશાં એક તોલો હરડેના ઉકાળા સાથે એક મહિનો પીવાથી બરોળ મટે છે

# श्री रामचन्द्रजी अवतार चरित्र.

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઈ સઘરી ]

શ્રી રામચંદ્રજીએ કહ્યું છે કે, હાથ જોડી ઉભા રહેલાં દીન, પ્રાર્થનાકારી અને શરણાગત શત્રુનો પણ વધ ન કરવો જોઈએ કલેશયુક્ત હોય યા ન હોય, પણ શરણાગત શત્રુની રક્ષા કરવી. આ પ્રમાણે શત્રુની જો ભય, મોહ અથવા કોઈ સ્વાર્થને લઇ રક્ષા ન કરવામાં આવે તો તેથી લોકમાં નિંદા થાય છે અને મહાપાપ લાગે છે, વળી સ્વર્ગ, યશ અને બળવીર્ય નાશકારી મહાન દોષ પ્રાપ્ત થાય છે એક વખત જ જો શત્રુ શરણાગત થાય અને 'હું તમારો છું' એમ કહે તો જીવમાત્રને અભયદાન દેવાનું મારૂં વ્રત છે માટે હે સુગ્રીવ! વિભીષણને મારી પાસે લાવો, મેં તેને અભયદાન દીધું છે. શરણાગત થવાથી રાવણને પણ અભયદાન દેવાને હૂં તૈયાર છું. આ પ્રમાણે શ્રી રામચન્દ્રજીના જીવનમાં શરણાગત-વત્સલતા, સચ્ચરિત્રતા અને ભદ્રતાના ઉદાર વાક્યો અપૂર્વ દ્રષ્ટાન્ત સ્થાપન કરે છે. જે આ રાગ-દ્વેષમય અનુદાર સંસારમાં અત્યન્ત દુર્લભ છે આ પ્રમાણે શ્રીભગવાને રામાવતારમાં મનુષ્યોની શિક્ષાને માટે મનુષ્યોમાં દુર્લભ પૂર્ણ આદર્શ પ્રકટ કર્યો હતો, જે પ્રત્યેક ગૃહસ્થ, પ્રત્યેક મનુષ્ય તથા પ્રત્યેક નરપતિને માટે હમેશા અનુકરણ કરવા યોગ્ય છે શ્રી રામચરિત્ર અને રામરાજ્ય સંસારમાં એક અપૂર્વ વસ્તુ છે. જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર પૃથ્વીપર પ્રકાશીત રહેશે ત્યાં સુધી આ અપૂર્વ ચરિત્રનું અલૌકિક ગૌરવ ભારતમાતાની મુખ-છબીને સુશોભિત કરતું રહેશે તેમાં અણુમાત્ર સંદેહ નથી એથી એકાદશ સહસ્ત્ર વર્ષપર્યન્ત પૃથ્વીનું પાલન કરીને અવતારકાર્ય સમાપ્ત થયા પછી શ્રી રામચન્દ્રજીએ ભરત, શત્રુઘ્ન અને સમસ્ત વાનર તથા પ્રજા સાથે મહા પ્રસ્થાન યાત્રા કરી હતી

લક્ષ્મણના સ્વર્ગારોહણ બાદ જે વખતે શ્રી રામચન્દ્રજી ભરત અને શત્રુઘ્નની સાથે મહાપ્રસ્થાનાર્થે સરયુ નદીમાં જવા લાગ્યા ત્યારે સમસ્ત પ્રજા, વાનરગણ અને પશુપક્ષી આદિ સર્વ શ્રી રામચન્દ્રજીની પાછળ પાછળ જવા લાગ્યાં હતા. તે પ્રમાણે સરયુના કીનારાપર આવી શ્રી રામચન્દ્રજી જળમાં પ્રવેશ કરવા લાગ્યા તે વખતે દેવવાણી થઈ હતી —

પિતામહ શ્રી બ્રહ્માજીએ શ્રી રામચન્દ્રજીને કહ્યું કે, "હે વિષ્ણો! હવે મનુષ્યરૂપ ત્યાગ કરી નિજરૂપ ધારણ કરવાનો અને નિજલોકમાં પ્રવેશ કરવાનો આપનો વખત આવ્યો છે માટે આપનાજ સ્વરૂપ ત્રણે ભ્રાતાઓની સાથે નિજલોકમાં પ્રવેશ કરો. હે દેવ! આપ લોકશરણ બ્રહ્મ છો. આપને કોઈ જાણતું નથી. વૈષ્ણવી શક્તિ અથવા આકાશરૂપ બ્રહ્મશક્તિમાં પ્રવેશ કરો."

પિતામહના શબ્દો સાંભળી શ્રી રામચન્દ્રજીએ બન્ધુઓ સાથે વૈષ્ણવ તેજમાં પ્રવેશ કર્યો. તરતજ તેમની પાછળ આવેલ પ્રજાગણ અને તિર્યંચ યોનિના જીવગણ શ્રી રામભક્તિના ફળથી બ્રહ્મલોકની નીચેના સન્તાનક નામના લોકમાં ચાલ્યા ગયાં વાનરગણ અને રીંછગણ જે જે ઠેકાણેથી આવ્યા હતા ત્યાં ત્યાં ચાલ્યા ગયા વાનરગણ અને રીંછગણ જે જે દેવતાઓથી ઉત્પન્ન થયા હતા તેમાં શરીરત્યાગ કરી પ્રવેશ કરી ગયાં અને સુગ્રીવ સૂર્યમંડળમાં પ્રવેશ કરી ગયા. એ પ્રમાણે રામાવતાર લીલા સમાપ્ત થઇ ગઇ.

# હીત વચન.

( સંશોધકઃ—વાડીલાલ કાકુભાઇ સંઘવી. )

સત પુરુષોના નીચેના આત્મહીતાર્થ વાક્યો દરેક બન્ધુએ અવસ્ય મનન કરવા યોગ્ય છે-

૧. પોતાનું તથા પરનું ખરેખર કલ્યાણ કેમ થાય તેનો વિચાર રાખીને વિનયપૂર્વક કોઇ પણ પવિત્ર કામ કરવાથી ઇષ્ટ ફળ મળે છે.

૨. ધન ગયું હશે તો ઉદ્યોગથી મેળવાશે પણ તન-મનને બગાડનાર બ્રહ્મચર્ય નષ્ટ થયા પછી કોઇ મેળવાતું નથી.

૩. અયોગ્ય ખાનપાનથી, દુરાચરણથી કે દુર્વ્યસનથી એકવાર શરીર બગડયા છતાં પુન તે કાર્યમાં પ્રવૃત્ત થવું એ પોતાને હાથે પોતાનું મૃત્યુ માગી લેવા બરાબર છે.

૪. મનુષ્ય જન્મમાં જે કર્ત્તવ્યની સિદ્ધિ કરી લેવામાં આવની નથી તો પછી હાથમાં આવેલો હીરો ગુમાવવા જેવું થાય છે.

૫ વ્યાપારમાં, નોકરીમાં, કે કોઇપણ ધંધામાં સત્ય અને પ્રમાણિકપણે વર્તનારા ભાગ્યેજ નાસિપાસ થાય છે

૬ વસ્ત્રાદિકથી શરીરની શોભા વધારવા કરતાં હૃદયની પવિત્રતાથી શરીરની શોભાને વધારવી એજ ખરૂં સૌંદર્ય છે.

૭ અમુક કાર્ય વધારે અનુકુળતા મળ્યે કરીશ, એવા વિચારો કરી કાર્ય મુલતવી રાખવાથી ઇચ્છેલી અનુકુળતા કદી મળતીજ નથી.

૮. દુનિયાના નાશાત્મક વિષયોના ક્ષણભંગુર સુખની આશાએ પ્રભુપદ પ્રાપ્તિનો ઉત્તમોત્તમ લાભ ગુમાવવો એ મૂર્ખતાજ છે

૯. પરિશ્રમ લીધા વગર કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી એ નબળાઇ અને આળસનું મોટું ચિન્હ છે

૧૦ બોલવામાં યોગ્યાયોગ્યપણાનો જેમ વિચાર કરવાનો છે, તેમ સમયનો વિચાર કરવાની ખાસ જરૂર છે.

૧૧ બની ગએલા નુકસાન અથવા પ્રસગનું વીના કારણ ચિંતન કરવાથી નવો આવનાર લાભ અને અનુકૂળ પ્રસગ જતો રહે છે

૧૨ જ્યાં દુખના અધકાર વિના બીજું કાંઇ ન દેખાતું હોય, ત્યાં પ્રભુપાર્થનાથી અચિતા પ્રકાશિત કીરણો આવી પડે છે

૧૩ સત્સગ રૂપી કીલ્લામાં ષડરિપુ રૂપી દુશ્મન સહેલાઇથી આવી શકતા નથી

૧૪ જેઓ ધનનું અભિમાન છોડી પોતાના ગરીબ બન્ધુઓના દુખમાં ભાગ લેછે, તેઓ અનત કાળના વૈભવો મેળવી શકે છે.

૧૫ વધારે પડતા વૈભવો જીદગીની મીઠાશ લૂટી લે છે, અને જુવાનીને જલદીથી ખરાબ ખસ્ત કરી નાંખે છે

૧૬. પ્રભુ ભકિત કરવાનો આધાર કાંઇ બહારની અનુકૂળતા ઉપર નથી, પણ અતરની વૃત્તિ ઉપર છે

૧૭ આપણે એક મનુષ્ય પ્રત્યે ખરાબ લાગણી દર્શાવી, તો આપણા વિરૂદ્ધ તેટલીજ ખરાબ લાગણી તેનામાં ઉદ્ભવશે, એ ખચીત સમજવું

# ભાગ્યોદય.

વર્ષ ૭ મુ.] [અંક ૧ થી ૧૨

## વિષયાનુક્રમણિકા.

### તત્ત્વ વિચાર.



### ધર્મ



### વાર્તા

યાની

આરોગ્ય.



હુન્નરકળા.



પ્રકીર્ણ.

# ભાગ્યોદય.

પુસ્તક ૭ મું ] ડીસેમ્બર સને ૧૯૧૯. [ અંક ૧૦ મો.


## जीवनतत्त्वप्रति जयघोषपूर्वक प्रणिपात.

( રાગ ભૂપ કલ્યાણ )

જય જય સિંધુ અગાધ, જીવનના !
કરી રહ્યા શિશુપર મૃદુનયન,
જીવનશક્તિ પ્રપાત,[1]—
એ અમૃત લહરી અણુ અણુ અમ,
નવીન જીવનમય આજ,
કરી રહેતી સાક્ષાત્,—
એ જીવનબલ પામી આપથી,
ઉજ્જવલ બનીને કરીએ,
આપ સ્વરૂપ સંઘાત,[2]
એ અનુભવ સુખ ક્યાંથી કથાયે,
શબ્દ ન જડતા કોઈ,
કરીએ માત્ર પ્રણિપાત,[3] શ્રી૦ ઉ૦

## स्वरुपानुभव करती मतिने केवो अनुभव थाय छे.

( 'પિયુ પિયુ પુકારતીરે, એ લય' )

ગુરુ ગુરુ ઉચ્ચારતીરે, મતિ આ ઢળે સ્વરૂપની માંહ્ય,
સ્વરૂપમય સદા સહેજ થઈ જાય, પ્રથકતા પછી કદી ન જણાય.
અતત્ત્વ ચિંતન ત્યાગીને, ઉંડી ઉતરતી જાય,
વિકારમાત્રથી રહી અળગીને તત્ત્વ તલે સ્થિર થાય,
તત્ત્વમય બની જતીરે, પછી જ્યાં અખંડ શાંતિ કમાય;—
સ્વરૂપની દૃઢ ભાવનાથી, જીવત્વ સ્ફુરણ વિલાય,
"સચ્ચિત્ શિવરૂપ હું જ છું," એ અનુભવે લહાય,
સર્વથા ચિતિ દ્યુતિરે, વિલસી રહી એમ સ્પષ્ટ સમજાય;—
તે સ્થિતિનો આનંદ શો, અહો ! કથ્યો ન કથાય,
ઉપેન્દ્રગુરુકરુણા થતામાં, સમગ્ર સ્થિતિ પલટાય,
મતિ મટી થઇ પતિરે, નિરંતર મલક મલક મલકાય;— શ્રી૦ ઉ૦

---

1 જીવનશક્તિનું નાંખવું 2 સ્વરૂપનો દૃઢ સંયોગ 3 નમન,

## कर्तव्यप्रति लक्ष देवा उपदेश.

( ઈષ્ટ નામ વહાલા નિત્ય, એ લય. )

જન્મી જગતમા વીચારી જો તે મેળવ્યુ શું ?
ઉંચી ઉંચી દિશામા તે મન કેળવ્યુ શું ?
હરિ સ્વરૂપમાહિ હૃદય તારૂં કંઈ ગળ્યુ શું ?
પ્રભુ સ્મરણ તાપે તુજ જીવત્વ પ્રજ્વળ્યુ શું ?
ચિત્ત તારૂં વ્યવહારમાથી નીકળ્યુ શું ?
આવી આત્મતત્ત્વમાહિ કંઈ એ ભળ્યુ શું ?
કંઈ શાસ્ત્રસંતકેરૂં વચન સાભળ્યુ શું ?
શુદ્ધભાવે ગુરુ ચરણે તારૂં શિર ઢળ્યુ શું ?
જગત્ જુઠું છે હજી એ નહિ તે કળ્યુ શું ?
જતા અસત્ પ્રતિ મન ન હજી તુજ ખળ્યુ શું ?
અન્ય કેરૂં દુ ખ જોઈ અંતર ઓગળ્યું શું ?
સુખી અન્યને કરવાને તેના પ્રતિ વળ્યુ શું ?
જોજે આજ લગીમા જીવન તારૂં રળ્યુ શું ?
અધિક કાળ સાધન પથમાહી એ પળ્યુ શું ?
નૃહરિ જ્યોતિથી તુજ હૃદયકમલ ઝળહળ્યું શું ?
જોને આજલગી શું ગુમાવ્યું ને, મળ્યુ શું ? શ્રી૦ ઉ૦

## श्री इष्ट विरहालाप.

( ઇશ્વર ક્યાં અમો શોધું, એ લય )

ઘડી ઘડી વિરહ પ્રભુનો અંતરે કંઇ અનવધિ સાલે,
અનવધિ સાલે, તપે તનુ વિરહની જ્વાળે,
ઘડી ઘડી અનવધિ સાલે
અણસમજુ આગળ રાખીએ, મુખ હસતું અણચાલ્યે,
આસુ છુપા નયનોથી કદી કદી વહી જતા ગાલે, ઘડી૦
પ્રભુવિણ ભરાતો હૃદયમા ડુમો ન કો ખાળે,
એ હૃદયને પ્રભુવિણ અરે કો, પાંખમાં ઘાલે, ઘડી૦
કહેતા બીજાને ઉલટી તે તો, મૂર્ખતા ન્યાળે,
અણ અનુભવી એ સ્થિતિ ન સમજી શકે કો કાળે; ઘડી૦
સ્નેહથી બાધ્યા વહાલે ને ત્યજી દીધાં વહાલે.
વિધિએ લખ્યો શું વિરહ રે રે ! કઠીન આ ભાલે, ઘડી૦
સઘળુંય છે પણ પ્રભુ વિના તે શુન્ય સરવાળે,
રસિયા વિના રસિક હૃદય કો સંગ જઈ મહાલે, ઘડી૦
ઉદાસીથી વૃત્તિ સઉમા, નિરસતા ભાળે,
અંતરનું મૂળ સુકાય, ક્યાથી વૃક્ષ પછી ફાલે, ઘડી૦
સઉ રસ ગયો સઉ કસ ગયો, ફળ ફુલ ન કોઇ ડાળે,
છે દેખવારૂપ આ જીવન, તે પણ હવે ચાલે, ઘડી૦
એ જીવનનાથ કરે કૃપા તો, જીવન ઉજાળે,
નહિતો નિરર્થક આ જીવનને, ભલે ઓગાળે, ઘડી૦ શ્રી૦

# सद्विचार लहरीओ.

( શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન. )

( અનુસંધાન ગતાંકથી. )

સામર્થ્ય ક્યાં છે ? બ્રહ્મસદનમાં કે વિષ્ણુસદનમાં કે શિવસદનમાં કે એવે કોઇ પણ સ્થળે નથી એનું પ્રભવસ્થાન તે નથી એ સ્થાનોમાં સામર્થ્ય વિહાર કરવાને જાય છે, અને તે જ પ્રમાણે તે આપણા સ્થાનમાં પણ વિહાર કરવાને આવે એમ છે સામર્થ્ય એ સ્વતંત્ર છે, અને તેથી તે કોઈ પણ સ્થળે વિહાર કરી શકે એમ છે તમારા સ્થાનમાં તે વિહાર કરે એમ ઇચ્છો છો ? ભલે, તે ઇચ્છા બહુ ઉત્તમ છે, પણ તેને માટે જ્યાં તેનું પ્રભવસ્થાન છે—જ્યાંથી તે પ્રકટે છે, ત્યાં જઇને તેને આમંત્રણ કરવાની અગત્ય છે, જ્યાં તે વિહાર કરવું હોય ત્યાંથી તેને તમારે ત્યાં તેડી લાવવા માગો તો તે આવે તેમ નથી તમારે તેના પ્રભવસ્થાનમાં જવું જોઇએ, અને ત્યાં તેને યોગ્ય વિધિપૂર્વક આમંત્રણ કરવું જોઇએ સામર્થ્ય એ એક મોટો દેવ છે—સમર્થ દેવ છે અને તેથી તેને યોગ્ય વિધિની અપેક્ષા છે. તેના પ્રભવસ્થાનમાં જાઓ અને યોગ્ય વિધિને આદરો, અને જેમ તે બ્રહ્મસદનમાં કે વિષ્ણુસદનમા વિહાર કરી રહ્યું છે, તેમ તે તમારા સદન (ઘર)માં પણ વિહાર કરશે

* * * *

સામર્થ્યનું પ્રભવસ્થાન શાંતિ છે. શાંતિમાં સામર્થ્ય રહ્યું છે. જ્યારે કાર્યની પરાકાષ્ઠાએ જનાર અથવા અત્યંત પ્રમાણમા કાર્ય કરનાર પોતાના સામર્થ્યને વિખેરી નાખે છે અને ગુમાવી બેસે છે, ત્યારે જે મનુષ્ય શાંતિપૂર્વક કામ કરે છે તે મનુષ્ય તેના સામર્થ્યનો ઉપયોગ કરે છે અને કાર્ય જ કરે છે આ વાર્તાને લગભગ બધા જ સત્યરૂપે સ્વીકારે છે, અને તોપણ મનુષ્યોનો મોટો ભાગ શાંત જીવનને ભોગવવાને એટલી તો માથાફોડ મહેનત કરે છે કે કઇ કહી શકાય નહિ તેઓ જાણતા નથી હોતા કે, જ્યારે આપણે સર્વ પ્રકારના યત્નને કેવલ અટકાવીને આપણા અંતરમાં રહેના સાચા અને પ્રશાંત જીવનને આપણા પોતાના અણુઅણુમાં યથાર્થ રીતે અથવા પ્રકટપણે આવવા દઇએ છીએ, ત્યારે જ તે સામર્થ્ય પ્રકટ થાય છે કેમકે ત્યારે જ યથાર્થ શાંતિનો આપણને અનુભવ થાય છે આથી સામર્થ્યને પ્રાપ્ત કરવા શાંતિને અનુભવવાની અગત્ય છે, અને તે શાંતિ બીજે નથી, પણ આપણા પોતાના જ અંતરમાં છે, અને તેને આપણે અનુભવી શકીએ એમ છે

* * * *

શાંત થવું એટલે મનની તથા આત્માની એ ઉચ્ચ અને સૂક્ષ્મ ઉદ્યોગિતા ( activity ) છે, તેના જ્ઞાનને પામવું તથા તેનો અનુભવ કરવો એ છે શાંતિ અથવા સ્થિરતા, તેથી, અનુદ્યોગિતા ગણાતી નથી આલસ્ય કે પ્રમાદરૂપે ગણાતી નથી, જડતા મનાતી નથી, પણ ઉદ્યોગિતાની એક ઉચ્ચ કલા જ છે. પ્રકૃતિ અથવા કુદરતમાં રહેલા, અત્યંત બલવાન્ સામર્થ્યો એટલાં તો

શાંતિપૂર્વક કાર્ય કરે છે કે આપણને તેમના અસ્તિત્વનું ભાગ્યે જ ભાન કે જ્ઞાન થાય છે, અને તેથી જો આપણે પણ એ જ રીતિથી કાર્ય કરીએ છીએ તોપણ આપણે પણ અત્યંત પ્રમાણમાં સામર્થ્યને મેળવી શકીએ છીએ

* * * *

તમને પોતાને શાંત, ઉંડાણવાળા અથવા ગંભીર અને બલવાન્ થવાની કેળવણી આપો. કદાપિ વિકળતાને ધારણ કરશો નહિ, આંખોની, મનની, શરીરની, સ્વભાવની કે કશાની વિકળતાને સેવશો નહિ. કોઈ વાતમાં દોડધામ દોડધામ કરશો નહિ કોઈ પણ પ્રસંગે દુર્બલ (Nervous) થશો નહિ કે ઉશ્કેરાઈ જશો નહિ દુર્બલ થવું કે ઉશ્કેરાવું એ બન્ને છેડા એવા છે કે જે એક બીજાથી કેવલ વિરુદ્ધ દિશામાં જણાય છે, પણ તે બંને એક જ સ્થાનમાં આવીને મળે છે, અને એ સ્થાન તે હાનિ છે તેથી એમાંથી એકને પણ અંગીકાર કરશો નહિ. ગભરાયા કે અકળાયા કંટાળા વિના તમારા કરવાના કામ ઉપર જાઓ, અને જાણજો કે તે કામ કરવાને માટે તમને પુરતો વખત છે તમારે તે કાર્ય પૂર્ણ કરવાને માટે, હવે જેટલો સમય રહ્યો છે તે પૂર્ણ છે એમ માનીને, પૂર્વક માનીને કાર્ય કરવું જ્યારે આ પ્રકારનો અભ્યાસ તમને સ્વભાવરૂપ થઇ રહેશે ત્યારે તમને જણાશે કે પૂર્વે તમે જે કાર્ય ત્રણ કે ચાર કલાકમાં કરતા હતા તેટલું જ કાર્ય આ તમારા શાંત જીવનના માત્ર બે જ કલાકમાં અને તે પણ લેશ પણ કંટાળ્યા કે થાક્યાવિના કરી શકશો આ સ્થાને આપણે સ્મરણમા આણવું જોઇએ કે મનુષ્યને કામ કદાપિ કંટાળો કે થાક ઉપજાવતું નથી. શ્રમ અસરળતાને લીધે, ચિંતા, દોડધામ, વિનાકારણની ધમાધમ, દુર્બલતા, અને એવાં જ કારણોને લીધે પ્રકટે છે કાર્યમાંથી શ્રમની ઉત્પત્તિ થતી નથી

* * * *

સંકલ્પ કરજો કે જ્યારે તમે ક્રોધમાં, ઉદ્વેગમાં કે આવેશ ( ઉશ્કેરણી )મા આવી ગયા હો તે વખતે તેના કાર્યરૂપે જો કંઇ કરવાનું મન થાય તો તે ન કરવું તે વખતે કશું જ આગ્રહ પૂર્વક કરવાની અગત્ય નથી મનની એવી અવસ્થામાં જો તમે ક્રિયા કરો છો તો પ્રત્યેક પ્રસંગે તમે કંઇ અઘટિત વા અયોગ્ય અને ન જરૂરનું એવું જ કરી બેસો છો ધૈર્ય ધરો, વાટ જુઓ, અને તે પ્રસંગમાં તમારા જીવનના અંશમાં જે કંઇ પરમ ઉત્કૃષ્ટ છે તે પ્રતિ નિહાળો બીજા નામાં રહેલાં ઉત્કૃષ્ટપ્રતિ દૃષ્ટિ નહિ જાય તોપણ ચિંતા નથી, અને તત્કાલ એ જવાનો સંભવ નથી, કેમકે તે જો જતી હોય તો ઉપર કહી તેવી મિથ્યા વિકળતા પ્રકટવાનો તમને સંભવ જ ન રહે પરંતુ તમારા પોતાનાંમાં જ રહેલા ઉત્તમને જુઓ અને થોડી ક્ષણપછી સાથે સાથે કદાપિ પણ ક્રોધ ન કરવાનો, ઉદ્વેગ ન ધરવાનો, નિરાશ ન થવાનો કે આવેશમાં ન આવી જવાનો નિશ્ચય કરો આ બે જ કાર્ય કરવાનાં છે ત્રીજા કશાના ચિંતનની અગત્ય નથી જે રીતે આ બે કાર્ય થાય તે કરો, અને તેમાં પણ પ્રથમનું કાર્ય—તમારામાં રહેલા ઉત્કૃષ્ટને જોવાનું પ્રથમ કાર્ય જ્યાં તમે કરશો એટલે બીજું કાર્ય તો અનાયાસ રીતે જ તમારી વૃત્તિમાં દૃઢ નિશ્ચયરૂપે સ્ફુરશે. માત્ર એટલું સ્મરણમાં રાખજો કે તમારામા જે કંઈ સર્વોત્તમ હોય તેને જોવું તમને જે વધારેમાં વધારે સર્વોત્તમ જણાય તે જોવું

* * * *

નાની નાની બાબતોમાં પણ શ્રદ્ધાયુક્ત રહેવું એ આપણને વધારે મહાન્ વસ્તુપ્રતિ લઇ જનાર તથા તેવી મહાન્ વસ્તુઓને સિદ્ધ કરવામા આપણને યોગ્યતા અર્પનાર છે મનુષ્યને હાથ જે કાર્ય પ્રાપ્ત છે તે ઉપરથી કંઇ પ્રારબ્ધનો નિર્ણય બંધાતો નથી, પણ એ કાર્યમાં તે મનુષ્ય

તેના પોતાના ગુણધર્મ ( Quality ) નો કેટલો અંશ આપે છે એ ઉપરથી તેનો નિર્ણય થાય છે તેની કોઇ પણ કાર્યમા, પછી તે ગમે તેવુ ક્ષુલ્લક હોય તોપણ, જ્યાં કરવાનું આવે એટલે પછી તેને યોગ્ય રીતે જ કરવુ, નાની બાબત જાણીને તેની અવગણના કરવી નહિ. કેમકે તેવી બાબત પણ પ્રસંગે મહત્તાના રાજમાર્ગરૂપ થઇ પડે છે

* * * *

મનુષ્યનો મોટો ભાગ સામાન્યરૂપે જ અખંડ રહ્યા કરે છે, તેનું કારણ એ છે કે જ્યાંસુધી તેમને કઇ વધારે સારૂં કામ આપવામાં નથી આવ્યુ હોતું ત્યાંસુધી તેઓ ગમે તે કામને સર્વોત્તમ રીતે નથી કરતા, પરંતુ કાર્યમાંથી કાંઇ કારણ પ્રકટતું નથી જે મનુષ્યો વધારે સારૂં કાર્ય કરી શકે છે તે જ મનુષ્યોએ સર્વોત્તમ પ્રયત્ન કર્યો ગણાય છે તમને પ્રાપ્ત કાર્યને સર્વોત્તમ કરવામાં આનાકાની કરવી એ તમારે સામાન્ય સ્થિતિમા જ પડયા રહેવા બરાબર છે, અને તેવા સામાન્ય અંતઃકરણવાળા મનુષ્યને જ્યારે અસામાન્યસરખુ સ્થાન પૂરવાનું હોય છે ત્યારે તેનું કોઈ સ્મરણસરખુ કરતું નથી, અને અસામાન્ય કાર્ય કર્યાવિના સર્વોત્તમ લાભ મળતો નથી તમારાથી અસામાન્યસરખુ કાર્ય ન થાય એવુ કાંઈ નથી પણ જે ક્રિયાવડે તે કાર્ય થઇ શકે છે એ ક્રિયારૂપ સાધનને તમે સાધ્યુ કે સાધતા ન હોવાથી આજ સુધી તમે કોઇ અસામાન્યસરખુ કાર્ય કર્યું નથી કે કરી શકતા નથી. તેના યોગ્ય માર્ગમાં ચાલો, અને પછી જુઓ કે તમે પોતે જ કેવાં અદ્ભુત અને અસામાન્યસરખાં કાર્યો કે જેની આજે તમે કલ્પના પણ નહિ કરી શકતા હો, તેને કેવાં સુગમપણે અને ઉત્કૃષ્ટ રીતે કરી શકો છો અને તેમ થતાં તેનો બદલો તો તૈયાર જ છે. જગત્ વાટ જ જોયા કરે છે.

* * * *

તમે હાલ જે કઇ કરતા હો તેમાં તમારો સર્વોત્તમ અંશ આપવો અર્થાત્ તે કાર્ય સર્વોત્તમ રીતે કરવાથી તમારામાં જે સર્વોત્તમ છે, તેનો તમે વિકાસ કરો છો, અને જ્યારે સર્વોત્તમનો જ ઉપયોગ કરવામાં અને વ્યય કરવામા આવે છે ત્યારે જ સર્વોત્તમનો વિકાસ થાય છે. આ એક મહદ્ સિદ્ધાન્ત છે, અને જે કોઇ તેને આચરણમાં મૂકવા તત્પર છે તેને માટે સ્થાયી પ્રગતિનો મોટો ભંડાર ભરપૂર ભરેલો છે માત્ર તેને વાપરનાર ક્યા છે?

* * * *

કશાનો પણ તિરસ્કાર ન કરશો તમારે તેમ કર્યે પાલવે તેમ નથી જેનાપ્રતિ આપણે તિરસ્કાર બતાવીએ છીએ તેના આપણે સામા થઇએ ( Resist ) છીએ, એ પ્રકારે સામા થવુ એ વિઘાતક ક્રિયા છે, અને તે શરીરના સમગ્ર પ્રદેશઉપર પ્રાણઘાતક અસર કરે છે તિરસ્કારબુદ્ધિ મનને હમેશાં અયોગ્યનું જ દર્શન કરાવે છે, જે કઈ ખરાબ હોય છે તેને જ દષ્ટિઆગળ આણે છે, કોઈ પણ વસ્તુની અત્યંત ખરાબ બાજુ અથવા અશુભના વિભાગને જ પ્રકટ કરે છે, અને તેમ કરીને મનુષ્યના માનસ સામર્થ્ય તથા તેની તેજસ્વિતાનો નિરંતર ક્ષય કર્યા કરે છે તેથી કોઇ પણ કાર્ય આવી મળ્યુ હોય, પછી તે ઉપર ઉપરથી જોતાં અનુકૂલ હોય કે પ્રતિકૂલ હોય, તોપણ તેનાપ્રતિ પ્રેમ દર્શાવવો એ શાસ્ત્રીય નિયમાનુસાર તથા લાભકારક છે જેના પ્રતિ આપણે પ્રેમભાવ દર્શાવીએ છીએ તેને આપણે સર્વોત્તમ આપીએ છીએ. અને આપણામાથી સર્વોત્તમને પ્રકટાવવુ એનો અર્થ અન્ય કાંઈ જ નથી, પણ આપણામા રહેલા સર્વોત્તમનો જ વિકાસ કરવો, અને તે પણ આ સ્થૂલ સૃષ્ટિમા તથા આપણી આંતર સૃષ્ટિમાં વિકાસ કરવો એ જ છે

* * * *

તમારા જીવનનો સઘળો આધાર, તમે કેવા પ્રકારના છો, તમારામાં રહેલા બળનો તમે કેવી રીતે આવિષ્કાર કરો છો, અને જે બુદ્ધિ આદિ સાધનો તમને પ્રાપ્ત છે તેનો તમે કેવો ઉપયોગ કરો છો એ ઉપર રહેલો છે તમે કાર્યરૂપ છો અને તેથી તમે જે રીતે જીવન ગાળો છો તે ઉપરથી તમારા ભવિષ્યના જીવનમાં તમને શું શું આવી મળનાર છે તેનો તમે તમારી મેળે જ નિર્ણય કરતા જાઓ છો તમારૂં જીવન મહામૂલ્યવાન્ થવાનું છે કે નહિ તેનો આધાર તમે જીવનને કેવા રૂપમા સમજો છો અને તે જીવનના ગર્ભભાગમા કેટલા ઉંડાણથી ( Deeply ) તમે પ્રવેશો છો તેના ઉપર રહેલો છે જીવનનું તમને કેટલુંક મૂલ્ય છે, અને તેના કેટલા આંતર પ્રદેશમા ભાનપૂર્વક પ્રવેશો છો તે જાણવુ જોઇએ કેમકે જેમ જીવનનું અધિક મૂલ્ય જણાય છે અને તેનું અતરનુ સામર્થ્યપ્રદ સ્વરૂપ જેમ જેમ અધિક પ્રમાણમાં ઓળખાતું જાય છે, તેમ તેમ તે અધિક સુખ વગેરેને પ્રકટાવે છે

* * * *

જેઓને આપની પાસે આવીને આપણને ઘણું જ કહેવાનું હોય છે તેઓ જ આપણા સર્વોત્તમ મિત્રો હોય છે, એમ કઇ નથી

* * * *

આપણી યોગ્યતાને વધારનાર જે ક્રિયા હોય તે ક્રિયા કર્યા વિના બીજું બધુ કરેલું વ્યર્થ છે જે વિચાર હાલ આપણું મન કરે છે તેના કરતા વધારે ઉચ્ચ ચિતનમાં જે વિચાર આપણને સ્થાપતો હોય અને મનને અધિક ઉન્નત કરતો હોય તથા જેનો કઇ અનુભવ કે ભાન થયુ હોય તે વિચાર વિના અન્ય વિચારો પ્રકટાવવા—અન્ય આગળ કથન કરવા, એમાં કાંઇ જ નથી અને જે કાર્ય આપણને અધિકતર મહદ્ વસ્તુને પ્રાપ્ત કરવામાં કારણભૂત નથી થતું અને આપણને ઉચ્ચતર તથા સુખતર વસ્તુને નથી મેળવી આપતું તેને કાર્યની ગણનામાં મૂકવુ એ જ ઘટિત નથી.

* * * *

જેમા ઉન્નતિને પામવાનો સ્વભાવ છે તે સર્વ મૂલ્યવાન્ અથવા અધિક યોગ્ય ગણાય છે. કારણ કે જીવનના પલ્લામાં જે નમે છે તે જીવનના મૂલ્યને, યોગ્યતાને, સૌંદર્યને તથા આનદને વધારી મૂકે છે, અને આ સ્થાને એ પણ સ્મરણમાં રાખવુ જોઇએ કે જે જીવનના પલ્લામા નમતું નથી તે તેના કેવળ વિરુદ્ધ દિશાએ જઇને જ બેસે છે તેથી જે જે વિચારો અને ક્રિયાઓ અધિક ઉત્કૃષ્ટને માટે કાર્ય કરતી નથી તે પછી અધિક નિકૃષ્ટને માટે જ કાર્ય કરે છે, અને એવી અધઃપતન કરનાર ક્રિયાને લીધે જ જીવનમા અનેક દુઃખો અને તેના વિવધ ઉપાધિઓ આગળ વૃદ્ધિ પામવા માંડે છે તથા તે દિશાપ્રાંત મન, ચિત્ત, શરીર, સકલ્પ, ભાવના કે કશાને પણ ન વાળતાં, ઉચ્ચપ્રતિ લઇ જનાર સાધનને જ સેવવા આગ્રહી રહેવાની અગત્ય છે, એ સ્પષ્ટ સમજાય એમ છે

* * * *

જ્યારે તમને જીવવામાં કંટાળો આવ્યો હોય એવુ લાગે ત્યારે તમે તમારા જીવનને ગુમાવતા હો છો અને જીવનના એ પ્રકારે થતા ક્ષયન લીધે જ તમને કંટાળવા જેવું ભાસે છે અને જ્યારે જીવનની ભાનપૂર્વક ચઢતી કળાનો અનુભવ કરતા જાઓ છો ત્યારે તમને જીવનથી કશો જ કંટાળો નથી આવતો, જે મનુષ્ય બલવાન્ છે તેને દુર્બલતાનું ભાન થતું નથી જીવનની અખડ થતી રહેતી વૃદ્ધિ જીવનના આનદની અખડ વૃદ્ધિ કર્યા કરે છે, અને જીવનની શાશ્વત

વૃદ્ધિ જીવન ટકાવીને, વિચાર કરીને, વર્તન કરીને તથા કાર્ય કરીને અખંડિતપણે રાખી શકાય છે, પરન્તુ તે સઘળું ઉત્તમ સિદ્ધિ અને કેવલ ઉત્તમ સિદ્ધિ વા પ્રાપ્તવ્યને માટે જ હોવું જોઇએ

* * * * *

ઉત્તમ પ્રાપ્તવ્યમાટે જ નિરંતર યત્ન કરવો એનો અર્થ મનને સઘળો સમય ગંભીર સ્થિતિમાં રાખ્યા કરવું અને નહિ કોઈ સાથે હસવું કે નહિ બોલવું, એવો થતો નથી જીવનના જે વિહિત આનંદ અથવા ભોગો છે તેનો ઉપભોગ કરવો જ જોઇએ પરંતુ જ્યારે એ આનંદ અથવા ભોગમાં આપણે પ્રફુલ્લ અને મસ્તીવાળા મનપૂર્વક પ્રવેશ કરીએ છીએ અથવા ભોગવીએ છીએ, ત્યારે તે ભોગો આપણને અધિક પ્રસન્નતા પ્રકટાવે છે, અને પ્રફુલ્લ અથવા મસ્તીવાળું મન એ દુર્બલ અથવા હતાશ થઈ ગયેલા મન કરતાં કેવલ વિરુદ્ધ પ્રકારનું જ મન છે, વિવિધ આનંદોપભોગ લેવાતો હોય તે કાળે મનની પ્રફુલ્લ અને મસ્ત સ્થિતિમાં પ્રવેશવું એ તે આનંદોપભોગના અત્યંત અથવા સર્વોત્તમ લાભને લેવા સરખું છે. અને કોઈ પણ સ્થાનેથી થતી સર્વોત્તમતાની પ્રાપ્તિ જીવનમાં મૂલ્ય અથવા મહત્તા તથા ઉપયોગિતાને પ્રકટાવે છે-અર્પે છે

* * * * *

સદોદિત તમારા લક્ષ્ય સાથે એકમય થઇ રહો, નિરંતર શિખરઉપર અર્થાત્ ઉચ્ચ ભૂમિકા ઉપર જ નિવાસ રાખો, અને દિવ્ય લોકો સાથે, દિવ્ય સત્તાઓ સાથે સંબંધ બાંધો તે ફલદ છે તે મહદ્ ભાવને પ્રકટાવનારૂં જીવન છે અને એ મહદ્ ભાવ નિરંતર ફલદ છે એ મહત્તા જો આપણે ધન જોઇએ છે, તો તે આપે છે, પરંતુ જો આપણને ધન કરતાં પણ જે અધિક ઉત્કૃષ્ટ છે એવું જોઇએ છે, તો એ મહદ્ભાવ આપણને તે પણ અપાવે છે-આપે છે એવું કારણ એ છે કે સામાન્ય અથવા ક્ષુદ્ર વસ્તુ વા સ્થિતિના કરતાં ઉચ્ચ સ્થિતિએ રહેવાથી જે સામર્થ્ય અધિક મહાન્ વસ્તુઓને સર્જી શકે છે, તે સામર્થ્યસાથે આપણો સંબંધ થાય છે, અને એ સંબંધ જે કંઇ જોઇએ છે તે આપણાપ્રતિ આકર્ષી આવે છે

* * * * *

કિંકર્તવ્યમૂઢતા જણાય અર્થાત્ શું કરવું અને શું ન કરવું એમ જ્યારે શંકા કે ગભરાટ થયા કરે ત્યારે ઉચ્ચ જીવનને ભોગવવાનું શરુ કરજો ઉચ્ચ જીવન વર્તમાન સમયની તમારી મર્યાદિતાવસ્થા અથવા કુંઠિતાવસ્થામાંથી તમારા મનને ઉન્નત ભૂમિકાઉપર સ્થાપશે, અને એ ઉન્નત ભૂમિકાના ઉચ્ચતર દૃષ્ટિબિંદુથી તમારે શું કરવું એ તમારા કર્તવ્યના માર્ગને સ્પષ્ટપણે જોઇ શકશો ઘણા મનુષ્યોની આવી સ્થિતિ જોવામાં આવે છે કેટલાક મનુષ્યો જ્યારે પેન્શન લે છે, કોઇની જ્યારે નોકરી છૂટી જાય છે, કોઇને ધંધો રોજગાર મળતો નથી, કોઇને પ્રાપ્ત કાર્યને છોડીને ઘેર બેસવાનો વખત આવે છે, વિદ્યાર્થીને અભ્યાસ કરી રહ્યા પછી આગળ શું કરવું તેનો નિર્ણય નથી થયો હોતો એ સમયે-એ સર્વને બહુ ગભરામણ થાય છે. તેવા સમયે ઘણા મનુષ્યો પોતાના જીવનને વ્યર્થ જેવું માને છે, અને ઉલટો અનેક પ્રકારનો કચરો તેમના જીવનમાં ભરે છે જેની તેની પંચાતો કરે છે, અમુક આવો અને અમુક તેવો એવા જ વિચારો કરે છે, અમુક આમ કેમ ન કરે, અમુકની રીતભાત આવી કેમ અને અમુકના નિશ્ચય આવા કેમ, એવા બીજાના ગામા કૂટ્યા કરે છે, પણ તેવા સમયે તેમણે જે કરવાનું છે તે આ એક જ છે કે તત્કાળ સાવધ થઈ તેમના પોતાના જીવનની ઉચ્ચ કલાનો ઉપભોગ કરવા માંડવો. અને તેમ કરતાં તેમને કર્તવ્યની આગળની દિશા પણ જણાશે, અને ત્યાંપર્યંત તેઓ એક વિલક્ષણ પ્રકારના આનંદ તથા ઉત્સાહજનક કર્તવ્યને કર્યાં કરશે

* * * *

પ્રતિકૂલતાને જોઇને તેને માટે શોક કરવો કે લમણે હાથ દઇ રડતા બેસવુ એ કંઇ તે પ્રતિકૂલતાને ટાળવાનો શાસ્ત્રીય પ્રયોગ નથી કદાચ બૈરાંશાસ્ત્રનો હોય તો ! જેમ વિપત્તિ મોટી, તેમ તેનો જય કરવામા તમારે અધિક સામર્થ્યને દર્શાવી આપવુ પડશે-તમારામાંથી અધિક સામર્થ્યનો આવિષ્કાર થશે-અને તમે તમારામાંથી જેમ જેમ અધિક સામર્થ્યનો આવિષ્કાર કરતા જશો, તેમ તેમ તમે પોતે અધિક અને અધિક બલવાન્ બનતા જાઓ છો. ખરૂં જોતાં કસોટીના પ્રસગોમાંથી પસાર થવુ એ મન તથા આત્માની સુંદર કસરત છે, અને તે પણ જ્યારે આપણે તે પ્રસગને આપણે ઉંડાણથી સુંદર કસરતરૂપે જાણીએ છીએ ત્યારે તો ખાસ કરીને તેવો પ્રસગ એક કસરતરૂપે જ જણાય છે, અને તે કષ્ટ અવનવા અનુભવને પ્રકટાવીને આપણા જીવનમા અનેક ઉત્કૃષ્ટ ફેરફારને કરે છે પણ તેના વિષે જેવો ભાવ આપણે બાંધ્યો હોય છે, અને તેમાંથી જેવા અંશને આપણે ગ્રહણ કરતા હોઇએ છીએ તેવા રૂપમાં તે પ્રસગ આપણને પ્રતીત થાય છે અને અનુભવ આપે છે આથી તેવા પ્રસંગે આપણે તેનાપ્રતિ કેવી દૃષ્ટિથી જોવુ એમાં બહુ વિવેક તથા વિચાર કરવાની અગત્ય છે આવેલી વિપત્તિને દૂર કરવાની સાથે લાભ મેળવવાને માટે તે વિપત્તિને પૂર્ણ સરળતા અથવા શાંતિથી દૂર કરવી જોઇએ તેનો જરા પણ ઘસારો આપણા જીવનના કોઇ ભાગને ન નડે તો એ વિપત્તિ આપણું કેવળ હિત જ કરે છે, અને તેની જ સાથે આપણે ધારેલું વિશેષ બળ પણ પ્રાપ્ત થાય છે કસોટીના પ્રસગોની સાથે જ્યારે તમે તેના કરતાં બલવાન્ છો એ ભાવથી તેને મળો છો ત્યારે તે પોતાની દુર્બલતાને તમારા આગળ કબૂલ કરે છે પણ તે કબૂલ કરતાં પહેલાં તમે યથાર્થ બલવાન્ છો કે સિંહના વેશમાં શિયાળ છો તેની તે પૂરેપૂરી ખાતરી કરે છે અને જો તમને સિંહરૂપે જાણે છે તો તે તત્કાળ લપાઈ જાય છે તમારી શ્રેષ્ઠતાને જાણીને એ ભાવસહિત જો તમે એ પ્રસગોની સામે આવો છો તો એ પ્રસંગો તમારી કસોટી કરવી ભૂલી જાય છે જ્યારે વિપત્તિનો તમારા હિતમાં જ ઉપયોગ કરવાનો આરભ કરો છો, ત્યારે તે વિપત્તિ ભાગી જાય છે, પણ તેનામાં જે કંઇ બળ રહેલું હોય છે, તે તમને ખંડણીરૂપે આપતી જાય છે, અને એ બળ તમને કશી હાનિ કે કષ્ટ આપ્યાવિના કેવલ સામર્થ્ય જ આપે છે

*    *    *    *

તમને પોતાને સુખી કરવાને માટે તમને બાહ્ય સાધનોની જેમ જેમ અધિક જરૂર જણાય છે, તેમ તેમ તમે તમારા પોતાનામાં વધારે અને વધારે નાના રહ્યા કરો છો

*    *    *    *

શિખર ઉપર પુષ્કળ પ્રમાણમા જગા છે. ઉચ્ચ પ્રદેશનુ સ્થાન અત્યત વિશાળ છે, કેમકે આપણે જેમ જેમ ઉંચે ચઢતા જઇએ છીએ તેમ તેમ તે પ્રદેશો બૃહદ્ અને બૃહદ્ થતા જાય છે, અને એ પ્રદેશોમાં જેમ જેમ આપણો ઉંડો અને ઉંડો પ્રવેશ થતો જાય છે, તેમ તેમ તે કેટલા વિશાલ રૂપમા હોય છે તે આપણને યથાવત્ જણાય છે અને ત્યારે આપણને સ્પષ્ટ થાય છે કે જે ઉપરના તલઉપર આપણે રમણ કરી રહ્યા હતા એ તલના પ્રદેશોનો તો આ પ્રદેશો સાથે સરખાવવાનો કંઈ હીસાબ જ નથી કદાપિ આ સમગ્ર વિશ્વના પ્રાણીવર્ગ એ સર્વોત્તમ શિખરે સ્થિતિ કરે-જ્યાં આજપર્યંત કોઇ વિરલ પુરુષ ચઢી શક્યો હોય તેવા એ પ્રદેશ ઉપર આ સમગ્ર પ્રાણીપદાર્થ આવે, તો બીજી જ ક્ષણે તેનાથી પર ઉચ્ચ શિખરનો પ્રદેશ તત્કાળ દૃષ્ટિએ આવે એમ છે, અને તે પ્રદેશ પણ અતિ વિશાલ જ હોવાનો, તથા કોઇ મનુષ્ય ત્યાં

જવા ઇચ્છે તો જઇ શકે એવો સત્ય—નહિ કે કલ્પનામય—પ્રદેશ દષ્ટિએ પડવાનો સ્વરૂપમાં એજ કે ઉન્નતિના પ્રદેશનો અવધિ નથી

* * * *

ભલે, હાલ આપણે જે કંઇ કરતા હોઇએ તે ગમે તેટલું સારૂ કરાતું હોય, તોપણ એથી પણ સારો માર્ગ હોય છે, અને તે આપણે માટે હજી છે, અને જે મનુષ્ય એ વધારે સારા માર્ગને શોધી કહાડે છે તે ઉન્નતિના પ્રદેશના રાજમાર્ગે આવી પહોંચે છે, અથવા જેને ઉચ્ચતમ પ્રદેશ કહીએ ત્યાં તે આવી પહોંચે છે જો કોઇએ પણ પોતાના માર્ગમાં સુધારો કરવો હોય તો તેણે આજે વિચારવડે પણ જેને આપણે સર્વોત્તમ માર્ગ માનતા હોઇએ છીએ તે નવીન માર્ગ કરતા પણ બીજો નવીન અથવા સર્વોત્તમ માગ હોય જ છે, અને તે જેમ જેમ આપણે ઉન્નતિને પામતા જઇએ છીએ, તેમ તેમ તે જોઇ શકીએ છીએ, એ વાર્તાને ભૂલી જવી નહિ જે પરમ ઉચ્ચ ભૂમિકાઓ હોય છે તે કેવળ અવકાશમય હોય છે, અને તેથી એ ભૂમિકાઓનો અવધિ છે, એમ કોઇ કહી શકે તેમ નથી

* * * *

જે મનુષ્ય એ ઉચ્ચ ભૂમિકાઓ ઉપર ચઢવા યત્ન કરે છે તેને વિઘ્નો જણાય છે, પરન્તુ તે વિઘ્નો મોટાં છે કે નાનાં એના નિર્ણયનો આધાર તે મનુષ્યના દષ્ટિબિંદુ ઉપર છે જે મનુષ્ય પોતાનામાં જ અમર્યાદપણે ગુપ્ત સામર્થ્યો રહેલાં છે, એમ દઢપણે જાણે છે તેને સઘળા વિઘ્નો નાનાં અને તેના પોતાના સામર્થ્યની સાથે સરખામણીમાં તે સરળપણે ટાળી શકાય એવા લાગે છે પરન્તુ જે મનુષ્ય ભયભીત તથા શક્તિહીન હોય છે તેને આ વિઘ્નો આકાશ કરતાં પણ મોટાં જણાય છે અને તેથી તે તેને ત્યજીને કોઇ બીજે જ માર્ગે વળે છે, અને ત્યાંથી આગળ જવાની આશા ધરે છે, પરંતુ લક્ષ્યસ્થાને પહોંચવામાં તે નિષ્ફલ નીવડે છે તે મનુષ્ય જાણે છે કે બીજો માર્ગ સુગમ હશે, પણ તેમાં તેની ભૂલ થાય છે, દરેક માર્ગમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં વિઘ્નો હોય છે, અને તેથી બીજે માર્ગે જતાં પ્રથમના માર્ગમાં જે જાતિનાં વિઘ્નો જણાતાં હતાં તેવાં કદાપિ તેને નથી જણાતા, પરન્તુ કાંઈ જૂદી જ જાતનાં જણાય છે, અને તેથી તે કાલે પણ તેને તે માર્ગની સત્યતામાટે તથા તેની સુગમતામાટે પૂર્વના જેવી જ શંકા થાય છે. આમ અનેક માર્ગે તે ભમે છે, અને તેમાં લક્ષ્યસ્થાને સત્વર પહોંચવાનો તેનો મુખ્ય ઉદ્દેશ નથી હોતો પણ વિઘ્નરહિતનો માર્ગ જોવો એ જ તેનો મુખ્ય આશય હોય છે, અને એ આશય જ પાયાવિનાનો હોવાથી, પ્રકૃતિના નિયમથી વિરુદ્ધ હોવાથી, તેનો તે આશય સિદ્ધ થતો જ નથી, અને તેથી પરિણામે તેને અધિક કષ્ટ અથવા વિઘ્નનો અનુભવ કરવા સિવાય અન્ય કશું થતું નથી *

---



---

* શ્રી સદ્ઉપદેશ શ્રેણી ૨૮ માંથી.



# यज्ञभावना अने ब्रह्मभावना.

( શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. )

( અનુસંધાન ગતાંકથી. )

श्रेयान् द्रव्यमयाद् यज्ञाद् ज्ञानयज्ञः परंतप

॥ गीता ॥

આપણા વૈદિધર્મના સનાતન સ્વરૂપમાં તથા અર્વાચીન સાંપ્રદાયિક સ્વરૂપમાં બે પ્રકારની ભાવના ગુંથાયેલી અનુભવાય છે ધર્મરૂપ શરીરીની યજ્ઞભાવના શરીરસ્થાને છે, અને બ્રહ્મભાવના આત્મસ્થાને છે જેમ સામાન્ય મતિમાં શરીર આત્માની ભાવના વિશિષ્ટરૂપમાં જ અર્થાત્ ચિદ્ અચિદ્ ગ્રંથિરૂપે જ અનુભવાય છે, કેવલ ચિદ્રૂપે અનુભવાતી નથી, તેમ ધર્મ, યજ્ઞ અને બ્રહ્મના મિશ્રરૂપમાં જ બાલજનોને અનુભવાય છે, કેવલ બ્રહ્માત્મરૂપે અનુભવાતી નથી યજ્ઞ ધાર્મિક જીવોની બાલચેષ્ટા છે, અને બ્રહ્મ સ્વસંવેદ્ય આંતર આત્મા છે

આપણા સામાન્ય જીવનના વિકાસક્રમમાં દેહ અને આત્માનું પૃથક્ ભાન કેવલ સ્તનધયાવસ્થામાં હોતું નથી, પણ કિશોરાવસ્થામાં જાગ્રત્ થાય છે, અને આત્માનો સ્થુલ દેહથી પૃથક્, પણ ચેતનના ગુણોથી વિશિષ્ટ અનુભવ પ્રૌઢ મતિ ઉદય થયા પછી ઉત્પન્ન થાય છે. કેટલીક પ્રજામાં દેહથી પૃથક્ આત્માનો અનુભવ ઉદય થતો પણ નથી. કેવલ આત્માનો અપરોક્ષ અનુભવ ( Consciousness ) વિરલ જનોને જ થાય છે. આ કારણથી કેટલીક પ્રજા ધર્મવિકાસમાં બાલ્યાવસ્થામાં જ હોય છે એટલે તેઓ પોતાના ઇષ્ટદેવને પોતાના સમાન શરીરાદિ વિશેષોવાળા, પોતાની ઇચ્છાની કામનાઓને વશ વર્તનાર તથા જીવો તરફથી સંતર્પણની અપેક્ષા રાખનાર માને છે આ ધર્મવિકાસની પ્રથમ સ્થિતિ આપણી પ્રજાના વૈદિક કાળમાં કેટલેક અંશે વિદ્યમાન હતી

પરંતુ વેદધર્મની તથા તે ધર્મના ઇતિહાસપુરાણથી ઉપબૃંહણ અર્થાત્ વિસ્તાર પામેલા વર્તમાન હિંદુધર્મની ચમત્કૃતિ એ છે કે તેમાં બાલક, કિશોર, યુવાન્ અને વૃદ્ધ જનોની ધર્મવાસના તૃપ્ત થાય તેવી યોજનાઓ રહેલી છે આ યોજના તે ધર્મની વિશાલ યજ્ઞભાવના અને તેના ફલરૂપ બ્રહ્મભાવનામાં સમાયેલી છે

આ વિશ્વના આદિપુરુષ હિરણ્યગર્ભ બ્રહ્મા પ્રજાપતિને અખંડ યજ્ઞાત્મારૂપે આ ધર્મમાં સ્વીકારવામાં આવે છે આ યજ્ઞપુરુષ અથવા વિરાડાત્માના અવયવરૂપ આ વિશ્વના પ્રાણીપદાર્થો પોતપોતાની નિયત મર્યાદામાં અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ યજ્ઞનું અનુષ્ઠાન કરે તો જ તે વિરાડાત્માનું સંતર્પણ કરી સામીપ્ય, સાલોક્ય, સારૂપ્ય, સાર્ષ્ટિ એ ચાર પ્રકારના ક્રમમોક્ષની ભૂમિકાને પ્રાપ્ત કરી શકે છે આ કારણથી વેદાયનીસારભૂતગીતા સ્મૃતિમાં શ્રીભગવાન કહે છે કે —

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक्
देवान् भावयतानेन ते देवाभावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥

સારાંશ જેવી રીતે પ્રજાપતિ અખંડ આ વિશ્વવ્યવસ્થાનો યજ્ઞ કરે છે તેવી રીતે તેની પ્રજારૂપ સૃષ્ટિસ્થ જીવોએ સહજ અર્થાત્ જે દેશકાલ અને યોનિમાં જન્મ થયો છે તેને ઉચિત કર્મયોગ અથવા યજ્ઞ કરવો જ જોઇએ. તે વિના આ વિશ્વના ચઢતી ઉતરતી પંક્તિના જીવો અર્થાત્ દેવ મનુષ્યાદિ પ્રાણીઓ પરસ્પર ઉપકાર્યઉપકારક ભાવને સિદ્ધ કરી શકતા નથી જેઓ આ પ્રકારના પરસ્પર ઉપકાર્યઉપકારકભાવવિના જે કંઇ કર્મ કરે છે તે કેવલ સ્વાર્થસિદ્ધિ અર્થે જ કરે છે અને તેથી પ્રજાપતિ અથવા આદિ પુરુષના સિદ્ધ સંકેત અથવા સંકલ્પથી વિરોધી વર્તન કરે છે અને તેવા જીવના વર્તનસંબંધમાં શ્રીભગવાન્ કહે છે કે.—

भुंजतेतेत्वघंपापायेपचंत्यात्मकारणात् ॥

અર્થાત્ જે જીવો આત્મસુખાર્થેજ એટલે પોતાના માની લીધેલા સંકુચિત આત્માના સુખને અર્થે ભોગોની યોજના કરે છે, તે ખરી રીતે પાપભાગી જ થાય છે.

આ પ્રમાણે વેદધર્મ અને તેના અર્વાચીન હિંદુધર્મના સ્વરૂપમાં પ્રત્યેક પ્રાણીએ યજ્ઞાચરણ કરવાની આવસ્યકતા છે, અને જેઓ પોતાના નિયત કર્મરૂપ યજ્ઞનું આચરણ કરતા નથી તેઓ ઇશ્વરના સિદ્ધ સંકલ્પના વિરોધી હોઇ કલ્યાણમાર્ગમાં સ્થિત થતા નથી કર્મયોગ અથવા યજ્ઞાચરણની આવસ્યકતા સંબંધમાં વેદધર્મના આચાર્યોએ એટલે સુધી આગ્રહ દર્શાવ્યો છે કે મનુષ્યો કેવલ અકર્મનિષ્ઠ થાય અથવા વિકર્મમાં યોજાય તેના કરતાં કામ્ય કર્મ કરે તો તે ધર્મ મર્યાદામાં ગણાવા યોગ્ય છે.

આ વિશ્વના કાર્મકારણપ્રવાહમા યજ્ઞ, યશ અને વીર્યને ઉત્પન્ન કરનાર મનાય છે અને તે ભાવ યજ્ઞના વિશાળ અર્થમાં સમાયેલો છે વેદધર્મ અને તેના વિકાસરૂપ અર્વાચીન હિંદુધર્મમા યજ્ઞ શબ્દ કેવળ પ્રત્યક્ષ અગ્નિમાં હોમ આપવારૂપ ક્રિયામા પરિસમાપ્ત થતો નથી, પરંતુ મન, વાણી, અને શરીરની વિહિત પ્રવૃત્તિમાત્રનો તેમાં સમાસ થાય છે આની પ્રવૃત્તિવડે ઇષ્ટાર્થસિદ્ધિમાં પ્રતિબંધક દુરિતક્ષય થતાં યશ અને વીર્યની પ્રાપ્તિ થાય છે, અને તે વડે ચઢતા યજ્ઞની સિદ્ધિ પ્રાણીઓ કરી શકે છે વિહિત પ્રવૃતિના સેવનવડે જે યજ્ઞાચરણ થાય છે તેને યજ્ઞવૈભવ કહે છે, અને જેમ ધનવાનનો વૈભવ તેના નાના મોટા વ્યાવહારિક કામમાં પ્રકટ થાય છે તેમ ધર્મશીલ પ્રાણીનો યજ્ઞવૈભવ તેના શરીર મન અને વાણીના સઘળી નાની મોટી પ્રવૃતિમાં ઝળકે છે વિશ્વના ઉત્પત્તિ, સ્થિતિ અને લયરૂપ મહાયજ્ઞનો પ્રસ્તાર જેમ આદિપુરુષ અખંડ કર્યા જ કરે છે તેમ પ્રાણીઓએ પણ—कुर्वन्नेवेहकर्माणि जिजीविषेच्छतं समाः । एवं त्वयि नान्यथे. तोऽस्ति न कर्म लिप्यते नरे ॥—એ શ્રુતિઅનુસાર જીવનના અવધિ પર્યંત કર્મનિષ્ઠાને યજ્ઞાચરણને સેવવી જોઇએ, કેમકે તેવી વિશુદ્ધ પ્રવૃતિ અથવા યજ્ઞાચરણવિના મનુષ્યાભિમાનીને દુરિત અથવા પાપથી નિર્લેપ રહેવાનો બીજો કોઇ માર્ગ નથી.

અકર્મ અને વિકર્મકરતાં કર્મ શ્રેષ્ઠ હોવાથી કર્મયજ્ઞના સ્વરૂપનું પ્રતિપાદન કરતા આપણા મહર્ષિઓએ તેના ત્રણ વિભાગ પાડયા છે.—

(૧) કાયિક (૨) વાચિક અને (૩) માનસ, યજ્ઞાચરણના શરીર, વાણી અને મનરૂપ ત્રણ અધ્યાત્મ સાધનઉપર આ ત્રણ વિભાગ પડે છે

કાયિક યજ્ઞાચરણમાં પુરુષ અને સ્ત્રીએ સહધર્માચરણ કરવાનું વિધાન હોય છે. શ્રૌત ગૃહ્યાગ્નિમાં થતા નિત્ય યજ્ઞથી આરંભી શ્રૌત ત્રેતાગ્નિમાં થતા સર્વયજ્ઞપર્યંતના નાના મોટા યજ્ઞવિધાનમા યજમાન અને યજમાનપત્નીને સહધર્માચરણ કરવાનું વિધાન છે આનું મુખ્ય કારણ એ છે કે કાયાવડે થવાનું કર્મ પુરુષે અથવા સ્ત્રીએ એકલું કર્યું હોય તો તે અપૂર્ણ રહે છે યજમાનપત્ની યજ્ઞપુરુષ પ્રજાપતિના પ્રતીકરૂપ હોવાથી અને પ્રજાપતિ પોતે પતિપત્નીરૂપે, મનુ શતરૂપારૂપે. વિભક્ત થયેલા હોવાથી પૂર્ણાહુતિ જાયાપતીએ સાથે કરવાની હોય છે, કાયિક યજ્ઞાચરણ (૧) કામ્ય, (૨) નિત્ય, અને (૩) નૈમિત્તિક એમ ત્રણ પ્રકારના હોય છે આ સંસારના ઇહલોકના અથવા પરલોકના પોતાને પ્રાપ્ત રાગદ્વેષવાસનાનુસાર માની લીધેલા ઇષ્ટ પ્રાણીપદાર્થની પ્રાપ્તિ અર્થે અથવા અનિષ્ટ પ્રાણીપદાર્થના ત્યાગઅર્થે ગુરુશાસ્ત્રદ્વારા જણાવેલા નિયત યજ્ઞના અર્થાત્ કર્મના અનુષ્ઠાનવડે કામ્યઇષ્ટિ પૂર્ણ થાય છે, અને તે ઇષ્ટિ યજમાન અને યજમાનપત્નીમાં એક ધર્મરૂપ અપૂર્વને અથવા અદૃષ્ટ સંસ્કારને મૂકે છે જે કાં તો વર્તમાન જન્મમા વિપાક પામી ઇષ્ટાર્થને સિદ્ધ કરાવે છે, અથવા જન્માન્તર પરિણામ થયા પછી અદૃષ્ટજન્મવેદનીય કર્માશય ફળે છે જેમ પપૈયાના ઝાડનો નર પોતાના પુંકેસરજન્ય પરાગને ધારણ કરી સ્થિર રહે છે, અને વાયુ, પક્ષિઓ મધમાખી વગેરે અનંત વાહ્યનિમિત્તોદ્વારા પોતાના પરાગનું વહન કરાવી માદાને સગર્ભ બનાવે છે, તેમ યજ્ઞાનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલું અપૂર્વ અર્થાત્ ધર્મબીજ જાયાપતીમાં સુનિષ્ઠ થઈ કાં તો વર્તમાન જન્મમાં ઇષ્ટાર્થની સિદ્ધિ કરે છે અથવા દેહાન્તરપરિણામ થયા પછી પરમેશ્વરની કર્મફલપ્રવર્તક સત્તાને શરણ થઇ આ વિશ્વના અનંત પ્રાણીપદાર્થોની વાહક શારીરાદિ ચેષ્ટાદ્વારા તે તે નવીન દેહને આશ્રય કરી રહેલા દેહીને ઇષ્ટભોગની સિદ્ધિ કરાવે છે કામ્ય ઇષ્ટિના ફલપ્રવર્તનમાં રહેલો આ નિયમ સઘળા બુદ્ધિપૂર્વક થતાં લૌકિક નૈમિત્તિક કર્મોમાં પણ પ્રવર્તે છે અર્થાત્ અમુક ઉદ્દેશને લક્ષમાં રાખી થતાં સઘળાં કર્મો પોતપોતાના નિયત અપૂર્વને જન્મ આપે છે અને તે અપૂર્વ જીવોના કર્માશયમાં વિપાકના અવધિ પર્યંત રહે છે જ્યારે વિપાકનો સમય આવે છે ત્યારે પરમેશ્વરની સત્તાદ્વારા અનંત બાહ્યસામગ્રી અને નિમિત્તો ભેગાં થાય છે અને અદૃષ્ટ અપૂર્વ દૃષ્ટફલરૂપે પ્રકટ થાય છે આ પ્રમાણે બુદ્ધિપૂર્વક થતાં કામ્ય અને નૈમિત્તિક કર્મો અથવા યજ્ઞો નિયત અપૂર્વદ્વારા જીવોને વળગી રહે છે અને સુખાદિ ભોગસામગ્રીમાં બીજરૂપે અથવા ઉપાદાન કારણરૂપે વિદ્યમાન રહે છે, અને ઇતર પ્રાણીપદાર્થોના સંબંધરૂપ નિમિત્તની સામગ્રી ઇશ્વરાધીન રહે છે આ સામગ્રી ઉપર પ્રાયશઃ જીવોની સત્તા હોતી નથી, અને તેથી લોકદૃષ્ટિથી અસંભવ અથવા અનુચિત જણાતી સામગ્રીમાંથી વિલક્ષણ ફલોનો ઉદય થયેલો આપણે જોઇએ છીએ રાક્ષસકુલમા વિભીષણ, પ્રહ્લાદનો જન્મ, મત્સ્યગંધાદ્વારા મહર્ષિ વેદવ્યાસનો જન્મ, મહાત્મા જિસસનો કુમારિકાદ્વારા જન્મ, અસાધારણ નૌકાશાસ્ત્રના જ્ઞાનથી રચાયેલી ટીટેનીક નામની મહાકાય સ્ટીમરનો પ્રથમ પ્રવાસમાં એકાએક નાશ, સામાન્ય વ્યાપારઅર્થે આવેલી આંગ્લ પ્રજાના એક સામાન્ય કલાર્ક ક્લાઇવદ્વારા બ્રીટીશ મહારાજ્યની હિંદુસ્થાનમાં સ્થાપના ઇત્યાદિ અનંત ઉત્પત્તિ, સ્થિતિ અને લયના વ્યતિકરો અગમ્ય પરમાત્માના ફલપ્રવર્તક સંકેતનું ભાન કરાવ્યાવિના રહેતા નથી ભોગને ઉત્પન્ન કરનાર ઉપાદાન કારણ અથવા બીજ જીવોના કર્માશયમાં સુપ્તવત્ હોય છે, અને ફલોદય થતાં અચેતન નિમિત્તો પોતાના મૌનથી જ ઇશ્વરમહિમાને સૂચવે છે પણ સચેતન નિમિત્તો પોતાના મર્યાદિત ભાવને આગળ કરી ઇશ્વરના મહિમને ઢાંકવા જાય છે, પણ જેમ સોનાની ઇંટો અથવા માટીના ભારને વહન કરનાર એક ગર્દભ ભારના સ્વરૂપને જાણ્યાવિના પ્રેરક કુંભારની અવગણના કરતાં

ડફણુ ખાય છે તેમ પોતાની માત્ર નિમિત્તતાને વિસરી કર્તૃત્વાદિ અભિમાનને ધારણ કરનાર જીવો પ્રેરક ઇશ્વરની અવગણના કરી પુનઃ પુન જન્મમરણાદિ ડફણાં ખાય છે

મહાપુરુષ પ્રજાપતિ અથવા વિરાડાત્માના અગભૂત આપણે તેના અખડ યજ્ઞરૈભવને ન્યૂનાધિક અશે પ્રસારવા અવતર્યા છીએ, આપણુ યજ્ઞકર્તૃત્વાદિ અભિમાન તે અગી આત્માના અગમ્ય સકેતને ચરિતાર્થ કરવા અર્થે ઉદય થયે છે, કઇ અગ અથવા અગભૂત જીવનના નિર્વાહાર્થે ઉદય થયુ નથી, અગભૂત જીવનના નિર્વાહાર્થ જ ઉદય થયેલું માનવામા સઘળી જન્મમરણાદિ સસરણની અર્થાત્ પ્રવાહમાં વહેવાની ઉપાધિ વળગે છે, જો અગી આત્માના અથવા અતર્યામીના સકેતને ચરિતાર્થ કરવાના પ્રધાન ઉદ્દેશથી અને મર્યાદાવાળા અહના માની લીધેલા ઇષ્ટાનિષ્ટ પ્રાણીપદાર્થોના પ્રાપ્તિપરિહારને ગૌણ માની અતર્યામીના સકેતને અનુકૂલ હોય તે જ ઇષ્ટ અને ઇતર સર્વ અનિષ્ટ અર્થાત્ ઇષ્ટાનિષ્ટનો નિર્ણય સ્વબુદ્ધિ પરતત્ર ન કરતાં પ્રજ્ઞબુદ્ધિ પરતત્ર બનાવી સઘળાં લૌકિક અને શાસ્ત્રીય કર્મો નિત્ય યજ્ઞરૂપે કરીએ, તો આપણા વૈદિક ધર્મની યજ્ઞભાવનાનુ બીજુ પગથીયુ સાધ્યુ ગણાય

ફ્લાભિસધિપૂર્વક થતા કર્મો અથવા યજ્ઞો જેને આપણી વૈદિક પરિભાષામા કામ્યેષ્ટિ કહે છે, તે જો કે ઇષ્ટફલની પ્રાપ્તિ કરાવે તેવા અપૂર્વને કર્માશયમા સ્થાપે છે, પણ તે અપૂર્વ અથવા ધર્મબીજ શુદ્ધ હોતું નથી, પરતુ રાગદ્વેષાદિ વાસનાથી રગાયેલું હોય છે આથી જેમ આંબાના બીસાથે બીજા વૃક્ષનુ બી વાવ્યુ હોય અને બે વૃક્ષ સમાન પોષણ પામી સાથે ઉછરી પરસ્પરના ફ્લોદયમાં ન્યૂનાધિકપણું કરે છે તેમ કામ્યેષ્ટિથી પ્રકટ થયેલા અપૂર્વ બીજનાં રાગદ્વેષાદિ વાસના યુક્ત રહેલાં હોવાથી તે બીજ પોતાના ઇષ્ટફલને પ્રકટ કરે છે તે સમયે રાગદ્વેષાદિ વાસના આ લોકમાં અથવા પરલોકમાં અસૂયાદિ દોષોને અતઃકરણમા પ્રકટાવી ઇષ્ટફ્લના સુખભોગમાં પ્રતિબંધ મૂકે છે આ નિયમથી શ્રૌતસ્માર્ત યજ્ઞોમાં જ્યા હિસા કરવાનું વિધાન છે ત્યાં યજ્ઞના પરિણામમા જે અપૂર્વ ઉત્પન્ન થાય છે તે હિસારૂપ ગૌણદોષથી રગાયેલું ઉત્પન્ન થાય છે અને તેથી સ્વર્ગાદિ સુખભોગના પ્રસગે તે સુખના ઇતર પ્રાણીઓથી ભોગવાતા સ્વરૂપમા તારતમ્ય જોઇ તે તે જીવને અસૂયાદિ દોષ જાગ્રત્ થઈ અબાધિત સુખભોગ થતો નથી. આ કારણથી સોમ યજ્ઞ અથવા પશુયજ્ઞ કરતાં હવિર્યજ્ઞ ચઢીઆતો છે, અને તે યજ્ઞાચરણ કરતાં સરહસ્ય યજ્ઞવિદ્યા અને તેના પેટામાં આવતા માનસ અને વાચિક યજ્ઞો ચઢીઆતા ગણાય છે, અને તેના કરતા બ્રહ્મયજ્ઞ અથવા જ્ઞાનયજ્ઞ ચઢીઆતો છે આ ચઢીઆતા ગણાવાનું મુખ્ય કારણ તે તે યજ્ઞોના સહભાવી દોષો ક્રમશઃ ઓછા થતા જવાનુ છે આ પ્રમાણે જો કે ક્રિયામાત્ર દોષયુક્ત છે, અને પ્રત્યેક કર્મમાં ન્યૂનાધિક અશે હિસાદિ દોષ થયા વીના રહેતા નથી તોપણ જેમ મહાયજ્ઞો જેવા કે સોમયજ્ઞ, અશ્વમેધ, રાજસૂય–ઇત્યાદિમાં યજ્ઞના અવધિએ અવભૃથ સ્નાન અને પ્રાયશ્ચિતનુ વિધાન હોય છે તેમ સર્વ વાચિક અને મનોમય યજ્ઞોના અવધિએ તેને કર્મના ફલનુ ઇશ્વરાર્પણ બુદ્ધિથી ત્યાગ કરવાનુ મહાપ્રાયશ્ચિત હોય છે અને તે પ્રાયશ્ચિત્તવડે તે તે કર્મના સર્વ દોષો નિવૃત્ત થાય છે આ સબધમાં શ્રીસૂતસહિતામાં કહ્યુ છે કે—

आर्द्रकाष्ठं महानग्निः शुष्कंकृत्यादहेद्यथा ।
तथेश्वरधिया पापं शुद्धविज्ञानदं भवत ॥

જેમ મહાન્ અગ્નિ લીલા લાકડાને સૂકુ બનાવી બાળે છે તેમ ઈશ્વરાર્પણબુદ્ધિ કર્મજન્ય પાપને બાળી શુદ્ધ વિજ્ઞાનને ઉત્પન્ન કરવામાં નિમિત્તરૂપે બનાવે છે× અપૂર્ણ

---

×શ્રી સદુપદેશ શ્રેણી ૩૦ માંથી

# श्री रामायणनी लोकप्रियता.

( લે શ્રીયુત ચિમનલાલ ખુશાલરાય મહેતા. )

विश्वोद्‌भवस्थितिलयादिषु हेतुमेकं
मायाश्रयं विगतमायमचिन्त्यमूर्तिम्
आनंदसान्द्रममलं निजबोधरूपं
श्रीसद्‌गुरुं विदिततत्वमहं नमामि ॥

વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં જે હેતુ છે, માયાના આધાર છતાં તેનાથી રહિત છે, જેનું સ્વરૂપ અચિંત્ય છે, જે આનંદઘન, નિર્મલ અને આત્મજ્ઞાનરૂપ છે તથા યથાર્થ તત્ત્વને જેણે જાણ્યું છે તે શ્રી સદ્‌ગુરૂને હું નમન કરૂં છું

આ વિશ્વમાં પ્રાણિમાત્ર જ્યાં સુધી હલનચલનાદિ ક્રિયાયુક્ત હોય છે ત્યાં સુધી તેમાં ચૈતન્યની સત્તા સ્ફુરતી હોય છે, એમ સ્પષ્ટ જણાય છે આ ક્રિયામાત્ર અંતઃકરણમાંથી ઉદ્‌ભવે છે અંતઃકરણ સત્ત્વ, રજસ અને તમસ ગુણવાળું હોય છે અને चलं हि गुणवृत्तम् એ નિયમપ્રમાણે ક્રિયા એ એનો સ્વભાવધર્મ છે. આ અંતઃકરણ દ્રવ્ય બીજા સ્થૂલ પદાર્થોની પેઠે ઇન્દ્રિય પ્રત્યક્ષ નથી, તેમાંથી નિરંતર વહેતા પ્રવાહને વૃત્તિઓ કહે છે અને તે વૃત્તિઓ જે જે પ્રાણીપદાર્થના સ્થૂલ વા સૂક્ષ્મ સંબંધમાં આવે તેમાં આકાર પરિણામને પામે છે. આ વૃત્તિઓ દ્રવ અથવા રસરૂપ હોય છે શોક, ક્રોધ, ભય, મોહ ઇત્યાદિ અનેક વિકારોને તે પ્રકટાવે છે આ રસની વ્યવસ્થા કરતાં આપણા પ્રાચીન સાહિત્યકારોએ તેના નવ વિભાગ કર્યા છે, તે શૃંગાર, હાસ્ય, કરૂણ રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ અદ્‌ભુત અને શાન્ત એ રીતે છે. પ્રત્યેક રસવાળું વર્ણન અથવા ક્રિયા તેવા તેવા અંતઃકરણના દ્રવને પ્રકટાવે છે, કરૂણરસપ્રધાન પ્રસંગનું વર્ણન વાંચતાં, સાંભળતાં અથવા લખતા હૃદય તથા નેત્ર અશ્રુથી વ્યાકુલ થાય છે, તેમ વીરરસનો વેશ ભજવતાં નાટકને જોનાર આવેશથી મતમત થઇને પોતાના સ્થાન ઉપરથી ઉછળીને ઉભા થાય છે તે કોને અજાણ્યું છે ! આ વિવિધ રસવાળાં કાવ્યો આ ભૂમંડળ ઉપર વિવિધ દેશમાં વિવિધ લેખકોએ વિવિધ ભાષામાં રચેલાં છે પશ્ચિમ દેશમાં પ્રાચીન કાવ્યોમાં હોમરનું ઇલ્યડ એ પ્રધાનપદ ભોગવે છે, અને તેથી ઉતરતાં વર્જિલ, ટૅસો, મિલ્ટન અને બીજા સમર્થ કવિઓનાં કાવ્યો આવે છે પૂર્વમાં ઇરાન, અરબસ્તાન અને બીજા દેશોમાં પણ વીરરસ કાવ્યો રચાયલાં છે, પરંતુ " પૂર્વનાં વીરરસ કાવ્યો " ( Epics of the East ) એ પ્રશસ્ય પદવી તો રામાયણ અને મહાભારતને જ આપવામાં આવે છે. આવાં સમગ્ર કાવ્યોનો એકંદર વિચાર કરતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે જનસમાજની અભિરુચિ તેમ જ વિદ્વાન્ અને તત્વજ્ઞાનીઓની બહુમાન દૃષ્ટિ જો કોઇપણ ગ્રંથો પ્રતિ વધારે વળતી હોય તો તે એ જ મહાકાવ્યો છે તે ખરેખર લોકપ્રિય છે મોટા શહેરોમાં કે નાનાં ગામડાંમાં, દેવાલયોમાં, ધર્મશાળાઓમાં, ચૂતરપનાં ગડ્ડામાં કે સાધુસંતોના મઠોમાં જ્યાં જુઓ ત્યાં રામાયણ અને મહાભારતની કથા થતી જોવામાં આવે છે

અને સ્ત્રીપુરુષોનાં ટોળેટોળાં તેનુ આતુરતાપૂર્વક શ્રવણ કરે છે, અને પોતપોતાની મતિ અનુસાર તેમાં વર્ણવેલા વિવિધ રસ તથા બોધને ગ્રહણ કરે છે, તેમા પણ મહાભારત કરતાં રામાયણની કથાનો પ્રચાર ઘણો જ છે અને તેને શ્રવણ કરનારની સખ્યા પણ ઘણી છે શ્રોતાજનોની રસ-વૃત્તિ, બુદ્ધિશક્તિ અને અધિકારના પ્રમાણમા તે ગ્રહણ કરે તેવા રૂપમા અને તેવી ભાષામા કથા કરનાર તેનું વર્ણન અને વ્યાખ્યાન કરે છે, તેમજ વ્યાખ્યાન કરનારની કુશળતા ઉપર પણ તે વસ્તુની લોકપ્રિયતા અને હિતકારિતાનો આધાર છે વિવિધ પ્રસંગો, રમ્ય સ્થળો અને ચરિત્રોનાં વર્ણનથી શ્રોતાઓની વૃત્તિમાં અપૂર્વ છાપ પડે છે અને તે દ્વારા ચારિત્ર્યની શુદ્ધિ થાય છે આ પ્રકારની પદ્ધતિ પશ્ચિમના દેશોમાં જોવામાં આવતી નથી સામાન્ય લોકો એકત્ર મળીને અમુક સ્થળે મિલ્ટનના પેરેડાઇસ લોસ્ટ ( Milton's Paradise Lost ) ની કથા શ્રવણ કરતા જોવામાં આવતા નથી, તેમ તેમને તે વસ્તુમાટે એક જ પ્રકારની અભિરૂચી અને માનદૃષ્ટિ હોતી નથી કથા અથવા પ્રવચનનું સ્વરૂપ તે દેશોમાં જોવુ હોય તો તેમના દેવળોમાં હોય છે, અને તે સામાજીક ઉપાસનાનો એક પ્રકાર છે બાઇબલના ધર્મપુસ્તકનું એક પ્રકરણ અથવા વાક્ય લઇને તે દેશના વિદ્વાન્ ધર્મગુરુઓ બહુ સુંદર રીતે પ્રવચન કરે છે, પરન્તુ વ્યાવહારિક વર્તનમા ધર્મના સિદ્ધાંતોની ગુંથણી તો આપણા દેશની ગ્રંથરચનાની અપૂર્વતા છે આથી જ જનસમાજ આવા બોધક ગ્રંથોને બહુ માનસાથે પૂજ્ય ગણે છે અને દેવની પેઠે પૂજે છે પંજાબમાં લાખ લોકો પોતાના ધર્મગ્રંથને ગ્રંથસાહેબ કહીને નિત્ય પૂજે છે ભાદ્રપદ માસમા શ્રીમદ્ભાગવતનું સાત દિવસ સુધી પૂજન કરીને અનેક સ્ત્રીપુરુષનાં ટોળાં સપ્તાહ શ્રવણ કરે છે, એ કોને અજાણ્યુ છે ? આસ્તિક બ્રાહ્મણો શ્રીમદ્ ભગવદ્ગીતા, ચંડીપાઠ વગેરેનું પૂજન તથા પઠન કર્યા વિના ભોજન પણ લેતા નથી એ કોણ નથી જાણતું ? અર્થાત્ જીવનનો સમુદ્ધાર કરવાનું સામર્થ્ય તે તે ગ્રંથોમાંથી પ્રાપ્ત થતું હોવાથી તે તે ગ્રંથો પૂજ્ય મનાયા છે રામાયણની પૂજ્યતા પણ આવા જ પ્રકારની છે, અને તે આજકાલની નથી આ સ્થળે રામાયણના સમયનો નિર્ણય કરવો અપ્રસ્તુત છે, પરન્તુ જેને આપણે ઐતિહાસિક તરીકે ઓળખીએ છીએ તે પહેલાં ઘણા વર્ષો થયા રામાયણ માટે લોકોનો ભક્તિભાવ ચાલ્યો આવે છે રામાયણના મુખ્ય પાત્ર શ્રી રામચન્દ્રજીના ચારિત્ર્યની શુદ્ધિ બીજા કોઈ દેશમાં કોઇ ગ્રંથમાં વિદ્વાનોને જણાઇ નથી. રામમય જીવન કરવાની અભિલાષા જનસમાજમા એટલી તો બદ્ધમૂળ છે કે ગમે તે નિમિત્તે પણ રામનું સ્મરણ સદાદિન જાગૃત રાખવાની સામગ્રી રચી રાખે છે પોતાનુ નામ અથવા નામનો કોઇ પણ ભાગ ' રામ ' વાળો રાખે છે, ( રામપ્રસાદ, શિવરામ, રામશંકર ઇત્યાદિ ), દયાની લાગણી દર્શાવવાનો પ્રસંગ આવતાં મુખમાંથી રામ રામ એવો ઉદ્ગાર નીકળી જાય છે, મરણ થતા શરીરને સ્મશાન લઇ જતાં ' રામે રામો ' અથવા ' રામ બોલો, ભાઇ રામ ' એવા આઘોષ કરવામાં આવે છે, જે રાજ્યમાં સત્ય અને ન્યાયપરાયણતા હોય અને પ્રજાજનો સદા સતુષ્ટ હોય છે તેને ' રામરાજ્ય ' કહેવામાં આવે છે ઉત્તરમાં ગંગોતરીથી દક્ષિણમાં રામેશ્વર અને પૂર્વમા ગગાસાગરથી પશ્ચિમમા દ્વારિકા સુધી ચતુ સીમામાં આ ભરતખડમાં સર્વ દેશોમાં એક અથવા અન્યરૂપ આ ' રામ ' નામ રમણ કરી રહ્યું છે અને જીવનમા ઓતપ્રોત થયેલું છે હિન્દુસ્તાનનું વસતિપત્રક અવલોકતાં પણ જણાશે કે રામ નામ ધારણ કરનાર સ્ત્રીપુરુષોની સંખ્યા હિંદુ વસતિના મોટા ભાગની જોવામાં આવશે. અર્થાત્ સુખમાં કે દુખમાં, પ્રવૃત્તિમાં કે નિવૃત્તિમાં, શ્રદ્ધાથી કે અશ્રદ્ધાથી, જાણતાં કે અજાણતાં જનસમૂહાયનો મોટો ભાગ રામનામનુ સ્મરણ કરે છે આટલો બધો રામનામનો મહિમા અને ચમત્કાર માનવ અંત કરણ ઉપર શાથી છે તે પ્રશ્નનુ ઉત્તર આપવુ બહુ કઠિન નથી. મહા ઘોર કર્મ કરનાર મનુષ્યનું અંત:કરણ પણ પોતે પાપકર્મ કરતી વખતે તે કર્મની પાપરૂપતા અને તેના

દુઃખરૂપ ફળને તો સારી રીતે સમજી શકે છે અને તેથી સત્ય અને ન્યાય વસ્તુ શી છે તે પણ સમજે છે, જો કે વિવિધ અશુભ કર્મમાં પ્રવૃત્તિ કરાવનાર હેતુ કોઇ પણ પ્રકારનો સ્વાર્થ જ હોય છે તો પણ તે સ્વાર્થની સમાપ્તિએ અથવા નિષ્ફળતાએ સત્ય અને ન્યાય જ તેની દૃષ્ટિ આગળ તરી રહે છે ચોરી અને ખૂન કરનાર માણસને પાછળથી પશ્ચાત્તાપ થાય જ છે. આવા દુષ્ટ મનુષ્યો પણ જ્યારે સત્યના સ્વરૂપને સમજે છે તો સજ્જન સત્કર્મ કરનાર મનુષ્યો તેને જાણે તેમાં તો આશ્ચર્ય શું છે? તાત્પર્ય એ કે કીટથી તે બ્રહ્માપર્યંત સ્થાવર જંગમ સર્વ વસ્તુ માત્ર સત્યને જ આધારે ટકી રહે છે. સત્યમાં જ સર્વની પ્રતિષ્ઠા છે, સત્ય જ સર્વનું પોષક છે, સત્ય અથવા સત્ એ પરમાત્મતત્વનુ એક સ્વરૂપલક્ષણ છે સત્યનો આ ધર્મ સર્વ અંશમાં જો કોઇ પણ વ્યક્તિમા અભિવ્યક્ત થયો હોય તો તે રઘુકુળદીપક શ્રીરામચંદ્રમાં જ છે અને તે જ તેમની અપૂર્વતા છે. રામાયણના મહાકાવ્યના મુખ્ય પાત્ર અથવા નાયક શ્રીરામ છે તે આ સત્ય અને ન્યાયનુ મૂર્તિમાન સ્વરૂપ છે, કેમકે સુખમાં કે દુઃખમાં તેમની સત્યથી કદાપિ પ્રચ્યુતિ થઇ નથી. આદિકવિ શ્રીવાલ્મીકિએ શ્રીરામને સંબોધનાં અનેક વિશેષણો યોજ્યાં છે તેમા મુખ્ય **सत्यधर्म परायण** કહીને તેમને સંબોધ્યા છે રામને રાજ્યાભિષેક કરવાનો હતો તેવામા કૈકેયીના પ્રપંચથી દશરથ મહારાજે પોતાની સત્ય પ્રતિજ્ઞા પાળવા અર્થે જ પોતાના પ્રિયતમ જ્યેષ્ઠ પુત્ર શ્રીરામને વનમાં વિચરવા આજ્ઞા કરી હતી અને આ પ્રમાણે પ્રસંગો પલટાઇ ગયાથી લક્ષ્મણે રામને કહ્યુ હતું કે તેવા પિતા અને તેમનાં તેવા વચનને માનવાની વાત વેગળી મૂકીને અયોધ્યાના ગાદીપતિ થઇ જાઓ. ત્યારે તેના ઉત્તરમા રામે કહ્યુ હતું કે **न हि चेदमधर्मेण शक्रत्वमपि लक्ष्मण—** "હે લક્ષ્મણ, અધર્મવડે ઇન્દ્રનુ પદ પણ પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા નથી, તો પછી એક અયોધ્યાના રાજ્યનો શો હિસાબ!" આ રીતે સત્ય અને ધર્મના પરિપાલનાર્થે પોતાનાં પત્ની સીતા અને બન્ધુ લક્ષ્મણની સાથે વનમા નિવાસ કરતાં જે જે કષ્ટ વેઠયાં છે, અને જે જે લીલાઓ કરી છે, ઋષિમુનિ અને તપસ્વીઓનાં તપ અને ધર્માનુષ્ઠાનમાં રાક્ષસોથી કરાતા વિઘ્નોને વિદારીને નિર્ભયતા અર્પી છે, ઇશ્વરધ્યાનપરાયણ ઉપાસકોની ઉપાસનાના અવધિએ પ્રત્યક્ષ થઇને આપ્તકામ કર્યા છે, અધર્મથી દેવાદિને પણ દમન અને ત્રાસ આપનાર રાક્ષસોનો ઉચ્છેદ કર્યો, અને સ્વલ્પમાં પાશવી વૃત્તિનો પરાજય કરીને માનવી વૃત્તિનુ સામ્રાજ્ય સ્થાપ્યું છે, એ આદિ અનેક વિષયોને વર્ણવતા રામાયણની કથા અનેક યુગ વહી ગયા છતાં ઘેરઘેર ગવાય છે અને ઉછરતા બાળકથી તે મરણોન્મુખ વૃદ્ધપર્યંત નાના મોટાં સર્વે તેને સારી રીતે જાણે છે

ચૌદ વર્ષના વનવાસ વ્રતની સમાપ્તિએ અયોધ્યામાં પાછા ફરતાં રામે પોતાની માતાઓને વંદન કરતી વખતે કુશળ પ્રશ્નોત્તર થયા પછી જણાવ્યું છે કે—

> तातस्नेहो भरतमहिमा पौरुषं वायुसूनो.
> सख्यं चापि प्लवगनृपतेः क्वापि सौमित्रभक्तिः।
> सीतासत्यं निजभुजबलं वैरिणा वैरिभावो
> ज्ञातं सर्वं तव चरणयोर्मातुरेव प्रसाद ॥

રામાયણના સાર અને તાત્પર્યને વર્ણવતા રામે કહ્યું છે કે પોતાનો પુત્ર પ્રતિ અપાર સ્નેહ, ભરતની મહાનુભાવતા, હનુમાનનુ પરાક્રમ, વાનર રાજા સુગ્રીવની મિત્રતા, લક્ષ્મણની ભ્રાત ભક્તિ, સીતાનુ સતીત્વ, પોતાનુ બાહુબળ, અને રાક્ષસરાજ રાવણના વૈરભાવની પરાકાષ્ઠા, આ સર્વ મારા વનવાસમા અનુભવમા આવ્યું છે તે, હે માતા! તમારા ચરણનોજ પ્રસાદ છે, રામાયણનાં ઘણાં ખરા મુખ્ય પાત્રો આ શ્લોકમાં આવી જાય છે. પોતાના સ્થૂળ શારીર સામર્થ્યનોજ અત્ર ઉલ્લેખ કર્યો છે, કેમકે સ્વસામર્થ્યનું સ્વમુખે સવિસ્તર વર્ણન કરવુ એ આત્મશ્લાઘા દોષરૂપ

છે એ નીતિમર્યાદાનુ પાલન કરનાર રામની દ્રષ્ટિ બહાર ન હતું આ જમાનામાં ક્યો રાજપુત્ર પોતાને મળતા રાજપાટનો ત્યાગ કરીને કેવળ પોતાનાં માતાપિતાનુ વચન પાળવાને વનવાસનો સ્વીકાર કરશે ? સુંદર રાજમંદિરમાં વિવિધ આહારવિહારને ભોગવતી, રત્નખચિત પર્યંકની સુકોમળ શય્યાનો પરિત્યાગ કરીને, કેવળ પતિ એજ સ્ત્રીનું જીવનસર્વસ્વ છે, અને સ્ત્રી એ પતિની છાયા-રૂપ છે એમ ગણીને કયી સ્ત્રી પોતાના પતિ પાછળ હિંસ્ર પશુઓ અને રાક્ષસોના ભયથી કંપાયમાન થતાં દર્ભ, પત્ર, અને કંટકવાળા ભૂમિની શય્યાનો આશ્રય લેશે ! જાત જાતને ખાય છે તો પછી ભિન્ન જાતિનાં વાનર, રીંછ વિગેરે પ્રાણીઓ પોતાથી પરજાતિવાળા માનવપ્રાણીઓને ઉપદ્રવ કરવાને બદલે નિર્મલ સ્નેહથી સાહાય્ય આપે એ આ કાળમા ક્યાં બનવા જેવું છે ? કુટુંબકલહ જ્યા ત્યા જોવામાં આવે છે, અને તેથી વિશાળ કુટુંબો અને તેમની સમૃદ્ધિ અને સંપત્તિ વિભક્ત થઇને ક્ષીણ થઇ જાય છે તેવા આ સમયમાં અવિભક્ત કુટુંબની એકતત્રતા અને અન્યોન્ય બંધુભાવ, આત્મભાવ અને પૂજ્યભાવને જીવનચરિતથી સુસ્પષ્ટ કરનાર રામાયણનાં પાત્રોનું વર્ણન, આદરણીય નથી શું ? એ તો જીવસ્વભાવ જ છે કે શુષ્ક સત્ય અને સિદ્ધાન્તો જેવા કે સત્ય બોલવુ, ધર્મ પાળવો, હિંસા કરવી નહિ ઇત્યાદિ–ક્વીનાઇનની પેઠે ગળે ઉતરતા નથી, પણ તે જ વસ્તુ વાર્તા અથવા ચરિત્રના રૂપમા વર્ણવી હોય તો ગળી ગોળી ( Sugar-coated pills ) પેઠે તરત ગળે ઉતરી જાય છે તેથી સામાજિક વિકાસ અને પરિસ્થિતિને અનુસરીને જે ભૂમિકા સુધી જનસમાજ પહોંચેલો છે તે ભૂમિકાથી ઉચ્ચતર ભૂમિકાની લક્ષણા કરાવવા અર્થે જ ભવિષ્યની પ્રગતિના સ્વરૂપને જાણનાર મહાત્મા અને ક્રાન્તદર્શી કવિઓએ ભિન્ન ભિન્ન કાળે, વિવિધ દેશમા, વિવિધ ભાષામા પોતાના વિચારરત્નરાશિઓને ઉદારતાથી પ્રકટ કર્યા છે. આ તેમના નિસ્વાર્થ ઉપકારને કદાપિ વિસરાય એમ નથી જ રામાયણની રચના પણ કાંઇક આવા જ પ્રકારની છે રામાવતાર થયા પૂર્વે જ રામાયણ આદિકવિ શ્રી વાલ્મિકિએ રચ્યું હતુ અને તેમાં વર્ણેલા પ્રસંગો પ્રમાણે રામાદિપાત્રોએ આચરણ કર્યું હતું એમ કહેવાય છે ઇતિહાસની દૃષ્ટિયા જો કે આ અસંગત લાગે છે, પરંતુ ક્રાન્તદર્શી કવિની અગાધ શક્તિનો ભવિષ્યના પડદાને ભેદીને પાર જોવાની શક્તિ–વિચાર કરતાં, ઉપર જણાવેલા અંતર્ગત નિયમને લક્ષમા લેતાં, આ કેવળ અસંભવિત ગણવા સરખુ નથી, અને તેના સમર્થનમાં કવિ શ્રી ભવભૂતિ કહે છે કે—

लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते ।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥—

લૌકિક સત્પુરુષોની વાણી થયેલા પ્રસંગોને અનુસરે છે—બનેલા બનાવોને વર્ણવે છે—પરંતુ આદ્યઋષિઓની વિલક્ષણતા એ છે કે તેમણે વદેલી વાણીપ્રમાણે જ પ્રસંગો પ્રકટે છે અર્થાત્ અન્ય રૂપમાં કહીએ તો જે વસ્તુસ્થિતિ સામાન્ય બુદ્ધિને અજ્ઞાન છે તેના અશેષ વિશેષોને જાણીને ભવિષ્યના પરિણામો ક્રાન્તદર્શી કવિઓના અંતરમાં વ્યક્ત થાય છે, અને તે વાણીદ્વારા પ્રકટ થયા પછી કાલાંતરે તે વાણીને અનુસરીને જ તેવા તેવા પ્રસંગો બને છે આ ભવિષ્યના કાળના અવધિનુ પ્રમાણ નથી, કોઇ સ્વલ્પ કાલનું તો કોઇ દીર્ઘ કાલનુ ભવિષ્ય હોય છે પ્રાકૃત જનોક્તિ પણ એવી જ છે કે " જ્યા ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ. " સામ્પ્રત કાળના ઇતિહાસને અવલોકતાં પણ જણાય છે કે " ફ્રેન્ચ રેવોલ્યુશન અને પ્રેઝન્ટ ડિસ્કન્ટેન્ટ્સ " [ French Revolution and Present Discontents ] ના લેખક બર્ક [ Edmund Burke ] ની તે પુસ્તકે પ્રસિદ્ધ થયા પછીજ ' ફ્રેન્ચ રેવોલ્યુશન અને અમેરિકન વૉર ઑફ ઇન્ડિપેન્ડન્સ ( French Revolution and American War of Independence ) અસ્તિ

ત્વમાં આવ્યા હતાં. તેમજ હાલમાં ચાલતા અતિભારત યુરોપીય રણસંગ્રામ થવાનું ભવિષ્ય કેટલાંક વર્ષ પૂર્વે, પ્રિન્સ બિસ્માર્ક, ( Prince Bismark ), કાઉન્ટ ટાલ્સ્ટોય, ( Count Tolstoy ) બર્ન હાર્ડિ [ Bern Hardy ] આદિ સમર્થ પુરુષોએ ભાખ્યું હતું તેને આપણે કેમ અસભવિત માનતા નથી ? આ વિવાદાત્મક વિષયમાં ઉંડા ઉતરવુ અત્ર અપ્રાસંગિક હોવાથી માત્ર તેનો ઉલ્લેખ કરીને આપણા પ્રસ્તુત વિષયના સૂત્રનું પુનઃ અવલંબન કરીએ

રામાયણનાં વિવિધ પાત્રો અમુક મુખ્ય ગુણ અને અન્ય ગૌણ ગુણોને પ્રદર્શિત કરે છે સત્ય, ન્યાય, ધર્મ, સ્નેહ આદિ અનેક સર્વોત્તમ સદ્ગુણની મૂર્તિ એ રામ છે પ્રજાપાલન અને પ્રજાનો સંતોષ એજ મુખ્ય ક્ષાત્રધર્મ છે અને તેનું પાલન કરતાં પોતાનાં ગમે તેવાં સુખનો પણ ભોગ આપવાને રાજાએ પાછી પાની કરવાની નથી, એ રામે પોતાના જીવનથી સ્પષ્ટ બતાવી આપ્યું છે તેમણે કહ્યું છે કે —

स्नेहं दया च सौख्यं च यदि वा जानकीमपि।
आराधनाय लोकानां मुंचतो नास्ति मे व्यथा॥

"કેવળ પ્રજાજનના મનરંજન કરવાને અર્થે, સ્નેહ, દયા, સુખ અને છેવટે પ્રિયતમ સીતાનો પણ ત્યાગ કરતાં મને લગાર પણ ખેદ થતો નથી" આ કરતાં બીજો સ્વાત્મભોગ કયો હોઇ શકે ? વજ્ર કરતાં પણ અધિક આ હૃદયની કઠોરતા, શિરીષકુસુમ કરતાં અધિક મૃદુતાવાળા શુદ્ધ પ્રેમની વિરોધી નથી, એ સીતાહરણથી થયેલા વિયોગ સમયે દંડકારણ્યમાં તેમણે કરેલા રુદન અને વિરહાલાપથી સ્પષ્ટ થાય છે. આ જાનકીવિરહવેદનાની તીવ્રતાનું વર્ણન કરતાં કવિકુલાલંકાર શ્રી ભવભૂતિ મનોવેધક વાણીથી વદે છે કે—अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम्।—પાષાણ પણ પીગળે છે અને વજ્રનું હૃદય પણ વિદીર્ણ થાય છે! વળી તેમણે અન્યત્ર કહ્યું છે કે —

विना सीतादेव्या किमिव हि न दुःखं रघुपते
प्रियानाशे कृत्स्नं किल जगदरण्यं हि भवति॥

"સીતા દેવીના વિરહથી રઘુપતિ રામને શું દુઃખ નથી, અર્થાત સર્વ જ દુઃખરૂપ છે, પ્રિયાનો નાશ થતા સમગ્ર જગત્ શુષ્ક અરણ્ય સમાન ભાસે છે," એકપત્નીવ્રતવાળા રામના સીતાપ્રતિના વિશુદ્ધ પ્રેમનો આ સિવાય બીજો બલવાન્ પુરાવો ક્યાં છે ? આ દંપતીના ચારિત્ર્યનુ સવિસ્તર વર્ણન કરતા સ્વતંત્ર ગ્રંથ પણ પૂરતો નથી, તેથી તેનુ દિગ્દર્શન માત્ર કરાવીને અન્ય દૃષ્ટિબિંદુથી તેમના કરતાં કોઇ પણ રીતે ઉતરે નહિ એવા ભ્રાતૃભક્તિના આદર્શરૂપ શ્રી ભરતજીના ચરિત પ્રતિ હવે દૃષ્ટિ વાળીએ

ભરતના નામનો ઉલ્લેખ કરતાં રાજા દશરથે કૈકેયીને કહ્યું હતું કે रामादपि हि तं मन्ये धर्मतो बलवत्तरम्। "હું ભરતને રામ કરતાં પણ અધિક ધર્મનિષ્ઠ સમજું છું" ભરતના શ્રેષ્ઠ સ્વભાવની તેમને ખબર હતી. પણ રામના વનવાસગમન પછી તેમણે ભરતને ત્યાજ્ય પુત્ર ઠરાવ્યો અને પોતાના ઔર્ધ્વદૈહિક કાર્ય માટે તે અયોગ્ય છે એમ કહ્યું! છતા આખા રામાયણના મહાકાવ્યમાં ભરતનુ જેવું નિર્દોષ ચરિત્ર છે તેવુ બીજા કોઇનુ નથી. રઘુકુલદીપક મહાભાગ ભરતને બહુ જ વિટંબના સોસવી પડી. તેના દુઃખનો વિચાર કરતાં નેત્રમાંથી અશ્રુ વહે છે તેનો કંઇ પણ દોષ ન હતો છતાં તેના પિતાએ તેને ત્યાજ્ય ઠરાવ્યો, એટલું જ નહિ પણ તેને તેડવા માટે જે દૂત તેના મોસાળ કેકયદેશમ ગયો હતો તેણે પણ તેના કુશળ પ્રશ્નનો વ્યંગોક્તિમાં ઉત્તર દીધો—कुशलास्ते महाबाहो येषां कुशलमिच्छसि।—" જેનું તમે 'કુશળ

ઇચ્છો છો તે કુશળ જ છે।" આ પ્રમાણે ઉત્તર દઇને એવુ દર્શાવ્યું કે ભરતને દશરથ, રામચંદ્ર, લક્ષ્મણ વિગેરેની ખિલકુલ પરવા ન હતી, તેને ફક્ત કૈકેયી અને મથરાની કુશળતા જાણવાની ઇચ્છા હતી રામના વનવાસ સબંધી અયોધ્યાના રાજભવનમાં ચર્ચા ચાલતી હતી ત્યારે પણ બે ત્રણ વખત આ નિર્દોષ રાજકુમારને આપ્તજનના અન્યાયથી યોજેલાં વાગબાણ સહન કરવાં પડયાં હતાં આ સાધુ પુરુષ ઉપર કાંઇ પણ કારણ ન હતું છતાં લાછન આવ્યું. રામચદ્ર અને ભરતનો એટલો પ્રેમ હતો કે રામચદ્ર તેને મમ પ્રાણૈ. પ્રિયતરા—" મારા પ્રાણના કરતા તું મને અધિક પ્રિય છે,' એમ સબોધી તેને બહુ મભાગ્તા હતા વનવાસમા જવાની વખતે રામચંદ્ર કૌશલ્યાને કહેતા હતા કે " ધર્મપ્રાણ ભરતનુ સ્મરણ કરવાથી તમને અયોધ્યામાં એકલાં મૂકીને જતાં મને ચિંતા થતી નથી." પણ એવી સ્થિતિ છતાં રામચદ્રના મુખમાંથી પણ કદી કદી ભરત ઉપર વાગબાણ નીકળી ગયાં છે। રામચદ્રે એક વખત સીતાદેવીને કહ્યું હતું કે " તમે ભરત પાસે મારી પ્રશસા કરશો નહિ, કારણ કે સમૃદ્ધીય પુરૂષોને બીજાની પ્રશસા ગમતી નથી." રામનાં આ વચનનુ સમર્થન કરવાનું બની શકતું નથી.

રામરાજ્યાભિષેકની તૈયારી ચાલતી હતી ત્યારે પણ રાજા દશરથને ભરતસબંધી મનમાં સંશય રહેતો હતો એવુ જણાય છે, કારણ કે તેમણે એક વખત રામને બોલાવી કહ્યું હતું કે " મારી એવી ઇચ્છા છે કે જ્યાં સુધી ભરત એના મોસાળમાં છે ત્યાં સુધીમાં તને અભિષેક કરી નાખવો. કારણ, જો કે ભરત ધર્મનિષ્ઠ છે, અને જો કે તે તારો નાનો ભાઇ છે, તો પણ તેની મતિ બગડવાને કેટલી વાર લાગે ?

ઇક્ષ્વાકુ વંશમાં બહુ પ્રાચીન કાલથી ચાલતા આવેલા નિયમ પ્રમાણે રાજસિંહાસન ઉપર જ્યેષ્ઠ પુત્રનો હક પહોંચે છે—તેનું ઉલ્લઘન કરે એમ ભરત સરખા પવિત્રાચરણી પુત્રનો સશય રાખવો એ કેવળ અન્યાયનુ વર્તન રાજા દશરથને હાથે થયુ લાગે છે ભરતના નિર્લોભીપણાની રામચદ્રને સારી રીતે ખબર હતી. છતાં પણ તેમણે લકાથી પાછા આવતાં હનુમાનને ભરત તરફ પ્રથમ મોકલ્યા અને તેને કહ્યું કે " તું એક વાત બરાબર લક્ષમાં રાખજે કે મારા પાછા ફરવાની વાત સાંભળીને ભરતના ચ્હેરા ઉપર કાંઇ વિકૃતિ થાય છે કે નહિ તે બરાબર જોઇને મને કહેજે." આ રામવચનનુ પણ બરાબર સમર્થન કરવાનુ બની શકતું નથી

આ જગતમાં નિરપરાધી લોકોને પુષ્કળ વખત ત્રાસ વેઠવો પડયો છે, પણ ભરત સરખું દુઃખ કોઇને ભોગવવું પડયુ નહિ હોય. લક્ષ્મણ તો વારવાર કહેતા કે भरतस्य वधे दोषं नाहं पश्यामि राघव ।—હે રાઘવ, ભરતનો વધ કરવામાં મને કઇ દોષ દેખાતો નથી, એવું કહેવામાં એમણે બહુજ મોટી ભૂલ કરેલી છે. એથી ઉલટુ મહાત્મા ભરતે અશ્રુરુદ્ધ કંઠથી લક્ષ્મણ વિષે નીચેના ઉદ્‌ગારો કાઢેલા છે—

सिद्धार्थ. खलु सौमित्रिर्यश्चंद्रविमलोपमम्।
मुखं पश्यति रामस्य राजीवाक्षं महाद्युतिम् ॥

"સૌમિત્રી (લક્ષ્મણ)ને શ્રીરામચદ્રનુ ચદ્ર સરખુ વિમલ, કમલનયનયુક્ત મહાતેજસ્વી મુખમંડળ રોજ જોવાનુ મળે છે તેથી તે ધન્ય છે"

સર્વ લોકો ભરતનો એટલો વિરોધ કરતા હતા તેનુ કારણ ન હતુ, તેવુ કાંઇ નથી કે યીનાં દુષ્કર્મોમા ભરતની સમતિ નહિ હોય એ વાત તેમનાથી માની શકાતી ન હતી. આમા મુધાજિત્તી સલાહથી પોતે દૂરના દૂર રહીને ભરતે કદાચિત કૈકેયીને આ નાટકની સૂત્રધાર બનાવી હોય એવુ લાગેન લાગતું એમ માનવાનું કારણ એવુ બન્યું હતું કે ભરત એક વખતે બેભાન

યુદ્ધની અંદર અગ્નિની સામે ટકી શકાયુ નહી ત્યારે તે ઇન્દ્રના શરણે ગયો વિષ્ણુએ તેને આશ્વાસન આપી કશ્યપથી અદિતીના ઉદરે અવતાર લઇ વામન એવુ નામ ધારણ કર્યું આ વેળાએ ત્રણ ભુવનની અંદર 'બલિના જેવો કોઇ દાતા નથી' એવી તેની પ્રસિદ્ધિ હતી તેના એજ સ્વભાવનો ફાયદો લઈ વામનરૂપધારી વિષ્ણુએ તેને ફસાવ્યો તે આવી રીતે.—બલિ યજ્ઞ કરતો હતો તે વેળાએ વામન વેષે જઇને તેની પાસે ત્રણ પગલાં ભૂમિની યાચના કરી અને બલિએ સકલ્પપુર્વક દાનોદક છોડતાંની સાથેજ વિષ્ણુએ પોતાનુ વિરાટ સ્વરૂપ પ્રગટ કર્યું અને બે પગલામા સર્વ બ્રહ્માંડ વ્યાપી કાઢી હવે ત્રીજું પગલું કયાં મૂકુ ? એવો પ્રશ્ન કર્યો. બલિએ 'ત્રીજુ પગલુ મારા મસ્તકપર મૂકો' એમ કહ્યું વિષ્ણુએ બલિના કહેવા પ્રમાણે કરી તેને પાતાળમાં દાબી દઈ ઇન્દ્રનુ પદ ઇન્દ્રને પાછુ આપ્યુ બલિને પાતાળમાં દાબતાંજ તેણે પ્રશ્ન કર્યો કે મારા દાનશૂરત્વનુ અને ઈશ્વર ભક્તિનુ તમામ પુણ્ય નષ્ટ થયું શુ ? આ પ્રશ્નનો જવાબ આપતાં વિષ્ણુને પશ્ચાત પડી અને 'હું તારા દ્વારપાળ થઇશ અને આ બાબતના સ્મરણ તરીકે આ દિવસ તારા નામથી પ્રસિદ્ધ થશે' એવો વર આપ્યો આ દિવસ કાર્તિક શુદી ૧ નો હતો. તેથી આ તીથી બલિપ્રતિપદાના નામથી પ્રસિદ્ધ થઇ

## ભાઇબીજ.

ભાઇબીજ એ દિવાળીના તહેવારનો છેલ્લો દિવસ છે દિવાળીના તહેવારમાં પોતાના આપ્ત સબધી માણસો ઉપરનો અને નોકરચાકર વગેરે ઉપરનો પ્રેમ વ્યકત કરવા સારૂ તેમજ તેમને ખુશ રાખવા સારૂ કઇ યથાશકિત ઇનામો, બક્ષીસ વગેરે આપવાનો પરિપાઠ શ્રીમંતથી ગરીબ પર્યંત સઘળાઓનામાં છે કેટલાકો મિત્રમંડળમાં પણ ફળફળાદિ વગેરે મોકલે છે અર્થાત્ દિવાળીનો તહેવાર સઘળાઓને ખુશ રાખવાનો અને પ્રેમ વ્યક્ત કરવાનો દિવસ છે તે પ્રમાણેજ આપણી હોવા છતાં પારકુ ધન થએલી જે આપણી બેન તેને પણ ખુશ રાખવી પડે છે. ભાઇબીજના દિવસે બેન પોતાના ભાઇને મોટા પ્રેમથી પોતાને ઘેર બોલાવી તેને મીઠા મીઠા પકવાન ખાવા આપે છે ભોજનાવાધ આટોપ્યા પછી તેને હારતોરા વગેરે આપી દીપકથી તેને ઓવાળે છે અને ભાઇ પોતાની શકિત પ્રમાણે બેનને સાડીચોળી 'ફૂલ નહીં તો ફૂલની પાંખડી' એ ન્યાયે બેનને બક્ષીસ આપે છે જે પ્રમાણે આપણુ હિન્દુના તમામ તહેવારોને પુરાણ વગેરેનો આધાર મળે છે તે પ્રમાણે આ ભાઇબીજના દિવસને પણ તેવો આધાર છે તે આવો.—સૂર્યને બે બાળક, યમ નામનો પુત્ર અને યમુના નામની પુત્રી અર્થાત્ યમ અને યમુના એ બે ભાઇબેન, આ બીજના દિવસે યમે યમુનાના ઘેર જઇ તેને યથાશકિત બક્ષીસ આપી અને યમુનાએ પોતાના ભાઇના આયુષ્યાભિવૃદ્ધયર્થે મગળકારક દીપ ઓવાળ્યો આ કથા ઉપરથી આ તીથીને યમદ્વિતીયા પણ કહે છે આપણુ ગુજરાતીઓના કરતાં આ દિવસનુ મહારાષ્ટ્રમાં અધિક મહત્વ છે

( ચિત્રમય જગત ઉપરથી )

---

# श्री शंकराचार्य भगवान.

[ અનુવાદક—ચાડીલાલ કાકુભાઇ સઘવી. ]

શ્રી કૌરવપાંડવોના યુદ્ધ પછી ભારતનું સામ્રાજ્ય ઘણે ભાગે નષ્ટ થઇ ગયું હતું, તોપણ ભારતમાં રાજ્યક્રાન્તિ થઇ નહોતી હજારો વર્ષો સુધી સયુક્ત રાજ્ય ( United States ) પ્રણાલી પ્રચલિત હતી અને કુરુ, કેરલ, બંગ, કલિંગ, મગધ અને પંચાલ આદિ દેશોના રાજાઓ પરસ્પર મદદકર્ત્તા થઈ પોતપોતાની આંતરિક તથા બાહ્ય ઉન્નતિ કરતા હતા સર્વત્ર રાજનૈતિક શાન્તતા હતી જેથી અનેક જાતના સ્વદેશોન્નતિકારી સુધારા તરફ દોરવાઈ ગયા હતા આ સુધારકોમા બૌદ્ધમતના વધારે હતા. તેનો એટલો બધો ફેલાવો થયો કે હજુ સુધી પણ દુનિયા પર ૧/૩ અર્થાત્ ૫૦ કરોડ બૌદ્ધમતિ છે ઇસવીસન ૫૪૩ વર્ષ પહેલાં બુદ્ધદેવનો નિર્વાણ થયો તેમનો ધર્મ પ્રબળતાથી પ્રચલિત હતો તે વખતે ઇસા, મુસા આદિએ બૌદ્ધધર્મની છાયા તળે પોતપોતાનો ધર્મ ચલાવ્યો. જ્યારે કોઇ પણ જાતનો સુધારો હદ ઉપરાંત વધી જાય છે, ત્યારે તેના નાશનો આરંભ થાય છે એક બાજુ બૌદ્ધધર્મના પ્રચારને લઈ દયાપ્રધાન બૌદ્ધ યજ્ઞયાગાદિક વિરુદ્ધ થઈ વેદનિંદક બની ગયો અને વૈદિક ધર્માભિમાનીઓ પ્રત્યે અત્યાચાર કરવા લાગ્યો, અને બીજી બાજુ શૈવ, વૈષ્ણવ, ગાણપત્ય, સૌર અને શાક્ત આદિ પોતપોતાના મત પર અરસપરસ લડવા લાગ્યા. આ પ્રવાહને રોકવા તથા સનાતન કાળથી પ્રચલિત વૈદિક ધર્મ કે જેના પર આર્યોનું આર્યત્વ અવલંબીત છે તેનો ઉદ્ધાર કરવાને માટે કુમારિલ ભટ્ટ, મંડન આદિએ ઉદ્યોગ કરવાનો આરંભ કર્યો આ ઉદ્યોગની મૂર્તિને માટે પરમાત્માની પ્રેરણાથી ભગવાન શંકરે અવતાર ધારણ કર્યો તેમણે ઉચિત સુધારાને કાયમ રાખી પ્રાચીનતાના રક્ષા કરી. તેમની જ કૃપાથી દુનિયામાં આજ સુધી હિન્દુજાતિ જીવિત છે અને તે પોતાની પૂર્વ પરમપરાને ભૂલી ગઇ નથી

ભગવાન શંકરાચાર્યનો જન્મ ઇસ્વીસન પહેલાં વિભવ નામના સંવત્સરમાં વૈશાખ શુદ ૧૦ ની મધ્યાન્હે કેરલ દેશના કાલટી નામના અગ્રહાર [ બ્રાહ્મણ પ્રધાન ગામ ] મા તે વખતના પ્રસિદ્ધ વિદ્યાધિરાજના વિદ્વાન પુત્ર શિવગુરુને ઘેર થયો હતો શંકરની માતાજીનુ નામ સુભદ્રા હતું શંકર ગૌરવર્ણ, તેજસ્વી, પ્રતિભાસમ્પન્ન, અને બુદ્ધિમાન હતા તેમની બાલ્યાવસ્થાની અસાધારણ યોગ્યતા જોઇ લોકો તેમને અવતાર સમજવા લાગ્યા હતા શંકરે પહેલાજ વર્ષે લીપી શીખી લીધી. બીજે વર્ષે પુરાણ સાંભળી લીધું. ત્રીજે વર્ષે વ્યાકરણનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. ચોથે વર્ષે કાવ્ય, કોષ આદિ શીખી લીધું. અને પાંચમે વર્ષે દર્શનશાસ્ત્રના પારગામી થઈ પોતાની વ્યાવહારિક શિક્ષા સમાપ્ત કરી લીધી દૈવવશાત્ બાલ્યાવસ્થામાં જ શિવગુરુનો દેહાન્ત થયો સુભદ્રાએ સગાસંબંધી દ્વારા શંકરને યજ્ઞોપવિત કરાવી ગુરુ ગૃહમાં મોકલી દીધો. બે વર્ષની અંદર શંકરે વેદવેદાંગ તથા ૧૪ વિદ્યા અને ૬૪ કળામાં પ્રવિણતા મેળવી હવે શંકર ઘર તરફ પાછા ફર્યો અને ઘેર આવી અખંડ પઠન-પાઠન, બ્રહ્મચર્યોચિત અગ્નિકાર્ય, માતૃસેવા આદિમાં નિમગ્ન બની ગયો તેથી તેની કીર્તિ ચોતરફ ફેલાઇ ગઇ પિતાની સંપત્તિનો તેણે ઉત્તમ પ્રબન્ધ કર્યો અને પોતાની સર્વ સંપત્ત તે પ્રાચીન મંદિરોના જીર્ણોદ્ધારમાં વાપરવા લાગ્યો, અને પછીથી પણ ભારતના ધર્મકારી સમસ્ત દેવસ્થાનોનો ઉદ્ધાર ભગવાન શંકરાચાર્યે કરેલા છે.

યુદ્ધની અંદર અદિતિ સામે ટકી શકાયુ નહી ત્યારે તે ઇન્દ્રના શરણે ગયો. વિષ્ણુએ તેને આશ્વાસન આપી કશ્યપથી અદિતીના ઉદરે અવતાર લઇ વામન એવું નામ ધારણ કર્યું. આ વેળાએ ત્રણ ભુવનની અંદર 'બલિના જેવો કોઇ દાતા નથી' એવી તેની પ્રસિદ્ધિ હતી. તેના એજ સ્વભાવનો ફાયદો લઇ વામનરૂપધારી વિષ્ણુએ તેને ફસાવ્યો. તે આવી રીતે:—બલિ યજ્ઞ કરતો હતો તે વેળાએ વામન વેશે જઇને તેની પાસે ત્રણ પગલાં ભૂમિની યાચના કરી અને બલિએ સંકલ્પપુર્વક દાનોદક છોડતાંની સાથેજ વિષ્ણુએ પોતાનુ વિરાટ સ્વરૂપ પ્રગટ કર્યું અને બે પગલામા સર્વ બ્રહ્માંડ વ્યાપી કાઢી હવે ત્રીજુ પગલુ ક્યાં મૂકુ ? એવો પ્રશ્ન કર્યો. બલિએ 'ત્રીજુ પગલુ મારા મસ્તકપર મૂકો' એમ કહ્યું વિષ્ણુએ બલિના કહેવા પ્રમાણે કરી તેને પાતાળમાં દાબી દઈ ઇન્દ્રનું પદ ઇન્દ્રને પાછુ આપ્યુ બલિને પાતાળમાં દાબતાંજ તેણે પ્રશ્ન કર્યો કે મારા દાનશૂરત્વનુ અને ઈશ્વર ભક્તિનુ તમામ પુણ્ય નષ્ટ થયુ શુ ? આ પ્રશ્નનો જવાબ આપતાં વિષ્ણુને પશ્ચાત પડી અને 'હુ તારા દ્વારપાળ થઇશ અને આ બાબતના સ્મરણ તરીકે આ દિવસ તારા નામથી પ્રસિદ્ધ થશે' એવો વર આપ્યો આ દિવસ કાર્તિક શુદી ૧ નો હતો. તેથી આ તીથી બલિપ્રતિપદાના નામથી પ્રસિદ્ધ થઇ

## ભાઇબીજ.

ભાઇબીજ એ દિવાળીના તહેવારનો છેલ્લો દિવસ છે દિવાળીના તહેવારમાં પોતાના આપ્ત સબંધી માણસો ઉપરનો અને નોકરચાકર વગેરે ઉપરનો પ્રેમ વ્યક્ત કરવા સારૂ તેમજ તેમને ખુશ રાખવા સારૂ કઇ યથાશક્તિ ઇનામો, બક્ષીસ વગેરે આપવાનો પરિપાઠ શ્રીમંતથી ગરીબ પર્યંત સહુકોઇનામાં છે કેટલાક મિત્રમંડળમાં પણ ફળફળાદિ વગેરે મોકલે છે અર્થાત્ દિવાળીનો તહેવાર સહુકોઇને ખુશ રાખવાનો અને પ્રેમ વ્યક્ત કરવાનો દિવસ છે તે પ્રમાણેજ આપણી હોવા છતાં પારકુ ધન થએલી જે આપણી બેન તેને પણ ખુશ રાખવી પડે છે. ભાઇબીજના દિવસે બેન પોતાના ભાઇને મોટા પ્રેમથી પોતાને ઘેર બોલાવી તેને મીઠા મીઠા પકવાન ખાવા આપે છે ભોજનાવાદ આટોપ્યા પછી તેને હારતોરા વગેરે આપી દીપકથી તેને ઓવાળે છે અને ભાઇ પોતાની શક્તિ પ્રમાણે બેનને સાડીચોળી 'ફૂલ નહીં તો ફૂલની પાંખડી' એ ન્યાયે બેનને બક્ષીસ આપે છે જે પ્રમાણે આપણ હિન્દુના તમામ તહેવારોને પુરાણ વગેરેનો આધાર મળે છે તે પ્રમાણે આ ભાઇબીજના દિવસને પણ તેવો આધાર છે તે આવો — સૂર્યને બે બાળક, યમ નામનો પુત્ર અને યમુના નામની પુત્રી અર્થાત્ યમ અને યમુના એ બે ભાઇબેન, આ બીજના દિવસે યમે યમુનાના ઘેર જઇ તેને યથાશક્તિ બક્ષીસ આપી અને યમુનાએ પોતાના ભાઇના આયુષ્યાભિવૃદ્ધયર્થે મંગળકારક દીપ ઓવાળ્યો આ કથા ઉપરથી આ તીથીને યમદ્વિતીયા પણ કહે છે આપણ ગુજરાતીઓના કરતા આ દિવસનુ મહારાષ્ટ્રમાં અધિક મહત્વ છે

( ચિત્રમય જગત ઉપરથી )

---

કરી જવાની સાથે પોતાની માતા સાથે યોગ્ય વ્યવહાર પણ નહિ રાખ્યાનું જાણવામાં આવતાં શ્રી શંકરે દીલગીર થઇ એવો શ્રાપ આપ્યો કે, તમે કદી વિદ્વાન અને પૈસાપાત્ર નહિ થાવ. તે પ્રમાણે શંકરના કુટુંબીઓ હજુ પણ નિર્ધન અને મૂઢ છે. શ્રી બલી નામના સ્થાનમાં પ્રભાકર પંડિતના મૂર્ખ પુત્રને તેમણે આશીર્વાદ આપી પંડિત બનાવ્યો અને પોતાનો શિષ્ય કર્યો ફરી તેમણે દિગ્વિજયને માટે યાત્રા શરૂ કરી રામેશ્વર, કાંચી, ઉજ્જૈન, નૈપાલ, દ્વારકા, જગન્નાથ, ભરત, કુરૂ, પાંચાલ, મગધ, મિથિલા, કોશલ, ગૌડ, બંગ, આદિ દેશોમા શાસ્ત્રાર્થ કરી, અને ક્યાંક યુદ્ધ કરી અનેક મતમતાંતરોનું ખંડન અને દંડન કર્યું અને વૈદિક માર્ગની ફરી પ્રતિષ્ઠા કરી આ કામ ચિરસ્થાયી થવાને માટે ઉત્તરમાં જ્યોતિર્મઠ દક્ષિણમાં શૃંગેરીમઠ, પૂર્વમાં ગોવર્દ્ધન મઠ, અને પશ્ચિમમાં શારદામઠની સ્થાપના કરી અને તે ચારે ઠેકાણે પોતાના ચાર પ્રધાન શિષ્યોને બેસાડ્યા, જેની પરંપરા હજુ સુધી ચાલુ છે તે મઠ હિંદુઓનું પવિત્રધર્માચાર્યોનુ ક્ષેત્ર માનવામાં આવે છે, અને તે પર અનેક મહાત્મા ગ્રંથકારોએ અધિષ્ઠાન કરી હિંદુધર્મની દરેક રીતે સુરક્ષા કરી છે શ્રી શંકરભગવાનના જીવનમાં સર્વથી વધારે મહત્વનું કામ એ થયું કે, તેમણે એ ચારે ધર્મરાજ્યોના સ્થાપન દ્વારા ભારતવર્ષને એક અનુશાસન વ્યવસ્થા ( Organisation )માં બાંધી દીધા હતા જે અનુશાસન વ્યવસ્થાને માટે આજે તે જગદ્ગુરૂ કહેવાય છે જગતને તે બા બતની શિખામણ સર્વથા પહેલાં શ્રી શંકરભગવાને આપી હતી

શ્રી શંકરે પોતાની અલ્પ જીંદગીમાં જેવી સ્વદેશસેવા બજાવી તેવી આજસુધી કોઇએ બજાવેલ નથી તેમની પ્રતિભા, તપોબળ, સમાજના પ્રબંધની ચાતુરી, વર્ણાશ્રમધર્મની ફરી પ્રતિષ્ઠા, આદર્શ યતિધર્મ, વેદોનો ઉદ્ધાર, રાજનીતિ નિપુણતા, અદ્ભુત વક્તૃત્વતા, ચિરસ્થાયી ગ્રંથરચના, દૃઢ અનુશાસન વ્યવસ્થાની સ્થાપના, માનસિક તથા શારીરિક શક્તિ અને પવિત્રતા વગેરે બાબતો, મણુસોને આશ્ચર્યચકિત બનાવ્યા વિના રહેતી નથી આશીર્વાદથી મૂઢને સજ્ઞાન બનાવવો, મડદાને બાળવો, વ્યાસદ્વારા વધારે આયુષ્યની પ્રાપ્તિ કરવી, શ્રાપ આપી કોઇને હમેશનો દુઃખી બનાવવો, અન્ય શરીરમાં પ્રવેશ કરવો, નદીનો પ્રવાહ બદલવો, એ સર્વ બાબતો હજુ પણ માનવામાં આવતી નથી તોપણ વિદ્વાન્ માણસો તે બાબતો એકદમ અચોક્કસ માની શકતા નથી. પરમાત્માના સામ્રાજ્યમાં એવી અનંત બાબતો ઢાંકી પડી છે કે, જેનું જ્ઞાન પ્રાપ્ત કરવુ એ મનુષ્યની શક્તિની બહારની વાત છે કહેવામાં આવે છે કે, ગંગોત્રીના માર્ગમાં જે ગરમ પાણીની ધારાઓ વહે છે, તે શંકરની કૃપાથી જ પ્રકટ થયું હતું અમે તેમ હોય પરંતુ બત્રીસ વર્ષની ઉંમરમાં શ્રી શંકરાચાર્યે નિષ્કામ કર્મની એટલી સાધના કરી કે, દરેકને તેમણે હમેશને માટે ઋણી બનાવ્યા છે

બત્રીસવર્ષ પુરાં થતાં શ્રી ભગવાન શંકરાચાર્યે બદરીકાશ્રમમાં દેહત્યાગ કર્યો જૂદા જૂદા ધર્મના દરેક લોકો આંખમાં આંસુ સહિત ત્યાં હાજર હતા શંકરના શરીરની દિવ્યકાંતી, વિશાળ કમળ નેત્રોનું અપૂર્વ તેજ, વગેરે દેહાન્ત પછી પણ જેવુ ને તેવુંજ હતું તેમની ગંભીર મૂર્તિ, જોઈ અનુમાન થતું કે, શ્રી શંકરભગવાન લોકોને પોતાના જ્ઞાનામૃતનું પાન કરાવવા ઉત્કંઠીત થઇ રહ્યા છે, અને સમસ્ત માનવજાતિને આધિદૈવિક, આધિભૌતિક, અને આધ્યાત્મિક તથા શારીરિક અને આર્થિક સ્વાતંત્ર્યનો પાઠ ભણાવી રહ્યા છે

શ્રી શંકરનું શરીર હવે આ લોકમાં નથી, પરંતુ તેમનો આત્મા દરેક માણસના આત્મા સાથે એવો મળી ગયો છે કે, શાસ્ત્ર સંબંધી ચર્ચા કરતી વખતે શ્રી શંકરે બતાવેલ સિદ્ધાન્તો સિવાય કોઇ વિદ્વાન્ પુરુષ અન્ય એક પણ શબ્દ બોલી શકતો નથી. આથી શંકરને એક અવતાર તરીકે માનવામાં આવે છે શંકરે દુનિયામાં જેવી ચિરસ્થાયી વિચારક્રાન્તિ કરી તેવી આજ સુધી કોઇ કરી શક્યુ નથી, ધન્ય છે ભારતભૂમને કે જેમાં આવાં રત્ન પાકે છે !!!

( નિગમાગમચન્દ્રિકા—શ્રીમતી લલીતાદેવી.)

# મુગ્ધા મીનાક્ષી

અથવા

## પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !

( લે શ્રીયુત નારાયણજી વિશનજી ઠક્કુર. )

[ અનુસંધાન ગતાંકથી ]

" મીનાક્ષી, તમારી આ કલ્પના સત્ય છે આ ગુપ્ત માર્ગને શોધી કાઢવા માટેજ મારે આટલો બધો પરિશ્રમ વેઠવો પડયો છે અને એ કારણથી જ-મારા આગમનમાં અચિન્ત આટલો બધો વિલંબ થઇ ગયો છે પરંતુ તમોએ અદ્યાપિ કાંઇ ખાધુ નથી એટલે પ્રથમ ખાનપાનની વ્યવસ્થા કર્યા પછી હું મારા આજના સાહસ તથા સંકટ આદિનો વૃત્તાન્ત તમને નીરાંતે કહી સંભળાવીશ. " એમ કહી દીવાલમાંના તે ગુપ્ત માર્ગને બંધ કરીને જયન્તી ખાનપાનની વ્યવસ્થા માટે નીચેના ઓરડામાં ચાલી ગઇ

જયન્તીના મુખમાંથી નીકળેલા ઉપર્યુક્ત શબ્દોને સાંભળ્યા પછી ખાનપાન આદિના સેવનથી ક્ષુધા તથા પિપાસાને શાંત કરવાની આતુરતા કરતાં જયન્તીના આજના સાહસ તથા સંકટ આદિના વૃત્તાન્ત શ્રવણથી મારા મનને શાંત કરવાની જ મને વિશેષ આતુરતા થયેલી અને તેથી જયન્તી ક્યારે પાછી ઉપર આવે અને ક્યારે મને પોતાનો વૃત્તાન્ત કહી સંભળાવે, એ ધ્યાનમાં મારૂં મન નિમગ્ન થઈ ગયું હતું પૂરી, શાક તથા દુગ્ધ આદિ ખાનપાનની વસ્તુઓને તૈયાર કરતાં જયન્તીનો-ઓછામાં ઓછો પણ એકથી સવા કલાક જેટલો સમય જવાનો સંભવ હતો અને એટલો સમય પણ અત્યારે મને યુગ સમાન દેખાવા લાગ્યો

હું આવી રીતે જયન્તીના ધ્યાનમાં નિમગ્ન થઇને બેઠી હતી એટલામાં અચાનક વળી પાછો તે દીવાલમાંનો છુપો દરવાજો એકાએક ઉઘડી ગયો અને તે દ્વારના મધ્યમાં પોતાના ચરણથી મસ્તકપર્યન્ત જેણે માત્ર એક શ્વેતવસ્ત્ર પરિધાન કરેલું હતું અને જેનું મુખમંડળ જાળીદાર સફેદ બુર્કામાં છુપાયલું હોવાથી મંદ સાંધ્યપ્રકાશમાં સ્પષ્ટ જોઇ શકાતું નહોતું તેવી એક આપદમસ્તક શ્વેતવસના સજીવન સ્ત્રીમૂર્તિ નિસ્તબ્ધ ભાવથી પાષાણપ્રતિમા સમાન ઊભેલી મારા જોવામાં આવી અને તેને જોતાં જ મારા મનમાં એક અગમ્ય ભીતિનો સંચાર થવા લાગ્યો તે શ્વેતવસના સુંદરીએ પોતાના અતિશય કોમળ પરંતુ સ્પષ્ટ સાંભળી શકાય તેવા સ્વરથી મને સંબોધીને કહ્યું કે—

" વિપ્રકુમારી અને વિપ્રવિધવા મીનાક્ષી, મારી પેઠે તારા ભાગ્યમા પણ ભયાનક અષ્ટતા તથા અધોગતિની ગર્તાના ઉપભોગનો લેખ લખાયલો હોવાથી, માત્ર એટલું જ નહિ, પણ તારા મરણ પશ્ચાત્ તારી પવિત્રતાના વિનાશક એક પાપાત્મા પુરુષના સર્વનાશની ક્રિયા પ્રતિહિંસાની યજ્ઞભૂમિમા એક પુરુષપિશાચની પ્રાણાહુતિની વિધાતાપુરુષે વ્યવસ્થા કરેલી હોવાથી લગભગ બે

વપ પછી તારી ભ્રષ્ટતાનો પ્રસંગ આવશે અને તારા મરણ પછી પ્રતિહિંસામાટે તું જ્યારે આત્મિકા થઇશ ત્યારે બીજીવાર આ આત્મિકાનો તને સાક્ષાત્કાર થશે ! ! "

તે સ્ત્રી મૂર્ત્તિ આટલા શબ્દો ઉચ્ચારીને અદૃશ્ય થઇ ગઇ, દ્વાર વસાઈ ગયાં અને હું પાષાણ પ્રતિમા સમાન સ્તંભિત તથા નિષ્પંદ થઇને ત્યાંની ત્યાંજ બેસી રહી.

## પ્રકરણ ૫ મું.

### આત્મિકા મંગળા

લગભગ દોઢ કલાક જેટલો સમય વીત્યા પછી જયન્તી મારામાટે ભોજનનો થાળ લઇ આવી અને તે પોતે પણ મારી સાથે જ જમવાને બેસી ગઈ હું જમવા તો બેઠી પરંતુ મારા હૃદયમાં આશ્ચર્ય, ભય તથા આતુરતાનો ભયાનક સંચાર થયેલો હોવાથી મારાથી પેટ ભરીને જમી ન શકાયું મારી ચિન્તાગ્રસ્ત અવસ્થાને જયન્તી જાણી ગઇ અને તેથી જમી રહ્યા પછી મને તે પૂછવા લાગી કે "કેમ, મીનાક્ષી બહેન, અત્યારે તો તમે પેટ ભરીને જમ્યાં પણ નહિ ? કદાચિત્ રાત્રિના સમયમાં જ અહીંથી તમારે પ્રયાણ કરવું પડશે અને આવતી કાલે માર્ગમાં નિયત સમયે ભોજન નહિ મળે, તો આવતી કાલનો દિવસ અપવાસ કરીને વીતાડવો પડશે, એટલા માટે હજી પણ રુચિ હોય તો કાંઇક વધારે ખાઇ લ્યો, કારણ કે, થાળમાં હજી વિપુલ ભોજન સામગ્રી પડેલી છે "

"અત્યારે મને લેશ માત્ર પણ ક્ષુધા નથી અને તેથી મારાથી વધારે કાંઇ પણ ખાઇ શકાય મ નથી 'ભાણામાં લાડૂ પડ્યા પણ ભૂખ વિના ભાવે નહીં, એ કહેવત કાંઇ ખોટી છે ? મને તો હવે આ ગુપ્ત માર્ગને તમોએ કેવી રીતે શોધી કાઢ્યો એ વિશેનો વૃત્તાન્ત સાંભળવાની જ વધારે ચટપટી લાગી રહી છે, કારણ કે, તમો અહીંથી રાંધવાને નીચે ગયાં ત્યાર પછી વળી આ ઓરડામાં એક બીજો ચમત્કાર મારા જોવામાં આવ્યો છે કે જે ચમત્કારની વાર્ત્તા તમારા વૃત્તાન્તને સાંભળી લીધા પછી હું તમને સંભળાવીશ." આ પ્રમાણેનું ઉત્તર આપીને મેં જયન્તીના હૃદયમાં પણ એક પ્રકારની ઉત્કંઠા ઉપજાવી દીધી

જયન્તીએ ભોજનનાં થાળને એક તરફ ઢાંકીને રાખી દીધા પછી મારા સમક્ષ બેસીને બહાર કોઇના સાંભળવામાં ન આવી શકે તેટલા મંદ પરંતુ મારાથી સાંભળી શકાય તેટલા સ્પષ્ટ સ્વરથી કહેવા માંડ્યું કે "હું અહીંથી જોરાવર તથા વાલીને વળાવવાના નિમિત્તથી તેમની સાથે વાતો કરતી લગભગ એક માઇલ અથવા અડધો ગાઉ સુધી તેમની સાથે ચાલી ગઇ અને તેટલા સમયમાં જોરાવરે તમારા સંબંધમાં દર્શાવેલી શંકાઓનું મેં એવી તો દક્ષતાથી સમાધાન કરી નાખ્યું કે તેનો તમારામાં દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો એક માઇલનો પથ પૂરો થતાં અમો એક રોનાર-પગથિયાંવાળી-વાવ આગળ જઇ લાગ્યા અને ત્યાં પહોંચતાં જોરાવરે મને લોટો આપીને વાવમાંથી પાણી ભરી આવવા મારેનો હુકમ ફર્માવ્યો, હું વાવમાં પાણી લાવવામાટે ગઇ અને ઝટપટ પાણીનો લોટો ભરીને પાછી આવી લાગી તે વેળાયે વાવથી થોડાક અંતરપર જોરાવર અને વાલી ભૂમિમાંના કોઇ ખાડાના મોઢાને મોટી શિલા ઢાંકીને બંધ કરતા મારા જોવામાં આવ્યા. હું વાવની ભીંતની આડમાં છુપાઇને તેમની એ ક્રિયાને જોવા લાગી અને તે વેળાયે તેમના મુખમાંથી જે કેટલાક ઉદ્ગારો નીકળ્યા અને મારા કાનોમાં અથડાયા તેથી મારો નિશ્ચય થઈ ગયો કે જે માર્ગમાં થઇને તેઓ ગઇ રાતે અચાનક આ ઓરડામાં આવ્યા હતા તે ગુપ્ત માર્ગનું બાહ્ય-ભાગમાંનું મુખ તેજ હતું તેમણે જ્યારે પોતાના કાર્યની સમાપ્તિ કરી લીધી અને પાછા પોતાના સ્થાનમાં આવીને તેઓ ઊભા રહ્યા ત્યાર પછી પાંચ મિનિટે હું વાવમાંથી, જાણે

હમણાં જ નીકળી હોઉ ની !, એવો દેખાવ કરીને બહાર નીકળી જોરાવર તથા વાતી પાણી પીને રસ્તે પડયાં અને તેમના દેખતાં હું પણ અહીં આવવા માટે પાછી વળી. જ્યારે તેઓ બહુ દૂર નીકળી ગયાં અને હવે તેઓ મને જોઇ શકે તેમ નથી એવો મારો નિશ્ચય થઈ ગયો એટલે હુ પાછી વળી અને તેમણે જે સ્થાનમાં શિલા રાખી હતી ત્યાં જઇ પહોંચી શિલાને તપાસતાં મારી ખાત્રી થઇ કે નીચેની જમીન પોલી હતી. જીવનું જોખમ વેઠીને પણ એ માર્ગના ભેદને જાણવાની મારી આકાંક્ષા અત્યન્ત પ્રબળ તથા અનિવાર્ય થવાથી હુ તે શિલાને ખસેડવાનો પ્રયત્ન કરવા લાગી, પરન્તુ શિલા બહુ જ ભારી હોવાથી મારો તે પ્રયત્ન ફળીભૂત થઇ શકયો નહિ અને હુ નિરાશ થઇ ગઇ. અંતે હું ત્યાંથી એક ગાઉના અન્તરપર આવેલા એક ગામડામાં વસતો મારા એક પ્રેમીને લઇ આવવામાટે તે ગામડા તરફ જવાને નીકળી, પણ અડધા ગાઉ પરના તેના ખેતરમાં જ તેનો ભેટો થઇ ગયો અને તેને લઇને પાછી હુ તે શિલા આગળ આવી લાગી. મારો તે પ્રેમી આયર જાતિનો છવ્વીસ વર્ષની વયનો એક અતિશય બલિષ્ઠ તરુણ પુરુષ હોવાથી અમો બન્નેએ મળીને તે શિલાને ખસેડી નાખી અને શિલા દૂર થતાંજ અમારા જોવામાં આવી ગયું કે ત્યાંની ભૂમિમાં ભૂમિના ગર્ભમાં ઊતરવા માટેનો નિસરણીબદ્ધ માર્ગ હતો અને તે માર્ગમાં બે મનુષ્યો એક સાથે પ્રવેશ કરી શકે તેમ હતું મે મારા તે પ્રેમીને પણ મારી સાથે લીધો અને અને અમો બન્ને મોટાં વીસ પગથિયાં ઊતરીને એક સમતલ માર્ગમાં આવી લાગ્યા અહીં અન્ધકાર વ્યાપેલો હોવાથી આસપાસની પરિસ્થિતિ અમારા જોવામાં આવી શકે તેમ નહોતું અને તેથી કદાચિત્ અમારાથી આગળ પણ ન વધી શકાત, પરન્તુ મારા પ્રેમી પાસે સદ્ભાગ્યયોગે દીવાસળીનો પેટી હોવાથી તેણે દીવાસળી સળગાવી અને તે દીવાસળીના પ્રકાશમાં અમારાં નેત્રો સમસ્ત વિસ્તારેનો છોબધ સરળ માર્ગ અમને દૃષ્ટિગોચર થવા લાગ્યો. અમો પરમેશ્વરનું નામ લઇને દીવાસળીઓ સળગાવતાં આગળ વધવા લાગ્યાં અને અંતે સહી-સલામત આ દ્વાર પર્યન્ત આવી લાગ્યાં આ દ્વાર પાસે આવીને મે તે મારા પ્રેમીને જણાવી દીધુ કે 'તમો પાછા જાઓ અને તમારા ગામમાંથી ગમે તે ઉપાયે બે સારા ઘોડા લાવીને રાતે બાર વાગે આપણે જે સ્થાનમાંથી આ માર્ગમાં આવવામાટે પ્રવેશ કર્યો હતો તે સ્થાનમાં મારી વાટ જોતા ઊભા રહો. મારી સાથે એક બાઇ આવવાનાં છે અને તેને તમારે તેમના ગામમાં ઘોડાપર બેસીને પણ પહોંચાડી દેવાના છ' મારામાં મારા તે પ્રેમીનો અનન્ય અનુરાગ હોવાથી મારી આજ્ઞા પ્રમાણે રાતે બાર વાગ્યા પહેલાં બે ઘોડા સહિત તે સ્થાનમાં હાજર રહેવાનું વચન આપીને તે ચાલતો થઇ ગયો અને હુ દ્વાર ઊઘાડીને અહીં તમારી પાસે આવી શિલાને ખસેડતાં અત્યન્ત પરિશ્રમ થયેલો હોવાથી તેમ જ ભૂમિના ગર્ભમાં કાંઇક વિશેષ ઉષ્ણતા તથા વાયુનો અભાવ હોવાથી હુ પ્રસ્વેદથી તરબોળ થઈ ગઈ હતી અને મારો શ્વાસ પણ ઊંચા વળો ચાલતો હતો. મારો વૃત્તાન્ત આ પ્રમાણેનો છે"

"ત્યારે મારા ઉદ્ધાર માટેની તમોએ સંપૂર્ણ વ્યવસ્થા કરી રાખી છે, એ તો તમારા વૃત્તાન્તના શ્રવણથી સ્પષ્ટ જણાઇ આવે છે," મે કહ્યુ

"જો આપણાં કોઇ પાપ આવીને વચ્ચે ન નડે અને પરમેશ્વર કાંઇ વિઘ્ન ન લાવી નાખે, તો આ પિશાચપુરીમાંથી આજે મધ્યરાત્રિ પછી અવશ્ય તમારો ઉદ્ધાર થઇ જશે અને નરપિશાચ જોરાવર હાથ ઘસતો જ રહી જશે!" જયન્તીએ જણાવ્યું અને તે સાથે જ આતુરતાથી પૂછ્યું કે "તમોએ હુ રાંધવાને નીચે ગઇ ત્યાર પછી શો ચમત્કાર જોયો હતો ? શુ કોઇ પુરૂષ કિંવા સ્ત્રીનું આ ગુપ્ત માર્ગમાંથી આ ઓરડામાં આગમન થયું હતું ?"

હુ જયન્તીના આ પ્રશ્નનું ઉત્તર આપવામાટે હજી તો મારા મુખને ખોલવાનો વિચાર કરતી હતી એટલામાં તો તે ગુપ્ત માર્ગનું દ્વાર પુનઃ અચાનક ઊઘડી ગયું અને જે ,આત્મિકા -

મારા જોવામાં આવી હતી તેજ આત્મિકા પુન તે દ્વારમાં ઊભેલી અમો ઉભયના જોવામાં આવી અને તે જ જયંતીના પ્રશ્નનુ ઉત્તર આપતી ગભીર વાણીથી કહેવા લાગી કે — .

"પવિત્ર હૃદયા અને પવિત્ર ચરિત્ર હોવા છતાં પ્રથમ બળાત્કારનુ બલિદાન થયેલી અને ત્યાર પછી દુરાચારના માર્ગમા ઇચ્છા પૂર્વક આગળ વધેની વિધવા જયન્તી ! તું નીચે રાંધવાને ગઇ હતી તે વેળાયે આ વિપ્રતનયા મીનાક્ષીએ આ ઓરડામાં જે ચમત્કાર જોયો હતો તે એ જ કે અત્યારની પેઠે જ મારી છાયાનુ એને દર્શન થયુ હતુ અને મેં એને એની ભવિષ્યવાણી સભળાવી હતી મારી છાયાના દર્શનથી મીનાક્ષીના મનમાં ભયનો સચાર થયો છે અને તે ભયના નિવારણ માટે તેમજ તમો ઉભય તરુણીઓનાં હૃદયોમાં એક આનદજનક વાર્ત્તારૂપ સુધાનુ સિચન કરવામાટે મારે અત્યારે પુન તમારા સમક્ષ ઉપસ્થિત થવુ પડયુ છે. તમો મારાથી લેશ માત્ર પણ ભયભીત થશો નહિ અને ગભરાશો નહિ, કારણ કે, હુ તમારી વૈરિણી નહિ, કિન્તુ હિતૈષિણી છુ, મૈત્રિણી છુ ! જો તમો ભયભીત ન થાઓ તો હું તમારા નિકટમા આવુ અને શાંતિથી મારે જે કાંઇ કહેવાનું છે તે કહી સભળાવુ !".

તે સજીવન સુંદરી સમાન દેખાતી આત્મિકાની મુખમુદ્રા તથા વાણીમાં ભયોત્પાદક ચિન્હોનો સર્વથા અભાવ હોવાથી તેમ જ તેનાં વચનોમાં મારો વિશ્વાસ બંધાઇ જવાથી મે હૃદયને વજ્ર સમાન કઠિન કરીને કહ્યુ કે "ભલે ભગિની, અમારા નિકટમાં આવો અને જે કાંઇ પણ કહેવાની તમારી ઇચ્છા હોય તે આનદથી કહી સભળાવો, તમો અમારાં હિતૈષિણી હોવાથી કદાપિ અમારૂ અનિષ્ટ કરવાના નથી, એવો અમારા નિશ્ચય છે અને તેથી અમો નિર્ભય થઇ ગયાં છીએ !"

"પરમેશ્વર તમોને સન્માર્ગમાં પ્રેરો અને તમારૂ કલ્યાણ કરો !" આ પ્રમાણેની શુભ મના દર્શાવીને તે આત્મિકા દ્વારમાંથી આગળ વધી આવી અને ઓરડાના મધ્યમાં રાઉન્ડ .. પાસે પડેલી એક કુરસીપર બેસીને ગભીરતાથી કહેવા લાગી કે "આજ તે ઓરડો છે કે ! જોરાવરે નિર્દયતાથી મારો વધ કરાવ્યો હતો અને તારૂણ્યના વસત કાળમાં જ મારા સુકુમાર અને સુંદર માનસનારીશરીરને અકાળે મૃત્યુના ભયાનક મુખમાં ધકેલી દીધુ હતુ અરે મારા પ્રાણ ન લેવા માટે મે તેનાં ચરણોમા પડીને કેટલી બધી પ્રાર્થનાઓ કરી હતી, પણ તે રાક્ષસના મનમા દયાનો આવિર્ભાવ ન થયો અને અતે તે મારા પ્રાણનુ બલિદાન લઇને જ શાંત થયો પણ હવે તેના માટે પ્રતિહિંસાનુ બલિદાન થવાનો સમય આવી લાગ્યો છે, યમધર્મના સદનમાં તેના મરણનો ઘટ વાગ્યા છે ! !"

"શુ જોરાવરસિહે આ ઓરડામાં તમારી હત્યા કરાવી હતી ?" જયન્તીએ કિંચિત્ ભયદર્શક તથા આતુરતાદર્શક ભાવથી પૂછયુ

"જોરાવરસિહે નહિ, પણ જોરાવર શૃગાલે આ ઓરડામાં અત્યન્ત નિર્દયતાપૂર્વક મારી હત્યા કરાવી હતી અને તેનું કારણ એ હતું કે હુ તેની વિકાર લાલસાને તૃપ્ત કરવામાટે મારા ધર્મથી પતિત થઈને તેની શય્યાભાગિની થઇ હતી અને તેના પરિણામે મને માતા થવાનો પ્રસગ પ્રાપ્ત થતાં મે તેની પુનર્ભૂ પત્ની અથવા રખાયત તરીકે તેના અત પુરમા રહેવાની ઇચ્છા દર્શાવી હતી મારો જો કાંઇ પણ અપરાધ હોય તો એ જ હતો " આત્મિકાએ પોતાના ઉત્તરમાં પોતાની હત્યાનું કારણ પણ દર્શાવી દીધુ, માત્ર એટલું જ નહિ, પણ પોતાની હત્યાના સાદ્યત વૃત્તાન્તને વર્ણવવાના ઉદ્દેશથી તે આગળ વધીને કહેવા લાગી કે "મીનાક્ષી અને જયન્તી, મારી હત્યાના વૃત્તાન્તને સાંભળવાથી તમને બહુ વિષયો એવા જાણવા યોગ્ય મળી આવશે કે જો તે વિષયોના સારને અનુસરીને તમો પોતાના વર્તનને શુદ્ધ રાખવાની અને જો પ્રમાદ થયો હોય તો તે પ્રમાદને સુધારવાની ચેષ્ટા કરશો, તો તમને તેથી બહુજ સારો લાભ થવાની અને તમારા આ લોક તથા પરલોક સુધરી જવાની સભાવના છે, એવી મારી માન્યતા

હોવાથી હું મારો વૃત્તાન્ત તમને સભળાવવા ઇચ્છુ છુ પણ જો તે સાંભળવાની તમારી ઇચ્છા હોય તો, બળાત્કારે નહિ ”

“ તમારા વૃત્તાન્તને સાભળવાની અમારી સપૂર્ણ ઇચ્છા છે અને અમો તે હર્ષપૂર્વક સાં ભળીશુ ” મે તે આત્મિકાના વૃત્તાન્તને સાંભળવાની ઇચ્છા દર્શાવી

આત્મિકાએ કહ્યુ કે “ નહિ, મારો વૃત્તાન્ત તમારે હર્ષપૂર્વક સાંભળવાનો નથી, કિન્તુ વિષાદ તથા શોકયુક્ત અનુકપાપૂર્વક જ સાંભળવાનો છે, કારણ કે, મારો વૃત્તાન્ત તે એક પાપી પસીની પાપ કથા છે, સતીની ધર્મ કથા નથી અસ્તુ ત્યારે હવે હું મારા વૃત્તાન્તને વર્ણવવા પૂર્વે એક અન્ય વિષયના પ્રતિપાદનનો કિંચિત્ પ્રયત્ન કરીશ અને ત્યાર પછી મારી પોતાની કથાના વિષયપર આવીશ ” આ પ્રમાણે બોલીને તે આત્મિકા જયન્તીને સબોધીને કહેવા લાગી કે ‘ અયિ જયન્તી, આ જનશુન્ય પ્રતાલપુરમાં અથવા તો પ્રતાલપુરના અવશેષોમાં કાળા મા થાના મનુષ્યની ભયકર બુદ્ધિએ જો કે કૃત્રિમતાથી અહીં ભૂતાવળ હોવાનો લોકોને ભાસ કરાવ્યો છે અને અદ્યાપિ એવો ભાસ તે વિકૃત માનવ બુદ્ધિ કરાવતી રહી છે, પરતુ એથી તારે એમ માની લેવાનુ નથી કે આ વિશ્વમાં ડાકિની, પિશાચ અને એવીજ અન્ય પ્રેત યોનિઓનું અસ્તિત્વ છે જ નહિ અને ભૂત પ્રેતોની વાર્તાઓ ટાઢા પોરનાં ગપ્પાષ્ટકો જ છે જો કે આ વિષયમાં અત્યારે સત્ય કરતા અતિશયોક્તિ અત્યત વિશેષ પરિમાણમાં દષ્ટિગોચર થયા કરે છે, છતાં એથી સત્યનો લોપ થઇ શકે તેમ નથી આજથી દશ વર્ષ પૂર્વે મારા જીવનકાળમાં મારા પોતાના મનમા પણ પ્રાય સર્વદા એવો પ્રશ્ન થયા કરતો હતો કે મરણને શરણ થયા પછી મનુષ્ય ક્યા જાય છે અને દેહને ત્યાગ્યા પછી પણ મનુષ્યનુ કોઈ પણ સ્વરૂપમાં અસ્તિત્વ હોય છે કેમ ? પરંતુ મારા આ પ્રશ્નનું મારા હૃદય પાસેથી મને સમાધાનકારક ઉત્તર મળી શક્યુ નહોતું મારી માન્યતા અનુસાર આ પૃથ્વીનું એક દશ્ય સૂતિકાગૃહ હતું અને દ્વિતીય દશ્ય સ્મશાન હતું, કિન્તુ સ્મશાન અથવા સમાધિ મદિરના સીમાથી આગળ વધીને પણ માનવ જીવનનુ કોઇ અવસ્થાન્તર થાય છે કે નહિ, એ વિષયના વિચાર તથા નિર્ણયનો અવસર મને મળી શકેલો નહોતો, કારણ કે, તે સમયમા મારુ હૃદય તથા મન પ્રત્યક્ષવાદની સહસ્રાવધિ વાર્તાઓથી આકંઠ ભરેલુ હતું. પ્રત્યક્ષ વાદીઓનો એવો સિદ્ધાન્ત છે કે જો કોઇ પણ અમરતા હોય તો તે કેવળ ઐહિક અમરતા જ છે અને તે વિના મનુષ્યની અન્ય કોઇ પણ પ્રકારની અમરતા કિવા અવિનશ્વર જીવનપ્રાપ્તિ માત્ર કલ્પના જન્ય સામ્રાજ્ય વિના અન્ય કાંઇ પણ નથી. પરતુ મારૂં મરણ થયા પછી જ્યારે મને પોતાને જ આ પ્રેતયોનિની પ્રાપ્તિ થઈ તે વેળાયે ‘ આપ મુઆ વિના સ્વર્ગમાં ન જવાય ’ એ સાધારણ લોકોક્તિનો મને સાક્ષાત્કાર થયો અને મારા જાણવામાં આવી ગયુ કે, મરણ પછી પણ પ્રેતયોનિ અને એવાં જ અન્ય સ્વરૂપોમાં મનુષ્ય અસ્તિત્વ ધરાવે છે અને તેના એ મરણપશ્ચાત્ અસ્તિત્વના ઉત્તમ કિવા અધમ સ્વરૂપનો આધાર તેની મરણવેળાની અત્યત દઢ થયેલી આંતરિક વાસના કિંવા ભાવનાપર જ રહેલો હોય છે જે વેળાયે જોરાવરે નિર્દયતાપૂર્વક મારી હત્યા કરાવી હતી તે વેળાયે મારા અત'કરણમાં પ્રતિહિંસાની સિદ્ધિ માટે જ મારૂં અસ્તિત્વ મરણ પછી પણ આ સ્વરૂપમાં અવિચળ રહ્યું છે અને જ્યાં સુધી મારા હસ્તથી નરપિશાચ જોરાવર તથા મારી હત્યાના કાર્યમાં તેના સહાયક થયેલા તેના અનુચરોના જીવનદીપકોનુ મારા હસ્તથી નિર્વાણ નહિ થાય, ત્યા સુધી મારા પ્રેતાવતારનો કદાપિ અત થવા નો નથી હવે હુ મારો વૃત્તાંત સભળાવીશ ” આમ કહીને તે આત્મિકાએ પોતાના વૃત્તાન્તનો નીચે પ્રમાણે આરભ કર્યો —

“ રોહડિયા ગામમા એક કુલીન રાજપૂત કુટુંબમાં મારો જન્મ થયો હતો અને મારૂં નામ મંગળાદેવી રાખવામાં આવ્યું હતુ મારો જન્મ થયો તે વેળાયે મારા પિતાની સ્થિતિ સારી હોવાથી અને હું વિવાહયોગ્ય અવસ્થામાં આવી તે વેળાયે પણ તેવી જ સારી સ્થિતિ રહેવી

ગૃહ કાર્યો હું આગળ કરતાં પણ અધિક દક્ષતા તથા પ્રીતિપૂર્વક કરવા લાગી અને તેમાં પણ જોરાવરની પોતાની પ્રકૃતિને એટલી સારી રીતે જાળવવા લાગી કે મારી તે સેવાઓની પ્રશંસા કરતાં જોરાવરનો કંઠ સુકાઈ જવા લાગ્યો, મારા જેવી તરુણી, સુંદરી સ્નેહશીલા અને કાર્યકુશલા રમણીના પ્રેમોપભોગથી જોરાવર પોતાને ધન્ય તથા પરમ સુખી માનવા લાગ્યો અને મારા પ્રતિ અતિશય આદર દર્શાવીને મને સુખમાં તલ્લીન રાખવામાટેની તેણે સર્વ વ્યવસ્થા કરી દીધી

" આવી સ્થિતિમાં લગભગ એક વર્ષ જેટલો કાળ જળના પ્રવાહ પ્રમાણે વહી ગયો, પરંતુ જેવી રીતે જ સમુદ્રમાં પ્રથમ ભરતી આવે છે અને ત્યાર પછી ઓટ પણ આવી જાય છે, તેવી જ રીતે મનુષ્યના જીવનમાં પણ સુખની ભરતી તથા ઓટ અનુક્રમે આવ્યા કરે છે, કોઈ પણ મનુષ્યનું જીવન નિરંતર અખંડ સુખમય કિંવા અખંડ દુઃખમય રહી શકતું જ નથી, એ નિયમ અનુસાર મારા એ માની લીધેલા સુખની ભરતીનો સમય પૂરો થતાં ઓટનો સમય આવી લાગ્યો, કારણ કે, મારા પાપનો ઘટ ભરાઈ ગયો અને હું ગર્ભવતી થઈ ગઈ મારી સગર્ભા અવસ્થાને જોઈને જોરાવરના જનાનખાનાની બાઈઓ તેમજ ગોલીઓ પોતપોતામાં કાનાફુસી કરવા લાગી, માત્ર એટલું જ નહિ, પણ આ વાર્તા ગામમાં પણ ચર્ચાવા લાગી મારા ઉદરમાંનો ગર્ભ જ્યારે ચાર માસનો થયો તે વેળાયે મેં જોરાવરને નમ્રતાપૂર્વક જણાવ્યું કે 'આટલા દિવસ તો આપણી પ્રેમચેષ્ટા ગુપ્ત રહી છે, પણ હવે તેના પ્રકાશનો સમય પાસે આવી લાગ્યો છે, કારણ કે, હું ગર્ભવતી છું અને એ વિશેની ઘરમાં તેમજ બહાર ચર્ચા પણ થવા લાગી છે, એ તો આપ પણ જાણી ચૂક્યા હશો એટલે હવે આપનાં ચરણોમાં મારી એજ પ્રાર્થના છે કે મરાઠિયામાં બે પાંચ બાયડીઓ કરવાનો સાધારણ રિવાજ હોવાથી મને પણ આપ નાતરૂં કરીને આપના ઘરમાં કાયદાસર બેસાડી લ્યો અને મારી નિન્દાને આટલેથી જ અટકાવી દો.' મારી આ પ્રાર્થનાના ઉત્તરમાં જોરાવરે જણાવ્યું કે 'મંગળા, તું અત્યારે ગર્ભવતી હોવાથી જો હમણાં જ હું તને તારી સાથે નાતરૂં કરીને મારા ઘરમાં બેસાડીશ તો તારી સાથે મેં વ્યભિચાર કર્યો છે એ સિદ્ધ થઈ જશે અને તેથી સમાજમાં મારી જે પ્રતિષ્ઠા છે તે ચાલી જશે, એટલામાટે મારો એવો વિચાર છે કે તને હું મારા બે વિશ્વાસપાત્ર અનુચરો સાથે એક ગુપ્ત સ્થાનમાં મોકલીશ, ત્યાં તારી પ્રસૂતિની સર્વ વ્યવસ્થા મારા અનુચરો કરી આપશે અને બાળક જ્યારે ત્રણ ચાર મહિનાનું થશે ત્યારે તે બાળકને ઉછેરવાની અન્યત્ર વ્યવસ્થા કરીને તને તેઓ પાછી અહીં લઈ આવશે તું જ્યારે પાછી આવીશ ત્યારે હું તને કાયદાસર મારી બાયડી કરીને ઘરમાં બેસાડીશ તું તીર્થયાત્રામાટે જાય છે એવી વાત અહીં ફેલાવીશું એટલે કોઈના મનમાં તારા વિશે કે મારા વિશે વધારે કાંઈ પણ શંકા આવશે નહિ." સંસારમાં ચાલતા છળપ્રપંચો તથા કૌટિલ્ય આદિથી હું સર્વથા અજ્ઞ અને ભોળી હોવાથી જોરાવરના એ પ્રસ્તાવને મેં આનન્દથી સ્વીકારી લીધો અને જોરાવરે બીજે જ દિવસે મને પોતાના વિશ્વાસપાત્ર બે અનુચરો અને વાઘી નામની મેરાણી કે જેને તમો બન્ને સારી રીતે જાણો છો તેની સાથે આ પ્રતાપપુર નામના ભયંકર ગુપ્ત સ્થાનમાં મોકલી દીધી અને રાત્રિના સમયમાં અંધકારમાં જ રેઢડિયા ગામમાંથી એ ત્રિપુટી સાથે જોરાવરે વિદાય કરેલી હોવાથી મારા પ્રયાણની ઘટના ગામમાંના કોઈ પણ માણસના જાણવામાં નહોતી એટલે મારા પ્રયાણનું કારણ પોતાની કૃત્રિમ પ્રતિષ્ઠાને જાળવવામાટે જોરાવરે એમ જણાવ્યું કે 'મંગળા આવી દુષ્ટા અને વ્યભિચારિણી હશે, એવી મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. એતો જ્યારે તે ગર્ભવતી થઈ ત્યારે જ તેના પાપકર્મનો ભેદ મારા જાણવામાં આવ્યો તેણે મારા એક અનુચર સાથે વ્યભિચાર કર્યો હતો અને તેના ।। તેને ગર્ભ રહ્યો હતો એટલે મેં તેમને ગઈ કાલે રાતે મારા ઘરમાંથી કાઢી મૂક્યાં હતાં અત્યારે મારા સાંભળવામાં આવ્યું છે કે તે રાંડ લોકલજ્જાના ભયથી પોતાના તે યારને લઈને રાતોરાત ક્યાંક નાસી ગઈ છે।' લોકોએ આ વાર્તાને સત્ય માની લીધી અને જોરાવરનું પાપ દબાઈ ગયું [અપૂર્ણ.]

# प्रासंगिक–नोंध.

મનુષ્યને હમેશાં આગળ અને આગળ વધવાની ઇચ્છા થયાં કરે છે. તે જે સ્થિતિમાં હોય છે તેથી કંઇક ઉંચી સ્થિતિને પ્રાપ્ત કરવાની તેને ઇચ્છા થયાં કરે છે. અને તે સ્થિતિને પ્રાપ્ત કરવાને માટે તે હમેશાં પ્રયત્ન કર્યાં કરે છે આમ ઇચ્છા થવાનું શું કારણ તેનો તમે કદી વિચાર કર્યો છે ? એ વિચાર જો તમે ન કર્યો હોય તો તે કરવા આજે યત્ન કરો. હાલ આપણે આપણને જેવા–મનુષ્ય તરીકે માનીએ છીએ તેવા આપણે નથી, અને તેથીજ ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવાની આપણે અભિલાષા રાખીએ છીએ ઉત્તરોત્તર ઉચ્ચ થવાની અભિલાષા રાખવી એ આપણને આપણા સ્વરૂપ પ્રતિ લઇ જનાર છે. જ્યાં સુધી આપણા સ્વરૂપનું આપણને ભાન થતું નથી ત્યાં સુધી આ ઇચ્છા થયાંજ કરે છે

શરીર ઉપર જ્યાં સુધી મેલ હોય છે ત્યાં સુધી જેમ આપણને ચેન પડતું નથી અને ખુજલી આવ્યાં કરે છે, જેથી શરીર સ્વચ્છ કરવાનું મન થયાં કરે છે, અને જ્યારે શરીર સ્વચ્છ કરી મેલ કાઢી નાખી ચામડીને તેના અસલ સ્વરૂપમાં કરીએ છીએ ત્યારેજ શાંતિનું ભાન થાય છે, તેવીજ રીતે મનુષ્યને પણ જ્યાં સુધી પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન થતું નથી ત્યાંસુધી તેની પ્રાપ્તિને માટે તે નિરંતર ઉચ્ચાભિલાષા રાખ્યાંજ કરે છે, અને પોતાને યોગ્ય જણાય તે માર્ગે પોતાને પ્રાપ્ત સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં જવાને માટે પ્રયત્ન કર્યાં કરે છે મનુષ્યે પોતાની સ્થિતિને પલટવાના અનેક માર્ગો પસંદ કરેલા હોય છે ઘણા કોઇનું અનુકરણ કરી તેઓએ જે માર્ગે પોતાની ઉન્નતિ કરી હોય છે તે માર્ગનું અવલંબન કરે છે, ઘણા કાંઇ વાંચી તે માર્ગે ઉન્નતિ કરવા મથે છે, અને ઘણા કોઇનું સાંભળી તે માર્ગે પોતાની ઉચ્ચ સ્થિતિ કરવાને મથ્યા રહે છે વસ્તુત દરેકનું લક્ષસ્થાન સુખ પ્રાપ્ત કરવાનું હોય છે પણ માર્ગો જુદા જુદા હોય છે. સુખ એ એવું છે કે જેને પ્રાપ્ત કરવાને માટે દરેક માણસ પ્રયત્ન કર્યાંજ કરે છે

ઘણા મનુષ્યો પોતાને ધન પ્રાપ્ત થવાથી સુખ મળશે એમ માનીને તે પ્રાપ્ત કરવા રાત દિવસ યત્ન કર્યાં કરે છે, ઘણાઓ સ્ત્રીપુત્રાદિ સંસારના વિવિધ ભોગો ભોગવવાથી સુખ મળશે એમ માનીને તે મેળવવા યત્ન કરે છે અને તેવીજ રીતે જેને જે મળવાથી સુખ મળશે એમ જણાતું હોય તે મેળવવાને માટે પ્રયત્ન કર્યાં કરે છે આપણે જગતના મનુષ્યો પ્રતિ દૃષ્ટિ નાખી જોઇશું તો દિવસના બારે કલાક, અને ઘણા રાત્રિએ પણ પોતે માની લીધેલી સુખની વસ્તુ મેળવવા યત્ન કર્યાં કરે છે. જો કે સુખ મેળવવા તો ઘણા પ્રયત્ન કરે છે અને એક વખત જે વસ્તુ મેળવવાની ઇચ્છા કરી હોય તે વસ્તુ મળે છે પણ ખરી છતાં તેઓ તેથી સંતોષ ન માનતાં વળી બીજી કોઇ વસ્તુને પોતાના સુખના સાધન રૂપે ગણી મેળવવાને યત્ન કર્યાં કરે છે આમ જીંદગીનો તમામ સમય તે સુખ મેળવવાને માટે પ્રયત્નશીલ રહ્યાં કરે છે છતાં ઘણી વાર તેનો આખી જીંદગીનો પ્રયત્ન નકામો જાય છે અને તેને તેની ધારેલી વસ્તુ મળેલી હોતી નથી તેમજ વસ્તુમાં પોતાની સુખબુદ્ધિ સ્થાપીને તે વસ્તુ પ્રાપ્ત કરવા મથે છે, તે વસ્તુ મળતાં તેને કાંઇક આનંદનું ભાન થાય છે તે પછી થોડી ક્ષણ પછી તે વસ્તુ તેને નિરાશા ઉપજાવનારી લાગે છે અને તેના પ્રતિ પોતે સ્થાપેલી સુખબુદ્ધિ નષ્ટ થઇ કોઇ જુદીજ વસ્તુ પ્રતિ તે પોતાની સુખબુદ્ધિ સ્થાપી તે વસ્તુ મેળવવા યત્ન કરે છે આમ વારંવાર પોતે માની લીધેલી સુખની વસ્તુ મળવા છતાં પણ તેને સુખ ન પ્રાપ્ત થવાનું એકજ કારણ છે, તે એ કે તેને તે વસ્તુ મળવાથી યથાર્થ સુખ મળતું નથી. જેમ ચામડી ઉપરનો પૂરેપૂરો મેલ જાય નહિ અને ઉપર

ઉપરથી મેલ જતાં સંતોષ થાય નહિ, તેમ મનુષ્યને પણ તેના મૂળસ્વરુપ ઉપરના મેલનો થર જાય નહિ અને તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય નહિ ત્યાં સુધી તેને ગમે તે વસ્તુ મળે તો પણ ચેન પડવાનું જ નહિ તેણે જે વસ્તુમાં સુખબુદ્ધિ સ્થાપી હોય છે તે વસ્તુ તેના સ્વરૂપનું જ્ઞાન કરાવવાના માર્ગરૂપ કદાચ હોય છે અને તેથી તે વસ્તુને મેળવવાની તેને ઇચ્છા થાય છે, પણ તે વસ્તુ મળે છે છતાં તેને યથાર્થ શાંતિ કે સુખનું ભાન થતું નથી એટલે તે વળી બીજી વસ્તુ મેળવવા મથે છે અમે તે ત્યાં સુધી કે જન્મોના જન્મો સુધી આમ પ્રયત્ન કર્યાજ કરે છે પણ તેને જ્યારે પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારેજ યથાર્થ શાંતિ, યથાર્થ સુખ, અમોઘ આનંદ અને ચિરસ્થાયી સંતોષ થાય છે.

મનુષ્યો પ્રતિ દૃષ્ટિ નાંખીશું તો આજે પોતાના સ્વરૂપને શોધવાના માર્ગપ્રતિ પ્રયાણ કરતા ઘણાજ થોડા જોવામાં આવશે દિવસના ચોવીસે કલાક વેપાર—નોકરી કે ગમે તે ધંધા કરવામાં જીવા મશગુલ રહે છે તેવા પોતાના મૂળ સ્વરૂપની શોધ કરતા જોવામાં આવતા નથી. અને તેથીજ તેમને તેમના ધંધારોજગારમાં લાખો અને કરોડો રૂપિયા મળવા છતાં પણ હમેશાં નિરાશા જ રહ્યાં કરે છે તેમની આ નિરાશી તો જ્યારે તેમને તેમના આત્મસ્વરૂપનું જ્ઞાન થાય ત્યારેજ ટળે તેમ છે. તેમને તેમના આત્મસ્વરૂપનું—તેમના વસ્તુત સ્વરૂપનું જ્યારે જ્ઞાન થાય છે ત્યારે તેમને નિરાશા આપનાર કે દુઃખ આપનાર એવી કોઈ વસ્તુ રહેતી જ નથી

જેમ નાટકના ખેલમાં રાજા બનેલા નૃપતિને તેનું રાજ્ય જતાં કલ્પાંત થતું નથી, થીએટર ઉપર રાજાની રાણીનો વેશ ભજવનાર એકટર પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાનો એકનો એક ત્રીસ વર્ષનો જુવાન પુત્ર મરી જતાં જુવે તોપણ તેને કાંઇ લાગતું નથી. તેમ જેઓને પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન થયું હોય છે તેઓ આ સંસારમાં પોતાને નાટકના ખેલમાં ઉતરેલા એકટર તરીકે માનતા હોવાથી ગમે તેવી નિરાશા, ભય કે દુઃખ ઉપજાવનાર પ્રસંગો પ્રાપ્ત થવા છતાં, તેમને જરા પણ ખેદ કે કલેશ થતો નથી કારણ કે તેઓએ પોતાના મૂળસ્વરૂપને ઓળખ્યું હોય છે તેઓ એમ ધારે છે કે આ સંસારમાં આવા તો સેંકડો અને હજારો અવતારો આપણા થઇ ગયેલા છે ઘણીએવાર અનેક જન્મોમાં એકનો એક પુત્ર પણ મરી ગયો હશે, રાજપાટ પણ જતાં રહ્યાં હશે, અનેક દૃશ્ય પદાર્થોથી વિમુખ થયા હોઇશું. છતાં આપણે તો જે હતા તેના તેજ આજે છીએ જેમ નાટકનો એકટર માને છે કે " હું યથાર્થ રાજા નથી, આ પુત્ર, રાણી કોઇ ખરી રીતે મારૂં નથી, પણ તે તો માત્ર આ પ્રેક્ષકોના મનરંજન કરવા માટે વેશધારી જુદા જુદા મનુષ્યો છે અને તેમની સાથે મારો કાંઇ અંગત સબંધ નથી મારૂં યથાર્થ સ્વરૂપ તો જુદું છે અને આ તો માત્ર પ્રેક્ષકોને બતાવવાના જુદા જુદા વેષ છે, તેવીજ રીતે જે માણસને પોતાના મૂળસ્વરૂપનું જ્ઞાન થયું હોય છે તેઓ એવું માનનારા હોય છે કે આ જગત, આ પુત્ર, સ્ત્રી, વૈભવ સર્વ મિથ્યા છે તેમની સાથે માત્ર આ જન્મપુરતોજ સબંધ છે તે કાંઇ મૂળસ્વરૂપને બાધક નથી તેમનો મારા મૂળસ્વરૂપ સાથે જે સબંધ છે તે તેમના જડ શરીરનો અંત થવાથી નાશ થતો નથી તમામ વસ્તુનું રૂપાંતર થયાંજ કરે છે તેવી રીતે કદાચ કોઇ વસ્તુનો નાશ થાય તો તેમાં પણ તેની ઉન્નતિનો હેતુ હોવો જોઇએ તેની ઉન્નતિ આ શરીરમાં થવાનો સંભવ ન હોય અને કદાચ કોઇ યોગ્ય શરીરને મેળવી તેમાં તેની ઉન્નતિ થઇ શકવાની હોય, તેથી આ વર્તમાન શરીરનો નાશ થાય તો તેથી શા માટે ખેદ માનવો ? આમ જે માણસોને પોતાના મૂળસ્વરૂપનું જ્ઞાન થયું હોય છે તેઓ માને છે અને તેથી તેમને આવા દુઃખદ પ્રસંગો કાંઇ પણ દુઃખ કે કલેશ આપી શકતા નથી. અને તેથીજ તે પોતાની શાંતિમાં અને સુખમાં હમેશાં સ્થિર રહી શકે છે

મનુષ્ય માત્રે આ પ્રમાણે પોતાના મૂળસ્વરૂપને પ્રાપ્ત કરવા માટે હમેશાં યત્ન કરતા જ રહેવું જોઇએ. જો તેને ભયમાંથી, નિરાશામાંથી, કલેશમાંથી અને દુઃખમાંથી મુક્ત થવું જ હોય તો પોતાના મૂળસ્વરૂપને શોધી કહાડ્યા વગર છૂટકોજ નથી અને તે જ્યારે પોતાના મૂળસ્વરૂપ ઉપર જામી ગયેલો ઘણા જન્મનો અજ્ઞાનરૂપી કચરો કહાડી ધોઇ સાફ કરે છે, ત્યારે જ તેને તેના ખરા દિવ્ય સ્વરૂપનું જ્ઞાન થાય છે. અને જ્યારે પોતાના મૂળસ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારે જ તેને યથાર્થ શાંતિ, ખરૂં સુખ, અને ખરો આનંદ મળે છે કે જે ચિરકાળ પોતાની પાસે કાયમ રહે છે જેમાંથી ભ્રષ્ટ થવાને પછી તેને આ વિશ્વમાંના દૃશ્ય પદાર્થો શક્તિમાન થતા નથી

મનુષ્ય પોતે પોતાના મૂળસ્વરૂપને પ્રાપ્ત કરવા યત્ન નથી કરતો તો પછી તેનું સ્વરૂપ જ તેને હમેશાં પોતાના પ્રતિ આવી અખંડ સુખની પ્રાપ્તિ કરવા તેને પ્રેરણા કર્યાં કરે છે, અને જેથી જાણે કે અજાણે તેનામાં પોતાની પ્રાપ્ત સ્થિતિને બદલી ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવાની હમેશા ઇચ્છા રહ્યાં જ કરે છે. અને તેજ કારણથી આજે આપણે જગત પ્રતિ જોઇશું તો મનુષ્યો રાત દિવસ સુખ મેળવવા યત્નશીલ રહ્યા કરે છે.

જે વસ્તુને આપણે સુખ મેળવી આપનાર માની હોય છે તે વસ્તુ મળવામાં જરા વિલંબ થતાં માણસ આકુળ વ્યાકુળ થઇ જાય છે પણ તેથી આકુળ વ્યાકુળ થવાની જરૂર નથી. ધૈર્ય રાખી પોતાના નિશ્ચયથી ન ડગવાથી તે વસ્તુ આપણા પ્રતિ આવ્યા સિવાય રહેવાની જ નહિ. જેમ મનુષ્યે ધનને મેળવી સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખી હોય છે, તેમ ઘણા સંસ્કારી મનુષ્યોને પોતાના મૂળસ્વરૂપને પ્રાપ્ત કરવાની પણ ઇચ્છા રહ્યાંજ કરે છે, અને પોતાના સ્વરૂપને મેળવી શકાય તેવા ઉપાયો બતાવનાર વસ્તુ પ્રતિ પણ મમતા રહ્યાં કરે છે. આ વસ્તુ મળવામાં વિલંબ થતાં તમને ચેન પડતું નથી અને તેથી તેઓ ઘણીવાર આકુળવ્યાકુળ પણ બની જાય છે

વાચકો! ભાગ્યોદયને વાંચવાની આપને જે ઇચ્છા થઇ, તેના ગ્રાહકમાં કાયમ રહેવાની જે ઇચ્છા રહ્યા કરે તે કાંઇ નાની સુની વાત નથી. જેઓ આ સંસારના પદાર્થોમાં રચી પચી રહેનારા છે, ધન, સ્ત્રી અને પુત્રાદિવૈભવોમાં મશગુલ રહી તે મેળવવાને માટે ચોવીસે કલાક પોતાના શરીરના બળને ઘસરી નાખનારા છે, જેમને આત્મા શું, આત્મસ્વરૂપ શું, તે કેવી રીતે પ્રાપ્ત થાય? તેનું જ્ઞાન હોતું નથી કે તે મેળવવાની ઇચ્છા પણ થતી નથી, તેઓને ભાગ્યોદયના ગ્રાહક રહેવું કે ભાગ્યોદય વાંચવું પણ ગમતું નથી કારણ કે તેમનો ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવાનો અધિકાર હજુ આવેલો હોતો નથી અને તેથીજ આત્મસ્વરૂપનું" જ્ઞાન અર્પનાર માર્ગને બતાવનાર ભાગ્યોદય પ્રતિ તેને પ્રીતિ ઉત્પન્ન થતી નથી આપને ભાગ્યોદય વિલંબે મળવાથી, જે વિકળતા થાય છે, તે થવીજ જોઇએ સુખ આપનારી વસ્તુ વખતસર ન મળે ત્યારે જ વિકળતા થાય છે, તેમ આપે આપનો અધિકાર ઉચ્ચ હોવાથી ઇશ્વરને સુખ આપનાર માનેલા હોય છે. તમારા મૂળ સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી અખંડ શાંતિ, સુખ અને આનંદ મેળવવાની તમને તિવ્ર ઇચ્છા પ્રકટેલી છે, અને તે માર્ગને દર્શાવનાર ભાગ્યોદય દર માસે જે ૧ લી થી ૫ મી તારીખે મળતું તે વખતસર ન મળતાં જ્યારે પંદર વીસ દિવસ કે મહિનો થઇ જાય ત્યારે આપને તે મેળવવાની ઇચ્છા-તિવ્ર ઇચ્છા થાય તે આપના અધિકારની ઉચ્ચતા દર્શાવી આપે છે, અને તેથી જ કેટલાક મહિનાથી ભાગ્યોદયને નિયમસર નીકળવામાં જે વિલંબ થાય છે તેને માટે આપનામાંથી ઘણા ગ્રાહક બધુંઓએ અમને ઠપકો આપનારા બે-ત્રણ-ચાર અને તેથી વધુ વખત પણ પત્રો લખેલા છે તેમને માટે અમે દુઃખ માનતા નથી, પણ તેમની ભાગ્યોદય પ્રતિની મમતા જોઇ

આનંદ થાય છે. આ પ્રકારની જે મમતા ઉત્પન્ન થવી તે તેમના અધિકારનું ઉચ્ચપણું દર્શાવે છે. અમે આ બધા બંધુઓનું સમાધાન કરી શકયા નથી. ઘણા અમારા પત્રની રાહ જોતા રહ્યા છે પણ અમે દરેકને ઉત્તર પણ વાળી શકયા નથી. ભાગ્યોદયના હજારો ગ્રાહકોના હજારો પત્રો અંક વિલંબે મળવા ના આવે અને તે દરેકને જુદા જુદા પત્રો લખવાનું કાર્ય કરીએ તો તેને પહોંચી વળાય તેમ ન હતું અને તેથી જ તેમને જુદા જુદા પત્રો અમે લખી શકયા નથી અંકને વિલંબ થવાનું કારણ તેમણે અકટોબર—નવેંબરના અંકમાં વાંચ્યું હશે જ, અને તેથી અમે ધારીએ છીએ, કે તેમને સંતોષ થયો હશે.

તંત્રીની માંદગીના કારણથી અંકો વિલંબે નીકળ્યા, તે ઉપરાંત અપ્રમાણિક કારકુનોએ તંત્રીની ગેરહાજરીનો લાભ લઇ ગ્રાહકોનાં લીસ્ટ લખવામાં બે કાળજી રાખવાથી ટપાલનો બરોબર નીકાલ ન કરવાથી અને સરનામાં બદલવાના પત્રો ઉપર ધ્યાન ન આપવા વિગેરે અનેક કારણો ઉપસ્થિત થવાથી કેટલીક અવ્યવસ્થા થઇ ગઇ અને કેટલાક ગ્રાહકોને સપ્ટેંબર પછી અંકો ન મળવાની ઘણી બુમ આવી. આમ છતાં પણ ઉચ્ચ અધિકાર વાળા ગ્રાહકબંધુઓ શાંત રહ્યા, ધૈર્ય રાખ્યું અને સર્વ સહન કર્યું. આ સર્વ અમારા જાણવામાં હાલમાં આવ્યું છે તેથી હવે બરોબર વ્યવસ્થા રાખવા માટે પ્રમાણિક માણસોની ગોઠવણ કરી છે, અને ઇશ્વરેચ્છા તો ગ્રાહકોને હમેશાં સંતોષ જ રહેશે આ અંક મળ્યા પછી પોતાને જે અંકો ન મળ્યા હોય તે લખી જણાવવાથી અમો મોકલી આપીશું સરનામું બદલવા ઇચ્છનારે પોતાના રેપર ઉપર લખેલો અમારા ગ્રાહકનો નંબર લખી મોકલવા જેથી તરત સરનામું સુધરી શકશે, નહિ તો વિલંબ થવાનો સંભવ છે હજુ પણ તંત્રીને લેખ લખવા વિગેરેના માનસિક મહેનતનાં કાર્યો ન કરવાની ડૉકટરની સલાહ હોવાથી ભાગ્યોદયમાં તંત્રીના લેખો નહિ જોવા આવે છે, માત્ર ગ્રાહકોને સંતોષ આપવા માટે જ એક બે નાના લેખો આપવા યત્ન કર્યો છે. ઇશ્વરેચ્છા તો હવે પછી તે પ્રથમ કરતાં પણ ઉત્તમ લેખો લખી શકશે અને પોતાના વાચક બંધુઓને સંતોષ આપશે

બે માસ પછી ભાગ્યોદયનું સાતમું વર્ષ પુરૂં થઇ તેનો આઠમા વર્ષમાં પ્રવેશ થશે, અને આઠમા વર્ષમાં ભેટ તરીકે "સુખી ગૃહસંસાર" નામનું અતિ ઉત્તમ આધ્યાત્મજ્ઞાનથી ભરપુર પુસ્તક કે જેમાં ગૃહસ્થાશ્રમમાં રહી અનેક પ્રકારના સુખ આપનારા પદાર્થો શી રીતે પ્રાપ્ત કરવા, ગૃહકારભાર શી રીતે સુખ આપે તેમ ચલાવવો, સ્ત્રીઓ આનંદી, સુશીલ અને પોતાનો ભાર પોતે ઉચકી પતિને આનંદ શી રીતે આપી શકે, સ્વર્ગના જેવીજ સુખી જીંદગી મનુષ્ય આ વ્યવહારમાં શી રીતે ગાળી શકે વિગેરે અનેક વિષયો સરળ, રસીક અને જ્ઞાનમય ભાષામાં એક સ્ત્રીપુરુષની આત્મકથારૂપે વર્ણવવામાં આવ્યા છે પુસ્તક લગભગ ૨૦૦ પાનાનું થશે છૂટક કીમત રૂ ૨—છે. છતાં આઠમા વર્ષમાં ગ્રાહક રહેનારને તે મફત મળશે. અને તેની ગ્રાહકો પુરતીજ નકલો છપાવવાની હોવાથી નવીન ગ્રાહકોએ પોતાનાં નામ સત્વર નોંધાવવા. ફેબ્રુઆરીનો ૧૨ મો અંક બીડયા પછી આ ભેટનું પુસ્તક લવાજમ માટે વી પી. કરીને મોકલવામાં આવશે આશા છે કે દરેક ગ્રાહક એક બે ગ્રાહકો વધારી આપી અમારા આ સાહસને ઉત્તેજન આપશે. અને પોતાને મળતો ઉત્તમ વાંચનનો લાભ અન્ય સજ્જનોને પણ આપવા યત્ન કરશે.